# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩-અંક ૧] અમદાવાદ [ઑકટોબર, ૧૯૪૧

## રેંટિયાની તાકાત

જેમ જેમ હું વિચારું છું, તેમ તેમ રેંટિયાને હું ગરીબોના તારણહાર તરીકે જોઉં છું. એની ખૂબી એવી છે કે, કેવળ સ્ત્રીઓ અને બાર વર્ષની અંદરનાં બાળકો-બાળાઓ પોતાનો થોડો વખત રોજ ખાદી-ઉદ્યોગને આપે, તો હિંદુસ્તાનને જોઈએ તેટલું કાપડ ઘેર બેઠાં મળી રહે. અમદાવાદમાં જ નાના પાયા ઉપર આ પ્રયોગ રીતસર કરાય તો મારા વચનનું પ્રત્યક્ષ પ્રમાણ મળી રહે એવી મને ખાતરી છે.

સેવાગ્રામ, ૮-૯-'૪૧ મો. ક. ગાંધી

## ગાંધીજીના જીવનનો સંદેશ

સત્યપરાયણતા, હિંમત અને વ્યવહારદક્ષતા એ ગાંધીજીને જન્મથી સ્વભાવસિદ્ધ હતાં. કુટુંબના ધાર્મિક વાતાવરણે એને પોષ્યાં. એમાંથી સત્યનું જ્ઞાન અને મોક્ષ મેળવવાની ઇચ્છા એમના દિલમાં ઊઠી. માતા પાસેથી મળેલા તપ અને સંયમના સંસ્કારોએ એ ઇચ્છાની સિદ્ધિનો સાધનમાર્ગ નક્કી કરાવ્યો. શિક્ષણ અને વિચારથી, આ ઇચ્છાની સિદ્ધિના ક્ષેત્રની એમને દૃષ્ટિ મળી. આ સ્વભાવ, આ સંસ્કાર, અને આ દૃષ્ટિમાંથી જે આદર્શ પેદા થયો, તે એમના જીવનનું વ્યાવહારિક ધ્યેય બન્યો. એ ધ્યેયને, ગાંધીજીના જીવનનો અમલમાં લાવવા લાયક સંદેશ માનવો જોઈએ.

આ વ્યાવહારિક ધ્યેય તે કયું?—હિંદુસ્તાન આઝાદ થાઓ; એની જનતા બળવાન, સ્વાભિમાની અને નીડર બનો; તે એક થાઓ અને સમૃદ્ધ બનો; હિંદના એક પણ ઘરમાં દરિદ્રતા ન હોય, અનુદ્યોગ ન હોય, રોગ અને ટૂંકું આયુષ ન હોય. અને જે સ્થિર વિદ્યા, સંસ્કૃતિ તથા સમૃદ્ધિને માટે હિંદુસ્તાને એક કાળમાં પોતાની નામના મેળવી, તેનો પુનરુદ્ધાર અને વિકાસ થાઓ.

હિંદ કઈ વિદ્યા, સંસ્કૃતિ અને સમૃદ્ધિને માટે મશહૂર હતો? એની વિદ્યા મોક્ષ દેનારી માનવામાં આવી હતી, અને એને જ માટે જગમાં એની ખ્યાતિ હતી. 'અહિંસા પરમો ધર્મઃ' એ એની વૈદિક અવૈદિક બેઉ સંસ્કૃતિનું મુખ્ય સૂત્ર હતું, અને એને જ જગતમાં ફેલાવવાની એની કોશિશ હતી. અને ધાન્યથી ભરપૂર કોઠીઓ, તથા ગામ-શહેરોમાં બનેલો, શ્રમ-ચતુરાઈ-અને કળાથી પૂર્ણ, તથા ભાત ભાતની કારીગરીનો માલ અને ઇમારતો, તથા બીજા દેશોનું શોષણ કર્યા વગર કે સ્વતંત્રતા હણ્યા વિના કરવામાં આવતો એનો આંતરદેશીય વેપાર—આ હિંદની સમૃદ્ધિ હતી.

આ ધ્યેય સિદ્ધ કરવામાં, ગાંધીજી પોતાનાં સ્વભાવસિદ્ધ સત્યપરાયણતા, સાહસ અને વ્યવહાર-દક્ષતા, પોતાના તપ-સંયમના સંસ્કારો, તથા પોતાની ધાર્મિકતા—એ બધાનો ઉપયોગ કરતા આવ્યા છે.

એ જ ધ્યેયને નજર સામે રાખીને એમનું દરેક ડગલું ભરાય છે, અને દરેક ક્ષણ વીતે છે. એમાંથી જ અહિંસાત્મક પ્રતીકારરૂપી એમના સત્યાગ્રહનો જન્મ થયો; અને એમાંથી જ ચરખો તથા ગ્રામોદ્યોગ, હરિજનસેવા તથા અસ્પૃશ્યતા-નિવારણ, કોમી ઐક્ય તથા શાંતિસંઘ, મદ્યનિષેધ, સ્ત્રીજાતિની ઉન્નતિ, વગેરે બહુવિધ રચનાત્મક કાર્યક્રમની ઉત્પત્તિ છે.

ગાંધીજીના જન્મસિદ્ધ સ્વભાવનો, એમને મળેલા સંસ્કારોનો, એમણે પ્રાપ્ત કરેલી દૃષ્ટિનો, એમની અભિલાષાનો, અને આપણા દેશની પ્રખ્યાત સંસ્કૃતિ તથા સમૃદ્ધિની સાથે આજની આપણી દુર્દશાનો જે ખ્યાલ કરશે, અને એમના આખા જીવનનું અધ્યયન કરશે, તેને ઉપર લખેલા ધ્યેય અને તેને સિદ્ધ કરવાના અમલી માર્ગમાં જે આશય અને સંદેશ સમાય છે, તે જ ગાંધીજીના જીવનનો સંદેશ પણ જણાશે.

તા. ૧૦-૯-'૪૧ કિશોરલાલ મશરૂવાળા

# રાષ્ટ્રીય શિક્ષણના આદ્ય અધ્યાપક

હું વડોદરામાં રહેતો હતો. કંઈ ખાસ કરતો ન હતો. ત્યાં ગાંધીજીએ મારી આગળ સૂચના મૂકી કે, સત્યાગ્રહ આશ્રમમાં એક રાષ્ટ્રીય શાળા ચલાવવી છે. બે શિક્ષકો આવીને જોડાયા છે. વિજ્ઞાનના એક વિદ્વાન અધ્યાપક આવીને જોડાવાની વકી છે. રાષ્ટ્રીય શિક્ષણ પ્રત્યેનો મારો પક્ષપાત જાણતા હોવાથી તેમણે મને પણ એમાં જોડાવાનું સૂચવ્યું. મેં હા પાડી. ગાંધીજી પોતે ચંપારણ તરફ જતા હતા. ચંપારણ ક્યાં આવ્યું એમ પણ એમણે મને પૂછ્યાનું યાદ છે.

મેં કહ્યું, રાષ્ટ્રીય શાળા જેવી મહત્ત્વની પ્રવૃત્તિ શરૂ કરતી વખતે આપ આશ્રમમાં ન હો એ જરા અજુગતું છે. ગાંધીજીએ કહ્યું: બે જણ જોડાયા છે તે સરસ માણસ છે. હું પણ ચંપારણથી અવારનવાર આવતો રહીશ. કાંઈ પણ બગડે તો સુધારતાં આપણને વાર કેટલી લાગવાની હતી?

હું અમદાવાદ ગયો, અને કોચરબમાં ગાંધીજીએ બે બંગલા ભાડે રાખ્યા હતા ત્યાં સત્યાગ્રહ આશ્રમની અંદર, અમે ગુજરાતી રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી. થોડા જ દિવસોમાં શ્રી નરહરિભાઈ પરીખ અને શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળા આવીને અમારી શાળામાં જોડાયા. મહાદેવભાઈ પાછળથી આવ્યા, પણ તેઓ આવતાવેંત ગાંધીજીના ચિટનીસ થયા. શ્રી. મગનલાલભાઈ તો દક્ષિણ આફ્રિકાથી જ ગાંધીજી સાથે હતા. પણ તેમને માથે આશ્રમ ચલાવવાનો ભાર હતો.

આશ્રમની શાળામાં જે બે ભાઈઓ સૌથી પહેલવહેલા જોડાયા હતા, તેમાંના મુખ્ય હતા શ્રી ફૂલચંદભાઈ કસ્તૂરચંદ શાહ. શરીરે દૂબળા પાતળા અને ગોરાવાન; આંખો તેજસ્વી, શરીર નાજુક હતું પણ કસાયેલું લાગતું. સંકલ્પની દૃઢતા અને એક જાતની બેફિકર અલિપ્તતા, એ એમની વાણીમાં તેમ જ નજરમાં સહેજે તરી આવતી. સિદ્ધાંતનિષ્ઠા એ એમનો સ્વભાવ હતો. જૈન ધર્મશાસ્ત્ર એમણે ઠીક ઠીક વાંચ્યું હોય એમ લાગતું હતું; પણ તેઓ રૂઢિચુસ્ત દેખાતા નહિ. એમના સાથી સ્વભાવે કંઈક નરમ અને શાસ્ત્રવચનપ્રિય લાગતા. અને તેથી ફૂલચંદભાઈની કર્મપરાયણતા અને સરલ દૃષ્ટિ વધારે દીપી નીકળતી.

ગાંધીયુગનો પ્રારંભ પણ થયો ન હતો. ઘણા લોકો ગાંધીજીને સમજી પણ શકતા ન હતા. દરેક વાત લોકો ઊંધી જ સમજે અને ગાંધીજી ધીરજપૂર્વક, અનેક રીતે, લોકોને સમજાવે. એવે વખતે ગાંધીજીને સમજવાનો — કેવળ બુદ્ધિ દ્વારા નહિ, પણ જીવન દ્વારા — પ્રયત્ન કરનારાઓમાં ફૂલચંદભાઈ પણ હતા.

વિદ્યાર્થીઓનાં સુખદુઃખમાં પ્રેમાળપણે ઓતપ્રોત થતાં ફૂલચંદભાઈને સરસ આવડતું હતું. તેથી એમનો

આખો દિવસ અવિરત સેવામાં પસાર થતો. આગળ જતાં એમણે શાળાની સેવા સાથે આશ્રમમાં પણ કામ કરવાનું શરૂ કર્યું.

આખરે ફૂલચંદભાઈએ વઢવાણમાં એક શાળા ખોલી. એ શાળાએ ત્યાં અસાધારણ સફળતા મેળવી. પણ આવી સફળતાથી, મોહિત થઈ મોળા પડનારા ફૂલચંદભાઈ ન હતા. જ્યારે શાળામાં હરિજન બાળકો દાખલ કરવાનો સવાલ ઊઠ્યો ત્યારે સમાજમાં ભારે ખળભળાટ થયો. એ વખતે લોકોને ધર્મનો રસ્તો સમજાવવાની ફૂલચંદભાઈએ પરાકાષ્ઠા કરી. સ્વર્ગસ્થ શ્રી. ચમનલાલ વૈષ્ણવ જેવા આદર્શ સેવકો એમના સાથી હોવાથી, ઉત્કર્ષ અને અપકર્ષ બન્ને સ્થિતિમાં આંતરિક સમાધાન મેળવવાની અને જાળવવાની કળા એ આખા મંડળે કેળવી હતી. એ વખતે એ મંડળની જે ધર્મસંકટની સ્થિતિ હતી તેનો અને એમની દૃઢ નિષ્ઠાનો હું સાક્ષી છું. અમેરિકામાં કુડેન્સ ક્રેન્ડેલ નામની ગોરી ખ્રિસ્તી બાઈએ પોતાની શાળામાં કાળી હબસી છોકરીને દાખલ કરવાની જીદ રાખી કેવી ભયંકર હાડમારી વહોરી લીધી અને પોતાની ધીકતી સંસ્થા ખેદાનમેદાન થવા દઈ પોતાનું અને પોતાની શાળાનું નામ અમર કર્યું, એ બરાબર સો વરસ પહેલાંનો કિસ્સો મારા ધ્યાનમાં આવ્યો અને મેં એમનું અભિનંદન કર્યું. ફૂલચંદભાઈએ શાળાનું રૂપાંતર કરી ત્યાં જ આશ્રમ સ્થાપ્યો, અને હરિજનો માટે જ આખો સમય આપવા લાગ્યા. કેળવણી, હરિજનસેવા, ખાદી-સ્વદેશી, સત્યાગ્રહ, પરદેશી કાપડનો બહિષ્કાર, આદિ એકેએક ક્ષેત્રમાં એમણે નક્કર સેવા કરી છે. બહિષ્કાર અને પિકેટિંગના દિવસોમાં ભાવનગરના વેપારીઓ વચ્ચે અને ફૂલચંદભાઈ વચ્ચે જે ગજગ્રાહ ચાલ્યો હતો તેનું ચિત્ર આજે પણ મારી નજર આગળ તાજું છે.

ફૂલચંદભાઈ પોતાની તપશ્ચર્યાને કારણે પોતાની ધર્મપત્નીને પોતાના કામમાં પૂરતો રસ પમાડી શક્યા. એમને નિષ્ઠાવાન સાથીઓ પણ હંમેશ મળતા ગયા. નક્કર સેવા કર્યાનું સમાધાન મળ્યું એટલે ફૂલચંદભાઈને પરમ સંતોષ રહેતો. આવી સેવા કરતા કરતા તેમણે પોતાની કાયા નિચોવી નાંખી અને અંતે એમાંથી ઝાઝો કસ કઢાય એમ જ્યારે રહ્યું નહિ, ત્યારે શાંતિથી એ છોડી દીધી.

જેમને હાથે ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિ ગાંધીજીએ શરૂ કરી, અને તેથી જેઓ રાષ્ટ્રીય શિક્ષણના સર્વપ્રથમ અધ્યાપક થઈ શક્યા હતા, તેમના અવસાનના સમાચાર મેં તો મુંબઈમાં અચાનક એક છાપામાં વાંચ્યા. વાંચતાંવેંત આશ્રમની શાળાની સ્થાપના, અનેક કેળવણી પરિષદો, વિદ્યાપીઠની સ્થાપના અને વિસ્તાર, અને દાંડીકૂચ તથા ધરાસણામાં એ બધી પ્રવૃત્તિની થયેલી પૂર્ણાહુતિ, અને ત્યાર પછી એ જ અંગારમાંથી નીકળેલી વર્ધા-યોજનાની ચિનગારી, એ બધી વસ્તુ એક ક્ષણે, એકસામટી નજર સામે થઈને પસાર થઈ.

ગુજરાતના તમામ શિક્ષણશાસ્ત્રીઓએ પોતાના આ સર્વપ્રથમ શ્રદ્ધામૂર્તિ શિક્ષણશાસ્ત્રીને શ્રદ્ધાપૂર્વક અંજલિ અર્પણ કરવી જોઈએ. મારી આ અંજલિ અર્પણ કરતી વખતે એક વિષાદપૂર્ણ વિચાર મનમાં આવે છે. એ વિષાદમાં શ્રી કિશોરલાલભાઈનો પણ સમભાવી સહયોગ છે એટલે એને અહીં રજૂ કરવાની હિંમત કરું છું.

આપણા કેટલાક સર્વોત્તમ પણ નમ્ર સેવકો અનેક જાતની હાડમારીઓ વેઠીને રિબાઈને આ દુનિયાને છોડી જાય છે, ત્યાર પછી જ આપણો એમના પ્રત્યેનો આદરભાવ ઊંઘમાંથી જાગે છે; પછી કૃતજ્ઞતાપૂર્વક એમના સ્મારકનો વિચાર અમલમાં આણી એ વાટે સમાજ પોતાની જ સેવા સાધવાનો રસ્તો શોધે છે. એમાંથી થોડી પણ શ્રદ્ધા એમના જીવતાં જ જાગ્રત થાય અને વખતસર એમની સેવામાં વપરાય, તો કવિ ખોટાદકર, શ્રી. ચમનલાલ વૈષ્ણવ, કે શ્રી. ફૂલચંદભાઈ જેવા પ્રત્યે આપણે બેદરકારી રાખી, એ જાતનો વસવસો સમાજને સેવવો ન પડે. જેઓ મોટાઓને આશરે રહે છે તેમની જ ભીડ સાચી, અને જેઓ શરમાળપણે પોતાનું નમ્ર ક્ષેત્ર જાળવી રહે છે તેમની ભીડ નજીવી, એમ તો હોતું નથી.

काका कालेलकर

# એક કૂટ સમસ્યા

જેનું મન શાસ્ત્રીય છે તે કોઈ વસ્તુની સત્યતા કે યથાર્થતાને માની નહિ લે, પણ એ સત્યતા કે યથાર્થતાને તે પોતા માટે સિદ્ધ કરશે. એમ કરીને તે પોતાની બુદ્ધિનો વિકાસ સાધશે અને વસ્તુની શક્તિનું જ્ઞાન પ્રાપ્ત કરશે. સફરજન નીચે કેમ પડે છે, વૃક્ષથી તૂટતાં જ ઊંચે કેમ નથી ચાલ્યું જતું? કહે છે કે, આ પ્રશ્ન ન્યૂટનના મનમાં ઉપસ્થિત થયો અને એણે ગુરુત્વાકર્ષણની શોધ કરી. પૃથ્વી થાળીના આકારની કેમ? સ્થિર કેમ? એવા પ્રશ્નો પરથી ગેલીલિયોએ કહ્યું કે, પૃથ્વી તો નારંગી જેવી ગોળ છે, અને પોતાની ધરી પર ચકર ચકર ફરે છે. આવી આવી શોધોનાં મહાન પરિણામો આવ્યાં છે

ખાદીસેવકનું માનસ બરાબર આ જ જાતનું હોવું જોઈએ. ન્યૂટન કે ગેલીલિયોની દૃષ્ટિ આગળ દરિદ્રનારાયણ નહોતા અને નહોતો દરિદ્રનારાયણની સેવાનો પ્રશ્ન; એમની સમક્ષ તો એક સાત્ત્વિક કૌતૂહલ હતું. ખાદીસેવક સમક્ષ તો ભૂખથી પીડાતા કરોડો લોકોની ભૂખ ટાળવાનો પ્રશ્ન છે. તેથી તેમનું માનસ તો અત્યંત શાસ્ત્રીય હોવું જોઈએ.

ખાદી શા માટે? સ્વદેશી મિલનું કાપડ કેમ નહિ? વિદેશી પણ કેમ નહિ? સુતરાઉ કાપડ કેમ? રેશમી, શણનું કે ગરમ કાપડ કેમ નહિ? રેંટિયો શા માટે? તકલી કેમ નહિ? આવા પ્રશ્નોથી હું પાનાંનાં પાનાં ભરી શકું, પરંતુ અહીં બધા શક્ય પ્રશ્નો ઉઠાવવાનો મારો આશય નથી.

અહીં તો હું એક જ પ્રશ્નને માત્ર સ્પર્શવા માગું છું. માની લઈએ કે, હિન્દુસ્તાનમાં કોઈક કારણે મિલો નથી ચાલતી અથવા નથી ચાલી શકતી. માની લઈએ કે બહારથી કોઈ પણ જાતનું કાપડ નથી આવી શકતું. તો આપણે હિન્દુસ્તાનને પૂરતી ખાદી પૂરી પાડી શકીએ ખરા? ગમે તે રીતે એ પૂરી પાડવાથી તો આપણને સંતોષ નહિ થાય. એમ તો ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ કર્યું હતું અને તે પહેલાં પણ કેટલેક અંશે થતું હતું. એ જમાનામાં ઓછામાં ઓછે પૈસે કાંતવા ને વણવાની લોકોને ફરજ પાડવામાં આવતી. એ પ્રથાનું નામ વેઠ હતું. વેઠ બહુ પુરાણી પ્રથા છે, એ આપણે દુઃખ સાથે કબૂલ કરવું પડશે. એ અંગ્રેજોએ દાખલ નથી કરી. વેઠથી કદાચ હાલ પણ ખાદી ઉત્પન્ન થઈ શકે. પરંતુ એવા નિર્દય કામને માટે ખાદીસેવકો થોડા જ તૈયાર કરવામાં આવે છે? આપણો આશય તો એ છે કે, કાંતનારીઓને ઓછામાં ઓછા એટલા પૈસા મળે જેથી આઠ કલાકની મજૂરી પછી તેઓ આરોગ્યને માટે આવશ્યક હોય તેવો ખોરાક, પહેરવા માટે આવશ્યક હોય તેટલાં કપડાં, સુખે રહી શકાય તેવું ઘર, તથા સુખી ઘરમાં હોય છે તેવી બીજી આવશ્યકતાઓ પ્રાપ્ત કરી શકે. આ શરતે કેવળ ખાદી ન ચાલી શકે એવો ઉત્તર મળે તો આપણે નમ્રતાથી ખાદીની મર્યાદા કબૂલ કરવી પડશે. આપણી પ્રવૃત્તિને પણ મર્યાદિત કરવી પડશે.

હું અહીં મારું મંતવ્ય રજૂ કરું: ખાદીમાં ઉપર્યુક્ત શક્તિ છે એ દૃષ્ટિએ મેં ખાદીને અપનાવી છે. આ મંતવ્ય માટે હું નિર્વિવાદ પ્રમાણ ન આપી શકું. મારાં ઘણાં કાર્યોનો આરંભ શ્રદ્ધાથી અથવા કહો કે અંતર્-પ્રેરણાથી થયો છે; પરંતુ એ કાર્યો મેં કેવળ પ્રેરણાથી જ ચલાવ્યાં નથી. એમનો પ્રચાર કરતાં કરતાં મેં મારી શ્રદ્ધાનાં પ્રમાણ શોધ્યાં છે. બુદ્ધિના પ્રયોગો જેટલા કરી શક્યો તેટલા કર્યા છે અને હજી પણ કરું છું અને સાક્ષીઓ પાસે કરાવું છું. પ્રસ્તુત પ્રશ્નનો તાગ મળ્યો નથી. કદાચ કદીયે ન મળે. હું જાણું છું કે પ્રશ્ન કઠણ છે, કૂટ સમસ્યા છે. આમાં ગણિતશાસ્ત્રના જ્ઞાનની આવશ્યકતા તો છે જ. તેની સાથે અર્થશાસ્ત્રની, મનુષ્યસ્વભાવના જ્ઞાનની અને તેમાં પણ હિન્દીઓના સ્વભાવના જ્ઞાનની તેમ જ નીતિશાસ્ત્રની પણ આવશ્યકતા છે. કેવળ ગણિત દ્વારા સિદ્ધ કરવાથી કાર્ય નથી પાર પડી શકતું. કેવળ અર્થશાસ્ત્રીઓના સંમત થવાથી પણ અર્થસિદ્ધિ નથી થઈ શકતી, કારણ કે આપણા અચૂક સિદ્ધાંતને આપણે ન છોડી શકીએ. આપણે ખાદીને જબરદસ્તીથી વ્યાપક બનાવવા નથી માગતા. લોકોની માન્યતા, રેંચો વગેરે બદલીને જ આપણે આપણું કામ કરવા માગીએ છીએ. આથી બધી દૃષ્ટિએ આપણી શોધ ચાલુ રહેવી જોઈએ.

આ કઠણ સમસ્યાનો ઉકેલ કરવાને સૌ ખાદીસેવકો પરિશ્રમ કરે. આજ તો એટલું જ.

('ખાદીજગત'માંથી) મોહનદાસ કરમચંદ ગાંધી

# શિક્ષણ-શક્તિનું દેવાળું?

'દેશભરમાં વિદ્યાર્થી-મંડળોની ચળવળ ચાલે છે એ એક આપણા જમાનાનું ખાસ ચિહ્ન સમજવું જોઈએ. કેળવણીકારો અને દેશહિતૈષીઓએ તથા માબાપોએ આ ચળવળનાં સૂક્ષ્મ કારણો તથા પ્રેરકબળો શોધવાં જોઈએ, અને તેમની પ્રષ્ટાનિષ્ટતા બાબત નિર્ણય કરી ઘટતા ને ચાંપતા ઉપાયો લેવા જોઈએ. પરંતુ કદાચ દેખાય છે તો એવું કે, આ આખી પ્રવૃત્તિ ઉપર કોઈની ભાગ્યે જ નજર કે નિયમન છે; તો પછી તે બાબતમાં ઘટતાં પગલાં લઈ દેશની આ વ્યાપક શક્તિને શિસ્તબદ્ધ અને તેજસ્વી કરવાના સતત પ્રયત્નની તો વાત જ શી? નથી આ પ્રવૃત્તિ પર વિદ્યાર્થીઓના શિક્ષકો કે શિક્ષણ-સંસ્થાઓનું વજન; તેઓ બધાં તો "હીઝ મેજેસ્ટીઝ ઓપોઝીશન" જેવાં સામાવાળિયાં બનતાં જાય છે, અને ઊલટાં સહાનુભૂતિ ખોઈ વજન વકરે પણ ગુમાવતાં લાગે છે. નથી આ પ્રવૃત્તિ પર કોઈ પોતાની નિશ્ચિત વિચારણા કે કાર્ય-દૃષ્ટિનો કાબૂ. એટલે આ પ્રવૃત્તિ દેશની પ્રબળ રાજદ્વારી પ્રવૃત્તિની વાનર-નકલરૂપે ચાલતી લાગે છે, અને વર્ગોદય-દૃષ્ટિએ ચાલતાં મજૂર 'યુનિયન' પેઠે વર્તવા માંડે છે. મજૂર અને માલિક પેઠે વિદ્યાર્થી અને શિક્ષક એ સામસામે આખડતા વર્ગો, કે જેમની વચ્ચે હિત વિરોધ રહેલો છે, એમ કલ્પી લેવામાં આવ્યું છે, અને પછી એની મેળે એવા નોખા વાડા બનતા જાય છે. આ ભયંકર દશા છે.

હમણાં જ એક વિદ્યાર્થી-મંડળે પોતાનો વાર્ષિક [illegible]વાલ મને મોકલ્યો છે. મંડળના સભ્યો માટે જ [illegible] છે એમ એના ઉપર છાપ્યું છે અને મને એની [illegible]કલ મોકલી છે, એટલે તેનું નામઠામ આપ્યા વગર [illegible]ર મારે એની વાત કરવી જોઈએ. આખા વર્ષના ([illegible]૧૯૪૦-૪૧) કામનું વિવરણ કર્યા પછી, છેવટે [illegible]માં તેનો ઉપસંહાર નીચે મુજબ કર્યો છે:

'આમ ભાષણો, રાષ્ટ્રીય કાર્યક્રમો, વિદ્યાર્થી [illegible]સાદ, વિદ્યાર્થી તેમ જ રાષ્ટ્રના હિતની જુદી જુદી [illegible]વૃત્તિઓ ઉપરાંત . . . . (શાળાઓનાં નામો છે.) . . . જ્યાં જ્યાં પ્રસંગ આવ્યો ત્યાં ત્યાં **વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ ને ફરિયાદો દૂર [illegible]રવા માટે વિદ્યાર્થી-મંડળે સફળપણે પ્રયત્નો આદર્યા છે.'** (મહત્ત્વદર્શક બાબા-ફર મૂળના છ.)

એ ઉપરથી જણાય છે કે, કઈ પોતાની પ્રવૃત્તિ આ મંડળને ધ્યાન ખેંચવા યોગ્ય મહત્ત્વની લાગી. તે પ્રવૃત્તિ એક 'યુનિયન' તરીકે વર્તી પોતાના વર્ગના લોકને, તેમના સામાવાળિયા માનેલા જે શિક્ષકો, તેમની પાસેથી રાહત અપાવવાની.

આમાં જ આજના શિક્ષકો, તથા કૉલેજ યુનિવર્સિટીની પૂરેપૂરી ટીકા પણ આવી જાય છે. આ લોકો એવી કલ્પનાહીન વર્તણૂક રાખે છે કે, વિદ્યાર્થીઓ હડતાલ, વાટાઘાટ, સંધિ, સમાધાન, 'બેલટ' ઇત્યાદિ રાજદ્વારી પરિભાષામાં પોતાના વિચાર અને આપોઆપ પછીથી આચાર ઘડે છે. કેટલાકને તેમાં નેતાગીરીનો છૂપો રસ ચાખવા મળે છે; કેટલાક નાગરિકોને એમની આગેવાનીનો લહાવો માણવા મળે છે; અને બધા વિદ્યાર્થીઓ એમ સમજીને આત્મવંચનામાં પડે છે કે, અમે રાજકારણના પ્રત્યક્ષ પાઠો લઈએ છીએ!

આ એક એવો ચકરાવો જામી બેઠો છે કે તેમાં કોણ કોને દોષ દે? આમાંથી જ મુંબઈમાં ગયે મહિને પદવીદાન સમારંભ વખતે 'વિદ્યાર્થીઓ પર લાઠીમાર' થયો. જોજો માનતા કે, મહાસભાનો કોઈ ૧૯૩૦-૨ના જેવો કાર્યક્રમ હતો, તેથી એ લાઠીમાર થયો હતો. એ વાત ખરી કે, જે પોલીસે આ કામ કર્યું તે એ કાળના મહાસભાના કાર્યક્રમોને મહોંચી વળવા ટેવાયેલી ને કેળવાયેલી પોલીસ હતી. બાકી કાર્યક્રમ તો મુંબઈ યુનિવર્સિટીના વાર્ષિક પદવીદાનનો મહોત્સવ હતો. નામ૰ ગવર્નર, હિંદના વડા ન્યાયાધીશ, અને આખા મુલકના શિક્ષણ-ધુરંધરો તેમાં હાજર હતા, ને નવા ગ્રેજ્યુએટોને જીવન-દીક્ષા આપવા એકઠા મળ્યા હતા. તે જ વખતે બહાર એ જ સંસ્થાના છત્ર તળે ભણતા વિદ્યાર્થીઓ પોતાનો અમુક વિરોધ બતાવવા ટોળું થઈને ઊભા હતા, ને તેમને ત્યાંથી હઠાવવા પોલીસે લાઠી ચલાવી; અને સભાગૃહમાં અંદર એકઠા થયેલા કોઈ મહાનુભાવને આ આખા પ્રસંગમાં થતા ઔચિત્ય-ભંગનો એવો ખ્યાલ ન આવ્યો કે જેને લઈને તે બહારનું બેવકૂફીભર્યું નાટક રોકવા પ્રેરાય: એક પણ એવો

વિદ્યાર્થી પર પ્રભાવ પાડી શકનાર અધિકારી પ્રોફેસર કે પ્રજાજન યા પ્રિન્સિપાલ અંદર નહોતો કે જે વિદ્યાર્થીઓને એમના કાર્યની અનુચિતતા પ્રત્યક્ષ કરાવી શકે. આમ કરી શકવું એ શિક્ષકની ખાસ શક્તિ અને આવડત યા અધિકાર ગણાય; તે ખૂટ્યા પછી, છોકરાંને ધોખીને જ ઠેકાણે લાવવાં જોઈએ, એ પ્રાથમિક શાળામાં પ્રવર્તતો અટળ 'શિક્ષણ-ન્યાય' કામમાં લેવો જોઈએ. કૉલેજમાં તો મરાય નહિ તેથી શું ત્યાં પોલીસ આવ્યા ? આખું પ્રકરણ દયાજનક છે. હું નથી માનતો કે, એ સભામાં કોઈએ ઇચ્છ્યું હોય કે લાઠીમાર ભલે થાય. તેની જ સાથે તેઓ તેને રોકી શકે તેમ પણ નહોતા, એ દયાજનકતા છે. વિદ્યાર્થીઓ પણ પોતાના શિક્ષકોની તથા ગુરુ-જનોની આવી કફોડી દશા કરે એમાં તેઓ પોતાની જ વિડંબના કરતા હતા, એ તેઓને પ્રત્યક્ષ નથી થતું, એ એમની બાજુમાં રહેલી દયાજનકતા છે. સર મોરીસનો વિરોધ કરવાનો આ માર્ગ એમની રસવૃત્તિ ને વિવેકવૃત્તિને ન ખૂંચ્યો, એમાં એમના શિષ્ટતાના શિક્ષણનો અભાવ તરી આવે છે. 'યુનિયન'-ભાવે કામ કરવાથી જ હૃદયની આવી નઠોરતા જન્મી હશે ? 'યુનિયન'-ભાવે વિદ્યાર્થી-કાર્ય ચાલતું હોવાથી તેમના શિક્ષકો પણ લાઠીમારથી ન સમસમી ઊઠ્યા, એમ બન્યું હશે ?

મુંબઈમાં જે બન્યું તે આખા શિક્ષણ-જગતને વિચારમાં નાંખે એવું છે. વિદ્યાર્થીમંડળો અને અધ્યાપકવર્ગ બેઉને માટે એમાં બેગી નામોશી અને ફજેતી રહેલાં છે. જો વિદ્યાર્થીઓ એમાં વિજય માની રાચે તો ભૂલ છે. જો અધ્યાપકવર્ગ શિક્ષણ-જગતમાં લાઠી-પ્રવેશને આવકારે તો તેઓ પોલીસના 'ગૌરવશાળી' સાથી જ લેખાય, તો તેમાં તેમણે વિરોધ ન કરવો જોઈએ. વિદ્યાર્થી તેમ જ શિક્ષક બેઉની સ્થિતિ કફોડી છે એમાં શંકા નથી. બેઉ આજના શિક્ષણ-બજાર-તંત્રના પાશમાં સપડાયા છે. આજના શિક્ષણ ઉપર કોઈ ઉદાત્ત ભાવના કે સિદ્ધાંતનો કાબૂ નથી. ખરું જોતાં, મૂળથી જ બાગ્યે હતો; તેથી કાળે કરીને આજે સ્થિતિ સાવ ઉઘાડી પડી છે. ગમે તેવું હોય, શિક્ષણ પોતે પણ એક ભાવના છે; તેમાં જ અમુક સ્વતઃ ભાવના-શક્તિ છે જ. તેના જાગ્રત પોષણ તથા વર્ધન વગર આજે એ અવાર્ય ગઈ લાગે છે; અને તે સાવ બજારુ ચીજ બનવા બેઠી છે. તેમાંથી આપોઆપ જે બજારુતાની અપ-કેળવણી મળે તેનાં જ પરિણામો વિદ્યાર્થી-મંડળનાં ચાલુ વર્તનમાં જોવાં જોઈએ. એ શિક્ષણ આપનાર અધ્યાપકો પણ ઘણે અંશે એ જ બજારુ વૃત્તિ ધરાવતા હોય છે, એમ સર મોરીસે એ પ્રસંગના પોતાના વ્યાખ્યાનમાં જ કહ્યું. આ મોટો ચકરાવો હવે તો એક આર્થિક અને પ્રતિષ્ઠિત બળ જમાવીને બેઠો છે. તેણે હવે યા તો પોતાનાં પાપે જ તૂટવું કે પછી કોઈ પુણ્ય-શક્તિને પ્રભાવે સુધરવું રહ્યું.

સાવ ઘર પાસે જોતાં, ગુજરાત કૉલેજનું પ્રકરણ પણ યાદ આવે છે. આજ મહિનાઓથી એ ખદબદ્યા કરે છે. એના મુદ્દાઓ તથા વિગતોમાં અમારું અજ્ઞાન હોવાથી તેની ચોક્કસ સમીક્ષા ન કરી શકીએ. પરંતુ ઉપર કરેલા વિધાનનાં ઘણાં લક્ષણો એમાં જોવા મળે છે, એટલા પૂરતું જરૂર એને અહીં યાદ કરી શકાય. અહીં પણ બે ગટ પડી ગયા છે – વિદ્યાર્થી અને શિક્ષકો. વિદ્યાર્થી-વત્સલતાથી અધિકાર પામેલો એક પણ અધ્યાપક દેખાતો નથી, કે જે વિદ્યાર્થી-મંડળે મારવા ધારેલી મૂઠ વાળી લે. યા એવો કોઈ છે તો કદાચ તેની એ કલ્યાણમયી શક્તિ નોકરી-નિયમો અને ડી. પી. આઈ.-ખાતા-દૃષ્ટિથી સ્થગિત થઈ ગઈ હોવી જોઈએ.

સર મોરીસ ગ્વાયર જેવા વિદ્વાન ન્યાયમૂર્તિ પણ પોતાની યુનિવર્સિટીમાં એવી કીર્તિ કમાયા કે જેથી હવે તો દેશના વિદ્યાર્થીઓ જાણે એમને ક્યાંય શિક્ષણસંસ્થામાં સખનું કામ જ કરવા નહિ દે. શા મુદ્દાથી વિદ્યાર્થીઓ એમની સાથે છંછેડાઈ બેઠા છે, તે મને ચોક્કસ ખબર નથી. પરંતુ એટલી હકીકત સ્પષ્ટ છે કે, તેમની અને વિદ્યાર્થીઓની વચ્ચે સારાસારી રહી નથી. આમાં વિદ્યાર્થીઓનાં ઉછાંછળાવેડા અને ચડિયેલપણું રહેલું છે, એમ કહીને તેમના શિક્ષકગણ છૂટી શકતા નથી. એ વૃત્તિઓ જો હોય તો એનો ઉતાર નથી થતો એ ફરિયાદ છે. એ ઉતાર શિક્ષણ-શક્તિ જ જો ન કરે, તો પછી કોણ કરી શકશે? એટલે આજે તો એવું લાગે છે કે, જાણે હિંદની સરકારી શિક્ષણ-શક્તિએ દેવાળું કાઢ્યું છે. આ ભયંકર ને કારમું દેવાળું ગણાય.

મગનભાઈ દેસાઈ

# વર્ધા યોજનાની રજૂઆત

[આ૦ કૃપાલાની કૃત 'તાજેતરનું ચેલું' ('ધ લેટેસ્ટ ફેડ')નો પ્રાસ્તાવિક ભાગ ઑગસ્ટના અંકમાં આવી ગયો છે. ત્યાર પછીનો તેનો હપતો આ છે.]

સેવાગ્રામના ડોસા દેશ આગળ અવનવી અને અણઅજમાવેલી યોજનાઓ મૂકીને, અવારનવાર ઓચિંતો આઘાત કરે છે. એમના વિચારો જોઈ લોકને થાય છે કે, આ વળી શું ! 'કિમિદં યક્ષમ્' ' પૂર્વ અનુભવોથી એ વિચારો વિરુદ્ધ જતા હોય છે, અને આચાર તથા વિચારની સામાન્ય પરિપાટીને મળતા નથી હોતા. ભણેલાઓને તો એનાથી ભારેમાં ભારે આઘાત પહોંચે છે. પોતાની પાસે પડેલાં પુસ્તકિયા જ્ઞાન, પદવીઓ અને પ્રમાણપત્રોને જોરે, એમને સ્વાભાવિક રીતે લાગે છે કે, નવી યોજનાઓ વિષે જાણવા જેવું જે કાંઈ હોય તે બધું અમે જાણીએ છીએ. તજ્જ્ઞ કહેવાતા લોકો તો ખાસ ચિડાય છે. એમને એમ લાગે છે કે, આ ડોસો મોટો ચમરબંધી, પોતાની નવી રીતે જે ઉકેલવા માગે છે તે અમારો તો ખાસ વિષય છે; તેથી, બીજું કોઈ નહિ તોય અમે તો તે વિષે બધું જાણીએ જ ને ? પોતાને ક્રાંતિકારી માનનારા લોક પણ મૂંઝાઈ પડે છે. એમના ક્રાંતિકારી વિચારો તેમનાં જાત-અનુભવ કે સ્વાભાવિક જાત-શક્તિમાંથી ભાગ્યે જ જન્મ્યા હોય છે. એમના બીજા જ્ઞાનની પેઠે એ પણ ચોપડીઓમાંથી જ મેળવેલા હોય છે. જાતે નવી યોજનાઓ વિચારી કાઢવાની કે શરૂ કરવાની એમને ટેવ નથી હોતી, એટલે તેઓ અગાઉના દાખલાઓને આધારે ચાલે છે. તેથી નવા વિચારનો જ્યારે આમ ઉછીના લીધેલા એમના જ્ઞાનની જોડે મેળ નથી ખાતો, ત્યારે તેને એકાદ ઘસાતું વિશેષણ લગાડીને તેઓ એને ઉડાડી દે છે: નવા વિચારોને પ્રતિગામી, ક્રાંતિવિરોધી, મધ્યયુગીન, અવ્યવહારુ, ઘેલછા જેવા, આધ્યાત્મિક વગેરે વિશેષણોથી નવાજવામાં આવે છે આ વર્ગના ટીકાકારોને હાથે ગાંધીજીના વિચારોની આ જ વલે થાય છે

ભણેલા લોકોમાં આવી સમજની ઊણપ શા માટે હોય છે? ગાંધીજીની યોજનાઓ અવ્યવહારુ અને અવનવી હોય છે તેથી ? કે પછી તેમની જાહેરાત અને રજૂઆતમાં એવી કોઈ ખાસ રીત છે કે જેથી લોકો ખિજાય છે ને છંછેડાય છે? મને લાગે છે કે, એમની યોજનાઓ વિષે ગેરસમજ કે વિરોધ જગવવામાં એના વસ્તુ કરતાં તે જે રીતે મુકાય છે તે રીત વધારે કારણભૂત હોય છે. પોતાની યોજનાઓને પૂરતા વિસ્તારથી રજૂ કરવાની ગાંધીજીને ટેવ નથી. સામાન્ય રીતે, એની શરૂઆત પોતાના આખરી નિર્ણયો જાહેર કરવાથી તે કરે છે. જે તર્ક-પદ્ધતિથી એ નિર્ણયો પર અવાયું હોય છે એ સાવ સ્પષ્ટ નથી દેખાતી જે વિષયોમાં એ પડે છે એનાં પુસ્તકો એ લખતા નથી; તે વિષે નિબંધ તે લખતા નથી; તેની વકીલાત કરી બતાવવા તે પ્રયત્ન કરતા નથી. ખરા કે કાલ્પનિક એકે વિરોધીનું એ ખંડન કરતા નથી તે બહુ થોડી જ હકીકતો અને આંકડા રજૂ કરે છે. સમર્થનમાં કોઈનું પ્રમાણ આપતા નથી. અમુક વખતે જે વિષયને પોતે હાથ પર લીધો હોય તેની જાણે પોતે જ પહેલ કરનાર હોય એમ એ વર્તે છે. અને કયા વિષયમાં એ માથું નથી મારતા !

આમ આખરી રૂપમાં પોતાની કૃતિ પ્રજા આગળ રજૂ કરવાની પ્રક્રિયા કળાક્ષેત્રમાં યોગ્ય હશે; કેમ કે, કળાકાર પાસે એવી આશા નથી રખાતી કે, કળાકૃતિના પ્રેક્ષકોને, તે તૈયાર કરતી વખતે, તે ઓરડામાં લઈ જઈને બતાવે. પરંતુ વ્યવહારમાં સુધારા રજૂ કરવાને માટે તો એવી પ્રક્રિયા ભાગ્યે જ ફાવી શકે. કેમ કે, એવા સુધારાઓમાં લોકો નિષ્ક્રિયતાપૂર્વક માત્ર હા ભણે એ પૂરતું નથી; તેમાં તેઓ સક્રિય સહકાર દઈ ભાગ લે એ જરૂરનું હોય છે. ફિલસૂફી પર લખનારાઓ અને અમુક સુધારાની હિમાયત કરનારા તજ્જ્ઞો આનાથી ભિન્ન પદ્ધતિ અખત્યાર કરે છે. સામાન્યતઃ તેઓ પ્રજાને પોતાના વિશ્વાસમાં લે છે, અને કઈ વિચારણાથી પોતાને અમુક નિર્ણયો પર પહોંચવું પડ્યું તેનાં પગલાંનો ખ્યાલ તેઓ તેને આપે છે. એ વિચારણાથી જે નિર્ણયો પર આવ્યા એ વગર એમનો જાણે છૂટકો નહોતો ! એ વિચારણા તેમનો વાચક વર્ગ પચાવે તે સારુ તેઓ તેમને સમય આપે છે. વસ્તુ વિશદ કરી આપવાની આ પ્રકારની સયુક્તિક સૂક્ષ્મ માનસશાસ્ત્ર-શુદ્ધ પદ્ધતિથી, ધીમે ધીમે પ્રજા પલળતી જાય છે, અને નિર્ભયપણે એમ માનતી થવા લાગે છે કે, એ નિર્ણયો જાણે પોતે જ સ્વતંત્રપણે કર્યાં છે—ઉપરથી કોઈએ અમારા માથા પર ઝીંક્યા નથી. ગાંધીજીની પદ્ધતિ આ બધાથી ઊલટી જનારી છે. જાણે પોતામાં અંધશ્રદ્ધા એ ન માગતા હોય, એવું એમની પદ્ધતિમાં લાગે છે. સહજસ્ફૂર્તિ અને શ્રદ્ધાના જમાનામાં ભલે એ યોગ્ય હોય, પણ આજના બુદ્ધિપ્રધાન અને ટીકાશીલ યુગમાં તો તેનાથી વિરોધ તીવ્ર બને છે.

મોટામાં મોટા ક્રાંતિકારી વિચારો અને યોજનાઓ, જેના પર તે તે ક્ષેત્રોમાં કામ કરતા સેંકડો તજ્જ્ઞો અને તત્ત્વજ્ઞાનીઓએ ગ્રંથો લખ્યા છે, તેને ટૂંકામાં ટૂંકી પ્રસ્તાવનાઓ સાથે જાહેરમાં મૂકવામાં આવે છે. આ પ્રસ્તાવનાઓ ગાંધીજીના વિચારોને અને કહેવાની મતલબને

સ્પષ્ટ કરવાને બદલે ઘણી વાર ગૂંચવની જેવી લાગે છે. મિત્રો અને વિરોધીઓ તરફથી લાગલી જ તેની સામે વિરોધની વૃષ્ટિ થાય છે. થોડાક જે શ્રદ્ધાળુ હોય છે તે વધારે સ્પષ્ટતાની વાટ જુએ છે. અને અલબત્ત, યોગ્ય સમયે સ્પષ્ટતા થાય છે. પણ ગાંધીજીએ તો ત્યાર અગાઉ ક્યારનું કામ આરંભ્યું હોય છે! હમેશ એ તો પ્રત્યક્ષ કાર્યની જાણે ઉતાવળમાં જ હોય એવા લાગે છે. દલીલો કે ભણેલાનાં પ્રમાણો વડે નહિ, પણ પ્રયોગસિદ્ધ હકીકતોથી લોકોને ખાતરી કરી આપવા કે પોતાની સાથે સહમત કરવા તે ઇચ્છે છે. પરંતુ, લોકને ભય એ કારણે ઊપજે છે કે, કશી યોજના ગાંધીજીએ આરંભી એનો અર્થ એ કે, મહાસભા અને પરિણામે દેશ તેને અનુસરવાનો જ.

રાષ્ટ્રના જીવન તથા કાર્યના કોઈ માર્મિક અને મહત્ત્વના વિભાગને માટે કે તારે એવા મહત્ત્વના પ્રશ્નોને આ રીતે ટૂંકાણમાં — અને કોઈ કહે કે ધમંડથી — હાથ પર લેવામાં આવે, એ ન ફાવે એવી વાત છે. સામાન્યતઃ એની સામે રોષની લાગણી પ્રગટે છે. પણ ગાંધીજી તો પોતાના ધ્યેય પર મીટ માંડીને શાંતિથી ચાલ્યે જાય છે. પરંતુ, એમનું ટૂંકું સ્પષ્ટીકરણ ધીમે ધીમે થોડાંક મગજમાં પૂસવા લાગે છે; અને એ મગજો અતિ-ચોકઠાવત્ થઈ ગયેલાં ન હોવાથી તેમના કાંઈક સહાનુભૂતિના તાર છેડાય છે. આવા કેટલાક લોકો પછી એમની મદદે આવે છે, તેમના વિચારોને વ્યવસ્થિત રૂપ આપે છે, અને શિષ્ટ ગણાતા વેશમાં મૂકી દેખાડે છે; કેમ કે એ રૂપમાં જ ભણેલા લોક એને સમજી અને કદર કરી શકે છે. એને મળતા આવતા કે એની જોડે બેસે એવા વિચારો શોધવામાં આવે છે; એ નવા ને ક્રાંતિકારી વિચારોનું સમર્થન કરવા અને તેમની યોગ્યતા સિદ્ધ કરવા, ભણેલી દલીલો આગળ કરવામાં આવે છે. એટલી જ ભણેલી દલીલો સામેથી આવે તેને જવાબ અપાય છે અને જરૂર પ્રમાણે માન્ય થાય એવાં આપ્ત વચનો 'ટાંકીને' તેનું ખંડન કરવામાં આવે છે. તે તે વિચારોના કાર્યક્ષેત્રમાં સિદ્ધ શક્તિશાળી લોક પ્રયોગો કરવા લાગે છે અને તેને આધારે અમુક કામચલાઉ કાર્યક્રમ ઘડાય છે. ભવિષ્યમાં વધુ સફળતાની આશા આપતાં થોડાંક પ્રત્યક્ષ પરિણામો બતાવવામાં આવે છે.

## ૨

'વર્ધાયોજના' કે 'પાયાની કેળવણી'ના નામથી કહેવાતી નવી શિક્ષણ-યોજના શિષ્ટ ગણાતા વેશમાં રજૂ કરવાની સ્થિતિમાં અત્યારે છે.* ઉપર કહી એ જ લાક્ષણિક રીતે એ રજૂ થઈ અને ભણેલા વર્ગે કમર કસીને એનો વિરોધ કર્યો. 'હરિજન'ની દોઢ કતાર જેવડી પ્રસ્તાવના સાથે ઓચિંતી એ રજૂ કરવામાં આવી. અચૂક તેનું તાત્કાલિક સ્વાગત વિરોધ અને વાંધાથી જ થયું. આ તો ગાંધીજીની બધી અશક્ય યોજનાઓમાં પણ અશક્યતમ છે એમ કહેવાયું. ભણેલામાં ખપતા લોક તો તેની સામે પણ ન જુએ. સમાજવાદીઓ પણ એ ભૂલી ગયા કે, ગાંધીજીની આ યોજના રશિયામાં અજમાવાતી વસ્તુની જાતની છે. સમજણમાં ખપતા લોકે તો ખભા મરડીને કે હોઠ કરી હસી કાઢીને એને ખતમ જ કરી દીધી. એટલે ગાંધીજીને તેની સમજણ પાડવી પડી. તેનાથી થોડાક સમર્થકો એમને મળ્યા. કે પછી યોજના દેશ આગળ મૂકતા અગાઉ એમણે ખાનગીમાં કેટલાક સમર્થકો મેળવી રાખ્યા હતા? પાકા યુક્તિબાજ વાણિયા તો ખરા જ ને! એ ગમે તેમ હશે, ભણેલાઓની એક પરિષદ બોલાવવામાં આવી. કેળવણીના પ્રશ્ન વિષે ગંભીર વિચાર કરનારાઓ પૂરતી એ પરિષદ મર્યાદિત રાખવામાં આવી એમાં ડહાપણ હતું. કે પછી એ 'ફૅશનેબલ' દેખાય તે સારું એમ કરેલું? પ્રાંતોના કેળવણીના પ્રધાનોને નોતરવામાં આવ્યા હતા. અલબત્ત, પ્રધાન-પદધારી તરીકે કેળવણીમાં તેમને રસ હોય જ. થોડાક પૂરતી પરિષદ મર્યાદિત થઈ તે યુક્તિ આબાદ ફાવી. વર્ધા જેવડું નાનું ગામ સગવડપૂર્વક સ્વાગત કરી શકે તેનાથી વધારે લોકોએ તેમાં હાજર રહેવા ઇચ્છા બતાવી.

ગાંધીજી પોતે તેના પ્રમુખ થયા. હિંદુસ્તાનીમાં અને વેપારીને છાજતી ત્વરાભેર એનું કામ થયું. બે દહાડા એને માટે પૂરતા હતા. અર્થશૂન્યતાથી માંડીને જેમનો ગમે તે અર્થ થઈ શકે એવા સામાન્ય સિદ્ધાંતો નક્કી કરાયા. એટલા બધા સર્વ-સામાન્ય એ હતા કે સાવ નિરપવાદ તે સ્વીકારાય. ભણેલાઓની એક કમિટી નીમવામાં આવી. એને માટે એક અનુભવી અને કેળવણીમાં પ્રતિષ્ઠિત ગણાય એવો પ્રમુખ શોધવામાં આવ્યો. એને માટે, જામિયા મીલિયાના સ્વભાવે વિનયી છતાં મક્કમ આચાર્ય કરતાં કોણ વધારે યોગ્ય હોઈ શકત? પોતાના અને સાથીઓના અથાક કામ અને પ્રયત્નોથી એમણે દિલ્હીમાં શૂન્યમાંથી કાંઈક સૃષ્ટિ પેદા કરી આપી છે.

ભણેલાઓ સમજી અને કદર કરી શકે એવી ભાષામાં સમિતિએ પોતાથી બનતું સંતોષપ્રદ નિવેદન જનતા આગળ મૂક્યું. એને આધારે મહાસભા પોતાની મહોર એના ઉપર મારે એવી વિનંતી થઈ. મહાસભાએ કોઈને વાંધો ન પડે એવો નિર્દોષ ઠરાવ કર્યો અને તેમાં, ગાંધીજીએ સાદા લાગતા જે સિદ્ધાંતો મૂકેલા ને પરિષદે

* આ બે વર્ષની વાત છે. હવે એની એ અવદશા વીતી ચૂકી ગણાય.

મંજૂર રાખેલા, તેમને બહાલી આપવામાં આવી. આ૦ નરેંદ્રદેવે ઠરાવ મૂકયો હતો. સામાન્ય સિદ્ધાંતોનું એમણે સમર્થન કર્યું. અત્યાર સુધીમાં સમાજવાદીઓ સમજી ગયા હતા કે, કેળવણીમાં શ્રમનો સિદ્ધાંત વિજ્ઞાન-શુદ્ધ છે એટલું જ નહિ, સામ્યવાદ પ્રમાણે પ્રતિષ્ઠિત પણ છે અને રશિયાની કેળવણીનો મુખ્ય સિદ્ધાંત છે. જો નવી યોજના સફળ થવાની હોય તો આર્થિક દૃષ્ટિએ ઉપજાઉ અને સર્જક કામનો ખ્યાલ પણ સ્વીકારવો જોઈશે, એ એમને હજી શીખવાનું છે. નરેંદ્રદેવને આખી યોજના પૂરેપૂરી નહોતી ગમતી, પણ તેમનું સામાન્ય સમર્થન તો તેને હતું. ઠરાવને ટેકો આપવાનું આનંદ-પ્રદ કામ આ લેખકને સોંપવામાં આવ્યું હતું. ખુદ ડૉ. ઝાકીર હુસેન પાસેથી આંકડા અને હકીકતો બરોબર ભણીને હું તૈયાર થયો હતો. પરંતુ નરેંદ્રદેવે એવી છટાથી ઠરાવ રજૂ કર્યો, અને એમનો વિરોધ એવો ઢંકાયેલો રહ્યો હતો, તથા તેમનું વ્યાખ્યાન સૌને એવું તો ગમ્યું કે, હિંદીમાં ઊતરતા દરજ્જાનું વ્યાખ્યાન કરીને એમનાથી થયેલી અસરને બગાડવાનું મને ઠીક ન લાગ્યું. એટલે મેં એક વિધિ પૂરતું એને સમર્થન આપ્યું, જેવું કે મારા હોદ્દાની રૂએ અનેક ઠરાવોને માટે મારે કરવું પડે છે. ઠરાવ સર્વાનુમતે પસાર થયો. નવી યોજના ઉપર મહાસભાની મહોર વાગી.

ઠરાવમાં ડૉ. ઝાકીર હુસેન અને શ્રી. આર્યનાયકમને, ગાંધીજીની સલાહ અને દોરવણીથી, એક કેળવણી મંડળ કાઢવાનું જણાવ્યું છે, કે જે મંડળ પાયાની રાષ્ટ્રીય કેળવણીનો કાર્યક્રમ સંગઠિત રીતે તૈયાર કરે, અને જાહેર તેમ જ ખાનગી કેળવણીને દોરવાનું તથા દિશા આપવાનું જેમના હાથમાં છે તેમનાં સ્વીકાર અર્થે તેમની આગળ રજૂ કરે. તે જ બોર્ડને પોતાનું બંધારણ ઘડી કાઢવાની સત્તા પણ રહે, ઇત્યાદિ.

બરોબર નિયત વખતે, ગાંધીજીની સલાહ મુજબ, તદ્વિદોનો સંઘ સ્થપાયો. શ્રી. નરેંદ્રદેવ અને આના લેખક એ બે જણને કદાચ રાજકારણી કહેવાય. તે બાદ કરતાં સંઘના બાકીના સભ્યો પ્રતિષ્ઠિત છે, અને વધારેમાં તો એ કે, કેળવણી-ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત છે. સંઘની રચના એવી છે કે બધાં હિતો અને બધી કોમોને સંતોષ થાય. તેના સભ્યો બાબતમાં, મુસ્લિમ લીગ કે જબરામાં જબરી ઝીહક-હિમાયતીને કાંઈ જ કહેવાપણું ન હોઈ શકે. (૧૯૩૮ના) ગયા એપ્રિલમાં સંઘની બેઠક થઈ, તેમાં દરેક વિભાગ માટે અનેક ઉપયોગી ઉપ-સમિતિઓ નિમાઈ, માફકસરનું ખર્ચપત્રક પસાર થયું, અને બીજું પરચૂરણ પણ અતિ ભારે ઉપયોગી કામ થયું.

આમ જે યોજના રાષ્ટ્ર પર અણધારી અને અવિધિસર ફેંકાયેલી અને જેનાથી તેને જબરો આઘાત થયેલો, તે હવે ઠીક ઠીક ફાવતી અને ફળતી થવા લાગી છે. આમ ગાંધીજી પોતાનું કામ કરે છે અને ફાવે છે. એમના વિચારો લોકે દેખવે નવાસવા લાગે છે, છતાં જ્યારે તેમને ઝીણવટથી છણીને તપાસવામાં આવે છે ત્યારે તે, પહેલી નજરે લાગે તેવા નવા કે ક્રાંતિકારી નથી લાગતા. એમાં જે અવળું છે તે તો તે વિચારોને જાહેર કરવાની રીત છે.

આ૦ કૃપાલાની

# તુકારામની વાણી

૪૭

धांव घाली आई। आतां पाहतेसी काई ॥ १ ॥
धीर नाहीं माझे पोटीं। झालों वियोगें हिंपुटी ॥ २ ॥
करावें सीतळ। बहु झाली हळहळ ॥ ३ ॥
तुका म्हणे डोई। कधीं ठेवीन हे पायीं ॥ ४ ॥

૪૭

દોડી આવ માડી, શું જુએ રહી ધીરી? ૧
ધીર નહિ મારે ઉર, થાઉં વિયોગે આતુર. ૨
દે શાંતિ તું શીતળ, બહુ થયો હું વિહ્વળ. ૩
તુકો કહે, શિર ક્યારે મૂકું પાયે સ્થિર? ૪

૪૮

तुम्हां ठावा होता देवा। माझे अंतरीचा हेवा ॥ १ ॥
होती काशानें सुटका, तरी हे वैकुंठनायका ॥ २ ॥
असतें सांभाळिलें। जरी तुम्हीं आश्वासिलें ॥ ३ ॥
तुका म्हणे कृपाळुवा। बरवा केला सावाधावा ॥ ४ ॥

૪૮

તમે જાણી'તી, વિઠ્ઠલ, મારી અંતરની કળ. ૧
થાત કેમ કરી પૂરી, મારી આશ સર્વે, હરિ? ટેક ૨
જો સંભાળ્યો ન હોત, તમે દિલાસા સમેત. ૩
તુકો કહે, કૃપાસિંધો, ટાણે હાથ ઝાલી લીધો. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# વિશ્વની ભૌતિક રચના

૧

પશ્ચિમમાં પદાર્થવિજ્ઞાન અને રસાયણવિદ્યા ધીમે ધીમે એક સાંખ્ય કે વૈશેષિક દર્શન જેવી ફિલસૂફી ખીલવવા લાગ્યાં છે. યંત્ર, દવા, દારૂ, અને અનેક બીજા વેપારવણજના પદાર્થો શોધી કે સર્જીને, તે બે વિદ્યાઓએ, યુરોપ આજ જેવું છે અને જેવું થઈને સુખ અને દુઃખ તથા અજંપો ભોગવે છે, તેવું તેને બનાવ્યું છે, એમાં શંકા નથી. આ જાતની પ્રગતિ કે વિગતિ તરફ વળવામાં વિજ્ઞાન સાધન બન્યું છે. વિજ્ઞાનનો સંકલ્પ એ નહોતો. આ પંથે યુરોપે વળવું એ સંકલ્પનાં મૂળ તો તેની ૧૫મા ૧૬મા સૈકાની મંથનદશામાં અને નવી ધર્મદૃષ્ટિ (કે અધર્મદૃષ્ટિ?) તથા બુદ્ધિવાદી અહંતા, અને પારકા લોકોની માલમતા પર હાથ નાંખવાની અધમતામાં દટાયેલાં છે, એમ ઇતિહાસ જોતાં લાગે છે. એ સંકલ્પમાં કેળવાયેલી પ્રજાએ વિજ્ઞાનને પણ એમાં સંડોવ્યું તે વાત ખરી. પણ તેઓ બીજું કરી પણ ન શકે. છતાં, કેટલાક કેવળ સરસ્વતી-ભક્તોએ વિજ્ઞાનની કાંઈક નિરપેક્ષ સેવા પણ કરી છે, અને એમાથી તેમણે વિજ્ઞાનની ફિલસૂફી જન્માવવાના પ્રયત્ન કર્યા છે.

આવા પ્રયત્નોની એક ને મોટી દિશા, આ ભૌતિક પદાર્થ શું છે, તેની રચના કઈ જાતની છે, તે શોધવાની છે. એ શોધ આજે કેટલે આવી છે તે આપણે બધાએ સામાન્યપણે તો જાણવું જોઈએ.

આ જાણવાને માટે બે ત્રણ પારિભાષિક શબ્દોની મદદ બહુ સાધક થઈ પડે એમ લાગે છે. અણુ એટલે કોઈ પણ પદાર્થનો બની શકે એટલો નાનામાં નાનો કણ તે એટલો નાનો પણ હોઈ શકે કે નરી આંખે નયે દેખી શકાય. જેમ કે, પ્રકાશના કિરણમાં જ જણાતા કણો. એવા અનેક અણુ મળીને નાના મોટા પદાર્થો બને છે. પણ એમ કહેવાથી આપણને પદાર્થનું વિશેષ પૃથક્કરણ નથી મળતું. અને જ્ઞાન વિજ્ઞાનનું રહસ્ય એ છે કે, અનેક વસ્તુઓ, બનાવો, દશ્યો, પ્રક્રિયાઓ વગેરેનું અધ્યયન કરીને તે તેમના વર્ગો પાડી બતાવે, તેમનો કાયદો ખોળી કાઢે, તેમને સમજવાને માટે ચાવી ઢૂંઢી આપે. અણુ (અંગ્રેજીમાં તેને 'મોલિક્યૂલ' કહે છે.) તો એક યાંત્રિક સમજ જ માત્ર છે. પદાર્થને તોડી તોડીને ભૂકો કર કર કરીએ અને છેવટે જે કણ થાય, તે અણુ — તે પદાર્થનું બારીકમાં બારીક રૂપ. પરંતુ સૃષ્ટિમાં મળતા અનેક પદાર્થોના એવા અણુઓ વચ્ચે શું સગપણ છે, એ તેનાથી ન જડે. એ સગપણની શોધ રસાયણવિદ્યા કરે છે. તે કહે છે કે, જગતમાં મળતા બધા ભૌતિક પદાર્થોના અણુઓ જો રસાયણથી તપાસીએ, તો તેના ઘટકરૂપ પરમાણુઓ મળે છે. અને પદાર્થોના એવી રીતે મળતા પરમાણુઓના પ્રકારોની સંખ્યા અમુક નિશ્ચિત જ છે. એટલે કે, સૃષ્ટિના અનેક પદાર્થો જો તપાસીએ, તો તેમના બધાના મૂળ ઘટક તરીકે અમુક નક્કી પરમાણુઓ મળે છે. એમની સંખ્યા રસાયણવિદ્યાએ શોધી કાઢી છે, અને વધારે શોધખોળ ચાલી છે તેમ તે સંખ્યા વધી છે; અને હજુ કદાચ નવો કોઈ પદાર્થ અણતપાસાયેલો રહી ગયેલો મળે, તો તેમાં વધારો પણ થવા સંભવ છે. છતાં આજે જોઈ વળતાં, પરમાણુઓની સંખ્યા વધવા સંભવ ઓછો છે. આજ તેમની સંખ્યા લગભગ ૯૨ જેટલે પહોંચી છે. જેમ કે, પાણીનો અણુ તપાસતાં તેમાં બે પ્રકારના પરમાણુઓ મળે છે — હાઈડ્રોજન અને ઑક્સીજન એ બે વાયુના પરમાણુ મળીને પાણી બને છે. બે વાયુ જ મળીને પાણી જેવું પાણી બને, એ વાત વિચિત્ર લાગવા સંભવ છે. પરંતુ રસાયણશાસ્ત્રીએ એ બે વાયુ તેમના યોગ્ય પ્રમાણમાં ભેળવીને પાણી કરી જોયું છે, એટલે સંશય નથી.

આ પરમાણુઓની શોધ આપણી પ્રાચીન પંચભૂતની શોધ જેવી કહી શકાય. જેમ પંચભૂત દ્વારા બધું બને છે, તેમ આ ૯૨ પરમાણુઓના, ઓછાંવત્તાં પ્રમાણમાં મળીને, સમાસ બનીને બધા પદાર્થો બને છે. નર્યાં એક જ જાતના પરમાણુઓના બનેલા શુદ્ધ પદાર્થો કુદરતી રૂપે ન પણ મળે એવું બને. જેમ કે, સોનું કુદરતી રીતે મળે છે; એટલે તે અનેક પરમાણુનો સમાસ પદાર્થ નથી, પણ મૂળપદાર્થ કે એક મૂળતત્ત્વ જ છે. પરંતુ લોઢું કે ગંધક એક મૂળતત્ત્વ છે, છતાં કુદરતી રીતે સોનાની

માફક મળતું નથી, પરંતુ અનેક બીજા પદાર્થો જોડે મિશ્ર રૂપે ખનીજમાંથી જ તેને શોધી લેવું પડે છે.

રસાયણશાસ્ત્રે ત્યારે મૂળ પદાર્થોની સંખ્યા શોધી આપી, પદાર્થવિજ્ઞાનને એક ડગલું આગળ લીધું છે. આ પદાર્થોને મૂળતત્ત્વો (elements) આપણી ભાષામાં કહીએ. પરમાણુને અંગ્રેજીમાં 'atom' કહે છે, અને એનો શબ્દાર્થ લેટિનમાં 'અચ્છેદ્ય' કે 'અભેદ્ય' થાય છે. પરમાણુને એ વિશેષણો ખરેખર પણ લાગુ પડે છે.

૨

છેલ્લાં પચાસ વર્ષમાં વિજ્ઞાનવેત્તાઓએ આથી આગળ ખોજ ચલાવી છે. તેમનો પ્રશ્ન આ હતો— આ પદાર્થ શું છે? સામાન્ય રીતે, પદાર્થ એ, વજન, લંબાઈ પહોળાઈને ઊંચાઈ, તથા હલાવો તો હાલે કે રોકો તો રોકાય—નહિ તો પોતાની જેવી સ્થિતિ હોય તેવી સ્થિતિમાં પડ્યા રહેવાની જડતા, એ પ્રકારના ગુણધર્મોવાળો હોય છે, એમ સૌ કોઈ સમજે છે. અને એ સમજથી જ વિજ્ઞાન-વેત્તા પણ પોતાનું કામ કરે છે. એ કામ કરતાં જ્યાં એ સમજ સાથે વિસંગત પ્રક્રિયાઓ જોવામાં આવે ત્યાં એ થોભે છે, અને પોતાની સમજને વધારે શુદ્ધ અને પરિપૂર્ણ કરે છે. એમ કરતાં કરતાં જ આજ તેની ફિલસૂફી રચવા તરફ તે અજાણ્યે જતો ગયો છે. એ ફિલસૂફી શોધવાને અંત નથી. સર જેમ્સ જીન્સ નામનો એક મહાન ખગોળવેત્તા અને પદાર્થવિજ્ઞાની એના એક પુસ્તકમાં લખે છે એ કેવું ઉદાત્ત વાક્ય છે!—'વિજ્ઞાન આજે કશી નિશ્ચિત જાહેરાત કરવાની દશામાં છે એમ અમે ભાગ્યે જ કહી શકીએ. ઊલટું કહેવું તો એમ જોઈએ કે, વિજ્ઞાને એવી જાહેરાતો કરવાની વાત જ છોડવી જોઈએ, કારણ કે જ્ઞાન-ગંગા ઘણી વાર અવળાયે વહી છે.' એટલે એ ફિલસૂફી શી છે તે નિશ્ચિત રૂપે કહેવાપણું તો હોઈ શકતું નથી. માત્ર તેના શોધકો કેટલે આવ્યા છે તે જ સમજવાનું બની શકે.

પદાર્થનું મૂળ સ્વરૂપ ખોળવું હોય તો હવે પરમાણુને જ કોઈ રીતે વિશેષ પારખવો જોઈએ, એ સ્પષ્ટ છે. વીજળી-શક્તિની મદદથી એમ કરવું શક્ય બન્યું છે. વીજળી એ કોઈ પદાર્થ નથી; એટલે કે ઉપર આપણે પદાર્થના જે સામાન્ય ગુણ-ધર્મો ગણાવ્યા તે એ ધરાવતી નથી. તેને પ્રવાહ હોય છે અને તેને વહી શકે એવા ગુણવાળા વાહક પદાર્થો વાટે તે અતિ વેગે વહે છે. એની શક્તિથી પરમાણુને તપાસતાં વીજળીના જ ગુણો ધરાવતા કણ પરમાણુમાંથી મળ્યા. આ કણોને તે પરથી વીજ-અણુ — વીજાણુ નામ આપવામાં આવ્યું. એટલે વિજ્ઞાન એક ડગલું આગળ ,વધ્યું — પરમાણુના ઘટક વીજાણુઓ છે.* અને વીજળી જેમ બે પ્રકારની હોય છે તેમ પરમાણુઓના આ વીજાણુઓમાં પણ બે પ્રકારો મળે છે; ફૂલના કેસરના પુંકેસર અને સ્ત્રીકેસર ઉપરથી તેને પુંવીજ અને સ્ત્રીવીજ અને તે પરથી એ બે પ્રકારોને પું-વીજાણુ અને સ્ત્રી-વીજાણુ આપણે કહીએ તો ચાલે. પરમાણુની રચના તપાસતાં એવું મળે છે કે, દરેક પરમાણુમાં, સૂર્યમંડળમાં ફરતા ગ્રહો જેમ આવેલા, અમુક સ્ત્રીવીજાણુઓ હોય છે અને સૂર્ય-સ્થાને કેન્દ્રવર્તી કણ હોય છે જેને પરમાણુનું બીજક (nucleus) કહેવામાં આવે છે. એ બીજકની આસપાસ પરમાણુના સ્ત્રીવીજાણુઓ ગ્રહોની પેઠે ગોઠવાયેલા હોય છે. તેમને પોતાનાં સ્થાનોએ ધરી રાખવા જોઈએ તેટલું પું-વીજ-બળ તેમના બીજકમાં રહેલું હોય છે. એ રીતે એ પરમાણુ-મંડળ પોતાની સ્થિર સૃષ્ટિ સાધે છે અને સ્ત્રીવીજ પુંવીજના સામસામેના સમાન બળને લીધે સમ-સ્થિતિમાં રહે છે.

આ પછી વિજ્ઞાનશાસ્ત્રીએ એ જોયું કે, દરેક મૂળતત્ત્વના પરમાણુ-મંડળના સ્ત્રીવીજાણુઓ સરખા નથી હોતા; એકથી માંડીને અનેક હોય છે. (જેમ કે, હાઇડ્રોજનનો ૧, ઑક્સીજનના ૮, વગેરે.) અને ગમે તે કુદરતી પદાર્થમાંથી મળતા એક જ જાતના પરમાણુઓ જો તપાસો, તો તેમના સ્ત્રીવીજાણુ-ઓની સંખ્યા તો એની એ જ મળે છે. દા૦ ત૦,

*અહીં આગળ એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે; પરમાણુમાંથી વીજાણુ મળવા તે વીજળી-શક્તિના ઉપયોગથી શક્ય બન્યું છે. એટલે જે અર્થમાં ચા સમજથી પરમાણુનો અણુ બનેલો છે એમ કહીએ, એ ભૌતિક સમજ અહીં આગળ પણ સાચી ખરી? એટલે કે, વીજળીને કારણે થયેલી પ્રક્રિયાએ આણુ પરમાણુ કરતાં કોઈ જુદા જ ધોરણનું અને પ્રકારનું પૃથક્કરણ તો નથી કરી આપ્યું? વિજ્ઞાન આ બાબત અત્યારે કશું કહેતું નથી.

હાઈડ્રોજન એક મૂળતત્ત્વ છે. તમે તેને વિશ્વના ગમે તે સમાસપદાર્થમાં તપાસો; તેના પરમાણુમાં એક જ સ્ત્રીવીજાણુ તમને મળશે. આથી એક લાભ થયો: તેથી કરીને મૂળતત્ત્વોની પારખ બહુ સરળ થઈ ગઈ; એને માટે એક એવું લક્ષણ મળ્યું કે જે પરથી તે તરત ઓળખાઈ જાય. અને વળી તે લક્ષણ સંખ્યા હોવાથી તેનું ગણિત કરવાનુંય સરળ થયું. આ સંખ્યાને તે પરમાણુ કે તેના મૂળતત્ત્વનો (atomic number) 'પરમાંક' કહે છે. જેમ કે ઓક્સીજનનો પરમાંક ૮ છે. દરેક મૂળતત્ત્વ કે મૂળપદાર્થના આ રીતે પરમાંકો શોધી કાઢવામાં આવ્યા છે.

## ૩

સ્ત્રીવીજાણુ તપાસ્યા પછી વિજ્ઞાને પરમાણુના બીજકને તપાસવા માંડ્યું. તેને તોડવાને માટે, વીજળીની મદદથી અતુલ બળ ઉપજાવી, સૂક્ષ્મ કણરૂપી ગોળા તેના પર છોડવામાં આવ્યા. તેનાથી બીજક તૂટી ગયું અને તેના વળી નવા જ પ્રકારના ઘટકો જોવા મળ્યા. એક તો એ કે, બીજકમાંથી પું-વીજાણુ મળ્યો; એટલે કે, તે વીજાણુમાં પું-વીજ હતી. બીજકમાંથી પું-વીજ ધરાવનો તે મળવો જ જોઈએ, એમ અનુમાન તો હતું જ, કેમ કે સ્ત્રીવીજાણુને સમસ્થિત રાખનારું સામું પુંવીજબળ બીજકમાં હતું જ. હવે તે પુંવીજાણુરૂપે જણાયું; અને તે તે પરમાણુના સ્ત્રીવીજાણુઓને ધરી રાખે એટલી જ સંખ્યામાં બીજકમાં પુંવીજાણુઓ રહેલા મળ્યા. આમ પરમાણુનું પૃથક્કરણ કરતાં ત્યારે બે પ્રકારના વીજાણુઓ મળ્યા. [આ બે વીજાણુમાં સ્ત્રીવીજાણુ કરતાં પુંવીજાણુ ૧૮૪૫ ગણો 'માલદાર' ('માસ' વાળો) છે એ જાણવા જેવું જોઈએ. જેમ ગ્રહો કરતાં સૂર્ય કેટલા ગણો છે!]

હમણાં હમણાં બીજકના બે તદ્દન નવા જ પ્રકારના ઘટકો પાછા મળ્યા છે. એ પણ મળ્યા છે તો બીજકને વીજશક્તિ દ્વારા જ શોધતાં; પરંતુ તે પૂર્વના પું-સ્ત્રી-વીજાણુના ભેદ જેવા કે કોઈ નિરાળા પાયા પરના પ્રકારો છે, એ વિશે હજી સુધી ખાતરી નથી. ઘણું કરીને કોઈ નિરાળા જ પાયા પરના હોય, જોકે તેમને નામ તો તેના વીજળીના ગુણ જોઈને જ આપવામાં આવ્યું છે. એ નવા જડેલા વીજાણુઓમાંના એકને સમ-વીજાણુ (neutron) કહે છે, કેમ કે તેમાં વીજબળ સમસ્થિતિમાં મળે છે, એટલે કે પ્રગટરૂપે તે નથી. પરમાણુને અતિ પ્રબળ વીજ-બળ વાપરીને તોડવાથી બીજો જે વીજાણુ મળે છે, તે પું-વીજાણુ જેટલો જ પુંવીજશાળી છે; તેનો અને પું-વીજાણુનો વિજકારો ('charge') સરખો છે. પરંતુ એના માલ (Mass) માં ફરક છે. (તે સ્ત્રીવીજાણુ જેટલો જ માલદાર હોય છે.) તેથી તેને અંગ્રેજીમાં પુંવીજાણુ—'પ્રોટોન'થી જુદો એવો 'પોઝિટ્રોન'—'પો-વીજાણુ' કહેવામાં આવ્યો છે. આ 'પો-વીજાણુ' પરમાણુના બીજકમાંથી નહિ, પણ તેની બહારથી શૂન્યમાંથી જાણે ન આવતો હોય, એમ લાગે છે. તેથી વિજ્ઞાનીઓ અનુમાન કરે છે કે, પ્રબળ વીજ-શક્તિવાળા કણ-ગોળા વડે તોપાડીને પરમાણુને તોડવામાંથી તો તે ઉત્પન્ન થતો ન હોય? કેમ કે તે બિલકુલ ક્ષણજીવી હોય છે—સેકન્ડનો પણ અમુક અંશ જ દેખા દઈને તે લીન થઈ જતો લાગે છે. આ પોવીજાણુની શોધ છેક છેલ્લી અને થોડાંક વર્ષ જ જૂની છે. એટલે તેના બધા ગુણધર્મો વિશે બહુ ચોકસાઈથી કહેવું મુશ્કેલ છે.

છતાં પોવીજાણુરૂપે કશાકનું પદાર્થરૂપે જરાક વાર દેખાવું અને પછી અલોપ થઈ જવું, એ એક અતિ વિચિત્ર ઘટના કહેવાય. એ જો ખરેખર સાચું માલૂમ પડે કે એમ જ થાય છે, તો પદાર્થ ઘન, વાયુ, કે પ્રવાહીમાંથી ગમે તે રૂપે રહે છે,—અખંડ અવિનાશી છે, એ જે અડગ માન્યતા છે, તે ખોટી ઠરે. અને તે નવો ઉત્પન્ન નથી થતો એમ પણ શી રીતે કહી શકાય? કેમ કે, પોવીજાણુ શૂન્યમાંથી પદાર્થરૂપ બનેલો લાગે છે; અને પાછો શૂન્ય બની જાય છે. નરસિંહ મહેતા આ જગત વિશે 'શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે' એમ કહે છે ને, તો તો, વિજ્ઞાનશુદ્ધ ઠરે''

આ પ્રમાણે પરમાણુના ઘટક તરીકે વીજાણુના પ્રકારો જોવા મળે છે. પરંતુ 'આપણે ચર્ચીએ છીએ તે એ અનેકવિધ ઘટકોમાં કયા આત્યંતિક અને અભાજ્ય છે, અને કયા સમાસિત છે, તે હજી સ્પષ્ટ નથી. દા. ત., ઘણા પદાર્થવિજ્ઞાનીઓ એમ વિચારે છે કે, પુંવીજાણુ સમાસિત રચના હોય—એક સમવીજાણુ અને એક પોવીજાણુનું સંગઠન એ

હશે; અથવા તો વળી એમ માને છે કે સમવીજાણુમાં એકેક પુંવીજાણુ અને સ્ત્રીવીજાણુ છે.' (જીન્સ)

પરંતુ, એ જ પદાર્થવિજ્ઞાની કહે છે કે, 'એથી આગળ જોતાં કદાચ એમ જ હોય કે, આવા બધા પ્રશ્નો જ કરવા નિરર્થક હોય: એમ પણ હોય કે, (વીજાણુઓનો) એક સેટ બીજા સેટ' જેટલો જ મૌલિક હોય. પરમાણુમાં આપણને અમુક જગામાં માલ (mass) અને અમુક જગામાં વિજકારી (charge) મળે છે; અને તેના ઘટક કણોમાં આ બે વસ્તુઓ જે રીતે આપણે ફાળવીએ છીએ, તેમાં કદાચ કશા આત્યંતિક તથ્ય કરતાં આપણી સગવડ પૂરતું જ તથ્ય હોય.' એટલે કે, આપણી તપાસની મર્યાદાને લીધે જ આપણને જુદા જુદા વીજાણુઓ દેખાતા હોય, જે ખરેખરી રીતે ઘટકરૂપે ન પણ હોય. એટલે આ બધું જોયા જાણ્યા છતાં, છેવટે આ જગતની ભૌતિક રચનાનું મૂળ શું છે તે જેવું ને તેવું જ અજ્ઞાત રહે છે! 'વીસમી સદીના ભૌતિક વિજ્ઞાન-વિકાસનું આગળપડતું પરાક્રમ એ છે કે, આપણે હજી આત્યંતિક સત્યને પહોંચ્યા નથી, એ સૌ કોઈ સ્વીકારે છે.'

'છતાં અત્યારે તો આપણે એટલું જ માનવાનું કે, બધા ભૌતિક પદાર્થો જે મૂળ ઘટકોના બનેલા છે તેઓ અનેક પ્રકારના વીજાણુઓ છે. અમુક પદાર્થના ગુણધર્મો શા છે, તે આ ઘટકો અથવા તેમના સમૂહ – અણુઓ અને પરમાણુઓ – શી રીતે ગોઠવાયા છે, તેના ઉપરથી નક્કી થાય છે.'

મગનભાઈ દેસાઈ

# કલકત્તાની કાળી કોટડી

ગયે વર્ષે, બંગાળામાં, કલકત્તાની કાળી કોટડીના હત્યાકાંડની વાતના પ્રથમ પ્રચારક હૉલ્વેલનું બાવલું ખસેડવાની ચળવળ જાગી હતી. કેટલાંય વર્ષોથી અંગ્રેજ તેમ જ હિંદી વિદ્વાનોમાં કાળી કોટડીના હત્યાકાંડની સચ્ચાઈ વિષે ઊહાપોહ ચાલતો આવ્યો હતો; અને ધીમે ધીમે એ બનાવની વાસ્તવિકતા વિષે શંકા તો જામવા લાગી જ હતી. તેની પરાકાષ્ઠા ઉપર જણાવેલી ચળવળમાં આવી; અને બંગાળની સરકાર, એ ઐતિહાસિક કહેવાતા બનાવની વાસ્તવિક ઐતિહાસિકતા બાબત વિરોધ કાંઈ નક્કર જવાબ કદાચ આપી શકે તેવી સ્થિતિમાં ન હોવાથી, તેણે તે બાવલું જાહેર સ્થળેથી ખસેડીને સંગ્રહસ્થાનની દીવાલોમાં પૂરી દેવાનું મુનાસિબ માન્યું.

તેમ છતાં એ બનાવનું મૂર્તિમંત તથા કાયમી સ્મારક શાળાનાં પાઠ્ય પુસ્તકોમાં તો મોજૂદ જ રહ્યું, અને વિદ્યાર્થીઓને કુમળી વયથી આવી જૂઠી કે શંકાસ્પદ બીના ઐતિહાસિક સત્ય તરીકે શીખવ્યા કરવામાં આવે ત્યાં સુધી પેલી ચળવળનો ધારેલો હેતુ સર્યો ન જ કહેવાય. પરિણામે ધીમે ધીમે પાઠ્ય પુસ્તકોમાંથી પણ એ બનાવની વાત રદ કરવા બાબત દેશના જુદા જુદા ભાગોમાં પ્રયત્ન શરૂ થઈ ચૂક્યા છે. સિંધ સરકારે તો આખા પ્રાંતનાં પાઠ્ય પુસ્તકોમાંથી તે ભાગ રદ કરવાનો હુકમ કરી દીધો છે. હવે થોડા જ દિવસ ઉપર છાપાંમાં વાંચ્યું કે, મુંબઈની કૉર્પોરેશને પણ પોતાની હકૂમત હેઠળની શાળાઓમાં ચલાવાતાં પાઠ્ય પુસ્તકોમાંથી એ વાત રદ કરવાનો ઠરાવ કર્યો છે. આશા રાખીએ કે એનું અનુકરણ ઇલાકાની બીજી મ્યુનિસિપાલિટીઓ પણ કરશે જ; એટલે એ બનાવ બાબત જે ઊહાપોહ ચાલ્યો છે તેના મુદ્દા ટૂંકમાં અત્રે જણાવી જવા યોગ્ય માન્યા છે.

૧

કલકત્તાની કાળી કોટડીના બનાવની ઐતિહાસિક પૂર્વપીઠિકા આ પ્રમાણે છેઃ—

ઈસ્ટ ઇન્ડિયા કંપનીના માલ ઉપર દાણવેરો (મુલકી જકાત) ન લેવાની બાદશાહી પરવાનગીનો અંગ્રેજોએ પોતાના ખાનગી વેપાર માટે દુરુપયોગ કરી, બંગાળામાં દાણચોરી શરૂ કરી. પરિણામે દેશના વેપારીઓ પાયમાલ થવા લાગ્યા અને નવાબની તિજોરીને મોટો ધોકો પહોંચવા માંડ્યો. નવાબ સિરાજુદ્દૌલા આ બધા અન્યાયોથી સમસમી રહ્યો હતો; તેવામાં અંગ્રેજોએ ઉઘાડેછોક તેને ગાદીએથી ઉથલાવી નાખવાનાં કાવતરાંમાં સામેલ થઈ, નવાબની આમન્યાનું ઉલ્લંઘન કરવા માંડ્યું. છેવટે ચિડાઈને સિરાજુદ્દૌલાએ કલકત્તા ઉપર ચડાઈ કરી.

નવાબનો હુમલો થતાં જ કિલ્લાનો ગવર્નર ડ્રેક, નૌકાસેનાપતિ મિન્ચિન, કપ્તાન ગ્રાન્ટ વગેરે અમલદારો, પાછળ રહેલા પોતાના ભાઈઓની પરવા કર્યા વિના, હાથ લાગેલા વહાણમાં 'શરમભરેલી રીતે' પડાપડી કરીને ચાલતા થયા. બાકી રહેલા અંગ્રેજોમાં પણ ગિસ્તનું નામનિશાન ન રહ્યું, અને કેટલાકોએ સરકારી ભંડાર

ઉપાડી તેમાંથી દારૂ કાઢી ઠાંસી ઠાંસીને પીધો, અને પછી છાકટાપણામાં કિલ્લાના દરવાજા હાથે કરીને જ ઉઘાડી નાખ્યા

નવાબ પોતે સાંજના પાંચ વાગ્યે કિલ્લામાં દાખલ થયો. અંગ્રેજોની ઓથે રહીને 'પોતાની સામે કાવતરાં ચલાવતા કૃષ્ણવલ્લભ વગેરેને તેની આગળ પકડીને પ્રથમ રજૂ કરવામા આવ્યા. સિરાજુદ્દૌલાએ હાથમાં આવેલા તે દુશ્મનો સાથે બહુ શાંત તેમ જ ઉચિત વ્યવહાર દાખવ્યો અને તેમને બેસવા આસન આપ્યું. પછી પકડાયેલા અંગ્રેજોને હાથકડી કરી રજૂ કરવામાં આવ્યા. તે બધામા હોલ્વેલને તેમનો આગેવાન સમજી, સિરાજે તરત તેનાં બંધન છોડાવી નાખ્યાં, તથા સૌને અભયદાન આપીને કહ્યું કે, 'હું પણ વીર છું, અને વીરની કદર સમજું છું તમે સૌ મારા તરફથી નચિંત રહેજો.'

ત્યાર બાદ દરબાર બરખાસ્ત થયો; અને સેનાપતિ માણેકચંદને કિલ્લાની વ્યવસ્થા કરવાનું સોંપી નવાબ પોતાને ઉતારે ચાલ્યો ગયો.

અંગ્રેજ કેદીઓને એક વરંડામાં લઈ જવામાં આવ્યા. સામે એક મોટું મેદાન હતું. કદાચ તે બધાને ત્યાં ખુલ્લામાં જ રાખવામાં આવત; પરંતુ હોલ્વેલ પોતે જ કહે છે તેમ, નવાબનું લશ્કર કલકત્તામાં દાખલ થયું તે વખતે નાસી છૂટેલો લીચ નામનો તેનો મિત્ર એક હોડી લઈ અંધારા વખતે પાછો ફર્યો, અને હોલ્વેલ પાસે આવી, તેને તે હોડીમાં નાસી છૂટવા સમજાવવા લાગ્યો. હોલ્વેલ કહે છે, 'લીચ આવ્યો ત્યારે અમારી આસપાસ બહુ પહેરેગીરો ન હતા હતા તે પણ કોઈ પણ જાતના અંદેશા વિના દૂર આમતેમ ફરતા હતા એટલે મરજી મુજબ નાસી છૂટવામાં કોઈ જાતની અગવડ નહોતી.'

કદાચ અંગ્રેજોની આ જાતની હિલચાલની શંકા જવાથી,[1] નવાબના સિપાઈઓએ, પોતાની સહીસલામતી સારુ, અંગ્રેજ કેદીઓને રાત પૂરતા કોઈ ઓરડામા પૂરી મૂકવાનો ઇરાદો કર્યો સદ્ભાગ્યે પાસે જ જોઈએ તેવું એક મકાન તેમના હાથમા આવી પણ ગયું. અંગ્રેજો પોતે જ તેનો કેદખાના તરીકે ઉપયોગ કરતા હતા. હિંદુસ્તાનની ગરમ આબોહવામાં કેદીને રિબાવવો ન હોય તો તે જાતનું બંધિયાર 'બાકું' કોઈ બનાવે જ નહીં. અંગ્રેજ ઇતિહાસકાર મિલ સ્પષ્ટ કહે છે કે, 'અંગ્રેજોને એ બાકામાં પુરાવું પડ્યું તે માટે તેમણે પોતાની જાતને જ ધન્યવાદ આપવા જોઈએ કારણ કે પોતાની નગરીમાં એ જાતનું મકાન કેદીઓ માટે પણ તેમણે બનાવ્યું ન હોત, તો તેમાં તેમને પોતાને પુરાવું ન પડત.'

હવે હોલ્વેલની વાત આગળ ચલાવીએ. તે કહે છે કે, નવાબના માણસોએ એ પ્રમાણે ૧૪૬ જણને ઉનાળાની ગરમીમાં ૧૮ ફૂટ વિસ્તારવાળી એક નાની ઓરડીમાં પૂર્યા. પરિણામે સવાર સુધીમાં ૧૨૩ જણ બફાઈ–ગૂંગળાઈને જ માર્યા ગયા. સવારમાં જ્યારે નવાબે હોલ્વેલને પોતાની પાસે બોલાવી મંગાવ્યો, ત્યારે આ દુર્દશાની ખબર તેને પડી. તેણે તરત બધાને મુક્ત કરાવ્યા. હોલ્વેલની નબળી હાલત જોઈ તેને બેસવા તરત આસન મંગાવ્યું અને તેને પાણી પાયું. હોલ્વેલને અંગ્રેજોના ખજાનાના સ્થાન બાબત પૂછવામાં આવ્યું, પણ તે કાંઈ જવાબ આપી શક્યો નહીં. એટલે રાજા માણેકચંદે તેને અને તેના ત્રણ સોબતીને કેદી તરીકે રાખવા મુર્શિદાબાદ મોકલાવી દીધા, અને બાકીના બધાને છોડી મૂક્યા.

૨

આ તો થઈ હોલ્વેલે વર્ણવેલી વાત. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, અઢારમા સૈકામાં થઈ ગયેલા સમકાલીન મુસલમાન ઇતિહાસકારોએ પોતાનાં પુસ્તકોમાં[1] સિરાજુદ્દૌલાના અનેક અત્યાચારો વર્ણવ્યા છે, પણ કાળી-કોટડીવાળા અત્યાચારની વાત એકે લેખકે કરી નથી.

મુસલમાન લેખકો પોતાના ધર્મબંધુ નવાબની આવી અપકીર્તિ નોંધી ન રાખે એમ માની લઈએ, તોપણ તે વખતના અંગ્રેજોએ લખેલા પત્રો, નિવેદનો વગેરે કશામાં પણ તે બનાવનો ઉલ્લેખ નથી. સિરાજ કલકત્તામાં દાખલ થયો ત્યાર પહેલા ત્યાંથી નાસી છૂટેલા અંગ્રેજો થોડે દૂર ફલ્તા બંદરે જ ધામો નાખીને પડયા હતા, અને ત્યાં બેઠા બેઠા મદ્રાસ વગેરે સ્થળે રહેલા અંગ્રેજો સાથે મંત્રણાઓ ચલાવતા હતા હોલ્વેલ તથા તેના ત્રણ સોબતીઓને કેદમાં રાખી તેની સાથે કાળી-કોટડીનો ત્રાસ પામી જીવતા નીકળેલા બાકીના બધાને તો છૂટા જ છોડી મૂકવામા આવ્યા હતા. તેઓ પછી ફલ્તા જ પહોંચ્યા હતા. તેમણે આ ભયંકર અત્યાચારની વાત, જો તે ખરેખર બની હોય તો, હોલ્વેલ મુર્શિદાબાદની કેદમાંથી છૂટીને જાહેર કરે, ત્યાર પહેલા જાહેર કરી જ હોવી જોઈએ પરંતુ ફલ્તામાં ચાલેલી મંત્રણાઓની નોંધપોથીમાં કોઈ સ્થળે કાળી-કોટડીનો ઉલ્લેખ જ નથી. કલકત્તા પડ્યા બાદ ત્રણ માસે ઈ સ ૧૭૫૬ની ૧૭મી સપ્ટેંબરે 'કોર્ટ ઑફ ડિરેક્ટર્સ'ને જે સરકારી અહેવાલ લખી મોકલવામા આવ્યો, તેમા પણ કાળી-કોટડીવાળા

૧. ઉપરાંત મિ. એસ. સી. હીલ જણાવે છે તેમ, કેટલાક અંગ્રેજોએ છાકટા બની પહેરેગીરો ઉપર હુમલો કરવાથી

૧ સૈયદ ગુલામ હુસેન વિરચિત 'મુતાક્ષરીન' અને ગુલામ હુસેન સાલેમી વિરચિત 'રિયાજ-ઉસ-સલાતીન.'

બનાવનો ઉલ્લેખ નથી. એ રિપોર્ટમાં બધાની સાથે હોલ્વેલની પણ સહી છે જ. ઊલટું તેમાં તો એવું લખ્યું છે કે, શરણે આવેલા કેદીઓ પ્રત્યે સારી રીતે વર્તવાની ખાતરી મળ્યા બાદ કિલ્લો શરણે કરવામાં આવ્યો હતો. પરંતુ ત્યાર બાદ નવાબે શરતનો ભંગ કરી કેદીઓ પ્રત્યે જરા સરખો દુર્વ્યવહાર કર્યો તેનો કશો જ ઉલ્લેખ તે રિપોર્ટમાં નથી! મદ્રાસની અંગ્રેજ મંડળીએ કલકત્તા પાછું હસ્તગત કરવા માટે લાંબો સમય મંત્રણાઓ તેમ જ લખાપટ્ટી કર્યા કર્યાં હતાં. પરંતુ તેમાંય કોઈ સ્થળે આ કાળી-કોટડીવાળા અત્યાચારનો બદલો લેવાની વાત નથી. મદ્રાસના અંગ્રેજોના કહેવાથી નિઝામ તેમ જ આર્કટના નવાબ બહાદુરે સિરાજને જે પત્રો લખ્યા હતા તેમાંય આ કાળી-કોટડી બાબત ક્યાંય ઠપકાનો ઇશારો સરખો નથી. મદ્રાસના કરતાકારવતા પિગટે સિરાજુદ્દૌલાને ધાક-ધમકીવાળો જે કાગળ લખી ક્લાઈવને બંગાળા મોકલ્યો હતો, તે પત્રમાં પણ કાળી-કોટડીની વાતનો ઇશારો સરખો નથી. ક્લાઈવ તેમ જ વૉટ્સને બંગાળામાં આવ્યા બાદ પ્લાસીના યુદ્ધ પહેલાં સિરાજુદ્દૌલાને જે તીખા તમતમા પત્રો લખ્યા હતા, તેમાં પણ કાળી-કોટડીનો ઉલ્લેખ નથી. સિરાજુદ્દૌલા સાથે અંગ્રેજોને અલીનગર આગળ જે સંધિ થઈ, તેમાં પણ કાળી-કોટડીની હત્યા બાબત કશો બદલો માગવામાં આવ્યો નથી.[1]

પણ અનેક જાતની નાની મોટી — ખાનગી અને કંપનીની — નુકસાનીઓનો બદલો માગવા ન ચૂકનારા અંગ્રેજો 'કાળી-કોટડી'ની હત્યાની બીના જો ખરેખર બની હોત, તો તેનો બદલો માગવાનું ન જ ચૂકત. એટલે સહેજે જે અનુમાન પર અવાય એ તો એ કે, તે નહિ બનેલી વાત છે. થૉર્ન્ટનને એ અનુમાન કેમ નથી સૂઝતું?

કલકત્તાને પાછું મેળવવા મદ્રાસથી એકે એકે જે અંગ્રેજો બંગાળા તરફ આવ્યા, તેમણે બધાએ સિરાજને પત્રો લખ્યા હતા. કાળી-કોટડીવાળી વાત સાચી હોત, તો તે દરેકના પત્રમાં તે વાતનો ઉલ્લેખ હોત. મેજર કિલપેટ્રીકે પહેલવહેલો પત્ર લખ્યો, તેમાં માત્ર 'નામદાર અંગ્રેજ કંપની તરફ ચલાવવામાં આવેલા કઠોર વ્યવહાર (hard usage)' બાબત ફરિયાદ છે. ક્લાઈવના પહેલા પત્રમાં, તેમ જ પ્લાસીનું યુદ્ધ શરૂ થતા પહેલાંના છેલ્લા ધમકી-ભર્યા પત્રમાં પણ, બીજી અનેક બાબતોનો ઉલ્લેખ હોવા છતાં, આ દારુણ બીનાનો ઉલ્લેખ નથી. તેમાં 'અંગ્રેજ કંપનીને કરવામાં આવેલા કરોડો રૂપિયાના નુકસાનોનો બદલો' લેવાની વાત છે, 'તેમ જ થયેલા તમામ નુકસાનને ભરપાઈ કરી આપવાની' માગણી છે. સિરાજુદ્દૌલાને પદભ્રષ્ટ કેમ કરવામાં આવ્યો તે બાબત ખુલાસો કરતાં 'કોર્ટ ઑફ ડિરેક્ટર્સ'ને લખેલા પત્રમાં પણ ક્લાઈવે આ બીનાનો ઉલ્લેખ કર્યો નથી. તેમાં તો 'સિરાજે ફ્રેન્ચો સાથે કરેલા પત્રવ્યવહારનો' ઉલ્લેખ છે. હોલ્વેલે પોતે જ ઈ. સ. ૧૭૬૦ની ૪થી ઑગસ્ટને રોજ 'સિલેક્ટ કમિટી' આગળ ૧૭૫૭ના રાજવિપ્લવ સંબંધી જે જુબાની વાંચી સંભળાવી હતી, તેમાં પણ સ્પષ્ટ શબ્દોમાં કાળી-કોટડી બાબત કશો ઉલ્લેખ નથી. માત્ર ભારે નિર્દયપણે અંગ્રેજોને કરવામાં આવેલાં નુકસાનોનો[1] બદલો લેવા સિરાજુદ્દૌલાને સિંહાસનચ્યુત કરવાની આવશ્યકતાનો ઉલ્લેખ છે. આપણે જાણીએ છીએ કે, ઘેટાને જ્યારે ખાઈ જવું હતું ત્યારે વરુને પણ ખરાં-ખોટાં બહાનાં શોધવાં પડ્યાં હતાં. જો કાળી-કોટડીવાળી વાત સાચી હોત, તો સિરાજુદ્દૌલાને તેનાં કુકર્મો ગણાવી તેનો બદલો લેવાની ધમકી આપતા પત્રોમાં, તેમ જ 'કોર્ટ ઑફ ડિરેક્ટર્સ'ને પોતાની કારવાઈઓ માટે ક્લાઈવ વગેરેએ કરેલા ખુલાસાઓમાં આટલી મોટી બીના ઉલ્લેખ વિના રહી જાય એ માની શકાતું નથી. વળી મિરજાફર સાથે કરેલી સંધિમાં પણ અંગ્રેજોએ પ્રત્યેક વર્ગને થયેલા નુકસાન બદલ ગણી ગણીને રકમો મુકાવી છે; પરંતુ આવા ભયંકર અત્યાચારમાં માર્યા ગયેલા લોકોનાં સ્ત્રી-પુત્રો માટે એક ફૂટી બદામ પણ તેઓએ માગી નથી, એ પણ શું સૂચવે છે?

### ૩

આ તો થઈ સમકાલીન પુરાવાના અભાવની વાત. પરંતુ હોલ્વેલ એકલા ઉપર જ વિશ્વાસ રાખી તેની વાત માની લઈએ તોપણ તેમાં ઘણા વાંધા નડે છે.

હોલ્વેલને મુર્શિદાબાદમાંથી પણ છોડી મૂકવામાં આવ્યો ત્યાર બાદ તે ફૈલ્ટા આવીને ૧૭૫૭ માં 'સાઈરન' નામના જહાજમાં બેસી ઇંગ્લૅંડ વિદાય થયો. તે વહાણમાં બેસી તેણે ૨૮મા ફેબ્રુઆરીએ કાળી-કોટડીવાળી વાત પોતાના મિત્ર વિલિયમ ડેવિસને પત્રરૂપે લખી. ત્યાર પહેલાં ૧૭૫૬ના નવેંબર માસે ફલ્ટાના પત્રમાં પોતે કેટલાક સહભાગીઓ સાથે અંધારી કોટડીમાં પુરાઈને અવર્ણનીય વેદના ભોગવ્યાની વાત તેણે લખી છે, પણ તેમાં ૧૪૬ જણ પુરાયાની કે કોઈ મર્યાની વાતનો ઉલ્લેખ નથી.

૧. એ કારણે ચિડાઈ એક આધુનિક અંગ્રેજ ઇતિહાસ-લેખક થૉર્ન્ટન લખે છે: 'કાળી-કોટડીના અત્યાચાર બાબત કશો બદલો (તે સંધિમાં) માગવામાં આવ્યો નહીં. તે અત્યાચાર માટે કશી નુકસાનીના ઉલ્લેખનો અભાવ એ, તે સંધિનું ભારેમાં ભારે દૂષણ છે. એનો કોઈ રીતે બચાવ થઈ શકે તેમ નથી.'

૧. મૂળમાં most cruel injuries શબ્દ છે. તે સમયે injury શબ્દ નુકસાનના અર્થમાં વપરાતો એમ ક્લાઈવના ઉપર ટાંકેલા બે પત્રો ઉપરથી સમજાય છે.

ઇંગ્લૅંડથી હિંદુસ્તાન ફરી વાર પાછા ફર્યા બાદ હૉલ્વેલે પોતાને ખર્ચે કાળી-કોટડીમાં મરેલાઓનો સ્મારકસ્તંભ કલકત્તામાં ઊભો કર્યો હતો. કયા વર્ષમાં તે ઊભો કરવામાં આવ્યો હતો તેનો નિર્ણય થઈ શકતો નથી. પણ કોઈ કોઈ એમ કહે છે કે, હિંદુસ્તાન છોડવાને સમયે અર્થાત્ ૧૭૬૦ માં હૉલ્વેલે તે સ્થંભ રચાવ્યો હતો. પરંતુ થોડાંક વર્ષ બાદ (૧૮૨૧ગા) અંગ્રેજોએ પોતે જ કસ્ટમ-હાઉસ બાંધવા માટે તેને ભાંગી નખાવ્યો હતો. જેમના વેપારનું રક્ષણ કરવા જતાં આ હતભાગીઓ અકથ્ય દુઃખ વેઠીને માર્યા ગયા, તેમનાં મડદાં ઉપર ઊભો કરવામાં આવેલો કહેવાતો સ્મૃતિસ્તંભ એકાદ કસ્ટમ હાઉસ બાંધવા ખ્રિસ્તી અંગ્રેજો જ ભાંગી નાખે એ બહુ સૂચક બાબત છે.*

હૉલ્વેલે કાળી કોટડીનું માપ ૧૮×૧૮ જણાવ્યું છે. પરંતુ તેટલી ટૂંકી જગામાં ૧૪૬ જણ કેવી રીતે સમાઈ શકે તેનો વિચાર બહુ થોડાએ જ કર્યો હશે. માણસોને દાડમના દાણાની પેઠે કે જહાજમાંની ગુણોની પેઠે અડોઅડ એક-ઉપર-એક એમ ગોઠવે તોપણ ૩૨૪ ચોરસ ફૂટમાં ૧૪૬ માણસ સમાય શી રીતે?

વળી, સિરાજુદ્દૌલાએ કલકત્તા જીત્યું તે વખતે ત્યાં ૧૪૬ અંગ્રેજો હતા એ વાત જ સિદ્ધ થઈ શકતી નથી. હૉલ્વેલના પોતાના જણાવ્યા પ્રમાણે (૧૭૫૬ની ૩૦મી ડિસેંબરે કલ્ટાથી 'કોર્ટ ઑફ ડિરેક્ટર્સ'ને લખેલા પત્રમાં જણાવ્યા પ્રમાણે), કિલ્લો જિતાયાથી દશેક દિવસ પહેલાં કલકત્તામાંના અંગ્રેજોની ગણતરી કરવામાં આવી હતી. તો તેમાં કુલ ૧૯૦ યોદ્ધાઓમાંથી ૬૦ જણ જ યુરોપિયન જણાયા હતા. એ ૬૦માંથી પાછા, હૉલ્વેલના કહ્યા પ્રમાણે જ, ગવર્નર ડ્રેક, સેનાપતિ મિન્ચિન, કપ્તાન ગ્રાન્ટ, વગેરે દશ જણ સિરાજુદ્દૌલા કલકત્તામાં દાખલ થયો ત્યાર પહેલાં જ ભાગી ગયા હતા. સિરાજ આવ્યો ત્યારે, હૉલ્વેલના જણાવ્યા પ્રમાણે, ૧૭૦ જણ કિલ્લામાં હતા તેમાંથી ૨૫ જણ માર્યા ગયા હતા, અને ૭૦ જણ ઘાયલ થઈ મરવાની તૈયારીમાં હતા. આમ હૉલ્વેલના જ હિસાબે, કિલ્લો પડ્યો ત્યારે તેમાં ૫૦ થી વધારે ગોરાઓ હોવાનું સાબિત થતું નથી. તો પછી તે ૫૦માંથી ૧૨૩ ગોરાઓ કાળી-કોટડીમાં મર્યા શી રીતે અને ૨૩ જણ જીવતા રહ્યા શી રીતે?

૪

હૉલ્વેલ આવી જૂઠી વાતો ઉપજાવવામાં કેટલો ચતુર હતો, તે તો પાછળથી તેણે 'ઢાકાના હત્યાકાંડ'ની ઉપજાવેલી વાતથી સિદ્ધ થયેલું છે. મિરજાફરને જ્યારે પદભ્રષ્ટ કરવાનો હતો ત્યારે હૉલ્વેલે વિલાયત લખી મોકલ્યું હતું કે, 'નવાબ મિરજાફરખાંના દુષ્ટ ચારિત્ર્યની વાત શી લખું? તેણે ઈ. સ. ૧૭૬૦ના જૂન મહિનામાં નવાજેસની રાણી ઘસેટી બેગમ, સિરાજની માતા અમીના બેગમ, વગેરે રાજવંશી સ્ત્રીઓની ઢાકાના કેદખાનામાં ક્રૂરતાથી કતલ કરાવી હતી.' કેટલાક વખત બાદ (૧૭૭૬, ૩૦ મી સપ્ટે.) હૉલ્વેલના જ જાતિબંધુ અંગ્રેજોએ 'કોર્ટ ઑફ ડિરેક્ટર્સ'ને તપાસ કર્યા બાદ લખી મોકલ્યું હતું કે, મિરજાફરને ન્યાય કરવા ખાતર અમારે જણાવવું જોઈએ કે, તેના ઉપર મૂકવામાં આવેલો આ આરોપ સદંતર જૂઠો છે, અને ઢાકામાં કતલ કરવામાં આવેલી કહેવાયેલી ૨૦-૨૫ સ્ત્રીઓમાંથી બે બાદ કરતાં બધી આજે પણ જીવતી છે!

પ્રો. રાઈસબુક વિલિયમના મત પ્રમાણે 'હૉલ્વેલ તેના સમકાલીનોમાં શયતાન અને પાખંડી તરીકે જાણીતો હતો.'

તેના પોતાના મોઢે જ તેણે કરેલી કેટલીક વિરોધી બાબતો ઉપરથી આ સિદ્ધ થશે.

હૉલ્વેલ વગેરે બધાને કાળા-કોટડીમાં પૂરવામાં કેમ આવ્યા તેનું કારણ (મુર્શિદાબાદથી મુંબઈ અને મદ્રાસવાળાઓને) જણાવતાં હૉલ્વેલ ૧૭૫૬ની ૧૭મી જુલાઈએ જાહેર કરે છે કે, 'અંગ્રેજોએ તોફાન કરી પહેરેગીરો ઉપર હુમલો કર્યો, તેથી નવાબે ગુસ્સે થઈ તે બધાને કેદખાનામાં પૂરવાનો હુકમ આપ્યો હતો.'

પરંતુ ૧૭૫૬ની ૩૭ ઑગસ્ટે (હુગલીથી મદ્રાસ લખતાં), હૉલ્વેલ કહે છે, 'તે વખતે કિલ્લામાં અંગ્રેજોની સંખ્યા એટલી મોટી હતી કે તેમને છૂટા રાખવા એ સલાહ-ભરેલું ન હતું.'

તે જ પત્રમાં વળી તે લખે છેઃ—'નવાબે જાણી જોઈને અમને બધાને એ કાળા-કોટડીમાં પૂરવાનો નિર્દય હુકમ આપ્યો હતો એવો મેં તેની સામે આક્ષેપ કર્યો હતો; પરંતુ હવે મને લાગે છે કે, એ આક્ષેપ કરવામાં મેં તેના પ્રત્યે અન્યાય કર્યો છે.'

પરંતુ પછી જ્યારે તે પોતે એ કાળા-કોટડીનું સ્મારક બાંધે છે, ત્યારે તેના ઉપર તે કોતરાવે છે કે, 'ફોર્ટ વિલિયમમાંની કાળી કોટડીમાં ૧૨૩ માણસોને બંગાળાના નવાબ સિરાજુદ્દૌલાના અમાનુષિક અત્યાચારથી ગૂંગળાવીને મારી નાખવામાં આવ્યા.'

૧૮૨૧મા કસ્ટમ હાઉસ બાંધવા માટે તે સ્મારકને તોડી નાખવામાં આવ્યું એ ઉપર જણાવી ગયા છીએ. પછી ૧૯૦૨માં જે નવો સ્તંભ ઊભો કરવામાં આવ્યો, તેમાંથી 'સિરાજુદ્દૌલાના અમાનુષિક અત્યાચાર'વાળો ઉલ્લેખ પડતો મૂકવામાં આવ્યો છે; તેમ જ ઠે ૧૨૩ જણ

* 'સિરાજુદ્દૌલા' નામના બંગાળી પુસ્તકના લેખકે આ બાબતની દલીલ પોતાના પુસ્તકમાં પ્રથમ જાહેર કરી, અને તે પુસ્તક પ્રચારમાં આવ્યું, એટલે તરત લૉર્ડ કર્ઝને પોતાને ખર્ચે એક નવો સ્મૃતિસ્તંભ ત્યાં ઊભો કરાવ્યો!

માર્યા ગયા હતા તેમનાં કેટલાકનાં જે નામ હોલ્વેલે આપ્યાં હતાં, તે સુધારીને કેટલાંક નામ નવાં ઉમેરવામા આવ્યાં છે.

સર રવીન્દ્રનાથ ટાગોરના શબ્દોમાં કહીએ તો, 'આ સ્તંભ વિશાળ રાજમાર્ગ ઉપર ઊભો રહી ઊંચે આકાશમાં પોતાનો સંગેમરમરનો લાંબો અંગૂઠો ઊંચો કરીને બધાને જાહેર કરે છે કે—અતિશયોક્તિ એ કોઈ એક જાતિનો ઇજારો નથી.'

બીજી એક વિગત વિષે પણ હોલ્વેલની અસંગતતા જબરી છે.

હોલ્વેલને ત્રણ જણ સાથે પકડીને કલકત્તાથી મુર્શિદાબાદ મોકલવામાં આવ્યો ત્યારે રસ્તામાં જ તેણે એક પત્ર લખ્યો, (તે કાસમબજારના સાઇકસ નામે ગોરાએ કરેલા ૮મી જુલાઈ ૧૭૫૬ના રિપોર્ટમાં છે), તેમાં તેણે પહેલવહેલું જણાવ્યું હતું કે, 'કાળી-કોટડીમાં અસહાયપણે અમારે બધાને આખી રાત ઊભા ઊભા જ વિતાવવી પડી; તે વખતે નવાબના નોકરોએ બારણા આગળ ઊભા ઊભા અમારા ઉપર આખી રાત ગોળીઓ વરસાવ્યા કરી હતી.'

પરંતુ પછીના બધા ઉલ્લેખોમાં તેણે એ ગોળીઓ વરસાવ્યાની વાત પડતી મૂકી છે.

વળી ૧૭મી જુલાઈ '૧૭૫૬ના પત્રમાં તેણે કાળી-કોટડીમાં ૧૬૫ થી ૧૭૦ જણને પૂરવાની વાત લખી છે, તથા તેમાંના ૧ સિવાય બધા જ માર્યા ગયાનું જણાવ્યું છે. પરંતુ ૧૭૫૬ ની ત્રીજી તારીખે હુગલીથી લખેલા પત્રમાં તેણે જણાવ્યું છે કે, પુરાયેલાની સખ્યા ૧૪૬ તેમ જ મરેલાની સંખ્યા ૧૨૩ છે.

## ૫

છઠ્ઠો રહ્યો મરેલાઓનાં નામનો પ્રશ્ન. ગમે તેટલી શોધખોળ કરવા છતાં કબૂલ કરવું જ પડે છે કે, મરેલા બધાનાં નામ ક્યાંય મળતાં નથી. મૂળે જ હોલ્વેલની યાદીમાં ૫૪ નામ હતાં એમ નોંધાયેલું છે; પરંતુ વસ્તુતાએ ગણાવતી વખતે ૫૨ નામ જ તેણે ગણાવ્યાં છે. ઉપરાંત, હોલ્વેલે ઊભા કરેલા સ્તંભમાં જે નામ હતાં તે કરતાં નવા ઊભા કરવામાં આવેલા સ્તંભમાં ચાર નામ વધારે છે. જે ૬૯ નામ આ યાદીમાં નથી, તેમનું લિંગ કે ધંધો શાં હતાં એ કશાનો કાંઈ ઉલ્લેખ એ યાદીમાં નથી.

કાળી-કોટડીનો બનાવ બનવાના કહેવાતા પ્રસંગ બાદ એક વર્ષે 'લંડન ક્રૉનિકલ' નામના છાપામાં એક અહેવાલ પ્રસિદ્ધ થયો છે. તેમાં કલકત્તા કબજે કરવામાં આવ્યું ત્યારે જે સઘળા યુરોપિયનો કલકત્તામાં હતા, તેમ જ જેમને કાળી-કોટડીમા પૂરવામા આવ્યા ન હતા, તેમ જ જેમને મુસલમાનોએ કલકત્તા છોડી જવાની પરવાનગી આપી હતી, તેમનાં નામની એક યાદી છપાઈ છે. તેમાં જણાવ્યું છે કે, વિલિયમ બેઈલીએ માથામાં ગોળી વાગવાથી પ્રાણત્યાગ કર્યો હતો; કિલ્લો જિતાયા બાદ ગોળી છોડવાના ગુના બદલ કાર્સને કાપી નાખવામાં આવ્યો હતો. લેફ્ટેનન્ટ બૅલામીએ કિલ્લા ઉપર હલ્લો શરૂ થવા પહેલાં બંદૂક ફોડી આત્મહત્યા કરી હતી. બ્લેગના પણ કિલ્લાની દીવાલ ઉપર જ ફૂરચેફૂરચા ઊડી ગયા હતા. લેફ્ટેનન્ટ બિશપ અને લેફ્ટેનન્ટ પેકાર્ડ કિલ્લો જિતાયા પહેલા જ માર્યા ગયા હતા. પાર્નેલ સ્ટીફનસન, કેરી અને બે એ નૌકાદળના અમલદારો હતા. તેઓ પણ હલ્લામાં માર્યા ગયા હતા. પરંતુ હોલ્વેલના વર્ણન મુજબ તો એ બધા કાળી-કોટડીમાં માર્યા ગયા હતા; એટલું જ નહીં, પણ કેરી સંબંધે તો હોલ્વેલે એવું લખ્યું છે કે, મેં તેને હવાવાળા સ્થાને લાવવા પ્રયત્ન કર્યો, પણ ત્યાર પહેલાં તો મારા પ્રત્યે આભાર વ્યક્ત કરતે મુખે તેણે પ્રાણત્યાગ કર્યો!

નવા સ્તંભમાંથી બ્લેગનું નામ સદંતર ઉડાવી દેવામાં આવ્યું છે!

આ બધી વિગતોનો વિચાર કરતાં જણાય છે કે, હોલ્વેલે પ્રચારિત કરેલી કાળી-કોટડીની બીના સાચી હોવાનું બહુ શંકાસ્પદ છે. હોલ્વેલ જરૂર પડે ત્યારે ગમે તેવું જૂઠાણું ઊભું કરી શકે તેવો હતો, તે વસ્તુ તેણે પાછળથી ચલાવેલી ઢાકાની ખૂનરેજીની વાતથી જણાઈ આવે છે. બંગાળામાં તે વખતે અંગ્રેજો દ્વારા ચલાવાતી રાજખટપટથી કે તેમનાં કરતૂકોથી કંપનીના વિલાયત બેઠેલા ડિરેક્ટરો ખુશ તો નહોતા જ; એટલે આવા મોટા રાજવિપ્લવો, કે જેમાં અંગ્રેજ કંપનીનું હિંદુસ્તાનમાંથી નામનિશાન મટી જવાના સંભવો પણ સોળેસોળ આની હતા,—તેમાં અંગત લાભ તરફ નજર રાખી કંપનીના નોકરો હાથ ઘાલે એ અક્ષમ્ય હતું. તેથી આવા ભયંકર અત્યાચારની વાત ફેલાવી ઇંગ્લૅંડમાં બેઠેલાઓને ચોંકાવી મૂકવાનો ઇરાદો જ આ બધાં જૂઠાણાં ચલાવવા પાછળ હોય એમ બનવા જોગ છે. તે સમયના અંગ્રેજોનાં કરતૂકોની જે દિલ કંપાવનારી વિગતો તત્કાલીન ઇતિહાસમાં નોંધાયેલી પડી છે તે જોતાં, તેમના દ્વારા શું થાય અને શું ન થાય તેને વિષે આજે ચોક્કસ કહેવા બેસવું અશક્ય છે. એ સ્થિતિમાં નક્કર ઐતિહાસિક પ્રસંગને પદેથી ઊતરીને જે પ્રસંગ હવે 'શંકાસ્પદ' તો બની જ ગયો છે, તે પ્રસંગને બાળકોને ભણાવવાના પાઠ્ય પુસ્તકમાંથી રવાનગી મળે, તે યોગ્ય જ છે.

तव रीझ्या श्रीमहादेव – મામેરું (શ્રી. નવલરામભાઈની આવૃત્તિ) પૃ૦ ૨૨
प्रभु प्रगट्या ततखेव — „ „
राजे जटामां जाह्नवी — „ „
निलवट चन्द्रप्रकाश — „ „
छे रुंढमाला सर्वभूषण — „ „
वाघांबर गजचर्म — „ „
वाजे डाक डमरु शंख शृंगी — „ „
पम वदे उमयानाथ — „ „
अखंड व्रजमां गया तेडी — „ „

तव — ત્યારે.

આ શબ્દનો અર્થ 'ત્યારે' થાય છે. कव એટલે ક્યારે, जव એટલે જ્યારે. तव કે तव એટલે ત્યારે. अव એટલે અત્યારે–હમણાં. આ ચારે શબ્દો સમયદર્શક છે અને એ ચારેની નિષ્પત્તિ પ્રત્યયની અપેક્ષાએ[1] એકસરખી હોવી જોઈએ. 'तव'ના મૂળ વિષે સંતોષકારક હકીકત જડી નથી. કદાચ સં૦ तावत्, પ્રા० ताव સાથે એની સરખામણી થઈ શકે. 'तव'ની જેમ कव, जव અને अवનાં મૂળ વિષે પણ નોંધવા જેવી માહિતી મળી શકી નથી. આ વિશે શબ્દરસિક પંડિતો જરૂર પ્રકાશ નાખશે એ આશામાં છું. સં૦ तदा, પ્રા० तया સાથે પણ 'तव'ની તુલના કરી શકાય. તે જ પ્રકારે સં૦ यदा, પ્રા० जया સાથે 'जव'ની સરખામણી થઈ શકે. સં૦ 'तावत्'ને બદલે અપભ્રંશમાં 'ताम'[2] પદ વપરાય છે અને 'यावत्'ને સ્થાને 'जाम'[3] પદ છે. સંભવ છે કે, 'तव'નો સંબંધ 'ताम' સાથે હોય અને 'जव'નો સંબંધ 'जाम' સાથે હોય. ચાલુ ગુજરાતીમાં 'અબ' શબ્દનો પ્રચાર વિરલ છે. પરંતુ 'અબઘડી' શબ્દનો પ્રયોગ ચાલુ છે. વિદ્યાપીઠના શબ્દકોશમાં 'अबी' શબ્દ આપેલો છે અને તેનો અર્થ 'હમણાં જ' એમ આપેલો છે, એથી એમ જણાય છે કે 'अव' અને 'अबी' એ બન્ને પર્યાય શબ્દ છે.

रीझ्या — તુષ્ટ થયા.

સંસ્કૃતમાં ચોથા ગણમાં 'ऋध्'[4] ધાતુ છે, 'ऋध्यति' એ તેનું વર્તમાન કાળનું ત્રીજા પુરુષ–એકવચનનું રૂપ છે. તેમાં 'ऋध्य' એ વિકરણવાળું અંગ છે અને 'ति' ત્રીજા પુરુષનો પ્રત્યય છે. અંગભૂત 'ऋध्य'નું પ્રાકૃત ઉચ્ચારણ 'रिज्झ'[5] થાય છે અને 'ऋध्यति'નું પ્રાકૃત ઉચ્ચારણ 'रिज्झइ' છે. આ 'रिज्झइ' ક્રિયાપદમાં પ્રસ્તુત 'રીઝવું' ક્રિયાપદનું મૂળ છે. આ જોતાં જેમ 'ભીજા' 'મૂકવું' વગેરે ક્રિયાપદો मुच्‌ના मुक्त–मुक्क ભૂતકૃદંત દ્વારા આવેલાં છે, તેમ પ્રસ્તુત 'રીઝવું' ભૂતકૃદંત દ્વારા નહિ પણ સીધું મૂળ ધાતુ દ્વારા આવેલું છે. 'ऋध्' ધાતુનો અર્થ 'वृद्धि' આપેલો છે. 'મનનું વધવું' અને 'રીઝવું' એ બંનેનો એક ભાવ છે. એથી અર્થ-દૃષ્ટિએ જોતાં, 'ऋध्'ના ऋध्य–रिज्झ–रीझ દ્વારા 'રીઝવું'ને સાધવામાં કશું બાધક જણાતું નથી. પ્રસ્તુત 'वृद्धि' અર્થવાળો 'ऋध्' ધાતુ સકર્મક છે અને અકર્મક છે, એ હકીકત માધવીય ધાતુવૃત્તિમાં નોંધેલી છે. એ જોતાં પણ એ ધાતુમાંથી જ 'રીઝવું' સુસાધ બને તેમ છે. 'रिज्झ'નું ભૂતકાલનું કૃદંત रिज्झिअ. તેનું પહેલી વિભક્તિ–એકવચન रिज्झिओ અને બહુવચન 'रिज्झिआ'. પ્રસ્તુત 'रिज्झिआ' પદ સાથે 'रिज्झ्या'નો પ્રધાન સંબંધ છે.

ततखेव — તુરત, શીઘ્ર.

'તત્ક્ષણ' અને 'ततखेव' એ બન્ને સમાન ભાવના શબ્દો છે. ભાષામાં એક બીજો શબ્દ 'टांकणे' પણ છે. હું સમજું છું ત્યાં સુધી આ टांकणे અને 'तत्क्षणे' એ બે વચ્ચે ગાઢ સંબંધ છે. શબ્દ–પરિવર્તન અને અર્થ–દૃષ્ટિએ જોતાં तत्क्षणे–तक्खणे–तासणे–टांकणे એ રીતે એ શબ્દની સાધના છે. 'टांकणुं'નો ગુજરાતી અર્થ — પ્રસંગ કે રૂડો અવસર છે. શબ્દોની ઘટના જોતાં તેનો વાચ્ય અર્થ 'તે ક્ષણે' એવો જ થાય છે. પણ પછી લક્ષણાને લીધે તેનો ચાલુ અર્થ થવા પામ્યો છે. 'તે ક્ષણે' એટલે 'બરાબર તે જ વખતે–જ્યારે પ્રસંગ હતો ત્યારે.' એ રીતે 'ततखेव' શબ્દનું મૂળ 'तत्क्षिप्रम्' પદમાં છે. 'क्षिप्रम्' એટલે શીઘ્ર–જલદી, क्षिप्रम्–खिप्पं–खिप्प–खेप–खेव. 'तत्'નો અર્થ 'તે વખતે' છે. અર્થાત્ 'ततखेव' એટલે 'તે વખતે જલદી.' અથવા 'ततखेव' અને 'तत्क्षण' એ બન્ને શબ્દો પ્રથમ કહ્યા પ્રમાણે સમાનાર્થક છે અને એ રીતે

'तत्' શબ્દનો ખાસ કશો ભિન્ન અર્થ નથી. પરંતુ તે ત્વરાના ભાવનો પૂરક હોય એમ જણાય છે. ભાષામાં વ્યવહારમાં આવતા ખેપ, ખેપિયો અને ખેપટ એ ત્રણે શબ્દો 'क्षिप्रम्'ના કુટુંબના છે, એ ધ્યાનમાં રાખવાનું છે. એ ત્રણે શબ્દોમાં 'ત્વરા'નો ભાવ પ્રધાન છે. એટલે જ એમનો 'क्षिप्रम्' સાથેનો સંબંધ સુસંગત છે.

राजे — શોભે, વિરાજે.

'શોભા' અર્થનો 'राज्' ધાતુ પ્રથમ ગણનો છે. સં० राजते — પ્રા० राजए. એમાંથી ગુજરાતી 'राजे'ની સાધના કરવાની છે. કોઈ સંમાન્ય વ્યક્તિને બેસાડવી હોય ત્યારે 'भवता इदम् आसनम् अलंक्रियताम्' એવું વાક્ય સંસ્કૃતમાં બોલાય છે. 'આપના દ્વારા આ આસન શોભા પામે' અર્થાત્ 'આપ આ આસનને (આપના બેસવાથી) સુશોભિત કરો' એવો એ વાક્યનો ભાવ છે. તે જ ભાવમાં આપણે ભાષામાં 'વિરાજો'— 'બિરાજો' ક્રિયાપદ વાપરીએ છીએ. આપણે ત્યાં કોઈ માનનીય ભાઈ કે બહેન આવે ત્યારે આપણે ઝટ ઊભા થઈને 'આવો આવો બિરાજો' એવું જે વાક્ય કહીએ છીએ, એમાં જે 'બિરાજો' પદ છે તેની ઉત્પત્તિ 'वि' ઉપસર્ગ સાથેના 'राज्' ધાતુ દ્વારા થયેલી છે. विराजतु – विराजउ – विराजो – बिराजो. એનો મુખ્ય અર્થ 'બેસો' એવો નથી, પરંતુ 'શોભો' એવો છે, અને તે ઉક્ત વાક્ય 'आसनम् अलंक्रियताम्'ને મળતો આવે છે, પરંતુ પછીથી એ 'विराजो' પદ 'માનનીયના બેસવા' અર્થમાં રૂઢ થયું છે.

निलवट – લલાટપટ્ટ.

ललाट અને पट्ट એ બે શબ્દોનો બેજ પરથી 'निलवट' શબ્દ થયેલો છે સં० ललाट, પ્રા० णिलाड[૮] કે णदाल. જેમ 'नवनीत'નું 'लोणी' તથા 'लेख-शाला'નું 'नेसाळ' થાય છે, તેમ ઉચ્ચારણના વૈવિધ્યને લીધે અહીં 'ललाट'ને બદલે 'णिलाड' થયેલું છે. તેની સાથે 'पट्ट' શબ્દ જોડાતાં 'णिलाडपट्ट'; 'प' નો 'व' થતાં 'णिलाडवट्ट'. આ 'णिलाडवट्ट'-માં જ પ્રસ્તુત 'निलवट' પદનું મૂળ છે. 'णिलाडवट्ट'માં એકસાથે બે મૂર્ધન્ય 'ड' અને 'ट्ट' આવેલા છે. ઉચ્ચારણસરળતા માટે અંદરનો 'ड' જતો રહે છે, એથી 'णिलावट्ट' શેષ રહેતાં, તે દ્વારા 'निलवट' શબ્દ આવે છે.

આપ્ટેના સંસ્કૃત કોશમાં 'निटल' અને 'निटिल' એવા બે શબ્દો 'લલાટ'ના પર્યાયરૂપે નોંધેલા છે. પરંતુ એ વિષે વિશેષ વિચાર કરતાં એમ જણાય છે કે, निटल અને निटिल એ બંને મૂળ 'ललाट'નાં જ ઉચ્ચારણાન્તરો છે. ઉક્ત સંસ્કૃતકોશમાં નોંધાયેલા निटल અને निटिल શબ્દો સંસ્કૃત ભાષા ઉપર પ્રાકૃત ભાષાની અસરના પુષ્ટ પુરાવો છે. વૈયાકરણો કહે છે કે, 'ललाट'માં મૂળપ્રકૃતિ 'लल'[૯] છે અને 'आट' પ્રત્યય છે. 'વિલાસ' અર્થનો વાચક 'लड्' ધાતુ છે. તેના 'ड' નો 'ल' થતાં 'लल्' થયું અને તેને ઉક્ત 'आट'[૧૦] પ્રત્યય લાગતાં 'લલાટ' થયું. પોતાની વિલાસતા 'ललाट'થી પણ પ્રકટ થઈ શકે છે. આપણા દેશમાં 'લલાટ'માં 'તિલક'નો વિલાસ છે, ત્યારે મારવાડમાં લલનાઓના 'લલાટ'માં ચંદ્ર જેવું ગોળ અને નંગોથી જડેલું એવું સુંદર આભૂષણ શોભતું હોય છે, જેનું નામ 'બોર' છે, એવું મને યાદ છે. જે સ્થળે તિલક કે અલંકાર વિલસે – શોભે તે લલાટ. 'પાટા'ની જેમ પહોળું છે માટે તેની સાથે 'पट्ट' પદનો પ્રયોગ આવેલો છે. 'पट्ट'નો અર્થ આપતાં હેમચંદ્ર કહે[૧૨] છે કે, "'पट्ट'ના પાંચ અર્થ છે: ૧. ચાર રસ્તા – જ્યાં ચાર રસ્તા ભેગા થાય તે સ્થાન. ૨. પાટ-પીઠ – આસન. ૩. રાજાએ લખી આપેલો પટો – જેમાં રાજાનું શાસન લખેલું હોય તેવો તામ્ર-લેખ કે કપડા કે કાગળનો લેખ – 'સો વરસને પટે જમીન રાખેલી છે' એ વાક્યમાં જે અર્થ 'પટે' પદ બતાવે છે તે પટો. ૪. ઘા ઉપર બાંધવાનો પાટો. ૫. પીસવાનો – વાટવાનો પથરો." 'ललाटपट्ट'-માંનો 'पट्ट' શબ્દ માત્ર પહોળાપણાનો સૂચક છે. અને તે તેનો વાચ્યાર્થ નથી પરંતુ લક્ષ્યાર્થ છે. વાચ્યાર્થમાં બધે પહોળાપણું રહેલું છે. વળી, હેમચંદ્ર એક બીજો 'पट्टी'[૧૩] શબ્દ આપે છે અને તેનો અર્થ લલાટનું ભૂષણ – ઘરેણું બતાવે છે. એ જોતાં અહીં ललाटपट्ट કરતાં 'ललाटपट्टी' શબ્દ બંધ બેસે કે કેમ એ વિચારવા જેવું છે. હું સમજું છું ત્યાં સુધી અહીં ઉક્ત બન્ને શબ્દો બંધબેસે તેમ છે, પરંતુ તેમનો અર્થ જુદો જુદો થશે. જ્યારે 'पट्ट' શબ્દ લઈએ ત્યારે 'લલાટપટ્ટ ઉપર ચંદ્રપ્રકાશ છે' એવો અર્થ ગણવો. શ્રીમહાદેવજીના લલાટમાં ચંદ્ર છે

માટે કવિએ 'निलवट चन्द्रप्रकाश'ની વાત કહેલી છે. જ્યારે 'पट्टी' શબ્દ લઈએ ત્યારે 'લલાટના આભૂષણરૂપે મહાદેવજીના લલાટમાં ચંદ્ર છે' એવો અર્થ થશે અને તે અર્થ પણ કોઈ પણ બાધ વિના ઘટી શકે એવો છે. ललाटपट्टी – णिलाडवट्टी – णिलावट्टी – निलवट.

**रुंढमाला** — રુંઢની માળા, મુંડમાળા.

શ્રીમહાદેવજી સ્મશાનવાસી યોગીંદ્ર છે. તેથી તેમના ગળામાં મુંડોની – ખોપરીઓની – માળા છે. સંસ્કૃતમાં 'रुण्ड' શબ્દ છે. તેનો અર્થ 'માથા વિનાનું નાચતું ધડ' છે, એમ હેમચંદ્ર[14] અને કેશવમિશ્ર[15] જણાવે છે. આ જોતાં તો 'रुण्ड' ઉપરથી આવેલા 'रुंड'નો અર્થ ખોપરી ન થાય, પરંતુ 'માથા વિનાનું નાચતું ધડ' થાય, અથવા સંભવ છે કે સંસ્કૃત रुण्ड અને પ્રસ્તુત रुंड ને કશો સંબંધ ન હોય. અથવા પાછીના વખતમાં 'रुंट'નો મૂળ અર્થ બદલાઈ 'ધડ વિનાનું માથું' એવો વિપરીત અર્થ જ થઈ ગયો હોય. વિચાર કરતાં લાગે છે કે, 'रुंड' માટે પ્રકૃતિ 'रुण्ड'ને કલ્પવી જોઈએ અને અર્થઘટના માટે લક્ષણાદિકનો આશ્રય લેવો જોઈએ. 'रुण्ड' સિવાય બીજો કોઈ એવો શબ્દ નથી કે જેની સાથે 'रुंड'નો સંબંધ યોજી શકાય.

**वाजे ढाक** — ઢાકલું વાગે છે.

ઢાકલાને વગાડવામાં આવે છે. સં० वाद्यते ढक्का, પ્રા० वज्जए ढक्का. પ્રા० वज्जए એ પ્રેરક કર્મણિ ક્રિયાપદ છે. वज्जए એટલે 'વગાડાય છે.' પ્રસ્તુત 'वाजे'ના મૂળમાં આ 'वज्जए' પદ છે. 'वागे' પદ પણ એમાંથી બનેલું છે. 'वाजे'નું મૂળ 'वज्जए' એ પ્રેરક ક્રિયાપદ છે, છતાં ભાષામાં પ્રેરક રૂપ બનાવવા માટે ફરી વાર 'आड' પ્રત્યય લગાડવામાં આવે છે અને તે દ્વારા 'વગાડવું' અને 'બજાવવું' પદો નિપજાવવામાં આવે છે; અને પ્રેરક રૂપમાંથી નીપજેલું 'वाजवुं' સ્પષ્ટપણે પ્રેરકનો ભાવ બતાવી શકતું નથી, એ શબ્દશક્તિના ઘસારાનો પ્રભાવ છે. એક કાળ એવો હતો કે વાજાંને કોઈ વગાડનાર જોઈએ જ. તે વખતે 'વાગવું'માં આછો આછો પણ પ્રેરકનો ભાવ જણાતો હતો પણ હવે ઘડિયાળ વા ગ્રામોફોન જેવાં યંત્રો સ્વયં વાગતાં હોવાથી તેમાં પ્રેરકનો ભાવ નહિવત્ છે. ढक्का – ढक्का – ढाक. ढाकलुं કે ढाकली શબ્દોના મૂળમાં પણ 'ढक्का' પદ છે. કોશકારો[16] કહે છે કે ઢગ્ ઢગ એવો જે અવાજ કરે તે ढक्का.[17]

**एम** — એ રીતે, એ પ્રકારે.

एवम् – एवं – एम्व – एम એ રીતે 'एम' શબ્દની નિષ્પત્તિ છે. સંભવ છે કે મૂળ 'एतद्+इव' એ બેના સંપર્ક દ્વારા આ શબ્દ આવ્યો હોય. एतद् એટલે એ. અને इव એટલે પેઠે. जेम, तेम, केम શબ્દોની સાધના માટે વૈયાકરણો[18] यथा, तथा અને कथम् શબ્દને બતાવે છે. यथा – પ્રા० जहा, तथा – પ્રા० तहा, અને कथम् – પ્રા० कहं એ રીતે પ્રા० जहा, तहा અને कहं માંથી जेम, तेम અને केम કેવી રીતે આવે તે જ સમજાતું નથી. 'ह'ને બદલે 'म' શી રીતે થાય અને આદિમાં 'ए' ક્યાંથી આવે? મને તો લાગે છે કે, यत्+इव પ્રા० जइव – जेव – जेम. तत्+इव પ્રા० तइव – तेव – तेम. किमिव – किइव – कइव – केव – केम રીતે जेम, तेम, केम શબ્દો નીપજવા જોઈએ. यत् એટલે જે; इव એટલે પેઠે-રીતે; સામૂહિક અર્થ જે પેઠે – જે રીતે. એ જ પ્રકારે 'तइव' અને 'कइव'નો અર્થ ઘટાવી લેવો જોઈએ. આ વિષે શબ્દવિદો વિશેષ પ્રકાશ કરશે તો વિશેષ જાણવાનું મળશે, અથવા મારી કલ્પના સંવાદ કે વિસંવાદ પામશે.

**तेडी** — તેડી જવું, લઈ જવું.

'तेडवुं' ક્રિયાપદ મૂળ ક્યા ધાતુ દ્વારા આવેલું છે તે જાણમાં નથી આવ્યું. પરંતુ 'नी' લઈ જવું – દોરી જવું ધાતુના ભૂતકૃદંત 'नीत' શબ્દનો વ્યત્યય થઈ 'तीन' બન્યું હોય અને તે 'तीन' દ્વારા तीण – तेण – तेड એ રીતે કદાચ આવ્યું હોય. અથવા સં० नयति પ્રા० नेति એનો વ્યત્યય થતાં 'तेनि' નીપજે અને તેમાંથી तेन् – तेण् – तेड् એ રીતે પણ આવ્યું હોય. 'तेड' ધાતુ માટે 'नी' કે 'नीत'ની યોજના અર્થદૃષ્ટિએ કલ્પેલી છે પરંતુ આ કલ્પનાના ખરાપણા માટે કોઈ વિશેષ બીજું પ્રમાણ મળતું નથી. એટલે 'तेड'ના વાસ્તવિક મૂળ માટે ભાષાશાસ્ત્રરસિકો જરૂર પ્રકાશ નાખવા કૃપા કરશે. આ સંબંધે વિશેષ વિચાર કરતાં વળી બે બીજી કલ્પનાઓ સ્ફુરે છે.

સં० अतिनयति — પ્રા० अतिनेति...'अतिनेति'માં 'अतिनी' અંગ છે. જેમ 'अवतंस' અને 'अपिधान'માં 'અ' લોપ પામે છે તેમ 'अतिनी'ના 'अ'નો

અભાવ થતાં 'तिनी' શેષ રહે. પ્રસ્તુત 'तिनी' દ્વારા 'तेड' ધાતુ ઊપજી શકે.

સંસ્કૃતમાં જેમ 'नी' ધાતુ છે તેમ પ્રાકૃતમાં એક 'नीण्'[20] ધાતુ છે અને તેનો અર્થ 'नी' ધાતુને મળતો છે. પ્રાકૃતમાં 'त'નો 'ण' થવો સુલભ છે તેમ 'ण'નો 'त' થવો પણ સહજ છે. 'गर्भित'[21]ને બદલે પ્રાકૃતમાં તેનો ધ્વનિ 'गब्भिण' થાય છે. સંસ્કૃતમાં 'ते' સર્વનામ માટે 'तद्' શબ્દ પ્રતીત છે. પ્રાકૃતમાં તેનાં 'तेण, णेण, तेहिं[22] णेहिं, ताण णाण, આવાં 'ण' ઉચ્ચારવાળાં રૂપો વ્યાકરણમાં સુપ્રતીત છે. તે જોતાં 'णीण्' ધાતુનું 'तीण्' ઉચ્ચારણ બનવા જોગ છે. એ રીતે णीण्–तीण्–तेड એ રીતે तेड् ધાતુની ઉપપત્તિ કરી શકાય. આટલી કલ્પના પછી પણ આ સંબંધે શબ્દમર્મજ્ઞ બંધુઓને પ્રકાશ કરવા વિનંતિ તો છે જ.

ગુજરાતીમાં 'તેડવું'નો બીજો પણ એક અર્થ છે: કેડ ઉપર બેસાડવું. જેમ કે, બાળકને તેડો. વળી, દોડવવું, દોડવવું અને દેડવવું. આ ક્રિયાપદો પણ પ્રચલિત છે. પેલું 'દોડવવું'નો 'દો' સંવૃત ઉચ્ચારણવાળો છે એટલે તેનો પહોળો ઉચ્ચાર નથી. એ 'દોડવવું'નો ઉપયોગ આ પ્રમાણે છે: 'પૈડાને દોડવીને લઈ જાય છે.' 'પીપને દોડવે છે.' બીજા વિવૃત ઉચ્ચારણવાળા 'દોડવવું'નો ઉપયોગ 'ઘોડાને દોડવે છે' ગાડીને દોડવે છે.' જેના આદ્ય 'દો'ના 'ઓ'નું પહોળું ઉચ્ચારણ છે એવું 'દોડવવું' ક્રિયાપદ 'દોડવું'નું પ્રેરક છે. 'દોડાવવું' અને 'દોડવવું' એ બન્નેનો સમાન ભાવ છે અને તે બન્નેનું મૂળ શીઘ્રગતિ અર્થવાળા સં० 'धाव्' प्रा० 'धाव्' ધાતુમાં છે. 'धाव्' દ્વારા 'धौत' ભૂતકૃદંત નીપજે છે. અને એ 'धौत'ના નામધાતુનું રૂપ 'धौतयति' તે દ્વારા ઉક્ત બન્ને ક્રિયાપદો નીકળેલાં છે. અથવા વેગવાચક 'द्रुत'[23] દ્વારા પણ એ પ્રયોગો નીપજી શકે એમ છે. સં० 'द्रुत', प्रा० 'दुत्त' તેનું નામધાતુ दुत्तेति. અને પેલું 'દેડવવું' ક્રિયાપદ છે તો ગતિવાચક, પરંતુ તેના મૂળની સૂઝ પડી નથી. 'દેડવવામાં'માં શીઘ્રગતિનો ભાવ છે.

—બેચરદાસ દોશી

## ટિપ્પણો

૧. अव तव વગેરેમાં અંતે 'व' છે અને તે કોઈ પ્રકારનો પ્રત્યય હોય એમ કલ્પીને 'પ્રત્યયની અપેક્ષાએ' એમ જણાવેલું છે.

૨. "जाम न निवडइ कुंभयडि सीहचवेड चडक्क।"
જુઓ હૈમ ૮–૪–૪૦૬

૩. "ताम समत्तहं मयगलहं पइ पइ वज्जइ ढक्क"
જુઓ હૈમ ૮–૪–૪૦૬

૪. "ऋधूच् वृद्धौ"
ધાતુપારાયણ, ગણ ૪, ધાતુઅંક ૪૩

૫. ધ્વનોજ્ઞ–उपाध्यायः–उवज्झायो साध्यम्–सज्झं
જુઓ હૈમ ૮–૨–૨૬

૬. "ऋधु वृद्धौ। अयं अकर्मकः सकर्मकश्च"
—માધવીયધાતુવૃત્તિ પૃ૦ ૩૨૧, ધાતુઅંક ૨૫

૭. "राजृग् टुभ्राजि दीप्तौ"
ધાતુપારાયણ, ગણ ૧, ધાતુઅંક ૮૯૩

૮. જુઓ—"पक्क–अङ्गार–ललाटे वा"—૮-૧-૪૭
"ललाटे च" "णिडाल, णडालं"—૮-૧-૨૫૭.
"ललाटे ल–डोः"—૮-૨-૧૨૩.

૯. "लड विलासे" "लडति, लत्वे ललति"
ધાતુપારાયણ, ગણ ૧, ધાતુઅંક ૨૫૪, પૃ૦ ૩૨

૧૦. જુઓ હૈમ—ઉણાદિ સૂત્ર અંક ૧૪૫.

૧૧. "ललते अत्र अलंकारः — ललाटम्"
હૈમઅભિધાનચિંતામણિ કાંડ ૩, શ્લોક ૨૩૭

૧૨. "पट्टः १ चतुष्पथे २ पीठे ३ राजादेः शासनान्तरे। ४ व्रणादिबन्धने ५ पेषाश्मनि"—
હૈમ અને કાર્થ०, કાં० ૨, શ્લો० ૯૧

૧૩. "पट्टी ललाटिका" ललाटिका ललाटभूषा"—
"मृगमदघटितेयं पट्टिका भालपट्टे"
—હૈમ અને કાર્થ, કાં० ૨ શ્લો० ૯૧

૧૪. "रुण्ड–कवन्धौ तु अपशीर्षे क्रियायुजि"—
હૈમ અભિધાન० કાં० ૩, શ્લો० ૨૨૯

૧૫. शिरोहीने कवन्धः–अस्त्री, रुण्डो देहे क्रियान्विते"
—કલ્પદ્રુકોશ પૃ० ૧૩૧, શ્લો० ૩૮૧

જ્યારે ઉક્ત બંને કોશોમાં 'રુણ્ડ' શબ્દ છે. ત્યારે અમરકોશમાં ફક્ત 'કબંધ' શબ્દ છે, 'રુંડ' શબ્દ નથી. એ વિચારણીય છે.

૧૬. "'ढग्' इति अव्यक्तं कायति (ढक्+का)—ढक्का"
હૈમઅભિધાન० કાંડ ૨, શ્લો० ૨૦૭

૧૭. 'ढक्क' એ પ્રાચીન વાદ્ય છે. એ ઉપરાંત બીજાં પણ અનેક પ્રાચીન વાદ્યોનાં નામ જાણવા જેવાં છે. એ માટે જુઓ રાયપસેણિયસુત્ત (ગુર્જર-ગ્રંથકાર્યાલય-

૧૦૦ માઈલ જેટલું ચાલ્યા અને બાકી ટ્રેનમાં ગયા. રૂા. ૩–૮–૬ ગાડીભાડાના સાથે કુલ રૂા. ૪–૧૦–૬ ખર્ચ થયો. વેડછી આશ્રમ ઉપરાંત ભરૂચ, સુરત, બારડોલી અને વડોદરા શહેર જોયાં. ખેડા, ભરૂચ અને સુરત જિલ્લાનાં કેટલાંક ગામો જોયાં.

**અનુભવ :** કેટલાક વિદ્યાર્થીઓ નવા આવે છે ત્યારે ચાલવાથી ગભરાય છે. તેમને પણ લઈ જવામાં આવે છે. એ રીતે દિવસના પાંચ માઈલ ચાલવાની અશક્તિ હોવાની માન્યતાવાળા ૨૦-૨૦ માઈલના પ્રવાસ કરી આવ્યા છે.

**સહકારની ભાવના:** પગપાળા ચાલવામાં સહકારની વિશેષ અપેક્ષા અને આવશ્યકતા હોય છે. બિસ્તરા રેંટિયા સાથે હોય, કોઈ માંદો સાજો હોય ત્યારે એક-બીજાને મદદ કરવાની હોય, નિશ્ચિત સ્થાને પહોંચ્યા પછી પણ વ્યવસ્થા કરવાની હોય. આ બધાથી સહકારની ભાવના ખીલવાની તક મળે છે, અને એ લાભ પગપાળા પ્રવાસમાં વિશેષ મળે છે.

શિવાભાઈ ગો૰ પટેલ

# વીજળીની પરિભાષા

[શિ૰ સા૰ના જાન્યુઆરી, ૧૯૪૧ના અંક ૪માં વિજ્ઞાનની ગુજરાતી પરિભાષા રચવાને અંગે ગુજરાત વિદ્યાપીઠે શરૂ કરેલા કામનો પરિચય આપ્યા બાદ, પરિભાષા સમિતિએ રચેલા શબ્દોનો એક હપતો શિ૰ સા૰ના મે, ૧૯૪૧ના અંક ૮માં અપાઈ ચૂક્યો છે. આ તેનો બીજો હપતો છે. તેમાં વીજળીની પરિભાષા એકસાથે અલગ વિચારીને આપવામાં આવી છે. અને ત્યાર બાદ સમિતિએ પદાર્થવિજ્ઞાનની પરિભાષા લગભગ પૂરી કરી, અને હવે તે રસાયણની પરિભાષા રચવાનું શરૂ કરે છે. પૂરી કરેલી પરિભાષા હવે પછી હપતે હપતે આપવા ધારું છું.

ગયા હપતા વખતે કરેલી વિનંતી ફરી કરું છું અને શિક્ષકમિત્રો તથા આ કામમાં રસ લેતાં સૌનું તે તરફ ધ્યાન દોરું છું: 'અહીં યાદી આપવામાં આવે છે, તેમાં બે હેતુ રાખ્યા છે: ૧. વિજ્ઞાનના શિક્ષકોને તે મદદરૂપ થશે. જેઓ ગુજરાતીમાં વિજ્ઞાન શીખવે છે, તેઓ આ પરિભાષા વાપરે એવી વિનંતી છે. તો સહેજે બધા શિક્ષણમાં એકરૂપતા આવશે. ૨. એની સાથે એ પણ હેતુ છે કે, તેઓ પોતાનો અનુભવ લખી જણાવે યા જેમને વધારે સારો પર્યાય જડે તે સમિતિ પર વિદ્યાપીઠમાં મોકલી આપે . . . . લેખકો પણ આ શબ્દો વાપરતા થાય તો સરળતા વધશે.' તંત્રી, શિ૰ સા૰]

Alternating (dynamo, Current) એ. સી. (ડાયનેમો, પ્રવાહ)
Alternator એ સી-ડાયનેમો
Anode પું ધ્રુવ; ધન ધ્રુવ
Accumulator સંચય બેટરી
Alpha-rays આલ્ફા કિરણ
(To) amalgamate પારવવું
Amalgamation પારવણી
Ammeter આંમીટર
Ampere આંપેર
Amperage આંપેરેજ
Armature આર્મેચર
Attraction આકર્ષણ
Back E. M. F. વીજળીનું પ્રતિ દબાણ (જુઓ E. M. F.)
Arc-lamp ચાપ દીવો
Arc-light ચાપ પ્રકાશ
Capacity સમાવ
Cathode સ્ત્રી ધ્રુવ; ઋણ-ધ્રુવ

Cell કોષ
Charge વિજભારો
(To) Charge વિજભારવું
Circuit સર્કીટ
Coil ગૂંચળું
*Combination of — in series* —નું ક્રમગઠન
Combination of — in parallels —નું સમગઠન
Commutator બેવડી ચાપ; ડી સી કર
Condenser જમાવણું
(To) Condense જમાવવું
(To) Conduct વહવું
Conductor વાહક
Depolarizer વિધ્રુવક
(To) Discharge નિર્વિજભારવું
Discharge નિર્વિજભારો
Dry cell સૂકોકોષ
Density of charge વીજળીનું ઘટત્વ

Dissociation ધ્રુવટાણ
Ebonite અબનૂસી
Electric arc ચાપદીવો
Electricity (static) સ્થિર વીજળી
" (current) વહેતી "
*Electrified (bodies)* વિજભારેલું
Electrifiable વિજભારવનીય
Electrification વિજભારવણી
(To) Electrify વિજભારવવું
Electro-chemical equivalent વીજ-રસાયનાંક
Electro chemical (adj.) વીજ-રસાયની
Electrode વીજ-ધ્રુવ
Electrolyte વીજ દ્રાવણ
Electrolyses વીજ-દ્રાવણનું પૃથક્કરણ
Electro-magnet વીજ-ચુંબક
Electro-magnetic વીજચુંબક
Electron ઓ વીજાણુ; ઋણ-વીજાણુ

Electron-theory વીજાણુવાદ
Electro-plate (v.) ગિલેટવું; (n.) ગિલેટ
Electro-scope વીજદર્શક
Electro-statics વીજ-સ્થિતિશાસ્ત્ર
Eloctro-static સ્થિર વીજળીનું
Electro-dynamics વીજ-ગતિશાસ્ત્ર
Electro dynamic વહેતી વીજળીનુ
Electro-phorus ફલક યંત્ર
E. M. F. વીજળીનું દબાણ (સંક્ષેપ વી૦ દ૦)
Galvanoscope પ્રવાહદર્શક
Galvanometer પ્રવાહમાપક
Hydro-electric works જળવીજનું કારખાનું
(To) Induce પ્રેરવું
Induced પ્રેરિત
Induction પ્રેરણ
„ coil પ્રેરણ-ગૂંચળું
Infra-red પાર-રાતું
(To) Insulate વીજરાખવું
Insulated વીજરાખેલું
Insulator વીજ-રખું
Ion આયન (પું)
(To) Ionize આયનવું
Ionization આયનન
Ionized આયનિત
Leyden Jar લીડન બરણી
Lightning conductor વીજ-વાહક
„ rod સળિયો
Like સજાતીય
Local action સ્થાનિક ક્રિયા
Negative ઋણ; સ્ત્રી-(સમાસમાં)
(To) Polarize ધ્રુવાવું; ધ્રુવાવવું
Polarizer ધ્રુવક
Polarization ધ્રુવાણ
Positive ધન; પું-(સમાસમાં)
Proof plane વીજ કસોટી
Transformer ફેરવણું
Self-induction સ્વયંપ્રેરણ
Fluid theory of electricity. વીજળીનો પ્રવાહવાદ
Terminal છેડો, ધ્રુવ
Resistance રોધકતા
Specific Resistance (Resistivity) રોધાંક
Spark તણખો
Ultra-violet પાર-જાંબલી
Unlike વિજાતીય
Uncharged વીજ-રહિત
Volt વોલ્ટ (પું.)
Voltage વોલ્ટેજ (પું.)
Voltameter વોલ્ટાપાત્ર
Voltmeter વોલ્ટમાપક
Shunt આડ-વાહક
Watt વૉટ (પું)

# યુવાનનું કાર્ય

દેશોદ્ધાર અથવા જગત-કલ્યાણ માટે યુવાનોએ શું કરવું જોઈએ એવો સવાલ વારંવાર પુછાય છે અને તેના જવાબ પણ અપાયા છે. ગાંધીજીના તેરવિધ કાર્યક્રમ કરતાં વધુ ઉત્તમ સલાહ ભાગ્યે જ યુવાનને મળે પણ યુવાન યા વડીલ, સંસારમાં એવી જૂજ જ વ્યક્તિઓ હોય છે, કે જે પોતાને કરવાનું કાર્ય બુદ્ધિપૂર્વક ગોતી, તેને જિંદગીનું ધ્યેય બનાવી મરણ પર્યંત તેને શ્રદ્ધા અને નિશ્ચયથી વળગી રહી, અચળ રીતે કર્યે જાય અને પાર ઉતારે. કોઈક વખત પોતે ઉપાડેલું કાર્ય નક્કી કરેલા ધ્યેય તરફ નિશ્ચિતપણે લઈ જશે કે નહિ એવી શંકા પેદા થાય છે; તો કોઈક વખત પોતે જે કાર્ય ઉપાડ્યું છે તે જ કાર્ય ખરું છે એવી ખાતરી થતી નથી. ઘણી વખત ગૂંચવણ તેમ જ મૂંઝવણ પણ પેદા થાય છે. વળી એકની એક પ્રવૃત્તિ લાગટ એક જ ચીલામાં ચાલુ રહે એ નીરસ બની જવાનો સંભવ હોય છે. આવી વસ્તુસ્થિતિ સાધારણ હોય છે અને ઘણા તેમ માને પણ છે; તેથી જે કાર્ય કરવાનું હોય તેની યાદ અને ચોખવટ તથા તેને માટે પ્રોત્સાહન અવારનવાર જુદે જુદે વખતે અને સ્થળે તેમ જ જુદાં જુદાં રૂપોમાં અને અન્ય જનો તરફથી મળે એ ઇચ્છનીય તેમ જ જરૂરી હોય એ સ્વાભાવિક છે. આવો એક શુભ પ્રયત્ન 'ચૅલેન્જ ટુ યૂથ+' નામના પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

યુવાનો પોતાની ફરજ અને જવાબદારી સમજે અને ગૂંચવણભર્યા કોયડાઓમાં ગોથું ન ખાઈ જાય એવા હેતુથી, તેમને મદદ કરવા શ્રીયુત માધવેન્દ્ર સિંહે હિન્દુસ્તાનના તેમ જ હિન્દુસ્તાનની બહારના હિંદપ્રેમી અગ્રગણ્ય પ્રસિદ્ધ નેતાઓએ આ પુસ્તક માટે ખાસ લખી મોકલેલા મનનીય સંદેશાઓનો એક સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. દરેક યુવકે તે અવશ્ય વાંચવો જ જોઈએ. તે તેમ કરવા પ્રેરાય તેવા આશયથી એ પુસ્તકના સાર રૂપેનું અવલોકન અહીં કર્યું છે.

### યુવાવસ્થા

મનુષ્ય-જીવનમાં સિદ્ધ થવા મથતી ઇચ્છા અને મહત્ત્વાકાંક્ષાની અવસ્થા એ યુવાવસ્થા. આવી ગૂંચવણ-

+ Challenge To Youth: A Symposium of Messages of the Great Personalities to the Indian Youth, edited by Madhavendra P. N. Singh. Foreword by Sir S. Radhakrishnan. Introduction by Pandit Amarnatha Jha. Kitab Mahal, Allahabad.

ભરી પરિસ્થિતિમાંથી માર્ગ શોધવા મથતા યુવાનો દિશાસૂચન અને સલાહ શોધે છે. યુવાનને છાજે એવી ઉદાર મનોવૃત્તિ રાખવાને બદલે આજના યુવાનો ઊલટા જડ મનના થતા જાય છે, અને જે લોકના ખ્યાલો પોતાથી જુદા પડતા હોય તેઓ પર નૈતિક કુમતિનો આરોપ મૂકવા તૈયાર હોય છે. વળી તે આરામ માટેનો વખત નથી પણ સખતાઈ અને શિસ્ત માટેનો કાળ છે.

### અભ્યાસઃ પરમો ધર્મ

યુવાન એ વિદ્યાર્થી છે, વિદ્યાર્થી હોવો જોઈએ. એની પહેલી ફરજ એ છે કે, પૂર્ણ એકાગ્રતા, ખંત અને મહેનતથી, વ્યવસ્થિતપણે સૌ વિષયોનો અભ્યાસ કરી જરૂરી જ્ઞાન સંપાદન કરવું. આવું મંતવ્ય લગભગ બધા જ લેખકોનું છે. પણ તેનો અર્થ અભ્યાસ એટલે પુસ્તકિયું જ્ઞાન નથી. ફક્ત અધ્યાપકોનાં ભાષણો સાંભળવાં કે તેમાંથી સૂચના ગ્રહણ કરવામાં અભ્યાસ સમાઈ જતો નથી. શીખવું એટલે ફક્ત વાંચવું એમ નહિ, પણ પ્રસ્તુત વિષય પર સ્વતંત્ર અને નિર્ભયપણે વિચાર કરવો, શોધવું અને પ્રયોગો કરવા. બીજા વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે સંપર્ક કેળવવો અને ચર્ચા કરવી એ પણ જરૂરી છે. આપણી આસપાસ જે ઘટનાઓ બને છે તેનો સાચો અર્થ સમજવો, કારણ કે અજ્ઞાનતા કોઈ પણ કાર્યમાં મૂંઝવણ અને ખરાબ પરિણામ લાવ્યા વિના રહેતી નથી. વળી જે જ્ઞાન લઈએ તેને જીવનમાં ઉતારતાં આવડવું જોઈએ. આ ખાસ મહત્ત્વનું છે. વિદ્યાર્થીની ખરી કિંમત તેની કાર્ય કરવાની શક્તિ પરથી જ મપાય છે.

### જીવનનું ધ્યેય

પણ શું કરવું એ પણ એક સવાલ છે. અભ્યાસ એ તો ભાવી જીવનની તૈયારી છે. એ જીવન કેવું હોવું જોઈએ? કેળવણી શા માટે લેવી જોઈએ? અર્થાત્ યુવાનનું જિંદગીનું ધ્યેય શું હોવું જોઈએ અને તે કેવી રીતે નક્કી કરવું? કોઈ ઉદાત્ત કાર્યને અર્પણ થયેલું જીવન એ જ સારી અને ખરી જીવેલી જિંદગી છે. સામાન્ય શ્રેયને માટે દરેકે પોતાની જાતને કેળવવી જોઈએ. જીવનમાં પોતાનું ખરું સ્થાન શોધવું એ જ કેળવણીનું ધ્યેય હોવું જોઈએ. પોતાની જાતને તપાસીને ફરજ નક્કી કરી પછી તેને જ વળગી રહી તેને માટે શક્તિ મેળવવી. પોતાની શક્તિ અને સ્વભાવ પ્રમાણે જે સેવા કરી શકાય તેને માટે તૈયારી કરવી અને આદર્શતા અને વાસ્તવિકતા બંનેને ધ્યાનમાં રાખી વર્તવું જોઈએ. સત્યની નિર્ભય ઉપાસનાનો આદર્શ પણ હમેશાં સામે રાખવો જોઈએ.

### કયા ગુણો કેળવવા?

યુવાનમાં આટલા ગુણો તો અવશ્ય હોવા જ જોઈએ. દરેક યુવાનનું મન ગ્રહણ-પર ને સાહસિક હોવું જોઈએ. જિજ્ઞાસા અને શોધખોળની વૃત્તિ તે રાખતો હોવો જોઈએ. મનુષ્યની માનસિક શક્તિ માટે માન એ સંસારી જીવનનું તત્ત્વ છે. નમ્રતા, નિર્ભય વિચારણા, બ્રહ્મચર્ય, સાદું જીવન અને ઉચ્ચ વિચાર, ધૈર્ય, શૌર્ય, શિવ, સુંદર, સત્ય અને અહિંસાની ઉપાસના તથા વ્યાયામપ્રેમ વગેરે ગુણો એણે ખાસ કેળવવા જોઈએ. યુવાને પોતામાં એટલો વિશ્વાસ રાખવો જ જોઈએ કે તે ઘણું કરી શકશે. આત્મશ્રદ્ધા, સ્વમાન, સહનશીલતા, સાદાઈ, સંયમ, ચારિત્ર્ય અને નિર્મળ બુદ્ધિ તેણે ગ્રહણ કરવી. વ્યક્તિગત આત્માની પુણ્યતા અને માનવસમાજની એકતા: આ બે સનાતન સત્યોને દુનિયાના મહાન ધર્મો જાહેર કરે છે. કોમવાદ અને અસહિષ્ણુતાથી દૂર રહેવું અને વિશ્વપ્રેમ, ભ્રાતૃભાવ તેમ જ માનવતાની ઝંખના કરવી, કારણ કે વૈયક્તિક જીવનનાં બંધનોથી જેટલે અંશે માણસ પર થાય, તેટલે અંશે જ તેનું ખરું મનુષ્યત્વ પ્રગટ થાય છે.

### રાજકારણ

યુવકે રાજકારણને લગતા કાયદાઓનો વિચાર કરવો અને તેને લગતી ચર્ચા કરવી, પણ તેમાં ઉગ્ર ભાગ ન લેવો. રાજકરણમાં ભાગ લેનારે પોતાની સમસ્ત શક્તિઓ તેમાં રેડવી પડે છે; પરિણામે વિદ્યાર્થી નથી રાજકારણને ન્યાય કરી શકતો, તેમ નથી અભ્યાસને ન્યાય કરી શકતો. વળી વિદ્યાર્થી જો રાજકારણમાં પ્રવેશ કરે તો રાજકારણ ખચિત જ તેને ત્યાં ઘસી આવે. અને વિદ્યાર્થીની પહેલી ફરજ પોતાનાં મન અને શરીરને વિચાર અને કાર્ય માટે કેળવવાની છે. તેથી બે વચ્ચે ક્યાંક લીટી તો દોરવી જ જોઈએ. એમ દોરવી શકાય કે, સાધારણ સંજોગોમાં રાજકીય પ્રવૃત્તિ કરતાં શિક્ષણ પર જ વધુ ભાર મૂકવો. છતાં પરતંત્ર દેશના અસાધારણ સંજોગોમાં તે સ્થિતિ વધુ ઉગ્ર બને તો તેમાં નવાઈ નહિ, કારણ કે ગુલામ દેશ હમેશાં વિષમ-ધારણ સ્થિતિમાં જ હોય છે.

પુસ્તકમાંથી કેટલાક વિચારોના આ સાર પરથી સહેલાઈથી જોઈ શકાશે કે, યુવાનને પોતાની ખરી અને સ્વાભાવિક સ્થિતિનું તેમ જ તેની સામે પડેલા વિકટ અને વિશાળ કાર્યનું તથા તેની ફરજ અને જવાબદારીનું ભાન કરાવવા માટે આ પુસ્તક કેટલું ઉપયોગી તેમ જ જરૂરી છે. છેવટે એટલું જ કહેવું પડે છે કે, અંગ્રેજીને બદલે હિન્દુસ્તાની ભાષામાં આ પુસ્તક રચાયું હોત તો વધુ સારું થાત.

સામ બી. નેકસાતખાન

૪. પેટની રસશાળાઓ

જઠર અને અંત્ર ઉપરાંત, પેટ-પેઢુમાં બીજા અનેક અતિ કીમતી અવયવો આવેલા છે; તે પાચનક્રિયામાં મદદ કરે છે; તેમનો પરિચય હવે આપણે કરીએ.

દાંત ખોરાકને ચાવે; પેટ કે જઠર તેને દાબી દાબીને કચરે;—આ બધું આપણી સાદી ખાંડવાના કે મસળવાના જેવી ક્રિયાને મળતું થયું. એનાથી ખોરાક પચવામાં મદદ થાય છે; એના વગર તે ન પચે કે તેને પચાવવામાં મુશ્કેલી પડે. પરંતુ તેટલાથી જ પાચન થઈ શકતું નથી; તેને સારુ તે ઉપરાંત બીજી પ્રક્રિયાઓ થવી જોઈએ. આ પ્રક્રિયાઓ ખાંડવા મસળવા જેવી સાદી સીધી નથી. દૂધમાં મેળવણ નાંખવાથી તેમાં રાસાયણિક પ્રક્રિયા થઈને દહીં થાય છે, તેવી રાસાણિક તે બધી પ્રક્રિયાઓ છે; અને દૂધના મેળવણની જેમ જ, જુદા જુદા રસો પેટમાં પિલાઈને બનેલા ખોરાકના પ્રવાહીમાં મેળવણ તરીકે મળે છે. આ રસો કે મેળવણો શરીરમાં જ તૈયાર થાય છે, અને તે તૈયાર કરનારી જુદી જુદી રસશાળાઓ પેટ-પેઢુની બખોલમાં જ હોજરી અને આંતરડાની આસપાસ ગોઠવી દીધેલી છે. એ રસશાળાઓ પોતપોતાને પૂરો પાડવાનો રસ કે મેળવણ તૈયાર કરે છે અને ખોરાકના પ્રવાહીમાં પહોંચાડે છે. પેટ-પેઢુમાં આવેલા જે કીમતી અવયવોની ઓળખ આ લેખમાં આપણે કરવાના છીએ, તે આ બધી રસશાળાઓ છે. લોહીમાંથી તેઓ પોતાનું પોષણ મેળવે છે, અને લોહીને જ કાચા માલ તરીકે વાપરીને તે પોતાનો રસ પણ બનાવે છે. એમાંનો એકે અવયવ શિથિલ કે નબળો થાય તો તેનો રસ પાચનક્રિયામાં ન મળે, તેટલા પૂરતી તે ક્રિયા અધૂરી રહે; એટલે આપોઆપ શરીરમાં રોગ નીપજે. કયો રસ શાના પાચનમાં ખપ લાગે છે તે, પાચન વિષે અલગ વિચાર કરીશું ત્યારે સમજીશું. અત્યારે એ રસશાળાઓનાં નામ જાણી લઈએ.




આકૃતિ ૧

| | |
|---|---|
| ૧,૯ ફેફસાં | ૮ હૃદય |
| ૫ ધમણ | ૪ બરોળ |
| ૨ કાળજું | ૬ હોજરી – જઠર |
| ૩ મોટું આંતરડું | ૭ નાનું આંતરડું |

ઉપરની પહેલી આકૃતિ જુઓ. તેમાં છાતીની બખોલમાં આવેલાં હૃદય તથા ફેફસાં એ (નં. ૮,૧–૯) અવયવો છે; તેની નીચે છાતી અને પેટ-પેઢુની વચ્ચેનો ધમણનો પડદો (નં. ૫) દેખાય છે. હવે નીચેની પેટ-પેઢુની બખોલ જુઓ. તેમાં નં. ૬ હોજરી છે; નં. ૭ તે નાનું—સાંકડા ગાળાનું પણ લાંબું આંતરડું છે; બીજી આકૃતિના નં. ૭ આગળ તે મોટા—પહોળા ગાળાના ટૂંકા આંતરડાને મળે છે. ત્યાં નં. ૭ છે તે અંત્રાનુબંધની નાની પૂંછડી છે. નં. ૬,૯ તે મોટું આંતરડું છે. તેને છેડે નં. ૮

તે મળાશય છે, જેનો ખુલ્લો છેડો-તે ગુદા. આ બધા ભાગો વિષે આગળ આપણે જોઈ આવ્યા છીએ. હવે બાકી રહેલામાં જે નવા ભાગો છે તે જુઓ.




આકૃતિ ૨

| | | | |
|---|---|---|---|
| ૧ | પડજીભ | ૭ | અંત્રાનુબંધ |
| ૨ | હવા-નળી | ૮ | મળાશય |
| ૧૩ | આહાર-નળી | ૧૦ | દ્રોમ |
| ૩ | કાળજું | ૧૧ | બરોળ |
| ૪ | પિત્તાશય | ૧૨ | જઠર |
| ૫ | દ્રોમ-નળી | ૧૪ | નાનું આંતરડું |
| ૬.૯ | મોટું આંતરડું | ૧૫ | અંત્રદ્વાર |

બીજી આકૃતિમાં નં. ૩ અવયવનું નામ કાળજું કે (અંગ્રેજીમાં) 'લીવર' છે. તેમાં પિત્તરસ બને છે. તેમાંથી તે રસ લઈ જનારી નળી નીકળે છે. કાળજામાં આવેલી અનેક નાની નાની પિત્ત-વાહિનીઓ કાળજામાં બનતો પિત્ત-રસ લાવી લાવીને આ મોટી પિત્ત-નળીમાં એકઠો કરે છે, અને તેમાંથી નાના આંતરડાના આદિ ભાગમાં (નં. ૧૫) અંત્રદ્વાર છે ત્યાંથી થોડેક દૂર રેડાય છે. ત્યાં આગળ તે (પિત્તની) નળીને બીજી એક નળીનો (નં. ૫) સંગમ થાય છે તે જોયું? એ નળી નં. ૧૦ અવયવમાંથી આવે છે. તે અવયવનું નામ દ્રોમ છે. (અંગ્રેજીમાં તેને 'પેન્ક્રિયાઝ' કહે છે.) આ નામ આપણા સામાન્ય બોલવામાં નથી સંભળાતું. તે દ્રોમમાં જે રસ બને છે તે દ્રોમ-રસ. પિત્તનળીને મળતી પેલી નળી (નં. ૫) તે આ દ્રોમરસની નળી છે. બે નળીઓ પોતપોતાના રસ — પિત્તરસ અને દ્રોમરસ — નાના આંતરડામાં ખોરાક આવે કે ત્યાં તેમાં મેળવે છે. આ મેળવણથી ખોરાકનાં અમુક દ્રવ્યો પર રાસાયણિક અસર થાય છે, તેથી તે પચવા માટે તૈયાર બને છે.

કાળજામાંથી પિત્તનળી નીકળે છે ત્યાં આગળ તેનો એક ફાંટો પડે છે, અને તે નાની એક થેલીમાં જાય છે; તેમાં પિત્તનો સંગ્રહ રહે છે; તે થેલી પિત્તાશય (નં. ૪) છે. કેટલોક પિત્તરસ તેમાં સંઘરાઈ રહે છે. પુખ્ત ઉંમરના માણસના આંતરડામાં રોજ લગભગ રા શેર પિત્તરસ કાળજું રેડે છે. પિત્તનળી જો બરોબર કામ ન કરે, તો આ જથો કાળજામાં જ ગોંધાઈ રહે. એમ થાય તો ત્યાંથી તે લોહી વાટે શરીરમાં પણ ફેલાઈ શકે છે. કમળો રોગ થાય છે તે આથી કરીને. પિત્તરસ રંગે પીળાશ-પડતો હોય છે.

આ ઉપરાંત, પાચનમાં કામ દેતા ત્રણ રસ રહ્યાઃ ૧. મોંમાં ખોરાક ચાવતી વખતે જડબાંમાં રહેલી ગ્રંથીઓમાંથી ઝરતી લાળ પણ એક પાચક રસ છે. ૨. પેટની દીવાલમાં અનેક રસવાહિનીઓ છે, જે બીજો એક રસ બનાવીને ખોરાકમાં મેળવે છે. તેને જઠર-રસ કહીશું. ૩. આંતરડાની દીવાલોમાં પણ અનેક રસવાહિનીઓ છે; તેઓ પણ તેમાં પચતા

પ્રવાહી ખોરાકમાં રસ રેડી તેને પચવા લાયક બનાવે છે.

આમ એક આપણને સાદી લાગતી પાચન-ક્રિયા બરોબર ચાલવા માટે આટલા બધા રસોની જરૂર પડે છે, અને તે બધા રસોને બનાવનારી રસશાળાઓ પોતાની મેળે શરીરમાં કામ કર્યા કરે છે. આ રસશાળાઓ ઉપરાંત, પેટ-પેઢુની બખોલમાં એક અંગ ચિત્રમાં બતાવ્યું છે તે (આ. ૧—નં. ૪; આ. ૨—નં. ૧૧) બરોળની ગાંઠ છે. કોઈ પાચક રસ તેમાં બનતો નથી, એટલે આપણે એને વિષે અહીં વધારે વાત કરવા રોકાઈશું નહિ.

વળી ખોરાકના પાચન બાદ રહેતો કચરો શરીર બહાર કાઢનારાં અંગો પણ આ બખોલમાં છે, તે પણ આપણે અહીં નથી જોતા. એ બધાનો વિચાર પછી કરીશું. તે પૂર્વે આ શરીર શાનું બનેલું છે—શરીરની ધાતુઓ કઈ, તે આવતી વખતે વિચારીશું.

મ૦

# સાવ બદલાઈ ગયો!

એક યુવાન નવાનવી ગામડામાંથી શહેરમાં ભણવા આવેલો. થોડા વખત પછી તેના એક સંબંધીએ તેને જોયો, તો તેનો આખો વેશ બદલાઈ ગયેલો જણાયો. કંપનીનાં ધોયેલાં કપડાં, ઉઘાડું માથું, સુગંધીદાર તેલ, વગેરે ગામડામાં કદી ન વાપરી હોય તેવી વસ્તુઓ તેની પાસે જણાઈ. તેને મળતાં પેલા ભાઈ રમણભાઈએ પૂછ્યું, 'કેમ છગન, કયાં જાય છે?'

છ૦—આજે રવિવાર છે એટલે સિનેમા જોવા જઉં છું. બીજા મિત્રો આવે છે તેમની સાથે સાંજના 'શો'માં જવું છે.

ર૦—આ બધા શા ખેલ માંડયા છે? કૉલેજમાં આવ્યે છ માસ પણ નથી થયા અને તારું તો આખું જીવન ફરી ગયું લાગે છે! પૈસાનો તો જાણે હિસાબ જ નથી! ઘેરથી ભાઈ પૈસા કેવી રીતે મોકલે છે, બધાં કેટલી કરકસરથી રહે છે, કેટલું વૈતરું કરે છે, તેનો તને ખ્યાલ છે કે નહિ?

છ૦—હા! હું એ જાણું છું પણ કેટલુંક ખર્ચ તો કરવું જ જોઈએ ને! તમે તો સાદાઈની વાત કરો, પરંતુ તે અમારે ત્યાં ચાલે નહિ. બધા જેમ રહેતા હોય તેમ રહેવું જોઈએ. નહિ તો બાઘામાં ખપીએ!

ર૦—તું આ સિનેમા ન જુએ તો બાઘો ગણાય? આ ધોબી પાસે કપડાં ન ધોવડાવે અને સુગંધીદાર તેલ ન વાપરે તો બાઘો ગણાય?

છ૦—હા! એવું જ. મિત્રો મળીએ ત્યારે ઘણુંખરું સિનેમાની અને એવી જ વાતો નીકળે. ત્યારે આપણે કશું ન જાણતા હોઈએ તો શી વાતો કરીએ? કપડાં હાથે ધોઈએ તો બધા આંગળીઓ જ કરે! અને ધોવાનો વખત પણ કયાં છે?

ર૦—કેમ અગિયાર વાગ્યા સુધી શું કરો છો? અને સાંજે પણ નવરા જ હો છો ને?

છ૦—સવારે સાતેક વાગ્યે ઊઠીને ચાહ-પાણી કરીને થોડું વાંચીએ એટલે વખત પૂરો થાય અને સાંજે ટેનિસ રમવા જઈએ.

ર૦—રોજ સવારે કે સાંજે નિયમિત વાંચે છે ખરો કે?

છ૦—નિયમિત તો નહિ, પરંતુ ઘણું-ખરું ગમે તે વાંચું છું. વ્યવસ્થિત અભ્યાસ થતો નથી, કારણ કે મિત્રો સાથે વાતો કરવામાં ઘણો વખત જાય છે.

ર૦—હવે ઘેર કયારે જવું છે?

છ૦—રજાઓ પડે તે પહેલાં ચાલ્યા જવા

વિચાર છે. છમાસિક પરીક્ષામાં કંઈ બેસવાની ઇચ્છા નથી.

૨૦—તો ઘેર જવાબ શો દેશો ? આ બધું ખર્ચ કરો છો તેનો હિસાબ ઘેર ભાઈને આપવો પડશે ને ?

છ૦—આ ક્યાં વાર્ષિક પરીક્ષા છે ? અને ઘેર શી ખબર પડવાની છે ? કૉલેજમાંથી ક્યાં ઘેર રિપોર્ટ જાય છે ?

૨૦—એટલે તૂતેતૂત ચલાવવાનું ?

છ૦—એમાં તૂત શાનું ? એ તો બધું એમ જ ચાલે !

૨૦—તું ગામમાં સીધોસાદો હતો તે અહીં આવીને તો સાવ બદલાઈ ગયો ! અને હવે તો કોઈ વખત મળતો પણ નથી !

છ૦—કોઈ કોઈ રવિવારે આવવાનો વિચાર કરું છું, પરંતુ આવો કંઈ કાર્યક્રમ હોય એટલે અવાતું નથી. ગયે રવિવારે ખાસ વિચાર કરેલો, પરંતુ........સાહેબનું ભાષણ હતું તેમાં બધા ગયા હતા.

૨૦—કેમ, ભાષણ કેવું લાગ્યું ?

છ૦—સુંદર બોલે છે. એ અંગ્રેજીમાં બોલે છે ત્યારે જ મજા આવે છે.

૨૦—એ બધું સાંભળવાની મજા પૂર જ કે સાંભળીને કંઈ કરવાનું ?

છ૦—કરવાનું તો શું હોય ?

૨૦—કેમ ! કરવાનું તો ઘણું છે. ર બધું જે ખરચ કરો છો અને જીવન વેડ મારો છો તે સુધારો અને ઘરની અને દેશ સ્થિતિ ધ્યાનમાં રાખીને ખર્ચ કરો તોય ઘ છે. વિદ્યાર્થીજીવનમાં તે નહિ શીખો તો ક્યા શીખશો ? સાંભળીને કશું કરવાનું ન હોય તો સાંભળ્યું શા કામનું ? અને તમે ભણેલ માણસો બીજાના દેખાદેખી તણાઈને ખર્ચ કરો અને મોજશોખમાં તણાઈ જાઓ, તે ગામડાંના લોકો સારા ખોટા પ્રસંગોએ દેખાદેખી ખર્ચ કરે છે તેમને તો શું કહેવું તેઓ ગજા ઉપરાંત ખરચ કરીને દેવાદા થાય છે. તમેય ગજા ઉપરાંત ટાપટીપ કરીને ભાઈને હેરાન કરો, તો તમે ભણ્યા શા કામના? ગામડાંના લોકો ખોટાં ખર્ચ કરે અને તમેય ખોટાં ખર્ચ કરો તેમાં ફેર શો ?

ઠીક ! અત્યારે તમારે જવું હોય તો જાઓ. ફરી જતા પહેલાં મળજો. અને જરા વિચાર કરજો. બીજું તો શું કહીએ ?

વિ૦

# કીટકોમાં આમિષાહારના પ્રકાર

કીટકની[૧] ઘણી જાતો ખોરાકમાં માત્ર લીલોતરીનો ઉપયોગ કરે છે, તે નિરામિષાહારી;[૨] જે જાતો હિંસ્ર પશુની માફક પ્રાણિજ પદાર્થો ઉપર નિર્વાહ ચલાવે છે તે આમિષાહારી;[૩] અને બીજી કેટલીક જાતો વનસ્પતિ તેમ જ પ્રાણિજ પદાર્થોનો આહાર કરે છે તે સર્વાહારી;[૪] એમ આહારની દૃષ્ટિએ કીટકોના ત્રણ વિભાગ પડે છે. પરંતુ એ ત્રણ ઉપરાંત એક ચોથો વિભાગ છે. એ વિભાગની જાતોનો આહાર ખરી રીતે પેલા ત્રણ વિભાગને મળતો જ હોય છે, છતાં તદ્દન જુદો પડી આવે છે, કારણ કે આ વિભાગનાં કીટકો માત્ર સુકાઈને સડતી વનસ્પતિ અથવા મરી ગયા બાદ કોવાઈ જતાં સેંદ્રિય દ્રવ્યો (organic matter)નો જ આહાર કરે છે. અને તેથી કરીને આ ચોથા વિભાગની કીટક જાતો સફાઈગરો[૫] અથવા સ્વચ્છતાકારી[૫] તરીકે ઓળખાય છે.

ફૂલ અને ઝાડનાં પાન તથા બીજ ભાગ ખાનારાં વનસ્પતિ-આહારીઓ;[૬] ઘણાં ઘરોમાં જણાતાં વંદા, કંસારી અને સર્વત્ર જાણીતી માખ એ સર્વાહારીઓ; અને સુકાતાં લાકડાંને ચડતી ઊધઈ અને સડતાં કોઈ પ્રાણી અથવા છાણ પર બેસતી ભૂરી–નીલી માખ; એ સ્વચ્છતાકારીઓ તો સામાન્ય રીતે ઘણાં જાણીતાં છે પરંતુ આમિષાહારી કીટકોનાં ઉદાહરણ અને તેમના આહારની રીતો એટલી જાણીતી નથી. આમિષાહારી એટલે માંસ ખાનાર; પણ કીટકને માટે એ વિશેષણ વાપરતી વખતે એનો અર્થ જરા વિશાળ કરવાનો છે. એટલે કે, માંસ અથવા પ્રાણી દેહમાંનું પ્રવાહી રક્ત, ગમે તે પ્રાણિજ દ્રવ્ય પર નભનારને આમિષાહારી કહેવામાં કશું અનુચિત નથી.

આદ્ય માનવીની જેમ કેટલાંક કીટક જે આવ્યું તે ખાતાં જોવામાં આવે છે. બહુ સખત્ ન હોય અને વાંધા પડતું બેસ્વાદ ન હોય તેવાં ગમે તે કીટકનો અથવા બીજા કોઈ પણ નાના પ્રાણીનો શિકાર સામાન્ય માંસાહારી કીટક કરે છે. મહાકાય જળચૂસિયા[6] પાણીમાં વસતાં નાનાં દેડકાં, કાચબા અને માછલાંનું ભક્ષણ કરે છે. બીજું ઉદાહરણ વણિક-કીટક[7] એનાથી જમીન પર ચલાતું કે દોડાતું નથી, પણ મોટી પાંખોને લીધે ઊડવામાં એ ઉસ્તાદ હોય છે, તેથી કરીને ઊડતાં કીટકો જ એનાં શિકાર બને છે. આથી ઊલટું, વણિક-કીટકની નીમ[8] અવસ્થા પાણીમાં જ ગાળવામાં આવતી હોવાને લીધે એનો બાલ્યકાળ પાણીમાંનાં સૂક્ષ્મ જીવો પર નભે છે. આથી કરીને આવાં આમિષાહારી કીટકોનું વર્ગીકરણ આહાર મેળવવાની રીત પ્રમાણે થયું છે. ઉપરના બે દાખલાઓમાં જણાવ્યાં તે જળચૂસિયા અને વણિક-કીટકની માફક, જેઓ પોતાનો શિકાર પકડીને તરત જ ભક્ષણ કરે છે, તેમને ભક્ષક[9] કે શિકારી[9] કહે છે. પરંતુ જેઓ બીજાં પ્રાણી કે કીટકના દેહની ઉપર કે અંદર વસીને એમના રક્ત કે સ્નાયુનું શોષણ કરી પોષણ મેળવે છે, અને તેમ કરતાં કરતાં બહુ ક્રમશઃ આખરે પોતાના ભક્ષનું[10] મૃત્યુ નિપજાવે, તેમને પરોપજીવી[12] અને મૃત્યુ ન નિપજાવે તેમને આશ્રિત[11] કહે છે.

**ભક્ષકો :** કીડીના વાઘ[13] જમીનની અંદર નાનાં દર બનાવીને તેના મોં આગળથી પસાર થતાં કીડી અને એવાં બીજાં નાનાં કીટકોનો શિકાર કરે છે. એમના ભક્ષણની રીત એવી છે કે, એ પકડાયેલા કીટકના રક્તનું શોષણ કરી લે છે એટલું જ નહિ, પરંતુ અવશેષ રહેલા સ્નાયુમાં એક પ્રકારની રસી મૂકીને તંતુઓને (tissue) એ પ્રવાહી બનાવી દે છે, કે જેથી કરીને બધું યે પોષક દ્રવ્ય પૂરેપૂરું ચૂસી શકાય.

**મરજાદી ભક્ષકો :**[14] સાધારણ ભક્ષકોમાંથી કાળે કરીને અમુક જ પ્રકારનાં કીટકોનું ભક્ષણ કરે એવો વર્ગ ઉત્પન્ન થયો તેને મરજાદી ભક્ષક કહેવાય છે. શાકભાજીનાં પાન પર થતી મશીને ખાનારું ઢાલપક્ષીય[15] 'લેડીબર્ડ' કીટક આવું મરજાદી છે. આવાં મરજાદીઓમાં 'સ્ફીસીડ'[16] કુળના એકાકી ભમરાની વંશવર્ધનકળા જાણવા જેવી છે. એ ચર્મપાંખાં (ત્વક્પક્ષીય)[17] પ્રૌઢ કીટક પોતે તો ફૂલના મધુ પર જ નિર્વાહ કરે છે, પરંતુ પોતાની ઇયળ અવસ્થામાં એ આમિષાહારી હોય છે. ભમરી જમીનમાં દર બનાવી તેમાં પાન ખાનારી ઇયળ, અથવા તીતીઘોડા, કંસારી, માખી કે કિલ્લાંને પકડી અધમૂઆં બનાવી ગોઠવે છે અને એ ભક્ષની મધ્યે પોતાનું ઈંડું મૂકે છે. એ ઈંડામાંથી એકાદ દિવસ બાદ ઇયળ નીકળતાં પાસે પડેલો આહાર ખાવા માંડે છે. આશરે દશબાર દિવસ સુધી ખાઈને ધરાય ત્યારે સુષુપ્ત અવસ્થામાં પ્રવેશી આખરે પ્રૌઢ કીટક બને છે.

**આશ્રિતો :** આમિષાહારી આશ્રિતો ભક્ષક કીટકોનાં વારસો હોવાનું મનાય છે. સામાન્ય નિયમ તરીકે, જે પ્રાણી ઉપર જીવનનિર્વાહ કરે છે તેના કરતાં કદમાં આ આશ્રિતો નાનાં જ હોય છે અને તે જેના ઉપર નિર્વાહ કરે છે તેને ભક્ષ[10] કહેવામાં આવે છે. એમની જીવનરીતિ પ્રમાણે આશ્રિતોનું વિભાગીકરણ કરવામાં આવ્યું છે.

**બહિરાશ્રિતો :**[16] ચાંચડ, માંકણ, મચ્છર અને જૂ જેવાં કીટક, જે લોહી ચૂસીને ભક્ષ[10]ના શરીરની બહાર રહીને પોષણ મેળવે છે, પરંતુ એને મારી નાખતાં નથી, એ આશ્રિતોને ખરાં આશ્રિત[18] અથવા બાહ્યાશ્રિત[19] કહેવામાં આવે છે. આ બહિરાશ્રિતો ભક્ષના દેહ પર જૂની જેમ કાયમનો વસવાટ કરનારાં હોય અથવા ચાંચડ, માકણ ને મચ્છરની માફક વખતોવખત આક્રમણ કરનારાં હોય છે. હમણાં જણાવ્યું તેમ, આ બાહ્યાશ્રિતો ભક્ષનું મરણ નિપજાવતાં નથી પરંતુ એમાં અપવાદ છે. એ અપવાદોમાં ભક્ષનું મરણ નિપજાવનારાં કીટકો હવે પછી જણાવવામાં આવશે તે અંતરાશ્રિતો[21] કે અંતર્-ભક્ષક[21] કીટકોનાં કુટુંબી હોવાને કારણે, આહારપદ્ધતિમાં ફરક હોવા છતાં, પરિણામ સરખું આવે છે. પતંગની ઇયળોનો નાશ કરનાર આવા બહિરાશ્રિતની માદા ઇયળને જખમી કરી મારી નાખે છે, પરંતુ એનો દેહ સડી ન જાય એવી જોગવાઈ એક પ્રકારની રસી મૂકીને કર્યા બાદ ઇયળના શબ પર ઈંડાં મૂકે છે. એ ઈંડાંમાંથી નીકળતા કીડા ઇયળના આમિષનો આહાર કરી પુખ્ત વયના બને છે. કોઈક જાતિની[20] માદા પોતાની સંતતિનું રક્ષણ કરવા આ લાંબા કાળ દરમિયાન ભક્ષની ચોતરફ ખડે પગે જાગ્રત રહેતી હોય છે.

**અંતરાશ્રિતો :**[21] આશ્રિતોનો બીજો વર્ગ તે પરોપજીવીઓ[12] અથવા અંતરાશ્રિતોનો. આ કીટકો એમના આહારની અવધ દરમિયાન ભક્ષના શરીરની અંદર જ વસે છે. પ્રારંભમાં એનું લોહી શોષે છે અને પછીથી ભક્ષક બનીને એના સ્નાયુઓનું અશન કરી અંતે મરણ નિપજાવે છે. અંતરાશ્રિતોની જીવનપદ્ધતિ બહિરાશ્રિતોના કરતાં વધારે અટપટી અને વિકસેલી છે, કારણ કે તેમને બહુ જુદા સંજોગોમાં ઊછરવાનું હોય છે.

અંતરાશ્રિતો બાલ્યકાળ પુરતાં જ આમિષાહારી હોય છે. પ્રૌઢાવસ્થામાં તો તે સ્વૈરવિહારી અને અસાધારણ ઊડણ-શક્તિવાળાં બને છે આ અંતર ભક્ષકોનો નિભાવ કીટક ઉપર હોય કે કરોડવાળાં પ્રાણી ઉપર હોય, પરંતુ એમની જીવનપદ્ધતિ લગભગ સરખી હોય છે. પ્રૌઢ-કીટક-માદા ભક્ષના શરીરની ચામડી અથવા તેના કેશ ઉપર અથવા ત્વચાની અંદર ઈંડું મૂકે છે.

ચામડી કે વાળ પર મુકાયેલાં ઈંડાંમાંથી નીકળેલ કીડો છેદ પાડીને ચામડીમાં પ્રવેશ કરે છે. કોઈ વખત, જેમ કે ઘોડાના જઠરમાં થતી માખીના[૨૨] દાખલામાં, વાળ પર મુકાયેલું ઈંડું ઘોડાની જીભથી ચટાઈને એના મોંમાં જાય છે અને ત્યાં જ ઈંડામાંથી કીડો નીકળે છે અને તે બાદ ગળામાં ઊતરી જઠરમાં જઈ પૂરેપૂરું પોષણ મેળવ્યા બાદ લાદ સાથે બહાર નીકળી આવી જમીનમાં પ્રવેશ કરી સુષુપ્તાવસ્થા ભોગવીને પ્રૌઢ કીટક બની જાય છે.

**મનુષ્યનાં મિત્ર :** કીટકનાં આંતરભક્ષકની જીવન-સરણી પણ આવી જ છે. બહુધા ઇયળ અવસ્થા ઉપર જ આ પરોપજીવીઓ નભે છે પરંતુ કીટકની બીજી ત્રણ અવસ્થાઓ પણ આ અંતરાશ્રિતોના આક્રમણથી બચતી તો નથી જ. પતંગ વર્ગના[૨૩] કોઈ પણ કીટકનાં ઈંડાં, ઇયળ, કોશેટા અને પ્રૌઢકીટ એ દરેક ઉપર આશ્રિતોની જુદી જુદી જાતિઓ[૨૦] જીવતી જોવામાં આવે છે. આથી જ કરીને આ પરોપજીવીઓનું મૂલ્ય ખેડૂત અને બાગવાનની દૃષ્ટિએ વધી જાય છે વૃક્ષના કે ફળના પાકને નુકસાન કરનારાં કીટકનાં દુશ્મન આશ્રિત અને ભક્ષક કીટકોને મનુષ્ય પોતાનાં મિત્ર સમજે છે જરૂર પડ્યે આવી મિત્ર જાતિઓની વસ્તીની વૃદ્ધિ કરવા માટે મોટી ખર્ચાળ યોજનાઓ અસ્તિત્વમાં આવે છે.

દુનિયાના લગભગ બધા જ દેશોમાં, રશિયા, જપાન, અમેરિકા તેમ જ હિંદમાં, ફળ, શેરડી અને એવાં બીજાં મૂલ્યવાન વૃક્ષોના રક્ષણાર્થે આવા પરોપજીવી અને ભક્ષક કીટક જાતિની વિશાળ પાયા પર ઉત્પત્તિ કરીને, તેમને લાખોની સંખ્યામાં ખેતર વાડી અને બગીચાઓમાં વૃક્ષ નાશ કરતાં કીટકોનો શિકાર કરવા છોડી મૂકવામાં આવે છે.

**કીટકનાં આંતરભક્ષક :** ઇયળની ઉપર અથવા અંદર જ્યારે અંતરભક્ષકનું ઈંડું મૂકવામાં આવે છે ત્યારે ઇયળ તરત મરી જતી નથી. પરંતુ અમાકની માફક, જો મંદ ગતિથી, પોતાનું ખાવાનું અને વધવાનું કામ ચાલુ રાખે છે અને પરિણામે આંતરભક્ષક કીડાને જીવતો ખોરાક મળી રહે છે. જ્યારે કીડાનું વધવાનું કાર્ય સમાપ્ત થાય છે ત્યારે ભક્ષ્યનું શરીર વીંધીને એ બહાર નીકળે છે અથવા તેના શરીરમાં જ સુષુપ્તાવસ્થાનો પ્રારંભ કરે છે. તે સમયે તરતમાં અથવા થોડી વારે એ દરમ્યાની ભક્ષ્યનું મરણ નીપજે છે.

આવાં પરોપજીવી અંતર્ભક્ષકોનું સંવર્ધન જાતે કરી જોવું એ કાંઈ મુશ્કેલ વાત નથી ખેતર, વાડી કે વગડાની લીલોતરી પર જે કોઈ ઇયળો મળી આવે તેને પાંદડાં સહિત નાના સરખા પાંજરામાં પૂરી રાખી અને વખતો વખત સાફ કરી, પાંદડાં બદલી, ઉછેરશો તો તેમાંથી ઘણી ઇયળો કોશેટા બનવાને બદલે તેમાંથી એક એ જાતના અંતર્ભક્ષકના મોટા પડતા દાણા જેવા ગામઠા અથવા પીળા કે સફેદ રંગના રેશમની નાની ઢગલી જેવા કોશેટા મળી આવશે.

**અવલ આંતરભક્ષક[૨૪] :** આ આંતરભક્ષક કે અંતરાશ્રિતોની વાત ઉપર કરી તે બધાંને અવલ કે મૂળ પરોપજીવીઓ[૨૪] કહે છે. પરંતુ શેરને માથે સવાશેર હોય તે પ્રમાણે, અંતર્ભક્ષકોને વળી બીજાં કીટકનાં ભક્ષ બનવું પડે છે અને એવાં કીટકોને **દુય્યમ-આશ્રિત[૨૫]** અથવા ઉપર્યુપજીવી[૨૫] કહેવામાં આવે છે. દેખીતી રીતે એકની અંદર બીજું અને બીજાની અંદર વળી ત્રીજું, પરંતુ ભાષામાં એકની ઉપર અને તેની ઉપર ભક્ષણ કરનાર કહેવાય એમ પાંચમી શ્રેણી સુધીનાં, પ્રકૃતિની ચમત્કૃતિ-ઓમાં સ્થાન મેળવે એવાં, ઉપરી-ઉપરી-આશ્રિતો નોંધાયેલાં છે! પહેલું અંતર્ભક્ષક તેના ભક્ષ કરતાં કદમાં નાનું તો હોય જ, પરંતુ તે પોતે ભક્ષ બને અને એમ પાંચ શ્રેણી સુધી બને ત્યારે છેલ્લી શ્રેણીના એ ઉપરી-અંતર્ભક્ષકનું કદ કેવડું હોય તેની કલ્પના જ કરવી રહી.

**પરોક્ષ-આશ્રિતો[૨૬] :** હવે આ આમિષાહારી આશ્રિતોના એક બાકીના પ્રકારનો નામોલ્લેખ કરીને આ લેખ આટોપી લઈશું એ પ્રકારનાં આમિષાહારી કીટકોને પરોક્ષ-આશ્રિતો કહેવામાં આવે છે, કારણ કે એ જીવો પરોપજીવી હોવા છતાં, ' ખોદે ઉંદર અને ભોગવે ભોરિંગ ' અથવા ' મૂકે કોયલ અને સેવે કાગડી ' એ ન્યાયે બીજા અંતર્ભક્ષકોએ પોતાનાં વારસના નિર્વાહ માટે તૈયાર કરેલી સામગ્રીમાં પોતાનાં ઈંડાં ગોઠવી દે છે, અને આ પરોક્ષ-આશ્રિત જાતિનાં ઈંડાંમાંથી કીડો વહેલો નીકળતો હોવાને લીધે એ ફાવી જાય છે. આ પ્રમાણે મનુષ્યને જાણવાનું મળે છે કે કીટક યોનિમાં પણ ઉતરપંડીની કળાનો અભાવ હોતો નથી [૨૭]

મહાદેવપ્રસાદ હરિલાલ દેસાઈ

૧. Insect. ૨. Vegetarians. ૩. Carnivores. ૪ Omnivores. ૫. Scavengers. ૬ Giant Water bug. ૭ Dragon fly. ૮. Nymph. ૯. Predator. ૧૦. Host. ૧૧. Parasite. ૧૨ Parasitoid (or Endoparasite). ૧૩ Ant-lion. ૧૪. Restricted predators. ૧૫. Beetle Colapterous. ૧૬. Sphecida. ૧૭ Hymenopterous. ૧૮. True parasites. ૧૯. Ectoparasites. ૨૦ Species. આને માટે શ્રી. 'વનેચરે' યોજેલા 'વ્યક્તિ' શબ્દ કરતાં આ 'જાતિ' વધારે ઉચિત લાગે છે. ૨૧. Endoparasites. ૨૨. Horse bot-fly. ૨૩. Lepidoptera. ૨૪. Primary parasites. ૨૫ Hyperparasites. ૨૬. Indirect parasites. ૨૭. ટીપમાં આપેલા કીટક વિજ્ઞાનના પારિભાષિક શબ્દોની સમજ માટે જ આ લેખ મુખ્યત્વે લખાયો છે.

# નવું વાચન

**શરીરરચનાનું રહસ્ય:** લેખક: ધનવંત ઓઝા. પ્રકા૦: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. પા. ૧૦૪. કિં. ૧-૪-૦

'રસ્તે ચાલતા સામાન્ય રાહદારીને અને અનિષ્ણાતને લક્ષમાં* રાખીને જ', આપણા શરીરની રચના સમજાવવાનો આ ચોપડીમાં પ્રયત્ન થયો છે, એમ લેખક કહે છે. એથી એની મર્યાદા પણ અંકાઈ જાય છે કે, દરેકે દરેક સ્નાયુ તથા હાડકાની 'સૂક્ષ્મ રચના વિષે નિરૂપણ (એમાં) નથી.' આ મર્યાદામાં રહ્યા છતાં, લેખકે જીવવિદ્યાથી માંડીને શરીરવિજ્ઞાન અને ગર્ભવિદ્યા સુધીના વિસ્તારમાં જઈને, આપણા શરીર વિષે પ્રાથમિક પરિચય રજૂ કરતાં ૧૨ પ્રકરણો લખ્યાં છે. ૧૩ મા પુરવણી-પ્રકરણમાં 'શરીરરચનાની ચિત્રાત્મક રજૂઆત કરવામાં આવી છે,' તે કદાચ પાછળથી સૂઝેલો ખ્યાલ હોય, તો તે સારું થયું છે. હવેની આવૃત્તિમાં પ્રકરણો વચ્ચે ચિત્રો વણાતાં જાય એ વધુ સરળ ને ફાવતું થશે.

શરીરવિદ્યા વિષે હમણાં હમણાં બેત્રણ ચોપડીઓ બહાર પડી છે, એ આપણાં વિજ્ઞાન-સાહિત્ય અને કેળવણીને માટે સુચિહ્ન ગણાય. ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો શાળા મહાશાળા જેમાં જ હજી આપણે શીખીએ છીએ; એટલે કદાચ એનાં પુસ્તકો માત્ર શાળોપયોગી જ રચાય છે. બાકી તે શાસ્ત્રોમાં પણ 'રસ્તે ચાલતા સામાન્ય રાહદારીને અને અનિષ્ણાત' એવા સામાન્ય માણસને પ્રવેશ કરાવવો જોઈએ. અનેક ઘટનાઓ અને પ્રક્રિયાઓ આપણે પ્રત્યક્ષ રોજ જોઈએ છીએ; તેમની વૈજ્ઞાનિક સમજૂતી દરેકને હોવી જોઈએ; તો તેમાંથી ધીમે ધીમે જેને વૈજ્ઞાનિક વિચારપદ્ધતિ કહેવામાં આવે છે, તે પણ પડાય. કાંઈ નહિ તોય, તેમાં રહેલું માનસિક ઘડતર તો ફાયદાકારક છે જ.

પરંતુ આ કામ કરવાને માટે મોટી શરત એ છે કે, તે ગુજરાતી પરિભાષામાં અને સરળ તથા સહજ રીતે થવું જોઈએ. આજકાલ તરજુમિયા પરિભાષા બહુ ચાલે છે, એ આવા કામને માટે નકામી છે. જરૂર તો એવા પ્રયત્નની છે કે, આપણા લેખકો વિજ્ઞાનનું મંતવ્ય પચાવીને, પછી તે સહજભાવે સ્વભાષામાં અને સ્વજનને (તેઓ જેટલાં શિક્ષણ અને જેવી સમજવાળાં છે તેનો તથા તેમની ભાષાશક્તિનો બરોબર ખ્યાલ રાખીને) કહે.

* 'Man in the street' અને 'layman' નો અનુવાદ?

આ પ્રકારની વૃત્તિથી જ સહજ પરિભાષા બને તો બની શકે. આમ કરવા જતાં એવું પણ બને કે, આપણે કેટલાક નવા ભાવો માટે નવા શબ્દો પણ રચવા પડે, કે જે અંગ્રેજીમાં જરૂરના ન હોય.

પ્રસ્તુત ચોપડીમાં પરિભાષા બાબતમાં ભારે ફરિયાદ કરવાની રહે છે. તેમાં નાહકના અંગ્રેજી જ શબ્દો મૂક્યા કર્યા છે. 'રસ્તે જતા રાહદારીને' માટે એમની જરૂર ન હોય અને આ બાબતમાં બીજી રીતેય શિથિલતા જ રહી ગઈ લાગે છે, તે સુધારી લેવા અમારી વિનંતી છે. એમ ન હોત તો 'રુધિરાભિસરણ' એ પ્રચલિત શબ્દ પોતે એક સ્થાને વાપર્યા છતાં, પાછો 'રક્તપરિભ્રમણ' શબ્દ શું કામ વાપરત? પા. ૩૭ ઉપર 'બ્લ્યૂ રંગ' કહ્યું છે ત્યાં 'બ્લૂ' શું કામ? શુદ્ધ રસાયણિક મૂળતત્ત્વોનાં કે સમાસોનાં* કેટલાંક નામો આપણી ભાષામાં સીધાં ઉતારવાં પડશે એ ખરું. પ્રસ્તુત પુસ્તકમાં તે મર્યાદા નાહકની વટાવવામાં આવી છે

પુસ્તકની ભાષા પણ સામાન્ય 'અનિષ્ણાત' માટેની ન કહેવાય વગર જરૂરે તે ભારે અને સંસ્કૃતિયા કરાઈ છે. કેટલાંય સ્થાનોમાં સરળ ઘરગથ્થુ ભાષાથી કામ ચાલી શકત, ત્યાં તે ભારે અઘરી થઈ ગઈ છે.

વિષયની રજૂઆત ઠીક ટૂંકાણમાં કરી છે. પણ ત્યારે તેમાં કાંઈક લૂખાશ (પણ) આવી છે. અને આરોગ્ય તથા શરીરનાં અંગોના ધર્મો અંગે નહિવત્ એમાં આવે છે, તે તો પુસ્તકના નામ પરથી પણ સૂચવાની મર્યાદા ગણાવી જોઈએ. આમાં માત્ર સામાન્ય મોટી મોટી વાતોની શરીરરચના (Anatomy) જ લેખકે આપવા ધાર્યું લાગે છે. તો પછી આ પુસ્તકનું નામ કાંઈક ભ્રામક થવા સંભવ છે. 'રહસ્ય' બદલે 'પરિચય' કહ્યું હોય તો સારું સૂચક થાય.

કિંમત બહુ કહેવાય. કે પછી સર્વત્ર વ્યાપેલી લડાઈની મોંઘવારી માની લેવી? છતાંય બહુ કહેવાય.

વિજ્ઞાન અંગેનું સામાન્ય સાહિત્ય ઉત્પન્ન કરનાર સૌ ધન્યવાદને પાત્ર છે, એ વ્યાપક ન્યાયે પણ લેખકને આ તેમના ઉપયોગી પ્રયાસને માટે મુબારકબાદી ઘટે છે.

મ.

* 'Compound' માટે લેખક 'તત્ત્વસમૂહ' ને થોડીક લીટીઓ પછી 'તત્ત્વસમન્વય' વાપરે છે. 'સમાસ' શબ્દ વધુ સરળ ને સૂચક તથા સચોટ લાગે છે.

# માસિક વિવેચન

## ખાદી દ્વારા સ્ત્રીશિક્ષણ અને સેવા

વિલે પારલે, મુંબઈમાં આજ ૧૯૩૪થી એક ખાદી મંદિર ચાલે છે. હમણાં તેનો વાર્ષિકોત્સવ ઊજવાયો તે પ્રસંગે તેના આજ સુધીના (૭ વર્ષના) કાર્યનો હેવાલ બહાર પાડ્યો છે, જે મારી ઉપર મોકલવામાં આવ્યો છે. આ ૮–૧૦ પાનનું ચોપાનિયું હું સ્ત્રીમંડળો તથા સેવિકાસંઘો ને પ્રૌઢ-કેળવણી-કારોને વાંચી જવા ભલામણ કરું છું

અત્યાર સુધીમાં આ સંસ્થાએ લગભગ રૂપિયા નેવું હજાર જેટલી ખાદી વેચી. હિસાબકિતાબ રાખવાથી માંડીને વેચાણ તથા વાળઝૂડ ઇત્યાદિ બધું જ કામ પારલાની સુખી ઘરની, મધ્યમ વર્ગની, સેવાભાવી બહેનો જ કરે છે. મંદિરનો ધારો* જ છે કે, 'સંસ્થાનાં તમામ કામકાજો સેવાભાવથી કામ કરનારી બહેનોને હાથે જ ચલાવવાં, અને પગાર કે પુરસ્કાર આપીને કોઈ સંજોગોમાં કામ ચલાવવું નહિ.' ત્યારે એનું પરિણામ પણ સુંદર અને શોભાવનારું આવ્યું છે. લગભગ ત્રણ હજાર જેટલો ચોખ્ખો નફો — બધુ ખર્ચ કાઢતાં — બહેનોએ હાંસલ કર્યો છે, જે સંસ્થાની મૂડીરૂપે કામ દે છે. પરંતુ એ તો જૂજ છે. મોટો લાભ તો '૭ વર્ષોમાં ચોક્કસ પરિસ્થિતિને પહોંચી વળતાં, ગૂંચોના ઉકેલ કરતાં, લોકોનાં મન રાખતાં, પ્રાંત પરપ્રાંતોના કાર્યકર્તાઓ જોડે કામકાજ પત્રવ્યવહાર ચલાવતાં, તેમ જ મંદિરના કામકાજને અંગે ખાદી-પ્રચાર તેમ જ ખાદીસેવાને અંગે સંઘના ઉપરી અધિકારીઓ તેમ જ મુરબ્બીઓ જોડે પ્રસંગોપાત્ત ઝપડતાં શીખીને આત્મવિશ્વાસપૂર્વક જાહેર કામ કરવાનાં જે કીમતી અનુભવ અને તાલીમ અમને મળ્યાં છે, એ અમારે બહેનોને મન અમારી સાચી કમાણી અને મૂડી છે.'

સાતેક બહેનો જ આ સંસ્થા નભાવે છે. તેઓ નવી બહેનોને પોતાની સાથે કામમાં લઈ, પ્રત્યક્ષ

*મંદિરનો બીજો એક સ્થાયી નિયમેય ધ્યાનપાત્ર છે:– મૂડી કદી વ્યાજે લઈને મંદિરનું કામ ન કરવું. એટલે બહેનો સેવાભાવ અને મહેનત મજૂરીની મૂડીથી પોતાનું કામ કરે છે.

ઉદ્યોગ દ્વારા કેળવે છે. કુદરતી રીતે આથી કરીને આ બહેનોની સંસ્થા પ્રતિષ્ઠા પામી છે અને પારલાની સેવાનાં બીજાં નાનાંમોટાં કામો પણ કરે છે. તેનો ઇષ્ટ ચેપ લાગી, પારલા સાથેનાં પરાંમાં પણ ખાદી-ભંડારો ચાલતા થયા છે.

ગાંધીજી હમેશ કહેતા આવ્યા છે કે, બહેનો માટે ખાદી, દારૂનિષેધ આદિ કામો સેવાનાં જ નહિ, સંસ્કાર અને તાલીમનાં પણ પ્રબળ સાધનો છે. પારલાનું આ ખાદીમંદિર તેનો પદાર્થપાઠ ગણાય.

## એ તો બહાનું લાગે છે.

છાપાંમાંથી આસામ સરકારની એવી જાહેરાત વિષે જાણવા મળે છે કે, ખરચાળપણાને લઈને સરકારે વર્ધા શિક્ષણ યોજનાનો પ્રયોગ બંધ કર્યો છે. આ ખબર જો ખરી હોય તો, એ તો બહાનું જ લાગે છે. ધારો કે, યોજના ખરેખર ખરચાળ છે એમ ઘડીભર માન્યું. પરંતુ તેથી યોજના બંધ કરવાનું શી રીતે સિદ્ધ થાય? જો એ યોજના યોગ્ય હોય, હિંદનાં બાળકોને માટે યોગ્ય તાલીમ આપનારી હોય, — અને એ બાબત કશું કહેવાનું ન હોય, તો પછી ખર્ચ તો શામાં નથી થતું? એ જ કામ ઓછે ખર્ચે થઈ શકે તો અલબત્ત તે રીતે કરો. પણ જો એ કામ કરવું છે ને કરકસર કરતાં છતાં અમુક ખર્ચ તો તેમાં કરવું જ પડે છે, તો તેને ખર્ચાળ ન કહેવાય એ ન્યાયે વિચારતાં, આ યુદ્ધ ચાલે છે એ ઓછું ખરચાળ છે? સરકાર એને પણ કાં બંધ ન કરે?

વાત એમ છે કે, શિક્ષણની નોકરશાહીને આ નવી યોજના અનેક કારણે બહુ ગમી જ નહોતી. પરંતુ જેવી સરકાર તેવા ચાલવું, એ આપણી નોકરશાહીના અનેક વર્ષોથી ઘડાયેલી વૃત્તિ છે. કૉંગ્રેસ સરકાર આવી ને તેના શિક્ષણ-વિષયક વિચારો વર્ધા-યોજનાના પ્રેમી છે એટલું જ્ઞાન આ નોકરશાહીને માટે બસ હતું. એટલે આખા થઈને કેટલાક તો આ યોજનાનાં ગુણગાનમાં કૂદી પડ્યા; પણ શિક્ષણ ખાતા તરીકે મનમાં તો ઘણા અધિકારીઓને એ અડવી લાગે તો નવાઈ નહિ, કેમ કે જનમારો જે તંત્રમાં કાઢેલો તેને નવી યોજના ઉથલાવી દેનારી

ને તેરમૂળથી નવું રચવા માગનારી છે, એ તો હવે સૌ સમજ્યા છે.

જ્યારે સરકાર પદ ઉપર હતી ત્યારે આ અણગમો આપોઆપ દબાય જ. હવે તેમ થવાની જરૂર રહી નહિ. એટલે સુરક્ષિત રીતે કેટલાય લોકો કાંઈક મોકળાશથી પોતાનો અણગમો કાઢી શકે. અને સરકારને આજે યુદ્ધના નાશક ખર્ચાળપણામાં તણાવું પડે છે, તેથી બીજાં ખર્ચો પ્રજાકીય ઉન્નતિનાં, રચનાત્મક અને માફકસરનાં હોય તોય વિશેષ દાબવે છે; અને જો એ કામ ન ગમતું હોય તો તો ખાસ વધારે દાબવે. સરકારી નોકરોનું અને નોકરશાહી સરકારનું માનસ. વર્ધા યોજના બાબત કાંઈક આવી રીતે આજે કામ કરતું હોય એમ લાગે છે. નહિ તો આસામ સરકારનું પગલું જો ખર્ચ પૂરતું જ વિચારાયું હોય તો વજૂદ વગરનો વર્ધા યોજનાનો છૂપો દ્વેષ જ તેની પાછળ છે એમ બતાવે છે, અને એને ઢાંકવા સફાઈદાર કારણ આપવામાં આવે છે.

### મિ. સ્મોલનો પુરાવો

આ માન્યતાનું સમર્થન એ સરકારના મિ. સ્મોલ નામના માજી વિદ્યાધિકારીના છાપામાં પ્રસિદ્ધ થયેલા એક નિવેદન પરથી મળે છે. આ સાહેબ હમણાં પોતાના પ્રાંતના શિક્ષણ ખાતાનો હેવાલ બહાર પાડીને નોકરી-મુક્ત થયા લાગે છે. એટલે કે, જતાં જતાં એ જરા છૂટથી, પોતાના વર્ધાશિક્ષણ બાબતના વિચારો કહેતા ગયા. પરંતુ, એમને એટલું ભાન ન રહ્યું કે, તેની સાથે સાથે તે, આ યોજના આસામમાં કેમ ન ફાવી, તેનું ખરું કારણ પણ આપતા ગયા. એમના જેવા અગ્રહાળુના હાથમાં બીજું થાય પણ શું? કોઈ પણ પ્રયોગ પ્રામાણિકતાથી કરવાને માટે બે વસ્તુ જોઈએ: ૧. પ્રયોગના પક્ષમાં કામ પૂરતી શ્રદ્ધા, અને ૨. તે શાસ્ત્રશુદ્ધ કરી જેવાને માટેની નૈષ્ઠિક પ્રામાણિકતા કે વિજ્ઞાનશુદ્ધતા. આ સાહેબ પાસે બેઉ ખૂટતાં લાગે છે. તેમના નિવેદન પરથી દેખાય છે કે,—નથી તે વર્ધાશિક્ષણનું રહસ્ય સમજ્યા, કે નથી સમજવા માગતા. તે તો પોતાના વિચારો અને પ્રાથમિક શાળાને નામે પોતે જે 'ગોખણ-ખાનાં' કે 'ગુલામખાનાં' ચલાવે છે તેની સત્કૃતામાં એટલા મુસ્તાક છે કે, એમનાં એ ઘમંડ-ચશ્માં કોઈ ભાગ્યે જ ઉતારી શકે. બાકી, ગુલામ-કે-ગોખણ-ખાનાં કરતાં જેને એ 'ખાદીનું કારખાનું' કહે છે એ વર્ધાશાળા એક રીતે તો સારી છે, એમ ન સમજત? ગોખણ કરતાં કામ કોઈ હિસાબે સારું છે. અને એ કામ જો દેશની સેવા અને સ્વતંત્રતાની ભાવના જોડે સંકળાયેલું હોય તો તો વળી વધુ સારું બને. પણ કદાચ તે સાહેબને ખાદી-કામ ન ગમતું હોય. તેમાં એમને હિંદની સ્વતંત્રતાની સુગ આવતી હોય. એમને તો મેકોલે-પ્રણીત શિક્ષણ-વિચાર કદાચ હિંદ માટે અમર તપાવવા જેવો લાગતો હોય. પણ એમને આ બધું કહે સાર નથી. આસામ સરકાર અને એના માજી વિદ્યાધિકારી મળીને આટલી વાત સ્પષ્ટ કરે છે કે, સ્વતંત્ર હિંદની શિક્ષણ-પદ્ધતિ સ્વતંત્ર હિંદ ઝંખતા પ્રજાકીય તંત્રને હાથે જ ગ્હાઈ શકશે.

### તકલી અને ઑસ્ટ્રેલિયા

વર્ધા શિક્ષણ યોજનાની બેવકૂફી સિદ્ધ કરવા આટલું જ બસ છે, એવી લગભગ સો-ટકા ખાતરીથી એ સ્મોલ સાહેબ કહે છે, તકલી મારફતે, દા. ત. ઑસ્ટ્રેલિયાની ભૂગોળ શી રીતે શીખવાય?

આ સવાલથી મને ઊલટી સ્મોલ સાહેબની, વર્ધા યોજના વિષેની 'બેવકૂફી' જણાઈ. એ યોજનાની પૂર્વપીઠિકા જેવી ગાંધીજીની ફિલસૂફી તો તે ક્યાંથી કે શું કામ જ સમજે? પરંતુ તેમણે તો 'વર્ધા શિક્ષણ યોજના' વિષેની ચોપડી પણ વાંચી ન હોય; નહિ તો આમ પૂછત નહિ. યોજનાકારોએ શિક્ષણને ત્રણ કેન્દ્રોમાં ગૂંથવા સૂચના કરી છે — ઉદ્યોગ, સમાજ, અને પ્રકૃતિ. એ ત્રણેના કર્તા ઈશ્વરને છોડો તો, તેની સૃષ્ટિની કઈ બાબત આ કેન્દ્રો બહાર રહે છે? પરંતુ સમજવાની વાત તો બીજી છે.

ઈશ્વરે રચેલી ભૂગોળ અને ગોરાઓએ દુનિયાની રચેલી ભૂગોળ જુદાં છે. પહેલી ભૂગોળ તો સૌ માટે એકસમાન છે. બીજી ગોરાની ભૂગોળ તે કાળાની નથી. અરે, ગોરા અંગ્રેજની ઑસ્ટ્રેલિયાની ભૂગોળ ગોરા ફ્રેન્ચ કે જર્મનની તેની ભૂગોળ કરતાં જુદી છે. તેનો ઈશ્વરી ભૂગોળ-ભાગ ભલે પાયારૂપે સમાન હો. એટલે, જો સ્મોલ સાહેબ એમની ગોરી અંગ્રેજ ભૂગોળ હિંદને માથે ઠોકવા માગતા હોય, તો તે તો વર્ધા યોજનામાંથી નહિ નીકળે, અને

નીકળવાની જરૂર નથી ને તેમાં જ તે યોજનાની શક્તિ પણ રહેલી છે.

પણ એક બીજી રીતે હિંદી બાળક ઑસ્ટ્રેલિયા વિષે જાણી શકે. થોડા માસ પર તે ખંડના ગોરા સોલ્જરોએ મુંબઈમાં ઉત્પાત કરેલો એની ખબરો છાપાંમાં સચિત્ર આવી હતી. ધારો કે વર્ધા શાળાના એક છોકરાએ તે વાંચીને શિક્ષકને પૂછ્યું, સાહેબ, આ અનઘડ જંગલી લોક ક્યાંથી આપણે ત્યાં આવ્યા છે? તો વર્ધા-શિક્ષક જગતના નકશામાં એ પૃથ્વી-ખંડ બતાવે, તેનું નામ કહે, ત્યાં રહેનાર પશુ-પાલન-પ્રધાન વસ્તી વિષે કાંઈક કહે. અને સાથે એમેય કહે કે, આ લોક અંગ્રેજ રાજાને જ તાબે છે; તેઓ આપણે ત્યાં મજા માણી શકે છે, છતાં હિંદીને તેમને ત્યાં નથી પેસવા દેતા, કેમ કે આપણે ગુલામ છીએ.

પરંતુ સ્મોલ સાહેબ ને એમના મતના લોક કહેશે, આ તો ભૂગોળ ન થઈ. ત્યારે તેમણે ભૂગોળ વિષેના પોતાના ખ્યાલો પણ સુધારવા જોઈશે. આજે શીખવાતી ઑસ્ટ્રેલિયાની ભૂગોળ માત્ર ગોખણપ્રાહ્ય છે, કેમ કે નથી તે બાળકના જીવનમાં સંબદ્ધ કે નથી બાળક ત્યાં જઈ શકતું. એ ભૂગોળ રહી જવાથી ભલે હિંદનાં બાળકોનો શક્તિહ્રાસ થતો અટકે. અને તે સારુ મિ. સ્મોલે તેમને અશિક્ષિત ગણવાં હોય તો ભલે ગણે. પરંતુ પરદેશી રાજસત્તાની મદાંધતાથી જ એમ તેઓ કરી શકશે. તેને જો એ ઉતારે તો જણાશે કે, સ્વતંત્ર દેશોમાં બધે ભૂગોળનો આવો બે-નર્કો અર્થ તો નથી થતો.

### જીવનને વફાદાર શિક્ષણ

સર સી. પી. રામસ્વામીએ તાજેતરમાં એક વિદ્યાર્થી-સભાને ભાષણ આપ્યું. તેમાં કહ્યું કે, આજ શિક્ષણ જીવનથી કેવું જુદું પડી ગયું છે! દા. ત. એક ભાગમાં ચટાઈ ગૂંથવાનો ધંધો પરાપૂર્વથી ચાલે છે. હવે તે શાળામાં બાળકો પોતાના હાથ એ ઉદ્યોગમાં ચલાવી, પોતાની આંગળીઓમાં વંશપરંપરાથી ઊતરી આવેલી કુદરતી શક્તિને કેળવે, તો કેવું સરસ'

આ વસ્તુનો ઉલ્લેખ કરીને, તા. ૧૮–૯–'૪૧ ના 'હિંદુ' પત્રનો અગ્રલેખક કહે છે:

'સામાન્ય હિંદી વિદ્યાર્થી પરદેશી દેશોનાં ઇતિહાસ ભૂગોળ વિષે, નવાઈ પમાડે એટલી બધી વિગતવાર ખબરો જાણે છે;—ખાસ કરીને સુએઝની પશ્ચિમે આવેલા દેશોનાં. વસ્તુતાએ આનું દુઃખ કદાચ ન [illegible]. પણ એ સારુ બાળકને લાંબો વખત ભણવું પડે છે [illegible] તેના કુમળા મગજ પર અઘટિત બોજો તો [illegible] જ છે; [illegible] એની આસપાસની પરિસ્થિતિ [illegible] કરી દેવાય [illegible] એ બધું અપાય છે, તેથી નર્યો બગાડ જ થાય છે. અને રાષ્ટ્રહિતના મોટા દૃષ્ટિબિંદુથી જોતાં તો તે ચોક્કસ નુકસાન કરે છે, કેમ કે પોતાના દેશનાં ઇતિહાસ ભૂગોળના અભ્યાસને ભોગે પરદેશોનું એ શિક્ષણ હોય છે.'

અને એ લેખક ડૉ. જેનિંગ્ઝ નામના એક અંગ્રેજ કેળવણીકારે સિલોનની કેળવણી વિષે વાત કરતાં કરેલી આ પ્રકારની ટીકા ટાંકી બતાવે છે:

'લંકાની અંગ્રેજી શાળામાં જે વસ્તુઓ વિદ્યાર્થીઓ શીખે છે એ તેમના પ્રત્યક્ષ જીવનથી દૂર પડેલી છે એ અફસોસ છે, એમ એમણે જણાવ્યું. એ લોકો લૅંકેશાયરના કાપડ ઉદ્યોગનું ભણે છે; ઘરનાં ડાંગર નારિયેળનું નહિ. યુરોપની ભૂગોળ તેઓ જાણે છે, સિલોન વિષે બહુ નહિ. જે ફળફૂલ વનસ્પતિ વિષે તેઓ ભણે છે તે બીજા દેશોની આથી દરેક વિષય પુસ્તકિયો બની જાય છે. . .'

સિલોનની પોતાની યુનિવર્સિટી નથી; ત્યાંની શાળાઓ લંડન યુનિવર્સિટી જોડે જોડાયેલી છે, તેથી કદાચ ઉપરની સ્થિતિ હશે, એમ લેખક કહે છે. પણ તેમ ન હોય તોય શું? હિંદની આપણી અલગ યુનિવર્સિટીઓમાં ભણાતું વિજ્ઞાન, ભણાતી ફિલસૂફી, અર્થશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, તથા તેને અંગે કહેવાતું સંશોધન — આ બધું જ નિર્જીવ અંગ્રેજી અનુકરણ લગભગ નથી? વાત એમ છે કે, અંગ્રેજી રાજ્ય થતાં અહીંનું રાજતંત્ર, શિક્ષણતંત્ર, અર્થતંત્ર, [illegible] સમાજજીવનનાં બધાં અંગો [illegible] અંગ્રેજી ઢબે અને ગમે એવી ઢબે, કુદરતી રીતે, તેઓએ કરવા માંડ્યાં. પરંતુ એને કાયમી માનવાનું શું કારણ? જમાનાના જમાનાથી ચાલતી આશ્રમ-શિક્ષણ-પદ્ધતિ અને ત્યાર બાદની ગ્રામપંચાયત પદ્ધતિ જતાં વાર લાગી? અંગ્રેજ પદ્ધતિ તો એના ચોથા ભાગ જેટલી પણ જૂની નથી થઈ. સ્વરાજમાં એણે તો પલટાવું જ પડશે. વર્ધા યોજના એ પલટાનું મંગળાચરણ છે. શ્રી. રામસ્વામી જેવા પણ એ જ યોજનાનું [illegible] વર્ણવતા થયા છે એ આની જ નિશાની ગણાય.

# સાભાર સ્વીકાર

જાનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે :

[illegible] પળો (પ્રથમ ખંડ): લેખક : નલિન મ. [illegible] પોતાની શેરી, વલસાડ; ૦-૪-૦.

[illegible] વ્યાયામ પ્રચારક મંડળ, કરાચી, નાં નીચેનાં [illegible] નિયમો : ૧-૦-૦; સાદી રમતો [illegible] ચાલન [illegible] ૧-૦-૦; વ્યાયામ શિક્ષણ સાહિત્યનો સેટ એક : ૧. આસન ૦-૪-૦; ૨. મલખમ ૦-૨-૦; ૩. દંડ અને બેઠક ૦-૧-૬; ૪. લેઝીમ ૦-૨-૦; ૫. મગદળ ૦-૩-૦; ૬. બનેટ અને ફેરણી ૦-૧-૬; ૭. ભાલા-લાઠી ૦-૩-૦; ૮. જમૈયા, પટા અને તલવાર ૦-૨-૬.

**માતા આનંદમયી કી બાત:** રચયિતા: અનુપ, શ્રી આનંદમયી શિવ મંદિર, કિશનપુર. **સોરઠ તારાં વહેતાં પાણી :** લેખક : ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૨-૮-૦. **શ્રી. નાગમહાશયના જીવનનું રેખાદર્શન:** શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. **કર્મનો નિયમ :** શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. **જિંદગીનો આનંદ :** ડૉ. કેખુશરુ દોરાબજી જિલા, નવસારી. **બાલકુંજનો બીજો પાઠ :** ભારત વિદ્યાલય, કરાચી, ૦-૬-૦.

**બાલકુંજનો ત્રીજો પાઠ :** ભારત વિદ્યાલય, કરાચી, ૦-૫-૦. **બાવલાનાં પરાક્રમો :** સંપાદક : સૌ. હંસા મહેતા; શિષ્ટ સાહિત્ય ભંડાર, મોટા આંકડિયા, ૧-૯-૦. **ભારત દર્શન :** સારાભાઈ બે. ચોકસી, મુંબઈ, ૧-૧૨-૦.

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ નાં નીચેનાં પુસ્તકો : **પૃથ્વીનો પહેલો પુત્ર :** લેખક : હરજીવન સોમૈયા, ૨-૮-૦; **સોની વાતો ભા. ૧-૨:** ૦-૧૦-૦; **વીર જવાહરલાલ :** લેખક: લાભુબહેન મહેતા, ૦-૮-૦; **ઘરની વહુ:** અનુવાદક: લાભુબહેન મહેતા, ૧-૪-૦; **ત્રણ પગલાં:** લેખક: સોપાન, ૨-૮-૦; **ઉપવાસ કેમ અને ક્યારે ?:** લેખક : હરજીવન સોમૈયા, ૧-૪-૦.

**હિંદનું ભાવી બંધારણ:** પ્રકાશક: યુસુફ અબદુલ ગની માંડવિયા, બાંટવા, ૦-૮-૦. **બહેરા મૂંગા વિદ્યાર્થીઓ માટે બાળપોથી :** પ્રકાશક: બહેરાં મૂંગાંની શાળા, નવરંગપુરા, અમદાવાદ, ૦-૪-૦. **અંશુ :** લેખક: પ્રબોધ મહેતા; પ્રકાશક: જ્યોતિ પ્રકાશન, જૂનાગઢ, ૧-૦-૦. **અવરોધ:** લેખક : પ્રબોધ મહેતા; પ્રકાશક : ગરુડ ગ્રંથાવલિ, જૂનાગઢ, ૦-૧૦-૦

# સૂચના

'શિક્ષણ અને સાહિત્ય' મુંબઈ સરકારના કેળવણી ખાતાએ, વડોદરા રાજ્યે તથા વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીએ મંજૂર કર્યું છે કે કેમ, એ બાબતની પૂછપરછ વારંવાર થયા કરે છે, તેથી [illegible] જાણ ખાતર નીચેની હકીકત જાહેર રીએ છીએ:

પ્રસ્તુત માસિકની બાબતમાં, ઉત્તર વિભાગના [ક]ળવણી ખાતાના ઇન્સ્પેક્ટર સાહેબ, ડાયરેક્ટર ઑફ [પ]બ્લિક ઇન્સ્ટ્રક્શનની સૂચના અનુસાર, તેમના ૭ [ફે]બ્રુઆરી ૧૯૪૦ ના પત્રમાં લખી જણાવે છે કે, [મં]જૂર કરેલાં સામયિકો તથા વર્તમાનપત્રોની વાર્ષિક [ય]ાદી બહાર પાડવાની પ્રથા હવે બંધ કરવામાં આવી [છ]ે, અને કોઈ પણ સંસ્થાના વડા તેમને યોગ્ય જણાય [તે] સામયિક કે વર્તમાનપત્રનું લવાજમ તે સંસ્થા [મ]ાટે [illegible] શકે છે.

વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબ પણ પોતાના ૭ મી સપ્ટેમ્બર ૧૯૪૧ ના પત્રથી જણાવે છે કે, 'શિક્ષણ અને સાહિત્ય' રાજ્યની બધી શાળાઓ માટે મંજૂર કરવામાં આવ્યું છે.

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે પણ રાજ્યના પુ. સ. સ. મંડળે મંજૂરી આપી છે.

વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીના રેસિડેન્ટ સાહેબના ઉપમંત્રી પણ ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૪૧ ના પત્રમાં જણાવે છે કે, 'શિક્ષણ અને સાહિત્ય' ને રેસિડેન્ટ સાહેબે વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીના શિક્ષણ ખાતાના અધિકારીની દેખરેખ નીચેની બધી શાળાઓ માટે મંજૂર કરવાની મહેરબાની કરી છે.

વ્યવસ્થાપક

શિક્ષણ અને સાહિત્ય

# સંસ્કૃતિનું ઘડતર

સમાજમાં પ્રવર્તમાન વિચારોમાંથી કુદરતી રીતે અમુક પસંદગી [illegible] સતત પ્રક્રિયા ચાલે છે, એમ આપણે કબૂલ કરવું જોઈએ. એક [illegible] ગાળે જઈને, સમાજમાં જે વિચારો વિજય પામે છે તે કયા? [illegible] પાળનારા કરતાં સમાજના ધારણ કે ટકાવને સારુ તેને જે વધારે લાયક બનાવવાના વલણવાળા હોય છે તે. અને આ પ્રક્રિયા મનુષ્યની બુદ્ધિશક્તિના વિજયરૂપ છે એમ માનવાનું નથી. એ એટલું જ બતાવે છે કે, મૂર્ખાઈમાત્રનો લાંબે ગાળે જઈને એવો જ કમનસીબ ફેજ આવે છે.

દરેક જમાનામાં તેની સંસ્કૃતિનું સ્વરૂપ બરોબર કડક રીતે નક્કી થાય છે, એમાં ભાગ્યે જ શંકા હોઈ શકે; પરંતુ તે નરી આર્થિક રીતથી નથી થતું. કોઈ પણ અમુક સમાજની સંસ્કૃતિ તેના ઇતિહાસના કોઈ પણ સમયે, નીચે જણાવેલી અસરોનું પરિણામ હોય છે:

૧. તેની આગળના સમયની સંસ્કૃતિ. એમાં 'સંસ્કૃતિ'નો સંકુચિત અર્થ તથા વર્તનની સમસ્ત સામાજિક પરંપરા એ અર્થ પણ આવી જાય છે.

૨. સમાજની વર્તમાન આર્થિક દશા, જેમાં (ક) આમ-જનતાની જરૂરિયાતો અને (ખ) ઉપલા વર્ગોની જરૂરિયાતોનો સમાવેશ થાય છે.

૩. મૂળે આર્થિક નહિ એવી બીજી વર્તમાન દશાઓ. દા. ત. વૈજ્ઞાનિક શોધો.

૪. આમ-જનતા અને ઉપલા વર્ગોની માનસિક તંદુરસ્તી અથવા હતાશા અને ચિંતામાંથી મુક્તિ. હતાશા બે જાતની છે. વૈયક્તિક (દા. ત. પુત્રપરિવાર અંગેની વાસનાઓ) અને સામાજિક (દા. ત. આર્થિક હતાશા).

૫. આમ-જનતા અને ઉપલા વર્ગોની સામાન્ય બુદ્ધિશક્તિ અને નવ-સૂચન સામે થવાનું તેમનું બળ.

૬. બળજોરી અને પ્રચાર દ્વારા ઉપલા વર્ગો જે સત્તા ભોગવે તેનું પ્રમાણ.

સંસ્કૃતિનો પ્રકાર ઘડવામાં, આમાંના જે મુદ્દા નીચલા વર્ગ પર અસર કરે છે તેમના કરતાં ઉપલા વર્ગોને અસર કરનારા જે છે તે વધારે મહત્ત્વના છે. પરંતુ ઉપલા વર્ગો અને આમ-વર્ગની જરૂરિયાતોમાં જેમ ગાળો મોટો, તેમ ઉપલા વર્ગોની સંસ્કૃતિનું સ્વરૂપ (એટલે પછી એમની કેડે આમ-વર્ગનું પણ) તે વર્ગની પોતાની સત્તા કાયમ રાખવાની ઇચ્છાશક્તિ પરથી ઘડાશે. એટલે કે, જે વિચારો ઉપલા વર્ગોને સામાજિક કે નૈતિક કે બૌદ્ધિક કે રસજ્ઞ દૃષ્ટિએ પણ (ચાલુ પ્રથાને) 'ઉથલાવી પાડનારા' લાગે, તે બરોબર દબાવવામાં આવશે.

('ફિલોસોફી ઍન્ડ લિવિંગ'માંથી) — ઓલાફ સ્ટે[illegible]

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાલદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





અંક ૨

નવજીવન, અમદાવાદ ૧૯૩૭

# શિક્ષણ અને સાહિત્ય

નવેમ્બર, ૧૯૪૧

વર્ષ ૩ અંક ૨

## અનુક્રમણિકા



---


### સૂચના

આ માસિક દર મહિનાની [illegible] તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી [illegible] શકાશે.

દરેક [illegible] પહોંચ્યા[illegible] થામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩–અંક ૨ ] અમદાવાદ [ નવેમ્બર, ૧૯૪૧

## ગામડાંનું ઉત્થાન

[ રેંટિયાબારશ (તા. ૧૮–૯–'૪૧) ને દિવસે સેવાગ્રામમાં આશ્રમની સાંજની પ્રાર્થના પછી ગાંધીજીએ કરેલું પ્રવચન. ]

સેવાગ્રામમાં તો હું હવે એક પુરાણો ગામડિયો બની ગયો છું. એમ થવું જ જોઈએ. અહીં રહેતાં મને ઘણો સમય થયો છે. ગામના લોકો સાથે મારો પરિચય થયો છે. હું માનું છું કે આશ્રમ અને સેવાગ્રામ વચ્ચે ઘનિષ્ઠ સંબંધ થતો જાય છે; પણ હું ઇચ્છું છું તેટલો નહિ. એમાં સેવાગ્રામવાસીઓનો દોષ નથી, પણ અમે જેઓ અહીં સેવા કરવા આવીને વસ્યા છીએ તેમનો છે. પણ હું માનું છું કે એ દોષ ક્ષમાપાત્ર છે; કારણ કે અમારામાંથી કોઈ સંપૂર્ણ નથી. અમારામાંના કોઈનો એવો દાવો પણ નથી. સંપૂર્ણ માણસ નથી આશ્રમ વસાવીને બેસતો અને નથી સેવા કરવાનો દાવો કરતો. સંપૂર્ણ પુરુષ તો વર્ણનથી પર છે. અહીં તો જેમના મનમાં સેવાની ભાવના છે એવા પડ્યા છે. તેઓ કામ કરે છે, કેમ કે તેમનામાં સેવાની ભાવના છે. પરંતુ બધા આશ્રમવાસી પણ નથી. મારી અનેકવિધ પ્રવૃત્તિઓ છે. તેને લઈને લોકો અહીં જતા આવતા રહે છે. તેમનામાં પણ ઘણી સેવાભાવના તો હોય જ છે. તેઓ કાંઈક સેવા કરે છે પણ ખરા. પરંતુ તેમનામાં કેટલીય જાતના દોષ પણ હોઈ શકે અને તેમનાથી દોષ થઈ પણ જાય છે. તેઓ ક્ષમાને પાત્ર છે અને ક્ષમાપ્રાર્થી પણ છે.

આ વરસે તમે આટલા લોકો રેંટિયો ચલાવતા હતા તેથી મને ઘણો હર્ષ થયો. સવારે એક કલાક તો આપમેળે સાથે કાંત્યું જ. પણ તમે તો સાયંકાળ સુધી કાંતવાનું ચાલુ રાખ્યું. આ કામ તમે તમારી ખુશીથી કર્યું. પ્રેરણા ભલે અહીંની હોય, પણ તમને સમજાવવાની મહેનત નથી કરવી પડી. તમને કાંઈક જ્ઞાન તો જરૂર થયું છે. ખાદી દ્વારા થતી ગામની સેવાને તમે સમજવા લાગ્યા છો. ખાદીકામથી માણસો ઉદ્યોગમય બને છે, ગપ્પાંમાં સમય ખોતા નથી, અને ભલે થોડા પણ પૈસાયે મળે છે. બીજી જાતના દોષ ભલે હોય, પણ ખાદીથી તો તમારી સેવા જ થાય છે. આ સેવા એવી છે, જેની ગણતરી પણ કરી શકાય છે. વાતોમાં જે સમય જાય છે તેને બદલે તમે ઉદ્યોગ કરો, અને તે પણ પારમાર્થિક ઉદ્યોગ, તો તે એક મોટી વસ્તુ છે. તેની કિંમત પણ તમે થોડી થોડી સમજ્યા છો.

અહીંયાં વપરાતું બધું કાપડ તમે અહીંયાં જ ન બનાવી લો ત્યાં સુધી મને તો સંતોષ ન થઈ શકે. તમે જોશો કે આમ કરીને તમે પૈસા બચાવશો. આજે તમે બહારનું કાપડ ખરીદો છો, અને માનો છો કે એ સસ્તું મળે છે. પણ એ સસ્તું કેમ મળે છે એ પણ સમજવું જોઈએ. આ વસ્તુ હું અહીં સમજાવું એટલો તો સમય પણ નથી. અહીંના ખાદી-સેવકો તમને એ સમજાવી શકશે. જાપાન, ઇંગ્લંડથી જે કાપડ આવે છે તે વસ્તુ સમજવા જેવી છે. એ તમને સમજાવવામાં આવે તો એમાં રહેલા અનર્થ તમે જાણશો. દૈવયોગે જાપાનનું કાપડ બંધ થયું. ઇંગ્લંડનું પણ ઘણું ઓછું આવી શકે છે. જેટલું આવે છે તેટલું પણ બંધ થવાનો સંભવ છે. તેઓ લડાઈમાં બરબાદ થઈ રહ્યા છે. આજે તેમનાં ઘર સળગી રહ્યાં છે. તેઓ ક્યાં સુધી કાપડ મોકલી શકશે એ એક પ્રશ્ન જ છે. બાકી રહી આપણી

મિલો. તેમને પણ કાપડના ભાવ વધારવા પડયા છે. પૈસાદારોને પણ પોતાનું પેટ ભરવાનું છે. તેમનો આપણે દ્વેષ નહિ કરીએ. પરંતુ તેમની મારફત આપણે કરોડોને પૈસા ન આપી શકીએ.

આપણે આપણું કાપડ અહીંયાં જ બનાવી લઈએ તો કેટલીય કડાકૂટમાંથી છૂટી જઈએ. જેમ આપણે આપણી રોટી બનાવી લઈએ છીએ અને હોટલની રોટી સાથે તેની સરખામણી નથી કરતા. ભલે મોંઘી હોય કે સસ્તી, પણ ઘરની રોટી આપણને મીઠી લાગે છે. બહારની કોઈ વસ્તુ ખરીદીએ એટલે આપણે પરાધીન થઈએ છીએ. આપણી પાસે પૈસા હોય તોપણ આપણે એવા પરાધીન શા માટે બનીએ? એમાં ક્યારે કઈ વસ્તુ શી કિંમતે મળશે તેની આપણને કાંઈ ખબર પડતી નથી. આપણે તો અહીં સ્વાશ્રયી બનવું છે. એમાં આપણને અદ્ભુત સંતોષ મળશે. આપણી આવશ્યકતાઓ માટેના બધા ઉદ્યોગો આપણે અહીં કરવા માંડીએ નહિ ત્યાં સુધી મને સંતોષ નહિ થાય. અહીં જ આપણે બધા ઉદ્યોગો શરૂ કરવા જોઈએ. એમાં વરસોની જરૂર નથી. હું તો તમને બતાવી શકું કે એ એક જ વરસમાં થઈ શકે એમ છે; શરત એ કે તમારો સહકાર મળે. આ વસ્તુ કેવળ સેવાગ્રામને જ નહિ પણ બીજાં બધાં ગામડાંને લાગુ પડે છે.

મને આશા છે કે આજે તમે જે કામ કર્યું છે તે હવે પછી પણ વધતું રહેશે. આ કામમાં તમારે પૈસા ખર્ચવાનો તો પ્રશ્ન જ નથી; પ્રશ્ન હોય તો તે પૈસા કમાવાનો જ છે.

વિદ્યાર્થીઓ પણ સમજી લે, કે તેઓ જે કામને માટે અહીં આવ્યા છે તે બહુ મહત્ત્વનું કામ છે. એ મહત્ત્વ તેઓ આજે પૂરેપૂરી રીતે નહિ સમજી શકે; પણ કામ કરતાં કરતાં સમજવા માંડશે, અનુભવથી સમજશે. શિક્ષણ પૂરું થયા પછી એમને એ મહત્ત્વની ખબર પડશે. આ વિદ્યાલય જ એ પ્રકારનું છે કે જેમાં રહીને તેમણે સેવાગ્રામના જીવનમાં ઓતપ્રોત થવાનું છે. જો વિદ્યાલય એમ ન કરી શકે તો એની કાંઈ કિંમત નથી. બીજી કૉલેજોમાં વિદ્યાર્થીઓ ભણતા હોય છે ત્યારે સેવા નથી કરતા. અહીં તો ભણતાં ભણતાં જ વિદ્યાર્થીઓ કેટલાય પ્રકારની સેવા કરશે, અને સેવા કરતાં કરતાં ઘણું શીખી લેશે પણ ખરા. આ વિદ્યાલય તો હિંદુસ્તાનની એક મોટી જરૂરિયાત પૂરી પાડવા માટે બન્યું છે એ જરૂરિયાત પૂરી ન પડે તો વિદ્યાલય નકામું બની જાય છે. આ પ્રમાણે સેવા કરતાં કરતાં શિક્ષણ લેવાથી આપણી નૈતિક શક્તિ ઘણી વધે છે; એ એક અમૂલ્ય વસ્તુ છે. એનાથી આત્મવિશ્વાસ પણ વધે છે; એ એક ચમત્કારિક વસ્તુ છે. અનુભવથી તમે એ શક્તિને સમજી શકશો.

સેવાગ્રામને આપણે સ્વાશ્રયી બનાવી શકીએ તો બધાં ગામડાંનો પ્રશ્ન ઉકેલી શકીએ. સેવાગ્રામના લોકોને મજૂરી માટે બહાર જવાની જરૂર ન હોવી જોઈએ. પણ એનો અર્થ એવો નથી કે આપણે કૂપમંડૂક જ બની જઈએ. બહારની દુનિયા સાથે આપણે સંબંધ તો રાખવો છે, પણ એ સંબંધ મીઠો હશે. આપણે ન તો કોઈને લૂંટીશું, ન તો કોઈથી લૂંટાઈશું. આપણે આપણું આ ધ્યેય કેટલે સુધી પ્રાપ્ત કરી શકીશું એ તો આપણો સેવાધર્મ કેટલો સાચો છે, આપણે કેટલા શુદ્ધ છીએ અને ગામના લોકોનો સંપર્ક આપણે કેટલો સાધી શકીએ છીએ, તેના પર નિર્ભર છે.

એક બીજી વાત પણ કહેવા માગું છું: આવા પ્રસંગો તો ઘણા આવતા જ રહેશે. આપણાં ગામડાં સુશોભિત બનવાં જોઈએ, આરોગ્યમય બનવાં જોઈએ. એમને જોઈને લોકોની કંગાલિયત અને આળસની ખબર પડી જાય છે. આપણા રસ્તા, કૂવા, ઘર, ઇત્યાદિ ગામડાનાં શૃંગારસ્થાન બનવાં જોઈએ. પહેલાં કરતાં તો તે સુધર્યાં જ છે, પણ હજી મને સંતોષ થયો નથી. તેમને સુધારવા માટે પૈસાનો તો પ્રશ્ન જ નથી, માત્ર પરિશ્રમની જરૂર છે. થોડો થોડો પરિશ્રમ કરવાથી જ આ બધું થઈ શકે એમ છે. આટલું કરીએ તો માખી, મચ્છર અને વ્યાધિથી આપણે બચી જઈશું. સેવાગ્રામને તો આપણે હવા ખાવાનું સ્થળ બનાવી શકીએ. હવા કાંઈ પહાડ પર જ હોય છે? આપણે રસ્તા સુધારવાના છે, મળની વ્યવસ્થા કરવાની છે; સેવાગ્રામને આદર્શ ગામ બનાવવાનું મારું સ્વપ્નું છે. એ આપણી જવાબદારી છે. ઈશ્વર આપણને મદદ કરે.

(હિન્દી 'ખાદી જગત' માંથી)

# સાપેક્ષતાવાદ

ધર્મ, સદાચાર, નીતિ આદિ અનેક વિષયોમાં સાપેક્ષતાવાદની દૃષ્ટિએ શંકા ઉઠાવવાની એક વૃત્તિ આ જમાનામાં કંઈક જોરપૂર્વક ઊઠી છે. જૈનદર્શનના સ્યાદ્વાદ અથવા અનેકાન્તિકવાદનું જ એ એક ભિન્ન રૂપ છે. તલવાર અને સોય એક દૃષ્ટિએ એક જ વસ્તુ છે અને બીજી દૃષ્ટિએ જુદી જુદી વસ્તુઓ છે. એટલે, એમને એક કહેવાનો આગ્રહ રાખનાર પણ ખરું કહે છે અને ભિન્ન કહેનાર પણ ખરું કહે છે, અને બંને ખોટું પણ કહે છે. આથી, નિરપેક્ષ દૃષ્ટિએ આપણે ન તો તેમને એક કહેવી જોઈએ, ન તો ભિન્ન કહેવી જોઈએ. આ એ તર્કપરંપરાનું નાનકડું સ્વરૂપ છે. એ જ રીતે સાપેક્ષતાવાદીઓ કહે છે કે, કોઈ આચાર, વિચાર કે ઉચ્ચાર સત્ય, ધર્મ, નીતિ વગેરેથી યુક્ત છે કે અસત્ય, અધર્મ, અનીતિ વગેરેથી, તે આપણે નિશ્ચયપૂર્વક ન કહી શકીએ; કારણ કે સત્ય, ધર્મ, નીતિ વગેરે માપવાનો કોઈ નિરપેક્ષ ગજ છે જ નહિ. આ વિચારને અનુસરી, મેં શ્લીલ અને અશ્લીલ સાહિત્યમાં ભેદ પાડવાની એક દૃષ્ટિ* રજૂ કરી ત્યારે, અનેક વિદ્વાન લેખકોએ મારા ગજનો વિરોધ કર્યો અને લગભગ એમ સિદ્ધ કરી બતાવ્યું કે, શ્લીલ–અશ્લીલની મર્યાદા સમજવા માટે આપણી પાસે કાંઈ સાધન જ નથી.

સાહિત્ય-પરીક્ષણ મારો વિષય નથી, અને અકસ્માત જ આ ચર્ચા મારે માથે આવી પડી. મારા એ લેખમાં કંઈ વિચારદોષ ન હોય તોપણ બીજા વિચારકોનો મારી સાથે પ્રામાણિક મતભેદ પણ હોઈ શકે. કેટલાક વિષયો એ જાતના હોય છે જે હમેશાં ચર્ચાસ્પદ જ રહે છે, અને અમુક હદ સુધી ચર્ચા થઈ ગયા પછી પોતાનો મત પ્રગટ કરીને દરેકે મૌન ધારણ કરવું એમાં જ ડહાપણ છે. પોતાનો કોઈ સંપ્રદાય ઊભો કરવાની દૃષ્ટિ રાખ્યા વગર આવી ચર્ચા થાય તો, મતભેદ હોવા છતાં, પરસ્પર આદર અને મૈત્રીનો સંબંધ કાયમ રહે છે. આ દૃષ્ટિએ શ્લીલ-અશ્લીલતા વિષેની મારી વિચાર-શ્રેણીનો વિરોધ કરનારા મિત્રોને જવાબ આપવાની દૃષ્ટિએ કાંઈ લખવાનું મને ઉચિત નથી લાગતું. આ લેખ તો એ ચર્ચામાં પ્રગટ કરવામાં આવેલા સાપેક્ષતાવાદનો જ કાંઈક વિચાર કરવા માટે લખવામાં આવ્યો છે. મારા લેખોમાં હમેશાં એવો પ્રયત્ન હોય છે કે, વિચારધારા ચલાવવાની આપણી પદ્ધતિ સ્વતંત્ર, સ્પષ્ટ અને સાફ હોય અને અનુભવના ક્ષેત્રમાં આવનારી હોય; બનતા સુધી કોઈ કલ્પના, માન્યતા, પૂર્વગ્રહ કે વાદને આધારે ન થઈ હોય. આથી, જે નિરપેક્ષતા અનુભવની મર્યાદા બહાર હોય તેને પણ વ્યવહારને માટે કાલ્પનિક જ કહેવી જોઈએ.

એ વાત સાચી છે કે, કેટલીક વસ્તુઓ અમુક દેશકાળ એટલે કે પરિસ્થિતિમાં સત્ય, ધર્મ, નીતિ વગેરેથી યુક્ત માની શકાય અને બીજી પરિસ્થિતિમાં એથી ઊલટી માની શકાય. પરંતુ કેવળ નૈતિક વિષયોમાં જ એમ નથી. સામાન્ય સ્થૂળ પદાર્થોનાં ગુણવર્ણનમાં પણ એમ જ હોય છે. ઊકળતું પાણી ઊકળતા લોઢાના રસની દૃષ્ટિએ બહુ જ ઠંડી વસ્તુ છે અને જમાવેલા પાણી (બરફ)ને જમાવેલા ઑક્સીજન આગળ બહુ ગરમ પદાર્થ કહી શકાય. છતાં બરફની ગરમીથી પોતાની ટાઢ ઉડાડવી અથવા ઊકળતા પાણીનો સ્પર્શ કરવો એ કોઈ માણસ માટે શક્ય નથી. મનુષ્યમાત્રને માટે નિશ્ચયપૂર્વક બરફ બહુ ઠંડો જ છે અને ઊકળતું પાણી બહુ ગરમ જ છે. ઠંડી અને ગરમી સાપેક્ષ ગુણ હોવા છતાં, માણસની પોતાની સહનશક્તિના માપથી બરફ અતિ-શીતળતાના ક્ષેત્રમાં અને ઊકળતું પાણી અતિ-ઉષ્ણતાના ક્ષેત્રમાં છે. પોતાના શરીરની ઉષ્ણતાને ધ્યાનમાં રાખીને તેણે એક ગજ બનાવ્યો છે અને વ્યવહારને માટે એ જ માપ એને માટે પૂરતું જ-નહિ, બલ્કે અનિવાર્ય પણ છેઃ માણસોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોય છે અને દરેકનો ઠંડી ગરમીનો નિર્ણય કંઈક ભિન્ન હોઈ શકે. પરંતુ આ ભેદ ન્યૂનતમ અને અધિકતમની વચ્ચે આવેલા એક નાનકડા સ્થાનમાં જ રહે છે. ઉદાહરણાર્થે, ખુશનુમા ઠંડીની વ્યાખ્યા ૪૦° થી ૭૦° અંશની વચ્ચે

* જુઓ 'શિ૦ સા૦'ના વર્ષ ૨, અંક ૫, પા. ૧૬૭નો 'અશ્લીલતાનું આરંભસ્થાન' એ લેખ.

જ હોઈ શકે, અને ગરમીની ૮૦° થી ૧૦૦° અંશની વચ્ચે. ૩૦° અંશની ઉષ્ણતાને અસહ્ય ગરમ કહેનાર અથવા ૧૨૦° અંશની ઉષ્ણતાને ગરમ ન સમજે એવો માણસ મળવો સંભવિત નથી. અને અનુભવથી એમ પણ કહી શકાય કે, સાધારણ રીતે માણસને માટે ઠંડીગરમીના ફેરફારો સુખપૂર્વક સહન કરવાની મર્યાદા ૬૫° થી ૮૫° અંશ સુધીની છે. ૬૫° થી નીચે ઘણાને કાંઈક ઠંડી લાગશે અને ૮૫°-થી ઉપર કાંઈક ગરમી લાગશે. ત્યારે જાડી ગણતરી પ્રમાણે અને આમ-જનતાને નજરમાં રાખીને એમ કહેવામાં વાંધો નથી કે હવામાં શીતોષ્ણતાની સુખપ્રદ માત્રા ૬૫° થી ૮૫° અંશ છે. એટલે 'યુક્તતાપ' (ઍરકંડિશન્ડ) મકાનોમાં ઘણુંખરું ૭૦° થી ૭૫° અંશ સુધી ગરમી રાખવાનો પ્રબંધ કરવામાં આવે છે.

૬૫° અને ૮૫° જેવા કાંઈક નિશ્ચિત આંકડા આપણે આપી શકીએ છીએ, કારણ કે આપણે થરમૉમિટર બનાવી દીધું છે. પરંતુ થરમૉમિટરની ભાષા ન જાણતો હોય તોપણ માણસ પાસે પોતાનો સ્વાનુભવ માપવાનો એક અંકરહિત માપદંડ હોય છે. આંકડાની પરિભાષામાં તે ન બોલી શકે. પણ એનો અર્થ એ નથી કે એને એની જાડી ગણતરી પ્રમાણે પણ કંઈ કલ્પના નથી. દરેકને એની કલ્પના છે, એટલે તો બે મિત્રો મળતાં જ 'આજે બહુ ગરમી છે, આજે વધારે ઠંડી છે, આજે બહુ સારો દિવસ લાગે છે, હવે ટાઢ ઊડી ગઈ, હવે તાપ પડવા માંડ્યો છે,' વગેરે કહે છે. દરેકનું ઠંડી ગરમીનું માપ જુદું જુદું હોવા છતાં સ્થૂળ હિસાબે સમાન અનુભવ છે અને એ સમાન અનુભવ પ્રમાણે તેઓ વ્યવહાર કરી શકે છે. આ બધી ભાષા સાપેક્ષ ગુણો વિષે હોવા છતાં સૌએ એક સમશીતોષ્ણ માધ્યમ માન્યું છે. અને એક-બીજાને સમજવા માટે તે પૂરતું લાગે છે.

આ જમાનાના વૈજ્ઞાનિકોએ તાપના નિરપેક્ષ શૂન્યાંશનું પણ એક સ્થાન માન્યું છે. તે સ્થાન પાણીના શૂન્યાંશથી ૨૭૩° અંશ નીચે છે. પરંતુ સંભવ છે કે આવતા જમાનામાં એને પણ સાપેક્ષ ઠરાવવામાં આવે. પણ માનવ વ્યવહારોમાં આજનો નિરપેક્ષ શૂન્યાંશનો ગજ પણ રોજનાં કાર્યોમાં વાપરવામાં નથી આવતો. રોજનાં કાર્યોમાં તો શીતોષ્ણતાની જળ પર જે અસર થાય છે તેને જ દૃષ્ટિ આગળ રાખીને બનાવેલું થરમૉમિટર વાપરવામાં આવે છે, અને તે ઘણું ઉપયોગી જણાય છે.

એ જ રીતે સત્ય-અસત્ય, નીતિ-અનીતિ, સદાચાર-દુરાચાર, શ્લીલ-અશ્લીલ વગેરેમાં નિરપેક્ષ સત્ય, નીતિ, સદાચાર, શીલ વગેરેની વ્યાખ્યા શોધી શકતા હોઈએ તો ભલે એ પ્રયત્ન કરીએ. પરંતુ તે વ્યાખ્યા ન મળે ત્યાં સુધી, ભલે વિશિષ્ટ દેશકાળના માણસો માટે, આપણે એક વ્યવહારોપયોગી સામાન્ય માણસોના અનુભવના ક્ષેત્રમાં આવનાર ગજની વ્યાખ્યા બનાવી લઈએ, તો તે પૂરતી છે.

એક સાવ બાળકબુદ્ધિ, મૂઢ અથવા અત્યંત સ્થિરબુદ્ધિ જ્ઞાનીના મન પર કળા કે સાહિત્યના કોઈ નમૂનાની શી અસર થાય છે કે નથી થતી, એ બંને છેડા છોડી દેવા જોઈએ. તે છેડા થરમૉમિટરના શૂન્યાંશ અને ૨૧૨° છે. જેમ સામાન્ય માણસો માટે સુખપૂર્વક ઉપભોગ્ય ઠંડી ગરમી ૬૫° થી ૮૫° અંશ વચ્ચેની છે, તે જ પ્રમાણે તેમને માટે નિર્દોષ કળા અને સાહિત્યની, અનુભવના ક્ષેત્રમાં આવી શકે તેવી, એક મર્યાદા આંકી શકાય, અને વ્યવહાર માટે તે પૂરતી છે.

શ્લીલ-અશ્લીલ નક્કી કરવાની મેં જે વ્યાખ્યા બનાવી તે વ્યવહારોપયોગી છે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. સાહિત્ય અને કળાનો ઉપભોગ કરનારા કોઈ અત્યંત બાળકબુદ્ધિ, મૂઢ અથવા અત્યંત સ્થિરબુદ્ધિ જ્ઞાની નથી હોતા. તેઓ સંસારમાં રચ્યાપચ્યા રહેતા સામાન્ય લોકો હોય છે. તેમના મનમાં કાંઈ ને કાંઈ ભાવો પેદા કરવા માટે જ સાહિત્ય અને કળાનું સર્જન થાય છે. એ સર્જન કરનારા પર પણ કાંઈ ને કાંઈ ભાવોની અસર થયેલી હોય છે. ભાવ એ જ્ઞાનતંતુ દ્વારા થતો એક શારીરિક ફેરફાર છે. શરીર પર અનેક પ્રકારની અસર પડી શકે છે. તેમાં એક અસર કામ-પ્રકોપ*ની પણ છે.

* 'પ્રકોપ' શબ્દ હું જાણીજોઈને, અને પિત્ત-પ્રકોપ, કફ-પ્રકોપ વગેરે શબ્દો વપરાય છે એ અર્થમાં વાપરું છું.

એ કોઈ કાલ્પનિક વસ્તુ નથી, પ્રત્યક્ષ અનુભવની વસ્તુ છે. અમુક સાહિત્ય કે કળાનું સર્જન કરનાર અને તેનો ઉપભોગ કરનાર સો કે હજાર સામાન્ય માણસોના મન પર તેની શી અસર થાય છે અથવા થવાનો સંભવ છે, તે શોધવું મુશ્કેલ નથી. જો સામાન્ય માણસ ગણાનાર કર્તા કે ભોક્તામાંના કોઈને પણ તે કામ-પ્રકોપ કરાવનારી વસ્તુ હોય અથવા હોવાનો સંભવ હોય, તો તે અશ્લીલતાના ક્ષેત્રમાં આવનારી વસ્તુ છે.

આ જ રીતે સામાન્ય જનોને ઉપયોગી થાય તેવી સદાચાર-દુરાચાર, નીતિ-અનીતિ, સત્ય-અસત્ય, વગેરેની વ્યાખ્યાઓ બનાવવી મુશ્કેલ નથી. દાખલા તરીકે, આત્મબળ ('સોલ ફોર્સ' અથવા સ્પિરિચ્યુઅલ ફોર્સ') અને નીતિ-બળ ('મોરલ ફોર્સ') નાં ભેદ અને લક્ષણ આ પ્રમાણે થઈ શકે: જે બળ કોઈ માણસને કોઈ ઉદ્દેશની સિદ્ધિ માટે પોતાનાં સુખ-સંપત્તિ અને પ્રાણનું સુધ્ધાં બલિદાન આપવાની શક્તિ આપે છે તે આત્મબળ છે. અને જે બળ કોઈ માણસને સુખસંપત્તિની પ્રાપ્તિ અને પ્રાણનું રક્ષણ કરવાના પ્રયત્નોમાં કાંઈક મર્યાદા આંકીને, પ્રલોભન હોવા છતાં એ મર્યાદા ન છોડવાની તાકાત આપે છે, તે નીતિ-બળ છે. આ ઉપરથી કહી શકાય કે, સત્ય અને નીતિ તે વસ્તુઓ છે, જે ક્રમશઃ આત્મબળ અને નીતિ-બળ, એટલે કે માણસની બલિદાનશક્તિ અને સંયમશક્તિને વધારે છે; અને અસત્ય તથા અનીતિ તે વસ્તુઓ છે, જે તેમને ઘટાડે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ વ્યાખ્યાઓ સાપેક્ષ જરૂર છે. પરંતુ તેથી તે નકામી નથી. આ માપો આપણા અનુભવની કક્ષામાં આવે એવાં અને સૌ સમજી શકે એવાં છે.

આપણા ધાર્મિક સાહિત્ય અને કળામાં પણ અશ્લીલ વસ્તુઓ રહેલી છે. તેમને ધાર્મિક શ્રદ્ધા સાથે જોડવામાં આવી છે એટલે સજ્જન અને સદાચારી ભક્તો પણ તેમને સન્માને છે અને તેમની અશ્લીલતા પ્રત્યે દુર્લક્ષ કરે છે એ ખરું. પણ એ વિચારન્યૂનતાનું જ એક પરિણામ છે. વારાંગનાઓ પણ પોતાના ગ્રાહકો આગળ ધાર્મિક સાહિત્ય અને કળાની ચીજો જ રજૂ કરે છે એમ સાંભળ્યું છે. તેમનો હેતુ અવશ્ય કામ-પ્રકોપ કરાવવાનો જ હોય છે, અને તે માટે આ ચીજોને તેઓ ઉપયોગી માને છે, તેથી તો તેમનો આશ્રય લે છે. દંભી અને પાખંડી ગુરુ પોતાની શિષ્યાઓ સાથે કૃષ્ણ-ગોપીનું અનુકરણ કરતા કેમ માલૂમ પડે છે? ધર્મને નામે સાહિત્ય અને કળામાં અશ્લીલ વસ્તુઓ પેસી ગઈ છે તેથી તો તેઓ તેનો અનુચિત લાભ લે છે. આ વસ્તુઓ ધાર્મિક સાહિત્ય અને કળામાં હોવાને કારણે જ તેમને શુદ્ધ, નિર્દોષ કે શ્લીલ કહેવા હું તૈયાર નથી; બલકે હું કહીશ કે કૃષ્ણ-ગોપી અને બીજા દેવોનાં પણ એવાં શૃંગારવર્ણનોએ અને એને ઉચિત માનનાર તત્ત્વવિચારે આપણી સંસ્કૃતિ અને સમાજમાં ઘણી અપવિત્રતા અને ગંદકી ફેલાવી છે અને આપણા સમાજની અધોગતિ કરી છે.

'જે કંઈ થાય છે તે ઠીક જ છે, એમ સાબિત કરી શકાય છે,' એ પ્રતિપાદન કરવાને માટે આપણે સાપેક્ષતાવાદનો ઉપયોગ ન કરવો જોઈએ. મારા અભિપ્રાય પ્રમાણે, તેનો ઉપયોગ કેવળ સમભાવથી બીજા પક્ષનું દૃષ્ટિબિંદુ સમજવા માટે અને તેની કે આપણી ક્યાં ભૂલ થાય છે તે શોધવા માટે છે. સ્યાદ્વાદનો પણ એ જ ઉપયોગ છે.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

(હિન્દી 'જીવનસાહિત્ય'માંથી)

## પ્રગતિની ભ્રમણા

જ્યાં જ્યાં આપણને ખરાબનું ભાન થાય છે, ત્યાં ત્યાં આપણે તે સુધારીએ છીએ; એ પરથી હમેશ આપણને એમ લાગે છે કે, જાણે આપણે પ્રગતિ જ કર્યા કરીએ છીએ. પરંતુ એ વસ્તુ ભૂલી જઈએ છીએ કે, આપણને માલૂમ પડતાં ઘણાંખરાં અનિષ્ટો તો લાંબા વખતથી ધ્યાન બહાર રહેલાં પતનો, કે જે છેવટે ઘર કરીને રહ્યાં છે, તેનાં પરિણામો જ છે.

બર્નાર્ડ શૉ

સરકારે અને તેની અદાલતે કહ્યું છે. અને ધર્મકાર તથા કેળવણીકાર કહેશે કે, એમાં ધર્મ નથી ને કેળવણી પણ નથી. આ એક મોટી વાત નાપા ડેમીના લોકે જનતા આગળ રજૂ કરી નાની સેવા નથી કરી. એનો પાઠ પોતે સમજીને હવે ચાહે, તો તેમને પોતાના ગામની લોકલ બોર્ડ શાળા, પણ પાછી મળી શકે છે. '

મગનભાઈ દેસાઈ

# વર્ધા યોજનામાં સમાયેલા મુદ્દાઓ

[ આ. કૃપાલાનીજીકૃત 'તાજેતરનું પેલું'નો આગળનો હપતો ]

આ નવી યોજનાના મુખ્ય મુદ્દાઓ કયા છે? આ બે — (૧) કોઈ હાથઉદ્યોગ આસપાસ બધી કેળવણી વણવામાં આવે, (૨) હાથઉદ્યોગમાંથી આર્થિક ઉત્પન્ન થાય, જેથી કેળવણીનું ચાલુ ખર્ચ — એટલે કે, શિક્ષકોનો પગાર — તેમાંથી નીકળી રહે. આ બે વિચારો જ્યારે જાહેર થયા ત્યારે જેટલા અવ્યવહારુ અને નવાસવા લાગેલા, તેટલા ખરેખર છે કે કેમ, એ આપણે તપાસીએ.

સૌ સ્વીકારે છે કે વર્તમાન હિંદની શિક્ષણપ્રથા સાવ ખરાબ છે. એની ઊણપો ઢગલામોઢે છે. સારા અને શાસ્ત્રશુદ્ધ ગણાતા શિક્ષણના બધા જાણીતા સિદ્ધાંતોને એ ઉલ્લંઘે છે. શિક્ષણશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અને સાર્વજનિક આરોગ્યના કાયદાની સામે તે જાય છે. પરંતુ, અહીં આપણો હેતુ આ આખી શિક્ષણ-પ્રથા કે તેની અનેકવિધ ઊણપો ચર્ચવાનો નથી. તેની વધારેમાં વધારે ઉઘાડી ઊણપો જ માત્ર આપણે લઈશું.

એ પ્રથા દેખાડા પૂરતી છે, તેથી બધી રીતે તે જીવન અને વાસ્તવિકતાથી વેગળી પડેલી છે. સંકુચિત અર્થમાં બુદ્ધિપ્રધાન તે છે. અર્થોના વાચકો કે શબ્દો સાથે તે કામ લે છે; એટલે, એનાથી સૂચિત જે તેના અર્થો કે વસ્તુઓ, તમને ઉવેખીને તે ચાલે છે. વસ્તુઓનું શાબ્દિક વર્ણન કરાય છે; મૂર્તિમંત વસ્તુઓથી એમને પ્રત્યક્ષ નથી કરાવાતી. શિક્ષણનું વાહન લખાયેલા શબ્દો હોવાથી યાદદાસ્ત એનું મુખ્ય સાધન છે. પ્રત્યક્ષ હકીકતો અને વ્યવહારુ જ્ઞાન સાથે એ પ્રથાને ઓછી જ લેવાદેવા છે. વૈજ્ઞાનિક પ્રયોગ અને પ્રયોગ-કામ આ પ્રથામાં નથી એ ખાસ તરી આવે છે. તે ક્રિયાશૂન્ય, વર્ણનાત્મક અને પરોક્ષ છે. તેથી અવલોકન અને તે પરથી તરવાનું નિગમન તેમાં ખૂટે છે.

વળી, શારીરિક દૃષ્ટિએ પણ તે પ્રથા નિર્જીવ છે. ઊછરતા બાળકને આરોગ્યપ્રદ કશી ક્રિયા એ નથી પૂરી પાડતી: એને વર્ગમાં ગોંધી રાખે છે. તાજી હવા, તાપ અને પ્રકાશથી એને વંચિત રાખે છે. તેથી કરીને, અધૂરું પણ જે કાંઈ જ્ઞાન એ આપે છે તેય સમન્વિત કે એકીકૃત નથી બનતું. વિદ્યાર્થીની બધી શક્તિઓ — ખાસ કરીને એની ઇચ્છાશક્તિ — ખીલવવામાં નિષ્ફળ નીવડવાથી, તેના વ્યક્તિત્વની ખિલવણીને એ પ્રથા રોકે છે. બુદ્ધિનો બારે મોટો દેખાડો કરવા છતાં, એ શંકાસ્પદ પરંતુ પ્રચલિત બાબા-વાક્યોને પ્રમાણવાની વૃત્તિ જ ઉત્તેજે છે.

આ બધાનું પરિણામ એ આવે છે કે, એ પદ્ધતિ દ્વારા કુશળ વાચાળો જ ઉત્પન્ન થાય છે. પરંતુ જ્યારે તેઓ જીવનક્ષેત્રમાં જઈને ઊભા રહે છે, ત્યારે નિશાળના વર્ગોમાં તેમને માટે ઊભી થયેલી બધી આશાઓ ખોટી પડે છે. ઘણી વાર તો એમ બને છે કે, જે વિદ્યાર્થીઓએ ચોપડીઓ તરફ દુર્લક્ષ કર્યું હોય છે, તથા જેમને શિક્ષકોએ ઠોઠ ગણી કાઢ્યા હોય છે, તેઓ પછીની જિંદગીમાં સારાં પરિણામ લાવતા દેખાય છે. જાણે કે, ચોપડીઓ તરફ દુર્લક્ષ કરવાને કારણે જ તેમને પોતાની જાત ઉપર ઊભવાની જરૂર પડે છે. અને એ રીતે તેમનામાં પોતે પહેલ કરવાની શક્તિ વિકસે છે. આમ તેમનાં મગજનો થોડાઘણો વિકાસ થાય છે એટલું જ નહિ, પણ તેમની બીજી શક્તિઓ પણ વધે છે. શાળામાં તેમના કરતાં ચડિયાતા ગણાતા વિદ્યાર્થીઓ જ્યાં નિષ્ફળ નીવડે છે, ત્યાં તેઓ ઘણી વાર સફળ નીવડે છે આથી કરીને આજની શિક્ષણપ્રથામાં કાંઈક ફેરફાર કરવાની જરૂર છે, એમ તો ઘણો વખત થયાં લાગ્યા જ

મોટે ભાગે ખાનગી માલિકીની અને ખાનગી દોરવણીવાળી કેટલીક રઢીખડી સંસ્થાઓમાં આ શિક્ષણપદ્ધતિના પુસ્તકિયા વલણને સમતોલ કરવા માટે કાંઈક સામો બોજો ભાર ઉમેરવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. પરંતુ એ પ્રયત્નો સમય-પત્રકમાં થોડાક ઉદ્યોગોના વર્ગો ઉમેરવા પૂરતા જ મર્યાદિત હતા. તેમની પાછળનો હેતુ વિદ્યાર્થીને થોડોક વધુ ક્રિયાવાન કરવાનો તથા શારીરિક કામ અને મજૂરી પ્રત્યેનું તેનું વલણ બદલવાનો હતો. નહિ જેવી પુસ્તકિયા કેળવણી પામેલાઓ પણ શારીરિક મજૂરીને પોતાને માટે હીણપદભરેલી માનતા થઈ ગયા હતા. અને એ માન્યતા એટલી હદે પહોંચી હતી કે, ગામડામાં બહુ ઓછા પગારવાળા શિક્ષક થવું કે કોઈ શહેરમાં કારકુની કરવી એની તુલનામાં ખેતી તેમ જ વેપારવણજનું કામકાજ પણ ઊતરતું ગણાતું હતું. આ વૃત્તિ થોડેઘણે અંશે આજ સુધી ચાલતી આવી છે; પરંતુ હવે ગમે તેવી અધૂરી રીતે શીખવાતા કે શીખવામાં આવતા ઉદ્યોગને લગતું કોઈ ને કોઈ પ્રકારનું શારીરિક મજૂરીનું કામ શાળામાં વિદ્યાર્થી કરતો હોવાથી, શારીરિક મજૂરી સાથે લાગેલી હીણપદની ભાવના ધીમે ધીમે ઘસાતી ચાલી છે.

પરંતુ ઉદ્યોગના આવા છૂટાછવાયા વર્ગો દ્વારા એ દિશામાં જેટલું પરિણામ ન લાવી શકાયું, તેટલું કેળવણી પામેલા અને નોકરી શોધતા યુવાનોની વધારેપડતી 'પેદાશ'થી ઊભી થયેલી આર્થિક મંદી અને બેકારી દ્વારા વધારે સારી રીતે આવ્યું. દર વર્ષે શાળાઓ અને કૉલેજો નોકરીના *આ ઉપાસકોની સંખ્યામાં વધારો કરતી જ રહે છે;* પરંતુ આપણા દેશની અનોખી રાજકીય અવસ્થાને લીધે, તેવાઓની માગ તો લગભગ સ્થિર જ રહે છે. આને લીધે નર્યા પુસ્તકિયા જ્ઞાન સાથે કમાણી કરાવી શકે તેવા ઉદ્યોગોનું શિક્ષણ દાખલ કરવા સારુ શાળાઓ ઉપર વધુ ને વધુ દબાણ લાવવામાં આવતું જાય છે. વળી જ્યાં આવા ઉદ્યોગો જ શીખવાતા હોય તેવી જુદી શાળાઓની પણ માગણી થતી જાય છે. એ બંને દિશાઓમાં થોડીઘણી પ્રગતિ થઈ છે. પરંતુ એ તો ઉઘાડું છે કે, એનાથી બેકારીના પ્રશ્નનું આંશિક નિરાકરણ પણ સિદ્ધ થઈ નથી કે થઈ શકે તેમ પણ નથી. જે વિદ્યાર્થીઓ કોઈ હુન્નર કે ઉદ્યોગ, શાળામાં રોજ એક કે બે વર્ગો દરમ્યાન થોડો સમય યાંત્રિક રીતે શીખ્યા હોય, તેઓ નાનપણથી જ પોતાનાં માબાપ કે સંબંધીઓની સાથે ઉમેદવારી કરીને તૈયાર થયેલ વંશપરંપરાગત કારીગરોની સરખામણીમાં ઊતરી શકે જ નહિ. વંશપરંપરાગત કારીગરો તો તેમના કરતાં વધુ માલ ઉત્પન્ન કરી શકે, વધુ સારું કામ કરી શકે; તથા પ્રમાણમાં થોડી રોજીથી સંતોષાઈ શકે. કારણ કે, ઘેર કે શાળામાં જઈને તેઓએ ખરચાળ ટેવો પાડી નથી હોતી. પરંતુ આજકાલ તો પરદેશથી આવતા તૈયાર માલની આયાતમાં વર્ષોવર્ષ વધારો થતો રહેવાને કારણે, તથા હિંદુસ્તાનમાં પણ તેવો માલ તૈયાર કરવાનાં કારખાનાં કાંઈક અંશે વધતાં જતાં હોવાથી, વંશપરંપરાગત કારીગરોની આર્થિક સ્થિતિ પણ તંગ બની ગઈ છે અને તેઓને આજીવિકા શોધવા બહાર જવું પડે છે અથવા શહેરોમાં ભાડૂતી મજૂર તરીકે કામ કરવું પડે છે. તો પછી આ રોજ સંકુચિત થતા જતા ક્ષેત્રમાં 'ભણેલા' કારીગરનો સમાવેશ ક્યાંથી થઈ શકે? તે શક્ય જ નથી. આમ, ભણેલાઓની આર્થિક સ્થિતિના તેમ જ તેમની બેકારીના પ્રશ્નો અણ-ઉકેલાયલા જ રહ્યા છે.

ગાંધીજીની નવી યોજના આ પરિસ્થિતિની ભૂમિકામાં રજૂ થાય છે. તેનો હેતુ શારીરિક કામ તથા મજૂરીને હીણપતભર્યાં મટાડવાનો માત્ર નથી; કે આજીવિકા માટે યાંત્રિક રીતે શિખાતો કોઈ ઉદ્યોગ પૂરો પાડવાનો નથી. શારીરિક મજૂરીને શિષ્ટ *ઠરાવવાની બાબતમાં તો, ગાંધીજીએ અને તેમની સત્યા-*ગ્રહની ચળવળે તેની હીણપત દૂર કરવામાં જેટલું કર્યું છે, તેટલું બીજી કોઈ એક વ્યક્તિએ કે આધુનિક કાળની બીજી કોઈ ચળવળે કર્યું નથી. ગાંધીજીએ પોતાના રેંટિયા અને ખાદી વડે, તેમ જ આપભોગ, સાદાઈ અને પ્રજાના આમવર્ગ સાથે સમભાવ સાધવાની વસ્તુ ઉપર ભાર મૂકીને, તથા નોકર ઝાડુવાળા કે ધોબી ઉપર આધાર રાખ્યા વિના આરોગ્ય અને વૈયક્તિક સ્વચ્છતા બાબત તેમના નવા વિચારો વડે, શારીરિક મજૂરીને તેને ઉચિત એવા આદરને સ્થાને જેટલી અસરકારક રીતે પુનઃસ્થાપિત

કરી છે, તેટલી, શાળાના કોઈ ઔદ્યોગિક વર્ગો વડે કદી કરવાની કલ્પના પણ કરી શકાય નહીં. તેથી તેમને એ હેતુ માટે કેળવણીની કોઈ યોજના રજૂ કરવાની જરૂર નથી. ઉપરાંત તેમણે રજૂ કરેલી નવી પદ્ધતિનો હેતુ યાંત્રિક રીતે અને અધૂરી રીતે શિખાયેલા કોઈ ઉદ્યોગ દ્વારા વિદ્યાર્થીને આર્થિક દૃષ્ટિએ પગભર કરવાનો પણ નથી. એ યોજનામાં તો કોઈ જુદી જ તેમ જ ક્રાંતિકારી વસ્તુ રજૂ કરવામાં આવી છે. તેનાથી શારીરિક મજૂરીને તેનું આદરનું યોગ્ય સ્થાન મળે જ છે, તથા વિદ્યાર્થીને સાદી અને પ્રામાણિક આજીવિકા મળવાનું પણ નિશ્ચિત થાય જ છે; પણ તે તો તેનાથી પણ આગળ જઈને એવું કરવાનો પ્રયત્ન કરે છે, કે જેવો પ્રયત્ન ભૂતકાળમાં ભાગ્યે જ કરવામાં આવ્યો હોય. ગાંધીજી જે કહે છે તે તો શિક્ષણનું માધ્યમ બદલવાની વાત છે. તે તો આજનું શિક્ષણ જે બારાખડી અને જે ભાષા દ્વારા શીખવાય છે તથા શિખાય છે, તેને જ બદલવા ઇચ્છે છે. એ કાંઈ અભ્યાસક્રમ કે શીખવવાના વિષયોમાં જ કરવાનો ફેરફાર નથી; પરંતુ પદ્ધતિનો જ ફેરફાર છે. આ યોજનામાં મજૂરી એ કાંઈ સ્વાશ્રય કે શાળામાં કરવાના કામના અર્થમાં નથી રહેતી. તે તો આખી શિક્ષણની વસ્તુને સંગઠિત — સમન્વિત કરવાની ચીજ બની જાય છે. વિદ્યાર્થીનો બુદ્ધિવિષયક, કળા-કૌશલ્ય-વિષયક, વિજ્ઞાનવિષયક, અને શરીરવિષયક વિકાસ એકસાથે સાધવામાં તે મદદગાર બને છે. અલબત્ત, ચોપડીઓ અને લેખિત, શબ્દ કાંઈ જતાં કરવામાં નથી આવતાં; પણ શિક્ષક સાથે તથા બીજા વિદ્યાર્થીઓ સાથે મળીને ઉત્પાદક કામ કરતાં કરતાં વિદ્યાર્થીએ તેમને ફરી વિચારી કાઢવાનાં, ફરી શોધવાનાં અને ફરી લખવાનાં રહે છે. આ ફરી વિચારી કાઢવાની, ફરી સર્જવાની, અને ફરી લખવાની વસ્તુને ગાંધીજી સાચી કેળવણી કહે છે. આ પદ્ધતિમાં શિક્ષણ વ્યક્તિ તેમ જ જાતિના, તેમ જ તમામ પ્રકારનાં વિદ્યા, કળા, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, અને ધર્મના કુદરતી વિકાસના માર્ગને અનુસરે છે.

(અંગ્રેજી ઉપરથી) — ક્રમશઃ

# ઘરમાં બાળકોની કેળવણી

બાળકોને આજે જે પ્રકારની કેળવણી અપાઈ રહી છે એ પર શાંત રીતે વિચાર કરતાં એટલું તો સ્પષ્ટ લાગે છે કે, એ કેળવણીમાં બાળકોનો સાચો વિકાસ તો થતો નથી જ; અરે, ઊલટું એમની સ્વયં-શક્તિનો સદ્‌વિકાસ ડગલે ને પગલે રૂંધાય છે. બાળકેળવણીની આ કરુણ દશાનું પરિણામ એ આવે છે કે, એ બાળકો મોટા થઈ 'ભણેલા' ગણાવા લાગે છે ત્યારે જીવનસંગ્રામમાં ટકી રહેવાની અને એમાં આગળ વધવાની એમની શક્તિ પરવારી બેઠી હોય છે. જીવનના અવનવા પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ લાવવામાં એ કેળવણી નિષ્ફળ નીવડે છે એટલું જ નહિ, પણ એ આખરે 'ભણેલા'ને દગો દે છે.

કેળવણીના આ ગૂંચવાતા કોકડાનો ત્યારે ઉકેલ શો છે? આજે અપાતી કેળવણી જો કેળવણી નથી પણ તેનો આભાસ માત્ર છે, તો સાચી કેળવણી કઈ? અથવા એ મહાન પ્રશ્નને આજે છોડી દઈએ તો, બાળકોને કેવા પ્રકારની કેળવણી મળે તો એમના જીવનનો વિકાસ યોગ્ય રીતે થતો રહે?

બાળકેળવણીમાં ક્રાંતિ જગાડનાર માતા મૉન્ટેસોરી અને એમના ભક્તોએ આ કોકડાનો ઉકેલ શોધ્યો છે અને અમુક પ્રમાણમાં તેઓ સાચે માર્ગે પ્રયાણ કરી રહ્યા છે. સંભવ છે કે, વખત જતાં નૂતન બાળ-કેળવણીના જગતમાં હજી વધુ ને વધુ પ્રગતિ થશે, અને બાળકોની કેળવણીના સન્માર્ગ વધુ સ્પષ્ટ થતા જશે.

એ બાળમંદિરોના પ્રયોગ સિવાય પણ બાળ-કેળવણીનું એક વણખેડાયેલું વિશાળ ક્ષેત્ર પડેલું છે, જે તરફ માબાપો અને વડીલોએ વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. ગાંધીજીની એવી દૃઢ માન્યતા છે કે, બાળકોની સાચી કેળવણીની શરૂઆત ઘરમાં જ માબાપ અને વડીલોના સહવાસમાં હોઈ શકે. એટલે ઘરમાં બાળકોને કેળવણી કઈ રીતે મળી શકે એ વિચારવાની હવે જરૂર છે. માબાપ અને વડીલો સાથે બાળકોનો જે સંબંધ કુદરતી રીતે રહ્યો હોય છે એનો વિચાર કરતાં, આપણે એટલું સ્પષ્ટ જોઈ શકીએ કે, બાળજીવનના વિકાસની ભૂમિકા એમને એમના વડીલો અને માબાપ તરફથી મળી ચૂકેલી

હોય છે. 'છોકરાંમાં જેમ માબાપની આકૃતિનો વારસો ઊતરે છે તેમ તેમના ગુણદોષનો પણ વારસો ઊતરે જ છે. તેમાં આસપાસના વાતાવરણને લીધે અનેક પ્રકારની વધઘટ થાય છે ખરી, પણ મૂળ મૂડી તો બાપદાદા ઇત્યાદિ તરફથી મળેલી હોય છે તે જ ખરી. એવા દોષોના વારસામાંથી કેટલાંક બાળકો પોતાને બચાવી લે છે એમ મેં જોયું છે; એ આત્માનો મૂળ સ્વભાવ છે તેની બલિહારી છે.' ×

ગાંધીજીના આ વિચારો ખૂબ મનનીય છે. બાળકેળવણીમાં માબાપો અને વડીલોનો સૌથી મોટો હિસ્સો હોય છે. કુદરતની જ એવી રચના છે કે, ઘરમાં રહેતાં બાળકોને એમનાં માબાપ અને વડીલો તરફથી અનાયાસે સારું યા નરસું શિક્ષણ મળતું જ રહે છે. પરંતુ આપણું કમનસીબ એ છે કે, ઘરના વાતાવરણમાં પડેલા શિક્ષણના આ અતિ મહત્ત્વના તત્ત્વનું બહુ ઓછાને ભાન હોય છે. જેમને ભાન છે તેઓ પણ એ પ્રતિ આંખમિચામણાં કરે છે, અને જેઓ એ વિષે કંઈક જાગૃત હોય છે તેમને ઘણી વાર બાળકોની કેળવણીમાં એ તત્ત્વનો પૂરો ઉપયોગ કરવાની સૂઝ પડતી નથી. માબાપ અને વડીલોનું આ અજ્ઞાન અને આ બેજવાબદારીનું પરિણામ એ આવે છે કે, પોતે જ બાળકોના સાચા શિક્ષકો હોવા છતાં બાળકોને કેળવણી આપવા માટે તેમને ઘરની બહાર ધક્કા દે છે અને શાળાઓ કે શિક્ષકો પર તેની જવાબદારી ઓઢાડી દઈ વડીલો કૃતકૃત્ય થઈ સંતોષ માની લે છે. માબાપ અને વડીલો પોતાનાં બાળકોને જેટલાં અને જેવી રીતે ઓળખી શકે છે, તેટલાં અને તેવી રીતે ઓળખવાની શક્તિ કે એ વિષેના સંસ્કારો બહારના ગમે તેટલા કુશળ શિક્ષકોમાં નથી આવી શકતા. બાળકોના સ્વાભાવિક સહવાસમાં માબાપો અને વડીલો જેટલા પ્રમાણમાં આવી શકે છે, તેટલા પ્રમાણમાં બીજા શિક્ષકો ન જ આવી શકે. વાત સાચી છે કે, છાત્રાલય અને આશ્રમમાં એવા સતત સહવાસના પ્રયોગો થાય છે; છતાં એમાં પણ આખરે સ્વાભાવિકતા તો આવી શકતી જ નથી. માબાપો અને વડીલોમાં પોતાનાં બાળકો પ્રતિ જે સ્વાભાવિક અને વિપુલ વાત્સલ્ય રહેલાં હોય છે, તેવો પ્રેમ અતિશય પ્રેમાળ શિક્ષક પણ પોતાના વિદ્યાર્થીઓ પર રાખી શકતો નથી. બાળકોનું ઓળખાણ, એમનો સતત સહવાસ, અને એમના પ્રતિનો વિપુલ પ્રેમ — એ ત્રણેમાં બાળશિક્ષણની જબરી સામગ્રી પડી છે. આજની ધાંધલિયા સંસ્કૃતિની કૃત્રિમતા અને આડંબરમાં બાળકેળવણીની આ સ્વાભાવિક સામગ્રીનું વિસ્મરણ થઈ રહ્યું છે જીવનમાં સાદાઈ અને સંતોષ આજે નષ્ટ થતાં જાય છે, એટલે માબાપ અને વડીલો જીવનનિર્વાહના સ્વાર્થી અને સંકુચિત વમળમાં એવાં તો ગૂંચવાઈ ગયાં છે કે, એમને બાળશિક્ષણની આ ભરપૂર સામગ્રી પર વિચાર કરવા જેટલો પણ વખત નથી મળતો. કેળવણીના આજના ખ્યાલો પણ વંઠી ગયા છે, એટલે માબાપ અને વડીલો પણ એ વિકૃત કેળવણીમાં બાળકોને ધકેલી દઈ મનને મનાવી લે છે કે, આપણે બાળકોની ઉત્તમ કેળવણીની વ્યવસ્થા કરી દીધી છે. અને ઘરમાં પડેલી શિક્ષણસામગ્રીની માબાપ અને વડીલો તરફથી ગમે તેટલી ભયંકર અવગણના ભલે થતી હોય — છતાં કુદરત તો એનું કાર્ય ચાલુ જ રાખે છે. માબાપ અને વડીલોના આચારવિચારથી ઘરમાં જે વાતાવરણ નિર્માણ થતું હોય છે, તેના ચેપમાંથી બાળકો બચી શકતાં જ નથીઃ એમના પર તેમના ક્ષુદ્ર સુખ-સગવડિયા જીવનની નિર્માલ્યતાના સંસ્કારો પડતા જ રહે છે. શાળાઓ, અભ્યાસક્રમો, પાઠ્યપુસ્તકો, પરીક્ષાઓ અને પદવીઓનાં કૃત્રિમ સાધનોથી નિર્માણ થતી બાળકોની કેળવણીના આડંબરો જીવનની પેલી ક્ષુદ્રતા અને નિર્માલ્યતાને થોડા વખત માટે ઢાંકે છે. પણ તેના વધતા જતા પરિબળ આગળ આખરે તો એ આડંબરો તૂટી જ પડે છે, અને કેળવણીની નિષ્ફળતાની કરુણતા સર્વત્ર છવાઇ રહે છે.

બાળકોને ઘરમાં આમ આપોઆપ મળતી આ સારી નરસી કેળવણી વિષે માબાપો અને વડીલો શા માટે બેદરકાર જ રહે છે? શા માટે એઓ કુદરતે જ રચેલી કેળવણીની આ ભરપૂર સામગ્રીના સદુપયોગ વિષે જાગૃત થતાં નથી અને કેળવણીના આભાસ પાછળ જ પતંગિયાંની માફક ભમ્યા કરે છે? જીવનના સ્વાર્થ અને આધુનિક સંસ્કૃતિની વિકૃતિની મોહજાળમાંથી માબાપો અને વડીલો છૂટવા માંડે તો જ ઘરમાં જ

× ગાંધીજીઃ આત્મકથા-૨, પાન ૮૯

પડેલી બાળકોની કેળવણીની સામગ્રીનો સદુપયોગ કરતાં તેઓ શીખશે. એવાં જાગૃત માબાપો પછી પોતાના જીવનના આચારવિચાર વિષે ગાફેલ નહિ રહે. બાળકો પર એ આચારવિચારના જે પ્રબળ સંસ્કારો પડે છે તેનો ખ્યાલ રાખી, તેઓ પોતાને માટે નહિ તો પોતાનાં પ્રિય બાળકોના કલ્યાણ માટે પણ જીવનની સંસ્કારિતા વિષે વધુ ને વધુ સાવધ રહેશે. કોઈ પણ કુટુંબ અને તેનાં બાળકોના જીવનનો જો આપણે અભ્યાસ કરીશું તો આપણે સ્પષ્ટ જોઈ શકીશું કે, બાળકો પોતાના કુટુંબના ગુણદોષનું પ્રતિબિંબ માત્ર થઈ પડે છે. સમજુ માબાપ અને વડીલોએ આ એમની અતિશય ભારે જવાબદારી વિષે સદા સર્વદા જાગૃત રહેવું જ જોઈએ. આજે તો વિપરીત દશા પ્રવર્તે છે. પોતાના જ જીવનને વેવલાં કરી દઈ માબાપો એવી વ્યર્થ આશા રાખે છે કે, એમનાં બાળકો શાળાઓ કે શિક્ષકોનાં ઝુંડોના પ્રતાપે અથવા પરીક્ષાઓ અને પદવીઓના પ્રતાપે સાચાં, ડાહ્યાં અને સંસ્કારી થઈ જશે! કેળવણીની એ વિડંબનાઓ પાછળ તેઓ લખલૂટ નાણાં ખર્ચે છે અને ઘરમાં જ વિના ખર્ચે નિર્માણ થઈ રહેલી પેલી કેળવણીની વિપુલ સામગ્રીનો વિચાર માત્ર પણ કરતાં નથી. પરિણામ એ આવે છે કે, બાળકોની કેળવણી વંઠી જાય છે અને નિર્માલ્ય પ્રજાનો વેલો વધતો જાય છે.

બાળકોને ઘરમાં જ જે કેળવણી મળી રહેવી જોઈએ એનો આ રીતે વિચાર કરીએ છીએ ત્યારે આપણે એટલું સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે, માબાપ અને વડીલોએ 'કેળવણી' વિષેની પોતાની દૃષ્ટિમાં જ પરિવર્તન કરવું જોઈએ. પરીક્ષાઓ, પદવીઓ કે શાળાઓ જે કેળવણી આપે છે તેના કરતાં વિશેષ બળવાન સંસ્કારો ઘરમાંના વાતાવરણમાંથી બાળકો મેળવી લે છે. માબાપને એની બહુ ખબર નથી રહેતી, છતાં એ કેળવણી તો ચાલ્યા જ કરે છે. આજે 'ભણેલા'ની કેળવણી સામે સમજુ લોકોને ભારે અસંતોષ થઈ રહ્યો છે એનું કારણ તપાસીશું તો જણાશે કે, એ વિપથગામી નીવડતી કેળવણીનાં મૂળ ઘરમાં પ્રવર્તી રહેલા વિપથગામી વાતાવરણમાં જ પડેલાં છે. બાળકોની કેળવણીમાં રહેલી માબાપ અને વડીલોની આ ગંભીર જવાબદારી આપણે સમજી લઈશું, તો ઘરમાં બાળકેળવણીની કેટલી વિપુલ સામગ્રી પડેલી છે એનો ખ્યાલ આવશે. માબાપના સતત સહવાસમાંથી બાળકો સારા નરસા સંસ્કારો મેળવી લે છે. જન્મથી જ થોડાઘણા સંસ્કારો તો બાળકોને માબાપ તરફથી મળેલા જ હોય છે. બાળકોને માબાપ જ સૌથી વધારે ઓળખી શકે છે; અને પ્રેમ જો સાચી કેળવણીનું એક અતિ મહત્ત્વનું તત્ત્વ છે, તો માબાપ જે પ્રેમ બાળકો પર વરસાવી શકે છે એ બહારનો અતિ પ્રેમાળ શિક્ષક પણ દર્શાવી શકતો નથી. સમજુ માબાપો કેળવણીના આ મુદ્દાઓ વિચારી લેશે તો એમની આગળ બાળકેળવણીનો પ્રશ્ન કોઈ નવા જ રૂપમાં દેખાવા માંડશે. આ માટે એમણે પરીક્ષા, પદવી કે પુસ્તકિયા શિક્ષણનું વાતાવરણ ભૂલી જવું જોઈએ. બાળકના જીવનનો તેઓ વધુ બારીકાઈથી અભ્યાસ કરશે તો બાળજીવનની ઊભરાઈ જતી વિપુલતાથી તેઓ સાચે જ આશ્ચર્યમુગ્ધ થઈ જશે. જીવનના પ્રત્યેક કાર્યમાં અને પસાર થતા સમયની પ્રત્યેક ક્ષણે બાળક એની ગૂઢ શક્તિઓને પ્રગટાવવા મથી રહે છે. એની આસપાસ જે વાતાવરણ પડેલું છે એની સાથે રોજ રોજ બાળકોનાં આ નિત્ય નવીન મંથનો અથડાયાં કરે છે. મંથનો તેમ જ વાતાવરણનાં એ ઘર્ષણોમાંથી અનેક પ્રકારના સંસ્કારો અને પરિણામો નિર્માણ થતાં જાય છે; વાતાવરણ સંભાવિત અને ગર્ભિત સર્જનો અને સંસ્કારોથી ભરેલું હોય છે. બાળકોના જીવનમાં કેટલીયે અંતર્ગત શક્તિઓનાં પ્રત્યક્ષ અને પરોક્ષ મંથનો ચાલુ હોય છે. માબાપો કે વડીલો શિક્ષણસામગ્રીના આ વિપુલ ભંડારોને ઓળખી જ નથી શકતા એટલે એ ભંડારોમાં રહેલી સંપત્તિ – સામગ્રી વ્યર્થ જાય છે; અથવા એનો ઉપયોગ થાય છે તો તેનો માર્ગ વિપરીત અને વિપથગામી નીવડે છે. જ્યાં ફૂલવાડીઓનાં સર્જન થવાં જોઈએ ત્યાં જંગલોની નિરર્થક ઝાડીઓ જ ઊગે છે, જેમાં માનવજીવનની વાસ્તવિકતા અવટાઈ જાય છે – કચરાઈ જાય છે. બાળકોમાં રહેલી એ ગૂઢ શક્તિઓ અને વાતાવરણમાં પડેલી એ શિક્ષણની સામગ્રી કઈ છે અને એનો સદુપયોગ કઈ રીતે થઈ શકે છે, એના વિચારો નવા લેખમાં કરીશું.

હિઝુભા બ. દીવાનજી

# ગુ૦ વ૦ સો૦નો ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ

ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીના ઉપર જણાવેલા વિભાગનો સન ૧૯૪૨નો અહેવાલ અને સૂચનપત્રનું ભેગું ચોપાનિયું મળ્યું છે. કોંગ્રેસ–પ્રધાનમંડળ જ્યારે મુંબઈ ઇલાકામાં પ્રધાનપદે હતું ત્યારે ૨૫-૨-'૩૮ ના અંદાજપત્રમાં નાણાંખાતાના પ્રધાન નામ૦ લઠ્ઠે સાહેબે 'અમદાવાદનું સ્થાન જે વિષયોના ઉચ્ચતમ અભ્યાસ માટે વધારેમાં વધારે યોગ્ય હોય તેનો પ્રારંભ કરવા ગુજરાતી ભાષામાં સંશોધન અર્થે' રૂ. ૧૨૦૦૦ આવર્તક અને રૂ. ૮૦૦૦ અનાવર્તક દેણગીની જોગવાઈ કરી હતી. ગુ૦ વ૦ સો૦એ એ દેણગી મળે તે અર્થે કેળવણીખાતાના પ્રધાનને વિનંતી કરી, અને પરિણામે સોસાયટીને એ દેણગી મળી. સાથે સાથે સરકારે મૂકેલી શરત અનુસાર અનુસ્નાતક (પોસ્ટ–ગ્રેજ્યુએટ) અધ્યાપનના કાર્ય માટે મુંબઈ યુનિવર્સિટીની માન્યતા પણ સોસાયટીએ ૧૨–૧–'૪૦ માં (સંસ્કૃત, ભારતીય પ્રાચીન સંસ્કૃતિ, અને ગુજરાતી એ ત્રણના અનુસ્નાતક અધ્યાપન માટે) મેળવી લીધી, તથા ગુજરાતનાં 'ભાષા અને સાહિત્ય', 'ઇતિહાસ' અને 'સમાજશાસ્ત્ર' એ સંબંધી સંશોધનકાર્યની વ્યવસ્થા કરી. આ બે બાબતોમાં ૧૯૪૦ના માર્ચની ૩૧મી તારીખ સુધીમાં જે કાંઈ પ્રવૃત્તિ કરવામાં આવી છે, તેનો ઉપર્યુક્ત ચોપાનિયામાં અહેવાલ આપ્યો છે.

આ વિભાગના કુલપતિ ગુ૦ વ૦ સો૦ના પ્રમુખશ્રી આ૦ આનંદશંકરભાઈ છે, તથા અધ્યક્ષ ગુ૦ વ૦ સો૦-ના ઉપમંત્રી શ્રી. રસિકલાલ પરીખ છે. ગુ૦ વ૦ સો૦ હસ્તક ચાલતા બ્રહ્મચારીની વાડી ટ્રસ્ટની સંસ્કૃત પાઠશાળાના અધ્યાપકો ઉપરાંત બેએક નવાં નામ અધ્યાપકવર્ગમાં છે. પરંતુ અધ્યાપનકાર્યમાં વસ્તુતાએ સોસાયટીએ બીજી શાળાઓ અને કૉલેજોના શિક્ષકો, અધ્યાપકો, તેમ જ બહારથી આ વિભાગને અંગે વ્યાખ્યાન આપવા પૂરતા નોતરેલા વિદ્વાનોની પણ મદદ મેળવી છે.

અનુસ્નાતક અધ્યાપનકાર્યને અંગે સંસ્કૃત, ગુજરાતી તથા ભારતીય પ્રાચીન સંસ્કૃતિના એમ. એ.-ના અભ્યાસક્રમ પ્રમાણે કેટલાંક પ્રશ્નપત્રોને અંગે શિક્ષણ આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. ત્રણે વિભાગમાં મળી વિદ્યાર્થીઓની સંખ્યા પહેલા સત્રમાં ૧૭ અને બીજા સત્રમાં ૧૮ હતી. તેમાં પહેલા સત્રમાં આઠ વિદ્યાર્થીઓ અને બીજા સત્રમાં ૭ વિદ્યાર્થીઓ માસિક રૂ. ૨૫) ની શિષ્યવૃત્તિવાળા હતા. અર્થાત્ વિષય પ્રમાણે જોઈએ તો સંસ્કૃત વિભાગમાં શિક્ષણનો લાભ લેવા આવનાર ચારમાંથી ચારે જણ શિષ્યવૃત્તિવાળા હતા, અને ગુજરાતી વિભાગમાં શિક્ષણનો લાભ લેવા આવનાર પહેલા સત્રમાં આઠમાંથી ચાર અને બીજા સત્રમાં નવમાંથી ત્રણ શિષ્યવૃત્તિવાળા હતા. બીજી સ્થાનિક કૉલેજોમાં ચાલતા આ વિષયના અનુસ્નાતક વર્ગોની સંખ્યા માલૂમ હોત તો સોસાયટીના આ વર્ગો વિદ્યાર્થી-આલમમાં કેટલા આકર્ષક નીવડ્યા છે તેનો નિર્ણય કરી શકાત.

સંશોધન વિભાગમાં સરકારે નિયત કરી આપેલા ત્રણ વિભાગોને અનુલક્ષી કેટલુંક અનુવાદ-કાર્ય, કેટલુંક જૂનાં કાવ્યોનું સંપાદન-કાર્ય, અને કેટલાક નિબંધોનું લેખન-કાર્ય જુદા જુદા વિદ્વાનોને સોંપવામાં આવ્યું છે. તથા તે તે ગ્રંથ લખાઈને આવે એટલે બીજા અમુક વિદ્વાનોને તે તપાસી જોવા માટે નિયુક્ત કરવામાં આવ્યા છે. તે મુજબ તપાસાઈ પાંચ ગ્રંથો છાપખાનામાં ગયાનું અહેવાલ જણાવે છે.

ગુજરાત વર્નાક્યૂલર સોસાયટી પોતે પણ એ જ જાતના ગ્રંથો તૈયાર કરાવતી હોવાથી, તથા તૈયાર કરાવે તેવી અપેક્ષા પણ તેની પાસે રખાતી હોવાથી, આ વિભાગ દ્વારા ખાસ કાંઈ નવું પ્રસ્થાન થયેલું કહી શકાતું નથી.

આખો અહેવાલ જોયા બાદ એમ લાગ્યું કે, અનુસ્નાતક અભ્યાસનું કામ સ્વીકારવામાં કદાચ સોસાયટીએ ડહાપણ નથી વાપર્યું. શહેરમાં બે કૉલેજો એ કામ કરે જ છે; તથા તેઓ પણ ધારે તો જુદા જુદા વિદ્વાનોની સેવા આ રીતે લઈ શકે છે. સોસાયટી કરતાં કૉલેજોમાં તે તે વિષયોનું અધ્યાપકમંડળ પણ વધારે હોય, પૂરતું તો હોય જ. સોસાયટીને પણ તેની પાસેના માણસોનો ખ્યાલ કરી અમુક વિષયો શીખવવાની જ મંજૂરી યુનિવર્સિટીએ

આપેલી છે. અલબત્ત; ગુજરાત અને ગુજરાતની ભાષાનું સંશોધન એ કામ સોસાયટીને શોભે તેવું છે; તથા તે કામ તેણે પોતે પણ સ્વતંત્ર રીતે ઉપાડવું પણ જોઈતું હતું. સરકારની 'દેણગી'ને લીધે તે આવશ્યક તથા ઉપયોગી કામ તરફ સોસાયટી વળી શકી છે, તે આનંદનો વિષય છે. અને એટલા પૂરતી સરકારની દેણગી સાર્થક છે.

સરકારની આ દેણગીનો ઉદ્દેશ જે વાક્યમાં જણાવવામાં આવ્યો છે, તેનો જે અર્થ પહેલી નજરે સમજાયો, તે તરફ વાચકનું પણ ધ્યાન ખેંચું. મૂળ શબ્દો શરૂઆતમાં મેં ટાંક્યા છે. તેનો અર્થ શું એવો નથી કે, જે વિષયોનો ઉચ્ચતમ અભ્યાસ અમદાવાદમાં કરવો ઘટે, તેનો પ્રારંભ કરવા માટે ગુજરાતી ભાષામાં જે સંશોધનની જરૂર છે, તેને અર્થે આ રકમ છે? અર્થાત્ આજકાલ જે ઉચ્ચતમ અભ્યાસ કૉલેજોમાં અંગ્રેજી દ્વારા જ ચાલે છે, (પરંતુ જે વિષયોનો તેવો અભ્યાસ અમદાવાદને અર્થાત્ ગુજરાતને માટે ખાસ જરૂરી ગણાય,) તે વિષયોનો અભ્યાસ ગુજરાતીમાં થઈ શકે તે માટે ગુજરાતી ભાષાની જે ખેડણીની જરૂર હોય, જે પાઠ્યપુસ્તકો વગેરે તૈયાર કરાવવાની જરૂર હોય, અથવા જે શિક્ષણ-વ્યાખ્યાનોની આવશ્યકતા હોય, તે કરવા માટે આ રકમ છે! આવો કોઈ વિશિષ્ટ અર્થ નાણાંખાતાના નામદાર લઠ્ઠે સાહેબની દૃષ્ટિ સમક્ષ હોય તો જ આવી રકમની સ્વતંત્ર જોગવાઈ કૉંગ્રેસ-પ્રધાનમંડળને છાજે તેવી કહેવાય. અને એ કામ યુનિવર્સિટીના અભ્યાસક્રમથી બંધાયેલી કૉલેજો ન કરી શકે, એ ઉઘાડું છે. બાકી, તેના જેવો જ અનુસ્નાતક અભ્યાસ કરવા માટે શિષ્યવૃત્તિઓ આપવા અને તે અભ્યાસ માટે શિક્ષણની જોગવાઈ કરવા ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીને અંદર પડવાની જરૂર દેખાતી નથી. મેં કરેલો અર્થ કેટલે અંશે સાચો છે તે તો દેણગી લેનાર દેનાર જાણે. હું તો માત્ર તેમના શબ્દોમાંથી સીધો સમજાતો અર્થ રજૂ કરીને, તથા તેની સપ્રયોજનતા તરફ લાગતાવળગતા સૌ કોઈનું લક્ષ દોરીને જ અટકું છું.

ગો૦

# બકરી વિ૦ ગાય

બધી વસ્તુઓ ધર્મને કાંટે તોલનારાઓમાં થોડા વરસ પહેલાં મુડદાલ ચામડાં વિષે એક પ્રશ્ન ઊઠ્યો હતો — 'ગાય ભેંસના ચામડાને આપણે જે ન્યાય લાગુ પાડીએ છીએ એ જ ન્યાય બકરીના ચામડાને પણ લાગુ પાડવો?' તે વખતે મેં અભિપ્રાય આપ્યો હતો કે એ ન્યાય આપણે લાગુ પાડી જ ન શકીએ. એવા અતિરેકથી બકરી બચી ન શકે અને ગાયને લાભ ન થાય, નુકસાન થાય. આથી આપણાં ચર્માલયોમાં બકરીના ચામડાનો ઉપયોગ વગર સંકોચે થાય છે. બકરીનું ચામડું વધારે મુલાયમ હોય છે અને પટ્ટા ઇત્યાદિ માટે તે વધારે સારું છે.

કારણ સ્પષ્ટ છે — બકરીનું માંસ સામાન્ય રીતે હિન્દુમુસલમાન બંને ખાય છે. હિન્દુસ્તાનમાં પણ ધર્મથી નિરામિષાહારી ઘણુંખરું હિન્દુઓ જ હોય છે અને એમની સંખ્યા પણ થોડી છે. લાખો હિન્દુઓને ગોમાંસ સિવાય બીજું માંસ ખાવામાં કાંઈ વાંધો નથી. લાખો બકરીઓ તો કાલીને ચડાવવામાં આવે છે. આ સ્થિતિમાં બકરીનું મુડદાલ ચામડું મળવું પણ મુશ્કેલ છે અને કતલ કરેલી બકરીના ચામડાના ત્યાગમાં કોઈ પ્રકારની ધર્મભાવના છે જ નહિ. એટલે મારો અભિપ્રાય છે કે, આપણાં ચર્માલયોમાં બકરીના ચામડાનો ઉપયોગ આપણે વગર સંકોચે કરીએ. આ મેં કહ્યું તેને આપદ્ધર્મ પણ ન માનવો.

સેવાગ્રામ, ૮-૧૦-'૪૧ મો૦ ક૦ ગાંધી

(હિન્દી 'ગ્રામસેવા વૃત્ત'માંથી)

# ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ

[ગૂજરાત વિદ્યાપીઠમાં ગાંધીસપ્તાહ દરમ્યાન યોજાયેલી વિનય મંદિરના વિદ્યાર્થીઓની વ્યાખ્યાનમાળામાં શ્રી. બાલુ પારેખે વાંચેલો નિબંધ]

## વ્યાખ્યા અને અર્થ

'રચનાત્મક કાર્યક્રમ' શબ્દ ગાંધી-યુગનો છે. એટલું જ નહિ, તેની વસ્તુ પણ, ખરું જોતાં, ગાંધીજીની જ પાસેથી હિંદને મળેલી ભેટ છે. એનો શબ્દાર્થ તો ઉઘાડો અને સરળ છે: તોડફોડ નહિ, પણ નવી પોષક રચના કરવાનું જેમાં રહેલું હોય તેવો કાર્યક્રમ. આવો કાર્યક્રમ તો ક્યારે નહિ ચાલતો હોય? એ અર્થમાં તો જગત જ આખું રચનાત્મક કાર્યક્રમને આધારે નભે છે. જો ખંડનાત્મક કાર્યક્રમથી નભે છે એમ કોઈ કહે, તો એમાં તો ઉઘાડો વદતોવ્યાઘાત રહેલો છે. નભવું એટલે જ તેને માટે મથવું, એટલે કે નભવાને માટે જરૂરનાં સાધન-સામગ્રી સાધવાં – રચવાં. એટલે આ રીતે વિચારીએ તો, ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ કુદરતમાં રહેલી સતત ચાલતી સર્જક જીવન-પ્રક્રિયાનો જ કાયદો છે. ગાંધીજીએ એ વિચારીને પોતાની કાર્યપદ્ધતિ ઘડી છે, એમ પણ કહે છે. પણ એ બધી ફિલસૂફી એ આપણું કામ નહિ. ગાંધીજીનો કાર્યક્રમ એક કુદરતી ચીજ છે એમ તો ખરું જ.

પણ આપણે એને એક ખાસ પરિસ્થિતિમાં જોયો છે. આપણે તો તે શબ્દ મારફતે ખાદી, હરિજન-સેવા, રાષ્ટ્રીય શિક્ષણ આદિ દેશકાર્યો સમજીએ છીએ. અને એ દેશકાર્યો આજ ગાંધીજીએ તેર જેટલાં સ્પષ્ટ ગણાવ્યાં હોવાથી તેને તેરવિધ કાર્યક્રમ પણ કહેવામાં આવ્યો છે. પરંતુ ગાંધીજી એ તેર કામો ગણાવે છે ત્યાં જ પાછા ચેતવે છે કે, 'આમાં બીજું ઉમેરી શકાય છે. અથવા આ નોંધ એવી વ્યાપક છે કે, જે રહી ગયું દેખાય તે આમાં આવી જાય છે એમ સિદ્ધ કરી શકાય. તમે એમ જોશો કે આ બધી વસ્તુઓ એવી છે કે જેના અભાવને લીધે આપણે પરાધીન છીએ તમે એમ પણ જોશો કે, કૉંગ્રેસના રચનાત્મક કાર્યમાં આ બધી વસ્તુઓ ગણવામાં નથી આવતી. એમાં તો પહેલી ચાર, અથવા ગ્રામઉદ્યોગ સંઘ અને તાલીમી સંઘ કૉંગ્રેસે કાઢ્યા એટલે એ બે ઉમેરીએ એટલે ૬ ગણાય. હવે આપણે આગળ વધવું છે: અહિંસાને દૃઢ કરવી છે પૂર્ણ કરવી છે. તેથી રચનાત્મક કાર્યક્રમ વધાર્યો છે.'

એટલે, રચનાત્મક કાર્યક્રમ તો દેશના ભલાને માટે, દેશની વ્યાપક સેવાને માટે, અને દેશમાં સ્વરાજ જન્માવવાને માટે, ગાંધીજીએ બતાવેલો કાર્યક્રમ છે. અને તે કાર્યક્રમ ખંડનાત્મક નથી એ એની ખૂબી છે. આપણા રાષ્ટ્રીય ઇતિહાસમાં એક એવો જમાનો હતો અને હજી કેટલાક સમાજવાદીઓ માને છે કે, દેશમાં ભાંગફોડ ને મારફાડ કરવી જોઈશે; તે વગર તેનું ભલું નથી. આવા લોકોના કાર્યક્રમથી અલગતા બતાવવાને માટે ગાંધીજીના કાર્યક્રમને 'રચનાત્મક' વિશેષણ લગાડવું જોઈએ. એથી એની ખાસિયત અને ખૂબી બેઉ જણાય છે; અને કહેવું હોય તો કહો કે, ખંડન નહિ પણ રચના એવી એની મર્યાદા પણ અંકાઈ જાય છે.

આ રચનાત્મક કાર્યક્રમની ફિલસૂફી ગાંધીજીના જીવન સાથે જડાયેલી જ લાગે છે, કેમ કે એમની આત્મકથા જોતાં એ પહેલેથી તેમનામાં હોય એવું જોવા મળે છે. એના દાખલા આપવામાં અહીં પડવાની જરૂર નથી. એમણે એનો ઉપયોગ હિંદના સ્વરાજના પ્રશ્નમાં જે કર્યો તે જ મહત્ત્વનો અને સમજવા જેવો મુદ્દો હોઈ, આપણે તે બાજુનો વિશેષ વિચાર કરીશું.

## રાજકારણમાં ઉપયોગ

ગાંધીજીએ ૧૯૧૫માં હિન્દના રાજકારણમાં પ્રવેશ કર્યો ત્યારથી જ તેમની આ ખાસિયત ચોખ્ખે રૂપે રાજકારણમાં શરૂ થઈ. તે અગાઉ સ્વદેશી અને બૉયકૉટને નામે તથા રાષ્ટ્રીય કેળવણીને નામે કામ થતું હતું. સ્ત્રીઓની ઉન્નતિ માટે, ભાષા તથા કેળવણી માટે, દેશની આર્થિક દશા માટે, વિચારો ચાલુ જ હતા. ગાંધીજીએ આવીને ધીમે ધીમે આ બધામાંથી એક પ્રચંડ રાજકીય કાર્યક્રમની શક્તિ ઘડી. પહેલાં આ બધી બાબતો સામાજિક સુધારા જેવી ગણાતી; હજી તે જમાનામાં જ ખૂંપી રહેલા કેટલાક એમ જ માને છે. ગાંધીજીએ એ બધાં કામોમાંથી પ્રજાકીય સ્વરાજ મેળવવાની શક્તિ ઘડવાનો કાર્યક્રમ બનાવ્યો. ગાંધીજીને મન, આ કાર્યક્રમ પૂરો કરવો એટલે આપોઆપ સ્વરાજ લઈ લેવું એમ જ છે, તે આથી જ કરીને. તેથી જ આપણે એમને ૧૯૨૦થી સૂત્રરૂપે કહેતા સાંભળ્યા કરીએ છીએ કે, 'સૂતરને તાંતણે હિંદને સ્વરાજ મળે એમ છે.'

અલબત્ત ઘણા થોડા લોકો ગાંધીજીની આ શ્રદ્ધા કે તેમનું આ દર્શન પામેલા છે. તેથી સ્વરાજ નથી આવતું એમ ગાંધીજી કહે છે, તે આ પરથી સમજાય તેવો ડપકો છે.

એ પણ વિચારવા જેવો મુદ્દો છે કે, સ્વરાજને માટે મથવું એટલે શું કરવું? ટિળક મહારાજ કહેતા કે, સ્વરાજ આપણો જન્મસિદ્ધ હક છે; પણ તે સાધવો

શી રીતે? હક છે, હક છે, કહ્યા કરવાથી કાંઈ આવે તો નહિ જ. ત્યારે પ્રજાએ કરવું શું? સશસ્ત્ર બળવો કરવાનો પણ લાગ આપણે માટે ઝાંઝવાનાં જળ જેવો છે. ત્યારે કરવું શું?

અને પ્રજાને તૈયાર કરો, પ્રજા સ્વદેશપ્રેમી થાય; આમ-જનતાને જાગ્રત કરો;—આ પ્રકારના પોકારો પણ સાંભળીએ છીએ. એને માટે સભાઓ જ ભરવી? ભાષણો જ કરવાં? પણ કેટલી સભાઓ ભરીશું? કેટલા જણ સાંભળશે? અને કેટલા સમજશે? આ બધી મુશ્કેલીઓ છે. તો પછી પ્રજાને જાગ્રત કરવાનો રસ્તો શો? તો પછી પ્રજાની સેવા કરવાના માર્ગો કયા?

એક ત્રીજો વિચાર પણ ટૂંકમાં જોવા જેવો છે. હિંદ આજ આ દશામાં શાથી છે? ગાંધીજી ચોખ્ખું કહે છે કે. તેના પોતાના વાંકે પરદેશીને તે પોતે આ દેશમાં રાખે છે; છતે હાથેપગે અને સુજલા સુફલા શસ્યશ્યામલા માતૃભૂમિ હોવા છતા, પોતાને વાંકે તે ભૂખે મરે છે; તે પોતે જડ બને છે તેથી પોતાનો કલ્યાણમાર્ગ તેને મળતો નથી. હમણાં આપણે 'હિંદ સ્વરાજ' ભણીએ છીએ તેમાં જ આ વિષે પ્રકરણ આવી ગયું છે. એટલે ગાંધીજીની આ વાત સમજતા વાર નથી લાગતી. તો પછી તે દૂર કરવાનો રસ્તો આપોઆપ જડી ગયો કે, જાતે સુધરો, જાતે મજૂરી મહેનત કરવા મંડો; ગાંધીજીનો શબ્દ વાપરું તો, આત્મશુદ્ધિ કરો. પણ શી બાબતોની શુદ્ધિ કરવી? કોઈ ચોખ્ખી અને વહેવારુ બાબતો બતાવવી જોઈએ, જેથી તે મારફતે આખી પ્રજા એક બનીને પ્રયત્ન કરે, પોતે એક જબરી સામુદાયિક શક્તિ બની શકે.

આમ બધી રીતે જે પ્રશ્નો ઊઠે છે તેનો એક જવાબ ગાંધીજી આપે છે —રચનાત્મક કાર્યક્રમ. પ્રજાને પોતાના કલ્યાણનાં કામો તરફ વાળો, તેને માટે લોકમત કેળવો; તેને માટે લોકોમા પ્રેમ જગવો; તેને સારુ સંગઠન કરો; તેમાંથી સૌ તાલીમ પામો; તેમાથી પ્રજાની શક્તિ ઘડો.

ગાંધીજીના આ રચનાત્મક કાર્યક્રમની પાછળ આવી ગંભીર અને વ્યાપક વિચારણા તથા શક્તિ પડેલી છે. તેને જ પ્રતાપે ૨૦ વર્ષની અંદર આપણે અપાર કામ કરી શક્યા છીએ.

## તેરવિધ કાર્યક્રમ

રચનાત્મક કામની આ શક્તિ સમજવા હવે આપણે તેની તેર વિગતોને જોઈએ, તોપણ જણાશે કે તેમાં આખા દેશનાં અંગઅંગમાં ઠેઠ પહોંચાડી જાગૃતિ સાધવાની શક્તિ પડેલી છે. આ તેર વિગતો સામાજિક, આર્થિક, ધાર્મિક તથા સાંસ્કૃતિક, ઔદ્યોગિક, અને કેળવણી-વિષયક પણ છે; અને એમાથી યજ્ઞમાંથી પ્રગટતી શક્તિની જેમ, સ્વરાજ-શક્તિનું દિવ્ય પ્રગટશે, એમ ગાંધીજી કહે છે.

ગાંધીજીએ બતાવેલા તેરવિધ કાર્યક્રમની તેર વિગતો આ પ્રમાણે છે:

૧. કોમી ઐક્ય, ૨. અસ્પૃશ્યતા-નિવારણ, ૩. મદ્યપાન-નિષેધ, ૪. ખાદી, ૫. ગ્રામઉદ્યોગ, ૬. ગ્રામ-સફાઈ, ૭. આરોગ્ય-શિક્ષણ, ૮. પ્રૌઢ-શિક્ષણ, ૯. સ્ત્રીસેવા, ૧૦. નવી કે પાયાની કેળવણી, ૧૧. રાષ્ટ્રભાષા-પ્રચાર, ૧૨. માતૃભાષાપ્રેમ, ૧૩. આર્થિક સમાનતા.

હવે આપણે દરેક મુદ્દાને ક્રમવાર તપાસીએ.

**૧. કોમી ઐક્ય:** કોમી ઐક્યનો પ્રશ્ન આપણા ઇતિહાસમાં જેવો આજે છે એવો પહેલાં ન હતો. આજે તે પ્રશ્નનો ગોટો વાળવાનું માન આપણા પરદેશી રાજ-કર્તાને ભાગે જાય છે. અંદરઅંદર લડાવી મારી સામ્રાજ્ય જમાવ્યે રાખવું. એ પ્રાચીન રોમન રાજનીતિના પટ્ટ-શિષ્ય આપણા રાજકર્તાઓ લાગે છે. પણ રચનાત્મક કાર્યક્રમની ખૂબી જ એ છે કે, સામાનો દોષ સમજવો ખરો, પણ એમાં પોતાનો દોષ પહેલો જોવો, અને તે સુધારવા મંડી જવું. રચનાત્મક કાર્યક્રમમાં કોમી ઐક્યનું સ્થાન એ દૃષ્ટિએ અને એટલા માટે છે. જો આપણે વેળાસર ન ચેતીએ તો આપણી લડાઈ અપંગ રહેવાની છે. તેમાં હિંદુસ્તાન, પાકિસ્તાન, દ્રવિડિસ્તાન, દલિતિસ્તાન, એવાં અનેક સ્તાનો થશે અને ઝઘડા પણ ચાલતાં જ રહેશે.' અને એ અનેકસ્તાનયુક્ત હિંદ કદી સ્વતંત્રતા મેળવી શકે એમ કોઈને લાગે છે? એ કદી સ્વતંત્રતા નહિ મેળવે, કેમ કે દરેક પોતાનું જ હિત જોશે અને એ રીતે તેઓ કદી એક નહિ થાય. માટે આપણે જો સ્વાતંત્ર્ય મેળવવું હોય તો કોમી ઐક્ય મેળવવું જ જોઈએ.

**૨. અસ્પૃશ્યતાનિવારણ:** અસ્પૃશ્યતાનો સવાલ મુખ્યત્વે હિંદુધર્મીઓને લાગુ પડે છે. અને એ પાપ કોણ જાણે કયા જમાનામાં આપણા ધર્મમાં દાખલ થયું તે કોઈ ચોક્કસ કહી શકતું નથી. હિંદુધર્મના અનેક મહાપુરુષોએ એની સામે ઝુંબેશ પોકારી છે, છતાં તે હજાર-માથાળો રાક્ષસ હજી મરતો નથી. ગાંધીજીએ એમાં આપણા ધર્મનું જ મરણ જોયું અને લોકોને ચેતવ્યા. પરંતુ ગાંધીજીની કલ્પનાની અહિંસા જમાવવાને માટે પણ એ જરૂરી છે. એથી એમણે તેને હિંદુ સમાજની શુદ્ધિના ઉપાય તરીકે પણ કહેલું છે. વળી આજના રાજકીય વાતાવરણમાં અસ્પૃશ્યતા પણ કોમી ખેંચાખેંચનું રૂપ પકડે છે. એટલે જો આપણે કોમી ઐક્ય લાવી શકીએ તો અસ્પૃશ્ય ગણાતાં ભાઈબહેનો જરૂર સ્પૃશ્ય થવાનાં જ છે. જ્યાં સુધી આપણે એ સાડા આઠ કરોડનો તિરસ્કાર કરીને એમને આપણાથી દૂર રાખીશું, ત્યાં સુધી સ્વરાજ આપણી પાસે ઢૂંકવાનું સુધ્ધાં નથી.

**૩. મદ્યપાનનિષેધ :** આ વસ્તુ ચોખ્ખી આત્મશુદ્ધિની છે, એ બતાવવાની જરૂર નથી. બધી કોમો તથા ધર્મોનો મત પણ એક છે. પણ સરકારને માદક પદાર્થોમાંથી મોટી આવક છે, એટલે આ પ્રશ્ન સ્વરાજમાં પણ મહત્ત્વનો થાય છે. મદ્યપાન કરનારી એટલે કે કેફી વસ્તુનો ભોગ બનેલી કોઈ પણ પડેલી પ્રજા ઊઠી ન જ શકે. અને કેફી વસ્તુનો સેવનારો કેવી નીતિ જાળવી શકે છે એનો આપણને અનુભવ છે.

**૪. ખાદી :** ખાદીને ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમના મુખ્ય અંગ તરીકે ગણાવી છે.

એ કોઈ પણ વસ્તુનો નાશ કર્યા વિના નકામા વખતનો સદુપયોગ કરે છે.

આજકાલ આપણા દેશના ખેડૂતોને ૮ માસથી વધુ કામ હોતું નથી. તેઓ બાકીના ૪ માસ ગપ્પાષ્ટકમાં જ ગાળે છે. જો તેઓ રેંટિયો વાપરે તો તે ૪ માસ દરમ્યાન તેઓ કાંતીને સૂતર પેદા કરી શકે. વળી એ રીતે ગામના વણકરો, જે મિલનું સૂતર વણે છે અને જેમનો ધંધો લગભગ પડી ભાંગ્યો છે, તે પણ સજીવન થશે. ખાદી માટે રેંટિયો જોઈશે એટલે સુતારને કામ મળશે. ત્રાક જોઈશે એટલે લુહારને કામ મળશે, અને સૂતર વણવા માટે વણકરને કામ મળશે. આ રીતે ખાદી ગ્રામઉદ્યોગના મધ્યમાં બેઠેલી છે.

આજકાલ ખાદી કુલ ૨,૨૧,૧૦૦ માણસોને કામ આપે છે. તેમાં ૨૦ લાખથી વધુ મૂડી રોકાયેલી નથી.

આજકાલ મિલનું કાપડ બહુ જ વપરાય છે. કેટલાક એવી દલીલ કરે છે કે, 'મિલ તો આપણા દેશની છે. ને એ કાપડ કેમ દેશી ન કહેવાય?'

મિલ આપણા દેશની છે એ વાત સાચી. પરંતુ એનાં યંત્રો ક્યાંથી આવ્યાં? એ કાંઈ હિંદના એકાદ પ્રાંતમાં બનેલાં નથી. એ યંત્રના કેટલા પૈસા પરદેશ ગયા?

એનાં યંત્રો પરદેશથી આવે છે, અને એનું કામ પણ પરદેશીની જેમ પૈસા ચૂસવાનું છે. ત્યારે એ દેશી કેવી રીતે કહેવાય? ગાંધીજીએ એક જગાએ હિંદી ઉદ્યોગની વ્યાખ્યા આપતાં લખ્યું છે, 'કોઈ પણ ઉદ્યોગ હિંદી ત્યારે જ કહેવાય જ્યારે તે જનસમૂહને હિતકારી છે એમ પુરવાર થાય. અને તેમાં કુશલ કારીગર તેમ જ મજૂરો બંને હિંદી હોય. તેનાં મૂડી તેમ જ યંત્રો પણ હિંદી હોવાં જોઈએ. અને તેમાં કામ કરતા મજૂરોને પેટપૂરતી રોજી મળવી જોઈએ તેમને રહેવા માટે સુઘડ અને સગવડવાળાં ઘર હોવાં જોઈએ. અને મજૂરોનાં બાળકોના હિતને માટે ઉદ્યોગપતિએ સગવડ કરી આપવી જોઈએ.'

કેટલી મિલો ઉપરની વ્યાખ્યા પ્રમાણે ચાલે છે? એક પણ નહિ.

આથી આપણે મિલના સુંવાળા કાપડનો મોહ છોડીને, જેવી મળે તેવી પણ ખાદી જ વાપરવી જોઈએ.

વળી આજનું યુરોપીય યુદ્ધ ખાદીની કિંમત નવી જ રીતે આપણને બતાવે છે. આજે વિલાયતની મિલો આપણે માટે કાપડ તૈયાર કરવા નવરી નથી. અહીંની મિલો ઉપર જ આપણો આધાર રહે છે. કેટલાય બીજા દેશો અને સરકાર પણ હિંદની મિલ પાસેથી જ કાપડ લે છે. એ સ્થિતિમા કાપડના ભાવ ચડે છે. અને યંત્રો તો મળતાં નથી. ખાદીની સ્વાવલંબી શક્તિનો પુરાવો આથી કરીને દીવા જેવો સ્પષ્ટ દેખાઈ ગયો છે. ગામેગામ ફરતા રેંટિયાનો મિલની પેઠે દુશ્મન નાશ પણ નહિ કરી શકે.

**૫. ગ્રામઉદ્યોગ :** ખાદીની કલ્પનામાંથી જ વિકસેલો આ કાર્યક્રમ છે.

આજકાલ આપણા ગામડાંની સ્થિતિ અતિશય કરુણાજનક છે. ગામડાંના લોકોને ખાવાના પણ સાંસા છે. તેઓનો એક પણ ધંધો ચાલતો નથી. સુતાર, લુહાર, મોચી, સોની વગેરેના ધંધાની વસ્તુઓ પરદેશથી તૈયાર આવતી થઈ છે, એટલે તેઓ બેકાર થાય છે.

પહેલાં હાથછડના ચોખા વપરાતા; આજે તેની પણ મિલો થઈ છે. એટલે અનેક છડનારીનો-ખાંડનારીનો ધંધો ગયો છે અને તેઓ નિરાધાર બન્યાં છે.

પહેલાં ગામડાની શેરડીમાંથી ગોળ બનતો; આજકાલ ગોળને બદલે પરદેશથી આવતી ખાંડ વપરાવા લાગી છે. આ રીતે આપણા ગામડાના અનેક નાનામોટા ઉદ્યોગો પડી ભાંગ્યા છે. તેમની પાસે હવે કાચો માલ તૈયાર કરવાનો જ એક ઉદ્યોગ જીવતો રહ્યો છે. આખી વસ્તીને એના ઉપર જ નભવું પડે છે. એથી એ મૂળ ખેતીના ઉદ્યોગમાં પણ બરકત નથી રહેતી.

આ આખી સ્થિતિને આપણા પ્રજાકીય પુરુષાર્થથી સુધારવી હોય તો આપણને ગ્રામઉદ્યોગોને ખીલવ્યા વિના ચાલવાનું નથી.

૪-૧૪ મોટાં કારખાનાં કાઢ્યે આ સવાલનો નિવેડો આવે એમ નથી આપણી સામે તો બેકાર અને અધભૂખી કરોડોની ગ્રામજનતાને તરત કામે વળગાડવાનો પ્રશ્ન છે. એને તો ગાંધીજીની ખાદી-ગ્રામઉદ્યોગ-પદ્ધતિથી જ પહોંચી વળાય. એ પદ્ધતિ સ્વરાજની ઔદ્યોગિક નીતિ ઘડવાનો પણ દાવો રાખે છે, તેનું કારણ તેની આ વિરાટ શક્તિ છે. પરંતુ કમભાગ્યે આપણા લોકો યંત્રોદ્યોગની દારુણ, હિંસક, અને ચૂસણ બાજુથી એવા તો અંજાઈ ગયા છે કે, આ ઘર-દીવડાનું તેજ દેખી શકતા નથી. પણ પારકી માએ આછા જ પનોતા થવાય છે?

**૬-૭ ગ્રામસફાઈ અને આરોગ્ય શિક્ષણ:** રચનાત્મક કાર્યક્રમમાં લોકોની ઔદ્યોગિક જ નહિ, પણ શારીરિક સુખાકારી પણ વિચારાયેલી છે, તે આ બે વિગતો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ.

આ વિગતો એવી છે કે, આપણા લોકો થોડીક નિયમિત મહેનત અને સાવ સાદું સંગઠન બતાવે, તો કોઈ વિશેષ ખર્ચ વગર ઘણું થઈ શકે એમ છે. ગામડાની ગંદકી વર્ણવવાની જરૂર નથી. આરોગ્યના પ્રાથમિક નિયમોનું અજ્ઞાન અને તેના પાલનનો અભાવ પણ કેવાં છે તે આપણે જાણીએ છીએ. રસ્તા, પાણી, કૂવા, તળાવ, વગેરેની દશા પણ આપણને ખબર છે. ગામડાની આબાલવૃદ્ધ જનતા જો રોજ વીસત્રીસ મિનિટ પણ સાદો સહકાર યોજીને આપે, તો આપણા ગામડાંનો આ પ્રશ્ન તો આપણાં ગામડાંની ગંદકીની સાથે જ ઊડી જશે, અને દાક્તરની મદદ વિના પણ કેટલુંક આરોગ્ય તો આપોઆપ સુધારો. સહકાર અને સ્વાવલંબન તથા આરોગ્યના શિક્ષણનું દેશવ્યાપી કામ ઉપાડવાની શક્તિ આ બે વિગતોમાં કેવી ભારે પડી છે તે સ્પષ્ટ છે. એમ તો રચનાત્મક કાર્યની એકેએક વિગતની ખૂબી છે કે દેશવ્યાપી કામની સાથે જનતાનું શિક્ષણ પણ તે સાધે છે. સ્વરાજ્યની કેળવણીની આના કરતા વધારે સાધક શાળા બીજી કોઈ ભાગ્યે જ મળી શકે.

તેરવિધ કાર્યક્રમની બાકી રહેતી ૭ બાબતોમાંની નીચેની ૪ તો સીધી રીતે શિક્ષણની જ છે.

**૧. પાયાની કેળવણી, ૨. પ્રૌઢ શિક્ષણ, ૩. રાષ્ટ્રભાષાપ્રચાર, ૪. માતૃભાષાપ્રેમ.**

આ ચાર વિગતો ગાંધીજીએ ૧૯૧૫ થી રાષ્ટ્રીય કેળવણીને ખાતર કરેલા પ્રયોગોમાંથી નીતરી આવેલી છે વિદ્યાપીઠની સ્થાપના એ જ પ્રયોગનું એક અંગ છે. આપણે જાણીએ છીએ કે આ ચારે વસ્તુઓ અને રાષ્ટ્રીય ઉદ્યોગ વિદ્યાપીઠનાં ધ્યેયોમાં મુખ્ય સ્થાન ભોગવે છે.

આમ-જનતાની કેળવણીને ભોગે અમુક વર્ગોની કેળવણી પાછળ આજે પાર વગરનો ખરચ અને ખટપટ કરાય છે. પરંતુ સ્વરાજમાં એ ન શોભે સાર્વત્રિક દેશવ્યાપી શિક્ષણ સ્વરાજમાં હોય. તે મફત અને ફરજિયાત બને. પાયાની કેળવણીનો વિચાર આ રીતે ઉત્પન્ન થયો. એને માટે ધન જોઈએ. ગાંધીજીએ કહ્યું, હાથપગની અટલે કે નાના નાના હુન્નર ઉદ્યોગોની કેળવણી એ શિક્ષણનો બહુ આવશ્યક ભાગ છે. એ કેળવણીની આસપાસ અને બાળકને તેની આસપાસના સમાજનું તથા કુદરતનું પ્રત્યક્ષ જ્ઞાન કરાવે એવી રીતે જો શીખવવામાં આવે, તો તે બાળક પોતાના હાથપગ કેળવશે, પોતાની આસપાસના જીવનમાં ઓતપ્રોત બની અનુભવે શીખશે, અને કુદરતને વિજ્ઞાન મારફત સમજવાથી આનંદ પણ લૂંટશે એટલું જ નહિ, પણ એના ઉદ્યોગમાંથી સંપત્તિ પણ નીપજશે અને એ ઉપરથી ગાંધીજીએ કહ્યું કે, બાળક સાત વર્ષ ભણે તો તેટલા વખતમાં કુલ એટલી સંપત્તિ પેદા કરશે કે જેમાંથી તેના શિક્ષકનું ખર્ચ તો લગભગ નીકળી રહે. પછી મકાન વગેરે સ્થાયી ખર્ચની જ પ્રજા અને સરકારે જોગવાઈ કરવાની રહે. ગાંધીજીનું આ રચનાત્મક કામ આજે નવું છે. એનો પ્રયોગ કેટલાક પ્રાંતોમાં ચાલે છે. આપણે ત્યાં આ પ્રયોગ બહારના લોકોને લાગે છે એવો અજાણ્યો કે વિચિત્ર નથી. આપણા ઉદ્યોગથી કાંઈક ઉત્પન્ન તો કરી શકાય એ તો આપણા વિનય મંદિરનો અનુભવ છે. પાયાની કેળવણીની આ બાબતને ગાંધીજીએ તો પોતાની હિંદને મોટામાં મોટી ભેટ કહી છે. સ્વરાજની ભાવી પ્રજાને ઘડવા માટે કયા પ્રકારની કેળવણી આપણા લોકોને ખપે, એનું ગાંધીજીનું આ સ્વપ્ન કહેવાય.

આપણા દેશમાં એક છેડે કરોડો બાળકો જેમ અજ્ઞાન છે તેમ બીજે છેડે કરોડો પ્રૌઢ લોકો પણ છે. તેઓ અભણ છે એટલું જ નહિ, પરંતુ સમજવા જેવી કેટલીયે બાબતો જાણતા નથી. સ્વરાજ ભોગવવા માગતી પ્રજાના પ્રૌઢ લોક આવા નહિ રહી શકે સ્વરાજની અહિંસક લડતમાં તેવા લોકો પોતાનો ફાળો ન આપી શકે, તેથી તેવાનું શિક્ષણ શિક્ષિત લોકોએ સંભાળી લેવું જોઈએ. તો સ્વરાજની નાનીસૂની તૈયારી ન થાય. આમ પ્રૌઢ-શિક્ષણ પણ રચનાત્મક કાર્યક્રમમાં એક ભારે ક્રાંતિકારી શક્તિ ધરાવની વિગત છે. અને પાયાની કેળવણીની પેઠે તે તરફ આપણું ધ્યાન હમણાં હમણાં વધારે ગયું છે.

રાષ્ટ્રભાષા અને સ્વભાષા એ રચનાત્મક કાર્યક્રમની મોટી સાંસ્કૃતિક બાબતો ગણાય. એમાં ચાલુ અંગ્રેજી કેળવણી ઉપર ભારે ટીકા પણ રહેલી છે. બાકી માતૃભાષાનો પ્રેમ કોઈ પણ દેશમાં રચનાત્મક કાર્ય તરીકે હોઈ શકતો હશે? માતાનો પ્રેમ એ રચવાની વસ્તુ હોય કે સ્વાભાવિક હોય? પરંતુ આપણે ત્યાં માતૃભાષાનો પ્રેમ આપણા દેશનાગરિકોને રચવો પડે છે તેનું કારણ અંગ્રેજી કેળવણી છે. અંગ્રેજીએ શિક્ષણના માધ્યમ તરીકેથી પણ સ્વભાષાને ખસેડી મૂકી છે. એટલે જે કાંઈ ભાંગી-તૂટી કેળવણી મળે છે તે પણ અંગ્રેજી માધ્યમને લીધે આગળ પ્રસરતી નથી. એટલું જ નહિ, પણ અંગ્રેજી ભણેલા અને નહિ ભણેલાના ઉચ્ચનીચભાવવાળા વાડા બની ગયા છે આ જો ટળે તો એક ભારે મોટી ક્રાંતિ શિક્ષણક્ષેત્રમાં થાય એ ગાંધીજીએ ૨૦ વર્ષ દરમ્યાન કાંઈક તો પદાર્થપાઠરૂપે બતાવ્યું છે. અને હજી તો આ બાબતમાં એમનો પ્રયત્ન પારોઠામાં પડેલો પૂણી જેટલો જ કહેવો છે.

એવું જ રાષ્ટ્રભાષાને માટે પણ કહી શકાય. કેટલાક લોકો ભોળપણમાં કહે છે કે અંગ્રેજી રાષ્ટ્રભાષા

છે અને હોઈ શકે. પણ એક સાદા લેખાથી આ પોળપણું તો તરત સમજાઈ જાય છે. અંગ્રેજી શિક્ષણને કેટલાં વરસ થયાં? છતાં કેટલા લોક અંગ્રેજી ભણતા થયા? એનો હિસાબ કરો તો તરત ઉપરના લોકોના મતનું પોકળપણું જણાઈ આવશે. સામેથી હવે હિંદુસ્તાનીની શક્તિ જોઈએ. લગભગ ૧૫ કરોડ લોકની તો એક યા બીજા પ્રકારની હિંદુસ્તાની માતૃભાષા છે. અને શીખવામાં તે કેવી સહેલી છે તે દક્ષિણ ભારતની હિંદીપ્રચાર સભાના કામ ઉપરથી જણાય છે. કોઈક દાયકાની અંદર તો આ સભાએ દક્ષિણ ભારતનાં લાખો ભાઈબહેનોને હિંદી શીખવી દીધી છે. અને દક્ષિણ ભારતની ભાષાઓ તો સંસ્કૃત કુટુંબની નહિ છતાં. ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, ઓરિસા એ પ્રાંતોમાં તો સંસ્કૃત કુટુંબની ભાષાઓ છે. તેમને તો હિંદુસ્તાની શીખતાં તેથીય ઓછી વાર લાગે. સદ્ભાગ્યે આજે રાષ્ટ્રભાષા તરીકે હિંદુસ્તાની લગભગ સૌ કોઈ સ્વીકારે છે. પણ આપણી કોમી એકતા નહિ હોવાથી હિંદુ-મુસલમાનો કેટલાક પ્રાંતોમાં રાષ્ટ્રભાષાના સ્વરૂપ વિષે પણ નાહકના ખેંચાખેંચી કરે છે. એ તો કોમી એકતા સધાવાની સાથે આપોઆપ બંધ થશે. ત્યારે એક રાષ્ટ્રભાષા દેશની એકતા સાધવામાં પણ મદદ કરશે. અંગ્રેજી કદાચ સરકારી અને ધનિક લોકોને માંહોમાંહે સંબંધ કરી આપતી હશે, પરંતુ હિંદુસ્તાની તો ખરેખર રાષ્ટ્રની એટલે કે તેની આમજનતાની વચ્ચે સંબંધ બાંધી આપશે. એટલે રાષ્ટ્રભાષા તો એ જ. અંગ્રેજી રાજભાષા હોવાથી અત્યારે આ દીવા જેવું નથી દેખાતું પણ જો પ્રજા રાષ્ટ્રભાષાનો પ્રચાર સમજપૂર્વક કરે, તો તે સ્વરાજની પણ શક્તિ આપણને આપે. ગાંધીજી હિંદીમાં બોલે તો ઉત્તરની જનતા કેળવાય કે અંગ્રેજીમાં બોલે તો? આ ઉપરથી પણ રાષ્ટ્રભાષાના પ્રચારની સ્વરાજ-દૃષ્ટિએ કિંમત ચોખ્ખી થાય છે.

છેવટે બે વસ્તુઓ રહે છે તે પણ એટલી જ જબરી શક્તિવાળી છે.

## ૯ સ્ત્રી-ઉન્નતિ

સ્ત્રી અને પુરુષને ગાંધીજી સમાજરૂપી ગાડાનાં બે પૈડાંની ઉપમા આપે છે. અને કહે છે કે એક જ પૈડું મજબૂત હોય તો તે ગાડું કેવી રીતે ચાલી જ શકે? આ સચોટ રૂપકથી ગાંધીજીએ પોતાની સ્ત્રી-પુરુષની સમાનતાની કલ્પના આપી દીધી છે એમણે અહેજે સહેજે અને પોતાના આશ્રમમાં રહી એક પદાર્થપાઠરૂપે સ્ત્રીજાતિની ઉન્નતિ માટે કેટકેટલાં કામોનો રસ્તો બતાવ્યો છે! એક રેંટિયાની વસ્તુમાં પણ એમણે હિંદની સ્ત્રીશક્તિની ઉન્નતિની જે તાકાત ભરી છે, તે કોણ ના કહી શકે એમ છે? સત્યાગ્રહની લડતોમાં સ્ત્રીઓને પણ ભાગ લેવા નોતરીને એમણે નાના મોટા કેટકેટલા સુધારાઓ કર્યા છે! સ્ત્રીની ઉન્નતિમાં બાળકોની કેળવણીની અને કુટુંબની પણ ઉન્નતિ રહેલી છે એ પણ એમની નજર બહાર નથી રહ્યું. ૧૯૨૦ના જમાનામાં સ્ત્રીની ઉન્નતિ જેવો કોઈ અલગ કાર્યક્રમ બનાવવામાં આવ્યો નહોતો. ત્યારે ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, રાષ્ટ્રીય કેળવણી અને કોમી એકતા, એમ ચાર મોટી બાબતો ગણાતી. અત્યારે અપાતી તેર બાબતો એમાં ઓતપ્રોત પડી હતી. સ્ત્રીની ઉન્નતિ આજે આપોઆપ એવી ચોકી તરી આવેલી વિગત થઈ છે કે એને એક સ્વતંત્ર સ્થાન આ કાર્યક્રમમાં આપી શકાયું છે. ગાંધીજીએ સત્યાગ્રહની લડતથી સ્ત્રી-ઉન્નતિને માટે પ્રબળ ભૂમિકા તૈયાર કરી છે. અને એ ઉન્નતિ દેશની નાની મોટી સેવાઓ કરતાં કરતાં જ સ્ત્રીઓ સાધી શકે છે એમ એમણે દેખાડયું છે. વિલાયતમાં સ્ત્રીઓને પોતાની ઉન્નતિ અર્થે પુરુષો સાથે ઝઘડવું પડયું. એવી નામોશીભરેલી સ્થિતિ હિંદમા નથી એનું કારણ ગાંધીજીની સ્ત્રી-ઉન્નતિ સાધવાની અજબ પદ્ધતિ જ છે. આ વિષયમા ગાંધીજીએ શું શું સાધ્યું છે, તેના કયા કયા સિદ્ધાંતો અને મર્યાદાઓ પોતે બાંધી આપ્યાં છે, એ બધું એક જબરો મોટો વિષય છે. એને આપણે અહીં આગળ છેડી શકીએ નહિ.

## ૧૩. આર્થિક સમાનતા

છેવટે ગાંધીજીએ પોતાના કાર્યક્રમમાં મૂકેલી વસ્તુ આર્થિક સમાનતાની છે. આ મુદ્દાથી કેટલાક લોકો ચમક્યા પણ હતા. આ મુદ્દો સામાન્યપણે સમાજવાદી કાર્યક્રમમાં હોય અને ગાંધીજી ક્યાં સમાજવાદી છે? આવી કંઈક સમજથી કેટલાક લોક એ મુદ્દો જોઈ અચંબો પામ્યા હશે. પણ જો ગાંધીજીનું જીવન જોઈએ તો ગરીબો સાથે તદ્રૂપ થવાનો એમનો પ્રયત્ન અને અપરિગ્રહ એ જીવનભર જોવામાં આવે છે. એ વાત ખરી કે એક મુદ્દા તરીકે સમાનતાને આજે તે રજૂ કરે છે, પણ એની વસ્તુ તો તે હંમેશ ચલાતા આવેલા છે એમના આખા રચનાત્મક કાર્યક્રમમાં પણ એ જ સમાનતાની સાધના રહેલી છે. એમને અને સમાજવાદીઓને એક મોટો ફેર છે તે એ કે, સોના જેવો સાચો સિદ્ધાંત પણ તે કદી હિંસાથી કે બળજોરીથી આગળ વધારવા ઇચ્છતા જ નથી, કેમ કે એ રીતે તે સિદ્ધાંત નહિ પણ હિંસા જ આગળ વધશે, એમ તેઓશ્રી માને છે.

સમાજવાદી લાગ હોય તો હિંસાથી પણ પોતાના પ્રિય સિદ્ધાંત લોક પર ઠોકી બેસાડવા તાકે. એટલો ફેર બાદ કરો તો, ગાંધીજી સક્રિય સમાજવાદી છે, અને જે સમજે તે દરેકને બીજાની કે સરકારની વાટ જોયા વગર સમાનતા તરફ પગલાં ભરતા જવા પ્રેરે છે.

આ સમાનતા એટલે રૂપિયા આના પાઈની

સમાનતા નહિ, પરંતુ કીડીને કણ ને હાથીને મણ એ ન્યાયની સમાનતા.

**ઉપસંહાર**

આમ ટૂંકમાં ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમના તેર મુદ્દાઓની ભૂમિકા આપણે જોઈ

તેને અર્થે કામ કરવા માટે અને સ્વતંત્ર રીતે પણ અનેક સંસ્થાઓ અને મંડળો ઊભાં થયાં છે અને કામ કરે છે. એ બધાં મંડળો અને સંસ્થાઓએ પોતપોતાનું કાર્ય કરવા દ્વારા પ્રજામાં આપોઆપ વિચારપલટો પણ કર્યો છે. આમાંથી સ્વરાજ-પ્રેમની જ્યોત તો જરૂર જાગી છે, પણ તે પ્રમાણમાં કામ નથી થયું. તેરમાંથી એક બે વિગતો પણ ઠીક ઠીક સધાય તોય ખૂબ શક્તિ જાગે. કેમ કે આ કાર્યક્રમની ખૂબી જ એ છે કે, એક વિગત કરવા જાઓ તો તેનો લાભ બીજીને મળે જ. એથી જ ગાંધીજી ખાદીને આ આખા કાર્યક્રમનો સૂર્ય અને બીજા બધાને તેનું ગ્રહમંડળ કહે છે. રાષ્ટ્રનો ઉદ્ધાર એક સમન્વિત વસ્તુ છે. રચનાત્મક કાર્યક્રમ તેને તેર કે વધુ વિગતોમાં વહેંચે છે. તે કામની સરળતાને ખાતર. બાકી એમાં તો ગાંધીજીએ પોતાની સ્વરાજની અને તે મેળવવાનાં સાધનોની કલ્પનાનો, કાર્યની ભાષામાં અર્થ કરી આપ્યો છે. આ કરો તો હિંદનું બાકીનું બધું તો હસ્તામલકવત્ છે, એવો જે એમનો દાવો છે તે પણ આથી જ કરીને. ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ ત્યારે આવી મહાન વસ્તુ છે.

# ગૂ૦ વ૦ સો૦નું વાર્ષિક વ્યાખ્યાન

આ વર્ષનું ગૂ૦ વ૦ સો૦ નું વાર્ષિક વ્યાખ્યાન,* તેનાં અભ્યાસ અને મહેનત પૂરતું પણ, તે અગાઉનાં બે-ત્રણ વર્ષોનાં વ્યાખ્યાનોની સરખામણીએ નોખી ભાત પાડે છે. ૪૪ મોટાં પાનના એ વ્યાખ્યાનમાં શ્રી. વિશ્વનાથ ભટ્ટે જે અભ્યાસ અને વિવેચનપ્રેમ રેડ્યાં છે, તેને માટે સૌ સાહિત્યપ્રેમીઓ એમને ધન્યવાદ આપશે.

શ્રી. વિશ્વનાથે એમાં એ બતાવવાનો સફળ પ્રયત્ન કર્યો છે કે, 'સરસ્વતીચંદ્ર' એ આપણો મહાગ્રંથ આપણા સાક્ષર-જીવનના 'પંડિતયુગનું મહાકાવ્ય' છે. તેમાં ચિંતન જેટલું જ સમર્થ સર્જન પડેલું છે; તે ગ્રંથ આજે ઉપેક્ષાય છે એ આપણા યુગને જ માટે ઘસાતી વાત ગણાય. એ ગ્રંથ તો 'આપણા નવલકથા-સાહિત્યનો નગાધિરાજ' છે. . . . 'એની સામે ભલે ગમે તેટલા પ્રહારો કરવામાં આવે, તોપણ તે ચિરંજીવ જ રહેવાનો છે.'

વ્યાખ્યાતાનો આભાર માનવાને નિમિત્તે શ્રી. રા૦ વિ૦ પાઠકે નવયુગ માટે એક કસોટી રેખી: 'આ તો નવો જમાનો છે; તે જૂનાં જરીપુરાણાં ચોપડાંમાં બહુ કીમતી કશું નથી ભાળતો,' એવું માનનાર વર્ગને તેમણે પડકાર કર્યો કે, તો પછી તમે નવ-યુગીન લોકો તમારાં નવાં ચશ્માં વડે એ ગ્રંથને નવેસર મૂલવી બતાવો; તેમ કર્યા વગર તમારો દાવો સિદ્ધ નથી.

પરંતુ નવો જમાનો જૂના જમાનાની આ કસોટી પણ કેમ માનશે? નવા જમાના પાસે નક્કર એવું કશું હજી ક્યાં આવ્યું છે કે તેને એ પોતાનો નિકષ કરી શકે? દરમિયાન આ જમાનો એક વાત સમજ્યો છે કે, અમને ન રુચે તે અમને ન ખપે. શા માટે અમુક અમને નથી રુચતું તે અમે ન તપાસીએ. અમુક અમને ન રુચે એટલે બસ; એમાં પછી શ્રેય નહિ જ હોય; બીજું કાંઈ નહિ તોય એમ ન વર્તવાથી 'કૉમ્પ્લેક્સ'—મનોગ્રંથી તો બંધાય જ. (રસ-ચટકો પોતે જ 'કૉમ્પ્લેક્સ' કે મનોગ્રંથી બની બેસે, પછી નવાની જરૂર પણ ન રહે.) આ યુગ કહી શકે કે, શ્રેય પ્રેયને અમે તો એક કરી દીધું છે; કાકાસાહેબ પેઠે અમને પ્રાર્થના કરવાની જરૂર નથી કે, હે પ્રભુ, શ્રેય અમને પ્રેય થજો.

**સરસ્વતીચંદ્રની પુરુષાર્થહીનતા**

શ્રી. વિશ્વનાથે ઉપરના એમના વ્યાખ્યાનમાં એક વાત કરી (અને એવી બીજી પણ અનેક આકર્ષક બિનાઓ એમાં છે,) તે મને નવી ખ્યાલમાં આવી. આ લાંબું સરસ્વતીચંદ્ર-પુરાણ થોડાક માસની કથા છે. મહાભારતનું યુદ્ધ ૧૮ દિવસ જ ચાલ્યું એ કબૂલ કરતાં જેવી માનસિક મુશ્કેલી પડે છે, એવી ઉપરની વાતમાં રહેલી છે. આટલા માસ સરસ્વતીચંદ્ર રખડ્યો, પણ તે મોટે ભાગે મનોભૂમિમાં. તે રખડ્યું ખરો, પણ સ્વપ્નની જેમ માનસ-સૃષ્ટિમાં. સ્વપ્ન જેમ ત્યાં પણ કદાચ કાલગણના જુદી પ્રતીત થતી હોય.

આ રખડપટ્ટીથી સરસ્વતીચંદ્ર કેટલો કેળવાયો! એણે અનેક વિચારો સાંભળ્યા, ચર્ચ્યા, એનાં પ્રમાણો

* 'પંડિતયુગનું મહાકાવ્ય'—સરસ્વતીચંદ્ર. વ્યાખ્યાતા—વિશ્વનાથ મ. ભટ્ટ. તા. ૧૪-૯-'૪૧, અમદાવાદ.

આપ્યાં સાંભળ્યાં, વગેરે. જેમ આજની યુનિવર્સિટીનો ફિલસૂફીનો પારંગત (M. A.) કરે એમ. પ્રશ્ન એ છે કે, એ બધાથી એ 'રખડુ ફિલસૂફ' જીવનમાં કેટલો ઘડાયો? 'જહાંગીરી ને ફકીરી' વચ્ચે ઝોલાં ખાતો એ ભણેલો નવજુવાન છેવટે ઝોલાં ખાતો મટયો? મટયો તો કયાં જઈને ઠર્યો? જીવનમાં વૈરાગ્યથી રંગાયેલો દેખાતો, શ્રીમંતનો એ લાગણિયાળો દીકરો છેવટ વૈરાગી તો ન જ રહ્યો; પણ હતોય ખરો? વૈરાગ્યનું પણ એક કાવ્ય — નિરાશાની કરુણતાવાળું એક પ્રેમચિત્ર — કરીને એમાં જ કદાચ એ રાચતો રહેલો નથી લાગતો? એનામાં એક પ્રકારના વેવલાપણાથી કે રોતલતાથી વિંધાયેલ – ઘવાયેલ માણસની પુરુષાર્થ-હીનતા નથી જોવામાં આવતી? જીવનના ધ્યેયની બાબતમાં પણ છેવટ સુધી એ રખડેલ જ નથી રહ્યો? અંતે, પ્રકૃતિ પર — જાત પર જઈને ઠરે છે અને આખી રખડપટ્ટી એક રમ્ય મનોરંજન ને કરુણ કાવ્યાનંદ જેવી જ નથી રહી જતી? આ એક ચર્ચવા જેવો પ્રશ્ન છે.

**'સરસ્વતીચંદ્ર'ની અમરતા શી?**

આ વ્યાખ્યાનમાં શ્રી. વિશ્વનાથે મુખ્ય પ્રયત્ન એ સિદ્ધ કરવાનો કર્યો કે, 'સરસ્વતીચંદ્ર'ની ઉપેક્ષા થવી ન જોઈએ; આજે પણ તે ગ્રંથ ભુલાવો ન ઘટે. ગ્રંથો ચિરંજીવી બને છે તો તેમના કશાક અમર સંદેશ કે અમર રસ-બીજને લઈને. 'સરસ્વતીચંદ્ર'માં આમાંનું કાંઈક હોય તો, તેને માટેની આજે દેખાતી ઉપેક્ષા તો આજના ગેરસુકાન સંધિકાળના ડહોળાટની જ એક નિશાનીરૂપ નીવડશે. એટલે સવાલ તો એ છે કે, આ ગ્રંથનું રસબીજ યા સંદેશ હોય તો તે શું છે? ને તે અમર છે? તેની વાર્તાનો રસ સદાથી પર છે? તેનો નાયક કોઈ જીવનના પાસાનો અમર પ્રતિનિધિ છે? આ એક પ્રશ્ન સ્વાભાવિકપણે ઊઠે છે.

'સરસ્વતીચંદ્ર' આપણા દેશમાં નવી સ્થપાયેલી યુનિવર્સિટી-કેળવણીના ફળરૂપ, એક શિક્ષિત, વિદ્યાવ્યાસંગી, અને વિચારક પુરુષની કૃતિ છે. એમાં એની કિંમત તથા એની મર્યાદા બેઉ આવી જાય છે. એવા માણસે જે 'સરસ્વતીચંદ્ર' ચીતર્યો છે, તે હિંદની એક અંગ્રેજી-યુનિવર્સિટીની પેદાશનો નમૂનો છે. પરંતુ એ યુનિવર્સિટી ૧૯ મા સૈકાની છે. ત્યારે તેમાં નવીનતાનું કૌતુક હતું, તેમાં અભ્યાસ હતો, પંડિતાઈ હતી; ભણતરને, નોકરી જોડે આજ જેવી સગાઈ થવાથી, અધોગતિ નહોતી મળી. ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રમાં વિદ્યાવ્યાસંગ છે; વિદ્યા-પ્રાપ્ત સત્યથી જીવન ઘડવું જોઈએ એવી ઝાંખી સમજ પણ ઘટાવી શકાય. પણ તેને માટેની જરૂરી ઉગ્રતા કે સાધકતા જ નથી દેખાતી; અને અતિ-ભણતરથી યુનિવર્સિટીમાં આજે પણ આવી જતી જોવા મળે છે એવી, દુવિધા કે નિશ્ચય-બુદ્ધિની કુંઠિતતા યા હ્રાસ એનામાં જોવા મળે છે. યુનિવર્સિટીના વિપાકનો આવો નમૂનો જ જો કાયમ નથી રહ્યો, તે કથળ્યા જ કર્યો છે, તો તે નમૂનાનો પૂર્વજન્મ ચીતરનાર તરીકે તેનો ગ્રંથ એક પુરાતત્ત્વ તરીકે મદદગાર થાય; પરંતુ એટલામાત્રથી અમરતા કેવી રીતે મેળવી શકે? આપણી પ્રજાનું કયું સ્વભાવ-લક્ષણ એમાં અંકાયું કે તેને મહાકાવ્યની અમરતા મળી શકે?

પણ કદાચ શ્રી. પાઠકે કહ્યું તે સાચું હોય કે, યુગકાર ગ્રંથોમાં તેમની યુગનિર્માણશક્તિ ભવ્ય છે અને તે તો યુગે યુગે પ્રતિષ્ઠા પામે જ છે. શ્રી. વિશ્વનાથે આ વ્યાખ્યાન આપ્યું એ જ આ વિધાનનો પુરાવો ગણી શકાય. અને એ યુગનિર્માણશક્તિનો યુગે યુગે અર્થ કરાય, તે ચર્ચાય, અને જીવનપરંપરા પૂર્વાપર અનુબદ્ધ રહે, એમાં જે અમરતા રહેલી છે, એવી ઇતિહાસરૂપતા અથવા ઇતિહાસ-સાધ્ય જીવંતતા 'સરસ્વતીચંદ્ર'માં છે. પણ તે ભણેલાઓ અને અંગ્રેજી જ ભણેલાઓ માટે ગમ્ય છે, એ એનું એક મોટું મર્યાદા-લક્ષણ પણ છે. આજનો જમાનો અને આજના જીવનપ્રવાહોનો ઝોક એ મર્યાદા વટાવીને આખા સમાજને વ્યાપવા તરફનો છે. જોકે, શ્રી. વિશ્વનાથ જે ઉપેક્ષાની ફરિયાદ કરે છે, તે એ સમાજ તરફની નથી, પરંતુ શિક્ષિત નહિ પણ સાહિત્યિક સમાજમાં દેખાતી ઉપેક્ષાની વાત કરતા હોય એમ લાગે છે.

ગુજરાતના સાહિત્ય-જીવનની બહારના જીવનમાં 'સરસ્વતીચંદ્રે' ક્યાં ને કેટલો પ્રવેશ કર્યો છે, એ પણ એક તપાસવા અને તાગવી બતાવવા જેવો મુદ્દો છે. આજ કેટલા લોક, રામાયણ મહાભારતનાં પાત્રો પ્રસંગોની જેમ, 'સરસ્વતીચંદ્ર'માંથી કાંઈક સહેજે ઉલ્લેખતા હશે? સામાન્ય જનતામાં તો

આમાંનું કાંઈ ન મળે; પણ ભણેલી જનતામાં આ પ્રકારે આજે કેટલું ચિરંજીવ બનીને રહ્યું હશે?

**'સરસ્વતીચંદ્ર'નાં અશ્લીલ ચિત્રો**

શ્રી. વિશ્વનાથે આ મહાપુરાણમાં આવતાં અશ્લીલ ચિત્રોની યાદી પણ આપી છે, અને તે પરથી તે તારવી બતાવે છે કે, એ ચિત્રો ૪થા ભાગ સુધીમાં ક્રમશઃ કમી થઈ, તે ભાગમાં લગભગ નહિવત્ રહે છે.* આજના પોતાને વાસ્તવવાદી મનાવતા લેખકોની કૃતિઓમાં અશ્લીલતા જેમ પ્રધાનપદે હોય છે અને તે તે કૃતિના રસને માટે કેટલીક વાર તો આધારરૂપ હોય છે, તેવી રીતે આ ચિત્રો પ્રસ્તુત મહાપુરાણમાં નથી. ત્યારે છે શું કામ? વાર્તા કે વસ્તુની સજાવટને માટે એ બધા પ્રસંગો જરૂરી છે? કે પછી એના હીન રસને જ ખાતર? આ પણ એક ચર્ચવા જેવો મુદ્દો ગણાય.

જો એમ લાગે કે ક્યાંક તો એ ચિત્ર-પ્રસંગો—અને કેટલાક એવા છે—વાર્તાપ્રવાહ માટે જરૂરી નથી લાગતા, તો તે શા સારુ ત્યારે નંખાયાં હશે? એવાં કથાનકો મૂકીને લેખકે શું તાક્યું હશે? અને ગોવર્ધનરામ આજના જમાનાના વાસ્તવવાદી તો નહોતા. કે પછી આ ઉપરથી, આજ જોવા મળતી વાસ્તવદંભી અશ્લીલતાની જોડે એમનાં એ ચિત્રો દ્વારા મુગ્ધ સંબંધ સાંધી શકાય તો, આજનો વાસ્તવવાદ પોતાનું મૂળ કાંઈક રૂપે તે મહાપુરાણમાં પણ બતાવી શકે ખરો? કૃતિનું રસબીજ ઇંદ્રિયારામ કે સ્થૂલ ઇંદ્રિયગમ્ય ભોગોને અપીલ કરીને જો જીવતું રહે, તો તે કૃતિ કલામાં ખપે નહિ; તેને કલા ગણો તોય તે હલકા પ્રકારની જ ગણવી જોઈએ. આમ જો વિવેચકો ઠરાવે તો 'સરસ્વતીચંદ્ર'ના પ્રસ્તુત ભાગો ગ્રામ્ય—બજારુ (vulgar) રસવૃત્તિના ન ગણવા જોઈએ?

'સરસ્વતીચંદ્ર'નું પરીક્ષણ આજે આવા પ્રકારનાં વિવિધ દૃષ્ટિબિંદુએ પણ કરવા જેવું ગણાય. મ૦

*આ કમીપણું વાર્તા-રસના કમીપણા જોડેના પ્રમાણમાં થતું જાય છે એ પણ યાદ કરવું જોઈએ. વાર્તા વધતી નથી, ભાગે ભાગે ક્ષીણ થતી જાય છે, ને તેની જગા ચિંતન લેતું જાય છે. અશ્લીલતાનું આ પ્રમાણ વાર્તા જોડે ચાલે છે એ પણ નોંધવું જોઈએ. જાણે અશ્લીલતા વગર વાત જામે નહિ!

# બંગાળાની દશા—૧૭૫૭-૭૨

[સ્વ. રમેશચંદ્ર દત્તકૃત 'હિંદની ગરીબાઈનો ઇતિહાસ'—એનું પ્રાસ્તાવિક પ્રકરણ ઑગસ્ટના અંકમાં પ્રસિદ્ધ કર્યું હતું. તેના ૧લા પ્રકરણનો પહેલો હપતો આ છે.]

## ૧

[ઈ. સ. ૧૭૫૭–૧૭૬૫]

સિત્તેર હજાર પાઉંડની મૂડીથી હિંદુસ્તાનમાં વેપાર કરવા માટે ઈ. સ ૧૬૦૦માં સ્થપાયેલી ઇંગ્લંડની ઇસ્ટ ઇંડિયા કંપની હિંદુસ્તાનની માલિક કેવી રીતે બની બેઠી, તેનો ઇતિહાસ અગત્યનો તથા બોધક છે. પરંતુ આ પુસ્તકનો વિષય જુદો છે. આ પુસ્તકમાં તો હિંદુસ્તાનમા અંગ્રેજ રાજ્યની સ્થાપનાથી માંડીને, તે રાજ્ય હેઠળ હિંદુસ્તાનના લોકોની થયેલી આર્થિક સ્થિતિનો ઇતિહાસ આપવાનો છે. રાજકીય ઇતિહાસની કથા આ ઇતિહાસમાં ખપ જેટલી અને તે પણ ટૂંકમાં જ આવશે.

ઇસ્ટ ઇંડિયા કંપનીની રાજકીય તવારીખમાં શરૂઆતની ત્રણ તારીખો અહીં પ્રથમથી નોંધતા જઈએ: ઇસ્ટ ઇંડિયા કંપનીએ મદ્રાસમાં સેન્ટ જ્યૉર્જનો કિલ્લો ઈ. સ. ૧૬૩૯માં બાંધ્યો; મુંબઈ બેટ ખરીદીને તેમાં પોતાની કોઠી ઈ. સ. ૧૬૮૭માં ખસેડી; અને બંગાળાનું મુખ્ય થાણું ઈ. સ. ૧૭૦૦માં કલકત્તામાં સ્થાપ્યું. એ ત્રણે પ્રદેશોનો રાજકીય ઇતિહાસ પણ અલગ અલગ જ સમજવો પડે છે; તે પ્રદેશોના આર્થિક ઇતિહાસનું પણ તેમ જ છે.

પ્રથમ આપણે બંગાળાથી શરૂઆત કરીએ.

અઢારમા સૈકામાં દુનિયાના બીજા ભાગોની જેમ હિંદુસ્તાનમાં પણ રસ્તાઓ કે નદીઓ મારફત માલ લાવવા લઈ જવા ઉપર મુલકી જકાત લેવામાં આવતી. પરંતુ, ઇસ્ટ ઇંડિયા કંપનીને દિલ્હીના બાદશાહ પાસેથી ઈ સ. ૧૭૧૬માં મળેલા ફરમાન અનુસાર કંપની પોતાનો જે માલ બહારથી દેશમાં લાવે, કે દેશમાંથી બહાર લઈ જાય, તેના ઉપર સર્વ પ્રકારની મુલકી જકાતો માફ કરવામાં આવી હતી. ઇસ્ટ ઇંડિયા કંપનીની કોઠીનો વડો કે મુખિયો પોતાના 'દસ્તક' કરી આપતો કે, ફલાણો ફલાણો માલ ઇસ્ટ ઇંડિયા કંપનીનો છે, એટલે એના ઉપર નાકાં આગળ કોઈ જાતની દાણ માગવામાં આવતી નહિ.

બધું એ પ્રમાણે ચાલતું હતું; અને બંગાળાના નવાબો પણ શાહી ફરમાનને માન આપી કંપનીના માલ ઉપર જકાત માગતા નહિ. પરંતુ ઈ. સ. ૧૭૫૬માં બધી પરિસ્થિતિ પલટાઈ ગઈ. બંગાળાના નવાબ સિરાજુદ્દૌલાને

પદભ્રષ્ટ કરી, મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવાના કાવતરામાં અંગ્રેજો ભળ્યા, અને છેવટે પ્લાસી આગળ સિરાજુદ્દૌલા રણક્ષેત્ર છોડીને નાઠો અને મરાયો. આમ અંગ્રેજોની મદદથી મીરજાફર ઈ. સ. ૧૭૫૭માં બંગાળાનો નવાબ બન્યો. પરિણામે અંગ્રેજો તેના રાજ્યમાં સર્વ-સત્તાધીશ જેવા થઈ પડ્યા.' ઇસ્ટ ઇંડિયા કંપનીના અંગ્રેજ ગુમાસ્તાઓ અને નોકરો ખાનગી રીતે દેશનો મુલકી વેપાર કરતા, અને કંપનીને જકાતમાંથી મળેલી માફીનો પોતાના ખાનગી વેપારમાં દુરુપયોગ કરતા. દેશી વેપારીઓને તો બધી મુલકી જકાતો ભરવી પડતી; એટલે કંપનીના નોકરો દેશનો જ માલ દેશમાં તેમના કરતાં ઓછે ભાવે વેચી શકતા, અને એ રીતે ખાનગી વેપાર ચલાવી અઢળક પૈસો એકઠો કરતા. એટલું યાદ રાખવાનું છે કે, ઇસ્ટ ઇંડિયા કંપનીને જ પોતાનો માલ વગર જકાતે બહારથી લાવવા કે બહાર લઈ જવાની છૂટ હતી. દેશના મુલકી વેપાર માટે એ માફી ન હતી; તેમાંય કંપનીના નોકરો મુલકી વેપાર ખાનગી રીતે કરે, તેના ઉપર તો એ માફી કોઈ રીતે લાગુ પડી શકે જ નહિ. સિરાજુદ્દૌલાને અંગ્રેજો તરફ ગુસ્સો ઉત્પન્ન થવાનું એક કારણ, તેમનો આ ગેરકાયદે વેપાર પણ હતો. પરંતુ હવે તો અંગ્રેજોની મદદથી જ મીરજાફર નવાબ બન્યો હોઈ, તેમના આ અન્યાયી વેપાર સામે તે કાંઈ કરી શકે તેમ નહોતું. તેમ છતાં તેની નવાબી કાયમ રહી શકી નહિ.

મીરજાફર પાસેથી હવે વધુ પૈસા મળી શકે તેમ નથી એમ જ્યારે અંગ્રેજોને લાગ્યું, ત્યારે તેમણે તેને ગાદીએથી ઉઠાડી મૂકી, તેની જગાએ તેના જમાઈ મીરકાસમને ગાદીએ બેસાડવાનું નક્કી કર્યું — જેથી ફરી પાછું સોનાનું ઝાડ ખંખેરાય! મીરકાસમને ગાદીએ બેસાડવા બદલ કંપની માટે તેમ જ ખાનગી રીતે મોટી રકમો પડાવવામાં આવી: બર્દવાન, મિદનાપુર અને ચિતાગોંગની મહેસૂલ કંપનીને લખી આપવામાં આવી; મીરજાફરે નહિ ભરેલી રકમો ભરપાઈ કરવાનું પણ તેને માથે નાખવામાં આવ્યું; તથા દક્ષિણ હિંદુસ્તાનમાં કંપની જે લડાઈઓ લડતી હતી તેના ખર્ચ પેટે તેની પાસે પાંચ લાખ રૂપિયા લેવામાં આવ્યા.

મીરકાસમે ખંત અને કરકસરથી પોતે કબૂલ કરેલી બધી શરતો પાર પાડી અને બે વર્ષ કરતાં ઓછા સમયમાં તો બધી રકમો ભરપાઈ કરી દીધી.

ત્યાર બાદ તે પોતાના રાજ્યને અને ખજાનાને સુવ્યવસ્થિત તથા દૃઢ બનાવવા તરફ વળ્યો. પરંતુ તે વખતે તરત જ તેની સામે કંપનીના અંગ્રેજ નોકરો જે ખાનગી મુલકી વેપાર વગર જકાતે ચલાવતા હતા તેનો સવાલ આવીને ઊભો રહ્યો. અંગ્રેજોની આ અન્યાયી તેમ જ ગેરકાયદેસર પ્રવૃત્તિથી દેશના વેપારીઓ તો પાયમાલ થતા જ હતા; પરંતુ તે કારણે રાજ્યને પોતાને પણ મહેસૂલની આવકમાં મોટો ખાડો પડતો હતો. એ સ્થિતિમાં રાજ્યમાં સુવ્યવસ્થા સ્થાપવાના બીજા બધા પ્રયત્નો વ્યર્થ જાય તેમાં શી નવાઈ?

મીરકાસમે સખત શબ્દોમાં કંપનીને આ બાબત ફરિયાદ કરી. વળી આ માત્ર આવકમાં ખોટ જવાનો જ સવાલ ન હતો. જે રાજા પ્રજાને પોતાની કાયદેસર પ્રવૃત્તિ ચલાવવામાં પણ પરદેશીઓના અન્યાયી આક્રમણ સામે રક્ષણ ન આપી શકે, તેની પ્રતિષ્ઠા જ રાજ્યમાં શી રીતે જામે? અને વસ્તુતાએ પણ અંગ્રેજ ગુમાસ્તાઓ અને નોકરો જાણે 'રાજ્યના ઉધરાતદાર, ઇજારદાર કે જમીનદાર હોય તે પ્રમાણે વર્તતા હતા, અને નવાબના અમલદારો વચમાં આવે તો તેમને ફાવે તેમ મારપીટ કરતા કે કેદમાં પૂરતા. પરિણામે આખું તંત્ર ભાંગી પડવાની અણી ઉપર આવી ગયું હતું.' 'પેટાંના ટોળા ઉપર વરુઓનું ટોળું તૂટી પડે અને જેવી દુર્દશા વ્યાપી રહે, તેવી સ્થિતિ બંગાળાની પ્રજાની તેમ જ રાજ્યતંત્રની પણ થઈ ગઈ હતી.' સામાન્ય રોજિંદા લેવડદેવડના વ્યવહારમાં પણ અંગ્રેજોના જુલમ અને બળાત્કારનો પાર રહ્યો નહોતો. મીરકાસમ કંપનીને લખેલા પોતાના પત્રમાં જણાવે છે: 'રૈયતનો અને વેપારીનો માલ અંગ્રેજો મૂળ કિંમતના ચોથા ભાગના પૈસા આપી જોર-જુલમથી ઉપાડી જાય છે; અને તેવી જ રીતે જોર-જુલમથી એક રૂપિયાનો માલ રૈયતને પાંચ રૂપિયે વેચે છે! દરેક પરગણામાં મારા અમલદારો પોતાની ફરજ બજાવતા બંધ થયા છે. આ બધા જુલમોથી, અને મારી સત્તા નાબૂદ થવાથી મને વરસેદહાડે ૨૫ લાખ રૂપિયાનું નુકસાન જાય છે. અલ્લાની મહેરબાનીથી મારા કરેલા કરારોની શરતો મેં તોડી નથી, તેમ જ તોડવાનો મારો ઇરાદો પણ નથી. તો પછી કંપનીના અમલદારો શા માટે મારી રાજ્યસત્તાને હાંસીપાત્ર બનાવે છે, તથા મને નુકસાન પહોંચે તેવી પ્રવૃત્તિઓ કરે છે?'

'કંપનીના અંગ્રેજ ગુમાસ્તાઓની કારવાઈઓનો વધારે વિગતવાર અહેવાલ સાર્જંટ બ્રેગોના પત્રમાંથી (૨૬ મી મે, ૧૭૬૨) મળે છે. તે કહે છે, 'અંગ્રેજોનો ગુમાસ્તો બજારમાં કાંઈ ખરીદવા કે વેચવા આવે છે, એટલે તરત જ વસ્તીના કોઈ પણ માણસને પોતાનો માલ ખરીદવાની કે તેનો માલ વેચવાની ફરજ પાડવાનો પોતાને પરવાનો મળેલો હોય તેમ વર્તે છે. જો કોઈ રહેવાસી તેની મરજી પ્રમાણે માલ ખરીદવા કે વેચવાની ના પાડે, તો તરત જ તેને સોટીઓ પડે છે કે જેલમાં પુરાવું પડે છે. આટલેથી જ વાત અટકતી નથી. અંગ્રેજો જુદી જુદી ચીજોનો વેપાર પોતાને હસ્તક કરી લે છે, અને બીજા

કોઈ માણસને પછી તે બીજેનો વેપાર કરવા દેતા નથી. જો કોઈ માણસ ભૂલેચૂકે તેમ કરે, તો તેની પણ ઉપર પ્રમાણે જ વલે થાય છે. વળી અંગ્રેજો જે માલ ખરીદે તેના બદલામાં બીજો વેપારી આપે તે કરતાં કેટલીય ઓછી કિંમત વેચનારને તેઓ આપે તો તો બહુ સારું થયું એમ ગણવું; ઘણી વાર તો તેઓ તેની કિંમત જ આપતા નથી. . . પરિણામે આ જિલ્લો (બાકરગંજ), કે જે એક વાર બંગાળાનો સમૃદ્ધ જિલ્લો હતો, તે ઉજ્જડ થઈ ગયો છે, અને લોકો વધુ સુરક્ષિત જગા શોધતા મોટી સંખ્યામાં રોજ બહાર ચાલ્યા જાય છે. . . પહેલાં તો ઇનસાફ જાહેર કચેરીમાં અપાતો; પણ હવે તો દરેક અંગ્રેજ ગુમાસ્તો ન્યાયાધીશ બની બેઠો છે, અને દરેક ગુમાસ્તાનું ઘર કચેરી થઈ પડ્યું છે. તેઓ ખુદ જમીનદાર ઉપર જ શિક્ષા ફરમાવે છે; અને પટાવાળાઓ સાથે તકરાર કરવાનું કે કાંઈ ચોરી જવાનું ખોટું બહાનું કાઢી—કે જે ઘણી વાર તેમનાં પોતાનાં જ માણસો ચોરી ગયાં હોય છે—તેમની પાસેથી પૈસા પડાવે છે'[1]

આ તો થઈ મુલકી વેપારની કથા. પરંતુ અંગ્રેજો દેશમાંથી પાકો માલ કેવી રીતે ખરીદતા તેની કથા, તે સમયે બધું નજરે જોનાર વિલિયમ બોલ્ટ્સ નામના અંગ્રેજ વેપારીએ આ પ્રમાણે વર્ણવી છે :

'અંગ્રેજ ગુમાસ્તો ઉદ્યોગને મથકે આવી, એક રહેવાનું મકાન લે છે; અને તેને પોતાની કચેરી કહે છે. પછી પોતાના પટાવાળા અને હલકારાને મોકલી તે દલાલો તથા વણકરોને પોતાની પાસે બોલાવી મંગાવે છે. વણકરો પાસે તે અમુક જાતનો માલ અમુક કિંમતે અમુક સમયે તૈયાર કરી આપવાનો કરાર લખાવી લે છે; અને થોડાક પૈસા વણકરને અગાઉથી આપે છે. વણકર એ કરાર કરી આપવા ખુશી હોય કે ન હોય તેની પરવા જ કરવામાં આવતી નથી. તેની પાસે ફાવતો કરાર બળાત્કારે લખાવી લેવામાં આવે છે; અને બાનાના પૈસા લેવાની તે ના પાડે, તો તેને ઉઠ દોરથી બાંધવામાં આવે છે, અને પછી માર મારીને તેને ઘેર પહોંચતો કરી દેવામાં આવે છે. . . . કેટલાક વણકરોને તો કંપનીના ચોપડામાં કંપનીના વણકર તરીકે નોંધવામાં આવ્યા હોય છે, અને પછી તેમને બીજા કોઈનું કામ કરવા દેવામાં આવતું નથી. વળી તેમને ગુલામની પેઠે એક ગુમાસ્તા પાસેથી બીજા ગુમાસ્તા પાસે ફેરબદલ પણ કરવામાં આવે છે; અને તેમને હજારોનાર નવા નવા ગુમાસ્તાની લુચ્ચાઈ અને જુલમને તાબે થવું પડે છે. . . . આ ખાતામાં જે લુચ્ચાઈ ચાલે છે, તે કલ્પનામાં પણ આવી શકે તેમ નથી; અને એ બધી લુચ્ચાઈઓનો સરવાળો અંતે ગરીબ બિચારા વણકરને દગો દેવામાં આવે છે; કારણ કે કંપનીના ગુમાસ્તાઓ અને તેમની સાથે મળી જઈને નિમતાનદારો (કાપડની જાત ઠરાવનારા) માલની જે કિંમત ઠરાવે છે તે, બજારમાં તે માલની જે કિંમત ઊપજે તેના કરતાં, સર્વત્ર ૧૫ ટકા જેટલી અને કેટલેક ઠેકાણે તો ૪૦ ટકા જેટલી ઓછી હોય છે. કંપનીના આડતિયાઓ વણકર પાસે જે કરાર (કે જેને બંગાળામાં મુચરકો કહેવામાં આવે છે) પરાણે કરાવી લે છે, તે કરાર તેનાથી પૂરો ન પડે તો તેની મિલકત જપ્ત કરીને ત્યાં ને ત્યાં હરાજી કરીને વેચી નાંખવામાં આવે છે, અને એ રીતે ખોટ વસૂલ કરી લેવામાં આવે છે. કાચું રેશમ ઉકેલનારા, કે જેમને નગોડ કહેવામાં આવે છે, તેમના ઉપર પણ તેવા જ જુલમો થાય છે; અને કેટલાક દાખલામાં તો પરાણે રેશમ ઉકેલવું ન પડે તેથી તેઓએ પોતાના અંગૂઠા કાપી નાખ્યા છે'

આવા જુલમો હેઠળ બંગાળાના ઉદ્યોગો નાશ પામવા લાગ્યા એટલું જ નહિ, પણ ખેતીની પણ એવી જ અવદશા થવા લાગી, કારણ કે દેશના કારીગરો મોટે ભાગે ખેડૂતો પણ હતા.

'રૈયતનાં માણસો મોટે ભાગે ખેતી પણ કરતાં હોય છે, તેમ જ ફુરસદના વખતમાં આડે દહાડે કાંતવા વણવાનો ઉદ્યોગ પણ કરતાં હોય છે. પાકા માલ માટે ગુમાસ્તાઓ દ્વારા થતા જુલમોને કારણે તેઓ પોતાની જમીન ઉપર પૂરતું ધ્યાન આપી શકતા નથી, અને પરિણામે જમીન-મહેસૂલ પણ ભરી શકતા નથી. એ કારણે, બીજી બાજુ મહેસૂલી અમલદારો તેમના ઉપર જુલમો કરે છે, અને ઘણા દાખલાઓમાં તેમનાં છોકરાં વેચાવીને પણ મહેસૂલ વસૂલ કરે છે અથવા તો તેમને મુલક છોડી બહાર ભાગી જવું પડે છે.'[1]

ગરીબ બિચારા બંગાળાના લોકો! અત્યાર અગાઉ તેમના ઉપર ઘણાય જુલમો થયા હશે; પરંતુ ગામડે ગામડે, બજારે બજારે અને સાળે સાળે વ્યાપતા, તથા દારુણ પરિણામો લાવતા આવા જુલમો હેઠળ તેમને કદી રહેવું પડ્યું ન હતું. અમલદારો અને સત્તાધીશોનાં આપખુદી કૃત્યોનો તેમને અનુભવ હતો; પરંતુ તેમના વેપારધંધા અને જીવનને આવી રીતે ધક્કો પહોંચાડનાર એક વ્યવસ્થિત તંત્રનાં દુ:ખો તેમણે કદી મહેલાં જોયાં ન હતાં. પરિણામે તેમના ઉદ્યોગના ઝરા બંધ થવા લાગ્યા અને તેમની સમૃદ્ધિનાં મૂળ સુકાવા લાગ્યાં.

કંપનીના કરતા-કારવતાઓમાં તે વખતે બે અંગ્રેજો એવા હતા કે જે પોતાના જાતભાઈઓની આ બધી પ્રવૃત્તિઓની અનિષ્ટતા સમજતા હતા, તથા નવાબની

૧. ટૂંકાવાને ઇરાદે શાબ્દિક ફેરફારો કર્યા છે.

૧ 'કન્સિડરેશન્સ ઑન ઇંડિયા અફેર્સ' (લંડન ૧૭૭૨) પા ૧૫૧ થી ૧૫૪.

ફરિયાદની વાસ્તવિકતા સ્વીકારતા હતા: તે બે તે વાન્સિટાર્ટ અને વૉરન હેસ્ટિંગ્ઝ. તેમણે નવાબ સાથે મળીને અમુક પ્રકારની સમાધાની ઉપર આવવાનો પ્રયત્ન કર્યો. તે મુજબ કંપની દરિયામાર્ગે જે માલ લાવે તેમ જ પરદેશ લઈ જવા જે માલ ખરીદે તેના ઉપરની જકાતની માફી કાયમ રાખવામાં આવી. પરંતુ દેશમાં જ ઉત્પન્ન થયેલો માલ દેશમાં જ. વેચવામાં આવે તો તેના ઉપર અંગ્રેજો નવ ટકા જેટલી નિયત જકાત તો ભરે જ, એવું ઠરાવવામાં આવ્યું. જકાતનો આ દર દેશના વેપારીઓ પાસેથી લેવામાં આવતી ૨૫ ટકા જેટલી જકાતના દર કરતાં ઘણો ઓછો જ રાખવામાં આવ્યો હતો, અને એ રીતે અંગ્રેજોને તેમના ખાનગી મુલકી વેપારમાં દેશી વેપારીઓ કરતાં અમુક સરસાઈ ભોગવવા દેવાની સગવડ રાખવામાં આવી જ હતી. પણ આ કરારનામું જાહેર થયું ન થયું એટલામાં તો એ કરારનામા સામે બંગાળાના અંગ્રેજોએ બૂમાબૂમ કરી મૂકી કે, 'એ કરારનામું અંગ્રેજો તરીકે અમારી પ્રતિષ્ઠાને ધોકો પહોંચાડનારું છે, તેમ જ અમારા બધા જાહેર તેમ જ ખાનગી વેપારને પાયમાલ કરનારું છે' પરિણામે ગરમાગરમ ચર્ચાઓ અને મંત્રણાઓને અંતે કાઉન્સિલમાં ઠરાવ કરવામાં આવ્યો કે, 'કંપનીના નોકરોને ખાનગી મુલકી વેપાર જકાત વિના ચલાવવાનો હક છે: અને નવાબના હકના સ્વીકાર તરીકે માત્ર મીઠા ઉપર અઢી ટકા જકાત આપવામાં આવશે!'

મીરકાસમે જ્યારે કાઉન્સિલે પેલું કરારનામું ઉરાડી દીધાનું જાણ્યું, ત્યારે તેણે પોતાની પ્રજા તથા પોતાની પ્રતિષ્ઠાના હકમાં એક ડહાપણમાં ડાહ્યું તથા ન્યાયીમાં ન્યાયી પગલું ભર્યું: તેણે તમામ મુલકી વેપાર ઉપરની જકાત જ રદ કરી કે જેથી દેશના વેપારીઓને અન્યાય જ ન થાય; તેમ જ પોતાના અમલદારોને પણ અંગ્રેજો તરફથી કશી કનડગત સહન કરવી ન પડે.

પરંતુ તેનું પરિણામ આજે તો માની પણ ન શકાય તેવું આવ્યું. કલકત્તાની કાઉન્સિલે નવાબના એ હુકમ સામે વિરોધ જાહેર કર્યો અને જણાવ્યું કે, નવાબનું આ પગલું 'અંગ્રેજ પ્રજા સાથે વિશ્વાસઘાત કરવારૂપ છે!' જેમ્સ મિલ પોતાના ઇતિહાસમાં લખે છે: 'સ્વાર્થ માણસમાં રહેલી ન્યાયની તેમ જ શરમની તમામ ભાવના કેવી ભુંસી કરી નાખે છે તેનો દુનિયાના ઇતિહાસમાં કદી નોંધાયો ન હોય તેવો નામીચો દાખલો કંપનીના નોકરોએ આ પ્રસંગે અખત્યાર કરેલા વલણમાં આપણને જોવા મળે છે.'

પરદેશી વેપારીઓ શસ્ત્રને બળે એક મહાન તેમ જ આબાદ દેશનો તમામ વેપાર પોતાને હસ્તક કરી લેવાનો આવો ગંભીર હલ્લાબોલ કરતા હોય તેવો દાખલો ઇતિહાસમાં બીજો મળવો મુશ્કેલ છે.

નવાબ મીરકાસમે અંગ્રેજોના એ દાવાને ન સ્વીકાર્યો, અને પરિણામે લડાઈ થઈ. એટલું યાદ રાખવાનું છે કે, આ લડાઈ કરવાનું બીજું કોઈ ન્યાયી કે યોગ્ય કારણ અંગ્રેજોને ન હતું.

મીરકાસમ અંગ્રેજો સામે બંગાળાના બીજા કોઈ દેશી રાજા કરતાં વધારે સારી રીતે લડ્યો, પણ છેવટે હાર્યો, અને હંમેશને માટે બંગાળા છોડીને ચાલતો થયો. ૧૭૬૦માં જેને ઉઠાડી મૂકવામાં આવ્યો હતો તે મીરજાફરને જ તેની પછી ફરી ગાદીએ બેસાડવામાં આવ્યો! પણ તે થોડા જ સમયમાં મરણ પામ્યો. એટલે તેની રખાતના છોકરા નજમુદ્દીનને ૧૭૬૫માં તાબડતોબ નવાબ બનાવી દેવામાં આવ્યો.

દરેક નવા નવાબને ગાદીએ બેસાડતી વખતે સોનાનું ઝાડ ખંખેરવાની મળતી તકનો પૂરેપૂરો લાભ લેવામાં આવ્યો હતો. પ્લાસીના યુદ્ધ પછી મીરજાફરને ૧૭૫૭માં ગાદીએ બેસાડવામાં આવ્યો ત્યારે અંગ્રેજ અમલદારો અને લશ્કરે મળીને ૧,૨૩,૮૫,૭૫૦ રૂપિયા પડાવ્યા હતા; તેમાંથી ક્લાઈવને ભાગે ત્રણ લાખ પંદર હજાર રૂપિયા અને એક મોટી જાગીર ગયાં હતાં. જ્યારે ૧૭૬૦માં મીરકાસમને નવાબ બનાવવામાં આવ્યો, ત્યારે અંગ્રેજ અમલદારોએ ૨૦,૦૨,૧૬૦ રૂપિયા પડાવ્યા હતા; તેમાંથી વાન્સિટાર્ટને ભાગે ૫,૮૩,૩૩૦ રૂપિયા આવ્યા હતા. જ્યારે મીરજાફરને ૧૭૬૩માં ફરી નવાબ બનાવવામાં આવ્યો ત્યારે ૫૦,૦૧,૬૫૦ રૂપિયા પડાવવામાં આવ્યા. પછી નજમુદ્દીનને ૧૭૬૫માં નવાબ બનાવવામાં આવ્યો ત્યારે બીજા ૨૩,૦૩,૫૬૦ રૂપિયાની વધુ રકમ પડાવવામાં આવી. આમ આઠ વર્ષમાં નજરાણારૂપે પડાવવામાં આવેલી કુલ ૨,૧૬,૯૧,૬૫૦ રૂપિયાની રકમ ઉપરાંત એ જ ગાળામાં ૩,૭૭,૦૮,૩૩૦ રૂપિયાની રકમ નુકસાની દાખલ પડાવવામાં આવી હતી.*

ઇસ્ટ ઇંડિયા કંપનીને ઇન્સાફ આપવા માટે કહેવું જોઈએ કે, નજરાણાને નામે પૈસા કઢાવવાની આ રીત સામે તેણે સખત પગલાં લેવા માંડ્યાં, તેમ જ તેના નોકરો જે મુલકી વેપાર ચલાવતા હતા તેને પણ સખત શબ્દોમાં વખોડી કાઢ્યો. તેણે ૧૭૬૫માં નજરાણું લેવા સામે મનાઈહુકમો કાઢ્યા અને પોતાના નોકરોને મુલકી વેપાર એકદમ બંધ કરવાની તાકીદ સાથે ક્લાઈવને ફરી એક વાર હિંદુસ્તાન મોકલ્યો.

— ક્રમશઃ

* વિલાયતની આમની સભાની કમિટીનો પહેલો રિપોર્ટ ૧૭૭૨, પા. ૧૪૮, તથા ત્રીજો રિપોર્ટ ૧૭૭૩, પા. ૩૧૧.

# કવિવરનું વિશ્વભારતી

જાપાનના વિખ્યાત સમાજસેવક કાગાવા હિંદ જોવા આવ્યા ત્યારે ગાંધીજીએ તેમને કહ્યું હતું કે, 'સાચું હિન્દુસ્તાન તમને શાંતિનિકેતનમાં જડશે.' એ એક જ વાક્યથી ગાંધીજીએ જે સંસ્થાની કિંમત સમજાવી છે, તે સંસ્થાની શરૂઆત આજથી ચાળીસ વર્ષ પહેલાં થઈ. કવિવરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર એક વાર પાલખીમાં બેસીને જતા હતા. તેમાં બોલપુર આગળ એ જગ્યાએ તેમને અપૂર્વ શાંતિનો અનુભવ થયો. તેમણે એ સ્થળ ખરીદી લીધું. ૧૯૦૧માં તે સ્થળે કવિવરે પિતાની પરવાનગીથી બ્રહ્મચર્યાશ્રમ શરૂ કર્યો. મહર્ષિ પિતાના સમાધિસ્થાન પર આ વાક્ય કોતરાયેલું છે—'તિનિ આમાર મનેર આનંદ, પ્રાનેર આરામ, આત્માર શાંતિ.' એ બ્રહ્મચર્યાશ્રમનો વિકાસ તે આજનું વિશ્વભારતી.

બચપણમાં નિશાળોમાં જે કડવા અનુભવો કવિવરને થયા હતા તે પરથી એમને સચોટ પ્રતીતિ થઈ હતી કે, નિશાળો બાળકના વ્યક્તિત્વને વિકસાવવાને બદલે તેને કચરી નાખે છે. ન ચિત્ર, ન સુશોભન; અંધારા ઓરડાઓ અને પહેરેગીર પોલીસ જેવી ભીંતો, એ સર્વ સંભારીને કવિ લખે છે કે, 'સાંકડા દરવાજામાં થઈને અંદર ચોગાનમાં પેસતાં જ અમારાં હૃદય નિરાશ થઈ જતાં.' અઘોર બાબુ નામના એક શિક્ષક વિષે કવિએ લખ્યું છે કે, 'અમારા એ વિદ્યાગુરુની તબિયત અમારે કમનસીબે એવી તો સારી રહેતી કે, અમે ત્રણે વિદ્યાર્થીઓની અંતઃકરણપૂર્વક આશાઓ અને પ્રાર્થનાઓ હોવા છતાં તે એક પણ દિવસ ગેરહાજર રહી શકતા નહિ... સાંજ પડી હોય, વરસાદની ધારાએ બાલાનાં ઝાપટાંની હેલ ઝડીબંધ પડી રહી હોય, અમારી ગલીમા લગભગ ઢીંચણપૂર પાણી વહી રહ્યું હોય, અમારો આખો આત્મા કદંબના પુષ્પની પેઠે વરસાદમાં પોતાની કળીઓને પ્રસારી આનંદથી ઊભરાઈ જતો હોય, એટલામાં ઓચિંતી અમારા હૃદયને ધક્કો આપતી, રોજની પરિચિત છત્રી, આવી ઋતુમાં પણ હાર્યા વગર, દઢ થઈ અમારા ઘર તરફ આવતી જણાતી.' એમા શિક્ષકનો વાંક ન હતો. 'પણ આખા દિવસના નીરસ શિક્ષણ પછી સાક્ષાત દેવતા પણ આકાશમાંથી ઊતરી આવી દીવો ચેતાવી બંગાળી વિદ્યાર્થીઓને અંગ્રેજી શીખવવા બેસે, તો તે પણ યમદૂતના જેવો લાગ્યા વિના રહે જ નહિ'

બચપણના આ અનુભવો સાથે વિશ્વભારતીની સ્થાપના પાછળ એક બીજું પણ કારણ છે. કવિએ સાહિત્ય-સર્જનમા ઘણા વરસો ગાળ્યા. પણ માત્ર સ્વપ્નસૃષ્ટિના વિહારથી તેમને જીવનમાં લૂખપ લાગતી હતી: 'અનંતનું ધ્યાન કરવાના એકાંત આનંદથી મને અતૃપ્તિ રહેવા લાગી. પૂજાનાં સ્તોત્રોમાંથી પ્રેરણા ઊડી ગઈ. મને લાગ્યું કે, કોઈ નિઃસ્વાર્થ સેવા દ્વારા માનવજીવનમાંથી મારે મારું આધ્યાત્મિક દર્શન પામ્યા વગર છૂટકો નથી. તે વખતે બંગાળમાં મેં અમારાં બાળકો માટે કેળવણીની એક સંસ્થા સ્થાપી. તેનું ખરું સ્વરૂપ હજી પણ પૂર્ણતાને પામવા મથી રહ્યું છે. મારા દેવને માટે એ જીવંત મંદિર મેં રચ્યું છે. એ સંસ્થા મારે માટે અગત્યની વસ્તુ હતી, કારણ કે સ્વપ્નસૃષ્ટિના વિદેશવાસમાંથી સત્યની સંપૂર્ણતા તરફ પાછા ફરવાની મને ઝંખના થતી હતી.'

તે વખતનું રાજકારણ અને દેશનું વાતાવરણ પણ કવિથી સહ્યું જતું ન હતું: 'નજીવી તુચ્છ આકાંક્ષાઓ પાછળ દોડતું વ્યર્થ વર્તમાન જીવન દુઃસ્વપ્નની જેમ મને ગૂંગળાવવા લાગ્યું. મને લાગ્યું કે, મારી માતૃ-ભૂમિને જાગ્રત કરવાની જરૂર છે, તેને આત્મિક મુક્તિની આવશ્યકતા છે. અમારી રાજકીય ચળવળો મને છેક હવાઈ અને નિર્બળ લાગી. મને દીવા જેવું સ્પષ્ટ સમજાઈ ગયું કે, ભારતવર્ષને માટે જુદો જ માર્ગ છે. . . . ધનસંચય અને સ્વાર્થથી પર એવા ઉન્નત જીવન તરફ જે માર્ગ હમેશાં દોરી જાય છે, એ સાદનો મારા હૃદયે જવાબ આપ્યો. જીવનની સાદાઈ, આધ્યાત્મિક દૃષ્ટિની નિર્મળતા, હૃદયની પવિત્રતા, વિશ્વ સાથે સંવાદિતા, સમસ્ત સૃષ્ટિમાં વ્યાપેલા વિરાટ ઐશ્વર્યનો અવિરત ખ્યાલ—એ મહાન આદર્શોની સરિતા ભૂત-કાળના ગિરિશિખર પરથી વહેતી આવી છે અને જે અત્યારે પરાધીન ભારતની રેતીમાં લુપ્ત થઈ છે, તે સરિતાને હું ઉપર લાવીશ, એવો મેં નિશ્ચય કર્યો.' વનની શાંતિમાં આત્માનાં ગંભીર રહસ્યો વિચારતા આપણા પ્રાચીન ઋષિવરોની પેઠે કવિવરે ફરી તપોવન રચ્યું, અને સત્ય શાંતિ અને વિશ્વબંધુત્વના વાતાવરણમાં ફરીથી વીણાપાણિ સરસ્વતીનું સાત્ત્વિક સ્વરૂપ પ્રગટાવવા ભગીરથ પ્રયત્ન આરંભ્યો.

અને શાંતિનિકેતન એ ખરેખર તપોવન જેવું જ છે. દૂર સુધી પથરાતાં મેદાનો શસ્યશ્યામલા બંગભૂમિનું ઋતુએ ઋતુનું સૌંદર્ય ઝીલે છે. કવિવરે વાવેલાં વૃક્ષોનાં ઝુંડ, છાતિમતલા, શાલવીથિ, આમ્રકુંજ એ તેમનાં પ્રિય સ્થાન. શિક્ષકોના નાના નિવાસો, કવિનું પ્રિય એવું નાજુક 'શ્યામલી ગૃહ', સુંદર 'ઉત્તરાયણ', નવું બંધાયેલું ચીની ભવન, માટીની પણ કલામય કુટિરો, એ સર્વ આશ્રમજીવનનું વાતાવરણ સરજે છે. ચાળીસ વર્ષના અવિરત પરિશ્રમથી કવિવરે આ સંસ્થાને વિકસાવી છે. અત્યારે વિશ્વભારતીમાં પ્રાથમિક તથા માધ્યમિક શાળા ચાલે છે, કૉલેજ છે; ત્યાં ગ્રેજ્યુએટ થયા પછી

પણ અભ્યાસ કરવાની સગવડ છે; ચિત્ર, શિલ્પ તથા સંગીતના સુયોજિત વર્ગો ચાલે છે; ખેતીવાડી અને ગ્રામપુનર્ઘટનાની શાળા ચાલે છે; એક નાની બૅન્ક અને આરોગ્ય મંદિર પણ છે.

માત્ર દશ જ બાળકોથી શરૂઆત કરીને કવિવરે આ સંસ્થાને વિશ્વવિખ્યાત બનાવી, તેની પાછળ તેમની ભારે તપશ્ચર્યા હતી. શાંતિનિકેતનને માટે તેમણે શું શું નથી કર્યું? શરૂઆતમાં કવિ કારકૂનનું કામ પણ કરી લેતા; જાતે વિદ્યાર્થીઓના વર્ગો લેતા, બાળકો સાથે રહેતા. સાંજે સર્વને એકઠા કરીને વાર્તાઓ કહેતા, ગીતો સંભળાવતા, બાળકો માટે નવી નવી રમતો શોધી લાવતા, અને રમતોની હરીફાઈમાં પણ ઊતરતા. શાંતિનિકેતન માટે કવિએ કરજ કર્યાં, પુસ્તકોના કૉપીરાઈટ વેચી નાખ્યા, દેશપરદેશના પ્રવાસો કરી પૈસા એકઠા કર્યા, તેમનાં પત્નીનાં જવાહિર પણ વેચવાનો વખત આવ્યો. તેમને મળેલા નોબેલ ઇનામની રકમ તેમણે વિશ્વભારતીને આપી દીધી તે વાત તો સર્વવિદિત છે. કવિ લખે છે કે, 'દેશમાં કવિ તરીકે મારી અપકીર્તિને લીધે દેશનો વિશ્વાસ મેળવતાં અને સરકારની શંકાદૃષ્ટિમાંથી મુક્તિ મેળવતાં મને વાર લાગી. મને જે કાંઈ સિદ્ધિ મળી તેનું એ કારણ છે કે મેં કશાની આશા રાખી ન હતી. કોઈની હમદર્દી, મદદ કે સલાહની વાટ જોયા વગર મારે માર્ગે હું ચાલ્યો જતો હતો. મારાં સાધન નહિ જેવાં હતાં. માથે કરજનો બોજો હતો. પણ એ ગરીબીને લીધે જ મને સ્વાતંત્ર્યનું જોર મળ્યું અને સાધનો કરતાં સત્યને જ હું વધારે આધારભૂત ગણતાં શીખ્યો.'

વિશ્વભારતીનો આદર્શ કવિવરે કેટલો ઉદાત્ત કલ્પ્યો છે તેનો નીચેના અવતરણ પરથી ખ્યાલ આવશે: 'આ સંસ્થાનું ધ્યેય એ છે કે, સત્યની વિવિધ બાજુને વિધવિધ દૃષ્ટિબિન્દુથી નિહાળતા એવા માનવમનનો અભ્યાસ કરવો; અભ્યાસ અને શોધખોળ દ્વારા પૂર્વની વિવિધ સંસ્કૃતિઓને, તેમાં રહેલી એકતાના ધોરણે ગાઢ સંપર્કમાં લાવવી; એશિયાના જીવન અને વિચારોની આવી એકતાની દૃષ્ટિથી પશ્ચિમનો પરિચય કેળવવો; અભ્યાસ દ્વારા પૂર્વ અને પશ્ચિમના મિલનને શક્ય બનાવવા પ્રયત્ન કરવો; અને એ રીતે અંતે બે ગોળાર્ધ વચ્ચે વિચારની મુક્ત આપલેથી વિશ્વશાંતિના મૂળ પાયાને દૃઢ બનાવવા; અને આ આદર્શની સિદ્ધિને માટે શાંતિનિકેતનને સંસ્કારનું કેન્દ્ર બનાવવું, કે જ્યાં ધર્મ, સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ, કલા તથા હિન્દુ, બૌદ્ધ, જૈન, ઇસ્લામી, શીખ, ખ્રિસ્તી વગેરે સંસ્કૃતિનો તેમ જ પશ્ચિમની સંસ્કૃતિનો અભ્યાસ થઈ શકે, આધ્યાત્મિક વિકાસ માટે આવશ્યક એવી સાદાઈથી નાતજાત, દેશ કે ધર્મના ભેદભાવથી મુક્ત રહી, શાન્તમ્ શિવમ્ અદ્વૈતમ્ એવા મહાન ઈશ્વરના નામે જ્યાં પૂર્વ અને પશ્ચિમના અભ્યાસીઓ મળે અને સાથે કાર્ય કરે.'

શાંતિનિકેતન અને ગ્રામપુનર્ઘટનાને માટે સ્થપાયેલો વિશ્વભારતીનો બીજો એક વિભાગ શ્રીનિકેતન — એ નામે સહુને સારી રીતે પરિચિત છે. પણ કવિવરે ૧૯૨૪માં સ્થાપેલ 'શિક્ષાસત્ર' એટલું જાણીતું થયું નથી. બાળકોને હાથપગની તાલીમ મળે અને સર્જન દ્વારા બાળક પોતાનો વિકાસ સાધે એ જાતની ગાંધીજીની વર્ધાયોજના સાથે શિક્ષાસત્રમાં કેટલું વિચારસામ્ય રહેલું છે તેનો તે સંસ્થાનો ઉદ્દેશ જાણીને ખ્યાલ આવશે: 'સંતાવા માટે બાગની જમીનમાં ખાડા ગાળવામાં, સાચી કુહાડીથી લાકડાં કાપવામાં, બૂટની જોડી સાફ કરવામાં, સગડી ચેતવવામાં કે ભાખરી બનાવવામા અમને ખૂબ મઝા આવતી. છતાં ઘણી વાર અમારે માત્ર રમકડાંથી સંતોષ માનવો પડતો. ખરું કામ કરવાનું મળતું તો તે એવું મળતું કે એમાં અમારી સર્જનવૃત્તિને સંતોષ થતો નહિ અને તેથી મનને થાક લાગતો. બાળકમા ઊભરાતા આ ચેતનનો આવિષ્કાર થઈ શકે, કામમાં જ તેને રમતનો આનંદ મળે, રોજના સાદા જીવનમાં જ તેને સર્જનની શક્યતા પ્રાપ્ત થાય, રમત એ જ કામ અને કામ તે જ રમત બને, અને એ રીતે તેને નવો અનુભવ મળે, નાના છોડને જેમ પોતાના વિકાસ માટે ડાળીઓ પ્રસારવાને અને પર્ણો ફેલાવવાને અવકાશની જરૂર હોય છે, તેમ બાળકનું ઊભરાતું જીવન કેળવણી અને આનંદ મેળવી વિકાસ પામે, તે આ શિક્ષાસત્રનો ઉદ્દેશ છે.'

કવિનો શિક્ષણનો આદર્શ કેટલે અંશે સિદ્ધ થયો તે પણ આપણે જોવું જોઈએ. જોકે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, જે ઉન્નત આદર્શો છે તેનું પરિણામ આપણા પ્રચલિત માપથી માપીએ તેવું સીધું સાદું હોતું નથી. રવીંદ્રનાથે જ કહ્યું છે કે, વિશ્વભારતીમાં 'મારું સ્વપ્ન સિદ્ધ થયું છે એમ હું કહી શક્યો હોત તો કેવું સારું હતું! મેં તો માત્ર શરૂઆત જ કરી છે. પ્રકૃતિના પ્રેમ દ્વારા સ્વાતંત્ર્યનો અનુભવ કરવાની મેં બાળકોને માત્ર તક આપી છે. બાળકોના મનમાં કુદરત માટેની જીવંત મમતા, સામાજિક સંબંધોમાં આત્માની ફુમાશ, સાહિત્ય ઉત્સવો અને ધાર્મિક શિક્ષણ એ દ્વારા જાગતી સાચા જીવનની અભીપ્સા — એ સર્વ વિકસાવવા મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.'

કવિવર સારા શિક્ષકો રાખવામાં માનતા હતા તેટલા જ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના તેઓ આગ્રહી હતા, અને આજથી ચાળીસ વર્ષ પહેલાં જ્યારે આખા દેશમાં અંગ્રેજી દ્વારા જ શિક્ષણ અપાતું હતું ત્યારે કવિવરે બંગાળીમાં જ બધા વિષયો શીખવવાની પહેલ

કરી. પોતાની સંસ્થામાં શ્રી. નંદલાલ બસુ અને ક્ષિતિમોહન સેન જેવા સમર્થ પુરુષોને તેમણે રોકી લીધા. તેમણે શિક્ષકો વિષે કહ્યું છે કે, 'એક સૌથી વધારે અગત્યની વાત આપણે ભૂલી જઈએ છીએ તે એ કે, શિક્ષક પોતે શીખતા જતા હોય તો જ તે બીજાને શીખવી શકે. પોતાની જ શિખા બુઝાઈ ગઈ હોય તેવો દીપક બીજા દીપકને ચેતવી ન શકે. શિક્ષક જો પોતાના વિષયના જાણકાર બનીને બેસી ગયા હોય, વિષય સાથે તેને જીવંત સંપર્ક ન હોય, પણ શિષ્યો આગળ પાઠોનું માત્ર પુનરાવર્તન કર્યાં કરતા હોય, તો તેઓ વિદ્યાર્થીઓનાં મન પર ભાર ભરે, પણ તેમના મનને જાગ્રત કરી શકે નહિ. સત્યથી માત્ર જ્ઞાન મળે એટલું જ નહિ, તે સાથે સત્ય પ્રેરણા પણ આપે. પ્રેરણા ઊડી જાય અને માત્ર હકીકતનો સંચય થતો રહે, તો સત્યની અનન્તતા અદૃશ્ય થઈ જાય છે. આપણી શાળાઓમાં અપાતા શિક્ષણનો મોટો ભાગ નિષ્ફળ જાય છે, કારણ કે આપણા ઘણાખરા શિક્ષકો તેમના વિષયોને એક વાર જીવંત એવી વસ્તુના નિર્જીવ નમૂના જેવા ગણે છે, જેમની સાથે તેમને વિદ્વત્તાભર્યો પરિચય હોય પણ પ્રેમપૂર્ણ અને ઊર્મિભર્યો સંપર્ક ન હોય.' ('ક્રિયેટિવ યુનિટી')

શિક્ષણ માતૃભાષામાં અપાતું હોય તો જ તે જીવંત બની શકે. નહિ તો શું થાય એ કવિવરે તેમનાં સંસ્મરણોમાં બહુ સરસ રીતે સમજાવ્યું છે: 'અમને માતૃભાષામાં જ શિક્ષણ મળેલું હોવાને લીધે જ અમારાં મગજ જલદી ગ્રહણ કરતાં શીખ્યાં. કેળવણીનું કાર્ય જેમ બને તેમ ખાવાના કાર્યની પેઠે થવું જોઈએ. જ્યારે પહેલવહેલો કોળિયો ખાતાં સ્વાદ આવે ત્યારે જઠર પર પચાવવાનો ભાર જઈ પડે ત્યાર પહેલાં જ તે પોતાનું કાર્ય શરૂ કરે છે. એટલે તેમાંથી ઝરતા પાચક રસો સંપૂર્ણ રીતે ઉપયોગમાં આવે છે. પણ જ્યારે બંગાળી વિદ્યાર્થીને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવે છે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે સ્વાભાવિક કાર્ય થતું નથી. પ્રથમ કોળિયો લેતાં જ તેના દાંતની બંને હારો ભાંગી જાય છે. તેને તો જાણે મોઢામાં ધરતીકંપ થયો હોય એમ લાગે છે. જ્યારે તેને એમ માલૂમ પડે છે કે, તેના મોઢામાં પથરો નથી પણ તેને પચી શકે એવો કાંઈ પદાર્થ છે, તે પહેલાં તો અર્ધી જિંદગી વ્યતીત થઈ ગઈ હોય છે. જ્યારે બાળક જોડણી અને વ્યાકરણથી ગૂંગળાઈ ગયું હોય છે ત્યારે તેના પેટમાં લાગેલી ભૂખ મરી ગઈ હોય છે અને જ્યારે તેને સ્વાદ લાગવા માંડે છે ત્યારે રુચિ જણાતી નથી. પહેલેથી જ જો માણસના મગજની બધી શક્તિઓને ખોરાક મળતો નથી તો પછી છેવટ સુધી તેની શક્તિઓ કાચી જ રહી જાય છે.'

આવી ભાવનાઓથી કવિવરે વિશ્વભારતીરૂપે જાગ્રત ભારતનું સંસ્કૃતિપુષ્પ વિકસાવ્યું છે. એ ચિરંજીવ રહે તે જ કવિવરને ભારતવર્ષની સાચી અંજલિ છે.

નાથાલાલ દવે

હિંદમાં જે નીતિ આપણે અખત્યાર કરી છે, તેના બચાવમાં નાગામાં નાગા સ્વરૂપની સામ્રાજ્યનીતિ સિવાય બીજું કશું કહી શકાય એમ નથી. જે જાતની સામ્રાજ્યશાહી આપણે હિંદ પર ચલાવીએ છીએ, એવી શાહી યુરોપ ઉપર જર્મની-ઈટાલી ચલાવવા મથે છે, તેની સામે આપણે હાલ લડીએ છીએ. એ પ્રયત્નનાં બધાં અંગો ત્યાં (હિંદમાં) મોજૂદ છે: વાઇસરૉય આપણો દંડધારી હાકેમ છે; પૂતળા-સરકાર આપણે ત્યાં રાખી છે; બધી મહત્ત્વની સત્તાઓ અને સ્થાનો આપણે આપણા જ હાથમાં રાખીએ છીએ; આપણને ન ગમે એવો રાષ્ટ્રીય આત્મ-નિર્ણયનો પ્રયત્ન જો થઈ બેસે, તો તેને રોકવા માટે પૂરતા દમન-ધારાઓનું ભાથું આપણી પાસે તૈયાર છે, હિંદી જનતાની અંદર જે બધા ભાગલાઓ છે તેમાંથી આપણા સ્વાર્થને ખાતર, જરાક જરાક લાભ આપણે નિચોવી લઈએ છીએ; પ્રજાકીય આંદોલનને કારણે જો આપણે કાંઈ કરીએ તો એ કરીએ છીએ કે, તેમને સત્તાભાસ આપીએ છીએ, પણ સત્તાનો સાર તો આપણા હાથમાં જ રાખીએ છીએ. ઉન્માદ સ્લોવાકિયા પર જર્મની આમ જ રાજ્ય કરે છે. યુરોપમાં જેની સામે આપણે લડીએ છીએ તે આ વસ્તુ છે.

હેરોલ્ડ લાસ્કી

# વહેવારુ ખગોળ—૨૫

**સંપાતભ્રમણ (ચાલુ)**

આકાશમાં ધ્રુવનો તારો હંમેશાં એક જ જગાએ દેખાય છે. તેનું કારણ એ છે કે તે પૃથ્વીની ધરીની બરાબર સામે આવ્યો છે. પૃથ્વી ૨૪ કલાકમાં પોતાની ધરી પર એક આંટો ફરે છે, પણ તે ધરી સ્થિર રહે છે, તેથી તેની સામે આવેલો ધ્રુવનો તારો પણ સ્થિર દેખાય છે. પૃથ્વી એક વર્ષમાં સૂર્યની આજુબાજુ એક આંટો ફરે છે તે દરમ્યાન તે પોતાની ધરીને હંમેશાં એકસરખી રાખીને ફરે છે. આકાશમાં પૃથ્વી જાન્યુઆરીમાં અને જુલાઈમાં જે બે જગાએ હોય છે, તે બે જગાની વચ્ચે ૧૮ કરોડ માઈલનું અંતર છે. છતાં ધ્રુવનો તારો પૃથ્વીથી એટલો દૂર છે કે, આ બંને જગાએ પૃથ્વીની ધરી બરાબર ધ્રુવના તારાની સામે રહે છે.

પણ ગયા લેખમાં આપણે જોયું કે પૃથ્વીની ધરીની દિશા ધીમે ધીમે બદલાયા કરે છે. આ ફેરફાર બહુ ધીમો છે:– ૭૨ વર્ષમાં એક અંશ.

આથી હાલમાં પૃથ્વીની ધરી ધ્રુવના તારાની સામે છે તે કાયમ એ પ્રમાણે નહિ રહે. આજથી ૧૦૦૦૦ વર્ષ પછી અભિજિતના તારાની સામે પૃથ્વીની ધરી આવશે. તેથી તે તારો આકાશમાં સ્થિર રહેતો દેખાશે અને હાલનો ધ્રુવનો તારો તે વખતે બીજા તારાઓની પેઠે આકાશમાં ફરતો દેખાશે. આજથી ૨૬૦૦૦ વર્ષ પછી પૃથ્વીની ધરી ફરીને હાલના ધ્રુવના તારાની સામે આવશે અને હાલની પેઠે ફરીને તે આકાશમાં સ્થિર દેખાશે. પૃથ્વીની ધરીની સામે આકાશમાં જે બે બિંદુ છે તેને *આકાશીય ધ્રુવ અથવા આકાશનાં ધ્રુવબિંદુ* કહે છે. આ ધ્રુવબિંદુઓ આકાશમાં ૨૬૦૦૦ વર્ષમાં વર્તુળાકારમાં એક આંટો ફરે છે, કારણ કે તેની સામે રહેલો પૃથ્વીની ધરીનો છેડો તેટલા જ વખતમાં વર્તુળાકારમાં એક આંટો ફરે છે. ઉત્તર ધ્રુવબિંદુ અને દક્ષિણ ધ્રુવબિંદુ બંને એકસરખી રીતે ફરે છે, પણ હંમેશાં એકબીજાની સામસામે રહે છે.

આકાશનાં બંને ધ્રુવબિંદુઓની બરાબર વચ્ચોવચ્ચ, એટલે તે બંનેથી સરખે (૯૦ અંશને) અંતરે આવેલા આકાશ પર દોરેલા વર્તુળને આકાશીય વિષુવવૃત્ત કહે છે. ધ્રુવબિંદુઓ ફરે છે એટલે તેની સાથે આકાશીય વિષુવવૃત્ત પણ ફરે છે. પૃથ્વી ૧ વર્ષમાં સૂર્યની આજુબાજુ એક આંટો ફરે છે, તેથી આપણને સૂર્ય ૧ વર્ષમાં તારાઓમાં એક આંટો ફરતો દેખાય છે. જે માર્ગમાં તે ફરતો દેખાય છે તે માર્ગને ક્રાન્તિવૃત્ત કહે છે. તે એક વર્તુળ છે. ક્રાન્તિવૃત્ત આકાશમાં સ્થિર છે. ક્રાન્તિવૃત્ત અને આકાશીય વિષુવવૃત્ત એ બે વર્તુળો એકબીજાને જે બે બિંદુઓમાં કાપે છે તેને સંપાત કહે છે:– (૧) વસંતસંપાત અને (૨) શરતસંપાત. ક્રાંતિવૃત્ત સ્થિર છે, પણ વિષુવવૃત્ત ફરતું હોવાથી એ બેનાં છેદનબિંદુઓ એટલે સંપાતો પણ ફરતા રહે છે. તેઓની ગતિ પૂર્વથી પશ્ચિમ તરફ છે. ધ્રુવબિંદુઓનું એક ભ્રમણ (આંટો) ૨૬૦૦૦ વર્ષમાં થાય છે, તેથી ક્રાંતિવૃત્ત ઉપર દરેક સંપાતનું ભ્રમણ પણ તેટલા જ વખતમાં થાય છે. બધા ગ્રહો પશ્ચિમથી પૂર્વ તરફ ફરતા હોવાથી સંપાતોની પૂર્વથી પશ્ચિમ તરફની ગતિને પરાવર્તન એટલે પાછું ફરવું કહે છે. તેથી ઘણી વાર સંપાતભ્રમણને સંપાતપરાવર્તન કહે છે.

સંપાતો ધીરે ધીરે પૂર્વથી પશ્ચિમ તરફ ક્રાંતિવૃત્ત પર સરક્યા કરે છે. તેઓ ક્રાંતિવૃત્તના દરેક બિંદુમાં થઈને જાય છે, તેઓની ગતિ બહુ ધીમી છે, તેથી ક્રાંતિવૃત્ત પરનું તેઓનું સ્થાન બહુ જૂના સમયો જાણવામાં બહુ મદદગાર થાય છે.

ક્રાંતિવૃત્ત પર વસંતસંપાતથી ૯૦ અંશ પશ્ચિમે ઉત્તરાયણનું અને ૯૦ અંશ પૂર્વે દક્ષિણાયનનું બિંદુ આવેલ છે. એટલે આ બિંદુઓની ગતિ પણ સંપાતોના જેવી જ થાય છે. આને અયનગતિ કહે છે. *અયનગતિ અને સંપાતભ્રમણ એક જ છે.* નિરયન મેષ અને વસંતસંપાતની વચ્ચેનું અંતર તે અયનાંશ એમ પાછળ આવી ગયું છે. તેને સંપાતાંશ કહેવાને બદલે અયનાંશ કહેવાનું કારણ પણ એ જ છે કે, તે નિરયન મકર અને ઉત્તરાયણ વચ્ચેનું અંતર છે, તેમ જ નિરયન કર્ક અને દક્ષિણાયન વચ્ચેનું અંતર છે.

આકાશમાં અશ્વિની વગેરે તારાપુંજો છે. આને તારાત્મક નક્ષત્રો કહે છે. ક્રાંતિવૃત્તના સરખા ૨૭ ભાગ કરીને તે દરેક ભાગને પણ અશ્વિની વગેરે કહે છે. તેને વિભાગાત્મક નક્ષત્રો કહે છે. તારાત્મક

નક્ષત્રો વિભાગાત્મકની પાસે હોય છે. (તારાત્મક પરથી જ વિભાગાત્મકનાં નામ પાડ્યાં છે.) આપણા જૂના ગ્રંથોમાં કોઈ કોઈ ઠેકાણે એવાં વાક્યો આવે છે કે તે વખતે વિષુવ એટલે સંપાત અથવા ઉત્તરાયણ કે દક્ષિણાયન અમુક વિભાગાત્મક નક્ષત્રના આરંભ, અંતમાં કે મધ્યમાં હતું અથવા અમુક તારાની પાસે હતું. હવે અત્યારે સંપાતો અને અયનો આકાશમાં ક્યાં છે, એટલે કયા તારાની પાસે છે, તે આપણે આકાશમાં પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. સંપાતો અને અયનો બિંદુઓ હોવાથી દેખાતાં નથી, પણ સંપાત આગળ સૂર્ય આવે ત્યારે તે બરાબર પૂર્વમાં ઊગીને બરાબર પશ્ચિમમાં આથમે છે અને દિવસરાત સરખાં થાય છે. અને અયનો આગળ સૂર્ય વિષુવવૃત્તથી વધુમાં વધુ દૂર હોય છે અને દિવસરાત પણ વધુમાં વધુ લાંબાંટૂંકાં થાય છે તે પરથી સંપાતોને અને અયનોને આપણે આકાશમાં પ્રત્યક્ષ જાણી શકીએ છીએ.

વિભાગાત્મક (નિરયન) અશ્વિનીનો આરંભ નિઃશર રેવતી (વૈજયંતી) તારા આગળ થાય છે, એમ કેટલાક લોકો માને છે; ત્યારે કેટલાક ત્યાંથી ૪ અંશ પૂર્વમાં તેને માને છે. આ બે મતમાંથી કયો મત ખરો તેની ચર્ચામાં અત્યારે આપણે નહિ ઊતરીએ, કારણ કે એ બહુ મોટો વિષય છે અને એમાં ઊતરવાથી મોટું વિષયાંતર થઈને આપણા ચાલુ વિષયને લાંબા વખત સુધી આપણે છોડી દેવો પડે. તેથી હાલમાં તો આ બંને મત પ્રમાણે આપણે ગણિત કરીશું. આ બંને મત વચ્ચે ૪ અંશનો ફરક છે અને સંપાતને ૪ અંશ ખસવો માટે ૭૨×૪=૨૮૮ વર્ષ જોઈએ. જ્યાં હજારો વર્ષોના હિસાબો કરવાના હોય છે, ત્યાં આ ફરક બહુ મોટો નથી. હવે આવતા લેખમાં આપણા જૂના ગ્રંથોમાંથી કેટલાંક વાક્યો લઈને તે પરથી સંપાતભ્રમણના ગણિત પ્રમાણે હિસાબ ગણીને તેઓના સમયો નક્કી કરીશું.

હરિહર ભટ્ટ

# આ જાણો છો ?

અનેક કીમતી બાબતો વિષેનું આપણું જ્ઞાન અને તેથી આચારમાં થતી ભૂલો એ આપણા દેશની અભણતા કરતાં મોટી આફત છે. વરસોથી આપણે પાર વગરના રોગોથી પીડાઈએ છીએ. પરંતુ એમને વિષેનું આપણું અજ્ઞાન હઠતું નથી. આ રોગોમાં મલેરિયા કે ટાઢિયો તાવ કહાય જબરામાં જબરો છે. આ ઋતુમાં એના ખપ્પરમાં ગામેગામ અને ઘેરઘેર લોકો સપડાતા હશે. એક મોટા દાક્તરે હમણાં આ રોગ આપણો કેવો ઘાણ વાળે છે, એની થોડીક કલ્પના આપી છે. હિંદની વસ્તીનો લગભગ ત્રીજો ભાગ આ રોગમાં સપડાય છે; અને તેનો ઘણો મોટો ભાગ ગામડાના લોક હોય છે. દર ૧૦૦ કે ૨૦૦ માંદા પડે તેમાંનો એક તેનાથી મરે છે. અને એવા મરનારની સંખ્યા દરરોજ સરેરાશે ૨૮૮૦ છે! વિચાર કરો કે, દર મિનિટે મલેરિયાથી બે માણસો આપણા અભાગી દેશમાં મરે છે! યુરોપના સમૃદ્ધ દેશોમાં આ રોગ ત્યાંના લોકોએ લગભગ નાબૂદ કર્યો છે. એ નાબૂદ કરી શકાય એમ છે, તે પણ આપણે ક્યાં જાણીએ છીએ? ગામડાંમાં ઘણાખરા લોક, ચોમાસું આવે એટલે ટાઢિયો તાવ તો આવે જ, એમ કુદરતી રીતે માને છે. એનું કારણ ઉપર કહ્યું તે અજ્ઞાન છે.

મચ્છર કરડવાથી મલેરિયા થાય છે, એ પણ કેટલા જાણે છે? મલેરિયાના મચ્છરની ખાસ જાત છે. તે પોતાના ડંખ વાટે માણસના શરીરમાં મલેરિયા રોગનાં જંતુ દાખલ કરે છે. આ જંતુ લોહીમાં રહેતા રાતા કણને ખાઈ જાય છે. અને તેથી કરીને માણસ મરે નહિ તોય નબળો તો થઈ જ જાય છે. અને ઉપરાછાપરી ને વરસોવરસ એ રોગ થાય, તો તે માણસનું હાડ ભાંગી નાંખે છે, તેને અધમૂઓ જ જાણે કરી દે છે. આમ થતી શક્તિની ખુવારીથી કરોડો રૂપિયાનું નુકસાન

થાય છે; અને માણસનું જીવતર બગડે છે એ તો જુદું.

ઉપર કહેલા દાક્તરે આ નુકસાનનો હિસાબ કાઢ્યો છે. દક્ષિણમાં તાંજોર જિલ્લાના એક ગામની ખાસ તપાસ કરવામાં આવી છે. ગામને, મલેરિયા પાછળ, દર વરસે, માથા દીઠ, દવાદારૂ અને ભૂવા-જતિ વગેરે કરવા પાછળ કેટલું ખર્ચ કરવું પડ્યું તે ગણવામાં આવ્યું. દાક્તર કહે છે કે, વસ્તીના જણ દીઠ ૨ાા રૂપિયાનું ખર્ચ થયું! અને બીમાર લોક મજૂરી ન કરી શકયા તેથી માથા દીઠ રૂ. ૧–૬–૦ ખોટ આવી. એમ કુલ રૂ. ૩–૧૪–૦ દર વર્ષે એ ગામ માથા દીઠ ખુએ છે.

અને કેટલા મળતર ઉપર આ ખોટ છે? તે દાક્તર જણાવે છે કે, આ ગામની જણ દીઠ વાર્ષિક આવક માત્ર રૂ. ૩૫–૩–૦ પડે છે. તે દાક્તર કહે છે કે, જણ દીઠ ચાર જ આનાને ખરચે મલેરિયા નાબૂદ કરી શકાય છે, એ સાબિત થઈ ચૂકેલી વસ્તુ છે. છતાં તે ૪ આના ખર્ચને બદલે ચોખ્ખા રૂ. ૩–૧૦–૦ એ ગામને નકામા ફેંકી દેવા પડે છે. એ આંકડો હવે આખા દેશનાં ગામડાંમાં લાગુ કરો, અને ગુણાકાર કરી જુઓ, તો કરોડો રૂપિયાનો આંકડો આવશે. તે દાક્તર કહે છે કે, ઓછામાં ઓછાં દોઢ લાખ ગામ તાંજોરના પેલા ગામ જેવાં દેશમાં હશે. તેમાં ૧૨ાા કરોડ માણસ રહે છે એમ માનો. ઉપરના હિસાબે તે લોકો દર વરસે ૪૫ કરોડ રૂપિયા મલેરિયાની મોકાણ પાછળ ખરચે છે, એમ હિસાબ થયો. હવે જો આ જ વિસ્તારમાં મલેરિયા રોકવા માટે પગલાં લેવામાં આવે, તો પ્રયોગ કરીને ગણી કાઢેલા ખર્ચને અંદાજે કુલ ૩–૩ાા કરોડ રૂપિયા જ જોઈએ. તેને બદલે ૪૫ કરોડ ખર્ચ કરાય છે, અને મલેરિયાથી આખા કે અર્ધા મરીએ છીએ તે તેની ઉપર દક્ષિણમાં!

મલેરિયા રોકવાને માટે શું કરવું એ વિષે પણ એ દાક્તરે પોતાના ભાષણમાં વાત કરી છે. તે વિષે આવતા અંકમાં જોઈશું. મ૦

# કેવું વિચિત્ર!

થોડા વખત પર ભરાયેલા એક પ્રદર્શનમાં નીચેનું પાટિયું વાંચ્યું હતું :—

| કોણ | |
|---|---|
| હસે છે? | રડે છે? |
| વિદેશી વેપારી | હિંદનો ખેડૂત |
| ,, મોટર લારી | ,, મજૂર બળદ |
| ,, ઓજાર | ,, લુહાર |
| ,, પતરાં | ,, કુંભાર |
| ,, બૂટ | ,, મોચી |
| ,, કાપડ | ,, વણકર, કાંતનારો, પીંજારો |
| ,, તગારાં | ,, ભંગી |
| ,, ફર્નિચર | ,, સુથાર |
| ,, વાસણ | ,, કંસારો |

આ જ પ્રમાણે મુંબઈ સરકારની ઔદ્યોગિક તપાસ સમિતિએ ગૃહઉદ્યોગોની પડતીનાં કારણોનો વિચાર કરતાં, આપણી રહેણીકરણીમાં નીચેના ફેરફારોની નોંધ કરી છે :

| શું ગયું | | શું આવ્યું? |
|---|---|---|
| ખંડ | બદલે | પોલકાં |
| પાઘડી | ,, | ટોપી |
| પીતાંબર | ,, | ધોતિયાં |
| શેતરંજી | ,, | ખુરશી |
| માટીનાં વાસણ | ,, | એલ્યુમિનિયમનાં |
| નળિયાં | ,, | પતરાં |
| ગાડું | ,, | મોટર, ગાડી |
| જોડા | ,, | બૂટ |
| ચૂનો માટી | ,, | સિમેન્ટ |
| લાકડું | ,, | લોઢું |

આવી યાદી હજી લાંબી કરી શકાય. સો બસો વરસ પરના લોકજીવનમાં અને આજના જીવનમાં ઘણા ફેરફાર થઈ ગયા છે. એવા ફેરફારો દરેક સમાજમાં વખતોવખત થાય છે. પશ્ચિમના દેશોમાં થાય છે અને આપણે ત્યાં પણ થાય છે. પણ તે ફેરફારો જુદી જુદી જાતના હોય છે. એક માણસ થાકીને સૂઈ જાય અને બીજો માંદો પડીને સૂઈ જાય, તેવો તેમાં ફેર હોય છે.

કોઈ વખત વાપરવાની વસ્તુઓમાં સુધારો થાય છે, તો કોઈ વખત એકને બદલે બીજી વસ્તુ વપરાશમાં દાખલ થાય છે. કોઈ વખત ફેરફાર થતાં ઘેર બેઠાં એકને બદલે બીજું કામ મળે છે, તો કોઈ વખત ઘરગથુ માલને બદલે કારખાનાનો માલ અગર પરદેશી માલ દાખલ થાય છે. જ્યાં માલમાં સુધારો થાય અને એકને બદલે બીજું કામ મળી રહે, ત્યાં ખાસ નુકસાન થતું નથી; પરંતુ જ્યાં કારખાનાનો અગર પરદેશી માલ દાખલ થાય છે, ત્યાં ધંધા પડી ભાંગે છે અને બેકારી વધે છે. આપણા દેશમાં જે ફેરફારો થયા છે તે મોટે ભાગે છેલ્લા પ્રકારના છે. પરિણામે દેશમા બેકારી વધી છે, ખેતી પર બોજો વધ્યો છે, અને ગરીબાઈમાં વધારો થયો છે. આવા ફેરફારો અનિષ્ટ છે અને તે અટકાવવા જોઈએ. આ બધાયમાં ચામડાં અને ખોરાકને લગતી કેટલીક ચીજોની આયાત વધુ ખરાબ છે. હિંદ ખેતીનો દેશ; ખાવાપીવાનું જે જોઈએ તે પાકે; અને છતાંય ખાવાપીવાની અશુદ્ધ, ગમે તેવા માલમાંથી બનાવેલી અને મોંઘી વસ્તુઓ પરદેશથી આવે છે, તે કેવું વિચિત્ર છે! મોચી લોકો જોઈએ તેના બૂટ જોડા બનાવી શકે છે, છતાં તેમનો ધંધો તોડીને કેટલાક કલકત્તાના કે બીજા કારખાનાના તૈયાર બૂટ વાપરે છે. અને તે ઉપરાંત મુંબઈ ઇલાકામાં લગભગ ૫ લાખના પરદેશી બૂટ દર વરસે આયાત થાય છે, તે કેવું વિચિત્ર છે!

તાજાં ફળફળાદિ જોઈએ તેવાં ખાવા મળી શકે છે, છતાં લગભગ ૩॥ લાખના વાસી ફળના ડબા આયાત થાય છે, તે કેવું વિચિત્ર છે!

કંદોઈ લોકો જોઈએ તેવી મીઠાઈ તૈયાર કરી શકે છે, છતાં લગભગ ૭ લાખની પરદેશી મીઠાઈ આ ઇલાકામાં આયાત થાય છે, તે કેવું વિચિત્ર છે!

ખાવાપીવાનું જોઈએ તેવું ઘેર તૈયાર થઈ શકે છે અગર બનાવી શકાય છે, છતાં લગભગ ૮ લાખનાં બિસ્કિટ અને એવી ખાવાની ચીજો આયાત થાય છે, તે કેવું વિચિત્ર છે! શોખીન લોકોના અને ઘેલાં માબાપોના આ કેટલાક છંદ છે. પરિણામે પૈસા પરદેશ જાય છે, દેશમાં બેકારી વધે છે, તંદુરસ્તી બગડે છે અને રોગ વધે છે. આવી નકામી વસ્તુઓ વાપરવી ને તંદુરસ્તી બગાડવી અને દેશના લોકોનો ધંધો તોડી પાડવો, હેરાન થવું અને હેરાન કરવું, એ કેવું વિચિત્ર છે!

વિ૦

---

## 'નવજીવન'નાં નવાં પુસ્તકો

**ગાંધીજી:** (હિંદી) લેખક જુગતરામ દવે, અનુ૦ કાશીનાથ ત્રિવેદી, કિ. છ આના. ટપાલરવાનગીખર્ચ ૦-૨-૦

**एक धर्मयुद्ध:** (હિંદી) લેખક મહાદેવ દેસાઈ, અનુ૦ કાશીનાથ ત્રિવેદી, કિ. આઠ આના. ટપાલરવાનગી ખર્ચ ૦-૧-૬

**ખિસ્સાકોશ:** (જોડણી માટે) બીજી આવૃત્તિ, કિ. આઠ આના. ટપાલરવાનગીખર્ચ ૦-૨-૦

છેલ્લું પુસ્તક તા. ૧૦ મીએ પ્રગટ થશે.

# આપણું શરીર

## ૫. શરીરનું બંધારણ

આપણું શરીર શાનું બનેલું છે તે વિષે આ વખતે વાત કરવાની છે.

લૌકિક ભાષામાં કહેવાય છે કે, માટી-માંથી જન્મ્યા છીએ ને માટીમાં મળી જઈશું. આપણું આ શરીર અથવા પ્રાણીમાત્રનું શરીર વિશાળ ધરતીમાતાની કૂખમાંથી જ જન્મે છે ને તેનાથી પોષાય છે. માંસાહારી, શાકાહારી ને ઘાસખાઉ — પ્રાણીમાત્ર ધરતીમાંથી નીપજતી વનસ્પતિ પર મૂળે તો નભે છે. એ અર્થમાં શરીરનું બંધારણ માટીમાંથી છે એ કહેવું બરોબર છે. માટી એટલે માંસ અર્થ પણ થાય છે એ ખબર છે ને?

એક કવિએ શરીરનું બંધારણ આના કરતાં જરા વધારે વિગતમાં ઊતરીને ગાયું છેઃ

'હાડ, માંસ ને રુધિર ભરેલું
મઢયું ચામડે અંગ.'

આ શરીર લોહી, માંસ ને હાડકાંનો માળો છે ને તેની ઉપર રૂપાળી ચામડી મઢી દીધી છે. અને પછી સમજાવે છે કે, એવી 'ગંદી દેહનો ગર્વ નકામો.' પણ આ તો વૈરાગ્યની – ધર્મશાસ્ત્રની વાત થઈ. અહીં આપણે શરીરની — પદાર્થશાસ્ત્રની વાત સમજવી છે. તેને સારુ આપણું વૈદકશાસ્ત્ર પ્રથમ જોઈએ.

શરીરના બંધારણ માટે જે જરૂરી વસ્તુ હોય તેને 'ધાતુ' કહે છે. એવી સપ્ત ધાતુનું બનેલું આપણું આ મનુષ્યશરીર છે, એમ આપણા પ્રાચીન વૈદકના ગ્રંથોમાં કહ્યું છે. એ સપ્ત ધાતુ કઈ તે નીચેના શ્લોકમાં ગણાવી છેઃ

रसासृङ्मांसमेदोऽस्थिमज्जाशुक्राणि धातवः ।

૧. રસ એટલે અન્નરસ (અંગ્રેજીમાં તેને 'લિમ્ફ' કહે છે), ૨. અસૃજ એટલે લોહી, ૩. માંસ, ૪. મેદ એટલે ચરબી, ૫. અસ્થિ એટલે હાડકું, ૬. મજ્જા એટલે હાડકાની વચ્ચે રહેતો 'ગરભ' કે ચરબી, ૭. શુક્ર એટલે વીર્ય.

આ સાત ઉપરાંત કેશ કે વાળ, ત્વચા કે ચામડી, અને સ્નાયુ એ ત્રણ પણ ઉમેરાયા છે, અને એ રીતે ૧૦ ધાતુનું આપણું શરીર ઘડાયું છે, એમ કેટલાક કહે છે.

વાળ અને નખ તથા ચામડીનું બહાર દેખાતું ઉપરનું અતિ પાતળું પડ શરીરનાં જીવતાં અંગ નથી. વાળ ને નખ આપણે ઉતારીએ છીએ. ચામડીનું ઉપલું પડ ભીંગડાં વળીને જતું રહે છે. અને સ્નાયુ એક ખાસ પ્રકારનું માંસ જ છે. આથી કરીને એ બધાંને સપ્ત ધાતુમાં નથી ગણ્યાં.

આ સાતે ધાતુઓ આપણા શરીરમાં રહેલી પ્રત્યક્ષ જોઈ શકાય છે. તે દરેક નીરોગી રહે તો આખું શરીર નીરોગી રહે છે. તે દરેકને પોતાનું નિરનિરાળું ખાસ કામ કરવાનું હોય છે; તે કામો કયાં એ આપણે આગળ ઉપર સમજતા જવાના છીએ.

વળી સાતે ધાતુ પરસ્પર સંબંધ રાખે છે. જે અન્ન કે આહાર આપણે ખાઈએ છીએ, તેને પચાવીને શરીર તેમાંથી પોતાનો અન્ન-રસ તૈયાર કરે છે. તેમાંથી લોહી બને છે; તેમાંથી માંસ, મેદ, મજ્જા, હાડકું તથા વીર્ય વગેરે બધી ધાતુઓ, શરીર પોતાના નિભાવની જરૂર પ્રમાણે, બનાવી લે છે.

યુરોપીય વિજ્ઞાન શરીરનું બંધારણ જુદી રીતે તપાસે છે. ઉપર ગણાવેલી સપ્ત ધાતુઓ તો શરીરમાં પ્રત્યક્ષ પડેલી છે; તેને તો એ વિજ્ઞાન માને છે. પરંતુ તેમને રસાયણશાસ્ત્રની રીતે છૂટાં પાડીને તપાસે છે; અને એમ કરી જોતાં શરીરમાં જે રાસાયણિક દ્રવ્યો મળે છે, તે બધાંથી આપણું શરીર બનેલું છે, એમ તે કહે છે. આ દ્રવ્યો તે કયાં તે પણ જોવું જોઈએ. એ આવતા પ્રકરણ ઉપર રાખીશું.

મ૦

# નવું વાચન

**ઉપવાસ કેમ અને ક્યારે :** લે. હરજીવન સોમૈયા; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ; પૃ. ૧૫૮; કિં. ૧–૪–૦.

અનેક રોગો દવા વગર ફક્ત ઉપવાસથી જ મટી શકે છે એમ સિદ્ધ કરવા આ પુસ્તક લખાયું હોય એમ શરૂઆતનાં પ્રકરણ જોતાં લાગે છે. પણ જેમ જેમ પુસ્તક આગળ વાંચતા જઈએ તેમ તેમ ઉપવાસ, તેના ગુણદોષ, તેની મર્યાદાઓ ઇત્યાદિ વિષેની નક્કર માહિતી આપણને મળી રહે છે અને એ માહિતી ખાતર પણ એ પુસ્તક એક વખત તો વાંચવું જોઈએ, એમ લાગે છે. 'વૈજ્ઞાનિક ઉપવાસ' એ પ્રકરણ સિવાયના લખાણમાં બહુ સત્ત્વ લાગતું નથી.

લેખકે કેટલેક ઠેકાણે અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો કુશળતાથી ગોઠવ્યા છે. દરેક પ્રકરણની શરૂઆતમાં જ, આવા પર્યાયો માટે યોજેલા શબ્દો તથા તે શબ્દોના અર્થની મર્યાદા નક્કી કરી, પછી જ આગળનું લખાણ લખાયું હોત, તો લખાણ વધારે દીપી નીકળત આવા ...દો ભલે થોડા હોય તોપણ અંગ્રેજી અને ગુજરાતી ...ને કક્કાવારી પ્રમાણે પુસ્તક પાછળ આપ્યા હોય તો ...રી સવડ કરી ગણાય.

કેટલેક ઠેકાણે સહજબુદ્ધિથી સાચાં લાગે પણ ખોટાં હોય એવા વિધાનો લેખકે કરેલાં છે. 'ચેતનની મૂળ ...ભી જે અણુમાં હોય તે અણુ બાળકના ગર્ભશરીરમાં યોગ્ય સ્થાને આવી જાય છે ને તે સ્થાન ખોરવાણું રહી જાય છે.' 'શરીરમાંના કોષોને જીવનશક્તિ ખાય છે, કોષો ખવાઈને અંગો બને છે.' ઇત્યાદિ આવાં વિધાનોના નમૂના છે

કેટલેક સ્થળે ભાષા એટલી બધી ક્લિષ્ટ છે કે વાંચનારને કંટાળો જ આવે જેમ કે :

'આતરડાને પોતાનું કામ પોતાની શક્તિ કરતાં વધુ ઝડપથી ને ખેંચાઈને કરવું પડે ત્યારે જે ક્રિયા દશ્યમાન થાય છે તેને આપણે મરડો કહીએ છીએ.' કદાચ આ ક્લિષ્ટતા અંગ્રેજી ભાષાના કઢંગા ભાષાંતરને આભારી હોય.

લેખકે ડૉ. લિન્ડા હેઝાર્ડનાં લખાણો અને અનુભવોને આધારે આ પુસ્તક લખ્યું હોય એમ લાગે છે.

**વીજળીની દુનિયા સચિત્ર દીપોત્સવી અંક :** સંપાદક : હરિલાલ મંગળદાસ ત્રિવેદી, અમદાવાદ. પા. ૧૭૦, કિં. દસ આના. (વાર્ષિક લવાજમ ૧ રૂપિયો)

'વીજળી અને વિજ્ઞાનના વિશિષ્ટ વિચારો ચર્ચતું — ગુજરાતી ભાષામાં પ્રથમ માસિક'–નો દિવાળી અંક આ છે. માસિકનું આ બીજું વર્ષ ચાલે છે તે જોતાં, ટૂંક સમયમાં તેણે સારી પ્રગતિ કરી દેખાય છે.

'ગુજરાતી ભાષામાં' અને 'પ્રથમ' હોવાનો દાવો કરતા માસિકને એક બે સૂચના કરવા જેવી લાગે છે. માત્ર વીજળીના કારીગરો ઉપરાંત સામાન્ય વાચકને પણ વિજ્ઞાનમાં રસ લેતો કરવાની નેમ આ માસિકે રાખવી જોઈએ. નીચેની સૂચનાઓ તે માન્યતાને આધારે કરું છું

વીજળી જેવા શાસ્ત્રીય વિષયમાં જુદા જુદા લેખકો જુદી જુદી પરિભાષા વાપરે અગર તો અંગ્રેજી શબ્દો જ અને તેની સાથે 'કરવું,' 'હોવું,' 'થવું' ઇત્યાદિ મૂકી ચલાવી લે, એ ઇષ્ટ લાગતું નથી. આ માટે માસિકે એકધારી પરિભાષા વાપરવી જોઈએ અને તે નિશ્ચિત કરવાનો આગ્રહ રાખવો ઘટે. આવી પરિભાષા માટે તળપદી ગુજરાતી ભાષાના જાણકાર તેમ જ પોતાના વિષયનું જ્ઞાન હોય તેવા માણસોએ પ્રયત્ન કરવો રહ્યો. અંકના એમના લેખો વાંચતાં લાગે છે કે, શ્રી. શંકરલાલ જ. જાની તથા હિં મ૦ પડિયા જેવા માણસો સહેજે આ કામ ઉપાડી શકે. જે શબ્દોના ગુજરાતી પર્યાય જોઈએ તેની યાદી બહાર પાડી બીજાની મદદ પણ લેવી ઘટે. જો આવો પ્રયત્ન નહિ થાય તો માસિકનો ગુજરાતી હોવાનો દાવો માર્યો જશે.

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય નહિ જેવું જ છે એ જોતાં, આ માસિકનો તે અંગેનો પ્રયત્ન ઉત્તેજનપાત્ર ગણાય. વીજળીનું કામ કરનારા કારીગરોને તો આથી ઉપયોગી જ્ઞાન પણ મળતું હશે. બ૦ ગાં૦

**નાનકડી વાતો :** લેખક : રમણલાલ ના. શાહ. પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પા. ૬૭. કિં છ આના

'૬ થી ૧૬ વર્ષનાં બાળકો માટે વાચન' પૂરું પાડવાના નેમવાળી ગૂર્જર બાળગ્રંથાવલીનો આ મણકો નાનાં બાળકો માટે છે, એમ લેખક જણાવે છે. તેમાં કુલ ૨૦ વાર્તાઓ આપી છે. એક છેલ્લી વાત, 'કર્તવ્ય-પાલન'માં ડ્યૂક ઑફ વેલિંગ્ટન આવે છે; તે અને તેની અગાઉની એક, એમ માણસની બે વાત બાદ કરતાં બધી વાતો પશુપક્ષીની માનવ-ચેષ્ટાની છે તેમાં પશુપક્ષીઓ હરે ફરે છે, બોલે છે, લડે વઢે છે, અને બીજી રીતે માણસ પેઠે વર્તે છે. (દા. ત દેવતા પાડવા પારધિને ચકમક કબૂતર લાવી આપે છે.) વાતને છેડે બોધ-વચન આવે છે.

પ્રસ્તાવનામાં લેખક જરાક તોછડાઈપૂર્વક એક ચર્ચાનો રદિયો આપે છે. તે ચર્ચા પશુપક્ષીની કાલ્પનિક વાતો બાળકને આપવી યોગ્ય કે કેમ એ છે તેના પૂર્વપક્ષને ગોટાળ કહી દઈ, તે કહે છે કે, 'એનો જવાબ આપવાનો પ્રયત્ન કરવાની જરૂર જણાતી નથી.' છતાં પછી જવાબ આપે છે; અને આપે છે તે એ કે, બાળકને પૂછી જુઓ;

બાળક બરાબર સમજે છે કે પશુસૃષ્ટિની એક કાલ્પનિક દંતકથા એની આગળ રજૂ થાય છે. એવું હાર્દ એ સમજે છે અને રાચે છે. જનાવર બોલતાં હશે કે કેમ એટલી ઊંડી બાબતમાં બાળક ઊતરતું નથી' (છતાં, 'કાલ્પનિક' અને 'દંતકથા' એટલે શું તે એ બાળક સમજે છે એમ? ખેર.)

આની સાથે જો લેખકે આજ કેટલીક જમાએ પ્રવર્તતા એક બીજા 'વિતંડાવાદ'ની 'પોકળ દલીલો' વિષે પણ પોતાનો જવાબ આપવા પ્રયત્ન કર્યો હોત તો મહેરબાની થાત. એ વાદ છે વાર્તાને અંતે બોધ ન આપવો ઘટે એ. આ લેખક બરોબર બોધ કાઢી આપે છે; તે કોઈ ખાસ સિદ્ધાંત-સમજથી કે ગતાનુગતિક જૂની પરંપરાને વશ થઈને? પણ આ લખ્યા ઉપરથી રખે કોઈ માને કે, બોધ તારવવાની રીત વિરુદ્ધ હું છું. આજે સૌ કોઈ બોધ સામે કરતાં બોધ આપવાની રીત સામે વધારે હોય એમ લાગે છે. બોધકતા કલાપૂર્વક યોજવી જોઈએ. એટલે કે, વાતની શૈલી અને ભાષાની સૂચનશક્તિથી કામ લેવું જોઈએ. જૂની પરંપરા સીધો બોધ તારવી આપતી — 'આ ઉપરથી બોધ લેવાનો છે કે' એમ કહીને. નવી પરંપરા રસોપાસક છે; બોધની તેને પરવા નથી. આ ચોપડીના લેખકે આ મુદ્દા વિષે પણ પોતાની ચોખવટ કરી હોત તો સારું થાત. બાળકના રસ ઉપર તો તેય નિર્ભર રહે છે; નહિ તો પહેલા મુદ્દાના જવાબમાં, વાતોમાં બાળકને પડતી મજાને દલીલરૂપે તે આગળ ન કરત. પહેલો મુદ્દો રજૂ કરનાર એમ નથી કહેતા કે, પશુપક્ષીની બોધક વાતોમાં બાળકોને મજા નથી પડતી માટે તે ત્યાજ્ય છે; તેઓ તો બાળકના ઘડાતા માનસનો ખ્યાલ કરીને કહે છે તે કહે છે. લેખકે એ મુદ્દાના પક્ષકારોને ન્યાય આપવા ખાતર પણ આટલું તો કહેવું જોઈતું હતું. ખેર.

પશુપક્ષીની વાતો ઇસપ અને વિષ્ણુશર્મા જેટલી પ્રાચીન છે. એ વાતો એવી સચોટ મર્માળી અને રસિક છે કે તેમણે પ્રજામાનસના ઘડતરમાં પણ ભાગ લીધો છે. એવી વધારે વાતો યોજવાને માટે કોઈ ના ન પાડી શકે. એ યોજી શકનાર કહી શકે કે, મેં તો આ યોજી છે; તાત્ત્વિક મુદ્દો હું સમજતો નથી. અને એમ કહી તે સર્જકને અધિકારે સૌને પડકારી શકે.

અને બાળકોને ગમે છે એ જે લેખક લખે છે તે શી રીતે? બાળકને વાર્તામાત્ર ગમે છે. અરે, આજનું શહેરી બાળક તો એવું વિચિત્ર બનતું જાય છે કે, અક્ષરનાં જોડકણાં ગમે તેવાં પણ એને ગમે છે, અને તે પીરસનારનો ધંધો શહેરોમાં જામ્યો છે. આજે બાળસાહિત્યમાં ખપાવાતું કેટલુંય ઉપરની શહેરી વિચિત્રતાને આધારે જ જીવી શકે છે. અહીં આગળ એક પ્રસ્તુત અને પ્રસિદ્ધ અભિપ્રાય પણ ટાંકવા જેવો માનું છું: પ્રખ્યાત અમેરિકન અંધ બાઈ હેલન કેલરે જણાવ્યું છે કે, મને તો પશુ-પક્ષીની વાતો પર ચીડ ચડે છે; હું એ લોકો બોધ આપે તે સહન જ કરી શકતી નથી. અને આ એણે પોતાના બાળપણને અંગે કહેલું છે.

પ્રસ્તુત વાતોમાં કોઈ ઝલક કે રસ ઓછાં છે. ભાષા ઘણી રીતે સુધારી શકાય એવી છે. અને એ વાતોમાં વણેલા બોધની સારાસારતા તો નિરાળી વાત રહી. ઇસપ અને વિષ્ણુશર્મા વગેરેનું અતિ કનિષ્ઠ અનુકરણ જ આ વાતોમાં મળે છે. હું નથી માનતો કે, એમાંની એકે એવી ચટકદાર ટુચકા-શક્તિ ધરાવે છે, કે જેથી એક ઉખાણા તરીકે એ ચિરંજીવ થઈ શકે. ચોપડીની ૧ લી આવૃત્તિ ૧૯૩૬ માં થયા પછી ૧૯૪૦ માં થયેલી આ તેની બીજી આવૃત્તિ છે. પશુપક્ષીના કાલ્પનિક સંસારની બધી વાતોને અંતે છેલ્લે બે વાતો — ખાસ કરીને છેલ્લી — વિસંગત લાગે છે. તે કોઈ જુદા સંગ્રહ માટે રાખી લેવી જોઈતી હતી. 'ઉદાર કબૂતર'ની વાત નવી નથી; મૂળનું અનુવાદન છે. તેમ જ જો પ્રસિદ્ધ અને શક્તિશાળી વાર્તાલેખકોની નીવડેલી આવી બાળ-વાર્તાઓમાંથી અનુવાદન કર્યું હોત તો સારું થાત. પશુપક્ષીની સમર્થ વાત યોજવા માટે જોઈતી સાહિત્ય-સ્વામિતા આ વાર્તામાં પ્રગટ નથી થતી. વાંચવા-રોગથી પીડાતાં બિચારાં શહેરી ને પૈસાદાર બાળકો જ આવી ચોપડી વાંચી શકશે. બીજાને તેની ૬ આના કિંમત ન પરવડી શકે

અમારી સૂચના છે કે, પશુપક્ષીની વાતોમાં પડવું હોય તો વાંધો નથી; પણ લેભાગુનું એ કામ નથી, કારણ કે એ અઘરી કળા છે. તેના કરતાં, માણસસૃષ્ટિના અનેક રસિક પ્રસંગોના ટુચકા કહો. (જેવા કે 'કર્તવ્ય-પાલન'નો.) તેમાં બાળસૃષ્ટિના ટુચકા પણ લો. ગમે તે લો; તેમાં વાર્તાકારની સમર્થતા બતાવો. આ ચોપડીની વાતો તો 'માસિક'માં નભી જાય; ગ્રંથસ્થ થવા જેવી તેમાં તાકાત નહોતી.

*જનપદ*: મનુભાઈ જોધાણી. પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પા. ૧૨૬, કિં ૧૨ આના. બીજી આવૃત્તિ, ૧૯૪૦

ગામડાંના ઉદ્ધારના કાર્યક્રમના આ જમાનામાં ગામડાંના પ્રશ્નો અને ત્યાંના લોકો વિષે સાચી સમજ મેળવવી જોઈએ. તે સમજ 'સરકારી અમલદારો અને નાગરિક પ્રજાસેવકો'ને સહેજે ન મળી શકે. તેને સારુ, ખરું જોતાં તો તેમણે ગામડાંમાં રહી સાચો સંપર્ક સાધી, તે દ્વારા પ્રત્યક્ષ જ્ઞાન અને સમજ મેળવવાં જોઈએ. આ ચોપડી તે કામ અક્ષરો દ્વારા સાધવા ઇચ્છે છે. તેથી તેમાં કાઠિયાવાડનાં ગામડાંના જીવનમાં સામાન્ય રીતે મળતા અનેક જાતના તથા ધંધાના લોકોનું શબ્દચિત્ર લેખક આપે છે. આ ચોપડીમાં કાઠી 'જનપદ'નાં

એવાં ૨૭ શબ્દચિત્રો આપવામાં આવ્યાં છે. દરેક ચિત્રમાં લેખક તે તે પાત્રની જે ખાસિયતો ગણાય તે એક એક ફકરામાં કહેતા જાય છે. સળંગ આખા ગ્રામજીવનની પ્રાચીન એકસૂત્ર વર્ણ-વ્યવસ્થા ભલે તેથી વાચકના મન પર ન છપાય; પરંતુ દરેક ચિત્રથી તેના પાત્રનો આછો પરિચય તો મળે છે. એટલા પૂરતો આ પ્રયત્ન સારો ને મદદગાર છે.

બાળકો કે તેમના જેવા અભણ પ્રૌઢો માટે આ પ્રયત્ન કલ્પીને કે શાથી, મોટાં બીબાંમાં ને સરળ વાક્યોમાં કહેવાનું કર્યું છે. કાઠી તળપદી ભાષા બહુ હોવાથી શબ્દોનો કોશ પાછળ આપ્યો છે, પરંતુ તે પૂરતો નથી, કેમ કે ઘણા શબ્દો ને પ્રયોગો આ બાજુ ન આવડે એવા છે

પુસ્તકમાં જોડણી વિદ્યાપીઠના કોશ પ્રમાણે કરી છે, એમ લખ્યું છે; પણ ભૂલો ઘણી રહી ગઈ છે તે સુધારી લેવી જોઈએ. કિંમત બહુ કહેવાય.

**સૌની વાતો :** પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. પા. ૯૬; કિં. ૧૦ આના.

વાર્ષિક રૂ. ૩ ના લવાજમે ચલાવાતી અરુણ પુસ્તક-માળાનો આ ૧૧-૧૨ મો મણકો છે. માળાની બીજી ચોપડીઓ જોઈ નથી; આ મણકા ઉપરથી કલ્પું છું કે, તે બાળકોપયોગી પુસ્તકમાળા છે.

ચોપડીમાં જુદા જુદા ૯ બાળકોની ૯ વાતો સંઘરવામાં આવી છે. નવે વાર્તાઓ સરખી જાતની નથી. નદીની આત્મકથારૂપે નદી વિષે પાર વિનાની માહિતીઓની ખીચડીરૂપ પહેલી વાતથી માંડીને, લોકકથા, પરીકથા, બાળકોના રાજની ઢંગધડા વગરની અદ્ભુત કથા, ઝાડપાન મારફતની બોધકથા, ઇત્યાદિ કથા-પ્રકારો આમાં આવે છે. અને આમાં આવની વાતોમા સૌ લેખકો સરખા સફળ પણ નથી. એટલે, સંગ્રહ કોઈ એક નીતિ પર ગંઠાયો નથી લાગતો.

એક વાત — 'જંગલનું વેર' કોઈ ખાસ રસ જમાવતી નથી તેમાં વર્ણવાતા ભયના વાતાવરણથી છળીને દિંગ થવા જેટલું જ એનું પરિણામ દેખાય છે. એથી આ વાર્તા બાળકના લાગણીતંત્ર પર આઘાતક નીવડે એમ લાગે છે તેમાં વાર્તાનો કશો રસ નથી. થોડોક ભયંકરતાનો અદ્ભુત રસ છે, તે અનિષ્ટ લાગે છે

બાકીની વાતો તેમના કથન કે વસ્તુ-ગૂંથણીના કારણે ઓછાવત્તા રસવાળી છે, પણ કોઈમાં વાંધાપાત્ર દોષ નથી લાગતો.

**ભારત-દર્શન :** લેખક: ગારાભાઈ ભોગીલાલ ગોકસી. એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ પા. ૧૬૦. સચિત્ર. કિં. ૧-૧૨-૦.

'ભારતદર્શન' જેવા ભારેખમ નામવાળી અને 'કાકાસાહેબની પ્રસ્તાવના, કહેર બાપાના બે બોલ, સ્વામી આનંદનો અભિપ્રાય'— એમ ત્રણ ત્રણ નામાંકિત બુજરગોનાં આદિવચન સાથે રજૂ થતી આ ચોપડી લેખકના ગુજરાતથી આબુ અજમેર થઈ ઉત્તર-પશ્ચિમમાં કાશ્મીર પેશાવરથી માંડી પૂર્વમાં કલકત્તા સુધી કરેલા પ્રવાસનું વર્ણન છે. પ્રવાસીની ઊડતી નોંધરૂપ તે મોટે ભાગે છે; અને છેડે જોવા લાયક સ્થળો તથા મેળા વગેરેની ટીપ જોડી છે; એ હિસાબે આ વર્ણન માહિતી ઠીક આપે છે. પુસ્તકનો મોટો ભાગ આવો છે. તેનો ખાસ રસ પડતો ભાગ અમરનાથની યાત્રાના વર્ણનનો છે. ત્યાં લેખક સહજતાથી અને યાત્રાના રસથી વર્ણન આપે છે, તે વાચકનેય ચેપી નીવડે છે. બાકી પહાડોમાંથી ઊતરી સપાટ મેદાનો પર આવતાં, વર્ણન પણ કાંઈક સપાટ થાય છે અને કલમ ક્લિષ્ટ કે ભારે બનતી લાગે છે જાણે કે, હવે આ સ્થળને વિષે શું કહેવું તે ગોતતી ન હોય! તેથી જ વર્ણનમાં તૂટકતા જણાય છે અને હકીકતોમાં એક દર્શન બનવાની ઊંડી એકસૂત્રતા કે ગાંભીર્ય નથી રહેતું. તેથી જ કદાચ 'જરાક તક મળી કે એક આખું પ્રવચન લખી કાઢવાની અને બોધ તારવી કાઢવાની ટેવ' મેદાન પર આવતાં લેખક બહુ દાખવે છે. અને તેમાં, 'કાચી ઉંમરમાં કરેલા આ ઉતાવળા પ્રવાસમાં દૃષ્ટિબિંદુ વિશાળ હોવાનો સંભવ ઓછો છે,' એમ શ્રી. કાકાસાહેબ કહે છે તે ચોપડી વાંચતાં સાચું લાગે છે.

પણ લેખકે પોતાની ચોપડીને માહિતીની 'ગાઈડ' બનાવવા નથી ધાર્યું. તેમાં સાહિત્યિક ઝળક આણવાના ચોખ્ખા પ્રયત્ન નજરે આવે છે અમરનાથની યાત્રાનો ભાગ સારો છે; છતાં આ દૃષ્ટિએ પણ એ જ ઉત્તમ લાગ્યો. બાકી, 'હિમાલયના પ્રવાસ'નું નબળું અનુકરણ કરવાનો પ્રયત્ન પણ લાગે છે; છૂટક વિચારો જે વચ્ચે વચ્ચે ફેંક્યા છે તે બધા લેખકની કોઈ પરિપક્વ ભૂમિકામાંથી અનુબદ્ધ ગૂંથાયેલા નથી લાગતા. અત્યારની ગાંધીવાદી રાષ્ટ્રીયતાની છાપ એની ઉપર છે; પણ તે પૂરતી ઊંડી કે મનનપૂર્ણ નથી લાગતી.

પરંતુ આ પુસ્તક એ વિચારો કે કોઈ દર્શન અર્થે ઓછું જ વંચાશે. તે દૃષ્ટિએ એનું નામ ભ્રામક છે. હિંદના એક સૌંદર્યપૂર્ણ અને ઐતિહાસિક વિભાગ વિષે માહિતી મેળવવાનું દરેકને મન થાય; એ જિજ્ઞાસા આ ચોપડીથી કાંઈક છીપશે.

પ્રવાસની ચોપડીને જાહેરખબરો જોડે વિશેષ ગમતા મનાય. છતાં તેનો જુમખો અંતે સારો નથી લાગતો. અને એની પસંદગીમાં કોઈ તત્ત્વ છે ? ચિત્રો આપવા ઉપરાંત, પ્રવાસનો નકશો આપ્યો હોત તો વિદ્યાર્થીઓને મન આવત. આપણી ભાષામાં પ્રવાસ-સાહિત્ય વધે એમ સૌ ઇચ્છે. આ ચોપડી એ રીતે ઇષ્ટ ઉમેરો ગણાય.

મ૦

# માસિક વિવેચન

## ૧૪ મું સાહિત્ય સંમેલન

ભરાઉં ભરાઉં કરતી કરતી, ગુજરાતી સાહિત્ય સંમેલનની ૧૪ મી બેઠક છેવટે, શ્રી. મુનશી જેલ બહાર આવી ગયા એટલે, ગયા મહિનાના ૧ લા સપ્તાહમાં અંધેરીમાં ભરાઈ. તેના પ્રમુખપદનું માન આપણા રાષ્ટ્રપ્રેમી કવિ ખબરદારને આપવામાં આવ્યું હતું. શિરસ્તા મુજબ વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો, નિબંધવાચન વગેરે પણ થયાં. ગમે તે કારણે હો, આટલામાં જનતાને રસ નથી પડતો; (અને સાક્ષરોને ?) કદાચ તેથી અને બીજી રીતે આકર્ષક કરવા જનમનરંજનાર્થે ખાનપાન અને નાટયાદિ પણ બેઠકની આસપાસ રાખવામાં આવ્યાં હતાં. કળા-પ્રદર્શન પણ યોજાયું હતું. ઉપરાંત હેમચંદ્ર સ્મારક ભવન તથા ભારતી વિદ્યાભવનનાં મકાનો ખોલવાને નિમિત્તે, સર રાધાકૃષ્ણન્ જેવા વક્તા અને વિદ્વાનનું પણ 'ભણેલું' આકર્ષણ યોજાયું હતું.

સંમેલન તો ત્રણ દહાડાનો ટૂંકડો તડાકો હોય છે. તેનો ઘણોખરો ભાગ કામ કરતાં દેખાવ અને માન-દાનથી રોકાઈ જાય છે. વિભાગીય પ્રમુખો પણ એક રીતે વિશિષ્ટ નિબંધવાચન જ કરે છે; તેઓ તેથી વધુ કાર્યકર કશું કરતા લાગતા નથી. એટલે, રૂઢિગત વિભાગો રાખવાને બદલે જો અમુક વિશિષ્ટ કાર્ય પૂરતું આખું સંમેલન અનિધિસર સભારૂપે મળે અને સાહિત્યની પ્રગતિનાં વિવિધ અંગોની, તે તે વર્ષની જરૂર પ્રમાણે ચર્ચા કરી માર્ગદર્શક ઠરાવો કરે, તો વધારે સારું નહિ ? અનેક બાબતમાં આવા માર્ગ-દર્શનની જરૂર તો છે જ. સંમેલન તે આપવા અધિકારી બની શકે. તેવું તેને બનાવવા માટે વિચાર કરવાની બહુ જરૂર છે, જેથી એનો મેળાવડો માત્ર 'દેખાવડો' મટી જાય. આવી સભામાં થનારી ચર્ચા પૂરતો યોગ્ય પ્રમુખ તે સભા ચૂંટી લઈ શકે. તો પછી, મુખ્ય પ્રમુખ ઉપરાંત વિભાગીય પ્રમુખોની યાદી તૈયાર કરવાની એક મોટી આફતમાંથી ઊગરી જઈ શકાય.

સંમેલને કરેલા ઠરાવો તરફ વળતાં મુખ્યત્વે તેમાં 'ગુજરાતની અસ્મિતા'નું વર્ણન જોવા મળે છે. ગયે વખતે હેમસત્રની શોધ થઈ હતી; આ વેળા મૂળરાજ-સત્ર વિચારાયું છે. ગુજરાત બહાર વસતા ગુજરાતીઓને ઠપકો આપી આગ્રહ કરવામાં આવ્યો કે, તમે પૂરતો રસ લઈ કેમ આ તમારા કામમાં ભળતા નથી ? એને બદલે તેઓની સેવાનું કાંઈ કાર્ય વિચાર્યું હોત તો ? યુનિવર્સિટીને વિનંતી કરવામાં આવી કે, ગુજરાતના ઇતિહાસને કૉલેજના ભણતરમાં સ્થાન આપો. આ ઉપરાંતના ઠરાવો તો પ્રમુખ સ્થાનેથી મુકાતા પ્રકારના હતા.

## શિક્ષણ અને સેવા

હિંદની પ્રાચીન કેળવણીમાં કેટલાંય અમૂલ્ય તત્ત્વો એવાં હતાં કે જે આજે પણ આપણને પ્રેરક બની શકે છે. એવું એક તત્ત્વ ડૉ. રાધાકુમુદ મુકરજીએ મદ્રાસ તરફ એક વ્યાખ્યાનમાં રજૂ કર્યું તે નોંધવા જેવું છે :

'સામાન્ય કેળવણીના એક ફરજિયાત ભાગ તરીકે વૈદક દરેક વિદ્યાર્થીને શીખવાતું. સાધુ થવા માગતા ધર્મશાસ્ત્રના વિદ્યાર્થીઓને પણ એ પૂરું ફરજિયાત હતું. વૈદકના જ્ઞાન વગર—કે જે વડે શિક્ષિત લોકો આમ-જનતાનું વધારેમાં વધારે ભલું કરી શકે, તેના વગર—કેળવણી પૂરી ન થાય એમ ત્યારે લાગતું. સમાજસેવા એ જો શિક્ષણનો ઉદ્દેશ હોય, તો પ્રાચીન હિંદનો આ અભ્યાસક્રમ પોતાનો ઉદ્દેશ સારવામાં વધારેમાં વધારે સફળ હતો, એમાં વાંધો ન કાઢી શકાય.'

## 'અનીય' પ્રત્યયનો ઉપયોગ

૧૯૪૧ના એપ્રિલ માસના 'શિ. સા.'ના અંકમાં પા. ૨૮૦મે, 'કેટલાક પારિભાષિક શબ્દો' ચર્ચતાં, ક્રિયાપદ પરથી શક્યાર્થી કૃદંત ગુજરાતીમાં બનાવવા માટે સંસ્કૃત 'અનીય' પ્રત્યયની ભલામણ કરેલી; અને દાખલા તરીકે જણાવેલું કે, compressible માટે ('દબવું' પરથી) 'દબનીય', expansible માટે ('ફૂલવું' પરથી) ફુલનીય' શબ્દો ચાલી શકે, તથા તેમને 'તા' પ્રત્યય લગાડી ભાવવાચક નામો પણ સાધી શકાય. ગુજરાતીમાં પોતાનો તળપદો કોઈ શક્યાર્થ કૃદંતનો પ્રત્યય નથી. 'કરણીય', 'આકર્ષણીય' ઇ૦ શુદ્ધ સંસ્કૃત પ્રયોગો તો ભાષામાં ચાલે જ છે. વિજ્ઞાનની પરિભાષા રચતાં 'ible', 'able' પ્રત્યયો માટે જો સુગમ રસ્તો મળે, તો સાદા ગુજરાતી ધાતુઓ પરથી ટૂંકો ને સમજાય એવો શબ્દ બની જાય. તે પરથી 'અનીય' શબ્દનો વ્યાપક ઉપયોગ સૂઝયો. તે જો કાર્યસાધક હોય તો તેમાં ગુજરાતી

આગળ આવવા લાગી ! આ આગળ આવવાની વાસના પુરુષો પેઠે સ્ત્રીઓને પણ પજવવા લાગી છે કે શું ? રખે કોઈ માને કે, અમે એની વિરુદ્ધ છીએ. અમારો ઉદ્દેશ તો અહીં એ જ છે કે, પુરુષોના ગાંડા રાહ શાણી સ્ત્રીઓ ન લે; કેમ કે તેના આંધળા અનુકરણમાં સ્ત્રી પોતાની સ્વતંત્રતા નહિ, પણ પરતંત્રતા દેખાડે છે. જોકે તે પણ દેખાડવા માટે એને છૂટ હોવી જ જોઈએ.

સિલોનમાં વિદ્યાર્થિનીઓનું મહામંડળ હમણાં રચાયું લાગે છે. તેનું પ્રારંભક વ્યાખ્યાન આપવા કોલંબોની કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. જેનિંગ્ઝને નોતર્યા હતા. પોતાના વ્યાખ્યાનમાં ડૉકટરે કહ્યું,

'યુનિવર્સિટીની વિદ્યાર્થિનીઓનુ મહામંડળ રચાય છે એ જ એક બીના જાતિ તરીકેની નાલાયકીનું ચિહ્ન છે, કેમ કે વિદ્યાર્થીઓનું તેવું મહામંડળ રચવાની તો કોઈ સૂચના નથી થઈ. યુનિવર્સિટી કૉલેજમાં બેઉ માટે પ્રવેશના નિયમો તથા અભ્યાસક્રમ સરખા જ છે. ઇનામો તથા શિષ્યવૃત્તિઓ બેઉ માટે સમાન સુલભ છે. . . .'

વિદ્યાર્થિની-મંડળોએ વિચારવા જેવી આ એક વાત છે.

### ધર્મગુરુઓમાં મતભેદ

'મહાત્માઓમાં મતભેદ' ઉપરથી મને આ મથાળું, 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'માં નીચેની ખબર વાંચીને, સૂઝયું :

ન્યૂ યૉર્ક, ૧૭-૯-'૪૧

"'ન્યૂ યૉર્ક ટાઇમ્સ'ના રોમના ખબરપત્રીના કહ્યા મુજબ, પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે પોતાના અંગત એલચી, મિ. માઈરન ટેલરને પોપના દરબારમાં એવી વિનંતી કરવા મોકલ્યો હતો કે, નાઝીવાદ સામેનું યુદ્ધ ન્યાયી યુદ્ધ છે એમ તમે જાહેર કરો. આના જવાબમાં પોપે વિવેકભેર ના કહી. . .

"પોપને એવી મુશ્કેલી હોય એમ લાગે છે કે, કોઈ પણ પક્ષ લેવા એ અશક્તિમાન છે અને કોઈ પણ યુદ્ધને 'ન્યાયી' ગણવામાં, તાત્ત્વિક કારણોને લઈને, તે રાજી નથી"

### રવીન્દ્રનાથનું સાહિત્ય

સપ્ટેમ્બર માસના અંકમાં રવીન્દ્રનાથના જીવનનો પરિચય આપ્યો હતો, તેમાં ઉમેરવા જેવી પણ રહી ગયેલી નીચેની હકીકત એક અંગ્રેજી છાપામાં જોવામાં આવી હતી, તે આ વખતે નીચે આપું છું :

પોતાની ઉંમરમાં રવીન્દ્રનાથે ૩૦૦૦ ઉપરાંત ગીતો, તથા ૩૮ ગ્રંથો રાજદ્વારી વિષયો ૫૨, ૩૮ નાટકો અને ૧૯ નવલ નવલિકા વગેરે લખ્યાં છે. આ ઉપરાંત છૂટક નિબંધો, વ્યાખ્યાનો વગેરે રહે છે.

આવડા મોટા સાહિત્ય-પુંજનો પરિચય ગુજરાતીઓને ગુજરાતીમાં કોણ ક્યારે કરાવશે ? એમાંનાં વીણી કાઢેલાં કેટલાંક ગીતો નાગરીમાં મૂળ આપીને જો ગુજરાતી અનુવાદ સાથે આપવામાં આવે, તો ઘણો લાભ થાય. એ રીતે 'ગીતાંજલિ' આપવામાં આવે તો સારી શરૂઆત થઈ ગણાય. એનું સંગીત જાણનાર કોઈ અધિકારી ગુજરાતી ભાઈ બહેન જો તે ગીતોને છંદમાં જ ઉતારી આપે, તો તેનાથી વળી રૂડું શું ? પણ બંગાળીમાં આવતા અતિ સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં ન ચાલે, એ તેના અનુવાદોમાં ખાસ ધ્યાન રાખવું જોઈએ.

### ગ્રામપુસ્તકાલયો માટે સરકારી યોજના

મુંબઈ પ્રાંતના પ્રૌઢશિક્ષણ બોર્ડના સભ્ય શ્રી. જુગતરામ દવે નીચેનું પ્રસિદ્ધિ માટે મોકલે છે :

'મુંબઈ સરકારે છેવટે ગ્રામપુસ્તકાલયની યોજના બહાર પાડી છે અને તેને માટે તે દરેક જિલ્લાને ફાળે રૂા. ૩૦૦૦ની રકમ ખરચવા ધારે છે. જાહેરની જાણ માટે તે યોજનાનો સાર આ નીચે આપું છું :

(૧) નાનાં ગામોના પુસ્તકાલયને રૂા. ૩૦ સુધીની અને મોટાં ગામોને રૂા. ૫૦ સુધીની મદદ અપાશે, અથવા ખરીદેલાં પુસ્તકોની ⅔ રકમ અપાશે.

(૨) આ મદદની રકમમાંથી નીચેને ધોરણે ખર્ચ કરી શકાશે :

૪૦ ટકા વર્તમાનપત્રો અને સામયિકોમાં.
૪૦ ટકા પુસ્તકોમાં.
૨૦ ટકા બીજા ખર્ચમાં.

(૩) ખાનગી વ્યક્તિઓ, ગ્રામપંચાયતો, લોકલ બોર્ડ, સ્કૂલ કમિટીઓ, ગ્રામવિકાસ મંડળો, સહકારી મંડળીઓ અથવા પુસ્તકાલયોનું સંચાલન કરવા ઇચ્છતું કોઈ પણ મંડળ પોતાનું પુસ્તકાલય રજિસ્ટર કરાવવાની અરજી કરી શકશે.

(૪) અરજી પોતાના જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને કરવાની છે. અરજીનું ફોર્મ તથા વિગતવાર નિયમો સદરહુ અધિકારી પાસેથી મેળવવાં.

આશા રાખું છું કે, દરેક જિલ્લાના ગ્રામસેવકો લોકોને તરત જાગ્રત કરી આ યોજનાનો લાભ લેવા તેમને દોરશે.' મ૦

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| મંગની પ્રતિમા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| આપવીતી | ૧-૪-૦ |
| આબાદ હિંદુસ્તાન ! | ૧-૦-૦ |
| આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમભજનાવલિ કાચું પૂઠું | ૦-૨-૦ |
| ,, પાકું પૂઠું | ૦-૩-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| ઉધઈનું જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૬-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કાવ્યપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો કોયડો | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| [illegible] કેળવણી | ૦-૧૨-૦ |
| [illegible]પ્રવેશિકા | ૦-૧૨-૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગામગોષ્ઠી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૪-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| [illegible]દોહન | ૦-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| ગીતા[illegible] | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગોરા[illegible] | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | |
| કાચું પૂઠું | ૦-૪-૦ |
| પાકું પૂઠું | ૦-૬-૦ |
| નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| ચાલણગાડી | ૦-૧-૦ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૬-૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૯-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| જિનાગમકથાસંગ્રહ | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઇડ | ૦-૯-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૨-૦ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૫-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૭-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૨-૬ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભગવતીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| મહાવીરસ્વામીનો સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગળપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી (બૂકર ટી. વૉશિંગ્ટન) | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યેરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૪-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગેરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૭-૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂંઠું | ૧-૪-૦ |
| ખાદીનું પૂંઠું | ૧-૧૨-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ

આગળ આવવા લાગી ! આ આગળ આવવાની વાસના પુરુષો પેઠે સ્ત્રીઓને પણ પજવવા લાગી છે કે શું? રખે કોઈ માને કે, અમે એની વિરુદ્ધ છીએ. અમારો ઉદ્દેશ તો અહીં એ જ છે કે, પુરુષોના ગાંડા રાહ શાણી સ્ત્રીઓ ન લે; કેમ કે તેના આંધળા અનુકરણમાં સ્ત્રી પોતાની સ્વતંત્રતા નહિ, પણ પરતંત્રતા દેખાડે છે. જોકે તે પણ દેખાડવા માટે એને છૂટ હોવી જ જોઈએ.

સિલોનમાં વિદ્યાર્થિનીઓનું મહામંડળ હમણાં રચાયુ લાગે છે. તેનું પ્રારંભક વ્યાખ્યાન આપવા કોલંબોની કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. જેનિંગ્ઝને નોતર્યા હતા. પોતાના વ્યાખ્યાનમાં ડૉકટરે કહ્યું,

'યુનિવર્સિટીની વિદ્યાર્થિનીઓનુ મહામંડળ રચાય છે એ જ એક બીના જાતિ તરીકેની નાલાયકીનું ચિહ્ન છે, કેમ કે વિદ્યાર્થીઓનું તેવું મહામંડળ રચવાની તો કોઈ સૂચના નથી થઈ. યુનિવર્સિટી કૉલેજમાં બેઉ માટે પ્રવેશના નિયમો તથા અભ્યાસ-ક્રમ સરખા જ છે. ઇનામો તથા શિષ્યવૃત્તિઓ બેઉ માટે સમાન સુલભ છે. . . .'

વિદ્યાર્થિની-મંડળોએ વિચારવા જેવી આ એક ત છે.

### ર્મગુરુઓમાં મતભેદ

'મહાત્માઓમાં મતભેદ' ઉપરથી મને આ -ાણું, 'ટાઈમ્સ ઑફ઼ ઇંડિયા'માં નીચેની ખબર વાંચીન, સૂઝયું:

ન્યૂ યૉર્ક, ૧૭-૯-'૪૧

"'ન્યૂ યૉર્ક ટાઇમ્સ'ના રોમના ખબરપત્રીના કહ્યા મુજબ, પ્રિસિડેન્ટ રુઝવેલ્ટે પોતાના અંગત એલચી, મિ. માઈરન ટેલરને પોપના દરબારમાં એવી વિનંતી કરવા મોકલ્યો હતો કે, નાઝીવાદ સામેનું યુદ્ધ ન્યાયી યુદ્ધ છે એમ તમે જાહેર કરો. આના જવાબમા પોપે વિવેકભેર ના કહી. . .

"પોપને એવી મુશ્કેલી હોય એમ લાગે છે કે, કોઈ પણ પક્ષ લેવા એ અશક્તિમાન છે અને કોઈ પણ યુદ્ધને 'ન્યાયી' ગણવામા, તાત્ત્વિક કારણોને લઈને, તે રાજી નથી"

### રવીન્દ્રનાથનું સાહિત્ય

સપ્ટેમ્બર માસના અંકમાં રવીન્દ્રનાથના જીવનનો પરિચય આપ્યો હતો, તેમાં ઉમેરવા જેવી પણ રહી ગયેલી નીચેની હકીકત એક અંગ્રેજી છાપામાં જોવામાં આવી હતી, તે આ વખતે નીચે આપું છું:

પોતાની ઉંમરમાં રવીન્દ્રનાથે ૩૦૦૦ ઉપરાંત ગીતો, તથા ૩૮ ગ્રંથો રાજદ્વારી વિષયો પર, ૩૮ નાટકો અને ૧૯ નવલ નવલિકા વગેરે લખ્યાં છે. આ ઉપરાંત છૂટક નિબંધો, વ્યાખ્યાનો વગેરે રહે છે.

આવડા મોટા સાહિત્ય-પુંજનો પરિચય ગુજ-રાતીઓને ગુજરાતીમાં કોણ ક્યારે કરાવશે? એમાંનાં વીણી કાઢેલાં કેટલાંક ગીતો નાગરીમાં મૂળ આપીને જો ગુજરાતી અનુવાદ સાથે આપવામાં આવે, તો ઘણો લાભ થાય. એ રીતે 'ગીતાંજલિ' આપવામાં આવે તો સારી શરૂઆત થઈ ગણાય. એનું સંગીત જાણનાર કોઈ અધિકારી ગુજરાતી બાઈ બહેન જો તે ગીતોને છંદમાં જ ઉતારી આપે, તો તેનાથી વળી રૂડું શું? પણ બંગાળીમાં આવતા અતિ સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં ન ચાલે, એ તેના અનુવાદોમાં ખાસ ધ્યાન રાખવું જોઈએ.

### ગ્રામપુસ્તકાલયો માટે સરકારી યોજના

મુંબઈ પ્રાંતના પ્રૌઢશિક્ષણ બોર્ડના સભ્ય શ્રી. જુગતરામ દવે નીચેનું પ્રસિદ્ધિ માટે મોકલે છે:

'મુંબઈ સરકારે છેવટે ગ્રામપુસ્તકાલયની યોજના બહાર પાડી છે અને તેને માટે તે દરેક જિલ્લાને ફાળે રૂ. ૩૦૦૦ની રકમ ખરચવા ધારે છે. જાહેરની જાણ માટે તે યોજનાનો સાર આ નીચે આપું છું:

(૧) નાનાં ગામોના પુસ્તકાલયને રૂ. ૩૦ સુધીની અને મોટાં ગામોને રૂ. ૫૦ સુધીની મદદ અપાશે, અથવા ખરીદેલાં પુસ્તકોની કુલ રકમ અપાશે.

(૨) આ મદદની રકમમાંથી નીચેને ધોરણે ખર્ચ કરી શકાશે:

૪૦ ટકા વર્તમાનપત્રો અને સામયિકોમાં.
૪૦ ટકા પુસ્તકોમાં.
૨૦ ટકા બીજા ખર્ચમાં.

(૩) ખાનગી વ્યક્તિઓ, ગ્રામપંચાયતો, રૈનિકરી કમિટીઓ, ગ્રામવિકાસ મંડળો, સહકારી મંડળીઓ અથવા પુસ્તકાલયોનું સંચાલન કરવા ઇચ્છતું કોઈ પણ મંડળ પોતાનું પુસ્તકાલય રજિસ્ટર કરાવવાની અરજ કરી શકશે.

(૪) અરજ પોતાના જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને કરવાની છે. અરજનું ફૉર્મ તથા વિગતવાર નિયમો સદરહુ અધિકારી પાસેથી મેળવવાં.

આશા રાખું છું કે, દરેક જિલ્લાના ગ્રામસેવકો લોકોને તરત જાગ્રત કરી આ યોજનાનો લાભ લેવા તેમને પ્રેરશે.'

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાલદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





અંક ૩

નવજીવન, અમદાવાદ ૧૯૪૧

# શિક્ષણ અને સાહિત્ય

ડિસેમ્બર, ૧૯૪૧

વર્ષ ૩ અંક ૩

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રોસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

### નવાં પુસ્તકો

**મારું ગામડું** (પુનર્મુદ્રણ) લે. બબલભાઈ મહેતા; કિં. દસ આના, ટપાલ રવાનગી ખર્ચ અઢી આના

**ટૉલ્સ્ટૉય અને શિક્ષણ** (અર્નેસ્ટ ક્રૉસબી) (પુનર્મુદ્રણ) અનુ. પાંડુરંગ વળામે; કિં. આઠ આના, ટપાલ રવાનગી ખર્ચ બે આના

**सयानी कन्या से** (હિંદી) લેખકો: નરહરિ પરીખ અને મહાદેવ દેસાઈ અનુ૦ કાશિનાથ ત્રિવેદી; કિં. આઠ આના, ટપાલ રવાનગી ખર્ચ બે આના

— આ ત્રણે પુસ્તકો તા. ૧૫ મી ડિસેમ્બરના રોજ પ્રગટ થશે.

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩-અંક ૩] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૪૧

## ભર્તૃહરિની વિભૂતિ*

૧

મધ્યકાલીન વૈરાગી રાજા ભર્તૃહરિ આપણી ભારતીય સંસ્કૃતિનો એક ખાસ પ્રતિનિધિ છે. એનો ઇતિહાસ ક્યાંય મળતો નથી, પણ દંતકથામાં અને લોકગીતોમાં એણે સારું સરખું નામ મેળવ્યું છે. જો તમે હિંદુસ્તાનની મુસાફરી તીર્થયાત્રાની, એટલે કે સંસ્કૃતિની, દૃષ્ટિએ કરો તો અનેક ઠેકાણે તમને ભર્તૃહરિની ગુફાઓ બતાવવામાં આવશે. આ ઠેકાણે ભર્તૃહરિએ તપ કર્યું, આ ઠેકાણે એમણે ફલાણો ચમત્કાર કરી બતાવ્યો, વગેરે પરંપરાગત અથવા જોડી કાઢેલી હકીકત કહેનારા લોકો તમને અનેક ઠેકાણે મળશે.

ભર્તૃહરિને નામે ચઢેલા અનેક ગ્રંથો છે. પણ ભર્તૃહરિનું નામ લેતાંવેંત એનાં નીતિ, શૃંગાર અને વૈરાગ્ય એ ત્રણ શતકો જ ખાસ ધ્યાનમાં આવે છે.

ભર્તૃહરિના વ્યક્તિગત જીવન વિષે પણ આપણી પાસે ઝાઝી હકીકત નથી. ભર્તૃહરિ રાજા હતો અથવા ઉજ્જયિનીના રાજા વિક્રમનો નાનો અથવા મોટો ભાઈ હતો. જો મોટો ભાઈ હોય તો એને રાજ્યનો લોભ ન હતો. એણે પોતાના ભાઈને રાજ્ય સોંપી દઈ પોતે વૈરાગ્યનો માર્ગ લીધો. નાથ સંપ્રદાયમાં ભળી જઈ હઠયોગ, રસવિદ્યા, મંત્રવિદ્યા આદિ અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત કરી આપનારી વિદ્યાઓનો એણે અભ્યાસ કર્યો; તે પછી મહાદેવની અને વેદાન્તવિદ્યાની ઉપાસના કરવાથી હિમાલયમાં ગંગાને કિનારે એને પરમ શાન્તિ મળી; અને અન્તે તે પરબ્રહ્મમાં લીન થયો: આટલી જ બિના આપણા પાસે છે.

ભર્તૃહરિ જ્યારે રાજવિલાસ ભોગવતા હતા ત્યારે પોતાની રાણી પિંગળા ઉપર અનહદ આશક હતા. પણ રાણીનું મન રાજા ઉપર ન હતું, પણ બીજે હતું. એ માણસનું મન રાણી ઉપર ન હતું, પણ કોઈ દાસી ઉપર હતું; અને એ દાસી મનથી રાજા પર આશક હતી. એવી સ્થિતિમાં એક સંન્યાસીએ રાજાને અમૃતફળ આપ્યું. રાજાએ પોતે ખાઈને અમર થવાને બદલે એ ફળ વહાલી રાણીને આપ્યું. ઉપર બતાવેલા કારણે એ ફળ ફરતું ફરતું ફરી રાજા પાસે આવ્યું. એટલે રાજાનો ભ્રમ ભાંગ્યો. એની સ્ત્રૈણ આસક્તિ નષ્ટ થઈ અને એણે વૈરાગ્ય સેવન કર્યું અને પેલા ફળનો નાશ કર્યો. એવી એક વાર્તા હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં પ્રચલિત છે. પેલું અમૃતફળ કોઈએ ખાધું હોત તો સાચો બનાવ આપણને કહેવા એ વ્યક્તિ જીવતી હોત. પણ તેમ ન થવાથી કેવળ ઉપરની દંતકથા અથવા કિંવદન્તી જ અમર થઈ શકી. ભર્તૃહરિ જે નાથ સંપ્રદાયની પરંપરાના હતા એ સંપ્રદાયના સાહિત્યમાં ઉપરની વાર્તા ક્યાંય જડતી નથી. અમને લાગે છે કે ભર્તૃહરિના વૈરાગ્યબોધક એવા એક શ્લોક ઉપરથી લોકોએ એ વાત પાછળથી યોજી કાઢી હશે.

અને એમ થવાનું કારણ પણ સમજાય એવું છે. ભર્તૃહરિને એક એક શ્લોકમાં એકાદ સુંદર વાર્તા અથવા પ્રસંગ ગોઠવી દેવાની ટેવ છે અને એ કળામાં એણે અસાધારણ સફળતા પણ મેળવી છે. 'જેના માથામાં ટાલ પડી હતી એવો એક અભાગિયો આરામને અર્થે તાડના ઝાડ તળે પહોંચ્યો; ત્યાં એના દુર્દૈવે ઉપરથી એક તાડનું ફળ અચૂક એના માથા પર પડ્યું અને એ મરણ પામ્યો.' 'પાણીમાં દૂધ ભળ્યું, તેને દૂર કરવા દેવતાએ ઘણો પ્રયાસ કર્યો પણ એ બે વચ્ચેની મિત્રાચારી તૂટી નહિ.' 'એક સર્પ પેટીમાં ઘણા દિવસથી પુરાયો હતો, ત્યાં એક ઉંદરને દુર્બુદ્ધિ સૂઝી કે ચાલો આપણે આ પેટીને કાણું પાડીને અંદર જઈ જોઈએ. એણે તેમ કર્યું. પછી શું? ભૂખ્યા સર્પને ઉજાણી મળી અને બહાર જવાનો રસ્તો પણ મળ્યો.' એવી એવી રસિક વાર્તાઓ ઓછામાં ઓછા શબ્દોમાં વ્યક્ત કરવાની ભર્તૃહરિને હોંશ હોય છે. ઉપર કહેલી વાત આમાંની જ એક હોઈ શકે. તે પ્રથમ-પુરુષી છે એટલા ઉપરથી જ તેને

* 'સદ્બોધશતક' નામથી, ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથમાળામાં બહાર પડતી, શ્રી. કાકાસાહેબે સંપાદન કરેલી ચોપડીની પ્રસ્તાવનામાંથી આ ભાગ અહીં ઉતાર્યો છે.

ભર્તૃહરિની જીવનકથા-માનવામાં આવી હશે. લોકહૃદયને આવી વાતો સાંભળવાનો અને કહેવાનો શોખ હોય છે, એટલે એના ઉપર કોઈ વિશ્વાસ રાખે કે ન રાખે પણ એ જગબત્રીશીએ તો ચડવાની જ.

એક ઠેકાણે એમ પણ કહ્યું છે કે રાજા ભર્તૃહરિએ અનેક વાર સંન્યાસ લીધો હતો. એ વાત જો સાચી માનીએ તો એનો અર્થ એ થાય છે કે, સંન્યાસ લીધા પછી ભર્તૃહરિ પાછા ગૃહસ્થાશ્રમમાં આવ્યા હતા. બૌદ્ધ લોકોમા આમ કરવાની છૂટ હોય છે. હિંદુધર્મમાં આવી પાછી પાની કરવી મહાપાપ ગણાયું છે.

ભર્તૃહરિની કવિતા વાચતાં એવો ખ્યાલ નથી આવતો કે આ કોઈ રાજા લખે છે. રાજા લખે તે રાજાની ભૂમિકા ઉપર રહીને લખે. અથવા જો બીજી કોઈ ભૂમિકા ધારણ કરીને લખે, તોય તેમા રાજત્વ તો ઝળકી ઊઠે જ. અહીં રાજાના વૈભવની અદેખાઈ કરનાર અને ત્યાં ખંડિત થવાથી રાજવૈભવનો તિરસ્કાર કરનાર કોઈ પંડિત બોલતો હોય એમ જ લાગે છે. એની ઉપમાઓ અને એના રૂપકો, એની આશાઓ અને એની આકાંક્ષાઓ, બધી સામાન્ય જનતાની કોટિની છે

જૂના વખતમા કેટલાક લોકો સરસ કવિતાઓ લખી તે રાજાને નામે ચડાવી દેતા–આજે પણ કરતા હશે–અને રાજા પાસેથી ઘણું ધન મેળવી એનાં ગુણગાન ગાતા રહેતા. અહીં એવો જ કોઈ રાજદરબારમાં નિરાશ થયેલો ખંડિત પંડિત 'शकाय वा स्यात्, लवणाय वा स्यात्' કરીને પાછો ફરતો હોય, એવો જ આભાસ થાય છે.

પણ આમ રાજત્વને ઉતારી પાડનાર કવિતા કીર્તિનો લોભી કોઈ રાજા પોતાને નામે ચડવા નહિ દે અને માયા રાજાને વારે ઘડીએ અચૂક દરબારી પંડિતની જ ભૂમિકા ઉપર જવાનું ન ગમે. ત્યારે સાચી બિના શી હશે?

કેટલાક લોકો એમ પણ માને છે કે, આ બધા શ્લોકો ભર્તૃહરિએ અથવા કોઈ એક માણસે લખેલા નથી; પણ સંસ્કૃત આહિત્યમાંથી ભર્તૃહરિએ વીણી કાઢેલાં સુભાષિતો જ છે. ત્રણે શતકમાં આવેલા શ્લોકો છૂટાછવાયા છે એ વિષે શંકા નથી. એમાં કોઈ સળંગસૂત્ર વિવેચન અથવા ભૂમિકાનો વિકાસ ગોઠવેલો નથી એ વાત સાચી છે. પણ તેટલા પરથી એક યા બીજું કોઈ ચોક્કસ અનુમાન કાઢી શકાય નહિ. એમ તો જગન્નાથ પંડિતના 'ભામિનીવિલાસ'ના શ્લોકો પણ છૂટાછવાયા જ છે. કોઈ ટીકાકાર એમાં સળંગસૂત્રની યોજના ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તે પ્રયત્ન જ છે એમ સહેજે દેખાઈ આવે છે.

આ ત્રણે શતકોની શૈલી અને વિચારધારા જોતાં તે એક જ વ્યક્તિનું લખાણ છે એમ માનવામાં વાંધો નથી આવતો. આમાં વિચારોનું અસામંજસ્ય ક્યાંય નથી દેખાતું. શૈલીમાં પણ શાલ સાથે કાંબળો સીવી કાઢ્યા જેવું ક્યાંય નથી લાગતું. આંતરિક એકતાને કારણે હોય અથવા લાંબા વખતની પરંપરાને કારણે હોય, આ શતકોનો કર્તા એક જ છે અને તે પણ એક કસાયેલો સંસ્કારધન કવિ છે, એ વિષે શંકા નથી રહેતી.

બીજી બાજુએ, આમાંના એક બે શ્લોકો કાલિદાસનાં નાટકોમાં પણ મળે છે. 'भवन्ति नम्रास्तरवः फलोद्गमैः' જેવો શ્લોક કાલિદાસની શૈલીમાં પણ એટલો જ બળી શકે છે. 'अनाघ्रातं पुष्पं' એ શ્લોક પણ બન્ને કવિઓની શૈલીમાં શોભે એવો છે. અને કાલિદાસ, ભાસ આદિ કવિઓએ બીજા કોઈના શ્લોકો પોતાની કૃતિમાં વાપર્યાનો પુરાવો નથી. ભર્તૃહરિનાં શતકોમાં પાછળથી કેટલાક લોકોએ સેંકડો સેંકડો પ્રક્ષેપ ઉમેર્યા હોય તો આશ્ચર્ય નથી. પણ કાશ્મીરના મહાકવિ ક્ષેમેન્દ્રે પોતાના 'ઔચિત્યવિચારચર્ચા' નામના ગ્રંથમાં જે અન્ય કવિઓના સંખ્યાબંધ શ્લોકો ટાંકયા છે, તેમાંના કેટલાક ભર્તૃહરિનાં શતકોમાં મળે છે. એ બધા જ અહીં કે ત્યાં પ્રક્ષિપ્ત છે એમ સિદ્ધ કરતાં કંઈક અગવડ પડે એમ છે. દશરૂપક, પંચતંત્ર, શાર્ઙ્ગધરપદ્ધતિ વગેરે ગ્રંથોમાં ભર્તૃહરિના શ્લોકો જોઈ શકે છે. પણ મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ જેવાં નાટકોમાં ભર્તૃહરિના શ્લોકો તે તે કવિઓ વાપરે એ શક્ય નથી લાગતું. આ બધા કવિઓના કાળનો નિર્ણય કરીને પછી પ્રક્ષેપોનું મહામંથન કર્યું હોય તો જ કંઈક નિવેડો આવે.

ભર્તૃહરિના કાળ વિષે ન્યાયમૂર્તિ તેલંગે તેમ જ બીજા વિદ્વાનોએ ઘણું લખ્યું છે. વિજ્ઞાનશતક આદિ અન્ય કૃતિઓ ભર્તૃહરિની કેમ ન ગણાય તેની ચર્ચા પણ થઈ છે પણ ભર્તૃહરિ ખરેખર રાજા હતો કે કેમ, અથવા રાજવંશી પણ હતો કે નહિ, એ વિષે હજુ કોઈએ શંકા ઉઠાવી નથી.

ભર્તૃહરિ વિષે અત્યાર સુધી જે ચર્ચા થઈ છે તે ઘણી ઉપયોગી છે એ વિષે શંકા નથી. પણ ભર્તૃહરિનાં શતકોમાં જે ધાર્મિક તત્ત્વજ્ઞાન અથવા દર્શન દેખાઈ આવે છે તેનો અને સમાજવ્યવસ્થાનું જે પ્રતિબિંબ પડેલું છે તેનો વિચાર કરી તેના કાળનો ચિતાર ચીતરવાનું હજી બાકી જ છે.

એટલું તો સ્પષ્ટ છે કે ભર્તૃહરિનો કાળ કોઈ મહાસામ્રાજ્યનો કાળ નથી. નાના નાના રાજાઓ નાનાં નાનાં રાજ્યો હાંકતા હશે, અને અરસપરસ અદેખાઈ કરી પોતાનું અલ્પ જીવન ખાટુંમીઠું કે તીખું તમતમતું કરતા હશે. અશોકના શિલાલેખોમા જે જાતની રાજ્યવ્યવસ્થા જણાઈ આવે છે અથવા ચાણક્યના અર્થશાસ્ત્રમાં જે

રાજત્વનો આદર્શ વિકસેલો દેખાય છે, તેનો પડઘો આ શતકોમાં દેખાતો નથી.

ટીકાકારો સામાન્યપણે નીતિ, શૃંગાર અને વૈરાગ્ય એ ત્રણેનો ક્રમ ભારતીય જીવનના આદર્શને ક્રમે ગોઠવે છે. કુમારઅવસ્થામાં બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાભ્યાસ કરવાનો હોય છે તથા લોકજીવન સાથે પરિચય કેળવવાનો હોય છે. એ જ વખત એવો છે કે જ્યારે નીતિનો પાયો દૃઢ કરી શકાય. પછી જ્યારે યૌવન પૂર જોસમાં ખીલે છે ત્યારે એ ચાર દિવસના ચાંદરણાનો પૂરો ઉપયોગ કરી શૃંગારરસમાં રાચી લીધા પછી ભોગમય જીવનની વ્યર્થતા મન ઉપર ઠસાવવા માટે વૈરાગ્ય કેળવવાનું હોય છે; જેથી 'અતુલ પરિતાપ'માંથી બચી જઈ 'અનંત શમસુખ' મેળવી શકાય.

ભર્તૃહરિની એ આખી શિખામણ એટલી તો આર્ય-માન્ય થઈ છે કે એ શિખામણના કાજી થવું એ ગીતા કે ધમ્મપદના કાજી થવા સમાન છે. છતાં આજનો જમાનો આપણને કહે છે કે, ભર્તૃહરિએ સદાચાર તરીકે જે વસ્તુઓ શીખવી છે તે સમાજહિતની દૃષ્ટિએ કેટલે અંશે પથ્યકર છે એની સ્વતંત્ર ચર્ચા થવી જોઈએ. ખ્રિસ્તી અંગ્રેજોએ લાંબા વખત સુધી 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'નો ભક્તિનો આદર્શ પ્રમાણ માન્યો, પણ આજે હવે તેઓ એ આદર્શ કેટલો અધૂરો છે એની ચર્ચા છડેચોક કરે છે.

ભર્તૃહરિ ભિક્ષાનાં વખાણ કરે છે, જંગલમાં રહી કંદમૂળફળ ઉપર જીવવાનું સૂચવે છે. દૈવ અથવા નસીબની મીમાંસા પણ એને વળગી જ છે. ભર્તૃહરિએ દાંપત્ય-જીવનને ભાવનાપ્રધાન ચીતરવાને બદલે ભોગપ્રધાન બતાવ્યું છે; અને પતિપત્નીએ મળીને કુટુંબસેવામાં અને સમાજસેવામાં ભળી જવામાં મળતા રસના ઘૂંટડા લેવાનો જે આદર્શ સ્મૃતિઓએ માનવો આગળ મૂક્યો હતો તેનો તો ઉલ્લેખ સરખો ભર્તૃહરિના શૃંગારમાં જણાતો નથી. આ બધી વસ્તુઓની આપણે ફરી વાર ચિકિત્સા કરવી ઘટે છે.

એટલું ખરું કે, શૃંગારશતકની ભોગવૃત્તિ વિલાસી હોવા છતાં અનાર્ય નથી; તે યૌવનોચિત છે છતાં ઉચ્છૃંખલ નથી. નીતિના આદર્શને અવગણીને સામાજિક જીવનનો પાયો તોડી નાખનાર ઉત્પથગામી વિલાસ એ નથી. આપણે ભૂલવું ન જોઈએ કે, ભર્તૃહરિએ જે ઉત્કટતાથી શૃંગાર ચીતર્યો છે તેટલી જ સચોટ સમર્થ વાણીમાં ભોગમય જીવનનું વૈયર્થ્ય પણ સમજાવ્યું છે. અને તેમ કરતાં એકાદ દાખલો બાદ કરતાં, કોઈ પણ ઠેકાણે જુગુપ્સા ઉત્પન્ન નથી કરી; અને જ્યાં એક બે ઠેકાણે એ રસ કવિએ જમાવ્યો છે ત્યાં એ શ્લોકો એ રસના સારા નમૂના તરીકે જરૂર ટાંકી શકાય તેવા થયા છે.

હિંદુ ધર્મ અને હિન્દુ સામાજિક જીવનના ક્રમ વિકાસનો ઇતિહાસ જગતના ઇતિહાસનું નાનુંસૂનું પ્રકરણ નથી. જે દિવસે એ ઇતિહાસનું કાર્યકારણભાવ સાથે સંશોધન, સંગઠન અને રહસ્યોદ્ઘાટન થશે તે દિવસે હિન્દુસ્તાનનો ઇતિહાસ અને આર્યસંસ્કૃતિનું હાર્દ આપણી નજર આગળ સૂર્યપ્રકાશ જેવાં સ્પષ્ટ થશે. ક્રમવિકાસના એ ઇતિહાસમાં ભર્તૃહરિનાં શતકોને પણ અવશ્ય સ્થાન મળશે; કેમ કે આ શતકોની અસર, ગીતાની અસર જેટલી જ સાર્વભૌમ થઈ છે.

જો ચારિત્ર્યસંગઠનને રાષ્ટ્રીય કેળવણીનું એક અંગ ગણીએ તો આ શતકોને રાષ્ટ્રીય કેળવણીના ઇતિહાસમાં પણ માનભર્યું સ્થાન મળવાનું જ છે.

## ૨

ધ્યાનપૂર્વક જોતાં સ્પષ્ટ થશે કે ત્રણે શતકો લખવામાં ભર્તૃહરિને એક વિશાળ અને પ્રસન્ન એવી જીવનદૃષ્ટિ કેળવવી છે, જીવનનો આદર્શ નિશ્ચિત અને લોકસુલભ બનાવવો છે. આપણે જાણીએ છીએ કે સમાજમાં નીતિના ત્રણ જુદા જુદા આદર્શો પ્રવર્તે છે. ગૃહસંસારનો ત્યાગ કરી વિરક્ત રહેનારા અને આજીવિકાની ખટપટમાંથી પણ પોતાને મુક્ત રાખનારા સંતમહાત્માઓનો અને સંન્યાસી-યતિઓનો એક આદર્શ છે. તે જ પ્રમાણે દુનિયામાં રહી દુનિયાની સામાન્ય સેવા કરી દુનિયા-દારીના ગણાતા જીવનમાં સામાન્ય શીલ અને સદાચાર ખીલવવાનો જુદો આદર્શ છે.

આ ઉપરાંત આદર્શનો એક ત્રીજો પ્રકાર છે, જેને વર્ણ પરત્વે બદલાતો આબરૂનો, સતનો અથવા સત્ત્વના આદર્શનો સ્વધર્મ કહી શકાય. બ્રાહ્મણ યુદ્ધમાંથી નાસી આવે તો એનું સત જતું નથી; પણ જો એ તપોભ્રષ્ટ થાય તો એનું સત ગયું. ક્ષત્રિય દેવાદાર થાય તો એ શરમભરેલું નથી મનાતું; પણ એ લડાઈમાંથી નાસી ન આવી શકે. દુનિયાને ઠગનાર લૂંટનાર ચોરોમાં પણ અંદર અંદર પ્રમાણિકપણું જાળવવાનો એક આદર્શ હોય છે, જેના વગર ચોરો પોતાનું સંગઠન કરી જ ન શકે. વિશ્વઇતિહાસના લેખક શ્રી૦ એચ. જી. વેલ્સે એવા વ્યક્તિગત, વર્ગગત અથવા વર્ણ પરત્વે નક્કી થતા આદર્શને માટે શબ્દ વાપર્યો છે — persona. એ આદર્શ સાર્વભૌમ નથી ગણાતો. જાતિ પરત્વે, સ્થાન પરત્વે અને ધંધા પરત્વે એ અલગ અલગ હોવાથી અમુક અંશે એ એકાંગી હોય છે. પણ એ જ કારણે એ આદર્શ સ્વીકારનાર લોકોમાં એના પાલન વિષે અસાધારણ ચીવટ હોય છે. સંત-યતિનો આદર્શ લોકોત્તર હોવાથી સામાન્ય લોકો એને લોકબાહ્ય ગણે છે. સમાજ એવા આદર્શને પૂજે છે, પણ એને અપનાવતો નથી. સર્વસામાન્ય નીતિનો

આદર્શ બધે લગભગ સરખો હોય છે અને એ જ આદર્શ મનુષ્યજાતિના વિકાસનો દ્યોતક ગણાય. જ્યારે વર્ગનો આદર્શ તે તે જમાતને જ વળગે છે.

ભારતીય સંસ્કૃતિમાં આ ત્રણે પ્રકારના આદર્શ સુંદર રીતે ખીલ્યા છે. એક રીતે એમ કહી શકાય કે ભારતીય સંસ્કૃતિનો એ એક વિશેષ છે. અને એ જ કારણે ભારતીય નીતિમત્તા આ દેશમાં સર્વભૌમ થઈ છે, અને તે એટલા તો જમાનાઓ સુધી અખંડપણે ચાલી છે કે એને આપણે સનાતન ધર્મને નામે ઓળખતા થયા છીએ.

ભર્તૃહરિનો જમાનો ધર્મપ્રયોગોમાં તાજો હોવાથી ભિક્ષા ઉપર નભવાના દોષો લોકોના ધ્યાનમાં આવ્યા ન હતા. આજે ધર્મપરાયણ લોકોનું ઘેર ઘેર ભિક્ષા માગીને જીવવું આપણે બિલકુલ પસંદ કરતા નથી, કેમ કે એ જીવનનો આપણા લોકોમાં ભયાનક અતિરેક થયો છે. નિવૃત્ત થઈને વનવાસ સેવવો એ અમુક પરિસ્થિતિમાં સાધનારૂપે આપણે ભલે પસંદ કરીએ, અથવા જીવનના સંધ્યાકાળમાં વાનપ્રસ્થને માટે ભલે એ આપણે રાખી મૂકીએ પણ સાર્વભૌમ નીતિમાં અકર્મણ્ય નિવૃત્તિને તેમ જ ભિક્ષાચર્યાને આપણે તરછોડી કાઢવાનું જ નક્કી કર્યું છે. દૈવવાદમાંથી ત્યાગ, નિશ્ચિંતતા, અને ક્ષાત્રવીર્ય પેદા થવાને બદલે અકર્મણ્યતા અને જડતા જ પેદા થયાં છે. એટલે આપણે એ વાદને પણ તિલાંજલિ આપ્યે જ છૂટકો.

ભર્તૃહરિનાં શતકોમાં જે વસ્તુ બહુ દેખાતી નથી પણ પાછળથી આપણા સાહિત્યમાં જે ઘૂસી છે એવી એક વસ્તુ તે નીતિશૂન્ય ચતુરાઈ, જેને ઘણી વાર આપણે વાણિયાશાહીને નામે ઓળખીએ છીએ જેમ તેમ કરીને બચી જવાને માટે અને પોતાનો ટૂંકો કે મેલો સ્વાર્થ સાધવા માટે માણસે શું શું કરવું ઘટે છે એનું ડહાપણ શીખવનાર વચનો આપણે ત્યાં ઢગલાબંધ છે. એવાં વચનોએ જ આપણા સમાજને પુરુષાર્થહીન અને ટૂંકી દૃષ્ટિવાળો બનાવ્યો છે.

ભર્તૃહરિની શૈલી રામાયણ-મહાભારતની શૈલી જેવી અથવા પુરાણકારોની શૈલી જેટલી સાદી સરળ નથી, તેમ જ ઉત્તરકાલીન કવિઓની શૈલી જેવી કૃત્રિમ, જટિલ અને ભારી પણ નથી. ભર્તૃહરિની શૈલીમાં પ્રસાદ છે, ઓપ છે અને વ્યાપક અર્થમાં ઓજ પણ છે. અને શૈલીની સર્વશ્રેષ્ઠ કસોટી જે એનું વગગણાપણું તે પણ છે. જે ગબ્દો અને શબ્દસમૂહો, જે વાક્યો અને શ્લોકો વાંચતાંવેંત માણસને વળગે છે અને કહેવત જેવાં થઈને સમાજમાં ચલણી નાણાની ગરજ સારે છે તે બધાં કોઈ પણ દેશમાં અને કોઈ પણ જમાનામાં આદર્શ શૈલીનાં જ ગણાય. ભર્તૃહરિની શૈલીમાં એ ગુણ સોએ સો ટકા ઊતરેલો હોવાને કારણે જ, પંજાબમાં કે બંગાળમાં, કાશ્મીરમાં કે કેરળમાં, ભર્તૃહરિના શ્લોકો ઘેર ઘેર મોઢે કરાય છે અને સંભાષણમાં ટંકાય છે

મહારાષ્ટ્ર કવિ મોરોપંતે સંભાષણ માટેનો આદર્શ એક આર્યામાં ગ્રથિત કર્યો છે —

बहुर्थ, जनमनोहर, अल्पाक्षर, मधुर, सत्य बोलावें।
ज्या सद्वाक्यश्रवणें श्रोत्यांचें चित्त शिरहि डोलावें ॥

સાંભળનારનું માથું અને હૈયું બંને પ્રસન્નતાથી ડોલવા માંડે એવી, અલ્પાક્ષર અને મધુર તથા અર્થગંભીર શૈલી જોઈતી હોય, તો સંસ્કૃતનો રસિયો ભર્તૃહરિ પાસે દોડવાનો જ.

પ્રારંભમાં કહ્યું છે તેમ, ભર્તૃહરિમાં એક જ શ્લોકમાં એક આખી વાર્તા અને એનો બોધ કહી દેવાની શક્તિ જેમ છે તેમ જ એક આખો આદર્શ પણ એક જ મોટા શ્લોકમાં તે સવિસ્તર વર્ણવી શકે છે. એક શ્લોક એટલે એક આખું ચિત્ર. ભર્તૃહરિની આ ચિત્રણશક્તિ કાલિદાસ અને ભવભૂતિ કરતાં જરાયે ઊતરતી નથી આદર્શની ભવ્યતા જમાવવા માટે ભલભલા કવિઓએ ભર્તૃહરિ પાસેથી પાઠ લેવા જોઈએ.

અંગ્રેજીમાં સૉનેટ કરીને કાવ્યનો કે છંદનો એક પ્રકાર છે. સ્વાભાવિકતા, સંપૂર્ણતા અને હૃદયતૃપ્તિ જાળવી ચૌદ લીટીમાં એક વાત પૂરી કરવી એ એ કાવ્ય-પ્રકારની વિશેષતા છે. કવિને સ્ફુરેલી એકાદ પ્રતિભાપૂર્ણ કલ્પના ચૌદ લીટીમાં જ પૂરી કરવી આ બંધનને કારણે કવિને પોતાની બધી શક્તિ એમાં વાપરવી પડે છે. એ જ ખૂબી ભર્તૃહરિ પોતાના ભારદસ્ત શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા અથવા શિખરિણીમાં આણી આપે છે. આ ગૌરવશાળી વૃત્તો ભર્તૃહરિના હાથમાં એવો તો ચમત્કાર બતાવે છે કે એક શ્લોક એટલે એક સૉનેટ જ જોઈ લેવું.

કેટલાક કવિઓ નાનાં નાનાં વૃત્તો લઈ એક પંચક, એક અષ્ટક અથવા એક દશકમાં એક આખો ભાવ અથવા પ્રસંગ પૂર્ણ કરે છે; પણ ભર્તૃહરિને તેમ કરવું પડતું નથી. એનો સાહિત્યયોગ એટલો સમર્થ છે કે ઉપર વર્ણવેલાં એક એક વૃત્તો એના હાથમાં કુશળ કિંકરની પેઠે કામ આપે છે.

વ્યાકરણના કે છંદોના નિયમો તોડી વાગ્યો પાસેથી એ તુટી દરગુજર કરાવવાની નબળાઈ સંસ્કૃત કવિઓ બહુ ઓછી બતાવે છે. ભર્તૃહરિએ તો એ ક્યાંય દેખાડી નથી.

# એક ગફલત

હું જોઉં છું કે, ખાદી આંદોલનને ૨૧ થી વધારે વરસ થઈ ગયાં છે; પણ એક તરફ આપણી પાસેથી વણકરોની અછત રહે છે અને બીજી તરફ જે એક કરોડથી વધારે વણકરો હિંદમાં પડેલા છે તેમની પાસે આપણે આપણું સૂતર વણાવી શકતા નથી. આ એવડા પરિણામનું કારણ ક્યાંક આપણી કંઈક ગફલત તો નથી? આજે એ પ્રશ્નનો જવાબ આપવાનો હું પ્રયત્ન કરીશ.

મને લાગે છે કે, એ આપણી ગફલતનું જ પરિણામ છે. એ ગફલતને માટે કોઈને દોષ દઈ શકાય એમ હોય તો તે મને જ દઈ શકાય એમ છે. કારણ કે, જ્યારે મેં ખાદીને ઊંચું સ્થાન આપ્યું ત્યારે જ તેની બધી બાજુઓ મારી સમક્ષ હોવી જોઈતી હતી. પરંતુ મારા જીવનમાં બધી મોટી વસ્તુઓ પહેલાં પેદા થઈ છે અને પછી તેમની બધી કડીઓ ધીમે ધીમે માલૂમ પડી છે. કાંતવાને માટે પીંજણ પણ આવશ્યક છે એ વાત તો અનુભવે જ હાથ લાગી. કપાસ પીલવાની વાત એના પછી ઊભી ઈ. સૂતર વણવું પડશે એ તો હું જાણતો હતો; ણ એમાં મુશ્કેલી પડશે એ પાછળથી જાણ્યું. ણ્યા પછી પણ તેનો ઇલાજ આજે જણાય છે ટલો સ્પષ્ટ નહોતો જણાયો. એની કૂંચી એ છે કે, ભલે પ્રાયશ્ચિત્તરૂપે પણ, સેવક-વર્ગે વણવાની પ્રક્રિયા પણ જાણી લેવી પડશે. સૌથી ઉત્તમ સૂતર કાંતનારા પણ તેઓમાંથી જ મળ્યા છે. એ જ કારણે આપણે કાંતવામાં ઘણી પ્રગતિ કરી શક્યા છીએ. એ જ રીતે સેવક-વર્ગ પાસે વણાવવું જોઈતું હતું. આ કળા પ્રાપ્ત કરી લઈશું ત્યારે જ હાથસૂતર વણવામાં વણકરોને પડતી મુશ્કેલીઓ આપણે બરાબર સમજી શકીશું; ત્યારે જ એ મુશ્કેલીઓનો ઇલાજ સૂઝશે; અને આપણને જોઈને તેઓ હાથસૂતરને અપનાવશે. મેં આ વિચાર નહોતો કર્યો એમ પણ નથી. એમ તો હાથસૂતર વણવાના કામની શરૂઆત સ્વર્ગસ્થ મગનલાલ ગાંધી અને મણિલાલ ગાંધીને હાથે થઈ. પણ દરેક સ્ત્રી-પુરુષે કાંતવું જ જોઈએ, એમ મેં જે આગ્રહથી કહ્યું તે જ આગ્રહથી એમ ન કહ્યું કે દરેકે અથવા અમુકે વણવું પણ જોઈએ. આ ગફલતને કારણે સેવક-વર્ગમાં વણવાની પ્રક્રિયાનો પ્રચાર જેવો થવો જોઈતો હતો તેવો ન થયો. મને લાગે છે કે, દર પાંચ સાત કે દશ કાંતનાર દીઠ એકે સારા વણકર બનવું જ જોઈએ. વણવાની ક્રિયા એકલે હાથે નથી થતી. તાણો બનાવવામાં અને પવાયતમાં બીજા સાથીની જરૂર પડે છે. કોકડાં ભરવા માટે એક છોકરા કે છોકરીની જરૂર રહે છે. આ ક્રિયાઓ અને સાળ પર પ્રત્યક્ષ વણવાની ક્રિયા, એમ તો સૌ કોઈ કરી શકે. પણ મારા કહેવાની મતલબ એ છે કે, અમુક સંખ્યા દીઠ ઓછામાં ઓછો એક જણ વિશારદ બની જાય તો ઘણી પ્રગતિ થઈ શકે. કોઈ કોઈ જગ્યાએ આમ થાય છે પણ ખરું, એમ મને જણાવવાની આવશ્યકતા નથી. મારી ફરિયાદ તો એ છે કે, મેં નિયમપૂર્વક અથવા વિધિસર એવો પ્રચાર નથી કર્યો કે, જે જગ્યાએ અમુક કાંતનારા હોય ત્યાં દર પાંચ, સાત કે દસ વચ્ચે એક સાળ ચાલવી જ જોઈએ. જો એવો વિધિસર આગ્રહ રાખવામાં આવ્યો હોત તો આજે લોકો મને સૂતર મોકલે છે તેને બદલે સૂતરની બનેલી વસ્તુઓ મોકલત. જેલોમાં આટલા સત્યાગ્રહી કેદીઓ પડ્યા છે તેઓ કેવળ રેંટિયો ચલાવીને સંતોષ ન માની લેત, બલ્કે સાળ પણ રાખત અને સૂતર વણી પણ લેત.

વણાટમાં પીત, પાટી, દુવાલ અને જાડી ખાદીથી માંડીને આંધ્રની બારીક નકશીદાર ધોતી અથવા સાડી વગેરે સર્વ પ્રકારના વણાટનો સમાવેશ થાય છે. કારણ કે, જ્યારે આ બધું વણવાની ક્રિયાઓ આપણા ખ્યાલમાં હશે ત્યારે કોઈ પણ પ્રકારના સૂતરનો ટુકડો આપણે નકામો નહિ જવા દઈએ; બધી જાતના સૂતરનું વર્ગીકરણ કરીને જેવું સૂતર હશે તેને લાયકનું કાપડ વણી લઈશું. આ ગફલતથી આપણને ઘણું નુકસાન પણ થયું છે. તૂટેલા સૂતરને રદ્દી સમજીને આપણે ફેંકી દીધું છે. હું જાણું છું કે પાયાની કેળવણીના કેટલાક વર્ગોમાં આ જાતનું નુકસાન ન થવા દેવાનો ખ્યાલ રખાવા માંડ્યો છે. એ વસ્તુને આપણે વ્યાપક બનાવવી છે. હજી તો પાયાની કેળવણીનો આરંભકાળ છે. ખરું જોતાં

આવા બધા વિચાર કરવા, શાસ્ત્રીય સંશોધન કરવું, અને તે અનુસાર સુધારણા કરવી, એ તો એનું ખાસ ક્ષેત્ર છે.

આ ગફલતનું સૌથી દુઃખદ પરિણામ એ આવ્યું છે કે દરેક વણકરને આપણે નથી અપનાવી શકયા. આ વણકરો પાસે, મિલના સૂતર પેઠે હાથનું સૂતર આપણે કેમ નથી લઈ જઈ શકતા તેનું કોઈ કારણ નથી. આપણે આપણી ગફલતનો સ્વીકાર કરીએ અને એનું પ્રાયશ્ચિત્ત કરીએ તો તેનું પરિણામ એ આવવું જોઈએ કે, હાથસૂતર મિલના સૂતરનો મુકાબલો કરી શકે એટલી એમાં સુધારણા થાય. બરાબર મિલના જેવું સૂતર આજે કદાચ હાથથી ન નીકળી શકે; છતાં આજે બે વચ્ચે જેટલું અંતર છે તે ન રહે અને વણકર હાથસૂતર જોઈને આજે મોં કસાણું કરે છે તે ન કરે.

સેવાગ્રામ, ૨૩–૧૦–૪૧ મો. ક. ગાંધી

(હિન્દી ‘ખાદી જગત’માંથી)

# બદરિકાશ્રમનો પ્રવાસ

શાળાની જયંતીનો ઉત્સવ પૂરો થયો. બધાએ મુસાફરીની તૈયારી કરવા માંડી. ખૂબ લાંબે લાંબે યાત્રા કરવાનું ઠરાવ્યું. બદરિકાશ્રમનો પ્રવાસ! નામ સાંભળતાં જ મોંમાં પાણી છૂટવા માંડ્યું. કેટલી મોટી મુસાફરી! એટલી યાત્રા જો બધા વિદ્યાર્થીઓને લઈને પૂરી કરી શકાય તો કેવો આનંદ થાય! અને—સ્થળ પણ કેવું સુંદર! કેટલું પવિત્ર! ભગવાન નરનારાયણનું ધામ! ભરતખંડના ભાવિક જનોના હિતાર્થે પરમાત્મા પોતે અર્જુન સહ અવતાર ધારણ કરી જ્યાં તપ કરી રહ્યા છે, તે પુણ્ય તીર્થ! પુરાણો વર્ણવે છે કે તે આદિ પુરુષોના યોગબળથી એ ભૂમિનું વાતાવરણ જ હિંસાહીન થયું છે. સિંહ અને મૃગ,—બિલાડી અને ઉંદર,—સાપ અને નોળિયો—પોતાનું સ્વાભાવિક વેર ભૂલી ત્યાં હળીમળીને રમે છે! અને વળી,—ત્યાં બોર ખાવાની કેવી મઝા! કહે છે કે મોટા કોળા (પતકાળા) જેટલું એકેકું બોર! બીચારા નાના વિદ્યાર્થી નિરાશ થતા હતા. એમને લાગ્યું કે એમને કોઈ નહિ લઈ જાય. પણ, ના, બધાને જ લેવાનો નિશ્ચય કર્યો.

વાતવાતમાં તો હિમાલયની તળેટી આગળ આવી પહોંચ્યા. અલબત આગગાડીમાં. ત્યાં સુધીની વાતો કહીને શો ફાયદો? આગગાડીની ભીડ, ધક્કામુક્કી, ગંદકી, એથી કોણ અજાણ્યું છે? હા, કાકાસાહેબ વાતો કરવાને ન હોત તો આગગાડીના ત્રાસથી જ અમે થાકીને કંટાળી ગયા હોત, એ બનવા જોગ છે. પણ કાકાસાહેબ હતા એટલે બધું ઠીક રીતે પસાર થયું.

તળેટીમાં થઈને પર્વત ઉપર ચડવા માંડ્યું. રસ્તાનો ચડાવ એવો ધીમો અને સુંદર કે ઉપર ચડવું તે તો જાણે બાળકોની રમત! રસ્તાની બંને બાજુ પર આંબા તો કેરીઓથી લચી રહેલા; જેઠ માસ આવી લાગેલો એટલે એકેકી કેરી તો જાણે એકેક મધપૂડો,—અને તે પણ માખીના ડંખના ભયથી રહિત! જેટલી કેરીઓ તેટલી જ લીચીઓ અને તેટલાં જ કેળાં. અર્ધો ગાઉ જઈએ નહિ ત્યાં ઠંડા પાણીનાં નિર્મળ ઝરણાં આવે. છોકરા હોય કે વાનરા હોય—વિશેષ શું જોઈએ? સપાટાબંધ ૧૮–૧૯ ગાઉ ચડી ગયા. એટલો રસ્તો તો જાણે સ્વપ્નવત જ થઈ ગયો. તે વખતે એ રસ્તો ચાલવાનો જેટલો આનંદ નહોતો સમજાતો, તેટલો હવે સંભારી સંભારીને આનંદ થાય છે. જાણે ફરી પાછા એ રસ્તા પર જઈને બેસીએ, અથવા ત્યાં જ એક ઝૂંપડું બાંધી નિરંતર રહીએ એવું મન થાય છે.

અમે તો જાણ્યું જે આવો જ રસ્તો છેવટ સુધી રહેશે. પણ—અમને મુશ્કેલીઓથી ત્રાસ થાય, એથી વધારે મુશ્કેલીઓ નાંખવામાં પરમેશ્વરને મજા પડતી હશે,—તેથી એણે અમને હવે કસવા માંડ્યા. સુંદર સપાટ સડક ખલાસ થઈ ગઈ, અને તેને બદલે મોટા મોટા પહાણાઓવાળી, ખાડાટેકરાવાળી સડક આવી. એક બાજુ ઊંચા ઊંચા પર્વતો અને બીજી બાજુ ઊંડી ઊંડી ખીણો. રસ્તો પહોળો તો સાધારણ ઠીક હતો, પણ વરસાદથી ધોવાઈને પથરા તો એવા લીસા થઈ રહેલા કે લખોટી ઉપરથી ચાલવું ભાગ્યે વધારે કઠણ થાય. જ્યાં પથરા લીસા નહિ ત્યાં લીલ બાઝી લપસણા થયેલા. પણ હજી ખાવાપીવાનું સારુંકળ હતું; અને પુરુષોત્તમ ‘અરે ભગવાન,’ કહેતો જાય; શંકર ‘આ રસ્તો તો બહુ જ ખરાબ છે’ એમ બોલતાં કંટાળે જ નહિ; ઈશ્વરલાલ ‘આવો રસ્તો તો કોઈ દિવસ નહોતો જોયો,’ એમ એકેએકને કહી આવે; શંભુને રડવું કે હસવું એ સમજ પડે નહિ, તેથી ઘડીમાં હસે અને ઘડીમાં રડે; પ્રેમશંકરને તો એમ જ લાગે કે આવો રસ્તો આવ્યો તે ઈશ્વરલાલનો દોષ એમ કહી એને કનડી પોતે રડે; અને સુરેન્દ્ર ‘બસ હવે હું આગળ નથી જવાનો’ કહી

બેસી જાય, અને પછી તુરત જ ખડખડ હસી બધાની આગળ દોડવા માંડે; તેમાં ન જોય ઊંચુ કે ન જોય બાજુ પર; એવી એવી ગમ્મત મળી શકતી હતી. આવા આવા વળી બેએક ગાઉ કાઢ્યા.

હવે રસ્તાને ત્રણ ફાંટા ફૂટતા હતા. એક રસ્તો પહોળો, ધીમા ચઢાણવાળો અને કાંઈક ઠીક દેખાતો હતો. બીજો રસ્તો બહુ જ ઊભો, સાંકડી કેડીના સરખો, પણ લીલોછમ હોવાથી મોહક લાગતો હતો. અને ત્રીજો રસ્તો અમે છેલ્લા બેએક ગાઉ ચાલ્યા તેના જેવો કાંઈક, પણ વિશેષ કઠણ દેખાતો હતો. ત્રણમાંથી કયો રસ્તો બદરિકાશ્રમ જતો હશે તેની અમને ખબર નહોતી, એટલે હવે શું કરવું તેના વિચારમાં અમે પડ્યા. કાંઈ નિશાની માલૂમ પડી આવે તો તે જોવા અમે ત્રણે રસ્તા તપાસવા લાગ્યા. પથરા કોતરેલા જોયા:

૧. શુક માર્ગ — ૧૮ ગાઉ
૨. જનક માર્ગ — ૪૫ ગાઉ
૩. ભીષ્મ માર્ગ — ૬૦ ગાઉ

અમને એવી કલ્પના તો થઈ કે ત્રણે રસ્તા બદરિકાશ્રમે જ પહોંચાડતા હશે. પણ ખાતરી શી? આટલા બધા વિદ્યાર્થીઓ સાથે ગમે તે રસ્તે કેમ ચડાય? આમ વિચારીએ છીએ એટલામા અમારી નજર રસ્તાથી ..રે છેટે એક ટેકરા ઉપર આવેલી એક પર્ણકુટી ઉપર ..ી. જરૂર ત્યાંથી અમને રસ્તા વિષે બાતમી લાગશે, એમ ..રી અમે તે તરફ કૂચ કરી. જાણે અમારા આવવાની ..હ જોઈને જ બેઠા ન હોય, તેમ એક વૃદ્ધ તપસ્વી ..ક દર્ભાસન માંડી બેઠેલા હતા. એમના શરીરે કરચલીઓ વળી ગઈ હતી. શિર પરના આછા કેશ અને દાઢી જાણે બદરિકાશ્રમના બરફના જ બનાવ્યા ન હોય, તેવાં સ્વચ્છ ધોળા હતા. એમના ભવ્ય કપાળ અને વિશાળ નેત્રોમા અદ્ભુત તેજ હતુ. અમે આદરપૂર્વક એમને અમારી ઓળખાણ આપી પ્રણામ કર્યાં, અને અનુજ્ઞા લઈ સન્મુખ બેઠા.

આગળ ઉપર જણાયું કે દેવર્ષિ નારાયણ યાત્રાળુઓને રસ્તાઓ વિષેની માહિતી વગેરે પૂરી પાડવા, એકેક આશ્રમવાસીને વારાફરતી આ પર્ણકુટી આગળ બેસાડે છે, ને પ્રમાણે અમને આજે શ્રીકૃષ્ણના અનન્ય અનુચર શ્રીમદ્ ઉદ્ધવના દર્શનનો લાભ થયો હતો. ઉદ્ધવ તે કોણ? જેમ પાંડુકુળનો નાશ થતો અટકાવવા બ્રહ્માસ્ત્રને પણ નહિ પાડી શ્રીકૃષ્ણે પરીક્ષિતને બચાવી લીધા તેમ પોતા સુધ્ધા આખા યદુવંશનો નાશ થવા દીધા છતાં ઋષિ શાપમાંથી જેને મુક્ત રાખ્યા તે એ ઉદ્ધવ! વળી પોતાના પ્રયાણકાળે જેને પોતાના સર્વ અધ્યાત્મજ્ઞાનની સોંપણી કરી, તેનો ઉપદેશ કરવા આજ્ઞા આપી, તે એ શ્રીકૃષ્ણના અતિશય માનીતા ભક્ત! બદરિકાશ્રમની યાત્રાનું એક મહાફળ તો આટલેથી જ મળ્યું, તેથી અમે પોતાને ધન્ય સમજવા લાગ્યા.

કેટલીક વિભૂતિઓની સમીપ જતાં અલ્પ પ્રાણીઓને એમના તેજમાં સંકોચ પામી શ્રીમળાઈ જતાં હોય એવો અનુભવ થાય છે. અને કેટલાક મહાપુરુષો પાસે ક્ષુદ્ર જંતુ પણ પ્રફુલ્લિત થઈ, એમનો લાડકવાયો હોય એવો હળી જાય છે. ઉદ્ધવે અમને થોડી ક્ષણમાં જ પોતાના કરી લીધા. બદરિકાશ્રમ જવાના માર્ગ માટે અમે એમની સલાહ માંગી. એમણે કહ્યું:

'કયે રસ્તે જવું તેનો નિર્ણય તો તમારે જ કરવો પડશે. ભગવાન નારાયણની મને માત્ર તમને જે જે માહિતી તમે માગો તે પૂરી પાડવાની આજ્ઞા છે. એ માહિતી પરથી તમે તમારું બળ, હિંમત, ધૈર્ય વગેરે તપાસી જે રસ્તો ઠીક લાગે તે લેજો. કદાચ એવુંયે બને કે તમારે બધાએ જુદા જુદા માર્ગો પણ ગ્રહણ કરવા પડે.'

"ત્રણે રસ્તાઓ ઠેઠ બદરિકાશ્રમ જાય છે. તેમાંનો આ પહેલો શુક માર્ગ. એ રસ્તો પહોળો અને સારી સ્થિતિમાં છે, પણ ઘણો લાંબો હોવાથી ઘણા થોડા એ રસ્તે જવા મન કરે છે. રસ્તાનો ચડાવ ધીમો છે, અને ખાડા, ટેકરા, પડી જવાય એવી જગ્યાઓ, વાઘ, વરુનાં સ્થાનકો શરૂઆતમાં આવે છે, પણ આગળ ઉપર ઓછાં થતાં જાય છે. પણ એ રસ્તાનાં સંકટો ખાડા ટેકરા કે વાઘ વરુ કરતાં ભૂખતરસ અને ટાઢ તડકાનાં વધારે છે. ઘણા થોડા એ રસ્તે જતા હોવાથી એ માર્ગ તદ્દન નિર્જન અને એકાંત લાગે છે ખરું પુછાવો તો, જે થોડા-ઘણા અત્યાર સુધી એ રસ્તે ગયા છે, તેમને પોતાનો રસ્તો એકલા જ કાપવો પડયો છે. નિર્જનતાને લીધે જ ઘણા યાત્રાળુઓ એ રસ્તો લેતા અચકી જાય છે. તે ઉપરાંત એ રસ્તા પર ખાવાપીવાની બહુ અગવડ પડે છે. આ જે ઝાડોની ઘટા દેખાય છે તે માત્ર એક બે ગાઉ સુધી. પછી ઉપર આભ અને નીચે ધરતી. છાંયડાનું નામ ન મળે. આખો દિવસ ચાલતાં ચાલતાં ખાઈ શકાય એવાં ફળોનું એકાદ ઝાડ મળે તો ધન્યભાગ્ય. ઘણી વાર તો દિવસો સુધી એકલાં પાંદડાં ખાઈને રહેવું પડે છે. પાણીનો બહુ દુષ્કાળ નથી, તેમ બહુ સુલભ પણ નથી."

અમારામાંથી એકે–(હું ધારું છું રમણિકલાલે)–પૂછ્યું, 'નારાયણ મુનિએ યાત્રાળુઓના સુખ માટે શું દુકાનો નથી મંડાવી, કે પરબો નથી બેસાડી, કે ઝાડોની ઘટા નથી ઉગાડી?'

ઉદ્ધવ મંદ હાસ્ય કરી બોલ્યા, 'બચ્ચા, બદરિકાશ્રમની યાત્રા ઢીલા પોચા માણસોએ કરવાની નથી. પહાડોના માર્ગો તો દૃઢ માણસોના છે. તીવ્ર તપશ્ચર્યા કર્યા વિનાનો કોઈ દેવ મુનિના આશ્રમમાં પેસવા અધિકારી

થઈ શકતો નથી. પણ તેથી શુક માર્ગે જનારા બધા દુઃખી છે એમ પણ માનવાનું નથી. જે એ માર્ગે જઈ ધૈર્ય ખોઈ દે છે, તે જ દુઃખી થાય છે, મરણ પામે છે કે इतो भ्रष्टस्ततो भ्रष्टः થાય છે. પણ જેની પાસે ધૈર્યધન છે, તે ત્યાંથીયે 'શાંતિ અને સુખ મેળવી લે છે. અને જોકે બે ચાર વર્ષે ભાગ્યે એકાદ મુસાફર એ માર્ગે જાય છે, તોપણ જે જાય છે તેમાંથી ઠેઠ જનારાનું પ્રમાણ સારું છે.

'હવે આ બીજો જનક માર્ગ જુઓ. એ માર્ગ બહુ ટૂંકો છે એ તો તમે પથરા પરથી જાણ્યું હશે. ટૂંકાઈથી જ લોભાઈને ઘણા માણસો આ પર્ણકુટીમાં પૂછપરછ કર્યા વિના જ એ રસ્તો લે છે; પોતે લે છે એટલું જ નહિ, પણ પોતાના સંઘના બીજા માણસો પાસે જબરદસ્તીથી લેવડાવે છે. એ રસ્તે ખાવાપીવાનું દુઃખ ઓછું છે. અથવા, ખાવાપીવાની બહુ છત છે, એ જ ત્યાંના યાત્રાળુઓને મોટું વિઘ્ન છે, એમ કહીએ તો ચાલે. ટાઢ તડકો થોડાંઘણાં સહન કરવાં પડે છે, પણ શુક માર્ગ કરતાં બહુ ઓછાં. ઘણા માણસોને વાઘવરુનો ભય નથી લાગતો, પણ ભૂખ-તરસ અને ટાઢ-તડકા આગળ તે દીન બની જાય છે. એ લોકો તો આ જ રસ્તો લેવો ઉચિત સમજે છે. યાત્રાળુઓમાંથી હજારો એ વર્ગના હોય છે. અને તેથી એ રસ્તો નિરંતર વસાયેલો રહે છે. હજારો એ માર્ગે જાય છે, છતાં ભાગ્યે હજારે ૫-૧૦ માણસો આશ્રમ સુધી પહોંચવા પામે છે. ઘણાખરાનો તો વચ્ચે જ કાળ થાય છે. છતાં એ માર્ગમાં કાંઈક એવું આકર્ષણ રહેલું છે કે રોજ પોતાની આગળ અનેકને મરતાં જોયા છતાં એ માર્ગ છોડવાને થોડા જ લલચાય છે.'

મેં પૂછ્યું, 'ભગવન્, એ માર્ગ ટૂંકો છે, ખાવાપીવાનાં સાધનવાળો છે, વસાયેલો છે, છતાં જૂજ માણસો જ એ રસ્તે નિર્વિઘ્ને કેમ પાર પડે છે?"

ઉદ્ધવે કહ્યું, 'એ રસ્તો કેટલો સાંકડો અને ઊભો છે તે જુઓ. એકની પાછળ એક એમ ભલે અનેક જાય, પણ બે માણસ પણ સાથે એ રસ્તે ચાલી ન શકે. રસ્તાની બેઉ બાજુ પર ચાલનાર ગબડી પડે, તો મોટી મોટી ભેખડો પર કુટાઈ ચૂરો થઈ જાય. રસ્તા પર પથરા આડા-અવળા, ઊંચા-નીચા ગમે તેમ પડેલા છે. એ રસ્તે પગલું પગલું સંભાળીને મૂકવું જોઈએ. જરા પણ પ્રમાદ થાય તો મર્યા જ જાણવું. જે આ પર્ણકુટીમાં તપાસ કરવાની પણ દરકાર લેતા નથી, તે ચાલતી વખતે કેટલા સાવધ રહેતા હશે તેની તો કલ્પના જ કરી લો. વળી ઘણા માણસો એવા સ્વભાવના હોય છે કે પંથ લાંબો હોય તો ધીરા ધીરા ચાલે, અને ટૂંકો હોય તો ઉતાવળ કરે. કેટલાક એથી ઊલટા સ્વભાવના હોય છે. સાંકડી કેડી પર ચાલવું હોય, ત્યારે એવા માણસો એકબીજા સાથે અથડાયા વિના રહે નહિ. આ કારણથી આગળ ચાલનારા માણસોને પકડી પાડવાની લાયમાં કેટલાક માણસો પોતે પડે છે અથવા બીજાને પાડે છે. પડવા પાડવાનું એટલું તો સાધારણ બની જાય છે કે બેત્રણ દિવસોમાં ઘણા માણસો એવા નિષ્ઠુર બની જાય છે કે કોઈને પાડી નાખતાં એમના મનને આઘાત લાગતો જ નથી. દેવમુનિ પોતાના આશ્રમમાં નિષ્ઠુર-હૃદયીઓને પેસવા દેવા નથી ઇચ્છતા. હૃદય નિષ્ઠુર થવાથી એમની સ્મરણશક્તિ નાશ પામે છે, અને તેથી એ શું કામ આવ્યા અને ક્યાં જઈએ છીએ એ વાત જ ભૂલી જાય છે, અને ખાવાપીવાનું ભેગું કરવામાં જ લીન થઈ જાય છે. આખે રસ્તે ખાવાપીવાનાં સાધનોનો એટલો સુકાળ છે કે આથી દશ ગણા યાત્રાળુઓ વધે તોપણ તે ખૂટે નહિ. છતાં આ ભૂલેલાઓને એમ બીક લાગ્યા કરે છે કે ખાવાનું ખૂટી જશે, ખાવાનું ખૂટી જશે. તેથી એમની ઉતાવળ હવે આશ્રમે પહોંચવા માટે નથી હોતી, પણ ખાવાનું ભેગું કરવા માટે હોય છે. એ દોડધામમાં જ એમના પગ લપસે છે અને મરણ થાય છે. એ રસ્તે જનારાઓએ ફળાદિ તોડતાં બહુ સંભાળવાનું હોય છે. શરીરનું સમતોલપણું સાચવવું જોઈએ. ઉપર નજર હોય, ત્યારે નીચે પગ આડો અવળો પડે નહિ તેની સંભાળ રાખવી જોઈએ. પાછળથી કોઈ ઉતાવળિયા આવી ધક્કો ન મારે તેથી બીતા રહેવું જોઈએ. આત્મરક્ષણ માટે બીજાને પાડી નાંખીએ તો પોતામાં નિષ્ઠુરતા પેસી જાય, માટે તેથી પણ પવિત્ર યાત્રાર્થીએ બીતા રહેવું જોઈએ. આને લીધે ઘણુંખરું ચાલતાં ચાલતાં જ હાથમાં આવે તે ફળ લઈ લેવું એ જ નિર્વિઘ્ન માર્ગ છે. જેથી ભૂખ ન વેઠી શકાય તે ભલે જનક માર્ગ લે, પણ તે જો ખાવાની લોલુપતા રાખે તો પડ્યો જ જાણવો.'

'બાપ રે! આ રસ્તે તો આપણે નથી જવું,' ઈશ્વરલાલ બોલી ઊઠ્યા, 'હવે તો ત્રીજો રસ્તો કેવો છે તે જોઈએ.'

'ભાઈ, મારા કરતાં તું વિશેષ ડાહ્યો લાગે છે. મને તો શુક માર્ગ લેવાની સલાહ મળી હતી. છતાં મારી એ માર્ગ લેવાની હિંમત ચાલી ન હતી, અને આ માર્ગનો મોહ છોડી શક્યો ન હતો. એ તો નારાયણના અનુગ્રહથી જ હું ઠેઠ સુધી નિર્વિઘ્ન જઈ શક્યો.

'હવે આ ભીષ્મ માર્ગ જુઓ. શુક માર્ગ કરતાં એ કાંઈક ટૂંકો છે, અને આગળ ઉપર એની સાથે મળી પણ જાય છે. બદરિકાશ્રમે જવાનો એ જૂનામાં જૂનો માર્ગ છે. ખરું પુછાવો તો, આ જ રસ્તે જઈ નરનારાયણ મુનિઓએ આશ્રમ વસાવવા માટે જગ્યા શોધી કાઢી

હતી. તમે એ રસ્તે થઈ ચાલી આવ્યા, તે પણ વાસ્તવિક અને ભીષ્મ માર્ગનો જ ભાગ છે. છેલ્લા બે ગાઉ ઉપરથી તમને એ રસ્તાની સહેજ કલ્પના થઈ શકે એમ છે. લગભગ ૩૦ ગાઉ કાપ્યા પછી એ રસ્તો કાંઈક સુધરે છે. પણ ત્યાં સુધીના માર્ગનો ખ્યાલ તો હું તમને બે દૃષ્ટાન્તોથી જ આપી શકું. એક માણસના હાથમાં તેલનું છલોછલ ભરેલું વાસણ હોય, અને બે બાજુ પર બે માણસો ઉઘાડી તલવાર લઈ તેલનું એક ટીપું પણ ઢોળાય તો મારી નાંખવાને ઊભા હોય, તો એ માણસને ચાલવાનું કેટલું કઠણ ગણાય? અથવા સાબરમતીમાં મોટું પૂર આવ્યું હોય તે વખતે તેના બે કિનારા વચ્ચે એક દોરડું બાંધીને, તે ઉપરથી નટની જેમ વાંસડા વિના ચાલી જવાની તમને આજ્ઞા થાય, તો એ કેવું કઠણ લાગે? આ રસ્તો એવો ખરાબ થઈ ગયો છે. પૂર્વે એ રસ્તો કાંઈક ઠીક હશે એમ કલ્પના થાય છે, પણ છેલ્લાં હજાર બે હજાર વર્ષથી રસ્તાની હાલત અતિશય ભયંકર થઈ ગઈ છે. કોઈ જગ્યાએ ઊભી ધારવાળા, ઉપરથી ગોળ બની ગયેલા ખડકો, કોઈ જગ્યાએ પાંચ પાંચ ગયોડાં જેટલાં કળણ, અને કોઈ જગ્યાએ કાંટા ઝાંખરામાં થઈ આ રસ્તે જવું પડે છે. કોઈ જગ્યાએ પેટે ચાલીને રસ્તો કાપવો પડે છે, તો કોઈ ઠેકાણે વળી જીવને જોખમે ઊંચેથી ભૂસકા મારવા પડે છે. પણ આવો રસ્તો રહે છે ત્યાં સુધી શીતળ છાંયડો અને ફળફૂલ નિરંતર મળ્યા કરે છે.'

ત્રણે માર્ગનું આવું ભયકારક વર્ણન સાંભળી બિચારા વિદ્યાર્થીઓનાં મોં ચિમળાઈ ગયાં. બદરિકાશ્રમની યાત્રા પૂરી કરી શકાય એમ લાગ્યું નહિ, અને સર્વત્ર નિરુત્સાહ ફેલાઈ ગયો. આ જોઈ કાકાસાહેબે પૂછ્યું:

'મહાભાગ, આપના વર્ણનથી અમારા વિદ્યાર્થીઓ ગભરાઈ ગયા જેવા દેખાય છે, માટે કૃપા કરી અમને હિંમત અને ઉત્સાહ આવે એવી કાંઈક બાતમી હોય તે આપો.'

ઉદ્ધવ બોલ્યા, 'ભાઈ, પ્રશ્ન પૂછો, અને સાંભળો. પ્રશ્ન પૂછ્યા વિના કાંઈ પણ કહેવાનો અમારો સંપ્રદાય નથી.'

કૃષ્ણદાસને થોડી વારમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. એણે પૂછ્યું, 'આ માર્ગોનાં નામ શુક, જનક અને ભીષ્મ કેમ પાડ્યાં તે જાણવાની મારી ઇચ્છા છે.'

પ્રશ્નથી પ્રસન્ન થઈ ઉદ્ધવ બોલ્યા, 'બેટા, જે પ્રસિદ્ધ મહાત્માઓએ આ પૂર્વે બદરિકાશ્રમની યાત્રા સફળતાથી પૂર્ણ કરી, તે પૈકી આ ત્રણ મહાપુરુષો પણ છે. તેમણે જે જે માર્ગો ગ્રહણ કર્યા હતા, તે પરથી તેમના નામથી તે માર્ગો ઓળખાય છે. એ માર્ગો તો એ મહર્ષિઓથી પણ જૂના છે, પણ ઘણાં વર્ષોથી આ નામથી પ્રસિદ્ધ થયા છે.'

હવે ઘણું પૂછવા જેવું છે એમ અમને લાગ્યું. આપ્પા સાહેબે પૂછ્યું, 'જે પ્રસિદ્ધ મહાત્માઓએ આ યાત્રા આદરી હોય, તેમને જે વિઘ્નો નડ્યાં હોય કે સહાય મળી હોય, તેમનો ઇતિહાસ સંભળાવશો તો મોટો ઉપકાર થશે. વળી એક રસ્તો લીધા પછી બીજો રસ્તો લઈ શકાય એમ છે કે કેમ તે પણ કૃપા કરી જણાવશો.'

'તમારા બીજા પ્રશ્નનો ઉત્તર હું પહેલાં આપું. ભીષ્મ માર્ગમાંથી વચ્ચે વચ્ચે જનકમાર્ગે ચડી જવાના ફાંટા મળી આવે છે ખરા, અને ઘણા એમ કરે પણ છે. આગળ ઉપર ભીષ્મ માર્ગ અને શુક માર્ગ એક થઈ જાય છે, એમ પણ મેં કહ્યું છે. પણ જેણે ભીષ્મ માર્ગ ૧૦-૧૨ ગાઉ સુધી પકડી રાખ્યો હોય તે તે જ માર્ગે પછી વળગી રહે તો તે વધારે પ્રશંસનીય ગણાય. ૧૦-૧૨ ગાઉ સુધીમાં જનક માર્ગે ચડી જવું નિંદ્ય લેખાતું નથી અને કેટલાક પ્રસિદ્ધ યાત્રાળુઓએ તો એવી સલાહ આપી છે કે થોડા ગાઉનો ભીષ્મ માર્ગે વિશેષ અનુભવ લીધા વિના એકદમ જનક માર્ગ ગ્રહણ કરવો ઠીક નથી. એમનો મત એવો છે કે જુદા જુદા માર્ગોમાં જુદી જુદી જાતની હિંમત અને ધીરજ જોઈએ છે, અને દરેક માર્ગનો અનુભવ લેવાથી તેવી હિંમત અને ધીરજ આવે છે.

'જનક માર્ગવાળાથી ભીષ્મ માગ પર આવી શકાતું નથી. લગભગ ૩૦-૩૨ ગાઉ સુધી તો બીજો રસ્તો પકડવાને સીધો રસ્તો જ નથી. પણ એટલું ચાલ્યા પછી એક પગથીવાળો રસ્તો આવે છે, તે રસ્તે જઈ શુક માર્ગે ઊતરવું હોય તો ઊતરી શકાય છે. એ પગથીઓ એક ગાઢા વનમાંથી જતી હોવાથી એને વન-માર્ગ કહે છે વનમાર્ગે થઈને જવાથી ૭-૮ ગાઉનું વધારે ચક્કર પડે છે, પણ એના આશ્રયથી શુક માર્ગે ઊતરી જવું એ શિષ્ટ યાત્રાળુઓએ ઉપર કહેલા કારણથી પસંદ કરેલો માર્ગ છે. સીધો જનક માર્ગ ઠેઠ સુધી એક સરખો કઠણ છે.

'શુક માર્ગનો રસ્તો લીધો તે લીધો જ. પાછા ફરીને બીજો માર્ગ પકડે તો જ એ રસ્તો બદલી શકાય, પણ યાત્રાળુએ પાછાં પગલાં ભરવાં એ ઘણું અપરિત ગણાય છે. એવા બનાવો ક્વચિત્ બને છે અને એ યાત્રાળુઓમાં એની ખામી લેખાઈ છે.

'પ્રાચીન કાળમાં ભીષ્મ માર્ગે થઈ યાત્રા પૂર્ણ કરવી એ ઘણું આદરણીય લેખાતું. પણ મને લાગે છે કે તે સમયમાં શુક માર્ગની શોધ થઈ નહિ હોય. શુક માર્ગ શોધાયા પછી કેટલાક આચાર્યોના મતે એ જ માર્ગ શ્રેષ્ઠ મનાયો છે. જનક માર્ગે તો ઠેઠ પહોંચાતું જ નથી એમ કેટલાક કાળ સુધી માન્યતા હતી. સ્વયં શુકદેવનો પણ એ જ મત હતો. પણ જનકે એ માર્ગ ઠેઠ સુધી ખેડ્યા પછી એ માર્ગ પણ ઋષિસંમત થયો છે.

'હવે તમને પ્રસિદ્ધ યાત્રાળુઓનાં વૃત્તાંત કહું. નર અને નારાયણ ભીષ્મ માર્ગે ગયા હતા. એ તો તમને કહ્યું. ત્યાર પછી નારદ અને સનત્કુમારો પણ એ જ માર્ગે ચડયા હતા. નારદને વચ્ચેથી એક વાર જનક માર્ગે ચડી જવાનું મન થયું હતું, પણ ભગવાન નારાયણને નારદની આવી અપકીર્તિ થાય એ ઠીક ન લાગ્યું, અને તેથી તેમણે એમને અટકાવ્યા, અને પાછા ભીષ્મ માર્ગે મોકલી દીધા. સૌભરિ આદિક કેટલાક ઋષિઓએ પણ ભીષ્મ માર્ગેજ જવાનું વ્રત લીધેલું, પણ પાછળથી જનક માર્ગે જવા લલચાયા. જનક માર્ગે પણ તે આશ્રમમાં પહોંચ્યા કે કેમ તે વાત જાણવામાં આવી નથી ત્યાર પછી હનુમાન અને ભીષ્મે એ માર્ગ સફળતાથી કાપ્યો એમ જણાયું છે.

'જનક માર્ગનો રસ્તો ઘણા રાજર્ષિઓએ લીધેલો સંભળાયો છે. જનક, અંબરિષ અને પ્રિયવ્રત એ રાજાઓ તો મુખ્ય છે. હું પણ એ જ રસ્તે ચડયો હતો, એ તમે જાણો છો. એ રસ્તો પાર પાડવાની યોગ્યતા હોવા છતાં ન પહોંચી શકેલા એવા તો ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને દ્રૌપદી એ પ્રસિદ્ધ છે. યુધિષ્ઠિર પહોંચ્યા, પણ એક આંગળી ખોઈને, એ પણ વિચારવા જેવું છે. પ્રમાદ અને ગર્વ બે આ માર્ગે જનારાના ભયંકર શત્રુઓ છે. અર્જુન સ્વયં નરદેવનો અવતાર ગણાય. બધા ભાઈઓ અને પત્ની શ્રીકૃષ્ણના માનીતા મિત્રો હતા, તેના જેવા પણ પ્રમાદથી કે ગર્વથી કાળજીપૂર્વક ન ચાલે તો જનક માર્ગે પડે એ દર્શાવવા જ આ ખેલ દેવે રચ્યો હતો. આથી ઊલટું વૃત્તાન્ત અજામીલ જેવા કેટલાકનું છે. એ યાત્રા પૂરી કરી શકે એમ કોઈની કલ્પનામાં નહોતું, પણ અતિશય નિરભિમાની થવાથી એ પાર પડી ગયા.

'જનક માર્ગથી નીચે નીચે શુક માર્ગ જાય છે. વનમાર્ગે જઈ શુક માર્ગે જવાને બદલે એકદમ શુક માર્ગે કૂદી પડયાનાં એક બે દૃષ્ટાન્ત અદ્ભુત છે. ભર્તૃહરિને એક નિષ્ઠુર યાત્રાળુએ એ માર્ગ પર ફેંકી દીધા, પણ સહીસલામત પડયા. ગોપીચંદે એની માતાની અને નિષ્કુળાનંદે એના ગુરુની આજ્ઞાથી એ માર્ગ પર કૂદકો માર્યો. ચિત્રકેતુએ પણ એ જ પ્રમાણે કૂદકો માર્યો. કાંઈક જુદી રીતે રામાનુજાચાર્યે પણ એવી જ છલંગ મારી હતી. એ આચાર્ય અને એમની પત્ની જનક માર્ગે બદરિકાશ્રમની યાત્રા કરવા નીકળ્યાં હતાં. એમની પત્ની તો વારંવાર ખાવાપીવા માટે ખોટી થયા કરે, અને રામાનુજ તો નારાયણનાં દર્શન કરવા અધીરા થઈ ગયેલા તેમને એ ઢીલ કેમ પાલવે? એમની પત્નીને પાડી નાંખે એવા એ નિષ્ઠુર ન હતા, તેથી એમણે પોતે ખૂબ ઊંચેથી શુક માર્ગ ઉપર ભૂસકો માર્યો. નારાયણ પ્રતિ એમના અત્યંત પ્રેમને લીધે જ એટલે ઊંચેથી પડયા છતાં એ બચ્યા, અને બદરિકાશ્રમ સહીસલામત પહોંચ્યા. નરસિંહ મહેતો, તુકારામ, નામદેવ વગેરેની યાત્રા પણ જનક માર્ગે જ થઈ.

'શુક માર્ગના પહેલા મુસાફર ઋષભદેવ હતા. જડ ભરત, શુકદેવ પોતે, શંકરાચાર્ય, સ્વામી રામદાસ, રામાનંદ, મુક્તાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ વગેરે યાત્રાળુઓ પણ એ માર્ગમાં પ્રસિદ્ધ છે.

'તમારે ગભરાવાની કે નિરુત્સાહી થવાની જરૂર નથી. દેવમુનિની આજ્ઞા એવી છે કે પૂછયા વિના કહેવું નહિ, અને માગ્યા વિના આપવું નહિ. જે આ પર્ણકુટીમાં આવી પ્રશ્ન પૂછે છે તેને ઉત્તર મળે છે. માર્ગમાં જે મદદ માટે પોકાર કરે છે તેમને નારાયણ મુનિ હાથ આપે છે. અરે, કોઈ કોઈ વાર તો આંધળાને દોરી જતા હોય તેવી રીતે અદૃશ્યપણે પણ ચોક્કસ રીતે રસ્તો દર્શાવે છે. ઘણાને બળ અને હિંમત પ્રેરી ઉત્સાહ આપે છે. તમારી પ્રાર્થના તમારા હૃદયમાં ઉદ્ભવે તેટલામાં જ એ દયાળુ ઋષિ એ સંભાળી લે છે, અને ઘટે તેવી મદદ મોકલે છે. (ઈશ્વરલાલને બતાવી) આ બાળક કરતાં પણ હું વધારે ગભરાતો હતો. શ્રીકૃષ્ણે મને બદરિકાશ્રમ જવાની આજ્ઞા કરી, તે સાંભળીને જ મારા હોંશ ગગડી ગયા હતા. પણ એમની આજ્ઞાઓનો ભંગ મારાથી થાય જ કેમ? એમનું નામ લઈ હું તો ઊપડયો. કમર જેટલો ખાડો આવે કે 'ઓ મારા કૃષ્ણ' કહી હું બૂમ પાડી ઊઠતો, અને તે સાથે મારામાં એટલું બળ લાગે કે, તળેટી સુધી પણ ભૂસકો મારવાને હરકત નથી. એવું લાગતું કે જાણે ઊંચાણ હોય તે એનું નામ લેતાં સપાટ થઈ જાય છે, અને ખાડો હોય તે ઊંચો થઈ આવે છે, અને હું તો સીધી જમીન પર ચાલ્યો જાઉં છું. ભીષ્મ માર્ગે પુરુષપ્રયત્ન અને દેવમુનિમાં નિષ્ઠાથી બળ આવે છે; જનક માર્ગે દેવમુનિનો વિશ્વાસ અને પ્રાર્થના બળ પ્રેરે છે; અને શુક માર્ગે નિઃસ્પૃહા, નિર્માનીપણું અને નારાયણની અખંડ સ્મૃતિથી રસ્તો સરળ થઈ જાય છે.

'હવે તમે સૌ પોતપોતાનું બળ કઈ દિશામાં છે તે તપાસી જે માર્ગ યોગ્ય લાગે તે લો.'

મહાત્મા ઉદ્ધવને પ્રણામ કરી અમે બહાર આવ્યા. સર્વે શિક્ષકો વિચાર કરવા બેઠા. શિક્ષકોમાં તીવ્ર મતભેદ પડયો, અને એમણે વિદ્યાર્થીઓનો મત પણ જાણવાનું ઠરાવ્યું. વિદ્યાર્થી સર્વે ભેગા થયા. અરે! પણ એટલામાં શું થયું? કયાં ગયો એ સંઘ! કયાં એ માર્ગ! કયાં પર્ણકુટી! કયાં મહાત્મા ઉદ્ધવ! મારી પથારીમાં હું કયાંથી આવ્યો? આ અવાજ શાનો થાય છે? અરે આ તો પ્રાર્થનાનો ઘંટ!—આ શું બધું સ્વપ્ન હતું? રામ, રામ, રામ, રામ! બધો પ્રવાસ મિથ્યા થયો! ઈશ્વરેચ્છા! પ્રવાસ તો મિથ્યા થયો, પણ વિદ્યાર્થીઓનો વિચાર જાણવાની જિજ્ઞાસા કાયમ રહી છે એમની ઇચ્છા હોય તો ભલે જણાવે.

'ઔદ્ધવ'

# પીઠાનું પાટિયું

(અમેરિકન કવિ કુ. એલા વ્હીલર વિલકોક્સના 'ધી સાઈનબોર્ડ' નામના અંગ્રેજી ગીતનો અનુવાદ.)

પાટિયું, કલાલ !
એક પાટિયું, કલાલ !
લાવ તને ચીતરી આપું, કલાલ !
ટાંગી દઉં હાલ,
એને ટાંગી દઉં હાલ,
પીઠાને બારણે તારે, કલાલ !
એક પાટિયું, કલાલ !૦

૧

તેં ઘણાં ઘણાં પાટિયાં ટાંગ્યાં હશે,
આ તો બધાંથી અચ્છું ને સચ્ચું થશે;
એને જોવાને લોકોની જામશે ધમાલ.
એક પાટિયું, કલાલ૦
મારી પીંછીની ખૂબી તું જોજે જરા,
હૂબહુબ બનાવ ખરા થાશે ખડા;
લોકો કહેશેઃ વાહ વાહ ! કોઈ પાટિયું કમાલ !
એક પાટિયું, કલાલ૦

૨

પહેલો પાટિયામાં ચીતરીશ તુજને, કલાલ !
પેલા ગભરુ જુવાનિયાને ભરતો સલામ;
અને લળી લળી, હસી હસી, દાખંતો વહાલ.
એક પાટિયું, કલાલ૦
કેવો સીધા રસ્તાનો જનારો જવાન !
જરા વાતે વળગ્યો છે તારું જાળવવા માન;
હાય ! ઝડપાયો કોઈનો એ લાડીલો લાલ.
એક પાટિયું, કલાલ૦

૩

વળી પાટિયે આંકીશ તારો બીજો દેખાવ,
હાથ લાંબો પસારી, ઘણો દેખાડી ભાવ,
પ્યાલી ધરતો તું ફીણદાર દારૂ લાલ લાલ.
એક પાટિયું, કલાલ૦
જોઈ નવતર એ મનમાં મૂંઝાઈ રહ્યો,
એને સોગન ઘાલ્યા ને ભાઈ ભાઈ કહ્યો;
દોસ્ત, એક બસ એક! આનો ચાખ જરા તાલ.
એક પાટિયું, કલાલ૦
એણે શરમે શરમે તારી પ્યાલી લીધી,
આંખ મીંચી ગળામાં આગ રેડી દીધી;
બસ પતી ગયું, ફરી વળી શેતાની જાળ.
એક પાટિયું, કલાલ૦

૪

પછી ચીતરીશ અહીં ચકચૂર દારૂખોર,
એક વર્ષ થયું માંડ, જુઓ મદ્ય તણું જોર;
કેવો હતો એ જવાન! આજ કેવા થયા હાલ!
એક પાટિયું, કલાલ૦
વ્યાપ્યો ફૂદકે ને ભૂસકે ને વ્યાપ્યો રોમ રોમ,
પડ્યો વાટે ચત્તોપાટ, નથી ભાન, નથી ફોમ;
તારી પ્યાલીનો શિકાર, જેના પીંખાયેલા વાળ.
એક પાટિયું, કલાલ૦

૫

પછી ચીતરીશ પાટિયામાં વૃદ્ધ માવડી, .
એના લાડકાની પાસ બેસી રોતી બાપડી;
જેનો વહાલામાં વહાલો, હાય, લૂંટાયો છે માલ.
એક પાટિયું, કલાલ૦
પછી ચીતરીશ ભારે હૈડે ઘોર એમાં એક,
'ગયો' એટલો જ બોલ લખી કોતરીશ લેખ;
અલ્યા ફોગટમાં હોં, લેવી નથી પાઈ લાલ.
એક પાટિયું, કલાલ૦

૬

તારા પૂજકોનાં બીજાં પાપ તાપ અનાચાર,
ચોરી ચાડી વ્યભિચાર, દુઃખ દર્દના પોકાર;
એનાં ચિત્ર ઘણાં સૂક્ષ્મ, મારાં આંગળાં કંગાલ
એક પાટિયું, કલાલ૦
પણ કહ્યું તેવું પાટિયું તો ચીતરીશ ખાસ,
જેને જોવા સારુ લોક ઊભાં રહેશે પીઠા પાસ;
એને જોનારાંની રોઈ રોઈ થાશે આંખો લાલ.
એક પાટિયું, કલાલ૦

જુગતરામ દવે

# સંસ્કૃતિની પ્રગતિ અને પાયાની કેળવણી

[આચાર્ય કૃપાલાનીજીકૃત 'તાજેતરનું પેલું'ના આગળનો હપતો.]

માનવ ઇતિહાસના ઉષ:કાળમાં મનુષ્ય જ્યારે લગભગ પેટે સરકતું પ્રાણી હતો, ત્યારે તેણે પોતાનું માથું કેવી રીતે ઊંચું કર્યું તથા તે ટટાર ઊભો રહેતો કેવી રીતે થયો ? નર્યાં પશુઓથી તેને જુદો પાડનાર વિશિષ્ટતાઓ તેણે કેવી રીતે ધીરે,ધીરે પ્રાપ્ત કરી ? એ પ્રશ્નોના જવાબમાં કહી શકાય કે, નિરીક્ષણ અને પ્રયોગ એ દ્વિવિધ પ્રક્રિયા દ્વારા જ તે કેળવાતો ગયો છે, તથા ઉન્નત થતો ગયો છે. તેણે પ્રથમ ભૌતિક સૃષ્ટિનું નિરીક્ષણ કર્યું અને પછી તેના ઉપર પોતાના હાથ અજમાવી જોવા માંડયા. ભૌતિક સૃષ્ટિની રીતિ-નીતિ સમજી સમજીને તેણે વસ્તુઓ ઘડવાનું શરૂ કર્યું. તેણે પોતાની ઇંદ્રિયોનો ઉપયોગ કરવા માંડયો; અને મુખ્યત્વે તો તેણે પોતાના હાથનો ઉપયોગ શરૂ કર્યો, કે જે હાથ આટલી ચાલાકીથી અને આટલી નાજુકાઈથી વસ્તુઓના આકાર ઘડી શકે છે. જેમ જેમ તે બાહ્ય સૃષ્ટિ ઉપર કામ કરતો ગયો, તેમ તેમ તે તેના કાયદાઓ અને ખાસિયતોનું થોડું-ઘણું જ્ઞાન મેળવતો ગયો. પછી તેણે પોતાની સહજ સ્ફુરણા, કલ્પનાશક્તિ તેમ જ બુદ્ધિશક્તિને પોતાને કામે લેવા માંડયાં. જે જે યાંત્રિક તરકીબો તેણે શોધી કાઢી, તેમના વડે તે પોતાની મુશ્કેલીઓ અને વિઘ્નોને વટાવી જવા શક્તિમાન થતો ગયો. મનસ્વી કુદરતી શક્તિઓનું રમકડું હોવાને બદલે હવે તે તેમના ઉપર વધુ ને વધુ કાબૂ મેળવતો થયો. ધીમે ધીમે તેણે કુદરતનું નિયમન કરનારા સામાન્ય નિયમોનું પ્રાથમિક જ્ઞાન મેળવ્યું. એના પાયા ઉપર તેણે પોતાનાં જુદાં જુદાં વિજ્ઞાનો ખડાં કર્યાં. પહેલાં તે પોતાનું કામ વગર સમજ્યે જડ રીતે કરતો, તેને બદલે હવે તે વૈજ્ઞાનિક રીતે કામ કરનારો થયો. પોતાના હાથ તેમ જ પોતાનાં પ્રાથમિક દશાનાં ઓજારો અને યંત્રો દ્વારા કામ કરતાં કરતાં તેણે જે સામાન્ય નિયમો તારવી કાઢયા તેમનું તેથી આગળ તારણ કરતા જતાં ફિલસૂફી ઊભી થઈ. હવે તો વિશ્વનાં ગૂઢમાં ગૂઢ રહસ્યો તેની આગળ પ્રગટ થવા લાગ્યાં.

મૂળની અણખોટાયેલી બાહ્ય સૃષ્ટિની અંધાધૂંધીમાં થોડી વ્યવસ્થા લાવ્યા બાદ તેણે સ્વાભાવિક રીતે પોતાની જાત તરફ નજર ફેરવી. બધાં પ્રાણીઓમાં તે એક જ એવો હતો કે જે નવું ઘડી શકે તથા નવું શોધી શકે. તો પછી પોતાની આસપાસની જડ-ચેતન સૃષ્ટિથી જુદો એવો તે પોતે કોણ હતો ? તેણે પોતાની દૃષ્ટિ અંતર્મુખ કરી, અને પોતાના અંતઃકરણની આંતરિક પ્રવૃત્તિઓના નિયમો શોધી કાઢયા. એમાંથી તેના અંતરાત્મા અને ધર્મનું શાસ્ત્ર —માનસશાસ્ત્ર ઊભું થયું. બીજી બાજુ કુદરતમાં એકલા જ કામ કરવા જતાં તેણે શોધી કાઢયું કે, વૈયક્તિક રીતે તે એકલો પોતાની બાહ્ય પરિસ્થિતિ ઉપર વિજય મેળવવા જતાં ફાવી શકે તેમ નથી. તેથી તેને તે જ ક્ષેત્રમાં કામ કરનારા બધાનો સહકાર શોધવો પડયો. ધીમે ધીમે તેણે ટોળીઓ, જ્ઞાતિઓ, વર્ગો અને પ્રજાઓ ઊભી કરી; આમ નાગરિક જીવન અને રાજ્યવ્યવસ્થા શરૂ થયાં. અને બીજાઓ સાથે સલાહસંપ અને સહકારથી જીવવા ઇચ્છતા સામાજિક પ્રાણી માટે ઉચિત એવા નિયમો તેણે ઘડયા. તેણે જોઈ કાઢયું કે ભૌતિક સૃષ્ટિ ઉપરના પોતાના હક ભોગવવાનું તેણે એવી રીતે નિયંત્રિત કરવું જોઈએ કે જેથી બીજાઓના તે જ જાતના હકની આડે તે ન આવે આમ તેણે પોતાનાં સામાજિક તેમ જ રાજકીય હકો, ફરજો, જવાબદારીઓ અને વફાદારીઓ ઊભાં કર્યાં, અને પોતાના વૈયક્તિક જીવનમાં તેમ જ સમાજના જીવનમાં વ્યવહારુ તેમ જ સૈદ્ધાંતિક નીતિધર્મ, કાયદાકાનૂન, અને રાજ્યવ્યવસ્થા દાખલ કર્યાં.

જંગલનો જંગલી અને અનૂતી માણસ — જેને વત્તેઓછે અંશે જાનવર જ કહેવો જોઈએ — તે આ પ્રક્રિયાથી પોતાની જાતને કેળવીને ઉન્નત થયો છે અને ક્રમે ક્રમે સુધર્યો છે. હવે તે થોડે ઊંચે આવી ગયો છે, એટલે પોતે જે સીડીએ થઈને ઊંચે ચડયો છે, તેને લહેરથી ભૂલી ગયો છે. કેટલીક વાર તો તે પોતાનું કામ પૂરું થયું માની તે સીડીને ફગાવી દેવા પણ માગે છે. પણ તેનું કામ સાચે જ પૂરું થયું છે ? પોતે મેળવેલા લાભોને સંગ્રહિત કરતા રહી,

તેણે શું હરહંમેશ નવા નવા વિજયો મેળવતા જવાનું નથી? એ બીજા પ્રશ્નનો જવાબ જો 'હા' હોય, તો તેના બધા પ્રયત્નોમાં પેલી જૂની પ્રક્રિયા જ ઘૂંટાતી રહેવી જોઈએ; નહીં તો અવનતિની સામી પ્રક્રિયા — કે જે શબ્દો અને બાહ્ય ટાપટીપની બાબતમાં કુશળ હોય છે, પરંતુ સર્જક વિચાર અને ક્રિયાની બાબતમાં શૂન્ય હોય છે — તે તેના ઉપર ચડી બેસવાની. એ જાતની પ્રક્રિયા, જ્યારે કોઈ સંસ્કૃતિ ભાંગી પડવા માંડે છે, ત્યારે તેની શરૂઆતમાં હમેશ દેખા દે છે, એની ઇતિહાસની સાખ છે.

હવે, બાળક પણ પોતાની ઇંદ્રિયોની પ્રવૃત્તિ શરૂ કરે છે તે વખતે પ્રારંભકાળના પેલા જંગલી માણસ જેવું જ અણઘડ હોય છે. તે બાળકને કેળવણી દ્વારા ઊંચે લાવવાનું તથા સંસ્કારી બનાવવાનું હોય છે. પરંતુ આજની કેળવણીની પદ્ધતિ તો તેને એક જાનવર માનીને ચાલે છે અને તેની સાથે તે રીતે કામ લે છે. તેની તાલીમમાં તેની પાસે પોપટની પેઠે અમુક શબ્દો અને વાક્યો બોલાવવામાં આવે છે. તે તેમને બોલતો જાય છે, અને થોડા સમય બાદ એ જાતના શબ્દો બોલવામાં તે ચતુર બની જાય છે. થોડે થોડે ગાળે આ નાના પશુને મિત્રો અને પડોશીઓ આગળ પોતાના ભણતરનું તથા શબ્દો વાપરવાની આવડતનું પ્રદર્શન કરવા લઈ જવામાં આવે છે. અને એમાં તે સફળ નીવડે તો તેને ઉચિત ઇનામો, ડિગ્રીઓ અને ખિતાબો એનાયત કરવામાં આવે છે. ત્યાર પછી કૂતરાના કે વાંદરાના બરોળિયાની માફક તેને કેટલીક વ્યવહારુ કરામતો શીખવવામાં આવે છે. તે બાળક તે બધી કરામતોની પાછળ રહેલી પ્રક્રિયા કે તેનું રહસ્ય સમજ્યા-બૂજ્યા વિના તેમને યાંત્રિક રીતે કર્યા કરે છે. આ પ્રક્રિયા કે જેને ખોટી રીતે કેળવણી કહેવામાં આવે છે, તેનાથી એ બાળક ગૂંગળાઈ મરી જતું નથી એ કંઈ એ પદ્ધતિનો દોષ નથી. એનું કારણ તો એ છે કે વસ્તુતાએ તે બાળક એક માનવપ્રાણી છે, પશુ નથી. પોતાના માર્ગમાં કેળવણીએ ઊભા કરેલા અંતરાયો તે ઉલ્લંઘી જાય છે, અને તેની ઉપરવટ થઈને તે કાંઈક પ્રકારનું જ્ઞાન મેળવી લે છે. પરંતુ એક વાત ચોક્કસ છે કે, જો તેની કેળવણીની પ્રક્રિયા માનવ વ્યક્તિ અને માનવ જાતિના કુદરતી વિકાસ-ક્રમને અનુસરે, તો તે બાળક જલદીથી તથા વધુ સારી રીતે કેળવાય. તે રીતને અનુસરવા જતાં તેનું મગજ જ નહિ, પણ તેની બધી શક્તિઓ ઉપયોગમાં આવે છે અને પરિણામે કસાય છે તથા વિકસે છે. તેની આંખો, હાથ અને તેવી બીજી ઇંદ્રિયો પણ કેળવાય છે. તેઓ વધુ કાર્યક્ષમ બને છે. તેની કલ્પનાશક્તિ અને તેની શોધકબુદ્ધિ ફળપ્રદ પ્રવૃત્તિરૂપે ખીલી ઊઠે છે. આજે તેને જે વિવિધ નિષેધો અને દબાણો નીચે ગૂંગળાવું પડે છે, તે બધા દૂર થઈ જાય છે; અને અમુક ઉદ્દેશસર ક્રિયા કરવાથી તેની સંકલ્પશક્તિ વિકસે છે અને તેનું વ્યક્તિત્વ સંગઠિત અને સમન્વિત બને છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારતાં પણ આ જાતની કેળવણી ઊછરતા બાળક માટે આવશ્યક છે. તેની પ્રકૃતિને વ્યક્ત થવા તેમ જ વિકસવા માટે મોટા પ્રમાણમાં શારીરિક ક્રિયાની જરૂર છે. કામ કરવા દ્વારા અને રમવા દ્વારા જ તેનું મગજ સક્રિય થઈ શકે છે. જૂની પદ્ધતિએ ચાલતી નિશાળોમાં બાળકની ચંચળ અને ઊભરાતી ક્રિયા-શક્તિને વ્યક્ત થવા માટે ઉપયોગી કે યોગ્ય ક્ષેત્ર ન મળવાથી તે વિનાશક માર્ગોએ વળી જાય છે, અને ગુંડાગીરી તથા તોફાન રૂપે પ્રગટ થાય છે. તેની સર્જક શક્તિને કેળવવાને કે દોરવાને બદલે સજા કરીને દબાવી દેવામાં આવે છે, અને આ રીતે તેને વ્યર્થ જવા દેવામાં આવે છે. બીજાનું આપેલું જ નિષ્ક્રિયપણે ગળ્યા કરવાની શક્તિવાળા વિદ્યાર્થીઓ, કે જેઓ પછીની જિંદગીમાં આ વિષમ તથા નિષ્ઠુર જગતના જીવનસંગ્રામ માટે અયોગ્ય સાબિત થાય છે, તેઓને આ નવી પદ્ધતિ તેમની સ્મરણશક્તિ અને તેમનાં મગજ એકલાં જ વાપરવાને બદલે તેમની બીજી ઇંદ્રિયો વાપરતાં શીખવે છે તથા તેમને વધુ પ્રાણવાન બનાવે છે. બીજી બાજુ, પેલા ક્રિયાશીલ, ચંચળ, અદમ્ય, તોફાની અને ધાંધળિયા વિદ્યાર્થીઓ, કે જેમને આજની શાળાઓમાં અનિચ્છનીય ગણવામાં આવે છે, તથા જેઓ સતત ઠપકો તથા સોટીનો માર વહોર્યા કરે છે, તેઓ આ પદ્ધતિ દ્વારા પોતાનું સ્વત્વ ફરી પ્રાપ્ત કરે છે અને પોતાની વિશિષ્ટ જોરો દ્વારા સમાજને સમૃદ્ધ કરે છે. જ્યારે કોઈ ઉદ્યોગને

શિક્ષણની પદ્ધતિ, માધ્યમ કે બાધા બનાવવામાં આવે છે, ત્યારે બાળકની બધી શક્તિઓ ઉપયોગમાં આવે છે એટલું જ નહીં, પણ તેને તેના કામમાં, તેની શાળામાં, તેના સાથીઓમાં, અને તેના શિક્ષકોમાં આનંદ પ્રાપ્ત થાય છે, કે જે તેને આજે નથી મળતો. પછી શિક્ષક વેઠિયાઓનો મુકાદમ મટી, વિદ્યાર્થીઓનો વડો ભેરુબંધ, ભાઈબંધ, ભોમિયો કે દોરનાર બની રહે છે.

પરંતુ માનવજાતે જે કુદરતી પ્રક્રિયા અનુસાર શિક્ષણ તથા વિકાસ સાધ્યાં છે, તે બહુ ધીમી તથા વાંકીચૂકી હતી. તે પ્રક્રિયામાં બધું જ્ઞાન પ્રયોગો અને નિષ્ફળતાઓ દ્વારા જ પ્રાપ્ત થયું હતું. સફળતા હરહંમેશ મળવાને બદલે અપવાદ રૂપે જ પ્રાપ્ત થતી હતી. તો શું આપણા બાળકે પણ પોતાની કેળવણી એ જ ધીમી અને વાંકીચૂકી પદ્ધતિએ સિદ્ધ કરવાની છે? તેને પણ પ્રયોગ કરતાં કરતાં હારબંધ નિષ્ફળતાઓ મળ્યા બાદ અંતિમ ફળ રૂપે જ સફળતા પ્રાપ્ત થવા દેવી જોઈએ? તે રીતે તો જીવનમાં પ્રવેશ કરીને કોઈ ધંધો કે રોજગાર શરૂ કરવા પહેલાં જે થોડાં વર્ષ કેળવણી માટે તેને મળે છે, તે દરમ્યાન તે કેટલુંક શીખી શકે? યુગો દરમ્યાન જે અનુભવ અને ડહાપણ માનવજાતે એકઠાં કર્યાં છે તેનો લાભ શું તેને આપવાનો નથી? પરંતુ આ નવી પદ્ધતિમાં આવું કાંઈ બનવું જ જોઈએ એમ નથી. નવી પદ્ધતિમાં તેને તેની ચોપડીઓ કે શિક્ષકો પાસેથી મળતી મદદ ફગાવી દેવાનું કહેવામાં આવતું નથી. જ્ઞાનપ્રાપ્તિમાં તેની પ્રગતિને વેગીલી બનાવવા, સરળ બનાવવા, તથા તેને યોગ્ય માર્ગે દોરવા માટે તેઓનું માર્ગદર્શન તો રહેવાનું જ છે. તેની પ્રગતિ ધીમી કે વાંકેચૂકે માર્ગે થવાની કાંઈ જરૂર નથી. બલકે, નવી પદ્ધતિમાં તો તેની પ્રગતિ આજની પદ્ધતિ કરતાં વધુ ઝડપી બનવાની છે. પરંતુ જે દરેક પગલું ભરવામાં આવશે, તેને તેના જાતઅનુભવ સાથે અનુબંધિત કે સમન્વિત કરવામાં આવશે, અને એ જાતઅનુભવ મેળવવામાં તે પોતે જ મુખ્ય તથા અગત્યનો ભાગ ભજવતો હશે. તેનું જ્ઞાન બીજાઓએ મહેનત કરીને મેળવેલાં પરિણામો જાણવા પૂરતું જ મર્યાદિત નહીં રહે. જે પ્રક્રિયાઓ દ્વારા માહિતી એકઠી કરાય છે અને જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે પ્રક્રિયાઓ પણ તે શીખશે. દરેક પગલું નજર સામેના લક્ષને અનુસરીને જ જાણી-સમજીને લેવામાં આવશે. આમ બાળકને પોતાની મેળે માત્ર બિનાઓ જ શોધવાને પ્રેરવામાં નહિ આવે, પણ શોધખોળ કરવાના તેમ જ વિચાર કરવાના નિયમો શોધવાને પણ પ્રેરવામાં આવશે. આ રીતે તે જે કાંઈ જ્ઞાન મેળવશે, તે તેના વ્યક્તિત્વના એક ભાગરૂપ બની જશે. તથા વૈજ્ઞાનિક રીતે વિચાર કરવાની ટેવ તેને આપોઆપ પડશે.

દાખલા તરીકે, જો તેનો પાયાનો ઉદ્યોગ કપડું તૈયાર કરવાનો હશે, તો તે પ્રથમ પોતાનો કાચો માલ જે રૂ, તેનું જ્ઞાન મેળવવાથી શરૂઆત કરશે. અર્થાત્ એ રૂની શોધનો ઇતિહાસ, તેની ખેતી, તેનો ફેલાવો, તથા દુનિયામાં જે જે મુખ્ય મથકોએ તેની ખેતી થાય છે તેની માહિતી તે જાણી લેશે. વળી રૂની ખેતી કઈ આબોહવામાં તથા કેવી જમીનમાં થઈ શકે તે પણ તે જાણી લેશે. એ માહિતી તે બીજા પાકોની સરખામણીમાં મેળવશે. આમ તે ભૂગોળ, ઇતિહાસ અને ખેતીનું યોગ્ય રીતે સમન્વિત એવું કાંઈક જ્ઞાન મેળવશે. તેને પોતાના જ્ઞાનનો કોઈ અંશ યાંત્રિક રીતે ગોખણપટ્ટી કરીને યાદ નહીં રાખવો પડે. પછી જ્યારે તે પીંજવાનું શીખશે, ત્યારે માનવ ઇતિહાસમાં રૂ સાફ કરવા તથા પીંજવા માટે જે જુદી જુદી કરામતો યોજવામાં આવી છે, તે પણ તે જાણી લેશે. પછી કાંતતાં શીખતી વખતે તેને વજન, માપ અને સમયના વિભાગોનો ખ્યાલ મળશે. વળી કાંતવા માટે જે જુદાં જુદાં યંત્રો શોધવામાં આવ્યાં છે, તેમનું જ્ઞાન પણ તે મેળવશે. તે પોતે જે યંત્ર વાપરતો હશે તેનું યંત્રવિજ્ઞાન પણ તે શીખી લેશે. પછી જ્યારે તે વણવાનું શીખશે ત્યારે તે વણવાના યંત્રનું વધારે જટિલ યંત્રવિજ્ઞાન તથા તેના વિકાસનો ઇતિહાસ શીખી લેશે. આમ દરેક નવી ક્રિયા વખતે તેની માહિતી વધતી જશે તેમ જ સમન્વિત થતી જશે. તેથી તેણે મેળવેલું જ્ઞાન તેની જાતનો એક ભાગ બનતું જશે. આ જ્ઞાનની સાથે સાથે જ તેની વ્યવહારુ કુશળતા અને ઇચ્છાશક્તિ પણ વિકસતી જશે.

(અંગ્રેજી ઉપરથી)

# બંગાળાની દશા—૧૭૫૭-૧૭૭૨

[ સ્વ૦ રમેશચંદ્ર દત્ત કૃત 'હિંદની ગરીબાઈનો ઇતિહાસ'ના સારાનુવાદનો આગળ હપતો. ]

## ૨

## (૧૭૬૫-૧૭૭૨)

ક્લાઈવ ફરી હિંદુસ્તાન આવ્યો, ત્યારે તેણે જોયું કે, કંપનીનું તંત્ર છેક જ સડી ગયું હતું તથા પડી ભાગવાની અણી ઉપર આવી ગયું હતું. કંપનીના નાના મોટા સૌ ગમે તે રીતે અઢળક પૈસા ભેગા કરવા પાછળ જ પડ્યા હતા, અને તે આરે કંપનીનું પોતાનું શું થવા બેઠું છે તે જોવાની કોઈને દરકાર ન હતી. ક્લાઈવે આવતાંવેંત કંપનીનું કામ થાળે પાડવા તનતોડ પ્રયત્ન શરૂ કર્યો. પ્રથમ તો તેણે દિલ્હીના મોગલ બાદશાહ પાસે બંગાળા-બિહાર અને ઓરિસાની દીવાની સત્તા એટલે કે મહેસૂલ ઉઘરાવવાની સત્તા લખાવી લીધી. દિલ્હીનો બાદશાહ નામનો જ રહ્યો હતો. પરંતુ હજુ દેશના બધા રાજાઓ અને સૂબાઓ તેને દેખાડ પૂરતી સલામ ભરતા હતા તથા પોતે શસ્ત્રબળથી જીતીને દબાવી લીધેલાં રાજ્યો કે પ્રાંતો ઉપર હકૂમત કરવાની સત્તા પોતાને દિલ્હીના બાદશાહ તરફથી મળી છે એવો દેખાવ કરતા હતા. ક્લાઈવે પણ તે પ્રથાનું જ અનુસરણ કર્યું. મોગલ બાદશાહને કંપનીએ નાણાં અને માણસની મદદ પણ કરેલી, તેમ જ ક્લાઈવ આટલો દેખાડ ન કરે તોપણ તેનાથી કાંઈ બીજું થઈ શકે તેમ તો હતું જ નહીં; એટલે તેણે ક્લાઈવે માગેલું ફરમાન લખી આપતાં વાર કરી નહિ. બદલામાં મોગલ બાદશાહને દર વર્ષે અમુક સાલિયાણું કંપની આપે એવું ઠરાવવામાં આવ્યું. બંગાળાનો બીજો બધો મુલકી વહીવટ બંગાળાનો નવાબ જ કરે, અને તેના ખર્ચ પેટે અમુક રકમ તેને દર વર્ષે કંપની આપે એવું પણ ઠરાવવામાં આવ્યું. બાકીની બધી બચત કંપનીની તિજોરીમાં જાય. ક્લાઈવે આ કદરો સમજાવતાં વિલાયતમાં ડિરેક્ટરોને લખ્યું કે: "તમને અત્યાર અગાઉ મળેલા બર્દવાન વગેરે જિલ્લા ગણી લેતાં, આ બધા ભાગોમાંથી દર વર્ષે તમને કુલ અઢી કરોડનું મહેસૂલ મળશે. હવે પછી તેમાં કાંઈ નહિ તો બીજા વીસ-ત્રીસ લાખ કે તેથી પણ વધુ રકમનો વધારો થશે. શાંતિના સમયમાં તમારું મુલકી કે લશ્કરી ખર્ચ ૬૦ લાખ રૂપિયા કરતાં વધારે હોતું નથી; નવાબનું સાલિયાણું ઘટાડીને ક્યારનું ૪૨ લાખનું કરી દેવામાં આવ્યું છે; અને મોગલ બાદશાહને ખંડણી પેટે ૨૬ લાખ ભરવાના છે. એ જોતાં નદીં નહીં તોય એક કરોડ બાવીસ લાખ રૂપિયા જેટલી તમને ચોખ્ખી આવક થશે...."

અર્થાત્ બંગાળાના ત્રણ કરોડ માણસો પાસેથી જે મહેસૂલ ઉઘરાવવાનું હતું તે વહીવટી ખર્ચ બાદ કરતાં આ દેશમાં આ લોકોના હિત માટે ખર્ચવાનું નહોતું, પણ કંપનીના નફા તરીકે ઇંગ્લૅંડ મોકલવાનું હતું; અને ઇંગ્લૅંડના કંપનીના ભાગીદારોને વહેંચી દેવાનું હતું. આમ હિંદુસ્તાનનો વહીવટ કરવા માટે જે પહેલવહેલી યોજના અંગ્રેજ રાજ્યકર્તાઓએ ઘડી, તે હિંદુસ્તાનમાંથી ઇંગ્લૅંડ તરફ સોનાની એક સતત રેલ વહેવરાવવાની જ યોજના હતી. અને એ જ યોજના આજે પણ તેવી ને તેવી જ ચાલુ છે; કોઈ ફરક પડ્યો હોય તો એટલો જ કે એ જીવલેણ આર્થિક પ્રવાહ વધીને આજે અનેકગણો થયો છે.

શરૂઆતથી માંડીને જ ઇંગ્લૅંડ અને હિંદુસ્તાન વચ્ચે સ્થાપવામાં આવેલો નાણાકીય વ્યવહાર હંમેશાં હિંદુસ્તાનને અન્યાય કરનારો જ રહ્યો છે; અને પરિણામે આટઆટલી સાધનસંપત્તિ, ફળદ્રુપ જમીન અને ઉદ્યોગી પ્રજા હોવા છતાં હિંદુસ્તાન અંગ્રેજોના દોઢ સૈકા જેટલા રાજ્ય અમલ બાદ પૃથ્વી ઉપરનો કંગાલમાં કંગાલ દેશ બન્યો છે.

કંપનીને દોઢ કરોડની વાર્ષિક આમદાની ઊભી કરી આપ્યા બાદ, ક્લાઈવ કંપનીના તંત્રને વ્યવસ્થિત કરવા તરફ વળ્યો. કંપનીના ડિરેક્ટરોનો તો ચોખ્ખો હુકમ હતો કે, કંપનીના નોકરોને ખાનગી રીતે મુલકી વેપાર કરતા બિલકુલ બંધ કરવા. પરંતુ ક્લાઈવ આ બાબતમાં તેમને ન ગાંઠ્યો. આ બાબતમાં તેનો સિદ્ધાંત જુદો હતો. ૧૭૭૨-૭૩ ની આમની સભાની કમિટી આગળ જુબાની આપતાં ક્લાઈવે ચોખ્ખા શબ્દોમાં જણાવ્યું હતું, 'કંપનીની નોકરીમાં મારી જિંદગી કેટલીય વાર જોખમમાં નાખ્યા પછી, તેમને નુકસાન ન થાય તે રીતે પૈસા ભેગા કરી લેવાની તક મને મળે તો હું તે જતી કરું એવું ધારવાનો કંપનીને શો હક છે? કારણ કે, હું તે પૈસા ન લઉં તેથી કંઈ તેમને તો તે પૈસા મળવાના નહોતા!' એટલે તેણે કંપનીના હુકમોની ઉપરવટ જઈને, કંપનીના બધા નોકરો સાથે મળીને બંગાળામાં મીઠું, સોપારી અને તમાકુ એ ત્રણ માલનો એકહથ્થુ વેપાર કરવાની સહિયારી મંડળી સ્થાપી; અને પોતે પ્રમુખ તરીકે તથા વિલિયમ સાઇટવેલ, સમનર વગેરેએ ફોર્ટ વિલિયમની કાઉન્સિલના સભ્યો તરીકે આપસ-આપસમાં એકબીજાને કરારનામું કરી બાંહેધરી આપી કે, કંપનીના સ્વામિત્વ ઇંગ્લૅંડથી હુકમ કાઢી આ વેપાર બંધ કરાવે તોપણ એક વરસ માટે તો એ હુકમનો અમલ નહિ

કરીએ, તેમ જ તેઓમાંથી કોઈને તકસીરવાર ઠરાવી કાંઈ શિક્ષા કરે તોપણ તેને તેમાંથી બચાવી લઈશું તથા એને કાંઈ નુકસાન થાય તો ભરી આપીશું।

કંપનીને આ વાતની જાણ થતાં તેણે તરત ક્લાઈવને લખી મોકલ્યું કે, "અમે એમ ચોક્કસ માનીએ છીએ કે મુલકી વેપારમાં જે મબલક પૈસા એકઠા કરવામાં આવે છે, તે કોઈ પણ યુગમાં કે કોઈ પણ દેશમાં કદી જાણવામાં ન આવેલી એવી જુલમ અને ત્રાસની પદ્ધતિથી એકઠા કરાય છે. એ બાબતમાં અમારી લાગણી અને હુકમો અમે એ વાત જાણી ત્યારથી એકસરખા સ્પષ્ટ છે. તેથી જે મર્યાદિત તેમ જ વ્યવસ્થિત રૂપમાં એ વેપાર ચલાવવાની યોજના તમારા તરફથી રજૂ કરવામાં આવી છે, તેને અમે અનુમોદન આપી શકતા નથી. કારણ કે એ વેપારમાં ચાલતી ત્રાસદાયક કુરીતિઓનો અમને કારમો અનુભવ થયેલો છે."

પરંતુ કંપનીએ લખી મોકલ્યું તેથી શું? 'અમે કૉંટ્રાક્ટો કરી દીધા છે, અમે અગાઉથી પૈસા ધીરી દીધા છે' એવાં એવાં બહાનાં કાઢી બીજાં બે વર્ષ સુધી એ મુલકી વેપાર ચાલુ જ રાખવામાં આવ્યો.

ક્લાઈવ ૧૭૬૭માં હિંદુસ્તાન છોડી ગયો. ત્યાર પછી વર્લ્સ્ટ અને કાર્ટિયરના કારભારનાં પાંચ વર્ષોમાં બંગાળામાં જુલમ અને અંધાધૂંધી પહેલાંની પેઠે જ ચાલુ રહ્યાં. નવાબને નામે જ મહેસૂલ ઉઘરાવવામાં આવતી હતી; ન્યાય નવાબના અમલદારો જ ચૂકવતા; તથા બધો વ્યવહાર નવાબના નામના ઓઠા હેઠળ જ ચાલતો. પરંતુ દેશની ખરી ધણી-ધણી તો ઇસ્ટ ઇંડિયા કંપની હતી; બધો નફો તેનાં ખીસામાં જ જતો; અને કંપનીના નોકરો પોતાના અંગત લાભ ખાતર અમર્યાદ જુલમો કરતા તેની સામે નવાબના અમલદારો કે નવાબની અદાલત કાંઈ જ રક્ષણ આપી શકતાં નહીં. ઊલટું નવાબની અદાલતનો ઉપયોગ કંપનીના નોકરો પોતાના લાભમાં જ કરતા

પહેલેથી જ ખેતી એ બંગાળાના લોકોની નિર્વાહનું મુખ્ય સાધન હતું. ઘણા જૂના વખતથી બંગાળાની જમીનનો વહીવટ વંશપરંપરાથી ચાલતા આવેલા જમીનદારો જ કરતા. તેઓ નવાબને મહેસૂલ ભરતા, જરૂરને વખતે તેને લશ્કરી મદદ કરતા, અને પોતાની હકૂમત હેઠળના વિસ્તારમાં વસ્તુતાએ રાજ્યસત્તા જ ભોગવતા. રૈયતનાં માણસો તેમને 'રાજા' જ ગણતાં. તેઓ બધે કાયદો અને વ્યવસ્થા જાળવતા; ઝઘડાઓ પતવતા, ગુનેગારોને શિક્ષા કરતા, ધાર્મિક સંસ્થાઓ તેમ જ સાધુસંતોને પોષતા, વિદ્યાલયોને ઉત્તેજન આપતા અને વિદ્વાનોને આશ્રય આપતા. ૧૭મા સૈકામાં મુર્શિદકુલી અને અઢારમા સૈકામાં મીરકાસમ જેવા આપખુદ નવાબોએ તે જમીનદારોને બહુ કપરી રીતે 'નિચોવ્યા' હતા, પરંતુ કદી તેમને તેમની જાગીરમાંથી કાઢી મૂક્યા ન હતા; કારણ કે તે જાગીરો રિવાજ મુજબ વંશપરંપરાની ગણાતી હતી. પરંતુ કંપનીના નોકરોએ તો બર્દવાન અને મિદનાપુર જિલ્લાઓ મીરકાસમ પાસેથી ૧૭૬૦માં મળતાં જ ત્યાં એક નવી પ્રથા દાખલ કરી. તેઓએ જમીનદારોના ચાલ્યા આવેલા હકોની ઉપેક્ષા કરીને ઊપજ વધારવા માટે ત્યાંની જાગીરો હરાજીમાં વધારેમાં વધારે મહેસૂલ ઉઘરાવી આપવાની માગણી કરનારને સોંપી. અને તેનાં પરિણામ બહુ ભયંકર આવ્યાં.

બંગાળાનો ગવર્નર મિ. વર્લ્સ્ટ લખે છે: "બધી જમીનો ત્રણ વર્ષ જેટલી ટૂંકી મુદત માટે હરાજીથી પટે આપવામાં આવી. કાંઈ માલ મિલકત વિનાના કે પ્રતિષ્ઠા વિનાના માણસો તે હરાજીમાં માગણી કરવા લાગ્યા. જૂના જમીનદારો ઘરબાર છોડી દેવાને નારાજ હોવાથી તેમણે વાસ્તવિક રકમ કરતાં વધારે રકમે માગણી રજૂ કરી; ત્યારે આ નવા માણસો, કે જેમને કાંઈ ખોવાનું ન હતું, તેમણે ગમે તે રીતે તાત્કાલિક કબજો મેળવવાની દાનતથી માગણીની રકમ વળી વધારી દીધી. પરિણામે હજારો લૂંટારાઓ દેશ ઉપર છૂટા મુકાયા; તેઓએ ગરીબ રૈયતને લૂંટીલૂંટીને પહેલા વર્ષનું ભરણું તો ભર્યું."

ઇજારો અને બળાત્કારની પદ્ધતિ હેઠળ દેશનો વેપાર અને ઉદ્યોગ પડતી દશામાં આવી જ ગયા હતા. અત્યાર સુધી ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરોએ પોતાના નોકરોને તેમ કરતા અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો. પણ હવે તો તેમણે પોતે જ તેથી પણ વધારે મોટો અત્યાચાર આદર્યો. બંગાળાનું રેશમી કાપડ ઇંગ્લૅન્ડમાં લઈ જવામાં આવતું આથી ઇંગ્લૅંડના વણકરો અમારી રોજી જાય છે એમ કહી બૂમો પાડવા લાગ્યા. પરિણામે ઇસ્ટ ઇંડિયા કંપનીએ બંગાળામાં પોતાને મળેલી નવી રાજસત્તાને બળે ઇરાદાપૂર્વક બંગાળામાંથી રેશમી કાપડ વણવાના ઉદ્યોગને નાબૂદ કરી, માત્ર કાચું રેશમ ઉત્પન્ન કરવાના ઉદ્યોગને જ ચાલુ રાખવાનો પ્રયત્ન કર્યો; જેથી ઇંગ્લૅંડના રેશમ વણવાના ઉદ્યોગને ઉત્તેજન મળે. તેમણે ૧૭૬૯ની ૧૭મી માર્ચે હુકમ લખી મોકલ્યો કે, બંગાળામાં કાચું રેશમ પેદા કરવાને જ ઉત્તેજન આપવું; પરંતુ તેનું રેશમી કાપડ વણવાના ઉદ્યોગને અટકાવી દેવો. વળી તેમણે એવી ભલામણ પણ કરી કે, રેશમનાં કોકડાં ભરનારાઓને કંપનીનાં કારખાનામાં જ કામ કરવાની ફરજ પાડવી; જેથી તેઓ પોતાને ઘેર કામ કરતા અટકે. અને એ વસ્તુ અમલમાં મૂકવા માટે રાજ્ય તરફથી જ બંધી કરવાનો અને કોઈ તેનો ભંગ કરે તો ભારે સજા કરવાનો હુકમ પણ તેમણે આપી દીધો.

# ગ્રામપુસ્તકાલયો માટે સાહિત્ય

ગ્રામપુસ્તકાલયોને અંગે મુંબઈ સરકારે જે યોજના બહાર પાડી છે તે મુજબ નાના ગામના પુસ્તકાલય માટે મદદ-રૂપે રૂા. ૩૦ તથા મોટા ગામના પુસ્તકાલય માટે રૂા. ૫૦ આપવાનું સરકારે નક્કી કર્યું છે. આવી રીતે દરેક જિલ્લામાં રૂા. ૩,૦૦૦ સુધી સરકાર ખરચવા ધારે છે. ગામના લોકોએ આ રકમમાં પોતાના ફાળા તરીકે રૂા.૧૫ અને રૂા. ૨૫ અનુક્રમે આપવાના હશે. આ કુલ રકમમાંથી ૪૦ ટકા જેટલી રકમ પુસ્તકો ખરીદવામાં, ૪૦ ટકા જેટલી સામયિકોમાં, તથા બાકીની ૨૦ ટકા જેટલી બીજા ખર્ચમાં વાપરવાની છે. એટલે સરકારી ધોરણ પ્રમાણે ગ્રંથાલયનું વાર્ષિક ખર્ચ નીચે મુજબ હોઈ શકે:

| | નાના ગામનું પુસ્તકાલય | મોટા ગામનું પુસ્તકાલય |
|---|---|---|
| પુસ્તકોમાં | ૧૮ | ૩૦ |
| સામયિકોમાં | ૧૮ | ૩૦ |
| બીજું ખર્ચ | ૯ | ૧૫ |
| કુલ રૂા. | ૪૫ | ૭૫ |

આ રકમોથી નવેસર પુસ્તકાલયની શરૂઆત કરનાર માં પુસ્તકો પ્રથમ પસંદ કરે તેનું સૂચન આપવાના હેતુથી નીચે પુસ્તકોની તથા સામયિકોની યાદીઓ આપી છે.

પહેલી યાદીમાં આપેલાં પુસ્તકોની સંખ્યા ૫૨ છે તથા તેની કિંમત આશરે રૂા. ૨૫ થાય છે. પુસ્તક-ખરીદી એકસામટી કરવામાં આવે તો ૩ થી ૪ રૂપિયા વળતર કમિશન પેટે મળી શકે છે. અને પસંદગી માટે પણ કંઈક અવકાશ રહે તે માટે કેટલીક વધારે ચોપડીઓ પણ આ યાદીમાં આપી છે. એટલે આ યાદી નાના ગામના પુસ્તકાલય માટે ખાસ ઉપયોગી થશે એવી ધારણા છે.

મોટા ગામના પુસ્તકાલય માટે પહેલી યાદીનાં પુસ્તકો તો છે જ; તે ઉપરાંત તેઓ ખરીદી શકે એવાં પુસ્તકોનાં નામ બીજી યાદીમાં આપેલાં છે. એટલે તેઓ યાદી ૧ તથા ૨ બંનેમાં જણાવેલાં પુસ્તકો ખરીદી શકે.

આ પછી ત્રીજી એક વધારાની યાદી આપી છે, તેનો ઉદ્દેશ એ કે, ચાલુ પુસ્તકાલયોમાં અમે આપેલી પહેલી બે યાદીઓમાંનાં કેટલાંક પુસ્તકો હોવાનો સંભવ છે. તો એવાં પુસ્તકાલયોને નવાં પુસ્તકો ખરીદવા બાબત સૂચનની જરૂર રહે તેમને સારુ આ ત્રીજી યાદી કલ્પી છે. તે ઉપરાંત, નવાં પુસ્તકાલયો પણ, નાણાંની અનુકૂળતા થતાં, પહેલી બે યાદીઓમાં જણાવેલાં પુસ્તકો આવી ગયા પછી નવાં લેવા માગે ત્યારે, તેમને પણ આ ત્રીજી યાદી મદદકર્તા થશે, એવી અપેક્ષા છે.

આ પછી વધારે પુસ્તકો પસંદ કરવામાં મદદ-રૂપ થાય એવી આશરે ૨૦૦ રૂપિયા કિંમતનાં ૨૦૦ પુસ્તકોની એક યાદી 'શિક્ષણ અને સાહિત્ય'ના ૧૯૪૦ ના જુલાઈના અંકમાં આપવામાં આવી છે તે જોવાની ખાસ ભલામણ છે.

સામયિકોની યાદીમાં જે સામયિકો લેવા યોગ્ય માન્યાં છે તેમનો નામ-નિર્દેશ કર્યો છે. બાકીનાં સામયિકોમાંથી જેને જે વિશેષ ફાવતું આવે તે તે મંગાવે. તેમાં એક પસંદ કરવા યોગ્ય અને બીજું નહિ એવો તરતમ ભાવ નક્કી કરવો મુશ્કેલ છે.

આશા છે કે આપેલી યાદીઓ ગ્રામપુસ્તકાલયોને ઉપયોગી થશે.

પાંડુરંગ દેશપાંડે

## યાદી નં ૧

### ૧. સામાન્ય

| | | |
|---|---|---|
| ગૂજરાત વિદ્યાપીઠ | ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |

### ૨. ધર્મ

| | | |
|---|---|---|
| કોસંબી, ધર્માનંદ | બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| ખરે, પં. ના. મો. | આશ્રમભજનાવલિ | ૦-૨-૦ |
| ગાંધી, મો. ક. | અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| " " | ગીતાબોધ | ૦-૨-૬ |
| " " | ધર્મમંથન | ૦-૧૨-૦ |
| " " | મંગળપ્રભાત | ૦-૧-૦ |
| ધ્રુવ, આનંદશંકર | નીતિશિક્ષણ | ૦-૧૫-૦ |
| ભટ્ટ, નૃસિંહપ્રસાદ કા. | ભારતકથા | ૧-૦-૦ |
| લીલાવતીબહેન | બાળરામાયણ | ૦-૧૦-૦ |
| વગામે, પાં. વિ. | ઉપનિષદની વાતો | ૦-૪-૦ |

### ૩. સમાજશાસ્ત્ર, રાજકારણ, અર્થશાસ્ત્ર

| | | |
|---|---|---|
| કોઠારી અને પટેલ | ગ્રામગોષ્ઠી • | ૦-૬-૦ |
| ગાંધી, મો. ક. | ગામડાની વહારે | ૦-૧-૦ |
| " " | ગોસેવા | ૦-૫-૦ |
| " " | ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦-૧૨-૦ |
| " " | સર્વોદય | ૦-૧-૬ |
| " " | હિંદસ્વરાજ | ૦-૪-૦ |
| પરીખ, ન. દ્વા. (સં.) | ગ્રામપંચાયતનો કાયદો અને નિયમો | ૦-૬-૦ |
| બસુ | હિન્દના વેપાર ઉદ્યોગનો નાશ | ૦-૮-૦ |
| વાડિયા અને રાવ | આપણા આર્થિક પ્રશ્નો | ૦-૫-૦ |

### ૪. વિજ્ઞાન

| | | |
|---|---|---|
| મોંઘીબહેન (અનુ.) | ભૂતેરગલ્પ | ૦-૫-૦ |
| " | વિજ્ઞાનના દર્શનો ૧-૨ | ૦-૧૦-૦ |
| " | વિજ્ઞાનની રમતો | ૦-૫-૦ |

### ૫. શિક્ષણ

| | | |
|---|---|---|
| મોઢક, તારાબહેન | ઘરમાં મૉન્ટીસોરી | ૦-૧૦-૦ |

### ૬. ઉપયુક્ત કળા – ખેતી, વૈદક ઇ૦

| | | |
|---|---|---|
| ગાંધી, મો. ક. | આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૦-૪-૦ |
| પટેલ, સોમાભાઈ | ખાતરોની માહિતી | ૦-૬-૦ |
| પંડ્યા, કાંતિલાલ | આપણો આહાર | ૦-૬-૦ |

### ૭. ગદ્ય

| | | |
|---|---|---|
| હરિપ્રસાદ શાસ્ત્રી | વાલ્મીકિનો કથ્ય | ૦-૬-૦ |

### ૮. કાવ્ય

| | | |
|---|---|---|
| દવે, જુગતરામ | ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| પ્રેમાનંદ | મામેરુ | ૦-૬-૦ |
| બરફીવાળા | રાસકુંજ | ૧-૪-૦ |
| ભટ્ટ, ચિ. પ્રા. | મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |

### ૯. નાટક

| | | |
|---|---|---|
| આર્વસંઘવી | બાળસંવાદો તથા નાટકો | ૦-૧૦-૦ |
| દવે, જુગતરામ | આંધળાનું ગાડું | ૦-૧-૦ |
| " | ખેડૂતનો શિકારી | ૦-૩-૦ |
| નીલકંઠ, રમણભાઈ | રાઈનો પર્વત | ૧-૮-૦ |

### ૧૦. વાર્તા

| | | |
|---|---|---|
| ડીફો | રૉબિન્સન ક્રૂઝો | ૧-૪-૦ |
| વિષ્ણુશર્મા (પ્ર. ચિત્રશાળા) | પંચતંત્રની વાતો | ૧-૪-૦ |
| શરચ્ચંદ્ર | ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| " " | પલ્લી સમાજ | ૧-૪-૦ |

### ૧૧ ઇતિહાસ, ભૂગોળ ઇ૦

| | | |
|---|---|---|
| કાલેલકર, દ. બા. | જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| ધારે | દેશદેશના લોકો | ૧-૪-૦ |
| નેહરુ | ઇન્દિરાને પત્રો | ૦-૮-૦ |

### ૧૨. ચરિત્ર

| | | |
|---|---|---|
| ગાંધી, મો. ક. | આત્મકથા | ૧-૦-૦ |
| " | એક સત્યવીરની કથા | ૦-૧-૦ |
| તારાપોરવાળા | અશો જરથુસ્ત | ૦-૩-૦ |
| દવે, જુગતરામ | ગાંધીજી | ૦-૪-૦ |
| ભટ્ટ, નૃ. કા. | મહમ્મદ પેગંબરનું જીવનચરિત્ર | ૦-૩-૦ |
| મશરૂવાળા, કિ. ઘ. | ઈશુખ્રિસ્ત | ૦-૬-૦ |
| " | બુદ્ધ અને મહાવીર | ૦-૬-૦ |
| " | રામ અને કૃષ્ણ | ૦-૮-૦ |

## યાદી નં. ૨

| | | |
|---|---|---|
| ધ્રુવ, આનંદશંકર | ધર્મવર્ણન | ૦-૧૩-૦ |
| " | હિન્દુ ધર્મની બાળપોથી | ૦-૮-૦ |
| પટ્ટ શાસ્ત્રી, (સસ્તુ સાહિત્ય) | આર્યભિષગ્ | ૩-૦-૦ |
| દેસાઈ, ઈ. સુ. | બૃહત્કાવ્ય દોહન—૧ | ૩-૮-૦ |
| ઠાકુર, રવીન્દ્રનાથ (અનુ. મેઘાણી) | કુરબાનીની કથાઓ | ૦-૬-૦ |
| પાઠક, રામનારાયણ | જગતનો તાત | ૨-૦-૦ |
| ભટ્ટ, મૂળશંકર | મહાન મુસાફરો | ૧-૮-૦ |
| વૉશિંગ્ટન, બૂકર ટી. | આત્મચરિત્ર | ૧-૨-૦ |

## યાદી નં. ૩

### સામાન્ય

| | | |
|---|---|---|
| કામદાર | વિશ્વદર્શન | ૩-૮-૦ |

### તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| મશરૂવાળા | જીવનશોધન | ૧-૪-૦ |

### ધર્મ

| | | |
|---|---|---|
| પટેલ, ગો. જી. | શ્રીમદ્ ભાગવત | ૧-૮-૦ |
| માસ્તર, કરીમમહંમદ | ઇસ્લામની ઓળખ | ૧-૦-૦ |

### સમાજશાસ્ત્ર, ઇ૦

| | | |
|---|---|---|
| કુમારપ્પા | ગ્રામ આંદોલન શા માટે? | ૦-૯-૦ |
| ગાંધી, મો. ક. | સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| જોશી, છગનલાલ | આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| ટૉલ્સ્ટૉય | ત્યારે કરીશું શું? | ૧-૦-૦ |
| મહેતા, બબલભાઈ | મારું ગામડું | ૦-૧૦-૦ |

### કેળવણી

| | | |
|---|---|---|
| ગાંધી, મો. ક. | ખરી કેળવણી | ૦-૧૨-૦ |

### ઉપયુક્તકળા – આરોગ્ય

| | | |
|---|---|---|
| પટેલ | દાંત અને તેની સંભાળ | ૦-૬-૦ |

| | | |
|---|---|---|
| પરીખ, ન. હ્રા. | કન્યાને પત્રો | ૦–૬–૦ |
| વૈદ્ય, બાપાલાલ | દિનચર્યા | ૧–૮–૦ |
| સાતવળેકર | આસન અને આરોગ્ય | ૦-૧૨-૦ |

નાટક

| | | |
|---|---|---|
| કાલિદાસ | શાકુન્તલ૰ | ૧–૦–૦ |
| ભવભૂતિ | ઉત્તર રામચરિત | ૧–૮–૦ |
| ધૂમકેતુ | પડઘા | ૦–૫–૦ |
| ,, | એકલવ્ય અને બીજાં નાટકો | ૦–૫–૦ |

વાર્તા

| | | |
|---|---|---|
| ઠાકુર, રવીન્દ્રનાથ | નૌકાડૂબી | ૨–૮–૦ |
| ત્રિપાઠી | સરસ્વતીચંદ્ર-૧ | ૨-૧૨-૦ |
| ,, | ,, –૨ | ૨–૦–૦ |
| ધૂમકેતુ | તણખા-૧ | ૧–૮–૦ |
| નીલકંઠ | ભદ્રંભદ્ર | ૨–૦–૦ |
| પાઠક, રામનારાયણ વિ૰ | દ્વિરેફની વાતો-૧ | ૧–૪–૦ |
| બંકિમચંદ્ર | આનંદમઠ | ૧–૦–૦ |
| મુનશી | પાટણની પ્રભુતા | ૨–૮–૦ |
| સર્વેન્ટીસ | ડૉન કિવગ્ઝોટ | ૦–૮–૦ |
| વર્ન, જૂલે | સાહસિકોની સૃષ્ટિ | ૧–૪–૦ |

ઇતિહાસ, ભૂગોળ, ઇ૰

| | | |
|---|---|---|
| ાલેલકર | લોકમાતા | ૦–૬–૦ |
| ,, | હિમાલયનો પ્રવાસ | ૧–૦–૦ |
| ત | હિન્દુસ્તાનની સંસ્કૃતિ | ૧-૧૪-૦ |

ચરિત્ર

| | | |
|---|---|---|
| આઠવલે | મારી કહાણી | ૦–૮–૦ |
| કાસંબી | આપવીતી | ૧–૪–૦ |
| દેસાઈ, મહાદેવ | સન્ત ફ્રાન્સિસ | ૦–૩–૦ |

## યાદી નં. ૪

સામયિકો*

નાનાં ગ્રામપુસ્તકાલયો માટે

| | | |
|---|---|---|
| પ્રજાબન્ધુ (સાપ્તાહિક) | | ૫–૦–૦ |
| અથવા | | |
| ફૂલછાબ ,, | | ૬–૦–૦ |
| શિક્ષણ અને સાહિત્ય (માસિક) | | ૨–૦–૦ |
| કુમાર ,, | | ૬–૦–૦ |
| બાલમાસિકોમાંથી એક | આશરે | ૪–૦–૦ |
| સ્ત્રીમાસિકોમાંથી એક | આશરે | ૪–૦–૦ |

* મોટાં ગ્રામપુસ્તકાલયો જન્મભૂમિ, મુંબઈ સમાચાર, ગુજરાત સમાચાર ઇ. માંથી એકાદ દૈનિક મંગાવવા ઇચ્છે તો તેમણે સાપ્તાહિકો તથા બાળ કે સ્ત્રીમાસિકમાંથી એક કમી કરવું પડે. દૈનિકનું વાર્ષિક લવાજમ રૂા. ૧૫થી ૨૦ની આસપાસ થાય છે. સ્ત્રીમાસિક સાથે બાળ વિભાગની પૂર્તિ હોય છે.

# વહેવારુ ખગોળ—૨૬

## સંપાતભ્રમણ (ચાલુ)

આપણા પ્રાચીન ગ્રંથોમાં ઋતુઓ, દિનમાન, અયનો, સંપાત, વગેરેના જે ઉલ્લેખો આવે છે, તે પરથી તે ગ્રંથોના સમયો હવે આપણે કાઢી શકીશું.

૧. પહેલાં વેદો લઈએ. લો. તિલક મહારાજે વેદોના સમય વિષે 'મૃગશીર્ષ' એ નામે એક પુસ્તક લખ્યું છે. તેમાં એમણે બતાવ્યું છે કે, વેદોના કેટલાક જૂના મંત્રોમાં એવું વર્ણન આવે છે કે સૂર્ય મૃગશીર્ષ નક્ષત્રમાં હોય છે, ત્યારે દિવસ અને રાત સરખાં થાય છે, વસંત ઋતુ હોય છે, વગેરે. આનો અર્થ એ થયો કે તે વખતે વસંતસંપાત મૃગશીર્ષના તારા પાસે હતો (કારણ કે વિભાગાત્મક નક્ષત્રો તો તે વખતે બન્યાં ન હતાં). મૃગશીર્ષ એટલે મૃગનું માથું. એ મૃગ નક્ષત્રની ઉત્તરે આવેલા ત્રણ ઝાંખા તારાનું બનેલું છે. આ ત્રણ તારા ત્રિકોણાકારે બહુ પાસપાસે આવ્યા છે, તેથી આમાંથી ગમે તે એક તારો લેવાથી ગણિતમાં ખાસ ફરક પડશે નહિ. હું એ ત્રણમાંથી સૌથી ઉત્તરનો (લામ્ડા ઓરિયાની) લઉં છું. સંપાત આ તારા પાસે હતો, ત્યાંથી ખસીને હાલમાં ઉત્તરા ભાદ્રપદાના તારા પાસે આવ્યો છે. હાલના સંપાતથી મૃગશીર્ષના આ તારાનું અંતર ૮૨ અં. ૫૪ ક. છે. ૧ અંશના ૭૨ વર્ષના હિસાબે સંપાતને આટલું ખસવા માટે લગભગ ૬૦૦૦ વર્ષ લાગે. એટલે વેદોના જૂના મંત્રો ઈ. સ. પૂર્વે લગભગ ૪૦૦૦ વર્ષે રચાયા હશે એમ કહી શકાય.

૨. શતપથ બ્રાહ્મણમાં એક વાક્ય આવે છે:– एता (कृत्तिकाः) ह वै प्राच्यै दिशो न च्यवन्ते । सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते ॥ આનો અર્થ એમ થાય છે કે, કૃત્તિકા બરાબર પૂર્વમાં ઊગે છે, બીજાં બધાં નક્ષત્રો બરાબર પૂર્વમાં ઊગતાં નથી. આનો અર્થ એ થયો કે કૃત્તિકા તે વખતે આકાશીય વિષુવવૃત્ત પર હતી. અત્યારે તે વિષુવવૃત પર નથી, તેથી તે હાલમાં બરાબર પૂર્વમાં ઊગતી નથી, પણ અમદાવાદમાં પૂર્વથી લગભગ ૨૫ અંશ ઉત્તર તરફ ઊગે છે. હાલમાં તે વિષુવવૃત્તથી લગભગ ૨૪ અંશ ઉત્તરે છે. કૃત્તિકાના બધા તારા બહુ પાસે પાસે છે, તેથી તેમાંથી ગમે તે તારો લેવાથી ગણિતમાં ખાસ ફરક પડતો નથી. તેનો સૌથી તેજસ્વી તારો, 'ઈટા ટૉરી', લઈને ગણિત કરવાથી તે ઈ. પૂ. ૩૦૦૦ની લગભગમાં વિષુવવૃત્ત પર હતો એમ આવે છે. તેથી શતપથ બ્રાહ્મણનો કાળ ઈ. પૂ. લગભગ ૩૦૦૦ વર્ષ આવે છે.

૩. તૈતરેય બ્રાહ્મણમાં કૃત્તિકાદિ ગણના છે, 'कृत्तिकाः प्रथमम्॥' એટલે કૃત્તિકાને પહેલું નક્ષત્ર ગણ્યું છે. અત્યારે આપણે અશ્વિનીને પહેલું નક્ષત્ર ગણીએ છીએ, કારણ કે અત્યારની પદ્ધતિ શરૂ થઈ ત્યારે અશ્વિનીમાં વસંતસંપાત હતો. તે જ પ્રમાણે કૃત્તિકાને પહેલું નક્ષત્ર ગણવાનું કારણ પણ એ જ હોવું જોઈએ કે તે વખતે કૃત્તિકામાં સંપાત હતો. કૃત્તિકા (ઈટા ટૉરી) અત્યારના સંપાતથી ૫૯ અં. ૧૧ ક. પૂર્વમાં છે. દર ૭૨ વર્ષે ૧ અંશને હિસાબે સંપાતને આટલું ખસતાં લગભગ ૪૩૦૦ વર્ષ થાય, તેથી તૈતરેય બ્રાહ્મણનો કાળ ઈ. પૂ. લગભગ ૨૪૦૦ વર્ષ ગણી શકાય.

૪. મૈત્રેયી ઉપનિષદમાં એક વાક્ય આવે છે: —'मघाद्यं श्रविष्ठार्धम्' એટલે દક્ષિણાયન મઘા નક્ષત્રને આરંભે અને ઉત્તરાયણ ધનિષ્ઠા નક્ષત્રને મધ્ય ભાગે છે. અહીં આ નક્ષત્રો વિભાગાત્મક છે એ સ્પષ્ટ છે. મઘાનો આરંભ અશ્વિનીના આરંભથી ૧૨૦° પૂર્વમાં છે, તેથી વસંતસંપાત અશ્વિનીના આરંભથી ૧૨૦°–૯૦°=૩૦° પૂર્વમાં હતો. હાલમાં અશ્વિનીનો આરંભ વસંતસંપાતથી, એક મતે, ૧૯° ૪' અને, બીજા મતે, ૨૩° ૨' પૂર્વમાં છે. તેથી મૈત્રેયી ઉપનિષદના કાળથી અત્યાર સુધીમાં સંપાત, એક મતે ૩૦°+૧૯° ૪'=૪૯° ૪' અને, બીજે મતે, ૩૦°+૨૩° ૨'=૫૩° ૨' પાછો ખસ્યો. આને માટે અનુક્રમે લગભગ ૩૫૦૦ અને ૩૮૦૦ વર્ષ લાગે, એટલે મૈત્રેયી ઉપનિષદનો કાળ ઈ. પૂ. ૧૬૦૦ થી ૧૯૦૦ વર્ષનો ગણી શકાય.

૬. વેદાંગ જ્યોતિષ પ્રમાણે ધનિષ્ઠાના આરંભે ઉત્તરાયણ હતું. અહીં પણ ધનિષ્ઠા નક્ષત્ર વિભાગાત્મક છે એ સ્પષ્ટ છે. ઉપર કહ્યું તેમ મૈત્રેયી ઉપનિષદ વખતે ધનિષ્ઠાના મધ્ય ભાગે ઉત્તરાયણ હતું. એટલે મૈત્રેયી ઉપનિષદથી વેદાંગ જ્યોતિષ

સુધીમાં સંપાત વિભાગાત્મક અર્ધો નક્ષત્ર જેટલો એટલે ૬° ૪૦' ખસ્યો. આને માટે લગભગ ૫૦૦ વર્ષ લાગે. મૈત્રેયી ઉપનિષદનો કાળ ઈ. પૂ. ૧૬૦૦ થી ૧૯૦૦ વર્ષ આપણે કાઢ્યો છે, તેથી વેદાંગ જ્યોતિષનો કાળ ત્યાર પછી ૫૦૦ વર્ષે એટલે ઈ. પૂ. ૧૧૦૦ થી ૧૪૦૦ વર્ષનો ગણી શકાય.

સંપાતની ગતિ પરથી પ્રાચીન ગ્રંથોના સમય નક્કી કરવાની રીત સમજાવવા ૭ દાખલા ઉપર આપ્યા છે. આવા બીજા ઘણા દાખલા આપી શકાય, પણ આ રીત સમજવા માટે આટલા દાખલા પૂરતા થશે. હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના અભ્યાસી માટે આ વિષય બહુ કીમતી છે. આમ ઇતિહાસના અભ્યાસમાં ખગોળનો વહેવારુ ઉપયોગ આપણે જોયો.

હરિહર ભટ્ટ

# પદાર્થવિજ્ઞાનની ગુજરાતી પરિભાષા

[અગાઉ એક અંકમાં વીજળીની પરિભાષા આપી હતી. આ વેળા પદાર્થવિજ્ઞાનની સામાન્ય પરિભાષાનો બીજો હપતો આપ્યો છે. અગાઉ આપેલા તેના હપતામાં રહી ગયેલા શબ્દો આમાં આપવામાં આવ્યા છે. અગાઉનો હપતો મે ૧૯૪૧ના અંકમાં આવી ગયો છે. તંત્રી, શિ૦સા૦]

Absolute (temperature) નિરપેક્ષ (ઉષ્મામાન)
Absorption શોષણ
  coefficient of – શોષણાંક
  – lines શોષણ-રેખા
  – spectrum – નો વર્ણપટ
*Adsorption ચોષણ
Air-conditioned વાતાનુકૂલ
Air-conditioning વાતાનુકૂલતા
Altimeter ઊંચાણ-માપક
(To) amplify વધારવું
Amplifier વધારણું
Angular motion કોણ ગતિ
Anion ઋણ આયન, સ્રી-આયન
Anode ray પું-કિરણ, ધન કિરણ
Angle of friction ઘર્ષણ-કોણ
Applanetic સમતલ
Bath તપાવણું
  sand – રેતીનું તપાવણું
  water – પાણીનું તપાવણું
  air – હવાનું તપાવણું
Belt પટ; પટ્ટો
Binocular બેનાળી દૂરબીન
Blind spot અંધ બાગ
Boil ઉકળવું (અ૦ક્રિ૦), ઉકાળવું (સ૦ક્રિ૦)
Bramah's Press બ્રામા પ્રેસ
Breaking point તાણ-મર્યાદા

* અગાઉ 'શોષણ' આપ્યું હતું તેમાં આ સુધારો છે.

Burner દીવો, મોઢિયું
Candle power બત્તી-શક્તિ
Cathode rays ઋણ કિરણ; સ્રી કિરણ
(To) coat મઢવું
Coating (external) ઉપરણ
  „ (internal) અસ્તર
Co-efficient અંક
Compressible દબનીય
Compressibility દબનીયતા
Composition (forces) સંગઠન
Compound (colours) મિશ્ર
(To) compound (forces) સંગઠવું
Conservation (energy, mass) અખંડતા
Convex બહિર્ગોળ
Couple બળજોડ
Curve (graph) આલેખ
Declination ધ્રુવપાત
  „ circle ધ્રુવપાત માપક
(To) decompose (Chem.) વિઘટવું
Decomposition વિઘટન
(To) deflect વંકાવું
(To) demagnetise વિચુંબકાવવું
Demagnetisation વિચુંબકાવણી
Dip નમન
Dip-circle નમન માપક
Dip-needle નમન-કાંટો
Discharger નિર્વિજાવણું
(To) disperse વિચ્છેદવું સ૦ક્રિ૦, વિચ્છેદાવું અ૦ક્રિ૦
Dispersion વિચ્છેદ
Dispersive power વિચ્છેદ-શક્તિ
(To) displace ખસેડવું, ખસવું (અ૦ક્રિ૦), ખસેડવું (સ૦ક્રિ૦)
Displaced liquid ખસામણ
Displacement ખસેડ
Displacement Jar ખસામણું
(To) disturb વિક્ષોભ થવો, – કરવો
(To) diverge પહોળાવું, – ળાવવું
Divergence પહોળાણ
Divergent પહોળાવતું, પહોળાતું
Electrical Quantities વીજળીનાં પરિમાણો
Electric Machine વીજ-યંત્ર
Elastic limit સ્થિતિસ્થાપક મર્યાદા
Elevator (lift) લિફ્ટ
(To) evaporate ઊડી જવું
Evaporation, Vaporisation બાષ્પાયન
Engine એંજિન
  Diesel – ડીઝલ-એંજિન
  Gas – ગેસ-એંજિન
  Steam – વરાળયંત્ર
  Oil – તેલ-એંજિન
Field ક્ષેત્ર
  – magnetic ચુંબક-ક્ષેત્ર
  – electric વીજ-ક્ષેત્ર
  – gravitational ગુરુત્વ ક્ષેત્ર

Field strength (Intensity) ક્ષેત્રની પ્રબળતા
Field-glass બેનાળી દૂરબીન
Field-magnet ક્ષેત્ર-ચુંબક
Filing (ધાતુની) વહેર
(To) freeze, થીજવું, થીજવવું
(To) fuse પીગળવું
Fuse (electricity) ફ્યૂઝ ધ્રુવ
Fusion પીગળણ
Furnace ભઠ્ઠી
Gauge માપણું
,, (rain) વરસાદનું માપણું
Harmonics સંવાદી સ્વરો
Heat ઉષ્મા
Heater હીટર
Helix (solenoid) ચીરો
Heterogeneous વિષમરસ
Homogeneous સમરસ
Horse power અશ્વશક્તિ
Horizon ક્ષિતિજ
Horizontal આડું (ઓળમ્બે)
Vertical ઊભું (ઓળમ્બે)
Humidity ભેજ
(Relative) Humidity ભેજનું પ્રમાણ
Humidity (Absolute) ભેજ
Hydro-electric works જળ-વીજળું કારખાનું
Hydrogen હાઇડ્રોજન
Hydrometer હાઇડ્રોમિટર
Hydrostatic pressure જળ-દબાણ
Hygro-meter ભેજમાપક
Generator જનક
A. C. Generator એ સી જનક
D. C. ,, ડી.સી.જનક

Incident Ray આપાત-કિરણ
Ignition સળગ
Ignition point સળગ-બિંદુ
(To) illuminate ઉજાસવું
Illumination ઉજાસ
Image પ્રતિબિંબ
,, virtual આભાસી પ્રતિબિંબ
Image (multiple) પ્રતિબિંબમાળા
Impenetrable અભેદ્ય
Impenetrability અભેદ્યતા
Impact આઘાત
Impulse ધક્કો
Inactive અક્રિય
Incandescent lamp અંગાર દીવો
Incandescance અંગાર-પ્રકાશ
Inclined plane ઢાળ
Angle of – ઢાળકોણ
Indestructibility અવિનાશિતા
Index કંડી
Inductivity પ્રેરકતા
Specific ,, પ્રેરકતાનો અંક
Inertia જડતા
Infinite number અનંત
Infinity અનંતતા
Ink-filler શાહીની ટોટી
(To) interfere અથડાવું
Interference અથડાટ
Interfering અથડાતાં
Intermittent તૂટક
Irregular solids અનાકૃત (ઘનપદાર્થ)
Isochronous એકસમતી
Isogonic lines સમકોણી રેખાઓ
Joule જૂલ
Kaleidoscope બહુબીન
Kation ધુમાયન, ધન-આયન

Key કળ
Kinetic theory (of Gases) (વાયુઓનો) ગતિવાદ
Knife-edge ધાર
Knob મેગરો
Lactometer દૂધકસી
Land-breeze જમીનના પવનો
Latent heat ગુપ્ત ઉષ્મા; of fusion પીગળણની –; of Vaporization બાષ્પાયનની –
Law નિયમ
Laws of magnetic attraction & repulsion ચુંબકના આકર્ષણ-પ્રત્યાકર્ષણના નિયમો
Law of inverse square વ્યસ્ત વર્ગનો નિયમ
Length લંબાઈ
Lens લેન્સ
Level લેવલ; લેવલ-બાટલી
Lever ઉચ્ચાલક
Leyden Jar લીડન-બરણી
Light પ્રકાશ
Like poles સજાતીય ધ્રુવ
Linear motion રેખા-ગતિ
Lines of force ચુંબક-રેખાઓ
Liquid પ્રવાહી
Liquid pressure પ્રવાહીનું દબાણ
(To) liquify પ્રવાહી કરવું
Liquifaction પ્રવાહી-કરણ
Litre લીટર
Load બોજ
Load-stone ચુંબક-પહાણ
Local action સ્થાનિક ક્રિયા
Loops ગાળો (બે પ્રતિસંપાત વચ્ચેનો)

## સૂચના

સુધીમાં સંપાત વિભાગાત્મક અર્ધા નક્ષત્ર જેટલો એટલે ૬° ૪૦′ ખસ્યો. આને માટે લગભગ ૫૦૦ વર્ષ લાગે. મૈત્રેયી 'ઉપનિષદનો' કાળ ઈ. પૂ. ૧૬૦૦ થી ૧૯૦૦ વર્ષ આપણે કાઢ્યો છે, તેથી વેદાંગ જ્યોતિષનો કાળ ત્યાર પછી ૫૦૦ વર્ષે એટલે ઈ. પૂ. ૧૧૦૦ થી ૧૪૦૦ વર્ષનો ગણી શકાય.

સંપાતની ગતિ પરથી પ્રાચીન ગ્રંથોના સમય નક્કી કરવાની રીત સમજાવવા ૭ દાખલા ઉપર આપ્યા છે. આવા બીજા ઘણા દાખલા આપી શકાય, પણ આ રીત સમજવા માટે આટલા દાખલા પૂરતા થશે. હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના અભ્યાસી માટે આ વિષય બહુ કીમતી છે. આમ ઇતિહાસના અભ્યાસમાં ખગોળનો વહેવારુ ઉપયોગ આપણે જોયો.

હરિહર ભટ્ટ

# પદાર્થવિજ્ઞાનની ગુજરાતી પરિભાષા

[અગાઉ એક અંકમાં વીજળીની પરિભાષા આપી હતી. આ વેળા પદાર્થવિજ્ઞાનની સામાન્ય પરિભાષાનો બીજો હપતો આપ્યો છે. અગાઉ આપેલા તેના હપતામાં રહી ગયેલા શબ્દો આમાં આપવામાં આવ્યા છે. અગાઉનો હપતો મે ૧૯૪૧ના અંકમાં આવી ગયો છે. તંત્રી, શિ૦સા૦]

Absolute (temperature) નિરપેક્ષ (ઉષ્મામાન)
Absorption શોષણ
  coefficient of – શોષણાંક
  – lines શોષણ-રેખા
  – spectrum – નો વર્ણપટ
*Adsorption ચોષણ
Air-conditioned વાતાનુકૂલ
Air-conditioning વાતાનુકૂલતા
Altimeter ઊંચાણ-માપક
(To) amplify વધારવું
Amplifier વધારણું
Angular motion કોણ ગતિ
Anion ઋણ આયન, સ્ત્રી-આયન
Anode ray પું-કિરણ, ધન કિરણ
Angle of friction ઘર્ષણ-કોણ
Applanetic સમતલ
Bath તપામણું
  sand – રેતીનું તપામણું
  water – પાણીનું તપામણું
  air – હવાનું તપામણું
Belt પટ; પટ્ટો
Binocular બેનાળી દૂરબીન
Blind spot અંધ ભાગ
Boil ઊકળવું (અ૦ક્રિ૦), ઉકાળવું (સ૦ક્રિ૦)
Bramah's Press બ્રામા પ્રેસ
Breaking point તાણ-મર્યાદા

* અગાઉ 'શોષણ' આપ્યું હતું તેમાં આ સુધારો છે.

Burner દીવો, મોઢિયું
Candle power બત્તી-શક્તિ
Cathode rays ઋણ કિરણ; સ્ત્રી કિરણ
(To) coat મઢવું
Coating (external) ઉપરણ
  „ (internal) અસ્તર
Co-efficient અંક
Compressible દબનીય
Compressibility દબનીયતા
Composition (forces) સંઘટન
Compound (colours) મિશ્ર
(To) compound (forces) સંગઠવું
Conservation (energy, mass) અખંડતા
Convex બહિર્ગોળ
Couple બળજોડ
Curve (graph) આલેખ
Declination ધ્રુવપાત
  „ circle ધ્રુવપાત માપક
(To) decompose (Chem.) વિઘટવું
Decomposition વિઘટન
(To) deflect વંકાવું
(To) demagnetise વિચુંબકાવવું
Demagnetisation વિચુંબકાવણી
Dip નમન
Dip-circle નમન માપક
Dip-needle નમન સળિ
Discharger નિર્વિજકાવણું
(To) disperse વિચ્છેરવું સ૦ક્રિ૦, વિચ્છેદાવું અ૦ક્રિ૦
Dispersion વિચ્છેદ
Dispersive power વિચ્છેદ-શક્તિ
(To) displace ખસેડવું, ખસવું (અ૦ક્રિ૦), ખસેડવું (સ૦ક્રિ૦)
Displaced liquid ખસામણ
Displacement ખસેડ
Displacement Jar ખસામણું
(To) disturb વિક્ષોભ થવો, – કરવો
(To) diverge પહોળાવું, – બાવવું
Divergence પહોળાણ
Divergent પહોળાવતું, પહોળાતું
Electrical Quantities વીજળીનાં પરિમાણો
Electric Machine વીજ-યંત્ર
Elastic limit સ્થિતિસ્થાપક મર્યાદા
Elevator (lift) લિફ્ટ
(To) evaporate ઊડી જવું
Evaporation, Vaporisation બાષ્પાયન
Engine એન્જિન
  Diesel – ડીઝલ-એન્જિન
  Gas – ગેસ-એન્જિન
  Steam – વરાળયંત્ર
  Oil – તેલ-એન્જિન
Field ક્ષેત્ર
  – magnetic ચુંબક ક્ષેત્ર
  – electric વીજ-ક્ષેત્ર
  – gravitational ગુરુત્વ ક્ષેત્ર

Field strength (Intensity) ક્ષેત્રની પ્રબળતા
Field-glass બેનાળી દુરબીન
Field-magnet ક્ષેત્ર ચુંબક
Filing (ધાતુની) વહેર
(To) freeze. થીજવું; થીજવવું
(To) fuse પીગળવું
Fuse (electricity) ફ્યૂઝ પું૦
Fusion પીગળણ
Furnace ભઠ્ઠી
Gauge માપણું
„ (rain) વરસાદનું માપણું
Harmonics સંવાદી સ્વરો
Heat ઉષ્મા
Heater હીટર
Helix (solenoid) વીંટો
Heterogeneous વિષમરસ
Homogeneous સમરસ
Horse power અશ્વશક્તિ
Horizon ક્ષિતિજ
Horizontal આડું (ઓળમ્બે)
Vertical ઊભું (ઓળમ્બે)
Humidity ભેજ
(Relative) Humidity ભેજનું પ્રમાણ
Humidity (Absolute) ભેજ
Hydro-electric works જળ-વીજનું કારખાનું
Hydrogen હાઇડ્રોજન
Hydrometer હાઇડ્રોમિટર
Hydrostatic pressure જળ-દબાણ
Hygro-meter ભેજમાપક
Generator જનક
A. C. Generator એ સી જનક
D. C. „ ડી.સી.જનક
Incident Ray આપાત-કિરણ
Ignition સળગ
Ignition point સળગ બિંદુ
(To) illuminate ઉજાસવું
Illumination ઉજાસ
Image પ્રતિબિંબ
„ virtual આભાસી પ્રતિબિંબ
Image (multiple) પ્રતિબિંબમાળા
Impenetrable અભેદ્ય
Impenetrability અભેદ્યતા
Impact આઘાત
Impulse ધક્કો
Inactive અક્રિય
Incandescent lamp અંગાર દીવો
Incandescance અંગાર-પ્રકાશ
Inclined plane ઢાળ
Angle of – ઢાળકોણ
Indestructibility અવિનાશિતા
Index કાંટો
Inductivity પ્રેરકતા
Specific „ પ્રેરકતાનો અંક
Inertia જડતા
Infinite number અનંત
Infinity અનંતતા
Ink-filler શાહીની ટોટી
(To) interfere અથડાવું
Interference અથડાટ
Interfering અથડાતાં
Intermittent તૂટક
Irregular solids અનાકૃત (ઘનપદાર્થ)
Isochronous એકમુહૂર્તી
Isogonic lines સમકોણી રેખાઓ
Joule જૂલ
Kaleidoscope બહુબીન
Kation પુમાયન, ધન-આયન
Key કળ
Kinetic theory (of Gases) (વાયુઓનો) ગતિવાદ
Knife-edge ધાર
Knob મોગરો
Lactometer દૂધકસી
Land-breeze જમીનના પવનો
Latent heat ગુપ્ત ઉષ્મા; of fusion પીગળણની –; of Vaporization બાષ્પાયનની –
Law નિયમ
Laws of magnetic attraction & repulsion ચુંબકના આકર્ષણ-પ્રત્યાકર્ષણના નિયમો
Law of inverse square વ્યસ્ત વર્ગનો નિયમ
Length લંબાઈ
Lens લેન્સ
Level લેવલ; લેવલ-બાટલી
Lever ઉચ્ચાલક
Leyden Jar લીડન-બરણી
Light પ્રકાશ
Like poles સજાતીય ધ્રુવ
Linear motion રેખાગતિ
Lines of force ચુંબક-રેખાઓ
Liquid પ્રવાહી
Liquid pressure પ્રવાહીનું દબાણ
(To) liquify પ્રવાહી કરવું
Liquifaction પ્રવાહી-કરણ
Litre લીટર
Load બોજ
Load-stone ચુંબક-પહાણ
Local action સ્થાનિક ક્રિયા
Loops ગાળો (બે પ્રતિસંપાત વચ્ચેનો)

---

## સૂચના

# ગુરુદેવનો આદેશ

[શ્રી. રામચંદ્રન કરીને એક મદ્રાસી વિદ્યાર્થી શાંતિ- નિકેતનમાં ૧૯૨૦ના અરસામાં ભણતા હતા. તેમણે ત્યારનાં પોતાનાં સંસ્મરણો એક લેખરૂપે 'હિન્દુસ્તાન ટાઈમ્સ'માં પ્રસિદ્ધ કર્યાં છે. નીચેનો ભાગ તેમાંથી ઉતાર્યો છે.

—તંત્રી, શિ. સા.]

શાંતિનિકેતનમાં, વિશ્વભારતી શરૂ કર્યાનાં પ્રારંભનાં એ વર્ષો હતાં. એની પહેલી ટુકડીના અમે વિદ્યાર્થીઓમાંના ઘણાખરાઓ સરકારી શાળા-કૉલેજો છોડીને આવેલા અસહકારી વિદ્યાર્થીઓ હતા. અમારામાંના ઘણાખરા ખાદીધારી 'ગાંધીઘેલાઓ' હતા; તે દહાડાઓમાં હું એમની ટોળીનો નાયક હતો. ગુરુદેવે તે અરસામા 'મૉડર્ન રિવ્યુ'માં અસહકાર સામે સખત ટીકાઓ લખી હતી. એની સામે દલીલોનું ઘમસાણ અમે કરી મૂક્યું: અમારા વર્ગો એનાં વાગ્યુદ્ધોનું રણક્ષેત્ર બની ગયા હતા; એની ગરમાગરમ ચર્ચાઓથી શાંતિનિકેતનની શાંતિમાં ભારે અંતરાય પડ્યો હતો. સાચે જ અમે એક મોટી બલા જ ઊભી કરી મૂકી હતી.

અલબત્ત, સામે ગુરુદેવના મતને સમર્થનારું એક મજબૂત દળ પણ હતું જ. એક દહાડો મને ઓચિંતો ગુરુદેવનો એક સંદેશો મળ્યો: ખૂબ વાદવિવાદ ચાલે છે એથી હું રાજી છું; પણ એની ગરમીની સાથે કાંઈક પ્રકાશ પણ ઝરે તો વધારે સારું; તેથી તમે પેટ ભરીને ચર્ચા કરવા સભા ભરો એવી મારી તમને સલાહ છે, અને હું ખુશીથી તેમાં હાજરી આપીશ. હું કબૂલ કરું છું કે, આ સંદેશાથી હું જરા ગભરાયો. બીજી કોઈ સંસ્થા હોત તો મને કદાચ પાણીચું જ મળ્યું હોત. પણ અમારા ગુરુદેવે તો પેટ ભરીને ચર્ચા માગી. વિદ્યાર્થીઓ જોડે એ રીતે તે વર્તતા.

મોટી ચર્ચા ગોઠવવામાં આવી. શાંતિનિકેતનનો દરેક વિદ્યાર્થી એમાં આવ્યો હતો. ચર્ચા માટે આવો ઠરાવ મૂકવામાં આવ્યો, "આ સભા માને છે કે, મહાત્મા ગાંધીનો કાર્યક્રમ હિંદને માટે સાચો છે." ભરી સભામાં આ ઠરાવ મેં મૂક્યો. અમારી બાજુએથી એના પર વક્તૃત્વની રેલ વર્ષાવવામાં આવી સ્વ. કાલિમોહન ઘોષ અમારી સામે ગર્જતા હતા—તેમણે પુરજોરસાથી ગુરુદેવના વિચારોનું સમર્થન કર્યું છેવટે મત લેવાયા; અમે જીત્યા.

આ બધો વખત ગુરુદેવ વિદ્યાર્થી-વૃંદની પાછળ શાંત બેઠા હતા. ચર્ચામા સારી પેઠે રસ લેતા એ લાગતા હતા. સામે કે સાથેના દરેક પક્ષની જે દલીલ વિદ્યાર્થીઓ તાળીઓથી વધાવી લે, તે બેઉમાં તેય ભળતા. મત લેવાયા બાદ ગુરુદેને બોલવા રજા માની અને બોલ્યા. બોલ્યા તેમા નર્યો પ્રકાશ હતો—ગરમી મુદ્દલ નહોતી શરૂમાં તેમણે કહ્યું કે, આ ચર્ચાથી મને ઘણો આનંદ થયો. "જો શાંતિનિકેતન તમારાં મનને જકડે કે વિચારોથી ડરતાં કરે, તો તે નિષ્ફળ જશે. તમારામાંનો દરેક મારાથી ભિન્ન વિચારો ધરાવે, છતાં શાંતિનિકેતન તમારું ઘર હશે—તે તમને સંઘરશે. આજ મારો વિજયદિન છે, કેમ કે મારા વિદ્યાર્થીઓએ મને છૂટથી અને બહાદુરીથી સંભળાવ્યું છે કે, તમે તો સાવ ભીંત ભૂલ્યા છો—તમારી સદંતર ભૂલ છે. આમ જો તમને ખાતરીથી લાગે તો તમે એ મને હિંમતથી કહો, એમ હું ઇચ્છું છું. એવી હિંમત અને એવી છૂટ શાંતિનિકેતન તમને સદાય આપો."

એક કલાક તે બોલ્યા. મતાગ્રહિતા સામે તે ઝૂઝ્યા. અસહકાર ફાવશે એમ એમણે ન સ્વીકાર્યું. એ તો અતિ નકારાત્મક છે. અમુક બાજુના શક્યાર્થો એમાં છે ખરા. પરંતુ યુરોપની સંકુચિત રાષ્ટ્રપૂજા માંથી જ એ થવે છે, અને રાષ્ટ્રપૂજાએ યુરોપમાં તો સંસ્કૃતિની હત્યા કરી વાળી છે. યંત્રોદ્યોગવાદી પ્રગતિ સદંતર તો ફેંકી દઈ શકાશે નહિ, કેમ કે તે કુદરતી બળનો પ્રકાર છે. યંત્રો-દ્યોગવાદને કાબૂમાં રાખવો જોઈએ અને રાખી શકાય, પણ એને રદ કરી નહિ શકાય. નકરી તપસ્યા મુક્તિએ નહિ લઈ જાય. સ્વતંત્રતા તો માત્ર, નૈતિક, મુલવણીની જ નહિ, પણ સામે પડેલી વસ્તુસ્થિતિની સ્પષ્ટ સમજ પણ માગે છે. મહાત્મા ગાંધી હિંદની એક મોટામાં મોટી નીતિ-શક્તિ છે એમાં શંકા નથી. પણ તેથી તો ઊલટી વધારે જરૂર એ છે કે, એમની નૈતિક સરમુખત્યારી સામે સાવચેત રહેવું.

મહાત્મા ગાંધીએ ગુરુદેવને 'મહાન દીવાદાંડી' કહેલું તે યથાર્થ હતું. અઢી હજાર વર્ષ ઉપર ગૌતમ બુદ્ધ થયા ત્યાર પછી આજ સુધીમાં, હિંદમાં એમના કરતાં વધારે ઉદાર અને નીડર, માનવ આત્માનો શાહબર બીજો કયો થયો છે? તે દિવસે રાતે ગુરુદેવે જે છેલ્લાં વેણ કહેલાં તે હજી મારા કાનમાં ગુંજે છે: "હું કહું છું કે મારો એ મત છે, માટે કશું ન સ્વીકારતા. તમારી બુદ્ધિ એ સવાલો જોડે લડાવજો. જો તમારી બુદ્ધિ મારી વાત જોડે સહમત ન થાય, તો નીડરતાથી તમે તે ફેંકી દેજો. હું આ સંસ્થાનો મુખ્ય છું, માટે કાંઈ મને હક નથી કે, મારા વિચારો હું તમારી પર લાદું કે તમારું બુદ્ધિસ્વાતંત્ર્ય કમ કરું. તમારું બુદ્ધિસ્વાતંત્ર્ય જતનમાં એક અમોલી ચીજ તરીકે સાચવવું એ આ શાંતિનિકેતનમાં મારી ફરજ છે: એ વિશ્વભારતીનું મિશન છે."

એક બીજું સંસ્મરણ પણ કહેવા જેવું છે. વિશ્વ-ભારતી છોડી જતા પહેલાં એક કામ જે મેં કર્યું તે

'ગાંધી અને ટાગોર' પર નિબંધ વાંચવાનું. એ બે જણનો કાળજીપૂર્વક અને લાંબો અભ્યાસ કરી. મારા મનમાં એમનો જે સમન્વય મેં ગૂંથેલો, તે મેં એ નિબંધમાં મૂકેલો. 'ઉત્તરાયણ' (ગુરુદેવના ઘરનું નામ)માં સભા થયેલી. ગુરુદેવ પણ તેમાં હાજર હતા. રોમ યુનિવર્સિટીના પ્રો. ફોરમીચી તે વખતે શાંતિનિકેતનમાં હતા, તે ઘણું કરીને સભાના પ્રમુખ હતા. નિબંધ મેં વાંચ્યો, પછી પ્રો. ફોરમીચીએ મને શાબાશી આપી ને ગુરુદેવ ભણી વળી તેમને કહ્યું,—કાંઈક વિનોદમાં ને કાંઈક ગંભીરતાથી—'ગુરુદેવ, કહો, તમારે આ નિબંધ વિષે હવે શું કહેવાનું છે?'

ગુરુદેવ હસીને કહે, 'રામચંદ્રે બે માણસોની વાત કરી—ગાંધી અને ટાગોર. પહેલા માણસ વિષે કાંઈક જાણવાનો હું દાવો કરું છું; અને બીજા વિષે એટલું જૂજ જાણું છું કે તેને વિષે કહેવાની ધૃષ્ટતા નહિ કરું. ઉપનિષદો કહે છે કે, જેણે પોતાને જાણ્યો તેણે સર્વ જાણ્યું. હું બધું નથી જાણતો. એ મને બરોબર ખબર છે. તે પરથી સિદ્ધ થાય છે કે, હું પોતાને નથી જાણતો.'

સૌ ખડખડાટ હસવા લાગ્યા. ગુરુદેવની વિનોદ-વૃત્તિ એક અજબ ચીજ છે. કોઈ વાર એમના મુક્ત હાસ્યનો નિર્મળ આનંદ અને વિનોદ ભરેલો અવાજ આખા શાંતિનિકેતનમાં ફેલાતો

છેવટે ૧૯૩૯માં એમની જોડેની મારી છેલ્લી વાતચીતનો પ્રસંગ કહું. ઘણે વરસે હું શાંતિનિકેતન ગયો હતો. ગુરુદેવે મારા કામ વિષે પૂછ્યું. મેં એમને કહ્યું, હું તો રાજકારણમાં કૂદી પડ્યો છું. અને ત્રાવણકોરની આઝાદીની લડતની એમને મેં વાત કહી. તેમણે મને કહ્યું, "મને હમેશ લાગતું કે તું આવી લડતોમાંથી મુક્ત નથી રહી શકવાનો એક અર્થમાં તે લડતો અતિ જરૂરી છે. હિન્દના આ નવા જમાનાનું આપણું યુદ્ધ માત્ર વૈયક્તિક મુક્તિ પૂરતું જ નથી; સામાજિક મુક્તિ માટે પણ તે છે. પરંતુ એ બે સામેસામે વિરોધી નથી. એક વિના બીજું ન નભી શકે એ ગૂઢ રહસ્ય હવે આપણે શીખવાનું છે. પરંતુ. સામુદાયિક મુક્તિની લડતમાં આપણે એવું કાંઈ ન કરીએ કે જે વ્યક્તિની આઝાદીને હણે. સોવિયેટ રશિયાનો હું પ્રશંસક છું. પણ મને ભય છે કે, ત્યાં વ્યક્તિની આઝાદી હજી ખીલતી નથી. તારા રાજકારણમાં કદી જૂઠું બોલવા જેટલો નીચો ન પડતો. આપણા માનવાત્માને કદી ન અપમાનતો, અને વિજય મેળવવા ખાતર ટૂંકા ભલતા માર્ગ ન લેતો. વિજયની કશી વિસાત નથી. આપણે તો વિજયે પહોંચીએ તે પણ માનભેર અને માનપ્રદ રસ્તે. માત્ર કાર્યક્રમો ઉપર નહિ, પણ મનુષ્યો પર વિશ્વાસ રાખજે આપણા મહાન નેતા મહાત્મા ગાંધી એ બાબતમાં સાચા છે: આપણે શુદ્ધ અને માનપ્રદ માર્ગોથી જ જીત મેળવવી જોઈએ. વિશ્વભારતીના એક જૂના વિદ્યાર્થી તરીકે તારે બે વસ્તુ હમેશ પાસે રાખવી જોઈએ: શત્રુ કે મિત્ર—કોઈને તારા મનની સ્વતંત્રતા ન આપી દેતો. મનનાં દ્વાર હમેશ ખુલ્લાં રાખવાં. સંકુચિતવાદ માનવ ચિત્તનું મરણ છે. બીજું, ગમે તેવા નાના માણસ વિષે પણ કદી એમ ન માનતો કે તે માણસથી કાંઈક ઓછો છે; તે મહાન્ માનવજાતમાંનો એક છે એમ ગણજે; અમુક નાતજાત, કોમ કે રાષ્ટ્ર યા પ્રજાનો તે છે એમ કદી ન ગણતો."

મેં ભક્તિભાવથી ગુરુદેવને નમન કર્યું અને ચરણરજ લીધી. માથે હાથ મૂકી મને આશિષ આપી ત્યારે એમનો ચહેરો પોતાના એક જૂના અને અદના વિદ્યાર્થીને માટેના પ્રેમથી ઝળહળતો હતો. એ ચહેરો ફરી તો જોવા પામ્યો નહિ, પણ એનો ઝળહળાટ મારા મનમાં અમર રહેશે.

(અંગ્રેજી પરથી) જી. રામચંદ્રન

---

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**સૌરાષ્ટ્રની રસધાર—ધારા ૪**: લેખક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૨-૦-૦. **રાણો પ્રતાપ**: લેખક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧-૮-૦. **સુવર્ણ**: પ્રયોજક: રમણીકલાલ દલાલ; પ્રકાશક: સ્ત્રીજીવન કાર્યાલય, અમદાવાદ, ૨-૦-૦.

નવચેતન સાહિત્ય મંદિરનાં નીચેનાં પુસ્તકો: **બહેન**: લેખિકા: નિરુપમાદેવી; અનુવાદક: દયાશંકર ભ કવિ; કાચું પૂઠું, ૩-૦-૦, પાકું પૂઠું, ૩-૮-૦. **ગંગાનાં નીર**: લેખક: ઇન્દ્ર વસાવડા; કાચું પૂઠું, ૨-૪-૦, પાકું પૂઠું, ૨-૮-૦. **ઈશ્વરનું ખૂન**: લેખક: દિવ્યાનંદ; કાચું પૂઠું, ૨-૦-૦, પાકું પૂઠું, ૨-૪-૦. **સુભગા**: લેખક: સીતારામ શર્મા; કાચું પૂઠું, ૨-૪-૦, પાકું પૂઠું, ૨-૮-૦.

**વેણુનાદ**: લેખક: ગોવિંદભાઈ અમીન; ૧૩, શારદાસદન, મુંબઈ, ૭; ૦-૧૪-૦. **આવતી કાલના ઘડવૈયા**: લેખક: જગન્નાથ દેસાઈ; પ્રકાશક: ગીરધરલાલ ઠાકુર, મુંબઈ; ૧-૮-૦. **કવિ-પ્રીતિ**: સંપાદક: મણિભાઈ પુ. પટેલ; સોનાવાળા હાઇસ્કૂલ, મહેમદાવાદ; ૧-૪-૦. **હૃદય વિભૂતિ**: લેખક: રમણલાલ વ. દેસાઈ; પ્રકાશક: આર. આર. શેઠની કાં., મુંબઈ; ૨-૮-૦. **ક્ષિતિજ**: ભા. ૨ જો, લેખક: રમણલાલ વ. દેસાઈ; પ્રકાશક: આર. આર. શેઠની કાં., મુંબઈ; ૨-૮-૦. **મહાભારત**: લેખક: કેશવરામ કા. શાસ્ત્રી; પ્રકાશક: ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ; ૧-૮-૦. **વીરપૂજા**: લેખક: મોહનલાલ પાર્વતીશંકર દવે; પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧-૮-૦.

# દારૂ કેમ ન પીવો ?—૧

## ૧

### પીનારાં માબાપનાં છોકરાંના જીવ જોખમમાં છે

હેલ્સિંગફોર્સ વિદ્યાપીઠવાળા અ૦ લાઈટીનેને ફિન્લૅંડના એક ગામડામાં ૫૯ પીનારાં ને ૫૦ ન પીનારાં કુટુંબોનાં છોકરાંની સરખામણી કરી જોઈ, તો ન પીનારાં કુટુંબોમાં દૂબળાં છોકરાં ૧.૩ ટકા હતાં, પણ પીનારાં કુટુંબોમાં દૂબળાં છોકરાં ૮.૨ ટકા હતાં. અને ન પીનારાંનાં છોકરાં ૧૮.૫ ટકા બગડયાં, પણ પીનારાંનાં ૨૪.૮ ટકા બગડી ગયાં. વળી ન પીનારાં કુટુંબોમાં ૧૦૦ જન્મે .૯૪ ટકા કસુવાવડો થઈ, પણ પીનારાંમાં ૬.૨૧ ટકા એટલે લગભગ સાત ગણી કસુવાવડો થઈ.

## ૨

### પીનારાં કુટુંબોમાં બાળમરણ વધારે થાય છે

અ૦ લાઈટીનેને કુટુંબોની મોટી સંખ્યામાં બાળમરણનો અભ્યાસ કર્યો. ૫,૭૩૬ કુટુંબોમાં ૧૯,૫૧૯ બાળકોની એણે તપાસ કરી. કુટુંબોના ન પીનારાં, મધ્યમ પીનારાં અને અતિ પીનારાં એવા એણે ત્રણ વર્ગ પાડયા, અને જોયું તો, (૧) ન પીનારાંમાં ૧.૦૭ ટકા કસુવાવડો થઈ, મધ્યમ પીનારાંમાં ૫.૨૬ ટકા અને અતિ પીનારાંમાં ૭.૧૧ ટકા થઈ; (૨) ન પીનારાં માબાપનાં છોકરાં ૧૩ ટકા બગડયાં, મધ્યમ પીનારાંનાં ૨૩ ટકા બગડયાં અને અતિ પીનારાંનાં ૩૨ ટકા બગડયાં. અર્થાત્ ન પીનારાંનાં છોકરાં ૮૭ ટકા જીવ્યાં, મધ્યમ પીનારાંનાં ૭૭ ટકા જીવ્યાં અને અતિ પીનારાંનાં ૬૮ ટકા જીવ્યાં.

ન પીનારાંનાં છોકરાં ૧૩ ટકા બગડયાં; પીનારાંનાં એટલા જ ટકા બગડયાં હોત તો ૨,૧૫૬ છોકરાં મરત, પણ મર્યાં ૪,૫૬૩; એટલે માબાપના મદ્યપાનને લીધે ૨,૪૦૭ છોકરાં વધારે બગડયાં.

## ૩

### પીનારી માતાઓનાં અર્ધાં ઉપર છોકરાં બગડયાં, ન પીનારી માતાઓનાં ચોથા ભાગથી ઓછાં બગડયાં

ડૉ૦ ડબલ્યુ. સી. સલીવાન એના 'આલ્કોહોલિઝમ' નામે ગ્રંથમાં લખે છે કે એણે લિવરપૂલ પ્રિઝનની ૨૧ પીનારી માતાઓનાં ૧૨૫ છોકરાંની તપાસ કરી તો તેમાંથી ૫૫.૨ ટકા બગડી ગયાં હતાં. પણ એ જ સ્ત્રીઓની ૨૮ સગીઓ પોતે દારૂ પીતી નહિ, અને એના વર પણ પીતા નહિ, એનાં ૧૩૮ બાળકોમાંથી માત્ર ૨૩.૯ ટકા બગડયાં હતાં.

સલીવાને એમ પણ જોયું કે પીનારી માતાઓનાં પહેલા ખોળાનાં છોકરાંમાંથી ૩૩.૭ ટકા બગડયાં, બીજા ખોળાનાં ૫૦ ટકા, ત્રીજા ખોળાનાં ૫૨.૬ ટકા, ચોથા ખોળાનાં ૬૫.૭ ટકા, અને તે પછીનાં ૭૨ ટકા બગડયાં. વળી જે જીવ્યાં એમાંથી ૪.૧ ટકાને વાઈ આવતી હતી, અને બીજાં મંદબુદ્ધિ હતાં.

## ૪

### પીનારાંનાં છોકરાંનો વિકાસ મંદ હોય છે

ડૉ૦ લાઈટીનેને ન પીનારાં માબાપનાં ૮૪૦ છોકરાં, મધ્યમ પીનારાંનાં ૬૨૩ તથા અતિ પીનારાંનાં ૬૬૨, એમ એકંદર ૨,૧૨૫ કુટુંબનાં ૨,૧૨૫ છોકરાંની તપાસ કરી, તો એણે જોયું, કે ન પીનારાંનાં છોકરાંમાંથી ૭૨.૫ ટકાને, મધ્યમ પીનારાંનાં છોકરાંના ૬૬.૧ ટકાને અને અતિ પીનારાંનાં છોકરાંના ૫૭.૭ ટકાને આઠ માસની ઉમ્મરે દાંત આવ્યા. વળી આઠ મહિને ન પીનારાંનાં છોકરાંને સરેરાશ ૨.૫ દાંત, મધ્યમ પીનારાંનાંને ૨.૧ દાંત, અને અતિ પીનારાંનાંને ૧.૫ દાંત આવ્યા હતા.

લાઇટીનેને એમ પણ જોયું કે જન્મ-વેળાએ અને પછી પણ ન પીનારાં કુટુંબનાં છોકરાંનો તોલ ઉત્તમ હતો, મધ્યમ પીનારાંનાં છોકરાંનો મધ્યમ, અને અતિ પીનારાંનાં છોકરાંનો તોલ અધમ હતો.

૫

મંદબુદ્ધિ બાળકોનાં માબાપ દારૂ પીનારાં હતાં

મંદબુદ્ધિની સંભાળ તથા અંકુશ વિષે નિમાયેલા રૉયલ કમિશન આગળ ડબલ્યુ. એ. પોટ્સે મોકલેલા હેવાલ ઉપરથી જણાય છે કે એણે બર્મિંગહામનાં ૨૫૦ મંદબુદ્ધિ છોકરાં વિષે તપાસ કરી, તો તેમાંથી ૪૧.૬ ટકાનાં મા કે બાપ અથવા બેય માણસ દારૂ પીતાં હતાં. સરખામણી કરવા સારુ એ જ પ્રદેશનાં એવાં જ ઘરનાં ૧૦૦ સામાન્ય છોકરાંની તપાસ કરી તો તેમાંથી ૧૭ ટકાનાં જ માબાપ દારૂ પીતાં હતાં.

મંદબુદ્ધિ બાળકોમાંથી ૫.૨ ટકાનાં, અને સામાન્ય બાળકોમાંથી ફક્ત ૧ ટકાનાં મા ને બાપ બેય માણસ દારૂ પીતાં હતાં.

(મિસ સ્ટૉડર્ડના અંગ્રેજી ઉપરથી)

દે. વા.

# આ જાણો છો ?—૨

ગયા અંકમાં આપણે મલેરિયા કેવો કાળો કેર વર્તાવે છે તે જોઈ ગયા. તે કેરને રોકી શકાય છે, એ પેલા ગોરા દાક્તરે ચર્ચ્યું છે, તે આ વખતે જોઈએ.

પહેલું તો એ યાદ રાખવાનું છે કે, શત્રુની જેમ રોગને પણ થતો રોકવો એ જેમ શરીર માટે રામબાણ સલાહ છે, તેમ જ સમાજ તથા સરકારને માટે મલેરિયા થતો ને ફેલાતો રોકવો તે તેને થવા દીધા પછી ઉપચાર કર્યા કરવા કરતાં સહેલો સારો અને કમ-ખરચાળ રસ્તો છે. પરંતુ પેલા દાક્તર કહે છે કે, લોક તેમ જ સરકાર આ સમજતા નથી, સમજે છે તો સ્વીકારતા નથી, સ્વીકારે છે તો તેમ વર્તતા નથી!

તેમણે એક દાખલો આપ્યો છે. નવું દિલ્હી જે જગાએ વસાવ્યું છે, તે જગા પાર વિનાની મલેરિયાવાળી બને તેવી હતી. સરકારે ૧૭ લાખ રૂપિયા ખર્ચી તે સુધાર્યું. આ ખર્ચ મોટો લાગે; તો દાક્તર સાહેબ કહે છે કે, તે નવી નગરીના કુલ ખર્ચના બે ટકા પણ એ રકમ થતી નથી! પણ એટલી જૂજ રકમથી ફાયદો કેટલો થયો? તેમ જ આખા દેશમાં થઈ શકે. કારણ કે, આજ વિજ્ઞાને મલેરિયાના જીવાણુના જીવનનો એટલો અભ્યાસ કર્યો છે કે, તેની મદદથી તે જીવાણુની સાથેની લડાઈમાં માણસ તેને હંફાવી શકે એમ છે.

મલેરિયાના આ જીવાણુ વિષેની રસિક માહિતી, કોક બીજી વાર વિચારીશું. અહીં એટલું જાણવું જોઈએ કે, મચ્છરના દંશ વડે જ એ જીવાણુ માણસમાં દાખલ થાય છે; એટલે એ મચ્છરને થતો ને ડસતો રોકવો જોઈએ. મચ્છર થાય છે ભેજવાળી જમીન પર કે અંધિયાર પાણીમાં. આ જગાઓએ તે પોતાની ઈંડાળ મૂકે છે. એ જો ન બની શકે, તો તેની ઓલાદ વધતી રોકાઈ જાય; એટલે તેનો કેર વર્તતો મટે.

એક બીજી વાત આ દાક્તરે કહી તે કદાચ ઘણા નહિ જાણતા હોય. તેમણે કહ્યું કે, મલેરિયા રોકવા મચ્છર નામે મારી નાંખવાની જરૂર નથી. મલેરિયાના મચ્છરની ખાસ જાત હોય છે; જુદા જુદા ભાગમાં જુદી

જુદી જાત હોય; અમુક ભાગમાં કઈ જાત પીડા કરે છે તે સુધરાઈ કે સુખાકારી ખાતાવાળાઓએ શોધવું જોઈએ. પછી તે જાતને નાબૂદ કરવા પાછળ પડવું.

અને તે મચ્છરની જાતને પણ સમૂળગી નાબૂદ કરવાની જરૂર નથી. તે દાક્તર જણાવે છે કે, મલેરિયા ફેલાવવા સારુ તેના મચ્છરની વસ્તી અમુક નક્કી પ્રમાણમાં ઘટ્ટ હોવી જોઈએ. તેથી ઓછા ઘટત્વવાળી તેમની વસ્તીથી તે રોગ ફેલાવી શકાતો નથી. એટલે એ જરૂરી ઘટત્વની નીચે તેમની વસ્તીનું પ્રમાણ કરી દેવાય, એટલે તેથી આગળ જઈને મચ્છરસત્ર ચલાવવાની જરૂર નહિ.

વળી, મચ્છર ક્યાં જન્મે છે તે જાણવા ઉપરાંત મોટા મચ્છરો દહાડે ક્યાં ભરાઈ રહે છે તેય જાણવું જોઈએ. એટલે બેઉ મોરચા ઉપર મારો કરી શકાયઃ પાણી ભરાઈ રહેતી જગાઓ પૂરવી કે પાણી વહાવી કાઢી સૂકવી દેવી જોઈએ. બીજું કાંઈ નહિ તો ગ્યાસતેલ કે એવું બીજું તેલ બંધિયાર પાણી પર રેડવાથી ઈંડાળ નાશ પામે છે. અને ખૂણે ખોચરે ભરાઈ રહેતા મોટા મચ્છરો પર ઝેરી છાંટણાં ઉરાડી મારી નંખાય છે. આ બધા રસ્તા એવા છે કે જે સરકાર જેવી સંસ્થા લઈ શકે. પેલા દાક્તર સરકારી સુખાકારી ખાતાનો દોષ કાઢીને કહે છે કે, આ સહેલા કામને હજી સુધી તે કેમ નથી ઉપાડતું એ જ નવાઈ છે. એને એ રસ્તાનું અજ્ઞાન છે એમ તો નથી જ.

પણ એક માણસ પોતે થઈને શું કરી શકે, એ સવાલ રહે છે. તેને એક જ ઉપાય હાથવેંત છે અને તે એ કે, મચ્છરના ડંશથી બચવાના ઉપાય મુખ્યત્વે તે કરી શકે. આને સારુ મચ્છરદાની વાપરવી, અથવા સૂતી વખતે ઓઢવા બહાર ખુલ્લા રહેતા ભાગે ગ્યાસતેલ કે એવી મચ્છર-ભગાડુ દવા ચોળીને સૂવું જોઈએ. ઉપરાંત, આસપાસની સામાન્ય સ્વચ્છતા પોતે એકલા થકી અને પાડોશી તથા ગામલોક મળીને, જેટલી વધારી શકાય તેટલી વધારવી જોઈએ. ખાબડાં પૂરી કાઢવાં જોઈએ; કાદવકીચડ ને સડો સૂકવી દેવાં જોઈએ; ગંદકી ન કરવી જોઈએ; વગેરે.

છેવટે, દાક્તર સાહેબે કહેલી એક વાત પણ જાણવા જેવી છે. તે કહે છે કે, સારું ઘર કે સારો ખોરાક હોવાથી મલેરિયા અટકતો નથી. ગરીબ લત્તાઓમાં મલેરિયા વધારે જોવામાં આવે છે, તે તેની ગરીબાઈને લીધે નહિ, પણ તે ભાગની સ્વચ્છતા અને સૂકાશ ઇત્યાદિની ગરીબાઈને લીધે. ગરીબાઈથી મલેરિયા થતો નથી; પણ ઘણી વાર મલેરિયાથી ગરીબાઈ પોષાય છે, એમ તો ખરું. એટલે, મલેરિયા રોકવાને માટે તો તેના મચ્છરને જન્મતો અને કરડતો રોકવો જોઈએ, અને તેને સારુ સ્વચ્છતાની માત્રા બને તેટલી બધી રીતે વધવી જોઈએ. પ્રદેશની ઇજનેરી તપાસ થવી જોઈએ; માત્ર ઇજનેર કદાચ એવું કરી બેસે કે ઊલટું પાણી રોકે. માટે તેની સાથે આરોગ્યશાસ્ત્રી હોવો જોઈએ. આ કામ જબરો પ્રજાકીય અને સરકારી સહકાર માગે છે. તેને માટે ખર્ચ અને ઉત્સાહ મેળવવા, રાજ્ય પ્રજા વચ્ચે મેળ સાધી આરોગ્યની ઝુંબેશ ઉઠાવવી એ જરૂરી હોય છે. તેથી જ યુરોપના સ્વતંત્ર દેશોમાં આ કામ થઈ શક્યું છે. આપણે પણ, ખાસ કરીને તો જનસુખાકારીનાં આવાં જબરાં કામો ઉપાડવા માટે, જલદીમાં જલદી સ્વરાજ અને સુશિક્ષણ જોઈએ છે.

મ૦

# ગામડાંના ધંધા

ગાંધી જયંતી સપ્તાહમાં વિનય મંદિરના વિદ્યાર્થીઓએ ગામડાંમાં ખાદીફેરીનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. જુદી જુદી ટુકડીઓ ગામડાંમાં ખાદી લઈને ગઈ હતી. ફરતાં ફરતાં ખાદી વિશે વાતો કરવાની અને લોકોના વિચારો જાણવાની જે તક મળી તેથી બધાને ગમત સાથે જ્ઞાન મળ્યું અને ફરવાની મજા પડી. જુદા જુદા સ્વભાવના અને જુદા જુદા વિચારોના માણસોનો ભેટો થયો. ખાદી લેવાનું કહે તો કોઈ સહાનુભૂતિપૂર્વક ખાદી લેતું હતું, તો કોઈ બીજાના દબાણથી લેતું હતું. કોઈ ચર્ચા વગર નકાર ભણાવતું હતું, તો કોઈ ચર્ચા પણ કરતું હતું. કોઈ મહાસભાને બે શબ્દો સંભળાવતું હતું, તો કોઈ અમદાવાદના કોમી હુલ્લડ પર કડવાશ ઠાલવતું હતું. કોઈ ગાંધીજીની પ્રવૃત્તિ પર ટીકા કરતું હતું, તો કોઈ અહિંસા વિશેના આગ્રહ ઉપર પ્રહારો કરતું હતું. આ બધા લોકોને સાંભળવાની અને તેમની સાથે વાતો કરવાની તક મળે તેમાં ખાદીપ્રચાર ઉપરાંત, પોતાને અમૂલ્ય કેળવણી મળે છે, તે અનુભવથી બધાને સમજાયું.

આમ ફરતાં ફરતાં કોઈ કોઈ વખત ગામડાના ખૂણે પડેલા કોઈ જાણકાર માણસનો પણ ભેટો થઈ જાય છે અને તેના જ્ઞાન-ભંડારમાંથી કંઈ કંઈ જાણવાનું મળે છે. અમારી સાથે એક બાઈએ ગ્રામોદ્યોગની પ્રવૃત્તિ વિશે સહાનુભૂતિપૂર્વક વાતો કરી અને ગામડાંમાં, ત્યાં સગવડ હોય ત્યાં ખાદીપ્રવૃત્તિ ઉપરાંત, બીજું શું શું કરવા જેવું છે તે વિષે મીઠી વાતો કરી. તે બાઈની પ્રસાદીમાંથી થોડું જાણવા જેવું નીચે આપ્યું છે.

તેમણે ગૃહઉદ્યોગ તરીકે દિવાસળીના ધંધાની વાત કરી. મુંબઈ ઇલાકામાં તેનાં ૫ કારખાનાં છે અને તેમાં લગભગ ૨૫૦૦ માણસો કામ કરે છે. લગભગ પોણા ભાગની પેદાશ તો વેસ્ટર્ન ઇન્ડિયા મેચ ફેક્ટરી કરે છે. આ કામ આ રીતે કારખાનામાં થાય છે, પણ દક્ષિણમાં બેલગામ અને સિતારમાં ગૃહ-ઉદ્યોગના ધોરણે દિવાસળી બનાવવાનું કામ ચાલે છે. કલકત્તા અને મદ્રાસમાં પણ ચાલે છે. તેનો અનુભવ ધ્યાનમાં લેવા જેવો છે અને જ્યાં જંગલોમાંથી અનુકૂળ લાકડું મળી શકતું હોય ત્યાં તે કામ દાખલ કરવા જેવું છે.

આપણાં ઢોરની કંગાલિયત ખાસ ધ્યાન ખેંચે તેવી છે. મુંબઈ ઇલાકામાં ૨૦ લાખ ગાયો અને ૧૨ લાખ ભેંસો છે અને વરસે ૧૨૫ કરોડ રતલ દૂધ પેદા થાય છે. આમાંથી કેટલુંક મલાઈ, માખણ અને ઘી રૂપમાં બહાર જાય છે તે ન ગણીએ અને બધું અહીં જ વપરાય છે એમ ગણીએ તોપણ ૧૮૦ લાખની વસ્તીને રોજનું માથા દીઠ ૦। શેર દૂધ પણ ન થયું. તેનો અર્થ એ થયો કે લોકોને પૂરતું દૂધ ખાવા મળતું નથી અને ખેડૂતને ઢોર સાથે પડે છે. ઢોરમાંથી વધારે આવક થાય તો ખેડૂતનો ખાડો પુરાય અને પ્રજાની તંદુરસ્તી પણ વધે. ખેડૂતને માટે મદદનીશ ધંધાઓમાં ઢોરઉછેર જેવો એકે ધંધો નથી. તેમાં સુધારો કરવા ખાસ લક્ષ આપવાની જરૂર છે. મર્યા પછી ઢોર ખેડૂતને આવક આપતું નથી અને છવતાં પણ પૂરતી આવક આપતું નથી. ગૌમાતાના પૂજકો આજે ગાયોની દરકાર તો રાખતા જ નથી. ભેંસોને

જુદી જાત હોય; અમુક ભાગમાં કઈ જાત પીડા કરે છે તે સુધરાઈ કે સુખાકારી ખાતા-વાળાઓએ શોધવું જોઈએ. પછી તે જાતને નાબૂદ કરવા પાછળ પડવું.

અને તે મચ્છરની જાતને પણ સમૂળગી નાબૂદ કરવાની જરૂર નથી. તે દાક્તર જણાવે છે કે, મલેરિયા ફેલાવવા સારુ તેના મચ્છરની વસ્તી અમુક નક્કી પ્રમાણમાં ઘટ્ટ હોવી જોઈએ. તેથી ઓછા ઘટત્વવાળી તેમની વસ્તીથી તે રોગ ફેલાવી શકાતો નથી. એટલે એ જરૂરી ઘટત્વની નીચે તેમની વસ્તીનું પ્રમાણ કરી દેવાય, એટલે તેથી આગળ જઈને મચ્છર-સત્ર ચલાવવાની જરૂર નહિ.

વળી, મચ્છર ક્યાં જન્મે છે તે જાણવા ઉપરાંત મોટા મચ્છરો દહાડે ક્યાં ભરાઈ રહે છે તેય જાણવું જોઈએ. એટલે બેઉ મોરચા ઉપર મારો કરી શકાય: પાણી ભરાઈ રહેતી જગાઓ પૂરવી કે પાણી વહાવી કાઢી સૂકવી દેવી જોઈએ. બીજું કાંઈ નહિ તો ગ્યાસતેલ કે એવું બીજું તેલ બંધિયાર પાણી પર રેડવાથી ઈંડાં નાશ પામે છે. અને ખૂણે ખોચરે ભરાઈ રહેતા મોટા મચ્છરો પર ઝેરી છાંટણાં ઉરાડી મારી નંખાય છે. આ બધા રસ્તા એવા છે કે જે સરકાર જેવી સંસ્થા લઈ શકે. પેલા દાક્તર સરકારી સુખાકારી ખાતાનો દોષ કાઢીને કહે છે કે, આ સહેલા કામને હજી સુધી તે કેમ નથી ઉપાડતું એ જ નવાઈ છે. એને એ રસ્તાનું અજ્ઞાન છે એમ તો નથી જ.

પણ એક માણસ પોતે થઈને શું કરી શકે, એ સવાલ રહે છે. તેને એક જ ઉપાય હાથવેંત છે અને તે એ કે, મચ્છરના દંશથી બચવાના ઉપાય મુખ્યત્વે તે કરી શકે. આને સારુ મચ્છરદાની વાપરવી, અથવા સૂતી વખતે ઓઢવા બહાર ખુલ્લા રહેતા ભાગે ગ્યાસતેલ કે એવી મચ્છર-ભગાડુ દવા ચોળીને સૂવું જોઈએ. ઉપરાંત, આસપાસની સામાન્ય સ્વચ્છતા પોતે એકલા થઈ અને પાડોશી તથા ગામલોક મળીને, જેટલી વધારી શકાય તેટલી વધારવી જોઈએ. ખાબડાં પૂરી કાઢવાં જોઈએ; કાદવકીચડ ને ગ્રંડો સૂકવી દેવાં જોઈએ; ગંદકી ન કરવી જોઈએ; વગેરે.

છેવટે, દાક્તર સાહેબે કહેલી એક વાત પણ જાણવા જેવી છે. તે કહે છે કે, સારું ઘર કે સારો ખોરાક હોવાથી મલેરિયા અટકતો નથી. ગરીબ લત્તાઓમાં મલેરિયા વધારે જોવામાં આવે છે, તે તેની ગરીબાઈને લીધે નહિ, પણ તે ભાગની સ્વચ્છતા અને સૂકાશ ઇત્યાદિની ગરીબાઈને લીધે. ગરીબાઈથી મલેરિયા થતો નથી; પણ ઘણી વાર મલેરિયાથી ગરીબાઈ પોષાય છે, એમ તો ખરું. એટલે, મલેરિયા રોકવાને માટે તો તેના મચ્છરને જન્મતો અને કરડતો રોકવો જોઈએ, અને તેને સારુ સ્વચ્છતાની માત્રા બને તેટલી બધી રીતે વધવી જોઈએ. પ્રદેશની ઇજનેરી તપાસ થવી જોઈએ; માત્ર ઇજનેર કદાચ એવું કરી બેસે કે ઊલટું પાણી રોકે. માટે તેની સાથે આરોગ્યશાસ્ત્રી હોવો જોઈએ. આ કામ જબરો પ્રજાકીય અને સરકારી સહકાર માગે છે. તેને માટે ખર્ચ અને ઉત્સાહ મેળવવા, રાજ્ય પ્રજા વચ્ચે મેળ સાધી આરોગ્યની ઝુંબેશ ઉઠાવવી એ જરૂરી હોય છે. તેથી જ યુરોપના સ્વતંત્ર દેશોમાં આ કામ થઈ શક્યું છે. આપણે પણ, ખાસ કરીને તો જનસુખાકારીનાં આવાં જબરાં કામો ઉપાડવા માટે, જલદીમાં જલદી સ્વરાજ અને સુશિક્ષણ જોઈએ છે.

મ૦

# નવું વાચન

**વિવેચના:** કર્તા તથા પ્રકાશક—વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, સુરત. ૧૯૩૯, કિં. ૨-૮-૦

સ્વ૦ નર્મદથી માંડીને છેક ગઈ કાલ સુધીના કવિઓ અથવા સાહિત્યકારો, તેમના સાહિત્યગ્રંથો, તેમ જ કેવળ સાહિત્યતત્ત્વચર્ચા, એ ઉપરના કેટલાક નિબંધોનો આ સંગ્રહગ્રંથ અભ્યાસી તેમ જ સામાન્ય વાચકવર્ગ સૌને ઉપયોગી થઈ પડે તેવો છે. રૂઢ અર્થમાં કંઈ આ ગ્રંથ અમુક ગાળાના ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ નથી; તેમ છતાં ગ્રંથના વિદ્વાન કર્તાએ જુદાં જુદાં વિવેચનો જાણ્યે કે અજાણ્યે એવી રીતે નિરૂપ્યા છે કે, તેથી અર્વાચીન ગુજરાતી સાહિત્ય અને વિવેચનાનું પણ એક ક્રમિક ચિત્ર આપણી નજર આગળ ખડું થઈ જાય છે.

અલબત્ત, આ ગ્રંથ 'ઇતિહાસ નથી' એવું કહીને પણ મેં આ સંગ્રહગ્રંથને માટે શરૂઆતથી જ વાચકના મનમાં એક ભ્રામક સૂચના દાખલ તો કરી જ દીધી. પરંતુ આ ગ્રંથમાં વિવેચનાના ઉત્તમ લેખો છે એવું મેં કહ્યું હોત તોપણ શું વાચકના મનમાં ભલતી જ કલ્પના ઊભી ન થાત ? કારણ કે, સાહિત્યકારો કે તેમની સાહિત્યકૃતિઓની વિવેચના પણ એક સ્વતંત્ર સાહિત્ય-કૃતિ—કલાકૃતિ હોઈ શકે, અને તેના વાચનથી પણ એક સ્વતંત્ર કૃતિ માણવાનો રસાનુભવ પ્રાપ્ત થઈ શકે, એ વાત સામાન્ય રીતે આપણાં માસિકો અને સામાયિકો વગેરેમાં આવતી વિવેચનાઓ કે અવલોકનો જોઈને ત્રાસેલા વાચકના ખ્યાલમાં કદી આવી શકત ખરી ?

સાચે જ, પ્રોફેસર સાહેબની વિવેચનાઓ વાંચતાં સ્વતંત્ર સાહિત્યકૃતિ માણવાનો રસાનુભવ પ્રાપ્ત થાય છે. સિદ્ધાંતની દૃષ્ટિએ હું માનતો જ આવ્યો હતો કે, સુંદર કલાકૃતિના ઉપયોગથી જેમ આનંદ પ્રાપ્ત થાય તેમ જ, કોઈ પણ અનુભવ કે વસ્તુના મૂલ્યાંકનથી—અર્થાત્ તેના સત્ય અને શિવ સ્વરૂપના પરિશીલનથી પણ થવો જ જોઈએ. અને એ મૂલ્યાંકન પાછું જો સુંદર સ્વરૂપે—એક સફળ કલાકારની કલમે—રજૂ કરવામાં આવ્યું હોય, તો તો એ કૃતિના વાચન પરિશીલનથી વાચકને સવિશેષ આનંદ પ્રાપ્ત થાય. જગતમાં સફળ સાહિત્યકૃતિ તરીકે પણ અમર થઈ ગયેલાં કેટલાંક ધર્મપુસ્તકો કે તત્ત્વચિંતનના ગ્રંથોની લોકપ્રિયતા એ વસ્તુના પુરાવારૂપ છે.

પ્રોફેસર-સાહેબની પાસે મૂલ્યાંકનની શક્તિ હોવા ઉપરાંત તેને એક કલાકારની કલમે નિરૂપવાની શક્તિ પણ છે એ નિરૂપણમાં વિવેચકની સર્જકશક્તિનો ખપ પડે છે. હવે તેની પાસે કહેવાના અર્થ ઉપરાંત અનુરૂપ શબ્દો અને શૈલી પણ હોવાં જોઈએ. 'વિવેચના'માંથી એવા ફકરા ટાંકી શકાય એમ છે કે જેમાં પ્રોફેસર સાહેબની મનન્હર તથા 'વિષયને અનુરૂપ શૈલી તેની પૂરેપૂરી માત્રાએ પ્રગટ થઈ હોય. અલબત્ત વિવેચકમાં માત્ર શબ્દરચનાની કુશળતા કામ દઈ શકતી નથી છેવટે તો તેના મૂલ્યાંકનની વાસ્તવિકતા કે ઊંડાણ જ વાચકના ચિત્તંત્રને સ્પર્શ કરી તેને સત્-આનંદમાં વિગલિત કરી શકે છે.

પ્રોફેસર સાહેબની પાસે પોતાની પ્રવૃત્તિ માટે જોઈતું ઊંડાણ છે. તેથી જ ગમે તેવા 'પાઘડિયાળા' મોટેરાઓ વિષે પણ તે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં બેધડક ઉચ્ચારી શકે છે; અને તેમ છતાં ક્યાંય અછકલા-પણાની કે જુવાનિયાવેડાની ગંધ સરખી આવતી નથી. કવિ દલપતરામ વિષેની તેમની વિવેચનામાંથી માત્ર આટલો ભાગ છૂટો પાડીને રજૂ કરું કે,—'કવિ દલપતરામમાં, એક કવિ પાસે માગીએ એવી તેજસ્વી પ્રતિભા નથી; ઉપમાઓનો તેની પાસે પુરાણો થોકડો છે; પણ ભાન ભુલાવે, જગત ભુલાવે, જીવતર ફેરવે એવી કલ્પના નથી, ઊર્મિ નથી.' (પા. ૩૨) અથવા 'કવિ દલપતરામને પહેલેથી છેવટ સુધી કર્તવ્યબુદ્ધિથી વાંચવાની . . હિંમત નથી ચાલતી; કારણ કે તેમાં જ્ઞાનનાં અધકચરાં અન્ન, બોધની બેઅવસર ગોળીઓ, જગબુદ્ધિનાં અધૂરા ક્યાસને લીધે જથાબંધ પડયાં છે તે કવિતાનાં અમૃત શ્લોકોને ચાવી નાખ્યા પછી પણ ઓછાં મળે છે' (પા. ૩૦)—તો એમ લાગે કે, કોઈ પણ જુવાન વિવેચક આથીય વધારે ખરાબ જરૂર લખી શકે. પરંતુ કવિ દલપતરામને તેમના જમાનાના 'દેશસેવક' જ નહીં, એક 'દેશવિધાયક' કહીને પ્રોફેસર સાહેબે તેમની જે કદર કરી છે, તે બાજુએ રાખીએ તોપણ, 'અમુક પ્રકારની દેશી કવિતા માટે આપણે જૂના જમાનાથી રસ કેળવ્યો છે. તેવી જૂની કવિતા માટે આપણા લોહીમાં ફરતો ભાવ યુરોપી કવિતાના નવા નવા આદર્શોથી પણ આપણે સૂકવી શકતા નથી. તેની કવિતામાં ક્વચિત્ પવિત્ર રોપ અને વૈરાગ્યની મસ્તી જોવામાં આવે છે, અને તે મને નથી ગમતાં એમ કહેવામાં હું અપ્રમાણિક છું એટલું જ નહીં, હિંદની સંસ્કૃતિનો વારસો મને મળ્યો જ નથી એમ ઉદ્ધતપણે જાહેર કરું છું.'—એવું સમજવા જેટલું તથા 'કવિતાનો ઊંચો આદર્શ' નક્કી કરી, કાવ્યપક્ષી સ્વર્ગમાં જ ઊડે એવો ગ્રહ બાંધી, આપણે લાંબાં કાવ્યો લખવાની તેમ જ 'મનુષ્યનાં સામાન્ય હલનચલનમાં વાસ્તવિક વર્ણન કરવાની શક્તિ

નહિ, પણ ઘણી વાર તે વાચકનો કેટલોય ભાર હળવો કરી નાખે છે. પોતાની દલીલ સમજાવવા ઉચિત ઉપમા આપી બેસવાની તેમની ટેવ તેમના લખાણને ઉત્તમ કલાકૃતિ બનાવવામાં ઓછી મદદગાર નથી થતી. સ્વ૦ નરસિંહરાવની વિવેચનશૈલી વિષે ટીકા કરતાં તે લખે છે: 'સુંદર નદીમાં હોડી લઈ આ વિવેચક બેઠા છે, અને બંને કાંઠાનાં ઝાડ, પહાડ વગેરે અતિ સૂક્ષ્મતાથી નિહાળે છે અને વર્ણવે છે; પણ તેથી હોડીને ઘણી વખત અટકવું પડે, કેટલીક વખત તેને આઘકાથી અટકાવવી પડે, કોઈ વખત તો લંગર નાંખીને પણ થોભવું પડે છે.' (પા. ૬૧).

'ઊંચું હાસ્ય' એ લેખમાં તે જણાવે છે: 'હાસ્યકાર અને તત્ત્વબોધક કે નીતિશાસ્ત્રી વચ્ચે ઝાઝો ફેર નથી. એક, આ મહાન અશ્વત્થના મૂળને સતત લક્ષમાં રાખી, અધોગામી ડાળાં પાંદડાં તપાસે છે, તપાસતાં વિમાસે છે, શોક કરે છે, કોપે છે ને ઉદ્બોધે છે. બીજો, અન્યોન્યમાં પરોવાયેલાં, રંગબેરંગી, ચંચલ, ઋતુભેદ પ્રમાણે દશાભેદ ભોગવતાં ડાળાં પાંદડાં તપાસતો, મોજ કરતો, સૌ સાથે પોતાની પણ મશ્કરી કરતો શાખે શાખે ફરી વળે છે, અને અકસ્માત મૂળ હાથમાં આવતાં તેનું દર્શન પણ કરાવે છે.' (પા. ૬૮૩)

આમ સુંદર શૈલી અને મૂલ્યાંકન કરવા માટે જોઈતું ઊંડાણ બંને અનુરૂપ પ્રમાણમાં એકઠાં મળેલાં હોવાથી પ્રોફેસર સાહેબની વિવેચનાઓ ગુજરાતી ભાષાના વિવેચન સાહિત્યમાં પોતાનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી શકે તેમ છે. પોતે કોઈ માસિકના તંત્રી ન હોવાથી, કે પોતે ગુજરાતી સાહિત્ય અને વિવેચનાનો ઇતિહાસ ન લખતા હોવાથી તેમની વિવેચનાઓમાં ઘણા સાહિત્યકારો અને વિવેચકો* સમાવેશ નથી પામ્યા, અને તેમાંના કેટલાક વિષે તો પ્રોફેસર સાહેબ શું લખે કે કેવો અભિપ્રાય આપે, એ જાણવાનું મન રહી જ જાય છે. પરંતુ એ વસ્તુ બીજી રીતે તેમની વિવેચનાઓને આટલી સ્ફુર્તિદાયક બનવા દઈને મહાયક પણ બની છે.

અંતમાં એક અપ્રસ્તુત પરંતુ કાંઈક આનુષંગિક એવો સ્ફુરેલો વિચાર નોંધતો જાઉં. સારો વિવેચક દરેક પુસ્તક કે લેખક વિષે પોતાનો અભિપ્રાય આપે એ વાચકની દૃષ્ટિએ કે સાહિત્યની પોતાની દૃષ્ટિએ ગમે તેટલું ઉપયોગી હોય, પરંતુ વિવેચકની પોતાની દૃષ્ટિએ હિતકર કહેવાય કે કેમ એ વિચારવા જેવું છે. પોતાની પાસે ઊંડા કાપ મૂકી પૃથક્કરણ કરવા માટેની તીક્ષ્ણ છરી હોવી એ સારી વાત છે; પરંતુ તેથી માત્ર તેવા 'છરીદાર' જ બની રહેવું એ મનુષ્યજીવનમાં 'પુરુષાર્થ' તરીકે કોઈને માટે પણ ભાગ્યે જ ઉચિત વસ્તુ લેખાય. છેવટે તો સાહિત્યની અને સાહિત્ય દ્વારા પોપાતા વાચકવર્ગની સંશુદ્ધિ સારા વિવેચક કરતાં સારા સાહિત્યકાર કે સારા જીવન-કાર દ્વારા જ થાય છે. તેમાંય જ્યારે પ્રોફેસર સાહેબ 'પ્રિય બહેન'ને લખતાં જણાવે છે કે, આદર્શ વિવેચકે ભેટ તરીકે પુસ્તકો મળે તેટલાની જ સમાલોચના કરવાનો ખ્યાલ ન રાખવો, પણ "યોગ્ય લાગે તે પુસ્તકો તેણે ખરીદવાં અગર પુસ્તકશાળામાંથી મેળવી લેવાં, અને પછી બને તેટલે અંશે સ્થિતપ્રજ્ઞ થઈ વિવેચન કરવું. તેવા વિવેચકનો વ્યવહાર નિભાવવો એ પ્રજાનું કર્તવ્ય છે." —ત્યારે પેલો निराश्रया न शोभन्ते पंडिता वनिता लताः— વાળો શ્લોક યાદ આવે છે. અને સાથે સાથે પ્રશ્ન ઊભો થાય છે કે શોભવાને માટે વિવેચકે પણ શું એ જ રીત લેવી જોઈએ?

—અભ્યાસી

* મુખ્યત્વે જેમને વિષે વિવેચનાઓ છે તેમનાં નામ આ પ્રમાણે છે: નર્મદ, દલપતરામ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, ખબરદાર, રમણભાઈ, આનંદશંકરભાઈ ચંદ્રશંકર પંડ્યા, લલિત, ક. મા. મુનશી, નાનાલાલ, ઉમરવાડિયા, બળવંતરાય ઠાકોર, જ્યોતીન્દ્ર દવે, કુસુમાકર, દૂરકાળ, રા. વિ. પાઠક, પૂજાલાલ.

**સાદી રમતો અને રમત સંચાલન:** લે. ચિનુભાઈ પુ. શાહ બી. એ., પ્રકાશક — ગુ. વ્યાયામ પ્રચારક મંડળ. કિં. રૂ. ૧-૦-૦ પૃ. ૨૦૬.

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ લગભગ ત્રણ દાયકાથી ગુજરાતમાં વ્યાયામનું કામ કરી રહ્યું છે. છતાં તેણે વ્યાયામનું સાહિત્ય અત્યાર સુધીમાં કંઈ જ પ્રસિદ્ધ કર્યું નહોતું. છેલ્લાં બે એક વર્ષથી તે દિશામાં મંડળે નવું પ્રયાન કર્યું છે, ને તેણે વ્યાયામ ઉપર પુસ્તકો પ્રસિદ્ધ કરવા માંડ્યાં છે. આ શરૂઆત આવકારપાત્ર છે.

આ સાહિત્યમાં ભાઈશ્રી ચિનુભાઈએ ઉપરનું પુસ્તક આપીને અગત્યનો વધારો કર્યો છે. તેમાં ૧૫ વરસથી નાની ઉંમરનાં બાળકોને રમવામાં મન પડે અને તેમની સ્વાભાવિક વૃત્તિઓ કેળવાય તેવી રમતોનું વર્ણન આપવામાં આવ્યું છે. આ તૈયાર કરવામાં તેમણે સારી પેઠે મહેનત લીધી જણાય છે. તે તેમનો પ્રયત્ન શિક્ષકોને ખૂબ ઉપયોગી થશે અને બાળકોને આશીર્વાદ રૂપ નીવડશે, કારણ રમતોમાં વિવિધતા છે, સાધનોની બહુ જરૂર નથી, અને આનંદ સાથે કેળવણી આપે તેવી રીતે યોજના કરેલી છે.

આ પહેલાં રમતો માટે કોઈ કોઈ નાનાં પુસ્તકો બહાર પડેલાં છે. પણ આ પુસ્તકની વિશેષતા એ છે કે, રમતોની સાથે સાથે તેનું સંચાલન કેમ કરવું અને

વિદ્યાર્થીઓની ઉંમર પ્રમાણે રમતોનું વર્ગીકરણ કેમ કરવું તે બતાવેલું છે. કેટલીકવાર એવું બને છે કે, ૯ વર્ષની ઉંમરના છોકરા માટે જે રમત અનુકૂળ હોય તે ૧૨ વરસની ઉંમરના છોકરાને રમાડવાથી, તેને ફાવતું નથી અને રમત પ્રત્યેનો તેનો સ્વાભાવિક રસ ઊડી જાય છે. આ બધી બાબતોનો વિચાર કરીને આ પુસ્તક લખાયું છે. તેમાં રમતોની પસંદગી બાળકોના કુદરતી હલનચલનનો અભ્યાસ કરીને કરવામાં આવી છે અને ઓછામાં ઓછાં સાધનોથી રમાડી શકાય એ રીતે સૂચનાઓ કરેલી છે. આ રીતે, આ પુસ્તક શાળાઓ માટે ઘણું ઉપયોગી છે.

કેટલીક અશુદ્ધિઓ રહી ગઈ છે તે છાપવાની ઉતાવળને લીધે હશે, અગર તો અમદાવાદના કોમી હુલ્લડને લીધે છાપવામાં નડેલી મુશ્કેલીને લીધે હશે. આ બધું ફરી છપાવવાનો પ્રસંગ મળે ત્યારે સુધારી લેવામાં આવશે એવી આશા છે.

**રમતોના નિયમો:** પ્રકાશક, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ. કિં. રૂ. ૧ પૃષ્ઠ ૨૩૮.

ઉપરોક્ત મંડળે ગુજરાતમાં રમાતી રમતોના નિયમોમાં એકતા લાવવાના ઇરાદાથી ૧૯૪૦માં આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું, તેની આ સુધારેલી બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ કરતાં કેટલીક નવી માહિતી આમાં ઉમેરવામાં આવી છે અને પુસ્તકનું કદ લગભગ અઢી ગણું થયું છે. આથી તેની ઉપયોગિતામાં વધારો થયો છે.

આ પુસ્તકમાં દેશી રમતોને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે તે યોગ્ય છે. તેને અંગેના ગુજરાતી શબ્દો બધે રૂઢ થાય તે ઇચ્છવા યોગ્ય છે. દેશી રમતોમાં પણ કેટલાક અંગ્રેજી શબ્દો વપરાય છે તેને બદલે ગુજરાતી શબ્દો રૂઢ કરવાનો બધી શાળાઓમાં અને વ્યાયામશાળાઓમાં આગ્રહ રાખવો જોઈએ.

આ પુસ્તકમાં કેટલીક પરદેશી રમતોને આપણી દેશી રમતો સાથે ઘટાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. દા. ત. અમેરિકન 'બેઝ બૉલ'ની રમતને ગિલ્લીદંડાની રમતમાં ઘટાવી છે. વેડછી વિદ્યાલયના સંચાલકોએ તેમાં કંઈ સુધારા સૂચવ્યા છે. આ પ્રમાણે નવી રમતોને આપણું વાતાવરણ અને સાધનોનો ખ્યાલ કરીને ઉતારવામાં આવે તો સારું છે. આ દૃષ્ટિએ ૧૦,૦૦૦ મીટર 'ક્રૉસ કંટ્રી રેસ', અને ૪૨,૧૯૫ મીટર 'મૅરેથૉન રેસ' જેવી રમતોને આપણી રમતોની સાથે ઘટાવી શકાય તેમ છે કે નહિ તે વિચારવા જેવું છે.

બધી જાતની દોડને મીટરમાં ગણવામાં આવે છે. તેને બદલે વાર કે ફૂટમાં ગણવામાં આવે શી અગવડ પડે તે પણ વિચારવા જેવું છે.

વ્યાયામ મંડળના સંચાલકો આનો વિચાર કરશે અને ઉત્તરોત્તર આ પુસ્તકને વધારે સમૃદ્ધ અને પ્રમાણભૂત કરશે એવી આશા છે. તે ત્યારે જ બની શકે કે ગુજરાતની બધી શાળાઓ તેના નિયમોને અપનાવે, અને અનુભવથી કરવા જેવી સૂચનાઓ કરીને યોગ્ય સુધારા સૂચવે. તે ત્યારે જ બને કે શાળાઓમાં દેશી રમતો માટે આગ્રહ રાખવામાં આવે, એકસરખા દેશી શબ્દો રૂઢ કરવા માટે આગ્રહ રાખવામાં આવે, અને વાતાવરણ તથા સાધનોનો ખ્યાલ રાખીને નવી નવી રમતો યોજવા માટે પ્રયત્ન કરવામાં આવે.

~ વખત જતાં આ પુસ્તક રમતોની કાયદાપોથી જેવું ગણાવું જોઈએ.

**વ્યાયામની પત્રિકાઓ:** પ્રકાશક, ગુ. વ્યાયામ પ્રચારક મંડળ. (૧) આસન કિં. ૦-૪-૦, પૃ. ૬૦; (૨) લેઝીમ કિં. ૦-૨-૦, પૃ. ૩૦; (૩) બનેઠ અને ફરશી કિં. ૦-૧-૬, પૃ. ૨૦; (૪) દંડ અને બેઠક કિં. ૦-૧-૬, પૃ. ૨૦; (૫) લાઠી-લાઠી કિં. ૦-૩-૦, પૃ. ૪૦; (૬) મગદળ કિં. ૦-૩-૦, પૃ. ૩૨; (૭) મલખમ કિં. ૦-૨-૦, પૃ. ૩૦; (૮) જમૈયા, પટ્ટા, તલવાર કિં. ૦-૨-૬, પૃ. ૪૦.

આ બધી પત્રિકાઓ પદ્ધતિસર વ્યાયામ શીખનારને માટે ઉપયોગી છે. ખાસ કરીને વ્યાયામ વર્ગોના વિદ્યાર્થીઓને તે ઘણી ઉપયોગી છે. તદ્દન શિખાઉ પોતાની મેળે તેનો ઉપયોગ કદાચ નહિ કરી શકે. થોડો પણ પદ્ધતિસર વ્યાયામ શીખ્યા હોય અને કોઈનું માર્ગદર્શન હોય તે આ પત્રિકાઓની મદદથી વિશેષ પ્રગતિ કરી શકે. આસનની પત્રિકાની પેઠે બધી પત્રિકાઓમાં ચિત્રો આપવામાં આવ્યાં હોત તો પત્રિકાઓ વધારે ઉપયોગી થાત. તેથી પત્રિકા મોંઘી થાય એ વાત સાચી, પણ ઉપયોગિતા અને ખર્ચ બન્નેનો મેળ હંમેશાં બેસતો નથી. એટલે હદ ઉપરાંત કિંમત ન વધી જતી હોય તો, થોડું મોંઘું કરીને પણ પુસ્તકને વધારે ઉપયોગી બનાવવું સારું.

છો૦ ૫૦

**જિંદગીનો આનંદ:** લેખક, ડૉ. કેખુશરૂ દોરાબજી બીલા, નવસારી.

આ ડૉ. બીલા દંત સાહિત્યમાળાનું ૨૪ મું પુસ્તક છે. ૪૮ પાનાના આ પુસ્તકમાં દાંત સાચવવા તથા સ્વચ્છ રાખવાની જરૂરિયાત તેમ જ પ્રાચીન સમયમાં દાંત માટેના રિવાજો પર ગદ્ય તેમ જ પદ્યમાં, સામગ્રી પીરસાઈ છે. પુસ્તકમાં વિજ્ઞાનનું તત્ત્વ મુદ્દલ નથી, તેમ જ સાહિત્યની દૃષ્ટિએ પણ લખાણ નકામું છે.

બ૦ મા૦

**ગાંધીજી :** કર્તા, જુગતરામ દવે. પ્રકાશક, નવજીવન કાર્યાલય, અમદાવાદ. કિં ૪ આના પાન ૧૬૬+ બે ચિત્રો.

આ સુંદર બાલ-પુસ્તકનાં વખાણ કરવાની જરૂર નથી : પ્રજાએ અત્યાર સુધીમાં એની ૨૫ હજાર નકલો ખરીદીને એની મૂક છતાં સાચી તારીફ કરી છે. પુસ્તકની પાંચમી આવૃત્તિ પાછી ૫ હજાર નકલોની થાય છે એ આ પુસ્તકની બાલપ્રિયતાની પાકી કસોટી છે.

લેખક બાલમાનસના કુદરતી પારખુ છે. ઈર્ષાપાત્ર સરળતાથી તે ગાંધીજીના ભરપૂર જીવનમાંથી બાલોપયોગી વાતો વીણી કાઢે છે. વીણી કાઢે છે તેની સાથે તેને બાલગમ્ય કરે છે. અને તેમ કરવામાં તે પોતાની ભાષામાં કાલપણ કે કૃત્રિમતા નથી આવવા દેતા. અને પસંદ કરેલી વાતો પણ બાલગમ્ય છતાં બાલિશ નથી. ગાંધીજીના જીવનને ઉદાત્ત અને ઉન્નત કરનારી ભાવનાઓ અને આદર્શો, ખૂબીઓ અને શક્તિઓ, આવડતો અને ખાસિયતો, સર્વને આ નાનકડી ચોપડીમાં ખૂબીભેર લેખકે વણી લીધાં છે. કોઈ એવો જ સમર્થ ચિત્રકાર ધારે તો આ પુસ્તકને ચિત્રમય કરી શકે એવાં કલાપૂર્ણ સૂચનોવાળી એની શૈલી છે. ગાંધીજીના ફોટા જ એટલા બધા કદાચ મળે કે જેથી આ પુસ્તકના કેટલાક પ્રસંગો તો ચિત્રિત કરી શકાય. પણ એ સોદો મોંઘો પડે એ માબાપોને ન પાલવે. કોઈ બાળપ્રેમી ગાંધીભક્ત જો આ કામ પ્રેમને ખાતર કરે તો ગુજરાતી બાળકોનો એને હમેશનો આશીર્વાદ મળે.

આ ચોપડી જોઈ એક સૂચના કરવાનું મન થઈ આવે છે. આપણા બાલ-સાહિત્યકારોએ જુગતરામભાઈની પાસેથી શીખવા જેવું છે. ગુજરાતી સાહિત્યમાંથી સારાં સારાં પુસ્તકો વીણી તેને ચિત્રશૈલીમાં, આ પુસ્તકની જેમ, તેઓ કેમ નથી ઉતારતા ? બાળકોનું સાહિત્ય પણ, તેમને ગમ્ય એવી શૈલીમાં, મોટેરાં માટેનામાંથી અમુક વરણી કરેલું સાહિત્ય શું કામ ન હોય ? મહાન ગુજરાતીઓ, મહાન હિંદીઓ, મહાન કથાઓ ને મહાકાવ્યો — આ બધાનો અભ્યાસ કરી, તેના પર ધારણા ધરીને, બાલસાહિત્યકારો ઘણું રોચક અને આવશ્યક સાહિત્ય ઉપજાવી શકે. તો બાળસાહિત્યમાં આ જ જોવામાં આવની નરી 'શાસ્ત્રીય'-સ્વાંગી બાલિશતા ટળે અને બાળકો પોતાને માટે ખરેખરું સાહિત્ય મેળવી શકે. 'ગાંધીજી' પુસ્તક એવા પ્રયત્નો માટે ઠીક માર્ગદર્શક ગણાય.

'એક વાચક'

**હિમાલયસ્વરૂપ અને બીજાં નાટકો,** લેખિકા: સૌ. હંસા મહેતા; પ્રકાશક: શિષ્ટ સાહિત્ય કાર્યાલય, મુંબઈ ૨; પાન ૬+૧૨૪; કિંમત આપી નથી.

સમાજજીવનનાં કેટલાંક અંશોમાં જે વહેમો, ખોટા ખ્યાલો કે અનિષ્ટો દૃઢમૂલ થયેલાં છે તે સામે ક્યાંક ટકોર, ક્યાંક ઉપહાસ તો ક્યાંક કટાક્ષમય પ્રતિરૂપ-(પૅરડી)ની ઢબે છ નાનકડાં પ્રહસનો આ પુસ્તકમાં લેખિકાએ આપેલાં છે. ૧૯૧૯ થી માંડીને જુદે જુદે વખતે તે લખેલાં હોવા છતાં, તેમાંનો રસ હજી વાસી થયો છે એમ ન કહેવાય. કારણ કે, જે અનિષ્ટોને ઉદ્દેશીને રચના થઈ છે તે આજે પણ આપણી આસપાસ જોવામાં આવે છે. લેખિકાએ પોતાનાં કટાક્ષો દ્વારા વાચકના માનસ ઉપર અમુક ચોક્કસ અસર ઉપજાવવાનો જે ઉદ્દેશ તાક્યો છે તે, તેમાં કોઈ પણ તીખાશ કે ઝેરીલાપણું આવ્યા વિના, ઠીક ઠીક પાર પાડ્યો છે એમ કહેવાય. 'ખેડૂત પંચાંગનું મારું તંત્રીપણું,' 'પ્રજાના પ્રતિનિધિ' તથા 'અપાત્રે પૂજા'માં તે ખાસ સફળ થયાં છે જોકે પહેલું પ્રહસન માર્ક ટ્વેનની કૃતિનું, લેખિકાએ પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ, અનુકરણ છે. આ ત્રણમાં આપણું વૃત્તવિવેચન, લોકશાહી રાજ્યશાસન (ડેમોક્રસી) તથા તેની મતદાન-પદ્ધતિ, સાહિત્યસંમેલન જેવા વિદ્યામંડળના પ્રમુખપદે સાહિત્ય સિવાયની ઇતર કોઈ લાયકાતને કારણે વ્યક્તિની થતી પસંદગીની પ્રથા સામે લેખિકાએ ટીકા કરી છે, તે સૌ કોઈને માન્ય થાય એવી જ છે.

'આંખે પાટા' નો વિષય આજનું કૃત્રિમ અને ધ્યેયશૂન્ય શિક્ષણ કેવી કરુણતામાં પરિણમે છે તે બતાવ્યું છે.

'હિમાલયસ્વરૂપ'માં 'ગંગાસ્વરૂપ વિધવાને લગ્નની છૂટ આપવા જરાય તૈયાર નહિ,' એવો સમાજ પુરુષને માટે વિધુર રહેવું અશક્ય કરી મૂકે છે અને જો તે હિમાલયસ્વરૂપ ધારણ કરે—હિમાલય જેવો પોતાના ન પરણવાના નિશ્ચયમાં અડગ રહે—તો જ વિધુર રહી શકે છે, નહિ તો તેણે સરિત્પતિ સાગરસ્વરૂપ બનવું જ રહ્યું. વિધવા 'ગં. સ્વ.' તો વિધુર 'હિ. સ્વ.' કહેવામાં રહેલું હાસ્યમય કટાક્ષ તો સ્પષ્ટ જ છે.

'હજારો વર્ષ પછી'માં સ્ત્રીને નવમાસના ગર્ભધારણમાંથી મુક્ત થયેલી અને ઇંડાં મૂકતી કલ્પીને તથા તે ઇંડાંનું સેવન કરવાનું કામ પુરુષને સોંપીને સમાજમાં આજ પુરુષનું જે સ્થાન છે તે સ્ત્રીએ લીધેલું બતાવ્યું છે, અને પુરુષોને સ્ત્રીઓ સાથે સમાન હક માટે ઝઘડો કરતા બતાવ્યા છે. એ ઝઘડામાં આજે પુરુષો સ્ત્રીઓ સામે જે દલીલો રજૂ કરે છે તે જ દલીલો સ્ત્રીઓને રજૂ કરતી બતાવી છે. તેથી કલ્પનાના વૈચિત્ર્યથી શરૂઆતમાં રમૂજ પડે છે ખરી, પણ સામાન્ય કોટિની પૅરડીમાં થાય છે તેમ છેવટ સુધી રસ ટકાવવો મુશ્કેલ પડે છે.

નાટકોના એકંદર બંધારણની દૃષ્ટિએ વિચાર કરતાં, તેનાં પાત્રો, તેમાં ચર્ચાયેલા વિષયોનું સ્વરૂપ અને ખાસ કરીને તેની રજૂઆતની પદ્ધતિ જોતાં, એમ કહેવું જોઈએ કે, મધ્યમ કે ઉજળિયાત વર્ગને ધ્યાનમાં લઈને જ આખી રચના થયેલી છે. અને તેથી પુસ્તકનું ક્ષેત્ર મર્યાદિત થાય છે. છતાં, સામાન્ય વાચકને પણ તે વાંચતાં રમૂજ પડશે.

પાં૦

૩. આટલી પ્રાથમિક તૈયારી પછી ગુજરાતી બાળક તે તે પ્રાંતની સામાન્ય શાળામાં જોડાવાનું. થોડાંક જ માબાપો બાળકને ઘેર મોકલી શકે. એમ મોકલવાં સારાં કે કેમ, એ પણ મતનો સવાલ છે.

આ બાળકોએ પોતાની ભાષાનું વાચન ઘેર ચાલુ રાખવું જોઈએ.

૪. સરકારી મદદનો પ્રશ્ન રહે છે. થોડાંક જ પરપ્રાંતી બાળકો જ્યાં હોય ત્યાં સરકાર તેમને માટે સ્વભાષાની શાળા ન આપે. જો ઉપર પ્રમાણેની ભાવના હોય તો મહેનત કરીને કદાચ સરકાર-માન્યતા અને પછી મદદ પણ મળે. પરંતુ ન મળે તોય માબાપોએ ઉપર જેટલી સવડ તો ગાંઠને પૈસે પણ કરવી જોઈએ. ખરી વાત જોઈએ તો તો એમ છે કે, દરેક હિંદી બાળકને માટે સાર્વત્રિક કે આવશ્યક માનીએ તેટલું શિક્ષણ તો તેને સ્વભાષાના માધ્યમથી જ મળવું જોઈએ. વિશેષ ગણાતા શિક્ષણ માટે ભલે માધ્યમ બદલાતું હોય પણ એનો અર્થ એમ નથી કરવાનો કે, સાર્વત્રિક શિક્ષણમાં સ્વભાષા જ હોય. ઉપર જોઈ ગયા તેમ, સ્વભાષા ઉપરાંત વસવાટના પ્રાંતની ભાષા તથા રાષ્ટ્રભાષાનું ખપ પૂરતું જ્ઞાન પણ બાળકને હોવું જોઈએ. આ બેઉની જગા આજે પરદેશી રાજભાષા પચાવી પડતી હોવાથી ગોટાળો થાય છે.

૫. છેવટે, પ્રસ્તુત લાહોરવાસી મિત્ર કે તેમના જેવા પ્રશ્નવાળા માટે કહેવું જોઈએ કે, ગુજરાતી બાળકે નાગરી લિપિ પણ શીખવી જોઈશે. એટલું તો ગુજરાતમાં વસતું બાળક પણ સહેજે કરી લે છે, એ સૌ જાણે છે.

## રાષ્ટ્ર અને નિષ્કામતા

રાજકારણી મુત્સદ્દીઓમાં અને દેશદેશાંતરો વચ્ચેના આંતરરાષ્ટ્રીય વહેવારમાં પરોપકાર કે નિષ્કામતાની આશા રાખવી આજના જગતમાં તો લગભગ અશક્ય અને વ્યર્થ છે. એટલે જ્યારે આબિસીનિયાના હેલ સિલાસીને પાછો પાદશાહ બનાવ્યો, ત્યારે ઉપરના મંતવ્યનો અપવાદ બન્યો કે શું, એમ લાગવા જેવું થયું હતું. આ આશા ખોટી હોય એમ લાગે છે. તા. ૯-૧૧-'૪૧ના 'હિંદુ'નો અગ્રલેખક જણાવે છે કે, હેલ સિલાસી તેના દેશની શહેનશાહી નથી પામ્યો; અને તેના આધારમાં વિલાયતના 'માન્ચેસ્ટર ગાર્ડિયન' છાપામાંથી નીચેનું વાક્ય ટાંકે છે: "ઇટાલીની જીતનો વિધિસરનો આપણે કરેલો સ્વીકાર વિધિસર રદ કરાયો નથી, અને હેલ સિલાસી હજી તેના દેશનો કાયદેસર શહેનશાહ તરીકે વિધિસર નથી ગણાયો." એટલે પેલું 'આટલાન્ટિક જાહેરનામું' ગોરાઓને જ લાગુ પડે છે કે શું?

મ૦

---

## હાથકાગળ

હાથબનાવટના કાગળ, હિંદુસ્તાનનાં સર્વ મુખ્ય ઉત્પત્તિકેન્દ્રોમાં બનેલા, જે અગાઉ પૂના હરિજન કાર્યાલયમાં મળતા, તે જથ્થો હવે નવજીવન કાર્યાલયમાં આવેલો છે. પત્રલેખન, ઇતર સાધારણ લખાણ, ચોપડા, બિલ, રસીદ, છપાઈ, શાહીચૂસ વગેરે અનેકવિધ ઉપયોગ માટેના કાગળો (સફેદ તેમ જ રંગીન), તથા એમાંથી તૈયાર કરેલો સ્ટેશનરી સામાન – પેડ, પરબીડિયાં, કાર્ડ વગેરે છૂટક તેમ જ મોટા જથ્થામાં મળી શકશે. બે આનાની ટપાલની ટિકિટ મોકલવાથી નમૂના મળી શકશે. ખાસ જરૂરિયાત માટે રૂબરૂ મળીને-અથવા જાતે તપાસ કરવાથી વધારે માહિતી મળી શકશે. હાથકાગળની જાતમાં ગયાં થોડાંક વરસમાં ઘણો સુધારો થયો છે, ને ઉત્તરોત્તર થતો જાય છે; અને આ ગ્રામઉદ્યોગને મદદ આપવા ખાતર પણ વાચકો હાથકાગળને અનેક જાતના વાપરમાં અગ્રસ્થાન આપી જોશે એવી આશા છે.

ખાનપુરીની પોળ, કાળુપુર, પો. બૉ. ૧૦૫, અમદાવાદ — વ્યવસ્થાપક નવજીવન કાર્યાલય

# વિજ્ઞાનમાં વાદ અને હકીકત

સામાન્ય રીતે વૈજ્ઞાનિક એવું કહે છે કે, પોતે પોતાની માન્યતાઓનો આધાર વાદો કે પૂર્વગ્રહો ઉપર નહિ, પણ તપાસેલી કે નિહાળેલી વસ્તુઓ ઉપર રાખે છે. એમ કહેવામાં આવે છે કે પ્રયોગકારને માટે વાદો ઉપયોગી છે — તપાસી જોવાને માટે નવા ખ્યાલો કે નવી દિશાઓ તે આપે છે; પરંતુ નિર્ણય કે નિગમન ઉપર પહોંચવા માટે તો 'નક્કર હકીકતો' જ એકમાત્ર યોગ્ય ભૂમિકા છે. આ હિમાયતને આચારમાં મૂકનાર એકે વ્યક્તિ મેં જોઈ નથી; નક્કર મગજવાળો પ્રયોગકાર તો ખચીત મેં જોયો નથી; બલ્કે, તે તો તેના વાદોની વધારે ઝૂકી જાય છે, કેમ કે તેમને કસી જોવાની ટેવ તેને ઓછી હોય છે.

[illegible]રીક્ષણ પૂરતું નથી. જ્યાં સુધી આપણને એવી ખાતરી ન પડે કે, જોઈને આંખો જે આપણને [illegible]તી લાગે છે [illegible] એવું છે, ત્યાં લગી આપણે આપણી આંખો પર ભરોંસો નથી મૂકતા.

માન્યતા નક્કી કરવામાં વાદ [illegible]નો ભાગ ભજવે છે, અને તે ભજવવાનો એને હક છે, એ સાફ કબૂલવું એ વધારે સારું છે. જે વાચક [illegible] છે કે, વાદમાત્ર કાઢી નાખી નરી ચોકસ નીરખેલી હકીકતો જ મારે તો કબૂલ છે, તેને માટે ખગોળનાં બધાં પુસ્તકો તો બંધ થઈ જાય છે. આકાશીય પદાર્થો વિષે ચોખ્ખી ગોચર — નીરખેલી હકીકતો કોઈ છે જ નહિ. ખગોલીય બધાં પરિમાણો ભૂગોળમાં આવેલી કોઈ વેધશાળા કે સ્થાનમાં બનતી પ્રક્રિયાઓનાં માપો છે; અને આ સાવ નિરપવાદ વાત છે. બહારના વિશ્વનું જ્ઞાન મેળવવા સારુ આ માપોને માત્ર વાદને આધારે જ અનુવાદિત કરી લેવાય છે.

નિરીક્ષણ કરીને કોઈ કહે કે, અમુક જગાએ મેં નવો તારો જોયો, ત્યારે કદાચ એને ખબર ન હોય કે, પોતે નીરખેલી સાદી બિનાઓની ઉપરવટ થઈને એ વાત કરે છે. એની વેધશાળામાં અમુક પ્રક્રિયાનું એ નિવેદન કરે છે. એમ તો એ સુચવવા ઇચ્છતો જ નથી; એ તો એવું કહેવા માગે છે કે, આકાશમાં અમુક દિશામાં મેં તારો જોયો: તે જગા જાણે જોયેલી હકીકત હોય એમ તે માને છે.... આપણે તેનો ભ્રમ ભાંગવો જોઈએ કે, જેણે માનેલી 'હકીકત' તેના નર્યા નિરીક્ષણનું ફળ તો ક્યાં રહ્યું, એ તો આઇન્સ્ટાઇનના વાદ પરથી બાંધેલું ચોખ્ખું અનુમાન છે; યા તે વાદથી પૂર્વેના કોઈ વાદનું અનુમાન છે, કે જે વાદ તો વળી નીરખેલી હકીકતોથી ક્યાંય વેગળો છે. તે નિરા[illegible] તેનાં માપોની શાસ્ત્રીય સમજ આપી છે; શાસ્ત્રીય [illegible] લઈને તેણે માન્યું છે કે, પ્રકાશ આકાશમાં લગભગ સુરેખામાં ચાલે છે. કદાચ આનો એ જવાબ આપે કે, પ્રકાશની સુરેખ ગતિ માનવામાં કોઈ વાદ જોડે લેવાદેવા નથી — સીધા પ્રયોગથી સાબિત થયેલી હકીકત જ હું તો વાપરું છું. એટલે એની અંદર સવાલ તો એ ઊભો થયો કે, ભૂગોળ પર વર્તતી પરિસ્થિતિ [illegible] પ્રયોગ પૂરવા પરથી ઉપાડીને ખગોળને કેટલે અંશે લાગુ પાડી શકાય. વિચારયુક્ત વાદ આ પ્રકારના આંધળા લાગુ-પાડવાપણા કરતાં તો જરૂર સારો છે. પણ, ખરેખર, ખગોળમાં પ્રકાશની સુરેખ ગતિ પૃથ્વી પરના પ્રયોગથી કસી જોવામાં આવી છે, એમ માનવામાં નિરીક્ષણકાર ભૂલે જ છે. પૃથ્વી કરતાં [illegible] જો કિરણો વધારે સુરેખ ન હોય, (કેમ કે પૃથ્વીના ગુરુત્વાકર્ષણક્ષેત્રમાં કિરણો [illegible]ય છે), તો જે દિશામાં તારો દેખ્યો તે તેની ખરી જગા ન મનાય. . . . . મારે કહેવાનો મુદ્દો એ છે કે, ખગોળવિદ્યામાં આપણે વાદ પર કે નિરીક્ષણ પર આધાર રાખવો એ પ્રશ્ન નથી. ગમે તેમ તોય, કહેવાતી હકીકતો નિરીક્ષણોની વાદ-બદ્ધ સમજો જ છે. એટલે પ્રશ્ન એટલો જ છે કે, આપણી સમજને સારુ આધુનિક વાદની પૂરેપૂરી સાહિત્યસામગ્રી આપણે વાપરીશું કે કેમ?

('ધી એક્સપાન્ડિંગ યુનિવર્સ' માંથી)

— સર આર્થર એડિંગ્ટન

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

જાન્યુઆરી, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૪

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમેને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂા. ૨–૦–૦ | શિ. પાંચ | રૂા. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

## નવાં પુસ્તકો

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩ – અંક ૪] અમદાવાદ [જાન્યુઆરી, ૧૯૪૨

## મારે મન જિસસ એટલે—*

મારી જિંદગીનો મોટો ભાગ મેં ધર્મના અભ્યાસમાં અને ધર્મગુરુઓ ને ધર્મપુરુષો જોડે બધા ધર્મોની ચર્ચા કરવામાં ગાળ્યો છે. છતાં મને બરોબર ભાન છે કે, ઈશુ ખ્રિસ્ત વિષે લખવું, અને મારે મન તેઓ એટલે શું તે બતાવવાનો પ્રયત્ન કરવો, એમાં મારી ધૃષ્ટતા જ લાગશે. પરંતુ, હું તે પ્રયત્ન કરું છું તે એટલા જ કારણે કે, મારા ખ્રિસ્તી મિત્રોએ અનેક પ્રસંગોએ મને કહ્યું છે કે, હું ખ્રિસ્તી નથી, અને (તેમના જ શબ્દો ઉતારીને કહું છું:) 'મારા હૃદયના ઊંડાણમાં હું ઈશુને ઈશ્વરના એકમાત્ર પુત્ર તરીકે સ્વીકારતો નથી,' એટલે ઈશુ ખ્રિસ્તના બોધનું ઊંડું રહસ્ય પામવું એ મારે માટે અશક્ય છે, અને મનુષ્યને કદાપિ નહિ મળેલા એવા અધ્યાત્મબળના એ મોટામાં મોટા ઝરાને હું જાણી અને તેનો અર્થ પામી નહિ શકું.

મારી બાબતમાં આ ખરું હોય કે ન હોય, પણ એ દૃષ્ટિબિંદુ ભૂલભરેલું છે એમ માનવા માટે મારી પાસે કારણો છે. હું માનું છું કે આ પ્રકારનો અભિપ્રાય, ઈશુ ખ્રિસ્તે દુનિયાને જે સંદેશો આપ્યો છે, તેની સાથે બંધબેસતો નથી. કેમ કે, કશોય બદલો માંગ્યા વગર પોતાનું સર્વસ્વ આપવું, અને તેનો મેળવનાર કઈ ધાર્મિક માન્યતાવાળો છે તેની પરવા કર્યા વગર,— એવા પ્રકારે આપનાર માણસનો સર્વોત્તમ નમૂનો ઈશુ ખ્રિસ્ત હતા. આજ જો એ આપણી માનવ-દુનિયામાં જીવતા હોત તો, મને ખાતરી છે કે, જેમણે કદી એમનું નામ સરખું નહિ સાંભળ્યું હોય એવા અનેક માણસોને એ દુવા દેત; પોતે જગત પર જે ગુણોના મૂર્તિમંત પ્રતિનિધિ હતા, તે ગુણો તે માણસોનાં જીવનમાં હોત તો પ્રસન્ન થાત. તે ગુણો એટલે, પોતા જેટલો જ પડોશી પર પ્રેમ રાખવો અને પોતાનાં માનવ-બંધુઓમાં ભલાઈ અને ઉદારતાનાં પુણ્ય કામો કરવાં.

ખ્રિસ્તી ધર્મના મહાન ગ્રંથ બાઈબલમાં લખ્યું છે કે, "'પ્રભુ પ્રભુ' કર્યા કરનાર નહિ, પણ પ્રભુને પ્રિય એવાં કામ કરનાર" — આ વસ્તુ એમને મન સૌથી શ્રેષ્ઠ મહત્ત્વની હતી એમ હું માનું છું.

તો પછી મારે મન જિસસ એટલે શું? મારે મન તે માનવસંસારના એક મોટામાં મોટા ગુરુ હતા. એમના અનુયાયીઓને મન, તે ઈશ્વરના એક-માત્ર 'નીપજેલા' ('બિગોટન') પુત્ર હતા. આ માન્યતા હું સ્વીકારું કે ન સ્વીકારું, એથી શું જિસસની મારા જીવન પર અસર ઓછી કે વત્તી થનારી હતી? એથી શું એમના સદ્બોધ અને સિદ્ધાંતની બધી ભવ્યતા મને મળતી અટકાવવામાં આવશે? હું એ માની શકતો નથી.

'બિગોટન' શબ્દનું રહસ્ય તેના સાદા શબ્દાર્થ કરતાં વધારે ગંભીર અને કદાચ વધારે ઉમદા હું સમજું છું. મને એમાં આધ્યાત્મિક જન્મનો અર્થ દેખાય છે. તે મારો અર્થ બીજા શબ્દોમાં કહું તો, ખુદ જિસસના પોતાના જીવનમાં તેમના ઈશ્વરસાંનિધ્યની ચાવી છે; બીજું કોઈ ન કરી શક્યું તે તેમણે કર્યું: — ઈશ્વરને અને તેના આદેશને તેમણે જીવી બતાવ્યો. એ અર્થમાં હું એમને સમજું છું અને પ્રભુપુત્ર તરીકે ઓળખું છું.

પરંતુ હું જરૂર માનું છું કે, જે રહસ્યના સર્વોચ્ચ ઉદાહરણરૂપે જિસસ હતા, તે રહસ્યનો કાંઈક પણ અંશ, તેના ગંભીરમાં ગંભીર માનવગત

* 'ઈનર કલ્ચર' નામે અમેરિકન ત્રૈમાસિકના પુ. ૧૩–અંક ૧ લામાં (જુલાઈ–સપ્ટેંબર,'૪૧) આવેલો ગાંધીજીનો અંગ્રેજી લેખ અહીં ઉતાર્યો છે.

અર્થમાં, હયાત છે જ. આ મારે માનવું જ જોઈએ; ન માનું તો મારે શંકાવાદી બનવું પડે; અને શંકાવાદી બનવું એટલે કશી નીતિમત્તા વગરનું શૂન્ય જીવન જીવવું; અથવા આખી માનવજાતને કપાળે એક નકારાત્મક અંત જ ડામવો, એમ જ એ તો થયું.

એ ખરું કે, યુરોપના યુદ્ધ-રસિયાઓએ જે ઘાતકી ખૂનરેજી આજે છૂટીદોર મૂકી છે એ જોઈએ, અને દુનિયાને ખૂણે ખૂણે આજ વ્યાપનાં દુઃખ અને યાતના તથા યુદ્ધ બાદ અચૂક આવતાં ભયંકર ભૂખમરો અને રોગચાળો એ બધું વિચારીએ, તો શંકાવાદી બનવાને માટે ચોક્કસ કારણ છે.

આમ છતાં, માણસમાં અવતરેલા ઈશ્વરી અંશની વાત ગંભીરતાભેર કોઈ કરી શકે તે શી રીતે? એ કારણે કે, ત્રાસ અને ખૂનનાં આ કામો માનવ અંતરાત્માને ડંખે છે; માણસ જાણે છે કે તે અશુભનાં પ્રતિનિધિ છે; એની બુદ્ધિ અને હૃદયની ઊંડી ગુફામાં જુઓ તો માણસ તેમના પર અફસોસ કરે છે. અને વળી, જો માણસ ખોટી શિખવણીથી અવળે પંથે ચડી કે જૂઠા નેતાઓને વાદે ચડી ભ્રષ્ટ થઈ ભૂલો ન પડે, તો તેના હૃદયમાં ભલાઈની આંતર-પ્રેરણા અને દયાની દિવ્ય ચિરાગ હોય જ છે, કે જે કોક દહાડો જરૂર પૂર બહાર ઝળહળી ઊઠશે, એમ હું માનું છું; અને એ આખી માનવજાતની અમર આશા છે.

આ દિવ્ય ઝળહળાટનો દાખલો જિસસની મૂર્તિમાં અને જીવનમાં જોવા મળે છે. પોતાનાં પાપો ઓછાં કરવામાં એમના આ દાખલાનો ઉપયોગ ન કર્યો હોય એવો માણસ અત્યારે હયાત છે કે ક્યારે પણ હયાત હતો, એ માનવાની હું સાફ ના પાડું છું. હા, બગર જાણ્યે માણસ એમ વર્ત્યો હશે. મોટી, ઓછે કે વત્તે અંશે, બધાંનાં જીવન એમની હાજરીથી, એમનાં કાર્યોથી, અને એમના દિવ્ય સંદેશના શબ્દોથી પલટાયાં જ છે.

દુનિયાનાં જુદા જુદા ધર્મોના ગુણો આંકવા અસમુચિત છે, એમ હું માનું છું; અને ઉપરાંત એમ પણ માનું છું કે, એમ કરવા મથવું બિનજરૂરી ને નુકસાનભરેલું પણ છે. મારા મત મુજબ, દરેક ધર્મમાં એકસમાન પ્રેરક ધ્યેય-બળ — માનવજીવનને ઉન્નત અને સાર્થક કરવાની અભિલાષા — એ રહેલું છે.

જિસસના ચમત્કારોનો હું શબ્દાર્થ સમજતો નથી; તેમ કરવું એ તદ્દન મહત્ત્વ-રહિત છે. હું તેમને પેલી દયા અને ભલાઈની આંતરપ્રેરણાનું નાટ્યરસિક અને ન-ભુલાય-એવું પ્રગટ રૂપ માનું છું; આપણને આપી શકાય એવો સચોટમાં સચોટ બોધપાઠ એ છે. આ બોધપાઠ એટલે માણસોને માંદગીમાં ન સબડાવવા, અને જગતની નજરે જેમણે પાપ કર્યાં છે તેમનો ન્યાય ન તોળતાં તેમને ક્ષમા આપવી, અને નવતર અને શુભતર જીવનમાં સૌ કોઈ પ્રવેશે એવી મદદ કરવી,— એવી અડગ શ્રદ્ધાથી કે, દ્વિજ બનેલો માણસ પોતાનાં પુરાણાં પાપો ધોઈ કાઢી પુણ્ય-પંથે પળી શકે છે.

જિસસના જમાનાનાં સ્ત્રીપુરુષોને જેમ આ બોધપાઠ મળેલો, તેમ જ એ પાઠ આજે આપણી સામે આવીને ખડો છે. આ બોધપાઠ અને પોતાના જીવનરૂપી પાઠ, એ દ્વારા જિસસે માનવજાતને તેના સાર્થકનો ભવ્ય ઉદ્દેશ અને જ્યાં પહોંચવા આપણ સૌ માનવોએ હામ ભીડવી જોઈએ, એવું એક ધ્યેય આપ્યું છે. જિસસે બોધેલા આવા આદર્શો અને ઉદ્દેશો અને એમના જેવા માનવની હયાતી — આથી કરીને જ હું નિરાશાવાદી થઈ શકતો નથી; પરંતુ, ઊલટો આશા ધરું છું અને ઊજળા ભવિષ્યનો મને પૂર્ણ વિશ્વાસ રહે છે.

અને, મેં ઉપર જણાવી એ પ્રકારની ઉન્નતતા અને અર્થપૂર્ણતા જિસસના જીવનમાં રહેલી છે, તેથી હું માનું છું કે, તે માત્ર ખ્રિસ્તી ધર્મની જ માલકીના નથી, પણ આખા જગતના — તેમાં વસતી બધી પ્રજાઓના, બધા લોકના છે. કયો વાવટો, કયું નામ કે કયું ધર્મતત્ત્વ અપનાવી અમુક લોક કામ કરે છે, યા પરંપરાથી ઊતરી આવેલી કઈ ધાર્મિક માન્યતા તેઓ ધરાવે છે યા કેવી રીતની ઈશ્વરપૂજા કરે છે — એ વસ્તુ અહીં આગળ કશા મહત્ત્વની નથી.*

ગાંધીજી

*આ લેખમાં જે મુદ્દો ગાંધીજી ચર્ચે છે તે સમજવા માટે શ્રી. કિશોરલાલ ઘ૦ મશરૂવાળાની 'ઈશુ ખ્રિસ્ત' ચોપડીની નવી આવૃત્તિ વાંચવા જિજ્ઞાસુને ભલામણ છે.

# બુદ્ધિ શી રીતે ખીલે?

## ૧

### બુદ્ધિ અને તર્ક

બાળકની બુદ્ધિ શી રીતે ખીલે, એ પ્રશ્ન મને પૂછવામાં આવ્યો છે. આ બાબતમાં 'કેળવણીના પાયા'માં મેં રજૂ કરેલા વિચારો વાંચી લેવા જોઈએ. છતાં, તેની પૂર્તિમાં કેટલીક વાતો રજૂ કરીશ.

સૌથી પહેલાં બુદ્ધિ એટલે શું, એની ચોખ્ખી સમજણ કરી લેવાની અને બુદ્ધિ તથા તર્ક વચ્ચેનો ભેદ સમજી લેવાની જરૂર છે. આપણા દેશમાં આ ભૂલ વારંવાર થાય છે, અને તર્કકુશળ માણસોની બુદ્ધિમાન માણસોમાં ગણતરી થાય છે. પણ બુદ્ધિ અને તર્ક એક નથી, અને તર્કકુશળ માણસ મંદ બુદ્ધિનો હોય તથા બુદ્ધિમાન માણસમાં તર્ક દોડાવવાની શક્તિ ઓછી હોય એવું બને.

તર્ક એટલે વ્યવસ્થિત રીતે એક વિચાર પરથી બીજા વિચાર પર જવાની, અને સામા માણસના એવા પ્રયત્નમાં અવ્યવસ્થિતતા છે એવું બતાવવાની શક્તિ. પેલી 'ફકીર અને ખોવાયેલા ઊંટ'ની વાતમાં ફકીરની તર્કકુશળતા, તથા ચોરીનું આળ ચડાવનાર વેપારીની વિચાર કરવાની અવ્યવસ્થા દેખાઈ આવે છે. એમાં ફકીરના કરેલા તર્ક સાચા પડ્યા એ કેટલેક અંશે અકસ્માત જ ગણાય. એણે વેપારીની વિચાર કરવાની ખામી દેખાડી આપી, છતાં એ પોતે ચોર જ હોય એ અશક્ય નથી.

આપણા પંડિતો, વકીલો અને પોલીસખાતાના માણસો મોટે ભાગે વ્યવસ્થિત રીતે તર્ક કરવાની શક્તિને ખીલવે છે. બુદ્ધિમાં પંકાયેલા નાગરો, મહારાષ્ટ્રી બ્રાહ્મણો, તથા બંગાળી વિદ્વાનો મોટે ભાગે તર્કકુશળ જ હોય છે. એથી ઊલટું, મોટર, વિમાન, વગેરે યંત્રોને ચલાવનારાને તથા સેનાપતિ, નૌકાપતિ વગેરેને તેમ જ ખેલાડીઓને ક્ષણે ક્ષણે બુદ્ધિનો ઉપયોગ કરવો પડે છે એમ કહી શકાય. તેમની તર્કશક્તિ ઘણી તીવ્ર હોય છે એમ ન કહી શકાય. પણ તત્કાળ નિશ્ચય કરવાની શક્તિ વિના તેમને જરાયે ચાલે નહિ.

તર્કશક્તિ નકામી વસ્તુ નથી. પણ બુદ્ધિ એથી નોખી શક્તિ છે. તર્ક અને બુદ્ધિની એમ વ્યાખ્યા કરી શકાય કે, તર્ક એટલે વિચારનો વિકાસ કરવાની શક્તિ, અને બુદ્ધિ એટલે આચારનો નિર્ણય કરવાની શક્તિ. પોતે જે પરિસ્થિતિમાં હોય તે પરિસ્થિતિમાં શી રીતે વર્તવું તે નિઃસંશયપણે જે ઠરાવી શકે તે બુદ્ધિમાન. તે ન ઠરાવી શકે, સંશયમાં કે વિચારમાં પડી જાય, મૂંઝાઈ જાય, તે વિદ્વાન હોય, હોશિયાર હોય, છતાં બુદ્ધિમાન ન ગણાય.*

તર્કકુશળ માણસ બીજાને ડહાપણ આપી શકે, બીજાના ડહાપણમાં ભૂલોયે બતાવી શકે. બુદ્ધિમાન માણસ પોતે શું કામ અમુક રીતે વર્તવાનો નિર્ણય કરે છે તે સમજાવી ન શકે એમ બને; પણ પોતાના નિર્ણય વિષે એને શંકા ન હોય. એ નિર્ણયમાં ભૂલ ન હોય એમ નહિ; પણ તે ક્ષણે એ શંકાશીલ ન હોય.

બુદ્ધિ એ હંમેશાં નિશ્ચિત અને એકરૂપ જ હોય. એ એકધારી (સ્થિતપ્રજ્ઞ સમાધિસ્થ) હોય કે બહુશાખાળી હોય, પણ એ એક વખતે એક જ જવાબ આપનારી હોય. બીજગણિતની રીતે સમજાવીએ તો $ક્ષ^2 - ૯ક્ષ + ૨૦ = ૦$ એ સમીકરણ આપ્યું હોય તો ક્ષની કિંમત ૪ કે ૫ એમ વિકલ્પે બતાવવી પડે. એ તર્કનો છેડો આવ્યો. પણ નજર આગળના સંજોગમાં એની કિંમત ૪ જ થઈ શકે, ૫ ન જ થાય, એમ બુદ્ધિ ઠરાવે. એ સંજોગોમાં ક્ષની કિંમત ૪ જ છે એમ જે ઠરાવી શકે તે બુદ્ધિમાન, ભલે તેને એ માલૂમ ન હોય કે કોઈ બીજા સંજોગોમાં એની કિંમત ૫ પણ થઈ શકે છે.

સાધારણપણે સ્વપ્નમાં માણસની બુદ્ધિ જ કામ કરે છે, તર્કશક્તિ કામ નથી કરતી. તેથી એને કૂતરાના માથા પર શિંગડાં જોઈ, કે પોતાને પાંખો ફૂટેલી જોઈ, 'એવું કેમ બની શકે' એવો સંશય નથી થતો. પણ સ્વપ્નની બુદ્ધિ સ્થિર નથી હોતી. પહેલી ક્ષણે એક ચીજને તે શિંગડાવાળું કૂતરું ઠરાવે

---

* પં. જવાહરલાલ, શ્રી. રાજગોપાલાચાર્ય, શ્રી. ભૂલાભાઈ દેસાઈ તર્કશક્તિના ઉત્તમ નમૂના કહી શકાય. પૂ. ગાંધીજી ઝટ નિર્ણય પર આવી જાય, અને તે નિર્ણય બધાને માન્ય પણ થાય; પણ તેનું સમર્થન કરનારી દલીલોથી સૌને સંતોષ ન આપી શકે.

છે, બીજી ક્ષણે તાબૂતનો વાઘ સમજે છે, અને ત્રીજી ક્ષણે પોતાની ભેંસ માને છે. પણ અસ્થિર હોવા છતાં એ દરેક ક્ષણે નિઃસંશય હોય છે.

નિઃસંશયતા એ બુદ્ધિનો સ્વભાવ જ છે. સ્થિરતા એની ખિલવણી છે. એકધારીપણું એની તીક્ષ્ણતા છે. સત્યદર્શિતા એનું આરોગ્ય છે. તર્કશક્તિ અને પાંડિત્ય એના વૈભવ છે.

આવી બુદ્ધિ શી રીતે ખીલે તેનો આપણે વિચાર કરવાનો છે.

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# વિદ્યાર્થીઓ માટે રચનાત્મક કાર્યક્રમ

[ ગાંધીજીએ તાજેતરમાં લખેલી 'રચનાત્મક કાર્યક્રમ તેનું રહસ્ય અને સ્થાન' એ પુસ્તિકામાંથી આ ભાગ અહીં ઉતાર્યો છે. ]

-વિદ્યાર્થીઓની જોડે મેં હંમેશાં ગાઢ સંપર્ક સાધ્યો છે. તેઓ મને ઓળખે છે ને હું તેમને ઓળખું છું. તેમણે મને ઘણું કામ આપ્યું છે. કૉલેજમાંથી બહાર નીકળેલા ઘણા વિદ્યાર્થીઓ મારા મોંઘામૂલા સાથીઓ છે. હું જાણું છું કે તેઓ ભવિષ્યની આશા છે. અસહકારનો જુવાળ પૂર બહારમાં હતો તે વખતે તેમને શાળા કૉલેજો છોડવાની હાકલ કરવામાં આવેલી. કેટલાક અધ્યાપકો ને વિદ્યાર્થીઓ, જેમણે મહાસભાની એ હાકલનો જવાબ વાળેલો, તેઓ મક્કમ રહ્યા છે, ને તેમણે દેશને માટે તેમ જ પોતાને માટે ઘણો લાભ મેળવ્યો છે. એ હાકલ બીજી વાર કરવામાં નથી આવી, કેમ કે એને માટે વાતાવરણ ન હતું. પણ અનુભવે એમ દેખાડી આપ્યું છે કે, ચાલુ શિક્ષણ ભલે ખોટું ને કૃત્રિમ હોય, તોપણ તેની ભૂરકી દેશના જુવાનોને એવી લાગેલી છે કે તેઓ તેમાંથી છૂટી શકતા નથી. કૉલેજની કેળવણી કમાણીનું સાધન થઈ પડે છે; ભદ્ર સમાજમાં પ્રવેશ કરવાનો એ પરવાનો છે. જ્ઞાન માટેની ક્ષમ્ય એવી પિપાસા ચાલુ ઘરેડમાં પસાર થયા વિના તૃપ્ત થઈ શકે એમ હોતું નથી. માતૃભાષાનું સ્થાન લઈને બેઠેલી છે એવી સર્વથા પરદેશી ભાષાનું જ્ઞાન મેળવવામાં કીમતી વરસો બગાડવાં પડે છે તેની તેઓ પરવા કરતા નથી. એમાં પાપ રહેલું છે એવું ભાન તેમને કદી થતું નથી. તેમણે ને તેમના અધ્યાપકોએ મનની સાથે એવી ગાંઠ વાળેલી હોય છે કે, આધુનિક વિચારરાશિ અને આધુનિક જ્ઞાનમાં પ્રવેશ કરવાને માટે દેશી ભાષાઓ નકામી છે. જાપાનીઓ પોતાનું કામ કેમ ચલાવતા હશે એનું મને આશ્ચર્ય થાય છે; કેમ કે હું જાણું છું કે તેમની બધી કેળવણી જાપાની ભાષામાં જ અપાય છે. ચીનના સેનાધિપતિને અંગ્રેજી ભાષા આવડતી હશે તોપણ નહિ જેવી.

પણ વિદ્યાર્થીઓ જેવા હોય તેવા, એ જ યુવક યુવતીઓમાંથી ભવિષ્યના દેશનેતાઓ પાકવાના છે. દુર્ભાગ્યે તેમના પર દરેક પ્રકારના પવનની અસર થવા પામે છે. અહિંસા તેમને આકર્ષક નથી લાગતી. એક ઘા સામે એક ઘા તો બે ઘા કરવા એ વાત તેમને સહેજે સમજી શકાય એવી લાગે છે. તેનું પરિણામ ભલે ક્ષણજીવી હોય છતાં તત્કાળ મળતું જોવામાં આવે છે. એ પશુબળની હરીફાઈ છે ને એનો પાર કદી આવતો જ નથી. એવી હરીફાઈ આપણે પશુઓમાં ચાલતી જોઈએ છીએ, અથવા તો જે લડાઈ હવે લગભગ વિશ્વવ્યાપી બની ગઈ છે તે લડાઈમાં માણસ માણસ વચ્ચે ચાલી રહેલી જોઈએ છીએ. અહિંસાનું આકલન થવા માટે ધીરજપૂર્વક સંશોધન કરવાની ને એથીયે વધારે ધીરજને-કષ્ટપૂર્વક આચરણ કરવાની જરૂર રહે છે. વિદ્યાર્થીઓના હાથ મારેની હરીફાઈમાં હું ઊતર્યો નથી તેનાં કારણો કિસાન અને મજૂરોની બાબતમાં મેં બતાવ્યાં તે જ છે. પણ હું તેમના જેવો જ એક વિદ્યાર્થી છું. માત્ર મારી વિદ્યાપીઠ તેમનાથી નિરાળી છે. મારી વિદ્યાપીઠમાં આવીને જોડાવાનું ને મારી શોધમાં મારી જોડે સામેલ થવાનું મારું કાયમનું નિમંત્રણ તેમને છે. આ રહી એની શરતો:

૧. વિદ્યાર્થીઓએ પક્ષાપક્ષીના રાજકારણમાં ભાગ ન લેવો જોઈએ તેઓ વિદ્યાર્થીઓ છે, શોધકો છે, રાજદ્વારી મુત્સદ્દીઓ નથી.

૨. તેઓ રાજદ્વારી હડતાળોમાં ભાગ ન લે.

તેમના પૂજ્યપાત્ર વીર પુરુષો હોય એ જરૂરનું છે, પણ એમના પ્રત્યેની ભક્તિ તેમના જીવનના ઉત્તમ અંશોનું અનુકરણ કરીને બતાવવાની હોય; એ વીર પુરુષો જેલમાં પુરાય કે સ્વર્ગવાસ પામે કે ભલે તેમને ફાંસીએ પણ ચડાવવામાં આવે તોપણ હડતાળ પાડીને નહીં. તેમનું દુઃખ જો અસહ્ય હોય અને સર્વ વિદ્યાર્થીઓની એક જ પ્રકારની લાગણી હોય તો, આચાર્યોની સંમતિથી, એવા પ્રસંગોએ શાળાઓ કે કૉલેજો બંધ કરવામાં આવે. જો આચાર્યો સાંભળે નહીં તો વિદ્યાર્થીઓને તેમની સંસ્થાઓ સભ્યતાપૂર્વક છોડી જવાની અને સંચાલકો પસ્તાઈને પાછા બોલાવે ત્યાં લગી બહાર રહેવાની છૂટ છે જ. જો વિદ્યાર્થીઓ આમાં ન ભળે તેમની સામે અથવા અધિકારીઓ સામે બળજબરીનો પ્રયોગ તેમનાથી કોઈ પણ સંજોગોમાં ન કરી શકાય. તેમને એટલો વિશ્વાસ હોવો જોઈએ કે, જો તેમનામાં સંપ હોય ને તેમના આચરણમાં સભ્યતા ને ગૌરવ હોય તો તેમનો જય થયા વિના રહેવાનો નથી.

૩. તેમણે સહુએ પદ્ધતિસર ને શાસ્ત્રીય રીતે યજ્ઞકાંતણ કરવું જોઈએ. તેમનાં ઓજાર હમેશાં સુઘડ, સ્વચ્છ ને વ્યવસ્થિત હોય. બને તો એ ઓજારો જાતે બનાવતાં તેઓ શીખી લે. તેમનું સૂતર સ્વાભાવિક રીતે ઊંચામાં ઊંચી જાતનું હોય. તેઓ કાંતવાની કળાને લગતું સાહિત્ય વાંચે, અને આર્થિક, સામાજિક, નૈતિક અને રાજકીય દૃષ્ટિએ એનું શું રહસ્ય છે તેનો અભ્યાસ કરે.

૪. તેઓ હંમેશાં ખાદી વાપરનારા હોય, તેમ જ પરદેશી કે દેશી સંચાની બનાવટોનો ત્યાગ કરી ગામ-બનાવટની ચીજો જ વાપરતા હોય.

૫. તેઓ બીજાઓ પર વંદે માતરમ્ કે રાષ્ટ્રધ્વજ પરાણે ન લાદે. તેઓ પોતે રાષ્ટ્રધ્વજવાળાં બટન વાપરે, પણ બીજા પાસે તેમ કરાવવા બળજબરી ન વાપરે.

૬. ત્રિરંગી રાષ્ટ્રધ્વજનો સંદેશ પોતાના જીવનમાં ઉતારવો ને પોતાના હૃદયમાં કોમી ભાવના કે અસ્પૃશ્યતા બેમાંથી એકેનો પ્રવેશ ન થવા દેવો એ તેમના હાથની વાત છે. તેઓ અન્યધર્મી વિદ્યાર્થીઓ જોડે તેમ જ હરિજનો જોડે, તેઓ પોતાના સ્વજન હોય એવી રીતે, સાચી મિત્રાચારી જરૂર કેળવે.

૭. તેઓ ઈજા પામેલા પડોશીઓને ચીવટ રાખીને તાત્કાલિક મદદ આપે, અને પડોશનાં ગામડાંમાં ભંગીકામ ને રસ્તાની સફાઈ કરે એટલું જ નહિ, પણ ગામડાંનાં બાળકો અને પ્રૌઢોને શિક્ષણ પણ આપે.

૮. તેઓ રાષ્ટ્રભાષા હિંદુસ્તાની, તેના હિંદી ને ઉર્દૂ એ બેવડા રૂપમાં, શીખે, જેથી ઉર્દૂ કે હિંદી ગમે તે બોલાતી હોય તોપણ તેમને અજાણ્યા જેવું ન લાગે.

૯. તેઓ જે કંઈ નવું શીખે તે બધાનો અનુવાદ માતૃભાષામાં કરે, અને આસપાસનાં ગામડાંમાં દર અઠવાડિયે ફરવા જાય ત્યારે ત્યાંના લોકોને એ વાંચી સમજાવે.

૧૦. તેઓ કશું પણ ગુપ્ત કામ ન કરે, તેઓ પોતાનો સર્વ વ્યવહાર છડેચોક, ખુલ્લંખુલ્લા ચલાવે, શુદ્ધ સંયમી જીવન ગાળે, ભયમાત્રનો ત્યાગ કરે, પોતાના નબળા સહાધ્યાયીઓનું રક્ષણ કરવા હમેશાં તત્પર રહે, અને જીવનું જોખમ ખેડીને પણ અહિંસક આચરણ વડે રમખાણોને શાંત પાડવા તૈયાર રહે. અને જ્યારે લડતની છેવટની ઘડી આવે ત્યારે તેઓ પોતાની સંસ્થાઓનો ત્યાગ કરે અને, જરૂર પડે તો, દેશની સ્વતંત્રતાને કાજે પોતાના દેહની પણ આહુતિ આપે.

૧૧. સાથે ભણતી વિદ્યાર્થિનીઓ પ્રત્યે તેમનું વર્તન અતિશય સરળ ને સભ્યતાવાળું હોય.

વિદ્યાર્થીઓને માટે મેં આલેખેલા આ કાર્યક્રમનો અમલ કરવા માટે વિદ્યાર્થીઓએ સમય કાઢવો જોઈએ. હું જાણું છું કે તેઓ ઘણો વખત આળસમાં ગુમાવે છે. સમયની અતિશય કરકસર કરે તો તેઓ ઘણા કલાક બચાવી શકે. પણ હું કોઈ પણ વિદ્યાર્થી પર અઘટિત ભાર મૂકવા નથી માગતો. તેથી હું દેશદાઝવાળા વિદ્યાર્થીઓને એવી સલાહ આપું કે તેઓ એક વરસ ગુમાવે — એકસામટું નહિ, પણ આખા અભ્યાસકાળ દરમ્યાન કકડે કકડે કરીને. તેઓ જોશે કે આવી રીતે આપેલું એક વરસ એળે નથી જવાનું. એ પ્રયત્નથી તેમના માનસિક, નૈતિક ને શારીરિક ઘડતરમાં ઉમેરો થશે, અને તેમણે અભ્યાસકાળ દરમ્યાન જ આઝાદીની હિલચાલમાં સારી પેઠે ફાળો આપ્યો હશે.

(અંગ્રેજી ઉપરથી) ગાંધીજી

# ગીતા દેવીનું મંદિર!

શ્રી. પ્રેમલ મહારાજ નામે એક સજ્જને પૂ. ગાંધીજીને સમાચાર આપ્યા કે, અમદાવાદ તથા વડોદરામાં બે નવાં મંદિર બંધાયાં છે, અને તેમાં ગીતાની એક દેવી રૂપે મૂર્તિ બનાવી પ્રતિષ્ઠા થઈ છે. એ મૂર્તિનું ચિત્ર આપનારી છાપાની કાપલી પણ તેમણે મોકલી. અને સાથે એમણે એ મતલબનું લખ્યું કે ગીતા, રામાયણ, ભાગવત, શિક્ષાપત્રી વગેરે ધાર્મિક ગ્રંથોની પાષાણ કે ધાતુની મૂર્તિઓ બનાવી પ્રતિષ્ઠા થઈ શકે ખરી? ગીતા-મંદિર એટલે ગીતા પર લખાયેલા ઉત્તમોત્તમ ગ્રંથોનું પુસ્તકાલય, જુદે જુદે ઠેકાણેથી મળી આવેલી પ્રાચીન પ્રતોનું સંગ્રહસ્થાન, ગીતાના અધ્યયન અધ્યાપનની શાળા, એટલું તો સમજી શકાય. બહુ બહુ તો ભીંતો ઉપર ગીતા કોતરી કાઢી હોય એ પણ કલ્પી શકાય. પણ ગ્રંથોની દેવીરૂપે પ્રતિષ્ઠા કરી, ત્યાં આરતી, પૂજા, નૈવેદ્ય, વગેરેનો ઠાઠ રચવો એ દોષરૂપ જણાય છે, અને તેમનો વિચાર ઠીક હોય તો ગાંધીજીએ તેનો નિષેધ કરવો જોઈએ.

ગાંધીજી આજે દેશના અત્યંત મહત્ત્વના વિષયો માટે જ પોતાની શક્તિ જાળવી રાખવા ઇચ્છે છે, અને તેને અંગે પણ એમના ઉપર કામનો બોજો એટલો ભારે છે કે અનેક પ્રશ્નો જે પોતપોતાની રીતે મહત્ત્વના હોવા છતાં વ્યાપક દૃષ્ટિએ ગૌણ હોય તેને લગતા એમના પરના પત્રોના જવાબ એમના મંત્રીઓએ જ આપી દેવા પડે છે. આ રીતે આ પત્રનો જવાબ મેં આપ્યો કે, 'તમારી વાત તદ્દન સાચી છે, પણ ગાંધીજી તેને રોકવા સમર્થ નહિ થાય.' જવાબ આપ્યા બાદ, તક મળતાં મેં પત્રનો આશય તથા જવાબ એમને જણાવી દીધા હતા.

શ્રી. પ્રેમલ મહારાજને આથી સંતોષ ન થયો. તેમણે લખ્યું કે, ગાંધીજી રોકવા સમર્થ ન હોય, તોયે તે બાબત વર્તમાનપત્રોમાં લખવા તો સમર્થ છે જ, અને તેઓ તેમ ન કરી શકે તો મને તેમ કરવા આગ્રહ કર્યો.

ઉપર લખેલાં કારણથી ગાંધીજીને દરેક વિષય પર નિવેદનો કાઢવાં શક્ય નથી. મારા પોતાના વિચાર જણાવવા મને હરકત નથી.

એક ધર્મની વિડંબના તે ધર્મના વિરોધીઓ જેટલી કરે છે, તેટલી જ ઘણી વાર તેના અનુયાયીઓ દ્વારા પણ થાય છે. આ રીતે ગીતાની વિડંબના થોડાંક વર્ષથી શરૂ થઈ છે.

મહર્ષિ વ્યાસે પોતાના તાત્ત્વિક સિદ્ધાંતોને મહાભારતમાં એક સ્વતંત્ર પ્રકરણમાં રજૂ કરવાનો વિચાર કર્યો. મહાભારતના યુદ્ધના પ્રારંભમાં જ શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચે સંવાદના રૂપમાં તે ગોઠવવા તેમને ઠીક લાગ્યા. ગણિતવેત્તા પંડિતોએ શોધ્યું કે, મહાભારતમાં બતાવેલી ગ્રહો અને નક્ષત્રોની વિવિધ સ્થિતિઓ તપાસતાં કૌરવ-પાંડવનું યુદ્ધ અમુક વર્ષની માગશર સુદ ૧૧ ને દિવસે મંડાયું હોવું જોઈએ. આનો અર્થ એ થયો કે, આ ખૂનખાર કૌટુંબિક લડાઈની સમચરી (વર્ષતિથિ) માગશર સુદ ૧૧ છે. પણ તે દિવસને ગીતા-લેખનની તિથિ માનવાને કશું જ કારણ નથી. કારણ કે એ સંવાદ તો કાલ્પનિક જ છે. એમાં શ્રીકૃષ્ણનું પોતાનું તત્ત્વજ્ઞાન છે એમ માનીએ તો શ્રીકૃષ્ણ-જયંતી એ જ ગીતાજયંતી માનવી જોઈએ. જેમ ગાંધીજયંતી તે જ ખાદી-જયંતી માની છે તેમ. શ્રીકૃષ્ણ-જયંતીનો પ્રસિદ્ધ દિન હોવા છતાં, બીજો દિવસ નિર્માણ કરવાની જરૂર નથી. પણ એક કલ્પનામાંથી બીજી કલ્પના જગાડવી અને તેમાંથી ત્રીજી, અને તે પર કલ્પનાની ઇમારત રચવી તે શેખચલ્લીઓ જ કરતા નથી. શ્રદ્ધા, પાંડિત્ય અને કવિત્વનો અયુક્ત સંકર હોય ત્યારેયે તેમ થાય છે. એ ન્યાયે માગશર સુદ ૧૧ એ ગીતા-જયંતી મનાઈ છે, અને હવે એ એકાદશીને એક વિશેષ તહેવારનું રૂપ પ્રાપ્ત થવા લાગ્યું છે.

કલ્પનાનો આ એક ફાંટો. એ જ રીતે કલ્પનાનો બીજો ફાંટો પણ ઊગ્યો છે: ઘણાક સાધકોને ગીતામાંથી ઘણી પ્રેરણા મળી છે. એથી ઊપજેલી કૃતજ્ઞતાને પરિણામે કેટલાકે તેને માની ઉપમા આપી. તે રીતે બીજાએ ઉપમામાંથી રૂપક કર્યું, અને તેની સ્તુતિના શ્લોક ઘડ્યા. કલ્પનાની વેલી ફેલાતી ચાલી. મા-માંથી માતા-દેવી-માં રૂપાંતર થયું.* અઢાર અધ્યાય

* પ્રેમલ મહારાજ લખે છે કે,

"હવે ચાલી છે તેનાં મોં-હાથનીતકરારો. એક પક્ષ કહે છે, મોં જોઈએ પાંચ અને હાથ જોઈએ દશ.

ને ૧૮ હાથ થયા. ચિત્રકારને તેવું ચિત્ર કાઢવાની કલ્પના થઈ, અને ધનવાનોને કે તેમના ગુરુને તેની મૂર્તિ ઘડાવવાની ઇચ્છા થઈ. મૂર્તિ ઘડાઈ એટલે તેને રાખવી જોઈએ. એમ મંદિર થયું. અને દેવીના આકારની પ્રતિષ્ઠિત મૂર્તિ હોય, તેને પૂજા આરતી નૈવેદ્ય વગેરે ષોડશોપચાર હોય, એ તો સોય કેડે દોરાની જેમ આવ્યું. આમ જે બુદ્ધિમાં ઉતારવાનો, અને પ્રયત્નથી સિદ્ધ કરવાનો ઉપદેશ તે પથ્થરની મૂર્તિ બનીને થાળ અને પ્રસાદ બની ગયો!

આને હું ધર્મની વિડંબના કહું છું. મૂર્તિ-પૂજામાં જે કાંઈક તથ્યાંશ છે, તે પણ આથી નાશ પામી જાય છે. ગીતાના કૃત્રિમ મહિમા નીચે જ ગીતા બાપડી દબાઈને ચગદાઈ જાય છે. જ્ઞાનની ઉપાસનાને બદલે અંધશ્રદ્ધા, વહેમ, અબુદ્ધિની વૃદ્ધિ થાય છે. પણ જ્યાં સુધી ધનનો સદુપયોગ કરવાની બુદ્ધિ નથી, અને ધનનો વધારો છે, ત્યાં સુધી ખાણનો પદાર્થ ખાણના પદાર્થને જ જઈને મળે તેમાં નવાઈ નથી. એટલે કે, સોનું રૂપું એ પથ્થરના રૂપમાં જ પરિણામ પામે, પથ્થર ઉપર ચડે અને પથ્થર રૂપે જ પૂજાય.

સેવાગ્રામ કિશોરલાલ ઘ૦ મશરૂવાળા
૧૦-૧૨-૧૯૪૧

પ્રતિવાદી કહે છે કે, મોં જોઈએ એક અને હાથ જોઈએ ચાર. વાદી પ્રમાણ રજૂ કરે છે:

वक्त्राणि पद्म जानीहि पञ्चाध्यायादनुक्रमात् ।
दशाध्याया भुजाश्चैकमुदरं द्वे पदाम्बुजे ॥

પ્રતિવાદી સવાલ કરે છે કે શ્લોક કયા શાસ્ત્રમાંથી રજૂ કર્યો છે તે બતાવો! વાદી સામો સવાલ કરે છે કે તમે તમારો આધાર બતાવો. સમાધાનમાં 'તેરી બી ચૂપ, ઔર મેરી બી ચૂપ!'

# તુકારામની વાણી

४९*

जेथें जातों तेथें तूं माझा सांगाती ।
चालविसी हातीं धरूनियां ॥ १ ॥
चालों वाटे आम्ही तुझाचि आधार ।
चालविसी भार सवें माझा ॥ २ ॥
बोलों जातां बरळ करिसी तें नीट ।
नेली लाज धीट केलों देवा ॥ ३ ॥
अवघे जन मज झाले लोकपाळ ।
सोइरे सकळ प्राणसखे ॥ ४ ॥
तुका म्हणे आतां खेळतों कौतुकें ।
झालें तुझें सुख अन्तर्बाहीं ॥ ५ ॥

૪૯

જ્યાં જ્યાં હું જાઉં ત્યાં ત્યાં તું મારી સંગાથે,
ચલાવતો હાથે ઝાલીને હો. ૧
રસ્તે જાતાં મારે તારો જ આધાર,
ઉપાડેયે ભાર સાથે મારો. ૨
જેવું તેવું બોલું, કરી દે તું સ્પષ્ટ,
કાઢી લાજ ધૃષ્ટ[1] કીધો દેવે. ૩
સર્વે જન મારા થયા લોકપાળ,
સંબંધી સકળ પ્રાણસખા. ૪
તુકારામ હવે ખેલું હું નચિંત,
મળ્યું તુજ સુખ અન્તર્બાહ્ય. ૫

५०

भक्त ऐसे जाणा जे देहीं उदास ।
गेले आशापाश निवारूनि ॥ १ ॥
विषय तो त्यांचा झाला नारायण ।
नावडे जन धन माता पिता ॥ २ ॥
निर्वाणीं गोविंद असे मागें पुढें ।
कांहींच सांकडें पडों नेदी ॥ ३ ॥
तुका म्हणे सत्य कर्मा व्हावें साह्य ।
घालितां भय नर्का जावें ॥ ४ ॥

૫૦

ભક્ત એ જ જાણો દેહે જે ઉદાસ,
ગયા આશાપાશ તોડીને જે. ૧
વિષય તો તેને થયા નારાયણ,
તુચ્છ જન-ધન-માતા-પિતા. ૨
ઉદ્ધારે ગોવિંદ રહી આગે-પાછે[2]
જરાયે ન વાગે તેને ઠેસ. ૩
તુકો કહે સત્ય કર્મે થવું સાહ્ય[3]
દેખાડતાં ભય નરકે જાય. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

* ઉક્ત અંકમાં આપેલો ૪૮મો અભંગ ભૂલમાં બીજી વાર અપાયો છે. ખરેખર તે ૧૯મા અભંગ તરીકે આવી ગયો છે. એ ભૂલ થઈ ગઈ છે. કિ. ઘ. મ.

1. હિંમતવાળો. 2 પાછળ. 3. મદદગાર

# રાષ્ટ્રીય પ્રવૃત્તિનું મહાધામ

બનારસની હિંદુ યુનિવર્સિટી જુદી જુદી વિદ્યાઓનું એક મોટું ધામ ગણાય છે. તેનાં મકાનોનો વિસ્તાર માઈલોનો છે. આજકાલ વર્ધા એ પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓની દૃષ્ટિએ મોટું ધામ થઈ પડયું છે અને તેની પ્રવૃત્તિઓનો વિસ્તાર પણ માઈલોનો છે. બનારસની પેઠે ત્યાં મોટાં મોટાં મકાનો નથી, તેમ એક જગ્યાએ બધી પ્રવૃત્તિ કેન્દ્રિત નથી, પણ વર્ધાની આજુબાજુ ૫-૭ માઈલના વિસ્તારમાં તે પથરાયેલી છે. ગાંધીજીના નિવાસસ્થાન સેવાગ્રામમાં ધીમે ધીમે નવી પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવે છે, એટલે ત્યાંનો વિસ્તાર પણ વધતો જાય છે. ગાંધીજી જ્યાં જાય ત્યાં તેમની પ્રવૃત્તિઓનું મથક બને તે સ્વાભાવિક છે. તેઓ સાબરમતી હતા, ત્યારે સાબરમતી તેમની પ્રવૃત્તિનું મથક હતું અને ત્યાં ધીમે ધીમે મોટો આશ્રમ થયો હતો. હાલ તેમની ગેરહાજરીમાં પણ ત્યાં તેમણે આદરેલી અને પછીથી શરૂ થયેલી ઘણી રચનાત્મક પ્રવૃત્તિ ચાલે છે. ગુજરાતમાં આજે પણ તે રચનાત્મક પ્રવૃત્તિનું મથક છે. તે જ માણે વર્ધા અને તેની આજુબાજુ પ્રવૃત્તિ વધતી જાય . એટલે કોઈ પણ રાષ્ટ્રપ્રેમીને માટે વર્ધા એ મહાધામ નું છે. એને વિષે, એક મિત્રના શબ્દોમાં એમ કહી કાય કે, ત્યાં જઈને ત્યાં ચાલતી જુદી જુદી પ્રવૃત્તિ વાથી, સમજવાથી, દરેક હિંદીની સંસ્કારિતાની ળવણી પૂરી થાય છે. જે વર્ધામાં ગાંધીજીના ગયા પહેલાં શ્રી. વિનોબાનો નાનકડો આશ્રમ ચાલતો હતો તે આજે મોટું વિદ્યાપીઠ જેવું થઈ પડયું છે. તેથી એક ભાઈએ એવી પણ ટકોર કરી કે, ગાંધીજીએ થોડે થોડે વરસે પોતાનું નિવાસસ્થાન જુદા જુદા પ્રાન્તોમાં રાખવું જોઈએ, જેથી જુદા જુદા પ્રાન્તોમાં આશ્રમો સ્થપાય, લોકોમાં જાગ્રતિ આવે, અને તેમના ગયા પછી પણ આદરેલી પ્રવૃત્તિ જુદે જુદે રૂપે ચાલ્યા કરે. આ બને કે ન બને, આજે વર્ધાની આજુબાજુ ચાલતી પ્રવૃત્તિઓ જોવા સમજવા જેવી છે

### વર્ધા

વર્ધા જી. આઈ પી. રેલવેની મુંબઈથી નાગપુર લાઈન પર મુંબઈથી ૪૭૨ માઈલ પર છે. મુંબઈથી ભાડું રૂ. ૮-૬-૦ છે. અમદાવાદથી સુરતને રસ્તે માઈલ ૫૪૬ થાય છે, અને ભાડું રૂા. ૧૦-૧૩-૦ (લોકલથી ૯-૧૫-૦) છે. એટલે મુંબઈ થઈને જવાથી અંતર ૨૩૨ માઈલ વધારે થાય છે અને ભાડું રૂા. ૪-૫-૦ વધારે થાય છે. પણ મુંબઈ થઈને જવાથી બે રાત જ મુસાફરી કરવી પડે. ત્યારે સુરત થઈને જવાથી બે રાત ઉપરાંત એક દિવસ ગાડીમાં ગાળવો પડે. બન્ને રસ્તે આવતી જતી ગાડીઓ સવારે પહોંચી શકાય તેવી અનુકૂળ છે.

### ૧. મગનવાડી

સ્વ. મગનલાલ ગાંધીના નામ પરથી મગનવાડી કહેવાતી જગા વર્ધા સ્ટેશનથી અડધા માઈલને અંતરે છે. ગાંધીજી સેવાગ્રામ ગયા તે પહેલાં અહીં જ રહેતા હતા. હાલ ત્યાં નીચેનાં કામ ચાલે છે:—

૧. મગન સંગ્રહાલય
૨. અખિલ ભારત ગ્રામોદ્યોગ સંઘનું મધ્યસ્થ કાર્યાલય
૩. ગ્રામોદ્યોગ મંદિર
૪. ગ્રામસેવક વિદ્યાલય
૫. ગ્રામોદ્યોગ ભંડાર

મગનવાડીમાં પેસતાં જ જમણા હાથે શ્રી. મગન સંગ્રહાલય આવે છે રૂા. ૩૬,૪૦૦ને ખર્ચે તેનું મકાન ઊભું કર્યું છે. તેમાં ખાદી અને ગ્રામોદ્યોગોને અંગેનાં ઓજાર અને તૈયાર ચીજોના નમૂના અને માહિતી એકઠી કરીને મૂકવામાં આવ્યાં છે ૧૯૩૭માં તેની ઉદ્ઘાટન ક્રિયા થઈ ત્યાર પછી બહુ ઉમેરો થયો જણાતો નથી. સમજૂતીનાં બોર્ડ કેટલાંક હિંદીમાં અને કેટલાંક અંગ્રેજીમાં છે. કેટલાંક બન્ને ભાષામાં છે. મકાનમાં પહેલાં એકસરખી ઢબનાં કબાટો થયેલાં જણાય છે. એટલે નમૂનાની વસ્તુઓને કબાટને અનુકૂળ કરવી પડે છે. મૂકવાનાં સાધનો વસ્તુઓને અનુકૂળ થઈ શક્યાં હોત તો ગોઠવણી વધારે સારી થાત. કોઈ ઝીણવટ અને ચીવટવાળા ભાઈ તેની ગોઠવણી અને સુધારાવધારાનું કામ સંભાળે તો સંગ્રહસ્થાનને ઘણું ઉપયોગી બનાવી શકાય. વિદ્યાર્થીઓ તો તેમાં દિવસોના દિવસો ગાળે તો જ એકેએક ઉદ્યોગનો અને તેના નમૂનાનો પૂરતો ખ્યાલ આવે.

ગ્રામોદ્યોગ સંઘના કાર્યાલયમાં બન્ને કુમારપ્પા ભાઈઓ મંત્રી અને સહમંત્રી તરીકે કામ કરે છે. સંઘના કામની જવાબદારી તેમને માથે છે.

ઉદ્યોગમંદિરમાં ગ્રામોદ્યોગોના પ્રયોગો અને શિક્ષણકામ ચાલે છે. બહારના ચોગાનમાં નાનાં છોકરાંને લપસણી, હીંચકો વગેરે કરેલાં છે. આજુબાજુનાં નાનાં મોટાં બાળકો તેનો સારો લાભ લે છે. અંદર ચાલતા ઉદ્યોગોમાં બહારનાં બાળકોનો આનંદ સારી પૂર્તિ કરે છે. હાલ ઉદ્યોગમંદિરમાં પ્રાથમિક જરૂરિયાતના ઉદ્યોગ હરીકે કાગળ બનાવવાનો તથા સફાઈને અંગે સાબુનો ઉદ્યોગ હાથમાં લેવામાં આવ્યા છે. તથા ખોરાકને અંગે (1)

ઘંટી — દળવાની, ભરડવાની, (૨) ઘાણી — તેલ પીલવાની, (૩) મધમાખ-ઉછેર, (૪) ગોળ, એટલા ધંધાઓ હાથમાં લીધા છે.

હાથની લોટ દળવાની ઘંટી ગુજરાતના જેવી જ છે. તેમાં ફક્ત ખીલમાંકડીમાં છરા વીંટીની (બૉલ-બેરિંગ) યોજના કરી છે, જેથી ઘંટી થોડી હલકી ફરે છે. પકડવાનો હાથો લોખંડના સળિયાનો રાખીને તેના પર વાંસની ભુંગળી રાખી છે, જેથી હાથને ઘસારો લાગતો નથી. વળી ઘંટીને હલકીભારે કરવાની યોજના જમીન પર રાખવામાં આવતી પાટલીઓને બદલે પેચવાળી ચાકીની કરી છે જેથી અનુકૂળતા રહે છે.

લોટ દળવાની બળદચક્કીનો પણ પ્રયોગ ચાલે છે. તેમાં પથ્થર હાથઘંટીના જેટલો જ છે ને એક બળદ ચલાવે છે. કલાકે ૩૦ થી ૪૦ રતલ અનાજ દળી શકે એવી ધારણા છે. એ જો સફળ થશે તો તેવી ઘંટી આશરે રૂા ૧૦૦માં મળી શકશે. ગામડાં માટે તેવી ઘંટી સરસ કામ આપે.

ડાંગરને લાકડાની ચક્કી પર પ્રથમ ભરડીને કરડ કરવામાં આવે છે ને પછી છડવા હોય તો ઢેંકીનો ઉપયોગ કરવામાં આવે છે. લાકડાની ચક્કી બધી પ્રાન્તીય ચક્કીઓનો અભ્યાસ કરીને તૈયાર કરવામાં આવી છે. તેના પર સરેરાશ બે કલાકમાં એક બાઈ એક કોથળો ડાંગરનું એકવારિયું ભરડે છે ને ફોતરાં પંખા પર ઉડાડી દે છે આ રીતે કરડ લગભગ મિલને ભાવે જ તૈયાર થાય છે. ઢેંકીના ખાંડણિયાની રચના એવી રીતે કરવામાં આવી છે કે, તેમાં ઓરવાનું કામ આપોઆપ જ થાય છે ને માણસને હાથથી સંકોરવાની જરૂર રહેતી નથી. આમ એક જ માણસ ઢેંકી ચલાવી શકે છે. તેનું મુસળ બે મોઢાનું અને ખાંચાદાર છે તેથી પણ કામ જલદી થાય છે.

### ૨. ઘાણી

તે જ પ્રમાણે જુદા જુદા પ્રાન્તોની ઘાણીઓનો અભ્યાસ કરીને તથા નવા પ્રયોગો કરીને ઘાણીને વધારે કામ દેની બનાવવામાં આવી છે. તેની એક વિશેષતા એ છે કે, બિયાં સંકોરવા માટે લાકડાની એક સંકોરણી રાખવામાં આવી છે, તેથી એક તેલી એકસાથે બે ઘાણી સંભાળી શકે છે. આ રીતે તેલી બે ઘાણી ચલાવે ને તેલીખોળના સંગ્રહનો ભાર તેના પર ન રહે, તો ૩૦૦ રૂપિયાનાં સાધનો વડે રોજના આઠ કલાક કામ કરીને તથા મિલને ભાવે તેલ વેચીને માસિક રૂપિયા ૩૦) કમાઈ શકે છે.

### ૩. મધમાખ-ઉછેર

કુદરતનું નિરીક્ષણ કરીને વ્યવસ્થિત રીતે મધમાખઉછેરનું કામ વિદેશોમાં અને હિંદમાં ઘણાં વર્ષોથી ચાલે છે. તેનાથી અહિંસક મધ મળે છે એટલું જ નહિ, પણ તેનું ઉત્પાદન પણ અનેકગણું વધારી શકાય છે. મૂડીના રોકાણમાં ફક્ત ૫ રૂપિયાની એક પેટી હોય છે ને દેખરેખ ઝાઝી રાખવાની નથી હોતી. ખેડૂતો પોતાના બગીચામાં કે ખેતરોમાં ઝાડ પર આવી પેટીઓ રાખી શકે છે. આ રીતે આપણા ખોરાકમાં એક કીમતી વસ્તુનો ઉમેરો થાય એમ છે.

### ૪. ગોળ

શેરડીના ગોળ ઉપરાંત ખજૂરી, તાડ, નાળિયેર વગેરે ઝાડોના રસમાંથી ગોળ બનાવવામાં આવે છે. આ ઝાડો હિન્દુસ્તાનમાં એટલાં બધાં છે કે તેમનો પૂરતો ઉપયોગ કરવામાં આવે તો હિન્દુસ્તાનને જોઈએ તેટલો ગોળ તેમાંથી તૈયાર થઈ શકે એવો અંદાજ છે.

### ૫. દીવાબત્તી

આપણા દેશમાં ફાનસ અને ઘાસલેટનો ઉપયોગ સર્વસામાન્ય થઈ પડયો છે. ફાનસો બહુ ઓછા પ્રમાણમાં એક બે દેશી કંપનીઓ બનાવે છે. તે મોટે ભાગે પરદેશથી આવે છે. ઘાસલેટ પણ બ્રહ્મદેશથી અગર પરદેશથી આવે છે. તે દ્વારા એકંદરે વાર્ષિક લગભગ રૂ ૧૦ કરોડ પરદેશ ચાલ્યા જાય છે. તે અટકાવવાના ઉપાય શોધવા અને ઘરગથુ સાધનો બનાવવા માટે અહીં પ્રયોગ કરવામાં આવ્યા છે. તેને પરિણામે ગામડાંના સામાન્ય કારીગરો બનાવી શકે અને સાધારણ તેલથી બાળી શકાય તેવો 'મગન દીવો' તૈયાર કરવામાં આવ્યો છે. થોડા વખતમાં તે નમૂનો તેની પૂરી વિગતો સાથે પ્રજા આગળ સંઘ તરફથી મૂકવામા આવશે.

આ પ્રમાણે દરેક વિભાગમાં અખતરા કરીને હાથઉદ્યોગનાં સાધનો વધારે કાર્યક્ષમ બનાવવાનો પ્રયત્ન થાય છે. પરિણામે એમ જણાયું છે કે, જેમાં સાદી ક્રિયાઓ કરવાની રહેલી છે તેવા કામ હાથથી કરવાથી યંત્રોની હરીફાઈ બહુ નડતી નથી. તેવાં કામ, યંત્રોથી દબાઈ ગયા વિના, તેની હરીફાઈમાં ઊભા રહીને, ઘેર બેઠાં કુટુંબના વાતાવરણમા માણસ કરી શકે તેમ છે. તેવા કારીગરોનું સંગઠન થવું જોઈએ અને મૂડી, માલ ખરીદવાની અને વેચવાની વ્યવસ્થિત યોજનાપૂર્વક જોઈએ. તેવી વ્યવસ્થા થાય તો આવા ઉદ્યોગો, તેમાં વપરાતાં સાધનોમાં યોગ્ય સુધારા કરીને સહેજે ચાલી શકે.

## ગ્રામસેવક વિદ્યાલય

ગ્રામસેવકો તૈયાર કરવા માટે આ વિદ્યાલય સન ૧૯૩૬થી ચલાવવામાં આવે છે. તેમાં સામાન્ય જ્ઞાનના વિષયો ઉપરાંત ઉદ્યોગ શીખવાનો હોય છે. રોજ ૪ કલાક ઉદ્યોગ અને ૧॥ કલાક બીજા વર્ગો હોય છે. વરસમાં ૧૦ માસ કામ ચાલે છે. ભોજનખર્ચ માસિક રૂા. ૭ આશરે આવે છે. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતો

અને દેશી રાજ્યો તરફથી વિદ્યાર્થીઓ અહીં આવે છે. હાલ ત્યાં ૨૫ વિદ્યાર્થીઓ છે.

આ વિદ્યાલયને અડીને જ એક બાજુએ સેવકોને રહેવાનાં મકાનો છે અને બીજી બાજુએ ગ્રામોદ્યોગ ભંડાર છે. ભંડારમાં ગ્રામોદ્યોગની વસ્તુઓ અને તેને લગતાં પ્રકાશનો વેચવામાં આવે છે. વસ્તુઓમાં ગ્રામોદ્યોગની પેન ધ્યાન ખેંચે તેવી હતી. તેની કિંમત રૂા. ૩ થી ૧૨ સુધીની હતી.

વર્ધાથી સેવાગ્રામ જવાના રસ્તે ૨ માઈલ પર લગભગ સાથે સાથે, નીચેની સંસ્થાઓ છે:

૧. બજાજવાડી
૨. હિંદી અધ્યાપન વર્ગ
૩. મહિલા આશ્રમ
૪. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ
૫. નવભારત વિદ્યાલય તથા આર્ટ્સ કૉલેજ, કૉમર્સ કૉલેજ.

### બજાજવાડી

બજાજવાડીમાં મહેમાનો માટે જમનાલાલજીના અતિથિગૃહ ઉપરાંત ચર્ખાસંઘનું મુખ્ય કાર્યાલય અને ગાંધી સેવા સંઘનું કાર્યાલય છે. હિંદી 'સર્વોદય'નું કાર્યાલય પણ ત્યાં જ છે.

### હિંદી અધ્યાપન વર્ગ

હિંદી અધ્યાપન વર્ગ હાલ હરિજન છાત્રાલયના મકાનમાં ચાલે છે. તેમાં રાષ્ટ્રભાષા પ્રચારની 'કોવિદ' પરીક્ષા પસાર થયા પછી હિંદી ભાષાનો ખાસ અભ્યાસ કરાવવામાં આવે છે. હાલ જુદા જુદા પ્રાન્તોમાંથી ૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. પસાર થયેથી તેમને રાષ્ટ્રભાષા-રત્ન'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે. તેમના દૈનિક ક્રમમાં હિંદીના અભ્યાસ ઉપરાંત શરીર-શ્રમના કે સફાઈનાં કામો કરાવવાનો આગ્રહ રાખવામાં આવતો નથી. પણ વાતાવરણમાંથી કેટલુંક તેમને મળી રહે છે.

### મહિલા આશ્રમ

આ આશ્રમની પ્રવૃત્તિનું મૂળ ૧૯૨૪માં હિંદુ મહિલા મંડળ સ્થપાયું ત્યારે નંખાયું હતું. સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવા બહેનોના શિક્ષણની વ્યવસ્થા કરવાનો તેનો હેતુ હતો. ૧૯૨૮માં શ્રી. જમનાલાલજી એક કન્યાશ્રમ ચલાવતા. તે હાલ મહિલા આશ્રમ સાથે જોડી દેવામાં આવ્યો છે. તેની મારફત નીચે પ્રમાણે શિક્ષણ અપાય છે:

૧. પ્રૌઢ વિભાગમાં ૧૩ થી ૩૦ વરસની નિરક્ષર બહેનોને શિક્ષણ આપવામાં આવે છે.

૨. માધ્યમિક શિક્ષણ વિભાગમાં ૧૩ વરસ ઉપરની બહેનોને અંગ્રેજી સિવાયના મૅટ્રિક સુધીનું શિક્ષણ હિંદી દ્વારા પાંચ વર્ષમાં આપવામાં આવે છે.

૩. અધ્યાપન વિભાગમાં ૧૭ વરસ ઉપરની બહેનોને બે વરસમાં અધ્યાપનનું કામ શીખવવામાં આવે છે.

જુદા જુદા વિભાગોમાં થઈને ૧૦૦ બહેનોને રાખવાની વ્યવસ્થા છે. કેટલીક બહેનોને શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. ભોજન વગેરે સાથે માસિક ખર્ચ આશરે રૂા. ૧૨ આવે છે. આખી શિક્ષણ-વ્યવસ્થામાં ઉદ્યોગ અને શરીરશ્રમ પર ભાર મૂકવામાં આવે છે. કુંવારી, પરિણીત અને વિધવા બહેનોની વ્યવસ્થા અલગ અલગ છે. સ્ત્રી-કેળવણીમાં આગળ વધીને દેશમાં જુદે જુદે ઠેકાણે સ્ત્રીઓને માટે ખાસ અભ્યાસક્રમો નક્કી કરીને પરીક્ષાઓ નિર્માણ કરવાની સંસ્થાની ઉમેદ છે.

### રાષ્ટ્રભાષાપ્રચાર

રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિનું કાર્યાલય મહિલા આશ્રમની સામે જ છે. વચ્ચે સેવાગ્રામ જવાની સડક છે. હાલ ત્યાં શ્રી. કાકાસાહેબ વગેરેનું નિવાસસ્થાન અને સમિતિનું કાર્યાલય છે. ત્યાંથી અહિંદી પ્રાન્તો-(આસામ, બંગાળા, ઉત્કલ, મહારાષ્ટ્ર, ગુજરાત, સિંધ)-માં રાષ્ટ્રભાષાપ્રચારનું કામ કરવામાં આવે છે અને જુદી જુદી નક્કી કરેલી પરીક્ષાઓ લેવામાં આવે છે. ૧૯૪૦ની સાલમાં કુલ ૧૪,૮૭૧ વિદ્યાર્થીઓ તે પરીક્ષાઓમાં બેઠા હતા, જેમાં ૩,૨૯૪ ગુજરાતમાંથી બેઠા હતા. આ પરીક્ષાઓની વ્યવસ્થા કરવી એ જ કાર્યાલયનું મહત્ત્વનું કામ છે. તેનું પ્રચારકામ તો સતત પ્રવાસી કાકાસાહેબ કોઈ પણ અધિકાર ભોગવ્યા વગર આપમેળે કરે છે. સહમંત્રી શ્રી. અમૃતલાલ નાણાવટી કાકાસાહેબની સાથે કાર્યાલયની સગવડ કરે છે.

નવભારત વિદ્યાલય અને બીજી કૉલેજો સરકારી યુનિવર્સિટીના અભ્યાસક્રમ પ્રમાણે ચાલે છે. તેનાં મકાન પર રાષ્ટ્રધ્વજ ફરકાવી શકે છે. આજુબાજુના રાષ્ટ્રીય વાતાવરણની થોડીઘણી અસર ત્યાં જણાય છે. બાકી બધું કામ બીજી સરકારી શાળા મહાશાળાની પેઠે જ ચાલે છે.

### સેવાગ્રામ

આ સંસ્થાઓના સમૂહથી સેવાગ્રામ લગભગ ૩ માઈલ છે. મૂળ નામ સેગાંવ તો, એ નામની બે જગ્યાઓ હોવાથી, હવે બદલાઈ ગયું છે. રસ્તા પરનાં પાટિયાં પર પણ સેવાગ્રામ લખાઈ ગયું છે. ટાંગાવાળા પણ માહિતગાર થઈ ગયા છે. અજાણ્યો માણસ ગમે ત્યારે વર્ધા ઊતરીને બાર આના કે રૂપિયામાં ટાંગામાં સીધો સેવાગ્રામ જઈ શકે છે. પણ ત્યાં અગાઉથી ગોઠવણ કર્યા વગર જાય તો ઊતરવાની કે કંઈ સગવડ મળી શકે તેમ નથી. એટલે સાધારણ રીતે લોકો વર્ધામાં રહે છે અને સગવડ પ્રમાણે સેવાગ્રામ જઈ આવે છે. ત્યાંની મહત્ત્વની પ્રવૃત્તિ તો બાપુજી પોતે જ છે. તેમની આજુબાજુ

### મહાસમિતિ કાર્યાલય

યુદ્ધવિરોધી સત્યાગ્રહ શરૂ થયા પછી મહાસમિતિનું કાર્યાલય અલ્લાહાબાદથી ખસેડીને અહીં લાવવામાં આવ્યું છે. એટલે અહીંની અનેક પ્રવૃત્તિઓમાં તે એક ઉમેરો થયો છે.

### નાલવાડી

વર્ધાથી બે માઈલ પર નાગપુરની પાકી સડકે નાલવાડી ગામ છે. તે ગામમાં વિનોબાજીના ગ્રામ-સેવા મંડળની દેખરેખ હેઠળ કેટલાંક કામ ચાલે છે. ત્યાં રેંટિયા બનાવવાનું કારખાનું છે, ગોશાળા છે, અને ચર્માલય છે. ત્રણે મોટાં ખાતાં છે અને સારી પેઠે પથરાયેલાં છે. ચર્માલય વિભાગની ખાસ ખિલવણી માટે ગાંધી સેવા સંઘની મદદથી ઘણા કુંડ વગેરે બાંધવામાં આવ્યા છે અને તે કામ માટે કાર્યકર્તાઓ તૈયાર કરવાની વ્યવસ્થા થઈ છે. તેનો અભ્યાસક્રમ નક્કી થયો છે અને તે મુજબ વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. ક્રોમ-ચામડું પણ તૈયાર કરવામાં આવે છે. જુદી જુદી જાતનાં પ્રાણીઓનાં ચામડાંના નમૂના પણ ત્યા જોવા મળે છે. હાલ ત્યાં ૧૨ વિદ્યાર્થીઓ શીખે છે. તેઓમાંથી ઘણા-ખરા કોઈ સંસ્થા કે રાજ્યની મારફત આવેલા છે [illegible]ખરા ફરજિયાત કોમના છે, અને ચામડાંને અંગેનું [illegible]ું કામ જાતે કરી લે છે. તેમની મદદમાં આખો [illegible]ય કામ કરનારા મજૂરો અને કારીગરો હોય છે. [illegible]દ્યાર્થીઓ રોજ ૮ કલાક કામ કરે છે. તે કામને [illegible]ટે કપડાં જુદાં રાખે છે. તેમનું માસિક ખર્ચ આશરે રૂા. ૯ આવે છે.

અહીં તૈયાર થયેલાં ચામડાંનાં ચંપલ, બૂટ વગેરે વર્ધાના ભંડારમાં વેચાય છે ઢોરની બધી વસ્તુઓનો ઉપયોગ થાય એ દૃષ્ટિએ આ વિભાગ હજુ ખીલી શક્યો નથી. તેમ સ્વચ્છતાનું ધોરણ પણ બહુ ઊંચું લાવી શકાયું નથી. વિદ્યાર્થીઓ થોડો વખત કામ કર્યા પછી સહેજે તેની ગંધથી ટેવાઈ જાય છે, પછી તેની સૂગ રહેતી નથી.

### પૌનાર

નાલવાડીથી નાગપુરની સડકે આગળ ૪ માઈલ પર પૌનાર ગામ છે. તે ગામ નદીને કાંઠે છે. નદીકાંઠે શ્રી. જમનાલાલજીનો બંગલો છે. ગામમાં સ્વાવલંબી કાંતણકામ ચાલે છે. વણવાના કામની અહીં સારી પ્રગતિ થયેલી છે એમ સાંભળ્યું. નાલવાડીનો વિકાસ કર્યા પછી વિનોબાજીએ અહીં મુકામ નાખ્યો હતો અને કાંતણકામ વિકસાવ્યું હતું. પહેલા સત્યાગ્રહી તરીકે તેઓ અહીંથી જ પકડાયા હતા.

### સુરગાંવ

હમણાં હમણાં સુરગાંવનું કામ ત્યાં ખાસ ધ્યાન ખેંચી રહ્યું છે. તે ગામ પૌનારથી ૩ માઈલ પર છે વિનોબાજીએ તૈયાર કરેલા ભાઈ વલ્લભદાસ બીજા ત્રણ ચાર ભાઈઓ સાથે હમણાં ત્યાં ધામા નાખીને પડ્યા છે. ગામમાં સ્વાવલંબી કાંતણકામ ચાલે છે અને તે દ્વારા ગામમાં દરેક રીતે પરિવર્તન કરવા પ્રયત્ન થાય છે. તેઓ લોકોની સાથે ભળે છે, વર્ગો ચલાવે છે, અને ઉત્સવો ગોઠવે છે. ત્યાંના મંદિરમાં એક મહારાજ રહે છે. તે પોતે ખાદી પહેરે છે અને કાંતે છે; ગાંધીજીના કાર્યક્રમમાં વિશ્વાસ ધરાવે છે. તેઓ ત્યાં લગભગ ૨૦ વરસથી આવીને રહ્યા છે. છેલ્લાં ૧૦ વરસથી આ જાતનું કામ કરે છે; દવાનું કામ પણ જાણે છે. એ રીતે તેઓ પોતે અનેક રીતે લોકોની સાથે ભળે છે અને કામ કરે છે. આ જાતના કામ માટે તેમણે થોડુંઘણું ક્ષેત્ર તૈયાર કર્યું છે. તેમની મદદથી વલ્લભદાસ વગેરે આગળ પ્રવૃત્તિ ચલાવે છે.

સરકારી ગ્રામ સુધાર ફંડની મદદથી ગામની આજુબાજુ થોડાં પતરાનાં જાજરૂ બહેનો માટે ગોઠવવામાં આવ્યાં છે. તેનો ઠીક ઉપયોગ થાય છે. તે વ્યવસ્થા બધી બહેનો માટે પૂરતી નથી. ભાઈઓ તો પુરાણી ઢબે જ આજુબાજુનાં ખેતરોનો ઉપયોગ કરે છે. પણ થોડીઘણી બહેનો પણ જાજરૂનો ઉપયોગ કરે છે તે એ પ્રવૃત્તિને માટે શુભ ચિહ્ન છે. બહેનો દ્વારા એ સંદેશો ઘેર ઘેર પહોંચશે અને ધીમે ધીમે તે સુધારો આખા ગામમાં દાખલ થશે.

આ રીતે ખાદીને મધ્ય સ્થાને રાખીને સ્ત્રીશિક્ષણ, લોકશિક્ષણ, સ્વચ્છતા વગેરે અનેક કામો ત્યાં કરવાનો પ્રયત્ન થાય છે. ત્યાંના મહારાજની મદદ અને વલ્લભદાસ જેવા ઘડાયેલા સેવકોના પ્રયત્નથી તે ગામમાં નમૂનેદાર કામ થઈ શકશે એવી આશા અવશ્ય રાખી શકાય.

### ખામગાંવ

વર્ધાથી પાછા ફરતાં મુખ્ય લાઈન પર જલમ જંકશનથી ૮ માઈલ રેલવેની શાખા ખામગાંવ સુધી જાય છે. ત્યાં ૧૯૨૦ની સાલથી એક રાષ્ટ્રીય શાળા ચાલે છે. તે ટિળક રાષ્ટ્રીય વિદ્યાલયને નામે ઓળખાય છે. ગામને બીજે છેડે સ્ટેશનથી લગભગ ૧।। માઈલ દૂર છે. ઘણીય રાષ્ટ્રીય શાળાઓ ઊગી અને અસ્ત થઈ, પણ આ શાળાના સંચાલકોના પ્રયત્નથી તે હજી જીવી રહી છે. તેણે ચિત્રકળા અને મૂર્તિકળા વિકસાવવા માટે ખાસ પ્રયત્ન કરેલો છે. બાકી સામાન્ય અભ્યાસક્રમ ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠના ધોરણે ચાલે છે. તે અભ્યાસક્રમમાં અંગ્રેજી ફરજિયાત છે, પણ રાષ્ટ્રભાષા તરીકે હિંદી ફરજિયાત નથી તે વિચિત્ર લાગે છે. વિદ્યાર્થીઓને પણ તે ખટકે છે. શાળામાં હાલ ૬૦ વિદ્યાર્થીઓ ભણે છે. તેમાં કેટલાક મૅટ્રિક થયા પછી ખાસ ચિત્રકળા શીખવા આવે છે. ગામમાંથી કસુંબ

આવતા છોકરાઓ ફક્ત એક વખત ઘેર જમવા જાય છે. સાંજનું ભોજન સાથે લેતા આવે છે અને બપોર વખત છાત્રાલયમાં જ રહે છે. ભોજન અને રહેણીકરણી ઘણી જ સાદી છે. શિક્ષકો પણ બહુ જ થોડા ખરચમાં રહે છે. શાળાનું ઘણું મજૂરીનું કામ શિક્ષકો અને વિદ્યાર્થીઓ કરે છે. પહેલાં એક મકાનનું બાંધકામ શિક્ષકો અને વિદ્યાર્થીઓએ મળીને કરેલું, તે પ્રસંગ આજે પણ રોજના કામમાં પ્રેરણા આપે છે. ઉદ્યોગોમાં એ જ દૃષ્ટિથી બધા સાથ આપે છે અને જુદી જુદી રીતે શાળાને સ્વાવલંબી કરવામાં મદદ કરે છે. મદદનીશ ઉદ્યોગો તરીકે ત્યાં બેકરી અને ફળફૂળના બગીચાનું કામ પણ ચાલે છે. આ બધું કામ છ શિક્ષકો, છ વર્ગો આખો દિવસ ચલાવવા ઉપરાંત સંભાળે છે એવી આત્મીયતાની ભાવનાને લીધે જ, બહારની મદદના અભાવ છતાં, એ સંસ્થા નભે છે. વિદ્યાર્થીઓના ઘડતરમાં એ વાતાવરણ અગત્યનો ફાળો આપે છે.

આ બધી સંસ્થાઓ જોવી અને તેનો સંદેશ સમજવો તે કોઈ તીર્થધામની યાત્રા કરવા બરાબર છે. આજના જમાનામાં એવી યાત્રાથી જેટલું જોવા જાણવાનું મળે છે, તેટલું બીજી રીતે મળતું નથી. કેળવણીના ક્ષેત્રમાં અને રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં કામ કરનારને માટે તો પોતાના કામને અંગે તે ઉપયોગી થઈ પડે. પણ સામાન્ય શિક્ષિત માણસને પણ આવી પ્રવૃત્તિઓ પ્રત્યક્ષ ચાલતી જોવાથી ઘણા ભ્રમો દૂર થાય અને નવી દૃષ્ટિ મળે; કોઈએ દૂર દૂરથી વધારેપડતા ખ્યાલો બાંધ્યા હોય તો તેને પ્રત્યક્ષ દર્શનની તાવણી મળે અને સાચો ખ્યાલ આવે.

'પ્રવાસી'

# પદાર્થવિજ્ઞાનની ગુજરાતી પરિભાષા

[ ગયા અંકથી આગળ 'પદાર્થ'- વિજ્ઞાનની ગુજરાતી પરિભાષા 'નો આ હપતો છે. ]

Luminous body પ્રકાશી પદાર્થ
Machine યંત્ર
Magdeburg hemisphere ગોળાબંધ
Magnet ચુંબક (ન૰)
,, (artificial) બનાવટી, નકલી ચુંબક
Magnet (bar) ચુંબકપટ્ટી; ચુંબકસળી
,, (electro–) વીજચુંબક
,, (horse-shoe) નાળચુંબક
,, (natural) કુદરતી
,, (saturated) પૂર્ણ ચુંબક
Magnetic ચુંબક (વિ૰)
,, axis ચુંબક-ધરી
,, elements ચુંબકનાં અંગો
,, equator ચુંબક-વિષુવવૃત્ત
,, field ચુંબકક્ષેત્ર
,, keeper ચુંબ-રખું
,, line of force ચુંબકરેખા
Magnetic meridian ચુંબકરેખાંશ
,, materials ચુંબક પદાર્થો
,, *moment* ચુંબકની ચાકમાત્રા
Magnetic needle ચુંબક-કાંટો
,, pole ચુંબક ધ્રુવ
To magnetise ચુમકાવવું
Magnetisation ચુમકાવણી
,, (intensity of) ચુંબકમાન
Magnetism ચુંબકતા
,, terrestrial ભૂ-ચુંબકતા
Magnify મોટવવું, મોટવાવું
Magnification મોટવણી
Magnified મોટવેલું, મોટું
Magnifying મોટવતો
,, power મોટવ-શક્તિ
Magnitude પરિમાણ
Make & brake of the current પ્રવાહની તોડજોડ
Malleability ટિપાઉપણું.
Malleable ટિપાઉ
Manometric flames ધ્વનિમાપક જ્યોત
Mariner's Compass હોકાયંત્ર
Mass માત્ર
Mass & weight માત્ર અને વજન
Material medium સ્થૂળ માધ્યમ
Matter પદાર્થ
,, (*states of*) પદાર્થનાં રૂપ
Mean solar day સરેરાશ સૌરદિન
Measuring cylinder અંકિત નળો
Measurements માપ
Mechanical advantage યંત્રલાભ
Mechanical equivalent કાર્યાંક
Mechanism યંત્ર, યંત્રરચના
Medium માધ્યમ
Megaphone મેગાફોન
(To) melt પીગળવું
Melting પીગળણ
Melting point પીગળ-બિંદુ
Meteorology વાયુવિદ્યા, –શાસ્ત્ર
Meteorologist વાયુશાસ્ત્રી
Metre મિટર
,, Bridge વિટસન બ્રીજ
Metric system મિટર પદ્ધતિ
Microscope સૂક્ષ્મદર્શક
Microphone માઇક્રોફોન
Minute કલા (Degree અંશ, Second વિકલા)
Mirror spherical ગોળ અરીસો
,, curved અસમાન અરીસો
,, plane અરીસો
Molecule અણુ
Molecular constitution અણુની રચના
Molecular motions અણુની ગતિ

Moment ચાકમાત્રા
,, of force બળની ચાકમાત્રા
,, of inertia જડતાની ચાક-માત્રા
Monoplane એકપાંખી એરોપ્લેન
Biplane બેપાંખી એરોપ્લેન
Momentum આવેગ
Morse sounder ટકટકિયું
Morse key મોર્સની કળ
Motion ગતિ
Motor મોટર
Major chord મુખ્ય સ્વરમેળ
(સા. ગ પ ૪ : ૫ : ૬)
Chord (music) સ્વરમેળ
Minor chord ગૌણ સ્વરમેળ
(ગ. પ ની. ૧૦ : ૧૨ : ૧૫)
Musical scale સ્વરસપ્તક
Musical sequence સ્વરક્રમ
Musical sound શ્રુતિઘોષ
Negative ઋણ
Neutral line / ,, point / ,, body — તટસ્થ — —
Nodes નિષ્પાત
Noise ઘોંઘાટ
Non-luminous અપ્રકાશી (વિ૰)
Non-magnetic અચુંબક (વિ૰)
Normal લંબ
,, સમમધ્યગ, સાધારણ (વિ૰)
Northseeking pole ઉત્તરગામી ધ્રુવ
Notation સ્વરલિપિ
Notes સ્વર
Nucleus બીજક
Nut ચાકી
Objective મોઢિયું
Observatory વેધશાળા
Octave સ્વરસપ્તક
Ohm's law ઓમનો નિયમ
Opaque અપારદર્શક

Opera glass બેનાળી દૂરબીન
Optics પ્રકાશશાસ્ત્ર, ચક્ષુશાસ્ત્ર
Optical centre મધ્યબિંદુ
Optical પ્રકાશ-વિષયક
Order વ્યવસ્થા, ક્રમ, પ્રકાર
Ordinate ભુજ
Organ (Lip) ભૂંગળ-વાજું
,, (Pipe) વાંસળી-વાજું
,, (Reed) પાવા-વાજું
Oscillation દોલન
(centre of) —નું કેન્દ્ર
Oscillatory motion દોલનગતિ
Overflow apparatus ખસામણું
Overtone ગૌણસ્વરો
Parabolic સમોત્સારક
Parallelogram of —નો સમાંતર ચતુષ્કોણ
Parachute (વિમાની) છત્રી
Particle કણ
Pencil સૂચિ
Pendulum લોલક
(Simple) સાદું લોલક
(Compound) બેવડી ,,
(Bar) પટ્ટી ,,
(Conical) શંકુગતિ ,,
(Compensated) શુદ્ધ ,,
Penumbra ઉપછાયા
Perameter પરિમિતિ
Period મુદત
Periodic મુદતી
Periscope પરિદર્શક
Permeable પારક,
impermeable અપારક
semi-permeable અર્ધપારક
Permeability પારકતા
Phase કલા
Phenomenon ઘટના
Photometer પ્રકાશમાપક
Photometry પ્રકાશમાપન

Physics પદાર્થવિજ્ઞાન
Physical quantity ભૌતિક પરિમાણ
Physiological effect શારીરિક અસર
Pig-iron ભરતર લોઢું
Pigments રંગ
,, (primary) મૂળરંગ
,, (secondary) મિશ્રરંગ
Pinhole camera છિદ્રવાળો કૅમેરા
Pipette પિપેટ
Piston દટ્ટો
Piston-rod દટ્ટાદાંડો
Pitch (screw) (સ્ક્રૂનો) આંટાઆંતરો
,, (sound) કક્ષા
Plane સમતલ
Plumb ઓળંબો
Pneumatic tyres હવાઈ ટાયર
solid tyres નક્કર ટાયર
Point of application લાગબિંદુ
,, of incidence આપાતસ્થાન
,, of suspension આધારબિંદુ
Pointer કાંટો
Pole ધ્રુવ
,, strength ધ્રુવબળ
To polarize ધ્રુવાવું, ધ્રુવાવવું
Polarizer ધ્રુવાવનાર
Polarization ધ્રુવાણ
Porosity છિદ્રાળુતા
Porous છિદ્રાળુ
Porous pot કાચું વાસણ
Potential વિદ્યુત્સ્થાન
Potential Difference વિદ્યુત્સ્થાન-નો ફેર (P. D.) (વિ. ફે)
Potential Energy સ્થિતિ-શક્તિ
Potential chemical energy રાસાયણિક સ્થિતિશક્તિ
Power શક્તિ
,, Candle બત્તી-શક્તિ
,, Horse અશ્વ-શક્તિ
Pressure દબાણ
Principle સિદ્ધાંત

---

દુનિયામાં કોઈ એવાં બે રાજ્યો નથી કે જેમનો અરસપરસ પ્રેમ એવો સંગીન અને ત્યાગમય હોય કે જેથી એમાંનું દરેક, કશો લાભ મેળવ્યા વગર, બીજાને માટે લોહી રેડવા ખુશી હોય.

લૅક્કી

# આજના શિક્ષકો અને શિક્ષણપદ્ધતિઓ

[આચાર્ય નગીનદાસ પારેખલાલ શાહ આજના ચાલુ શિક્ષણ વિષે સારી પેઠે વાકેફ કહેવાય. સુરતના સાર્વજનિક શિક્ષણ મંડળના તે આજીવન સભ્ય છે; તેની કૉલેજના આચાર્ય છે. ઉપરાંત મુંબઈ યુનિવર્સિટીના તંત્રના એક મુખ્ય સંચાલક એ છે, અને નમુના પ્રમાણે તેની માધ્યમિક શાળા સમિતિના પ્રમુખ હોઈ ઇલાકાની હાઈસ્કૂલોના કામકાજથી સારી પેઠે વાકેફ છે. એટલે નીચે આપેલું તેમનું વ્યાખ્યાન સૌને માટે મનનીય ગણાય.

આ વ્યાખ્યાનનો પ્રસંગ આ પ્રમાણેનો હતો: સુરતમાં એક જાહેર ચર્ચા ગોઠવવામાં આવી હતી, તેનો વિષય હતો — 'નૂતન શિક્ષણ-પ્રણાલી આપણા દેશને અનુકૂળ નીવડી નથી.' એ ચર્ચા-સભાના પ્રમુખ આ૦ શાહ હતા. ચર્ચાને અંતે ઉપસંહાર કરતાં તેમણે જે કહ્યું, તેનો હેવાલ સુરતના 'હાંડિયા' પત્રમાં જોયો, તે શ્રી. શાહ પર મોકલી સુધરાવી લઈ સત્તાવાર અહીં આપવામાં આવે છે. તંત્રી, શિ૦ સા૦]

૧

એક વખત મારે યુનિવર્સિટીની ઇન્ટરની પરીક્ષાના સવાલપત્ર છપાવવાના હતા. સવાલપત્ર લઈને હું છાપખાને ગયો. સવાલપત્ર હાથે લખેલો હતો અને કમનસીબે તે લખનાર શિક્ષકના (વખતે આજની 'પ્રિન્ટ સ્ક્રિપ્ટ કોપીબુક' વડે હસ્તાક્ષર બગાડવાનું શિક્ષણ તેને મળ્યું હશે!) અક્ષર ઘણા ખરાબ હતા ને કેમે કર્યા ઊકલે નહિ; પણ અગિયાર વાગ્યે પરીક્ષા શરૂ થવાની ને કોઈને પૂછવા બતાવવાનું શક્ય નહિ. બધું તો મેં ઉકેલ્યું, પણ એક વિશેષ-નામની જોડણી મહાપ્રયત્ન કરતાં પણ મને બિલકુલ ઊકલી નહિ. અગિયારને ટકોરે સવાલપત્રો લઈને પરીક્ષાના ખંડમાં તો હાજર થવાનું જ. એટલે આખરે મેં તો મને સૂઝી તે પ્રમાણે તે વિશેષનામની જોડણી છપાવી નાંખી અને સવાલપત્રો લઈને હું ઊપડ્યો. પરંતુ મારા મનમાં વસવસો ઘણો જ થતો હતો કે આ જોડણી મને ઊકલી નથી, ને ખરી છપાઈ છે કે ખોટી તે સમજાતું નથી. નસીબયોગે ખરી છપાઈ હોય તો તો કશી હરકત નહિ, પણ કદાચ ભૂલ થઈ હોય તો વિદ્યાપીઠના રજિસ્ટ્રાર તરફથી મને ઠપકો મળે કે, મિ. શાહ, તમે કેમ આવી ભૂલ કરી? એટલે મેં કોઈક વિદ્યાર્થીને એ જોડણી વિષે પૂછવાનો નિર્ણય કર્યો. પરીક્ષામાં સવાલપત્ર વહેંચાયા પછી મેં એક બાળાને એ વિશેષનામની જોડણી બતાવીને પૂછ્યું કે બહેન, આ જોડણી ખરી છે કે કેમ તે કહો અથવા ખોટી હોય તો કયા પુસ્તકમાં એ શબ્દ આપેલો છે તેનું નામ મને આપો જેથી હું તે પુસ્તક મંગાવીને તે શબ્દ જોઈ લઉં અને પરીક્ષાર્થીઓને તે વિષે જોઈતી સૂચના આપું. ત્યારે તે વિદ્યાર્થિનીએ મને કહ્યું: સાહેબ, ખરેખરું કહું?

મેં કહ્યું: જે કહેવું હોય તે કહો.

ત્યારે તે બાળાએ જવાબ આપ્યો: સાહેબ, મેં પાઠ્યપુસ્તક વાંચ્યું જ નથી, ઉઘાડ્યું પણ નથી. તેથી એ શબ્દની જોડણીની મને ખબર નથી. મેં મારી તૈયારી ફક્ત નોટ્સ વાંચીને જ કરી છે, એટલે પાઠ્યપુસ્તકમાં શું છે તેની મને ખબર નથી.

અલબત્ત, તે પછી પુસ્તકનું નામ તે બાળાએ મને આપ્યું ને મેં તેનો ઘટતો ઉપયોગ કરી લીધો. પરંતુ આ બનાવ સ્પષ્ટપણે બતાવે છે કે, આજે કોઈ પાઠ્યપુસ્તકો વાંચતું નથી, પરંતુ તેના ખુલાસાઓ — ભોમિયાઓ રૂપી જે ગોખણિયું તૈયાર સાહિત્ય બજારમાં ઢગલાબંધ વેચાય છે તેનો જ ઉપયોગ કરીને પરીક્ષા પસાર કરવાનો પ્રયત્ન થયે જાય છે.

૨

દક્ષિણમાં એક નિશાળની મુલાકાતે એક વાર હું ગયેલો. તે વખતે એક વર્ગમાં 'ડિરેક્ટ મેથડ'થી એક શિક્ષક કવિતા શીખવતા હતા. જૂના નિશાળિયાઓના વખતની બહુ જ મશહૂર કવિતા હતી, કેસેબિઆંકાની, જે આજે પણ મને ગોખે છે, કારણ કે હું ગોખણિયો વિદ્યાર્થી હતો. કવિતાની પહેલી લીટી આ છે —

The boy stood on the burning deck
Whence all but he had fled.

[જ્યાંથી એના સિવાય બધા નાસી ગયેલા એવા બળતા તૂતક પર એ છોકરો ઊભો હતો.]

શિક્ષકે પોણો કલાક સુધી પોતાની સીધી પદ્ધતિ દ્વારા આ કવિતા વિષે શિક્ષણ આપ્યા કર્યું અને માન્યું કે એ લીટીઓ છોકરાઓ સમજી ગયા. તે પછી મેં છોકરાઓને નાણી જોવાનો વિચાર કર્યો ને મેં મરાઠીમાં કહ્યું: મને અંગ્રેજી આવડતું નથી. તમે મને આ કવિતામાં But શબ્દ આવ્યો છે તેનો મરાઠી અર્થ કહો.

ત્રીસ ચાળીસ જેટલા છોકરા હતા તે સૌએ But'નો અર્થ 'પરંતુ' કહ્યો. એક પણ વિદ્યાર્થી સાચો અર્થ 'સિવાય' કહી શકયો નહિ. આનું નામ આજની ડિરેક્ટ પદ્ધતિ!

૩

આજની નોટ્સ કેવી આવે છે તેનો પણ એક સરસ દાખલો આપું. હું પૂનામા કોલેજનો પ્રિન્સિપાલ હતો તે વખતે એક વરસે એક અધ્યાપકને મેં અંગ્રેજીને લગતું એક પાઠ્યપુસ્તક શીખવવાનું સોંપ્યું. આ પાઠ્યપુસ્તકમાં 'જેસે' એવું એક અંગ્રેજી નામ આવતું હતું અને બજારમાં મળતા ભોમિયાઓમાં આ 'જેસે' શબ્દને એક ગ્રીક દેવીના નામ તરીકે સમજાવેલો હતો. જે અધ્યાપકને મેં એ પુસ્તક શીખવવા માટે સોંપેલું તે મારી પાસે આવ્યા ને કહેવા લાગ્યા: સાહેબ, આ 'જેસે' શબ્દનો અર્થ બેસતો નથી. ગ્રીક દેવી તરીકે એનો અર્થ ભોમિયાઓમાં આપેલો છે. ગ્રીક પુરાણશાસ્ત્રને લગતા ત્રણ કોશો આપણા ગ્રંથાલયમાં છે તે હું બરાબર ઉથલાવી ગયો પરંતુ તેમાં આ શબ્દ ક્યાંય દેખાતો નથી, તેમ તે અર્થ વડે સંબંધિત ભાવ પણ બંધબેસતો થતો નથી.

મેં ચોપડી હાથમાં લીધી ને વાંચીને તરત કહ્યું: આ 'જેસે' તો સિનેમાની નટી છે ને લંડનમાં એક નાટકમાં તેને મેં જાતે જોઈ છે, એટલે હું જાણું છું કે જેસે નામની નો નટી છે.

અધ્યાપકે તરત કહ્યું: હા સાહેબ, એ વાત બરાબર લાગે છે, કેમ કે એનાથી અર્થ બેસી જાય છે.

ત્યારે મેં સૂચના કરી કે, જો તમને પસંદ હોય તો આપણે એક અખતરો કરી જોઈએ કે એ શબ્દ શીખવવાનું તમારે ઉડાવી દેવું ને પછી પરીક્ષા વખતે આપણને માલૂમ પડી જશે કે કેટલા છોકરાઓ ભોમિયાઓને જ બ્રહ્મવાક્ય સમજી તેના ઉપયોગ વડે જ પોતાનું શિક્ષણ ધપાવ્યે રાખે છે. જે છોકરાઓ ગ્રીક દેવી લખશે તે બધા નોટ્સના ગોખણિયા તરીકે પકડાઈ આવશે.

પણ આ અખતરો કરવાની તે અધ્યાપકે ના કહી ને કહ્યું કે, મારે અંગ્રેજી શીખવવાનું છે તે એવી રીતે શબ્દ ઉડાવીને શીખવવામાં મારું શ્રૂણ નહિ. એ રીતે એ અખતરો તો રહી ગયો, પણ બજારમાં વેચાતા ભોમિયાઓ કેવા હોય છે તેનો આ પરથી બરાબર ખ્યાલ આવશે.

૪

પહેલાંના વખતમાં, અમારા વખતમાં પણ, ભોમિયા ને પાઠ્યપુસ્તક સમજાવનારાં બીજા પુસ્તકો લખાતાં; ન લખાતાં એમ નહિ. પરંતુ તે લગભગ શિક્ષણના કાર્યમાં અડધી જિંદગી વિતાવ્યા બાદ, પૂર્ણ પકવ અનુભવ મેળવ્યા પછી, વિદ્યાર્થીઓની મુસીબતોનો લાગલાગટ અનુભવ લીધા પછી પુસ્તકો લખાતાં. આજે તો એમ.એ. અગર બી.એ., બી.ટી. થયા અને બે ત્રણેક વરસ નોકરી કરી એટલે પછી ધડાધડ ભોમિયાઓ લખવાનું કામ તેઓ શરૂ કરી દે છે, અથવા બીજા પ્રકારની પાઠ્ય ચોપડીઓ લખવાનું કામ ચલાવે છે. અને તે ફક્ત પોતાના જ વિષય પર ચોપડીઓ લખે છે એમ નહિ, પરંતુ શાળામાં શીખવાના વિવિધ વિષયો પર પાઠ્યપુસ્તકો લખી બહાર પાડયે જાય છે. અને આવાં પુસ્તકોથી બજાર ઊભરાઈ જાય છે. પોતાની શાળામાં અથવા શાળાઓમાં તો પોતાનાં પુસ્તક ચાલશે જ, એટલે થોડો ઘણો નફો થશે જ, એ મુખ્ય હેતુ હોય છે.

શિક્ષકોની આ બેજવાબદારીભરેલી નીતિનો એક વધુ દાખલો આપું. અમદાવાદમાં કે બીજે ક્યાંક માધ્યમિક શિક્ષકોની પરિષદ ભરાઈ હતી. તેમાં બે ઠરાવો મુકાવાના છે એવી મને ખબર પડેલી. એક ઠરાવ શિક્ષકોના પગારમાં વાજબી રીતે નિયમિત વધારો થવો જોઈએ તેને લગતો અને બીજો ઠરાવ કોઈ શિક્ષકે બેથી વધુ ટયૂશન ન રાખવાં એવો હતો. પછીથી તે પરિષદમાં જઈ આવેલા એક શિક્ષક મને

મળતાં મેં તેમને પૂછ્યું: કેમ, તમે શા ઠરાવો કરી આવ્યા?

ત્યારે તેણે કહ્યું: નિયમિત પગારવધારાને લગતો ઠરાવ અમે પસાર કરી નાખ્યો.

મેં પૂછ્યું: પણ પેલો—ટ્યૂશન બે જ રાખવાં એવો—ઠરાવ હતો તેનું શું થયું?

ભાઈએ જવાબ દીધો: એ ઠરાવ તો અમે માંડી વાળ્યો.

મેં પૂછ્યું: કેમ?

ભાઈએ જવાબ દીધો: અમે શાને એવો ઠરાવ કરીએ? એવા નિયમો કરવાનું કામ તો શિક્ષણ સંસ્થાના સંચાલકોનું છે. અમે પોતે શા માટે અમારા પર નિયંત્રણ લાદીએ?

મેં કહ્યું: પણ જવાબદારીના ભાન વગર, જવાબદારી સ્વીકાર્યા સિવાય હક્ક માંગવાનો અધિકાર પ્રાપ્ત નથી થતો, એ વાત તમે નથી જાણતા?

૫

આજે એવી ફરિયાદ થાય છે કે શિક્ષકોના પગાર ઘણા ઓછા છે. પદવીધરને માત્ર ૪૫ રૂપિયાથી શરૂ કરી ૭૫ સુધી જ લઈ જવામાં આવે છે. એ સંજોગોમાં બિચારા ટ્યૂશનો ન રાખે, ભોમિયાઓ ન લખે, તો પછી પોતાનું પૂરું કેમ કરે? ત્યારે હું પૂછું છું કે, ધારો કે ૭૫ થી શરૂ કરી ૨૦૦ રૂ. સુધી લઈ જવાનું પગારધોરણ સ્વીકારીએ, પણ એવી શરતે કે નોટ્સ કોઈ લખે નહિ ને ટ્યૂશન કોઈ રાખે નહિ. તો એ શરતો કબૂલવા બધા તૈયાર થશે ખરા? એક શહેરમાં તો અમુક શિક્ષકોને પગાર કરતાં લગભગ ચાર ઘણું વેતન ટ્યૂશનોમાંથી મળે છે.

આજે શિક્ષણમાંથી શિક્ષાનો તદ્દન બહિષ્કાર કરવામાં આવ્યો છે. અમારા જમાનામાં તો શિક્ષાને સ્થાન હતું અને આ મિ૦ શાહને તેમના શિક્ષકે કોઈક વખત માર્યા પણ છે, ને એક વખત મારું માથું પકડીને ભીંત સાથે અફાળ્યું છે. હું આજે કહેવાને તૈયાર છું કે, એ રીતે મને માર પડ્યો ન હોત તો આજે આ મિ૦ શાહ આજના પ્રમુખપદે બિરાજવા પામ્યા ન હોત. એ રીતે કોઈક વાર માર ખાધો ને પછી મિ૦ શાહ સુધરી ગયા. જે શિક્ષકે મને એ પ્રમાણે શિક્ષા કરેલી તે શિક્ષક મારે ઘેર ભણાવવા રાખેલા શિક્ષક હતા, કારણ મારે એક જ વર્ષમાં ગુજરાતી પહેલી, બીજી ને ત્રીજી સાથે કરવી હતી. ઘણુંખરું તે મારે ઘેર ભણાવવા આવતા. પરંતુ કોઈ કોઈ વાર હું તેમને ઘેર ભણવા જતો હતો. પણ જ્યારે જ્યારે હું તેમને ઘેર ભણવા ગયો છું ત્યારે ત્યારે હંમેશ તેમણે મને પોતાને ઘેર, પોતાની જ થાળીમાં, એક જ ભાણામાં બેસાડીને જમાડ્યો છે. એ રીતે જમાડ્યા વિના કદી મને પાછો જવા દીધો નથી. એવા પ્રેમાળ શિક્ષકો આજે ક્યાં છે?

અંગ્રેજી પાંચમી ચોપડીમાં હું સંસ્કૃતમાં નાપાસ થયેલો. હું સંસ્કૃતમાં નાપાસ થયેલો, તેનું કારણ એ કે મેં ગણિત તરફ જ ધ્યાન આપેલું અને ગણિતમાં ૯૯ ટકા માર્ક મેળવેલા. સંસ્કૃત તરફ ધ્યાન ન આપ્યું એટલે સંસ્કૃતમાં મને માત્ર ૨૫ માર્ક મળ્યા અને એ રીતે હું નાપાસ થયો. તે પછી મારા સંસ્કૃત શિક્ષકે મને બોલાવ્યો ને કહ્યું, 'શાહ, તું તો સંસ્કૃતમાં નપાસ થયો એ કેમ ચાલે? તારે હવે આનું વેર વાળવું જોઈશે!'

મેં પૂછ્યું: વેર કેવી રીતે વાળું, સાહેબ?

તેમણે જવાબ દીધો: હું વેર વળેલું ત્યારે જ ગણું કે જ્યારે તું સમગ્ર વિદ્યાપીઠમાં સૌથી વધારે ગુણ મેળવી જગન્નાથ શંકરશેઠ શિષ્યવૃત્તિ ઝડપી લાવે ત્યારે. તો જ તેં કરેલી આ ગફલતનું વેર વળેલું ગણાય.

અને તે પછી તેમણે મને પોતાને ઘેર બોલાવવા માંડ્યો અને એક પણ પૈસાની આશા સિવાય, વેતનની કલ્પના પણ કર્યા સિવાય, કેવળ ગુરુભાવે તેમણે મને સંસ્કૃતમાં તૈયાર કરવા માંડ્યો. અને પરિણામે ત્રણ વરસ પછી પ્રિવિયસની પરીક્ષામાં જગન્નાથ શંકરશેઠ ઇનામ તથા વ્રજભૂખણદાસ મોરારજી સંસ્કૃત શિષ્યવૃત્તિ મેં મેળવ્યાં ત્યારે તેમણે મારે ઘેર આવીને મને સાબાશી આપી અને કહ્યું કે, 'શાહ, તેં ખરેખર વેર વાળ્યું, હું ઘણો જ રાજી થયો છું.'

આવા શિક્ષકો, વેતનની આશા વિના પોતાને ઘેર સામા ભણવા બોલાવનાર આજે ક્યાં છે?

૬

આજે 'ડિરેક્ટ મેથડ'થી શીખવવામાં આવે છે. પણ ડિરેક્ટ મેથડ એટલે શું? હું ને તમે બધા

ગુજરાતી ભાષા 'ડિરેક્ટ મેથડ'થી શીખ્યા છીએ! મરાઠી ભાષા હું 'ડિરેક્ટ મેથડ'થી શીખ્યો છું. પૂનામાં જે કૉલેજમાં હું પ્રિન્સિપાલ હતો તે કૉલેજમાં ગુજરાતી હું એકલો જ હતો—મારા સિવાય બધા જ દક્ષિણીઓ હતા. એટલે ગુજરાતીમાં બોલવું હોય તો મારે ખાસ કોઈ ગુજરાતી મિત્રને ઘેર મળવા જવું પડતું. બાકીનું આસપાસ બધું જ મરાઠી વાતાવરણ હતું, એટલે મારે બધો વહેવાર ભાંગીતૂટી કે ગમે તેવી મરાઠીમાં જ ગબડાવવો પડતો. પછી તો મેં મરાઠી પુસ્તકો વાંચવા માંડયાં અને હરિનારાયણ આપ્ટેની કાદંબરીઓ તથા બીજાં પુષ્કળ મરાઠી પુસ્તકો હું વાંચી ગયો. પરિણામે આજે મરાઠી વ્યાકરણ તો હું બિલકુલ જાણતો નથી, ને તેમાં મને કંઈ પૂછો તો જવાબ મળે શૂન્યમ્! પરંતુ આજે મરાઠીમાં ભાષણ કરવું હોય તો હું સહેલાઈથી કરી શકું તેમ છું. એનું નામ 'ડિરેક્ટ મેથડ'નું શિક્ષણ. જેને ફ્રેંચ શીખવું હોય તે ફ્રેંચ જ જ્યાં બોલાતું હોય—સ્ત્રીપુરુષ, નોકર ચાકર જ્યાં એ જ ભાષામાં વાતચીત કરતાં હોય, તેવા કુટુંબમાં જઈને રહે એટલે આપોઆપ ફ્રેંચ શીખે, અને એનું નામ 'ડિરેક્ટ મેથડ'. ડિ૦ મે૦ થી અંગ્રેજી શીખવું હોય તો અંગ્રેજ કુટુંબમાં જ શીખી શકાય. તેને બદલે વિદ્યાર્થી બિચારો દહાડાના ૨૩ કલાક ગુજરાતી જ બોલતો ને સાંભળતો હોય ને માત્ર પોણો કલાક તેને અંગ્રેજી પર ગબડાવવાનો હોય તેને અંગ્રેજી શિક્ષણ 'ડિરેક્ટ મેથડ'થી તે કેવી રીતે આપી શકાય?

અને હસામણી વાત તો સૌથી વધારે હવે એ આવે છે કે, મુંબઈની સરકારી બી. ટી. કૉલેજમાં હવે સંસ્કૃત પણ ડિરેક્ટ પદ્ધતિથી શીખવવાનું શરૂ કર્યું છે! જે ભાષા એક પણ કુટુંબમાં આજે બોલાતી નથી તે ભાષાનું શિક્ષણ ડિ૦ મે૦ થી આપવાનું શક્ય કેવી રીતે બને?

૭

મૉન્ટેસોરી અને ડાલ્ટન પ્લાનને હજુ બરાબર અમલમાં મૂકવામાં નથી આવ્યાં એ પ્રમાણે કહેવામાં આવે છે; હજુ એ શરૂના તબક્કામાં છે એમ કહેવામાં આવે છે; પણ એ પ્લાન કોઈક એકાદ ઠેકાણે તો સફળ કરીને બતાવો અને પછી અમને કહો કે, જાઓ, ફલાણે ઠેકાણે જઈને જોઈ આવો, ત્યાં એ સફળ થયો છે. . . . . . સંસ્થાના એક ભાઈ જે ડાલ્ટન પ્લાન વડે શાળા ચલાવે છે, તે ગુલામગીરીનું શિક્ષણ આપનારી મુંબઈ યુનિવર્સિટીનું જોડાણ શા માટે શોધે છે? ડાલ્ટન પ્લાન એટલે શું? ડાલ્ટન પ્લાન એટલે શિક્ષકે વર્ગમાં આવીને લાંબા ટાંટિયા કરીને બેસવું, બીડીઓ ફૂંકવી, અને વિદ્યાર્થીઓને કહેવું કે તમે વાંચો અને ન સમજ પડે તે વાત મને પૂછજો, એટલે તેનો ખુલાસો જોઈ લાવી કાલે હું તમને કહીશ: આનું નામ ડાલ્ટન પ્લાન? શિક્ષકે બેસી રહેવાનું ને મહેનત ન કરવી તે ડાલ્ટન પ્લાન? એક પ્રોફેસર જેને શીખવતાં નહોતું આવડતું તેણે તકલીફમાંથી બચી જવાને માટે એ યોજ્યો હશે, અને તે કોઈ પણ ઠેકાણે આ દેશમાં સફળ થયો હોવાનો નમૂનો આજે બતાવાતો નથી; કોઈ બતાવી શકતું નથી. હું કહું છું કે, કોઈ એકાદ ઠેકાણે તો સફળતાથી ચાલતી મૉન્ટેસોરી કે ડાલ્ટન શાળા અમને બતાવો!

'સાઇકોલોજી સાઇકોલોજી'ને નામે આજે જે રોલ્લાશાસ્ત્ર ચાલે છે, તેના અધકચરા સિદ્ધાંતો પરથી જાત જાતના આવા અખતરાઓ આજે થઈ રહ્યા છે, અને તેના પરિણામરૂપે આજે શિક્ષણને નામે મોટું મીંડું વળી ગયું છે. એમ. એ ને બી.ટી. થયેલાઓ પૂરીપાધરી પોતાની નોકરી માટેની અરજી પણ શુદ્ધ અંગ્રેજીમાં—ભૂલ વગરના અંગ્રેજીમાં—લખી શકતા નથી. આવી ઘણી અરજીઓ મારા વાંચવામાં આવી છે. તો પછી જે શિક્ષણ કશું પરિણામ આણી શકતું નથી એની ઉપયોગિતા શી છે? અમારા જમાનામાં અમારા શિક્ષકો અમને મારતા ખરા, પણ તે પ્રેમથી, હૃદયમાં છલોછલ પ્રેમ અમારે માટે ઊભરાતો. આજે એક તો એવો શિક્ષક બતાવો, જે પોતાના વિદ્યાર્થીને કેવળ ધર્મભાવે,—નિર્લોભે—તેના શિક્ષણમાં મદદ કરવા માટે તૈયાર થાય? ટ્યૂશનો મેળવવાની દોડાદોડ સિવાય આજે બીજું શું દેખાય છે? ટ્યૂશનો, પાઠ્યપુસ્તકો અને નોટ્સ દ્વારા કમાણી કરવી અને માસિક વેતન પૂરતું શીખવવું, એ સિવાય આજના શિક્ષકોમાં બીજું કશું મને દેખાતું નથી.

(એક વ્યાખ્યાન) ન૦ મા૦ શાહ

# 'મારા પુત્રની કેળવણી'*

વીસ વર્ષ પહેલાં મેં મારા પુત્રની કેળવણી શરૂ કરી હતી. એમાં, એનું જીવન ઉપયોગી થાય અને એનામાં આત્મવિશ્વાસ પેદા થાય એવું મારું ધ્યેય હતું. હું માનું છું કે, આપણે બાળકોની કેળવણીની ઘણી જવાબદારી શાળા ઉપર છોડી દઈએ છીએ. પરંતુ ખરી રીતે તો બાળકોનું શિક્ષણ શાળામાં જતા પહેલાં ક્યારનુંય શરૂ થઈ જવું જોઈએ. અને બાળકો શાળામાં જવા માંડે તોપણ સાથે સાથે ઘરનું શિક્ષણ ચાલુ રહેવું જોઈએ.

મારા પુત્ર જોનની ઉંમર તેવીસ વર્ષની છે. તંદુરસ્તી પણ સારી છે. રમત-ગમત અને ભણવાનો શોખીન છે. બધાં સાથે હળીમળીને રહી શકે છે. ગઈ સાલ એણે કૉલેજનો અભ્યાસ પૂરો કર્યો. અત્યારે ઘણી ખુશીથી અને ખંતથી ઇજનેરનું કામ કરે છે.

એને શિક્ષણ આપવામાં મારો મુખ્ય હેતુ એ હતો કે, કેળવણીનું ખરું ધ્યેય આત્મવિશ્વાસ—સ્વાવલંબન, એનામાં આવવું જોઈએ. પોતાના હાથનો ઉપયોગ કરતાં શીખવું એ સ્વાવલંબી જીવનની પહેલી જરૂરિયાત છે. એટલે જોન ત્રણ વર્ષનો થયો ત્યારથી મેં એના હાથની તાલીમ શરૂ કરી દીધી. અમે બંને જમીન ઉપર બેસી લાકડાના ટુકડાઓથી ઘર બનાવતા. કેવું ઘર બનાવવું તે જોનની મરજીની વાત હતી. મારું કામ તો એની દીવાલો સીધી, ખૂણા સમકોણ, અને છતના થાંભલા ઠીક થાય છે કે નહિ, તે જોવાનું અને એ તરફ એનું ધ્યાન ખેંચવાનું હતું. હું ઇચ્છતો કે પહેલેથી જોનના હાથ અને આંગળીઓને ચોકસાઈ અને ધ્યાનથી કામ કરવાની ટેવ પડી જાય. જોન જ્યારે સાડા ત્રણ વર્ષનો થયો ત્યારે ઓજારો સાથે એનો પરિચય શરૂ કર્યો. મને વિશ્વાસ છે કે ઓજારોના ઉપયોગથી હાથ અને મગજ બંનેને એકીસાથે તાલીમ મળે છે. એથી એકાગ્રતા આવે છે, વિચારશક્તિ વિકસે છે, કાર્યકારણનો સંબંધ સમજવાની બુદ્ધિ આપોઆપ ઉદ્‌ભવે છે, હાથને કામ કરવાની ટેવ પડે છે, અને લાગલાગટ કામ કરવાની શક્તિ વધે છે.

વળી તાળાનો કોઈ ભાગ બગડી જાય, સીવવાનો સંચો કચવ્યો હોય, અથવા ભાંગેલું રમકડું સાંધવાનું હોય, તોપણ અમારા કામની પદ્ધતિ એ જ રહેતી: અમે બંને મળીને વિચાર કરતા કે, ક્યાં ક્યાં ઓજારોનો ઉપયોગ કરીએ, કેવી રીતે સફળતા મળશે? જોનના હાથ જેમ જેમ મજબૂત બનતા ગયા તેમ તેમ હું એને હાથથી કામ કરવાનું પ્રોત્સાહન આપતો ગયો. જ્યારે એ પાંચ વર્ષનો થયો ત્યારે ઘરની નાની મોટી મરામત સહેલાઈથી કરી શકતો. હું કહેતો: 'જોન! કપડાં ધોવાના ટબની ટોટી નાળચોડાથી છૂટી પડી ગઈ છે.' તરત એ પેટી ખોલી જરૂરી ઓજાર કાઢતો અને થોડી વારમાં આવી મને ખબર આપતો: 'બાપુજી! ઠીક કરી દીધું.'

મારા મિત્રો મારી મશ્કરી કરતા: 'અરે ભાઈ! એને તો મગજનું કામ કરી પૈસા કમાવાના છે. એને મજૂરીની તાલીમ આપવાથી શો ફાયદો થવાનો છે!' પરંતુ હું મારા નિશ્ચય ઉપર મક્કમ રહ્યો. મારું તો માનવું છે કે, એને આજે જે કામ મળ્યું છે, એનું કારણ એ છે કે, તે કૉલેજના અભ્યાસથી ખરો ફાયદો ઉઠાવવાનું શીખ્યો હતો. જેમનાં મગજ તો એના કરતાં બહુ તેજ હતાં, એવા એના બહુ સાથીઓ હતા; પરંતુ એમને 'બીજી' મુશ્કેલીઓનો સામનો કરવો પડતો. જ્યારે જોનની કેળવણીની શરૂઆત હાથના કામથી થઈ હતી એટલે એના મગજનું કામ પણ બીજાઓથી આગળ રહેતું.

જેમ જેમ જોન મોટો થતો ગયો તેમ તેમ એ મને પૂછવા લાગ્યો: 'આ ચીજ કેવી રીતે કામ કરે છે?' હું એના જવાબમાં સામો પ્રશ્ન કરતો, 'ભલા! તું જ બતાવ, એ કેવી રીતે કામ કરે છે?' છેવટ હું કહેતો કે, ખોલીને જુઓ કે કેવી રીતે કામ કરે છે. આમ મારી દેખરેખ નીચે એણે ઘરનાં બધાં ઓજારો અને યંત્રોના ભાગ ખોલી જોયા. હું પણ જાતે કંઈ કારીગર ન હતો, એટલે હું પણ જોનની સાથે સાથે શીખી રહ્યો હતો. આજ અમારા ઘરમાં

*અમેરિકાના 'રોટેરિયન' નામના માસિકમાં એક પિતાએ પોતાના પુત્રને કેવી રીતે કેળવણી આપી, તેની વાત લખી છે, જે હિંદી 'જીવન સાહિત્ય'માંથી ઉતારી છે.

અથવા મોટરમાં એવું કોઈ સાંચાકામ નથી કે જે જોન સમું ન કરી શકે.

એને એવી ટેવ પડી ગઈ છે કે તે વિચાર કરીને જ દરેક ડગલું ભરે છે. જ્યારે કોઈ યંત્રનો ભાગ ખોલે છે ત્યારે દરેક ભાગનું કામ અને એનો એક-બીજા સાથેનો સંબંધ બારીકાઈથી જુએ છે. આ રીતની તાલીમ મળવાથી દરેક કામમાં એની મનોવૃત્તિ 'આ કામ કેવી રીતે થાય છે?' એમ પૂછવાની પડી ગઈ છે.

જોનની મા અને મેં બંનેએ એવી કોશિશ કરી હતી કે જ્યાં સુધી એને 'કેમ?' એ સરળ પ્રશ્નનો જવાબ સંતોષકારક ન મળે ત્યાં સુધી એને જંપ ન વળવો જોઈએ. પહેલાં અમે એને પૂછતાઃ 'ભલા, તું બતાવ, તને શું સૂઝે છે?' જો અમારા બંનેમાંથી કોઈને બરાબર જવાબ ન સૂઝતો તો અમે પુસ્તકો અથવા જાણકારોની મદદ લેતાં. એક વાર મોટરના એક ભાગનું કામ સમજાવવાને માટે મારે એની સાથે મોટર સુધારનાર કારખાનામાં જઈ મિસ્ત્રીની સલાહ લેવી પડી હતી.

એક વાર એણે પૂછ્યુંઃ 'પોલાદના નાના નાના ટુકડા પાણીમાં ડૂબી જાય છે. છતાં પોલાદની બનેલી આગબોટો કેમ નહિ ડૂબતી હોય?' મેં એને સમજાવવા બહુ પ્રયત્ન કર્યો, પણ એના મગજમાં એ વસ્તુ ચિત્ર જેટલી સ્પષ્ટ ન થઈ. થોડા દિવસ બાદ જ્યારે એ પાણીના ટબમાં હોડી ચલાવી રહ્યો હતો ત્યારે મેં પાણીમાં ભારે 'પેપર-વેટ' અને કાચનું વાસણ મૂકીને બતાવ્યું કે 'પેપર-વેટ' તો ડૂબી ગયું, જ્યારે એનાથી ભારે વાસણ ડૂબ્યું નહિ. જોનના મગજમાં એ વાત એટલી સ્પષ્ટ થઈ ગઈ કે થોડા દિવસ પછી મેં એને એક મોટા માણસને એ વાત સારી રીતે સમજાવતો સાંભળ્યો.

આપ વળી કહેશો કે એને માટે ઘણા સમય અને ધીરજની જરૂર પડે. પરંતુ એમાં સમયની નહિ પણ ધીરજની જરૂર છે. દરેક માબાપ પોતાના બાળકોના પ્રશ્નોના જવાબ દેવામાં, એમને ઉપદેશ આપવામાં અને રાજી રાખવામાં ઘણો સમય આપે છે. મેં પણ એટલો જ સમય આપ્યો, પણ એનો ઉપયોગ કર્યો હતો. જો કંઈ જોન પૂછતો, એના જવાબમાં હું એવી યુક્તિ કરતો કે કોઈ નવી ચીજની શોધમાં એક નવો રસ્તો એને મળી જતો. બચપણમાં એક સ્વાભાવિક એવી પ્રવૃત્તિ હોય છે કે માબાપ જો થોડું પણ ધ્યાન આપે તો ઘણું કામ એથી આપોઆપ સહેલાઈથી થઈ જાય.

જોનને શીખવતાં શીખવતાં મને બહુ મોટી શિખામણ એ મળી કે, જો બચપણમાં સારી ટેવ ન પડી તો પછી જ્યારે એને મનપસંદ કોઈ કામ ન મળે અને એ દુષ્ટતા તરફ વળે તો એને સુધારવામાં ઘણી જ શક્તિ અને સમય આપવો પડે છે.

જોન કંઈ ખાસ બુદ્ધિમાન છોકરો નથી. બીજા છોકરાઓની માફક એનું બાળપણેય રમત-ગમત અને તોફાનમાં વીત્યું હતું. મારી ફક્ત એટલી જ કાળજી હતી કે એની સ્વાભાવિક મનપસંદગી સમજીને એને એવું કામ સોંપવું કે જેથી એને આનંદ આવે અને એના ભાવી જીવન માટે કંઈ પૂંજી પણ એકઠી થાય. પરંતુ એને માલૂમ ન પડવું જોઈએ કે હું એને તાલીમ આપી રહ્યો છું.

જોન સાથેનું મારું વર્તન મોટાની સાથેના જેવું જ હતું. કદી મેં એને સસ્તાં કે નકામાં રમકડાં આપી તેનો વખત બગાડ્યો નથી. મારો તો નિશ્ચય હતો કે, જ્યાં સુધી બને ત્યાં સુધી મોટાંને કામમાં આવે તેવી વસ્તુઓ આપવી. જ્યારે એણે મિસ્ત્રીનાં ઓજાર માગ્યાં ત્યારે મેં એને ઓજારોનો પૂરો સેટ લાવી આપ્યો. એથી એ ઓજારોની કિંમત સમજતાં શીખ્યો. મારા પૈસા ઊગી નીકળ્યા.

બીજી સાલ એણે ઘણી તકલીફ વેઠી થોડા પૈસા એકઠા કર્યા. અને પોતાની જાતે છાપવાનું એક પ્રેસ અને થોડા ટાઈપ ખરીદ્યા. થોડા દિવસ બાદ મેં વિચાર કર્યો કે જો એને શીખવું છે, તે તો એ શીખી રહ્યો છે, તો સાથે સાથે થોડા પૈસા કેમ ન કમાવા? મેં એને કહ્યુંઃ 'ચાલો આપણે છાપખાનું ખોલીએ અને પાડોશીઓનું નાનું મોટું છાપકામ કરીએ.' એથી બીજા વધારે પૈસા મારે રોકવા પડ્યા. અમે બંને આ વેપારમાં ભાગીદાર બન્યા. રોજ રાત્રે અને રવિવારે હું એને મદદ કરતો. એ મારફતે મેં, વેપારમાં પૂંજી રોકવી, તેનો ઉપયોગ કરવો અને નફો વગેરે સર્વ નિયમો શીખવી દીધા.

ખરી વાત તો એ છે કે, આપણે સમજવું જોઈએ કે જ્યારથી બાળક બોલવા-ચાલવા માંડે છે ત્યારથી એની કેળવણી શરૂ થઈ જાય છે; નહિ કે એ શાળામાં દાખલ થાય ત્યારથી. આપણે એની રમત-ગમત, રુચિ, જિજ્ઞાસા, સર્વનો પૂરેપૂરો લાભ લઈ એનો વિકાસ સાધવો જોઈએ. જ્યારે આપણે એવું માની ચાલીશું કે બાળકોના મનનો વિકાસ એક ગંભીર સાધનાની વસ્તુ છે, ત્યારે એનું મન આપણી કોશિશથી વિકાસ પામશે.

અનુ૰ ઈશ્વર પેટલીકર

# વહેવારુ ખગોળ—૨૭

## ઉપસંહાર

ખગોળશાસ્ત્રના વહેવારુ ઉપયોગો વિષેની આ લાંબી ચાલેલી લેખમાળાને હવે સમાપ્ત કરીશું. ભારતીય ખગોળશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન ધરાવવા ઇચ્છનારને જો તેના ઇતિહાસની રૂપરેખાનું જ્ઞાન હોય, તો તે તેને ખૂબ ઉપયોગી થાય છે, તેથી આપણી ચાલુ લેખમાળાની અંદર જ એ વિષયને લઈ શકાય. પણ એ વિષયની, એટલે ભારતીય ખગોળશાસ્ત્રના ઇતિહાસની રૂપરેખાની, એક જુદી જ લેખમાળા કરવી વધારે અનુકૂળ થશે. એ નવી લેખમાળાને આપણી આ ચાલુ લેખમાળા પૂરી થયા પછી તરત જ શરૂ કરવા ઇચ્છું છું.

ચાલુ લેખમાળા પૂરી કરતી વખતે કેટલીક પરચૂરણ બાબતો વિષે બે શબ્દો લખવાની જરૂર લાગે છે.

ખગોળશાસ્ત્ર શીખવાથી થતા આધ્યાત્મિક અને બૌદ્ધિક લાભો વિષે પાછળ લખ્યું છે. તેના વહેવારમાં થતા અનેક ઉપયોગો વિષે તો આ આખી લેખમાળા લખી. પણ ખગોળ શીખવાનો સૌથી મોટો લાભ તો એ છે કે તેથી માણસને આ આખા વિશ્વમાં પોતાનું સ્થાન ક્યાં અને કેવડું છે તે સમજાય છે. ભૂગોળ શીખવાથી માણસને પૃથ્વી પરનું પોતાનું સ્થાન સમજાય છે અને તે સમજાયા વિના માણસ દુનિયા સાથેના પોતાના વ્યવહારોને યોગ્ય રીતે ગોઠવી શકે નહિ. તે જ પ્રમાણે ખગોળના અભ્યાસ વિના માણસ આખા વિશ્વની સાથેના પોતાના સંબંધોને યોગ્ય રીતે સમજી શકે નહિ અને આખા વિશ્વ પ્રત્યેનાં પોતાનાં કર્તવ્યોને યોગ્ય રીતે ગોઠવી શકે નહિ. બીજા શબ્દોમાં કહીએ તો, ખગોળના જ્ઞાન વિના માણસ પોતાના બૌદ્ધિક જ્ઞાનને અને આધ્યાત્મિક આદર્શોને બરાબર યોગ્ય અને વ્યવસ્થિત સ્વરૂપ આપી શકે નહિ.

આથી ખગોળના જ્ઞાનની જરૂર માત્ર થોડા સુશિક્ષિતોને નહિ, પણ કરોડો અશિક્ષિતોને સુધ્ધાં છે; અશિક્ષિતોને તો તેની વધારે જરૂર છે. વિજ્ઞાન, ભૂગોળ અને ખગોળના સામાન્ય જ્ઞાન વિના અને માણસ જંગલી સ્થિતિમાંથી સુધરેલી સ્થિતિમાં કેવી રીતે આવ્યો એટલા ઇતિહાસના જ્ઞાન વિના હિંદુસ્તાનનાં ગામડાંના કરોડો લોકો ભૂતપ્રેત, દોરા-ધાગા, જંતરમંતર અને ભૂવાજતિઓના વહેમોમાંથી કદી છૂટી શકવાના નથી. પણ કરોડો અભણ માણસો આ જ્ઞાન કેવી રીતે મેળવી શકશે? તેઓને અક્ષરજ્ઞાન આપીને પુસ્તકો દ્વારા આ જ્ઞાન આપવાનું કામ બહુ લાંબું થશે અને એ માર્ગે થોડા જ લોકોને આપણે આ જ્ઞાન આપી શકીશું. તેથી આ સિવાયના માર્ગોનો વિચાર કરવો જોઈએ.

ગામડાંના લોકોને ખગોળનું સામાન્ય જ્ઞાન આપવાનો સૌથી સ્વાભાવિક માર્ગ એ છે કે, દરેક ગામમાં થોડાક શિક્ષિત લોકોએ આ વિષયનું સામાન્ય જ્ઞાન મેળવી લેવું અને તેઓએ તે જ્ઞાન ગામના માણસોને પ્રત્યક્ષ આપવું. આકાશનાં નક્ષત્રોની પ્રત્યક્ષ ઓળખ, પૃથ્વીનો આકાર અને તેની ગતિઓ, સૂર્યમાળાના ગ્રહો અને ઉપગ્રહોનાં સ્વરૂપ અને ગતિઓ, તારાઓનાં સ્વરૂપ અને તેઓનાં અગાધ અંતરો, વગેરેની સમજણ તે મોઢેથી અથવા ચિત્રોની મદદથી આપી શકે. આ ઉપરાંત પોતાના ગામના અક્ષાંશરેખાંશ, શુદ્ધ દિશાઓ અને સમય વગેરે સાદાં સાધનોથી તે સમજાવી શકે. આની રીતો આ લેખમાળામાં અગાઉ આવી ગઈ છે. આવાં સાધનો તે કોઈ પણ જગાએ કાયમ ગોઠવેલાં રાખી શકે. આને આપણે ગામડાની વેધશાળા કહીશું. આને માટે જોઈતાં સાધનો માટે લગભગ કંઈ જ ખર્ચ થતું નથી એ આપણે આ લેખમાળામાં અગાઉ જોઈ ગયા છીએ. છતાં આ સાધનોથી ખગોળની લગભગ બધી મહત્ત્વની

બાળતો જણાય છે એ નવાઈ જેવું છે. બધાં વિજ્ઞાનોનું આમ જ છે. વિજ્ઞાનના સામાન્ય જ્ઞાન માટે મહત્ત્વની વસ્તુ અવલોકન છે, સાધનો નહિ. ખર્ચાળ સાધનો વિના વિજ્ઞાન શિખાય નહિ એ ભ્રમ છે.

પણ દરેક ગામમાં ખગોળના સામાન્ય જ્ઞાનવાળો સેવાભાવી માણસ હોય એ સ્થિતિ હજુ તો દૂર લાગે છે. એ સ્થિતિ પ્રાપ્ત થાય તે પહેલાં તાત્કાલિક શક્ય એવી કોઈ યોજનાની જરૂર છે. , આવી એક યોજનાની કલ્પના મેં કરી છે. આ યોજના માત્ર ખગોળ માટે નહિ, પણ બધાં વિજ્ઞાનો, ઇતિહાસ-ભૂગોળ, અને બીજા સામાન્ય જ્ઞાન માટે પણ ઉપયોગી થશે. આ યોજના લોકશિક્ષણ મંદિર ની છે. આ મંદિરોમાં લોકોને જરૂરી એવું બધું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ વસ્તુઓ, નમૂનાઓ, નકશાઓ, આકૃતિઓ, વગેરે દ્વારા મળે એવી વ્યવસ્થા હોય, એવી કલ્પના છે. અભણ માણસ આ સાધનો જોઈને જ જ્ઞાન મેળવે એ તેનો હેતુ છે. બહુ તો, વસ્તુઓનાં નામ અને કેટલીક ટૂંકી, સાદી સમજણ લખી હોય, તે જેને સાધારણ વાંચતાં આવડતું હોય, તે સમજી શકે એવી હોય. અમુક ગામડાંના જૂથની વચ્ચે આવું એકેક મંદિર દેશમાં ઠેર ઠેર હોય અને કોઈ પણ ગામડું આવા એકાદ મંદિરથી દસ માઈલ કરતાં વધારે દૂર ન હોય એવી રીતે તે આવેલાં હોય. શરૂઆતમાં તાલુકા કે મહાલોનાં મુખ્ય શહેરોમાં આવાં મંદિરો ખોલી શકાય, પણ છેવટે તો તે ગામડાંમાં જ ખોલાવાં જોઈએ શહેરોમાં પણ આવાં મંદિરો ઉપયોગી થઈ શકે, પણ તેમાં વધારે ઊંચું જ્ઞાન મેળવવાનાં સાધનો હોય. એમ તો, હિંદુસ્તાન જેવડા મોટા દેશમાં ઓછામાં ઓછાં ચાર છ ઠેકાણે ઉત્તમ દૂરબીનો, વગેરે ખગોળનાં બધાં અદ્યતન સાધનોથી સુસજ્જ વેધશાળાઓની અત્યંત જરૂર છે. તેમાં ખગોળશાસ્ત્રનો ઉચ્ચ અભ્યાસ થઈ શકે. પણ આપણી આ લેખમાળાનો વિષય હિંદુસ્તાનનાં ગામડાંના કરોડો માણસો ખગોળનું અત્યંત જરૂરી સામાન્ય જ્ઞાન કઈ રીતે મેળવી શકે તે વિચારવાનું છે, તેથી ખગોળના ઉચ્ચ જ્ઞાનનાં સાધનોનો વિચાર અહીં નહિ કરીએ.

દરેક માણસને ખગોળનું ઓછામાં ઓછું કેટલું જ્ઞાન જોઈએ? આ જ્ઞાનના હું ત્રણ વિભાગ પાડું છું:

(૧) પહેલો વિભાગ વિશ્વના સ્વરૂપ અને તેની વ્યવસ્થાનું જ્ઞાન. આ જ્ઞાન સામાન્ય રીતે, આપણી યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષામાં ભૂગોળના અભ્યાસક્રમમાં જેને खगोळविषयक भूगोळ કહે છે, એટલું જોઈએ. એટલે પૃથ્વીનો આકાર અને તેની ગતિઓ, દિવસરાત, ઋતુઓ અને દિનમાન, ચંદ્ર, તેની કળાઓ અને ગ્રહણો, ગ્રહો, સૂર્યમાળા અને સ્થિર તારાઓ, ટૂંકમાં આકાશીય પદાર્થોનાં સ્વરૂપ, તેનાં દ્રવ્યો અને ગતિઓ અને સમગ્ર વિશ્વવ્યવસ્થામાં તેઓનાં સ્થાન અને ફાળો. આ જ્ઞાન માટે મેટ્રિકના અભ્યાસક્રમ માટે લખાયેલા કોઈ પણ પુસ્તકમાં શરૂઆતમાં આપેલો खगोळविषयक भूगोळनो વિભાગ પૂરતો થઈ રહેશે.

૨. બીજો વિભાગ आकाश-परिचय. આમાં આકાશના મુખ્ય તારા, નક્ષત્રો અને ગ્રહોની પ્રત્યક્ષ ઓળખ અને તેઓનાં નામોનું જ્ઞાન. આ માટે શ્રી. ભોગીલાલ કેશવલાલ પટવા કૃત 'આકાશ દર્શન' નામનું પુસ્તક બસ થશે (પ્રકાશક: એસ. બી. શાહની કં., પાનકોર નાકા, અમદાવાદ, કિં. ૮ આના). જેને જરા વિશેષ જ્ઞાન જોઈએ તેને માટે 'જ્યોતિર્વિલાસ અથવા રાત્રિની બે ઘડી મોજ' એ પુસ્તક છે. તે મૂળ મરાઠીમાં સ્વ. શંકર બાળકૃષ્ણ દીક્ષિતે લખ્યું છે અને તેનું ગુજરાતી ભાષાંતર 'ગુજરાતી' પ્રેસ, કોટ, મુંબઈથી પ્રકાશિત થયું છે. (કિં. ૩ રૂપિયા). મૂળ મરાઠીની કિંમત ૧‌॥ રૂપિયો છે અને તે કોઈ પણ મરાઠી બુકસેલર પાસેથી મળશે.

૩. ત્રીજો વિભાગ ખગોળનો વહેવારુ ઉપયોગ. આ વિભાગ માટે આ લેખમાળા ખાસ લખવામાં આવી છે. આમાં કોઈ પણ સ્થળના અક્ષાંશરેખાંશ, દિશા, સમય, વગેરે જાણવાની રીતો, આપણા પંચાંગની સમજણ અને તેનો ખગોળશાસ્ત્રીય ઉપયોગ, આટલું આવે છે.

આ લેખમાળાથી કોઈ પણ વાચકના ખગોળના જ્ઞાનમાં કંઈ પણ વધારો થયો હશે, અથવા ખગોળનો અભ્યાસ કરવા માટે કંઈ પણ ઇચ્છા થઈ હશે, તો આ લેખમાળા લખવાનો હેતુ હું સફળ થયો માનીશ, એટલું જણાવી આ લેખમાળા સમાપ્ત કરું છું.

હરિહર ભટ્ટ

# સફળ લોકશાહીની શરતો

સરમુખત્યારો લોકશાહીને હસી કાઢે છે. અને તેઓ એકલા જ નથી હસતા : છીછરા મગજના લોકોય એકહથ્થુ રાજસત્તાને વખાણે છે. એમ કહેવામાં આવે છે કે, 'લોકનું લોક મારફતે રાજ' એ તો અકલ વગરની વાત છે; આમ-જનતા રાજ જ ન કરી શકે. આવી દલીલ તો હવામાં બાચકા ભરનારી છે. કોઈએ કદી નથી કહ્યું કે, તેઓ રાજ કરી શકે. લોકશાહીનો અર્થ એ છે કે, લોકોને છેલ્લી સત્તા છે; તેમના નેતાઓ તેમને રસ્તાઓ સૂચવે તેમાંથી તેઓ પસંદ કરી શકે છે. અલબત્ત, પોતાનો અધિકાર તેમણે સુપરત કરવો જોઈશે; પોતે સંમત હોય તે નીતિ ચલાવનાર પ્રતિનિધિઓ ચૂંટવા જોઈશે; રાજવહીવટ ચલાવવા અમલદારોની પલટણને કામ કરવા દેવું પડશે. સરમુખત્યારીની સફળ-અફળ-તા સરમુખત્યારના ગુણો પર આધાર રાખે છે, એ આપણે સમજી શકીએ છીએ. પણ લોકશાહીમાં નાયકો અને અમલદારોની જાત તથા શક્તિ ઉપર બધું નભે છે, એ એટલું સાધારણપણે નથી સમજાતું. અને આપણે જ્યાં નજર કરીએ ત્યાં બધે જોવા મળે છે કે, લોકશાહી સારી ચાલે છે કે માઠી, તે તેના ચલાવનારા માણસો ઉપર આધાર રાખતી વસ્તુ હોય છે . . . નબળી કે અપ્રમાણિક નેતાગીરીને લઈને જ ફ્રાન્સ પડયું. 'પેતીત પેરીસ' નામના છાપાનો માજી તંત્રી કહે છે કે, 'લાંબા કાળથી ફ્રાન્સની લોકશાહી ખાલી ફેંફું જ બની ગઈ હતી.' . . . એટલે અચૂક આપત્તિ આવી; પણ તે લોકશાહીના કોઈ અંતર્ગત દોષને લઈને નહિ, પણ તેના રાજકારણીઓનાં પોચકાપણા અને કપટી જૂઠને લીધે.

આની સામે એમ વાંધો લેવાય કે, 'લોકોએ ભાન રાખવું જોઈતું હતું; લોકોએ કરી બતાવવું જોઈતું હતું: લોકોનો દોષ છે.' એનો ઉત્તર એ છે કે, 'જ્યારે છાપાંમાત્ર રાજકારણીઓ જોડે સાગરીત બન્યાં હોય, અને પ્રજાને ચેતવે એવાં છાપાં પર કડકાઈથી કાબૂ રખાયો હોય, તે વખતે લોકો સત્ય જાણી પણ શી રીતે શકે?' કોઈ છાપાનો વિશ્વાસ નહોતો કરી શકાતો; કેમ કે બધાં જ કોઈ ને કોઈ એવા હિતની સેવામાં કે મૂઠીમાં ફસાયાં હતાં, કે જે હિત સત્યથી વેગળું હતું. થોડાક પ્રામાણિક શક્તિશાળી માણસો, કે જેઓ પોતાના દેશ પર કેવો સમો ગુજરે છે તે જાણતા હતા, તેમને જો એકાદ છાપામાં પણ છૂટથી બોલવા દીધા હોત, તો તેમણે ફ્રાન્સને બચાવ્યું હોત. રાજકારણ-ક્ષેત્રમાં તેવા માણસો હયાત નહોતા. . .

અને આ પ્રકારની આવશ્યક દોરવણી કે નેતાગીરી મેળવવાની બાબતમાં, છાપાએ પોતાની ફરજ બજાવવાની હોય છે. શક્તિશાળી અને સ્વમાની પત્રકારત્વ વગર લોકશાહી ચાલી શકે નહિ. ૫૦ વર્ષ પર છાપાં નીરસ હતાં. લગભગ રાજદ્વારી લેખો ને ભાષણો જ એમાં આવતાં. પરંતુ તેને ચલાવનારા માણસો પોતાને એક ફરજ બજાવવાની છે એવા ભાનવાળા હતા. તે વખતે છાપું સમાજની 'ચોથી સમૃદ્ધિ' કહેવાતું. લોકશાહી તંત્રનો એ એક જરૂરી ભાગ લેખાતો. તેના અગ્રલેખકો એવા માણસો હોતા, જેઓ રાજકારણીઓ કરતાં જ્ઞાનમાં અને સામાન્યતઃ બુદ્ધિમાંય ચઢિયાતા હોતા. અર્વાચીન છાપામાંથી અગ્રલેખ તો લગભગ નાબૂદ થયો છે; છાપું વાંચવું વધારે ગમે એવું ને રસિક બહુ થયું છે. કેટલીક બાબતોમાં તે વધારે માહિતીદાર બન્યું છે; અને જીવન સાથે સંબંધ પહેલાંથી વધારે બાબતોમાં જોડાયો છે. પણ કોઈ તેને 'ચોથી સંપત્તિ' કહેતું નથી. તે વેપારી થયું છે; એક બજારુ વેચાઉ ચીજ બન્યું છે. એટલે કે, તમે એની જગાની સાથે એની 'ગુડ-વિલ'— શાખ પણ ખરીદી શકો; એ તો એક ધંધો છે.

છાપાએ જામવું હોય તો તે એટલું વેચાવું જોઈએ કે જેથી ભારે આવકવાળી જાહેરખબરો તેની પાસે સારી પેઠે આકર્ષાય. એનો અર્થ એ કે, લોકપ્રિય છાપાએ બને તેટલી વધારેમાં વધારે રોજિંદી ઘરાકી મેળવવા સારુ જનતાની બુદ્ધિની નીચામાં નીચી સાધારણ કક્ષાને રીઝવવી જોઈએ: એમના સૂરમાં સૂર મિલાવવો જોઈએ; એટલે, બને ત્યાં બધે અતિ લાગણી રેડવી જોઈએ, જુગારના ગાંડપણને ઉશ્કેરવું જોઈએ, અને મારા-મારી એવી

કશા ગંભીર મહત્ત્વની વાતોથી કે વિચારપ્રેરક એવા કશાથી વાચકોને તકલીફ ન આપવી જોઈએ. ગયા સૈકામાં મતાધિકાર વધ્યા બાદ લૉર્ડ શેરબ્રૂકે સાચું કહેલું કે, "આપણા માલિકોને આપણે કેળવવા જોઈએ." પણ એ થયું નથી; અને છાપાની મદદ વગર એ થઈ શકે એમ નથી.

એકંદરે જોતાં, આજે છાપાં જાહેર બાબતો સમજવા માટે જરૂરી શિક્ષણ આપતાં નથી. એનું કારણ એ નથી કે, એને લાયક પત્રકારો ખૂટતા છે. 'ચોથી સમૃદ્ધિ'ના જમાનામાં હતા એટલા માણસો આજેય છે; પરંતુ તેવું શિક્ષણ અને પ્રેરણા આપવાની તેમને તક મળતી નથી. છાપાંને કાબૂમાં રાખતા ને સંપાદન કરતા લોકો વાચકોને કેળવવાની વાતને હસી કાઢે છે. તેમાંના હાજરજવાબી લોક એ વાતને 'ચોખલિયા કે ઘમંડી' કહે છે, બીજા એને અણ-વેપારુ કહે છે. પરંતુ, એક માણસનું જ્ઞાન આમ-જનતાથી વધારે હોય અને બુદ્ધિ વધુ કેળવાયેલી હોય, તેથી શું તે ઘમંડી કે ચોખલિયો થઈ જાય? એ પોતાનો ઊંચભાવ આગળ કર્યા કરે તો બેશક ને અકારો અણગમાઉ બને. પરંતુ જનતા પોતાની પસંદગી યોગ્ય રીતે કરે તે માટે, મત કેળવનારને દોરનાર લાયક માણસો તો જોઈએ. તેમાંના થોડાક જરાસરખા ઊંચભાવી લાગે, તોપણ છાપાંના કાબૂદારો અને સંપાદકોની વૃત્તિ તો તેના કરતાં ક્યાંય અપમાનકારક અને ભયંકર છે.

પોતાના વાચકોને તેઓ તુચ્છકારે છે એમ પોતે બતાવે છે. માણસની હલકી વાસનાઓ ને વધારે મૂર્ખ પ્રકારના મનમને તેઓ રીઝવ્યા કરે છે. અને એક વાર છાપા-માલિકો કે સંપાદકો ઘરાકીની ગાંડી પડાપડીથી ખેંચાઈ મૂર્ખ અને અંધ વાચકોને ખેંચવા પાછળ ગબડ્યા, એટલે પછી કામવાસના કે જોષ કે સ્વપ્નના અર્થો જેવી એકે બાબત અયોગ્ય ગણી રદ નથી થતી. પરિણામે, લોકમાનસ ચોખ્ખી રીતે પડે છે; મહત્ત્વની ગંભીર બાબતોથી તે મોં ફેરવે છે; અને ક્ષુલ્લકતા, લાગણીવેડા અને નરી મૂર્ખતા પર રસ એકાગ્ર બને છે.

આમ, એક બાજુ છાપાના સંચાલકો લોકોને મૂર્ખ અને ગમે તેવી કચરાપટ્ટીમાં મહાલતા ગણી ધિક્કારે છે, ત્યારે બીજી બાજુએ લોકશિક્ષકો આમ-જનતામાં કાંઈક બુદ્ધિ છે એમ ગણી તેને સુધારવા બનતું કરવા મથે છે. તેઓ શિક્ષકો છે, જ્યારે પેલા બીજા તો ખરી ખાતા ફેરિયા છે; — પોતે જેને નકામો કે નુકસાનકારક પણ માને છે, તેવો માલ ભોળા લોકને બનાવી ફોસલાવી વેચી ખાય છે. લોકશાહીની અહીં આગળ ભારે ભયંકર ભૂલ થાય છે. આમ-જનતા કરતાં જેઓ વધુ સમજે છે અને સારા-નરસાની વિવેકશક્તિ જેમણે કેળવી છે, તેઓએ, તંત્ર સખનું ચલાવવા જે ભાગ ભજવવો જોઈએ, તે તેઓ નથી ભજવતા. તેનો ભાર મુખ્યત્વે રાજકારણીઓ, છાપા-માલિકો, નાણાવટીઓ, અને ઉદ્યોગપતિઓના ઉપર છોડવામાં આવે છે. લૉર્ડ શેરબ્રૂકે જે કેળવણીને આવશ્યક કહી છે, તેમાં આ લોકોમાંનો એકે કશું કરતો નથી. રાજકારણી સાચી વાત કરતાં ડરે છે; છાપા-માલિક તેના ઘરાકને મૂર્ખ ગણી તુચ્છકારે છે; નાણાવટી લોકને પોતાની દૂઝણી ગાય ગણે છે; અને ઉદ્યોગપતિ રાષ્ટ્ર પ્રત્યે પોતાની કશી જ જવાબદારી નથી ગણતો, તે તો પોતાના શેરવાળાને જ માને છે. પરિણામે, લોકશાહીને સફળ કરવા સારુ મતદારોને જે નિઃસ્વાર્થ અને સમજદાર દોરવણી મળવી જોઈએ, તે તેમને નથી મળતી. આમ-જનતાને શિક્ષણ નથી ગમતું એવું નથી. પોતાને વિષે કડક સત્યો કહેવામાં આવે એ તેને કઠે છે એમ નથી. જૉન સ્ટુઅર્ટ મિલ પાર્લામેન્ટનો સભ્ય થવા ઊભો થયો ત્યારે લંડનના કામદારોને તેણે કહ્યું કે, 'સામાન્યતઃ તમે જૂઠાબોલા હો છો,' ત્યારે તેમણે તાળીઓથી એ વધાવેલું. લોકશાહી માટે, 'લોકોનો વિશ્વાસ રાખો' એના કરતાં 'લોકને શીખવો' એ વધારે મહત્ત્વનો મુદ્રાલેખ છે; કારણ કે, એમને શીખવવામાં ન આવે તો તેમનો વિશ્વાસ નહિ કરી શકાય. આ સિદ્ધાંત લગભગ બધી લોકશાહીઓએ અવગણ્યો છે.

નેતૃત્વ, શિક્ષણ, સ્વતંત્ર ચર્ચા, સ્વતંત્ર પ્રતિનિધિત્વ — આ, લોકશાહીની સફળતાની આવશ્યક શરતો છે. અને ખાસ તો, લોકબુદ્ધિ કેળવવી જોઈએ, સતેજ કરવી જોઈએ. આ સૈકાના પ્રારંભથી જોવામાં આવતું, બ્રિટિશ લોકજીવનનું ખરાબમાં ખરાબ લક્ષણ, જાણીબૂજીને અતિ વ્યાપક રૂપે આમ-મૂર્ખતા કેળવવાને જે ઉત્તેજન મળ્યું છે, તે મને લાગે છે.

ઊંચો આદર્શ આપણે નથી મૂક્યો; જાણી-જોઈને ઊતરતાને અનુસર્યો છે. અને તે એ સારુ નહિ કે, આમ-જનતાના આદર્શ ઊતરતા હોય છે. આમ-આદર્શો જેવું તો છે જ નહિ. લોક માટે આદર્શો તો તેમના નાયકો કે સેવકો મૂકે છે. એમ કહેવું કે આમ-જનતા તો પોતાને ગમતી વાતે જ ખેંચવા માગે છે, તો એ વાત તો અક્કલ વગરની છે. સામુદાયિક રૂપે તેને પોતાની સ્પષ્ટ જરૂરોનું ભાન નથી. તેના સેવકો કે નાયકો શું કરે છે તેનું સામુદાયિક ભાન એને નથી. જોરથી જે કોઈ ઉત્તેજના એમને અપાય, તેને તેઓ ઝીલશે. પણ એમને એ ખબર નથી કે, જુગાર કે સટ્ટા ખેલવાનું તેમને શીખવવામાં આવ્યું છે, ગુનાની (ને ખાસ કરીને ખૂનની) વાતો અને ફિલ્મોનો ચસકો તેમને લગાડવામાં આવ્યો છે, વધારેપડતું પીવાની કુટેવ સતત જાહેરાતો કરી કરીને તેમને પાડવામાં આવી છે.

જો લોકશાહી ખીલવવી હોય તો આપણે આપણો ભાગ બજાવવો જોઈએ.

(અંગ્રેજી 'સોશિયલ વેલ્ફેર' પરથી)

હૅમિલ્ટન ફાઈફ

# નિરક્ષરતા ક્યારે નાબૂદ થશે?

ઈ. સ. ૧૯૪૧ના માર્ચની ૧લી તારીખે થયેલી વસ્તીગણતરી પ્રમાણે જુદા જુદા પ્રાન્તોમાં અને દેશી રાજ્યોમાં વસ્તી કેટલી છે અને લખી વાંચી શકે તેવા લોકો કેટલા છે તેની કેટલીક હકીકત નવેમ્બરની અધવચમાં જાહેર થઈ છે. તેમાંથી જાણવા જેવી વિગતો નીચે પ્રમાણે છે:

| | '૪૧માં વસ્તી (હજારમાં) | '૩૧ની સરખામણીમાં વધારો ટકા | લખી વાંચી શકે તેવા કેટલા? (હજારમાં) | ભણેલાના ટકા |
|---|---|---|---|---|
| આખું હિંદ | ૩,૮૮,૮૦૦ | ૧૫.૦ | ૪૭,૩૨૩ | ૧૨.૧ |
| બ્રિ. હિંદ | ૨,૯૫,૮૨૭ | ૧૫.૨ | ૩૭,૦૧૬ | ૧૨.૫ |
| **પ્રાંતો** | | | | |
| મદ્રાસ | ૪૯,૩૪૨ | ૧૧.૬ | ૬,૪૨૧ | ૧૩.૦ |
| મુંબઈ | ૨૦,૮૫૮ | ૧૫.૯ | ૪,૦૧૮ | ૧૯.૫ |
| બંગાળ | ૬૦,૩૧૪ | ૨૦.૩ | ૯,૭૨૦ | ૧૬.૧ |
| સં. પ્રાંતો | ૫૫,૦૨૧ | ૧૩.૬ | ૪,૬૫૩ | ૮.૪ |
| પંજાબ | ૨૮,૪૧૯ | ૨૦.૪ | ૩,૬૬૬ | ૧૩.૦ |
| બિહાર | ૩૬,૩૪૦ | ૧૨.૩ | ૩,૩૪૦ | ૯.૧ |
| મધ્ય પ્રાંત અને વરાડ | ૧૬,૮૨૨ | ૯.૮ | ૧,૯૧૦ | ૧૧.૩ |
| આસામ | ૧૦,૨૦૫ | ૧૮.૨ | ૧,૧૭૪ | ૧૧.૫ |
| સરહદ | ૩,૦૩૮ | ૨૫.૨ | ૨૩૪ | ૭.૭ |
| ઓરિસા | ૮,૭૨૯ | ૮.૮ | ૯૪૮ | ૧૦.૮ |
| સિંધ | ૪,૫૩૭ | ૧૬.૭ | ૪૭૪ | ૧૦.૪ |
| **દેશી રાજ્યો** | | | | |
| ત્રાવણકોર | ૬,૦૭૦ | ૧૯.૧ | ૨,૮૯૪ | ૪૮ |
| કોચીન | ૧,૪૨૩ | ૧૮.૧ | ૫૦૪ | ૩૫.૪ |
| વડોદરા | ૨,૮૫૫ | ૧૬.૬ | ૬૫૭ | ૨૩ |
| પશ્ચિમ હિંદ એજન્સી | ૪,૯૦૧ | ૧૬.૧ | ૭૧૭ | ૧૪.૬ |
| મૈસૂર | ૭,૩૨૯ | ૧૧.૮ | ૮૯૬ | ૧૨.૧ |
| હૈદરાબાદ | ૧૬,૧૮૪ | ૧૨.૧ | ૧,૧૧૧ | ૬.૯ |
| ગ્વાલિયર | ૩,૯૯૨ | ૧૩.૩ | ૨૯૭ | ૭.૪ |
| કાશ્મીર | ૪,૦૨૧ | ૧૦.૩ | ૨૧૪ | ૬.૫ |
| રજપૂતાના | ૧૩,૬૭૦ | ૧૮.૧ | ૭૭૨ | ૫.૬ |

આ આંકડા બતાવે છે કે, આખા હિંદમાં છેલ્લાં દસ વરસમાં ૧૫ ટકા વસ્તી વધી છે. બધાય પ્રાન્તોમાં તે જ રીતે ઓછોવત્તો વધારો થયો છે. બંગાળા અને પંજાબમાં ૨૦ ટકા વધારો થયો છે, એટલે દર પાંચ માણસે ૧ માણસ વધ્યું છે; અને સરહદ પ્રાન્તમાં તો ૨૫ ટકા, એટલે દર ૪ માણસે ૧ માણસ વધ્યું છે. ત્રાવણકોર અને કોચીન જેવાં આગળ-પડતાં રાજ્યોમાં અને રજપૂતાનામાં દર ૫ માણસે લગભગ ૧ નો વધારો થયો છે.

આ પ્રમાણે વસ્તી વધી, તેની સાથે છેલ્લાં ૧૦ વરસમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ પણ થોડું વધ્યું છે. પણ તે નજીવું છે. ૧૯૩૧માં ૮ ટકા લખી વાંચી જાણતા હતા, તે વધીને

૧૯૪૧માં ૧૨ ટકા થયા છે. બ્રિટિશ હિંદના પ્રાંતોમાં મુંબઈ પ્રાંતની સ્થિતિ 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન'ના જેવી છે. તેમાં અક્ષરજ્ઞાનના ટકા ૧૯.૫ આવે છે. તે બીજા પ્રાંતો કરતાં વધારે છે. પણ તે કોચીન (૩૫) અને ત્રાવણકોર (૪૮)નાં દેશી રાજ્યો કરતાં ક્યાંય ઓછા છે. અલબત, હૈદરાબાદ (૬.૯), ગ્વાલિયર (૭.૪) અને કાશ્મીર (૬.૫) રાજ્યો કરતાં તો ઘણા વધારે છે એમાં શંકા નથી. પણ આ આંકડા જોતાં આશ્ચર્ય એ થાય છે કે, વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત છે, છતાં ત્યાં દર ૪ માણસે ૩ માણસ કેમ અભણ છે ? કાયદાઓનો અમલ સહૃદયતાથી ન થાય ત્યાં એવું જ બને છે.

ઉપરના આંકડા બતાવે છે કે ગયાં ૧૦ વરસમાં આખા હિંદમાં લખી વાંચી શકે તેવા લોકોની સંખ્યામાં ફક્ત ૪ ટકાનો વધારો થયો છે અને ૮૮ ટકા લોકો અભણ છે. આ હિસાબે સંપૂર્ણ નિરક્ષરતા નાબૂદ કરવા માટે ૨૨૦ વરસ જોઈએ! એટલાં વરસો આપણે રાહ જોઈ શકીએ? બે સૈકા સુધી રાહ જોવાનું કોઈ રાષ્ટ્રને પાલવે નહિ. સ્વરાજ્ય કે પ્રજાતંત્ર નિરક્ષર પ્રજા ચલાવી શકે નહિ. એટલે કોઈ પણ ભોગે નિરક્ષરતા વહેલામાં વહેલી તકે નાબૂદ કરવી જોઈએ. અમેરિકા, ઈંગ્લંડ, જર્મની અને જાપાન જેવા દેશોમાં સ્ત્રીપુરુષોમાં નિરક્ષરતા લગભગ નાબૂદ થઈ છે એમ કહી શકાય. રશિયાએ બે દસકામાં જ હિંદના જેવી અભણ સ્થિતિને દેશવટો આપ્યો છે અને લગભગ આખી પ્રજાને અક્ષરજ્ઞાન આપી દીધું છે. આમાં માધ્યમિક કે ઉચ્ચ કેળવણી આપવાની વાત નથી. દરેક માણસને લખતો વાંચતો કરવાની વાત છે. સરકાર અને પ્રજા ધારે તો બે દસકાનો સમય પૂરતો છે. તેને માટે આજની ગતિએ બે સૈકાં તો ન જ જોઈએ. પણ પેલો તોતેર મણનો 'તો' નડે છે. તેને પહેલો હટાવવો જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# આપણું શરીર

૬. શરીરનું બંધારણ – ૨

યુરોપીય વિજ્ઞાન પ્રમાણે રસાયણી દૃષ્ટિએ શરીરનું બંધારણ આ વખતે આપણે સમજવાનું છે.

જગતના પદાર્થો તપાસીને રસાયણવિદ્યા કહે છે કે, તે બધા મૂળમાં લગભગ ૯૨ મૂળ-પદાર્થના બનેલા છે. આ મૂળ-પદાર્થને મૂળતત્ત્વો કહેવામાં આવે છે; તેમની મેળવણીથી કુદરતમાં જોવા મળતા અનેક પદાર્થો બન્યા છે.

એ રીતે જોતાં શરીરમાં જે મૂળતત્ત્વો છે તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે — ઑક્સીજન, હાઈડ્રોજન, નાઈટ્રોજન, કાર્બન, ગંધક, ફૉસ્ફરસ, ક્લોરીન, સોડિયમ, પોટાશિયમ, કૅલ્શિયમ, મેગ્નેશિયમ, અને લોહ. આમાંનાં ઘણાં નામો આપણે માટે નવાં છે, કેમ કે તે અંગ્રેજી છે અને આપણી ભાષામાં તેને માટે નામો નથી.

આ મૂળતત્ત્વો પોતાના શુદ્ધ રૂપમાં શરીરમાં હોય છે એમ ન સમજવું. તેઓ અરસપરસ મળીને અનેક સમાસ-પદાર્થો બનાવે છે; અને શરીરમાં તે રૂપે તે જોવા મળે છે. જેમ કે, શરીરના વજનના લગભગ ૬૦ ટકા પાણી છે; આ પાણીમાં ઑક્સીજન અને હાઈડ્રોજન રહેલા છે. પણ આ ઉપરથી એમ ન માનતા કે, પીપમાં જેમ પાણી હોય છે તેમ શરીરમાં પાણી ભરી રાખેલું છે. શરીરની

ધાતુઓમાં તે એકરૂપ થઈને રહે છે.

શરીરમાં મળતા આવા સમાસ-પદાર્થોના મુખ્ય ત્રણ ભાગ રસાયણીઓ પાડે છેઃ

૧. ‘પ્રોટીન’ — આ સમાસથી શરીરનો માંસભાગ પુષ્ટ થાય છે. આપણે તેનું ગુજરાતી નામ પાડવું હોય તો ‘પુષ્ટિદ’ કહી શકીએ. કાર્બન, હાઇડ્રોજન, ઓક્સીજન, નાઇટ્રોજન ને થોડો ગંધક અમુક પ્રમાણમાં મળીને આ ‘પુષ્ટિદ’ બને છે.

૨. ‘કાર્બોહાઇડ્રેટ’ — આ સમાસમાં કાર્બન, હાઇડ્રોજન ને ઓક્સીજન એ ત્રણ મૂળતત્ત્વો મળેલાં છે. શરીરનો પાણી-ભાગ આ સમાસમાં રહે છે. સાકર, ચોખા, શકરિયાં, બટાટામાં આ સમાસ સારી પેઠે રહેલો છે. તેને ગુજરાતીમાં આપણે ‘મંડ’ કહીએ.

૩. ચીકટ (‘ફેટ’) — ચરબી, ઘી, તેલ વગેરેમાં રહેલો રસાયણી પદાર્થ આ છે, જેમાંથી શરીરનો મેદ બને છે. તેમાં પણ અમુક પ્રમાણમાં કાર્બન, હાઇડ્રોજન ને ઓક્સીજન મળેલાં છે.

આ ઉપરાંત શરીરમાં કેટલાક ક્ષાર તથા તેજાબ (એસિડ) પણ થોડાક પ્રમાણમાં રહેલા છે. એ બધાંનાં નામો અહીં ગણાવવાની જરૂર નથી.

આ સમાસો તથા ક્ષારો અને તેજાબો આપણા ખોરાકની ચીજોમાં પણ હોય છે. કોઈમાં કાંઈક તો કોઈમાં કાંઈક; કોઈમાં અમુક આ ઓછું તો કોઈમાં તમુક પેલું ઓછું; કોઈમાં અમુક ન હોય તો કોઈમાં તમુક ન હોય. શરીરમાં ઉપરના બધા પદાર્થો હોય છે; અને એમની શરીરને જરૂર છે, તે આપણા ખોરાકમાંથી પૂરી પડે છે. એટલે આપણો ખોરાક એવો વિવિધ અને પૂરતો હોવો જોઈએ, જેથી સરવાળે ઉપર ગણાવ્યાં તે તથા બીજાં કેટલાંક જરૂરી દ્રવ્યો શરીરને તેમાંથી મળી રહે. આવા જોઈએ તેવા પથ્ય ને પૂરા આહારને ટૂંકામાં ‘યુક્તાહાર’ કહે છે. એ વિષે વાત કરવાનું આગળ ઉપર રાખવું જોઈએ.

છેવટે, એક વસ્તુ જોવાની રહે છેઃ આપણું શરીર રસાયણી દૃષ્ટિએ ઉપર પ્રમાણે ઘડાયેલું છે. પરંતુ તે પોતે જ એક મોટી રસાયણ-શાળા છે. તે જીવતું રહી કામ કરે છે તેમાં અનેક રસાયણી ક્રિયાઓ થાય છે. વિજ્ઞાન-શાસ્ત્રી જેમ તેની પ્રયોગશાળામાં પદાર્થને તોડફોડે કે અનેકને સંગઠિત કરીને નવો ઘડે, તેમ જીવતા શરીરમાં ઉપરના બધા પદાર્થો તથા ખોરાક તૂટેફૂટે છે, તેનાં રૂપાંતરો થાય છે, નવા સમાસો બને છે; એમ કરવાથી જ શરીર જીવતું રહે છે. શરીર કાંઈ ઉપરના બધા પદાર્થોને અમુક જડ પદ્ધતિએ ગોઠવીને મૂકી કે ભરી રાખવાનો કોઠલો કે કબાટ યા પેટી નથી. એ તો પોતાને જોઈતી સામગ્રી જાતે સર્જી લેતું જીવતું યંત્ર છે; તેને ખોરાક મળે તે પચાવીને તેમાંથી તે પોતાને જેવી જરૂર હોય તેવા પદાર્થો પોતે બનાવી લે છે. આગળ આપણે થોડુંક જોયું કે તેના પેટ-પેઢુનાં અંગો અનેક રસ-શાળાઓ છે. શરીરની રોગ-અરોગતા આ બધાની ઉપર આધાર રાખે છે. તેથી કરીને શરીરના રસાયણી બંધારણનું તથા તેનાં અંગોનાં રસાયણી કામોનું જ્ઞાન દાક્તરી વિદ્યા માટે તો ઉપયોગી બને છે. પરંતુ એ તો માંદગી આવે ત્યારે. પણ રોજની તંદુરસ્તી માટે આહાર કેવો લેવો તેના વિચારમાં આ જ્ઞાન ખૂબ ખપનું બને છે. તેથી વૈદકની જેમ આહારવિદ્યાને માટે પણ આ બધું જ્ઞાન પાયારૂપ છે.

શરીરના બંધારણ વિષે આટલો વિચાર કરીને હવે પછી આપણે તેની મુખ્ય ધાતુ રુધિર કે લોહી વિષે વિચાર કરીશું.

મ૦

# મલેરિયાનો મચ્છર

ટાઢ વાઈને આવતા તાવનો અનુભવ લગભગ એકેએક ઘરને હશે. ખાસ કરીને ચોમાસા પછી ગંદકી અને મચ્છર વધવાથી આ જાતના તાવનો ઉપદ્રવ ભાદરવા માસથી વધી પડે છે. પછી ઠેઠ ઉનાળો બેસતા સુધી આ તાવના વા ચાલુ રહે છે. ટાઢ વાઈને તાવ ચડતો હોવાથી તેને ટાઢિયો તાવ કહે છે. તે તાવ એકાંતરે કે ત્રીજે દહાડે પણ આવતો હોવાથી તેને 'એકાંતરો' કે 'તરિયો' તાવ પણ કહે છે. અંગ્રેજીમાં તેને મલેરિયા તાવ કહે છે, અને કેટલાક એ નામ પણ વાપરે છે. આ તાવના જીવાણુઓ કે જંતુઓ મચ્છર કરડે તેનાથી આપણા શરીરમાં ઘૂસે છે. શરીરમાં જઈ તે જીવાણુઓ એકમાંથી અસંખ્ય થઈને ઝેર ઉત્પન્ન કરી તાવ ચડાવે છે. અને આ તાવ મચ્છર મારફત જ ફેલાય છે તે પણ ચોક્કસ છે. એટલે પ્રથમ આપણે મચ્છરની ઉત્પત્તિ વિષે જાણીશું અને પાછીથી તે મચ્છર કઈ રીતે તાવ ઘેરઘેર ફેલાવી મૂકે છે તે જોઈશું.

૧

મચ્છર મુખ્યત્વે બે જાતના હોય છેઃ એક જાતનો મચ્છર કરડે તોપણ તાવ આવતો નથી; જોકે તેવા મચ્છરનો ખોરાક વનસ્પતિનાં ફૂલોનો રસ હોવાથી ભાગ્યે જ તેઓ ઘરોમાં આવે છે. આ મચ્છરની જાત કોઈને નુકસાન નહિ કરનારી હોવાથી તેને બ્રાહ્મણિયા મચ્છર કહેવાય. આપણે જેને ડાંસ કહીએ છીએ તે એ છે.

તેમની બેસવાની રીત ઉપરથી તે પરખાઈ આવે છે. દીવાલ ઉપર બેસે ત્યારે ડાંસ કે બ્રાહ્મણિયો સમાંતર રીતે બેસે છે, અને ઊડતાં ઊડતાં કાન પાસે આવે ત્યારે બહુ ગણગણાટ કરી મૂકે છે. આ જાતને અંગ્રેજીમાં 'ક્યુલેક્સ' કહે છે.

બીજી જે જાત છે તેને અંગ્રેજીમાં 'એનોફ્લીઝ' કહે છે. ગ્રીક ભાષામાં 'એનોફ્લીઝ' એટલે નકામું. આ મચ્છર જ મલેરિયા તાવ ફેલાવે છે. તેની બેસવાની ખાસિયત ઉપરથી તે પરખાઈ આવે છે. ભીંત ઉપર બેસે ત્યારે પાછળનો ભાગ ઊંચો રાખે છે. આ મચ્છર તાવ ફેલાવતા હોવાથી તેને ઝેરી મચ્છર કહે છે.

દરેક મચ્છરને છ પગ, સૂંઢ, મોઢું, બે અડિયા — મૂછ, બે આંખ, બે પાંખ, છાતી અને કકડે કકડે બનેલું પેટ હોય છે.

મચ્છરમાં નર અને માદા હોય છે. ઝેરી મચ્છરના નરનો ખોરાક ફૂલોનો રસ વગેરે વનસ્પતિ છે. તેથી નર-મચ્છર તો ભાગ્યે જ ઘરમાં માલૂમ પડે છે. કદાચ ઘરોમાં આવી ચડે તોપણ કરડતો નથી. પણ તેની માદાનો ખોરાક લોહી છે. એટલે ખાસ કરીને આપણાં ઘરોમાં જ તે વસવાટ કરે છે. દિવસે તો લોહી ચૂસવા આવવાની હિંમત માદા કરતી નથી. કેમ કે દેખતાં આપણે થોડા જ એમને નિરાંતે લોહી ચૂસવા દઈએ! તેથી દિવસે તે આપણી ચોપડીઓ, છબીઓ, છત્રીઓ, ખૂંટીએ લેરવેલાં કપડાં અને એવી ખૂણે પડતી જગાઓમાં છુપાઈ રહે છે. રાત્રે તેને ઠીક લાગ ફાવે છે. કારણ કે રાતનાં થાકયાંપાકયાં આપણે નિરાંતે ઊંઘતાં હોઈએ ત્યારે આવીને લોહી ચૂસી જાય છે. જ્યારે તે કરડે છે ત્યારે લાળ ચોપડીને કરડે છે. એટલે લોહી ચૂસીને ઊડી ગયા પછી જ તેની ખબર પડે છેઃ કરડેલી જગાએ ચળ આવે છે અને ઢીંમણું થઈ જાય છે.

આપણે મચ્છર કરડે છે તેમ કહીએ છીએ. પણ ખરી રીતે તો તે કરડતો—બચકું ભરતો નથી. તે તો તેની સૂંઢ, જે દાક્તર લોકોની ઇંજેક્શનની પોલી સોય જેવી હોય છે, તે આપણા શરીરમાં ઘોંચે છે. આપણને ખબર ન પડે તેટલા માટે પહેલી લાળ ચોપડે છે. પછી તે પોલી સૂંઢ વાટે લોહી ચૂસી લે છે.

૨

હવે મચ્છરની પેદાશ વિષે સમજીએ. માદા પાણી કે ભેજવાળી જમીન ઉપર પોતાનાં ઈંડાં મૂકે છે. એટલે આપણી બેદરકારીને લીધે ઘર કે ગામની આસપાસ ખાડાખાબોચિયાં પાણીથી ભરાયેલાં હોય, કે આપણા ખાળની આસપાસ કાદવકીચડ જામ્યો હોય, તો માદા એકી વખતે સો દોઢસો ઈંડાંની ઝૂમખી એવા બંધિયાર પાણી ઉપર મૂકી દે છે. બધાં જ ઈંડાં એકબીજાં સાથે ચીકણા પદાર્થથી જોડાયેલી ઝૂમખી હોય છે. બંધિયાર પાણી ઉપર ખૂબ ધારીને જોશો તો કાળા ધૂળના રજકણો જેવી, તરાપાની પેઠે તરતી તેની ઈંડાળ માલૂમ પડશે. આ ઈંડાં સેવવા માટે માદાને ત્યાં રહેવાની જરૂર ઈશ્વરે રહેવા દીધી નથી. ઈંડાં મૂક્યાં કે માદાની સગાઈ પૂરી થઈ. પછી તેમનું શું થયું તેની ભાળ કાઢવા પણ તે કદી આવતી નથી!

ઈંડાંમાંથી લગભગ બે દિવસે ઇયળરૂપે મચ્છરનું નવું રૂપ બહાર આવે છે. આ બીજી અવસ્થામાં તે ઇયળ કાળાશપડતી પાતળી હોય છે. તેના શરીરના વચલા ભાગનો આકાર જાણે કે ચૂડીઓ જોડી જોડીને બનાવ્યો હોય તેવો છે. આ એનું પેટ છે. કુદરતની અકળ કળા તો ત્યાં છે કે તેનું મોઢું છે ત્યાં તેનું નાક કે શ્વાસ લેવાનું સાધન નથી, પણ તેની પૂંછડી પાસે છેક છેડે પોલી નળી છે, જે નાકનું કામ કરે છે. પાણીમાં સડતાં પાંદડાં એ તેનો ખોરાક છે. તે ખાવા માટે ઇયળ પાણીમાં વારંવાર ડૂબકી મારે છે, અને શ્વાસ લેવા માટે પાણીની સપાટી ઉપર આવે છે. શ્વાસનળી પછવાડે હોવાથી ઉપર આવે ત્યારે બિચારીને ઊંધા માથે લટકીને શ્વાસ લેવો પડે છે. આ રીતે ઘડીકમાં તળિયે અને ઘડીકમાં સપાટીએ જવા આવવાની ખટપટ અહોરાત તેને કર્યા જ કરવી પડે છે.

ઇયળની આવી દશા દશેક દિવસ ચાલે છે. તે દરમ્યાન બે ત્રણ વાર તે ખોળ ઉતારે છે, અને મોટી પણ થઈ જાય છે.

પછી તે પોતાની ત્રીજી અવસ્થામાં પ્રવેશ કરે છે. હવે તે ઇયળ મટી પોરો (પ્યૂપા) બન્યો છે. તેનું માથું અને પેટ ઠીક ઠીક મોટું થયેલું છે. આંખની નિશાનીઓ પણ દેખાવા લાગી છે. પૂંછડી પાસે શ્વાસનળી હતી તે અદૃશ્ય થઈ ગઈ છે, અને માથા અને પેટની પાસે જ બે શ્વાસનળી દેખા દે છે. એટલે શ્વાસ લેવા માટે ઊંધા માથે લટકવાની સજામાંથી મુક્તિ મળી છે. કોઈ અવાવરા કૂવામાંથી ડોલ ભરીને જોશો તો આવા ઘણા પોરા જોવા પામશો. ઘડીકમાં તે નીચે જાય છે અને તરત જ તે પાછો શ્વાસ લેવા પાણીની સપાટીએ આવે છે. આવું ચંચળ અને તરવરતું ઝડપી જીવન ક્યાં સુધી જીરવી શકાય? લગભગ બે દિવસ પછી પોરો થાકી જાય છે, અને પાણીની સપાટીએ આવી લાંબોલસ થઈને પડી રહે છે. આ દશામાં તેની ચામડી ફાટી જાય છે અને તેમાંથી મચ્છરરૂપે પોરો બહાર પડે છે. હવે એ પોતાના પોરારૂપની સુડદાલ ખોળ ઉપર બેસી ચોગરદમ સૃષ્ટિ નિહાળે છે; પાંખો આવ્યાનું ભાન થતાં પોતાની પાંખો પહોળી કરી જુએ છે, એટલે તેને હિંમત આવે છે, અને ત્યાંથી ઊડી પાણીથી બહારની દુનિયામાં પ્રવેશે છે. આ તેની ચોથી અને

પરિપક્વ અવસ્થા છે. આ અવસ્થાએ આવતાં લગભગ ચૌદ કે પંદર દિવસ લાગે છે.

મચ્છરનું આયુષ લગભગ દોઢ કે બે માસ જ છે. પણ તેટલી વારમાં તે અસંખ્ય ઈંડાં મૂકે છે અને તેમાંથી તેનો પરિવાર ખૂબ જ વધી જાય છે. કુદરતી નિયમ એવો છે કે જ્યાં ઉત્પત્તિ વધારે ત્યાં મરણપ્રમાણ પણ વધારે હોય છે. સહેજસાજ પવનની ઝડપે ચડી જાય તોપણ મચ્છર મરી જાય છે. ઝાપટતી વખતે ઝપટે ચડી જાય તેટલામાં ખલાસ થઈ જાય છે. પરંતુ મલેરિયાથી બચવા એના ઉપર આપણે આધાર રાખી બેસી ન રહી શકીએ. એટલે તેનો ઉપદ્રવ અટકાવવો હોય તો ઘર કે ગામની આસપાસ ખાડાખાબોચિયાં પૂરી દેવાં જોઈએ; ખાળ, મોરી, નીકો વગેરે સાફસૂફ રાખવી જોઈએ. યાદ કરો કે દરેક મચ્છરને ત્રણ અવસ્થા તો પાણીમાં જ વિતાવવી પડે છે. એટલે બંધિયાર પાણી જ એની જન્મભૂમિ છે. કોઈ પણ ઉપાયે તે ટાળવું જોઈએ; અથવા તેની ઉપર ગ્યાસતેલ અને ફિનાઈલનું મિશ્રણ રેડવું, કેમ કે તેનાથી મચ્છરની ઈંડાળ નાશ પામે છે. તે મિશ્રણની તર પાણીની સપાટી ઉપર ફેલાઈ જાય છે. તેથી જ્યારે શ્વાસ લેવા ઇયળ કે પોરા ઉપર આવે ત્યારે તેની પાર પોતાની શ્વાસનળીઓ તે બહાર કાઢી શકતાં નથી. એટલે ગૂંગળાઈને તે મરી જાય છે.

(ચાલુ) નારાયણદાસ સલારિયા

# દારૂ કેમ ન પીવો?—૨

## ૬

### પીનારા પિતાઓનાં છોકરાંને ક્ષય વધુ થાય છે

બાલ (Basel) વિદ્યાપીઠવાળા અ૦ છ. ફ્રેન્ણુંગેએ પીનારા પિતાઓના ચાર વર્ગ પાડ્યા: ૧. ન કે ક્વચિત જ પીનારા; ૨. નિયમિત મધ્યમ પીનારા; ૩. નિયમિત દિવસના બે ક્વાર્ટ બિયરથી વધુ પીનારા; ૪. હરેડ દારૂડિયા. ક્વચિત જ પીનારાનાં છોકરાંમાંથી ૮.૭ ટકાને ક્ષય લાગ્યો, મધ્યમ પીનારાનાં છોકરાંમાંથી ૧૦.૭ ટકાને, વધુ પીનારાનાં છોકરાંમાંથી ૧૯.૪ ટકાને અને હરેડ દારૂડિયાનાં છોકરાંમાંથી ૨૧.૭ ટકાને ક્ષય થયો.

આમ દારૂ ક્ષયના બીજને સારુ ભૂમિ તૈયાર કરે છે.

વળી પીનારાં માબાપનાં ક્ષયરોગી બાળકો રોગ સામે ઓછું ટકે છે. પેન્સિલ્વેનિયાના ફિપ્સ ઇન્સ્ટિટ્યૂટમાં પીનારાં માબાપનાં ક્ષયરોગી બાળકોમાંથી ૩૭ ટકા સુધર્યાં ને ૧૩.૫ ટકા મરી ગયાં, પણ ન પીનારાં માબાપનાં છોકરાંમાંથી ૪૭ ટકાને સુવાણ થઈ અને ૯.૪ ટકા જ મરી ગયાં.

ડૉ૦ નોફ કહે છે, 'દારૂને ક્ષયના મારક બીજનો સૌથી ક્રિયાવાન સહાયક ગણવો જોઈએ.'

આરીવેએ જોયું કે પીનારાનાં છોકરાંમાં ૧૦ ટકા ક્ષયરોગી હતાં, પણ ન પીનારાનાં છોકરાંમાં ૧.૮ ટકા જ ક્ષયરોગી હતાં.

## ૭

### પીનારા પિતાઓનાં છોકરાં માનસિક ઓડાળાં વધારે થાય છે

એ જ ડૉ૦ બુંગેના 'આફિશ ટાબેલ્લેન ઝૂર આલ્કોહોલ'માં લખ્યું છે, કે ક્વચિત પીનારાનાં છોકરાંમાંથી ૨.૩ ટકા, મધ્યમ પીનારાનાં છોકરાંમાંથી ૪.૬ ટકા, વધુ પીનારાનાં છોકરાંમાંથી ૯ ટકા અને દારૂડિયાનાં છોકરાંમાંથી ૧૯ ટકા મંદબુદ્ધિ અથવા વાઈયેલ હતાં.

### ૮

### દારૂથી વંશની અધોગતિ થાય છે

બર્ન (સ્વિટ્ઝર્લેંડ) વાળા અ૦ ડેમ (Demme) 'બાળક ઉપર આલ્કોહોલની અસર' નામે પુસ્તકમાં લખે છે, કે એણે કુટુંબોના બે થોકડામાં બાળકોને સરખાવી જોયાં. એક જ સ્થિતિમાં રહેનારાં, એક જ ધંધો કરનારાં, અને મદ્યપાન વિના બીજી બધી રીતે સમોવડિયાં એવાં વીસ કુટુંબો એણે લીધાં. તેમાંથી દસમાં માબાપ ન પીનારાં હતાં, અને બીજાં દસમાં માબાપ બહુ પીનારાં હતાં. બાર વર્ષ લગી એનો ઇતિહાસ ડેમે જોયા કર્યો.

| ન પીનારાં ૧૦ કુટુંબનાં ૬૧ છોકરાંમાંથી | પીનારાં ૧૦ કુટુંબનાં ૫૭ છોકરાંમાંથી |
|---|---|
| ૫ નાનાથી મરી ગયાં | ૨૫ નાનાથી મરી ગયાં |
| ૨ 'સેઇંટવિટસનાચ'વાળાં હતાં | ૧ 'સેઇંટવિટસનાચ'વાળું, ને જડ હતું |
| ૨ પછાત હતાં, જડ નહિ | ૬ જડ હતાં |
| ૨ કૂબડાં હતાં | ૫ કૂબડાં હતાં |
| | ૫ વામનરૂપ હતાં |
| | ૫ વાઇયેલ હતાં |
| ૫૦ સારાં હતાં | ૧૦ સારાં હતાં |

પીનારાં કુટુંબોમાં ૧૭.૫ ટકા છોકરાં અને ન પીનારાંમાં ૮૨ ટકા છોકરાં નરવાં હતાં.

માબાપદાદાના મદ્યપાનના ફળ વિષે અ૦ ડેમે નીચલો કોઠો બનાવ્યો છે:

| | કુટુંબ સંખ્યા | છોકરાં સંખ્યા | નરવાં | નાનાથી મૂઆં | ખોડાં |
|---|---|---|---|---|---|
| બાપ જ પીનારો | ૩ | ૨૦ | ૭ | ૭ | ૬ |
| બાપ ને દાદો પીનારા | ૬ | ૩૧ | ૨ | ૧૫ | ૧૪ |
| મા ને બાપ પીનારાં | ૧ | ૬ | ૧ | ૩ | ૨ |

### ૯

### દારૂડિયાં કૂતરાંને વધારે ખોડાં ગલૂડિયાં અવતર્યાં

કલાર્ક વિદ્યાપીઠવાળા ડૉ૦ સી. એફ. હોજે*

કૂતરાંનાં બે જોડાંનો અભ્યાસ કર્યો. બમ અને ટિપ્સી — આ જોડીને ડૉક્ટર થોડો થોડો દારૂ ખોરાક ભેળો આપતા, પણ નિગ અને ટૉપ્સીને જરાય દારૂ ન દેતા. ડૉક્ટરે જોયું તો બમ ને ટિપ્સી નિગ ને ટૉપ્સી કરતાં ઝટ થાકતાં અને ઓછું કામ કરતાં.

આ બે જોડાંને બચ્ચાં થયાં તે ડૉક્ટરે સરખાવી જોયાં, તો બમ ને ટિપ્સીને ૧૫ મૂએલાં ને ૮ કૂબડાં ગલૂડિયાં અવતર્યાં; ને ૨૩ માંથી ફક્ત ૪ જીવ્યાં. પણ નિગ ને ટૉપ્સી, જેને દારૂ દેતા નહિ, તેને એકે બચ્ચું મૂએલું

---

*અ૦ હોજે તોરુલા (yeast plant) નામે એકકોશી રોપા ઉપર પ્રયોગ કર્યા અને સાદા દ્રાવણમાં તથા અત્યંત થોડા દારૂઝેર(આલ્કોહોલ) ભેળવેલા એ જ પ્રવાહીમાં આ કોશ કેટલે વેગે વધે છે, ને પ્રજોત્પત્તિ કરે છે તે માપ્યું, તો એણે જોયું કે નીચલા કોઠામાં દર્શાવ્યા પ્રમાણે દારૂઝેરની હાજરીમાં વિકાસનો વેગ રૂંધાય છે તથા ઘટે છે:

| સાત કલાક પછી પ્રત્યેક ઘન મિલિમિટરમાં કોશ સંખ્યા | તોરુલા જેમાં વાવ્યો તે દ્રાવણ |
|---|---|
| ૨;૦૬૧ કોશ | દારૂઝેર વિનાનું સાધારણ દ્રાવણ |
| ૧,૧૯૧ કોશ | ૧/૬૦૦૦ ટકા દારૂઝેર |
| ૯૯૨ કોશ | ૧/૧૦૦૦ ટકા દારૂઝેર |
| ૮૫૨ કોશ | ૧/૬૦ ટકા દારૂઝેર |
| ૬૯ કોશ | ૫ ટકા દારૂઝેર |

બિયર કે વાઇનની બનાવટમાં દારૂઝેર ૧૪ ટકાએ પહોંચે છે ત્યાં તો કોશમાત્રનો નાશ થાય છે. જે ગતિ આ એક કોશની થાય છે એવી જ ગતિ માણસના શરીરમાં રહેલા અગણિત કોશની પણ થાય છે, એટલે તો જર્મન સેનાપતિ ફ્રોન મોલ્ટ્કે કહ્યું હતું, કે 'બિયર ફ્રાન્સનાં બધાં લશ્કરો કરતાં જર્મનીનો ઘણો વધારે ભયંકર શત્રુ છે' (સર વિક્ટર હોર્સ્લી તથા ડૉ૦ મેરી સ્ટર્જનું 'આલ્કોહોલ ઍન્ડ ધ હ્યૂમન બોડી' જુઓ).

અવતર્યું નહિ, ૪ ફૂબડાં અવતર્યાં, અને ૪૫ માંથી ૪૧ જીવ્યાં. એટલે પીનારાં કૂતરાંનાં ૧૭.૪ ટકા તથા ન પીનારાંનાં ૯૦.૨ ટકા ગલૂડિયાં જીવ્યાં.

## ૧૦
### પીનારાં 'ગિનીપિગ'નો વંશ

કોર્નેલ વિદ્યાપીઠ મેડિકલ સ્કૂલ (ન્યૂ યૉર્ક) વાળા ડૉ૦ સી. આર. સ્ટૉકર્ડે આ પ્રયોગ કર્યા અને જોયું કે નર પીનારો ને નારી ન પીનારી હતી તો ૨૪ સમાગમે ૧૨ બચ્ચાં જીવતાં અવતર્યાં, તેમાંથી ૫ જીવ્યાં અને એ પણ બહુ નાનાં ને ભડકણ હતાં. ૭ જન્મ્યા પછી તરત મરી ગયાં તે આંચકી ને તાણથી મરી ગયાં.

બીજો વર્ગ ન પીનારા નર ને પીનારી નારીનો હતો, તેમાં ચાર સમાગમે ૫ બચ્ચાં જન્મ્યાં, તેમાંથી ૨ જ જીવ્યાં.

ત્રીજો વર્ગ નરનારી બેય પીતાં હોય એવો હતો, તેમાં ૧૪ સમાગમે ૧ બચ્ચું અવતર્યું અને તે પણ જન્મ પછી છ દિવસે મરી ગયું.

ચોથા વર્ગમાં માબાપ બેય ન પીનારાં હતાં, એને ૯ સમાગમે ૧૭ બચ્ચાં અવતર્યાં તે બધાં જીવ્યાં, અને હૃષ્ટપુષ્ટ જનાવર હતાં.

પરિણામ

મા કે બાપ પીનાર: ૪૨ સમાગમ: ૧૮ બચ્ચાં જન્મ્યાં: ૭ જીવતાં, ૫ ભડકણ.

બેય ન પીનાર: ૯ સમાગમ: ૧૭ બચ્ચાં જન્મ્યાં: ૧૭ જીવતાં ને નરવાં.

## ૧૧
### માબાપ દારૂ પાય ને પીએ એટલે વિદ્યા ચડે નહિ

વિયેનામાં બેયર નામે સ્કૂલ ડિરેક્ટરે ૫૮૮ વિદ્યાર્થીની તપાસ કરી. તેમાં ૧૩૪ છોકરાં ન પીનારાં હતાં, એમાંથી ૪૨ ટકાને ઊંચા, ૪૯ ટકાને સાધારણ, અને ૯ ટકાને ઓછા માર્ક મળ્યા. ૧૬૪ છોકરાં કોક વખતે પીતાં તેમાંથી ૩૪ ટકાને ઊંચા, ૫૭ ટકાને સાધારણ, અને ૯ ટકાને ઓછા માર્ક મળ્યા. ૨૧૯ છોકરાં દિવસમાં એક વાર પીતાં તેમાંથી ૨૯ ટકાને ઊંચા, ૫૮ ટકાને સાધારણ, અને ૧૪ ટકાને ઓછા માર્ક મળ્યા. અને ૭૧ છોકરાં દિવસમાં બે વાર પીતાં તેમાંથી ૨૫ ટકાને ઊંચા, ૫૮ ટકાને સાધારણ, અને ૧૮ ટકાને ઓછા માર્ક મળ્યા. એટલે દારૂનો ઉપયોગ વધ્યો તેમ હોશિયારી ઘટી ને ઠોઠપણું વધ્યું.

૧૯૦૧ માં ન્યૂ યૉર્કના ૫૫,૦૦૦ નિશાળિયાની તપાસ ડૉ૦ મૅકનિકોલે કરી તો તેમાંથી ૫૮ ટકા મંદબુદ્ધિ અને ૧૭ ટકા ઠોઠ હતા. ૨૦,૧૪૭ છોકરાંનાં માબાપનો વૃત્તાંત પણ આ રીતે મળ્યો:

| | | |
|---|---|---|
| પીનારાં માબાપનાં છોકરાં | | ૬,૬૨૪ |
| " " " | ઠોઠ | ૫૩ ટકા |
| ન પીનારાં માબાપનાં છોકરાં | | ૧૩,૫૨૩ |
| " " " | ઠોઠ | ૧૦ ટકા |

૩,૭૧૧ છોકરાંની ત્રણ પેઢી તપાસી, તો જોયું કે ન પીનારાં માબાપ ને ન પીનારાં દાદાદાદીનાં છોકરાંમાં ૪ ટકા જ ઠોઠ હતાં, પણ ન પીનારાં માબાપ ને પીનારાં દાદાદાદીનાં છોકરાંમાં ૭૮ ટકા ઠોઠ હતાં (હોસ્લી તથા સ્ટર્જ).

વિયેનાની આલ્કોહોલિઝમ વિરુદ્ધ કૉંગ્રેસમાં ચર્ચા થઈ ત્યાં એક ડૉક્ટરે કહ્યું કે, નીચલી ઑસ્ટ્રિયાના દ્રાક્ષ ઉગાડનારા પ્રદેશના શિક્ષકો જાણે છે કે કોઈ વર્ષે નિશાળિયા બહુ જડ આવી ચડે તો સમજવું કે છ વર્ષ અગાઉ દ્રાક્ષનો ફાલ સારો ઊતર્યો હશે (હૉ૦ તથા સ્ટ૦).

દ. બા.

# નવું વાચન

**શેઠ લા. દ. કૉલેજનું છ-માસિક :** તંત્રી, પ્રો. પુરાણિક, અમદાવાદ.

**સાર્વજનિકન :** મ૦ ઠા૦ બા૦ કૉલેજ, સાર્વજનિક લૉ. કૉલેજનું છ-માસિક. તંત્રી, પ્રો. ત્રિવેદી; સુરત.

ઉપરનાં બે છ-માસિકો અમારી પાસે સમાલોચના માટે આવ્યાં છે. સામાન્ય રીતે દરેક કૉલેજ પોતાનું સાત્રિક કાઢે છે; તેમાં તેની પ્રવૃત્તિઓની નોંધ મુખ્યત્વે લેવામાં આવે છે. ઉપરાંત કાંઈક લેખો તથા કાવ્યો — વિદ્યાર્થીઓના નિબંધ-વ્યવસાય જેવાં — એ પણ હોય છે. આ સાત્રિકો મુખ્યત્વે તે તે કૉલેજના વિદ્યાર્થીઓમાં, અને એકબીજી કૉલેજમાં અદલાબદલાથી પ્રસરે છે. સામાન્ય વાચકને માટે તે ઓછાં નિર્માયાં હોય છે, ને તેથી તેઓમાં એ ભાગ્યે જ પ્રસરે છે.

આ બે સાત્રિકો એ જ સામાન્ય ઢબનાં છે; તેમાં કશી પોતાની નવી વિશેષતા ન જોઈ. લેખો અંગ્રેજી ઉપરાંત ગુજરાતી પણ છે. અને બેઉ ભાષામાં કાવ્યો પણ આપ્યાં છે. લા. દ. સાત્રિકમાં અંગ્રેજી કાવ્યો નથી.

સાત્રિકની સામગ્રી બાજૂ વળતાં, લા. દ. સાત્રિક, જે 'સાર્વજનિકન'ની સરખામણીમાં બાળક ગણાય, તેમાં એ ઉમરફેર તેના ઘડતરમાં પણ દેખાય છે. રૂપરંગ તથા છપાણમાં પણ એની નવજુવાની પ્રત્યક્ષ છે: 'સાર્વજનિકન' કરતાં એ સારું સુઘડ અને 'સુ-છાપ' ગણાય. 'બીજું' તો કાંઈ નહિ તોય આટલું તો સહી' — એ ન્યાયે કાગળ તેમાં હાથઉદ્યોગનો વપરાયો છે. પણ મન ઉપર છાપ શિખાઉપણાની પડે છે. અને એ તો બેઉ સાત્રિકો વિષે કહી શકાય, જોકે 'સાર્વજનિકન' તેની ઉમર પ્રમાણે (૨૨ વર્ષ થયાં?) પીઢ છે જ. પરંતુ આ તો, કૉલેજ-વિદ્યાર્થીઓનું શિખાઉપણું સ્વાભાવિક રીતે જ ઊતરે, તેની છાપ ગણવી જોઈએ.

આ પ્રકારનાં સાત્રિકોનો મુખ્ય ભાગ કૉલેજની ઇતર પ્રવૃત્તિઓ — ચર્ચાપરિષદો અને રમતગમતો — નાં બયાનો રોકે છે. (કદાચ પાનાંને હિસાબે ન હોય, તોપણ તેમાં આવતી સામગ્રીને હિસાબે તો આ જ મુખ્ય ગણાય.) તે ઉપરથી તમે કૉલેજની શક્તિ અને મર્યાદા, અભ્યાસિતા અને ખેલદિલી, ઉપયોગિતા અને અનુપયોગિતા, વગેરે બાબતોનો કયાસ બાંધો તો તે વધારેપડતું ન ગણાય.

આ બયાનોમાં ગુજરાતી મંડળના બયાન સિવાય બધાં અંગ્રેજીમાં છે, તે તો કૉલેજની ભાષા અંગ્રેજી હોય એ વટના માર્યા જ ને? બાકી, શું કામ આ નિવેદનો સ્વભાષામાં અને કાંઈક વિગતે ન હોવાં ઘટે? ચર્ચાઓનાં નામ અપાયાં છે, પરંતુ તેની સામગ્રીની નોંધ કે કાંઈ ન મળે. નિવેદનો વાંચતાં ક્યાંક ક્યાંક એવું પણ લાગે છે કે, બિચારો મંત્રી કહેવા મથે છે પણ પરભાષા ખૂટે છે, અને ખૂટે જ. શા માટે આ ભાગ સ્વભાષામાં આપવો ન ઘટે? એ અંગ્રેજીમાં જ હોય એવી ધારાધોરણી ફરજ તો નથી જ.

બીજું એક જોયું કે, દરેક મંડળ કે સમિતિમાં વર્ગવાર પ્રતિનિધિ હોવા ઉપરાંત વિદ્યાર્થિની-પ્રતિનિધિ પણ હોય જ છે, આ શું કામ હશે? સ્ત્રીદાક્ષિણ્યના માનમાં? સ્ત્રીઓની સમાનતા સંભાળવા? આમાં તો ઊલટી અસમાનતા થોડી દેખાય છે. સમાનતાવાદી વિદ્યાર્થિનીઓએ આને અપમાન ગણવું ન જોઈએ?

બેઉ સાત્રિકોમાં જાહેરખબરો પણ જોઈ! કૉલેજ સાત્રિકે છાપા-જગતની આ બન્તુતા સુધી ઊતરવાની શી જરૂર? અને તેમનો પ્રકાર પણ સૂચક ગણાય. કૅમેરા, શાહી, ફન્ડિપેન, ચશ્માં, એ 'સુધરેલ' સામગ્રી એમાં આવે છે. કેટલાક ખાસ શિક્ષણ અને ટ્યૂશનના વર્ગો એમાં છે. પરંતુ એમાં 'સોંઘી નકલોથી સાવધ રહેજો' કહીને સ્મૃતિ-સહાયક ગોળીઓ અને 'વિદ્યાર્થીઓ તથા ખેલાડીઓ માટે સર્વોત્તમ ચાફૂતી' કહીને 'આસવ' પણ આવે છે! અને આસવને માટે ભલામણ કરી છે કે, 'શક્તિ, બળ અને સ્ફૂર્તિ આપે છે અને શરીર સ્નાયુ તથા મગજને પુષ્ટ કરે છે.' કૉલેજના સંચાલકો જો આવું જાહેર કરે તો તે તેમના વિદ્યાર્થીઓને ભલામણરૂપે જ થયું. અને જો તમે તમારા સાત્રિકમાં એ છાપો તો તમે તે સ્વીકારો છો એમ જ થયું, યા કૉલેજ જેવી ઉચ્ચ સંસ્થાને માટે તો એમ માનવું જોઈએ. કે પછી છાપાંમાં જાહેરખબર ગમે તેવી આવે, એમાં છાપાવાળાને વિચાર કરવાનો ન હોય, — એ વેપારી બુદ્ધિની નીતિરહિતતા અહીં પણ માનવી? Prop. (જો જો Prof. વાંચતા!) . . . . ની હોટેલની જાહેરાત પણ આ સાત્રિકમાં આવે છે! 'વિદ્યાર્થીઓનું માનીતું એક જ સ્થળ — કાફે' પણ છે! આ જાતની જાહેરખબરો આપનારાઓ કૉલેજ-માસિકમાં જાય છે એ એટલા જ માટે કે, તેમને ત્યાં ઘરાકીની આશા વિશેષ છે, એમ જ ને? કોઈ સારો બુકસેલર પોતાની જાહેરાત નથી આપતો; કેમ કે એને ખાતરી છે કે એવો ખર્ચ કરવાની જરૂર નથી, — વિદ્યાર્થીઓ ખોળતા આવશે — એમ માનીને? અમે આશા રાખી છીએ કે, સાત્રિકના તંત્રીઓ જાહેરાતોમાં વિવેક કરવાનું ન રાખતા હોય તો રાખે. ઉચ્ચ શિક્ષણસંસ્થાઓ પાસે ગતાનુગતિકતા નહિ પણ નવીન અને વિચારપૂત ઉચ્ચાચારની આશા રખાય.

અને લેખો બાબતમાં પણ એ જ જૂની ગતાનુગતિકતા મળે છે. વિદ્યાર્થીઓ ઉચ્ચ વિદ્યાઓ ભણે

છે, તો તેની ફોરમ તેમનાં ગુજરાતી લખાણોમાં કેમ નથી? ત્યાં તો કાચા લેખકના પ્રારંભિક પ્રયાસો જ જોવા મળે છે. ગુજરાતી સાહિત્ય જ ત્યાં આજે શીખવાય છે, અને સાહિત્ય એટલે લલિત સાહિત્ય; તેથી માત્ર તેવા જ લેખો આવે છે? ગણિત, અર્થશાસ્ત્ર, રાજકારણ, ફિલસૂફી, વિજ્ઞાન, કાયદો, ઇતિહાસ ઇત્યાદિ વિષયો અંગ્રેજીમાં શીખવાય, તેથી વિદ્યાર્થીઓ તે વિષે ગુજરાતીમાં કેમ ન લખે? જો તેઓ ગુજરાતી ભણે છે તો તેનો પરચો તેને આગ ઉતારી બતાવવામાં જ રહેલો છે. એક સૂચક આશ્ચર્ય કહેવાય કે, સ્વભાષામાં એક પણ ઉચ્ચાભ્યાસી વિદ્યાવિજ્ઞાનનો લેખ આ સામયિકોમાં મળતો નથી. સમજીએ તો, આજના કૉલેજ-શિક્ષણની અને તેની દિશાની આ નાનીસૂની ટીકા નથી. તે એમ સૂચવે છે કે, તેઓ પ્રગતિકર નથી; ત્યાં અભ્યાસિતા તરફ આગળ વધી નવા નવા વિદ્યાવિકાસના માર્ગો નથી શોધાતા. જાણવા પ્રમાણે, આ બે કૉલેજનાં સંચાલન-તંત્રો ગુજરાતમાં યુનિવર્સિટી પોતાને ત્યાં સ્થાપવા અહમહમિકા કરે છે. સ્વભાષાની પ્રતિષ્ઠા અને અનન્ય ઉપાસના વગર, આ બધા ફાંફાંમાં વ્યર્થ શક્તિવ્યય ન થાય તો સારું. યુનિવર્સિટી સ્થાપવા જેવી વિદ્યાશક્તિ આ સામયિકોની પાછળ ધબકતી નથી દેખાતી. તે બાબતમાં નંબર જ આપવો હોય, તો તેમની ઉમર પ્રમાણે જ નંબર મળે છે, એ શરૂમાં જ મેં કહ્યું.

ઉપર કરેલી કેટલીક છૂટક સૂચનાઓ ઉપર ધ્યાન આપવા તે તે સામયિકના તંત્રીમંડળને વિનંતી છે.

**પ્રકૃતિ**: તંત્રી, હરિનારાયણ આચાર્ય. ગુજરાત પ્રકૃતિ મંડળ (ભદ્ર, અમદાવાદ)નું મુખપત્ર — ત્રૈમાસિક, પુ૦ ૧, અંક ૧ લો. વાર્ષિક લવાજમ રૂા. ૩.

માત્ર આઠ જણની હાજરીવાળી સભાએ, ૧૯૩૭ના અંત ભાગમાં, "પ્રકૃતિનો અભ્યાસ વગેરે કરવા માટે 'ગુજરાત પ્રકૃતિ મંડળ' ની સ્થાપના કરી અને જાતે એ મંડળના સ્થાપક સભ્યો થયા." એ શરૂઆતમાંથી આ મંડળ આજે ૬૦-૭૦ સભ્યોની સંખ્યા બની છે; તેણે એક નાનકડું સંગ્રહસ્થાન પણ જમાવ્યું છે; અને હવે આ ત્રૈમાસિકરૂપે લેખન-પ્રવૃત્તિ પણ તે શરૂ કરે છે. અમદાવાદમાં શરૂ થયેલી આ પ્રવૃત્તિના સંચાલકોનો પોતાના કામ માટેનો પ્રેમ તથા ખંત બતાવવા આટલી હકીકત પૂરતી છે. 'પ્રકૃતિ'માં લેખો મુખ્યત્વે ગુજરાતની પ્રકૃતિને લગતા અને સપ્રમાણ આપવામાં આવશે એમ તંત્રી જણાવે છે, અને કહે છે કે, 'માત્ર કવિતા કે કેવળ કલ્પનામૂલક લેખોને સ્થાન મળશે નહિ' 'બધું વાંચ્યા વગર તે વિષે વાત કરવી બરોબર નથી. માનું છું કે, માસિકના લેખો તદ્વિદો માટે નહિ, પણ ગુજરાતી વાંચી જાણનારા સામાન્ય વાચકો માટે ઉપયોગી થાય એવા રાખવાનું ધોરણ રહેશે. મંડળે પોતાના કામમાં ગુજરાતને રસ લેતું કરવાનું છે. એટલે માત્ર તદ્વિદોની જ પ્રવૃત્તિ બનાવી દેવી એ મંડળને ન પોસાય. અને પ્રકૃતિનું કેટલુંય જ્ઞાન તો આજ ગ્રામ્ય અને અભણ ગણી ઉવેખાતા ગ્રામિકો પાસે છે, જે નાગરિકો પાસે નથી; અથવા છે તો તે માત્ર અંગ્રેજી પુસ્તકોની ઘરેડનું. એ જ્ઞાનને પણ આ માસિક એકઠું કરી આપે, તો સારી સાહિત્યસેવા પણ થશે.

આ પહેલા અંકની સામગ્રીમાં મંડળનો પરિચય, હિસાબ ઇત્યાદિ આપીને પછી ગુજરાતનાં ઘાસ, પંખી, માછલી, કીટક, વનસ્પતિના જાણકારોના લેખો છે. એ

એક બે બીજી વસ્તુઓ સર્વસામાન્ય સાહિત્યિક જરૂરિયાત વિચારતાં સૂઝે છે. એક તો પરિભાષાની. પરિભાષા ભારે સંસ્કૃતિયા ન થઈ પડે એ સંભાળ રાખવી જોઈએ. બલ્કે, તે તે ભાગના લોકો પાસેથી ચાલુ ભાષા જાણી તે પ્રચલિત કરવાનું યાદ રાખવું જોઈશે. આવું સંશોધન થાય તો એક અણખેડાયેલું ક્ષેત્ર ખેડાવા લાગે.

માસિકની સામાન્ય ભાષાને વિષે પણ આ સંભાળ રાખવી ઠીક ઉપરાંત જોડણી બાબત પણ 'વિનંતી કરવાની કે જોડણીકોશને અનુસરવામાં આવે.

સ્વભાષા મારફત વિજ્ઞાનના ખેડાણમાં અને ગુજરાતની ' વિપુલ કુદરતી સમૃદ્ધિના જ્ઞાનમાં આ માસિક કીમતી સેવા અર્પો, એવી આશા અને પ્રાર્થના છે. મ૦

**હિંદનું ભાવી બંધારણ**: લેખક માંડવિયા: બાંટવા; પૃ. ૧૮૫. રૂ. ૦-૮-૦.

હિંદને 'પાકિસ્તાન' અને 'હિંદુસ્તાન' એવા બે અલગ, સ્વતંત્ર ને સર્વસત્તાધીશ રાજ્યોમાં વહેંચવાના મુસ્લિમ લીગના લાહોરના ઠરાવના સમર્થનમાં જુદા જુદા લેખકોએ લખેલા મૂળ અંગ્રેજી લેખોનો એક સંગ્રહ 'ઇંડિયાઝ પ્રૉબ્લેમ ઑવ્ હર ફ્યૂચર કૉન્સ્ટિટ્યૂશન' નામક પુસ્તકરૂપે જનાબ જિન્ના સાહેબે પ્રગટ કરેલો. પછી એનો ઉર્દૂ અનુવાદ 'હિંદુસ્તાનકા આઇન્દા દસ્તૂરે સિયાસી ક્યા હોના ચાહિયે' એ નામથી પ્રગટ થયો. ભાઈશ્રી માંડવિયાએ એ ઉર્દૂ પુસ્તક પરથી આ ગુજરાતી પુસ્તક અનુવાદિત અને સંક્ષિપ્ત કરીને પ્રગટ કર્યું છે.

પાકિસ્તાનના પક્ષમાં, ને એની સામેની દલીલો પૈકી જેના જેના જવાબમાં, તર્કશક્તિ અને અભ્યાસના બળે જેટલું કહી શકાય, એટલું બધું જ આમાં એક સંગ્રહરૂપે મળે છે એ એનું મૂલ્ય છે.

દ્રાવિડિસ્તાન વિષે મિ. નાઈકરે કરેલું એક ભાષણ અને વાઇસરૉય અને હિંદી વજીરનાં ઑગસ્ટ ૧૯૪૦નાં નિવેદનો પણ આમાં સંઘરાયેલાં છે. મિ નાઈકર સિવાય આ સંગ્રહમાંના કોઈ લેખક દ્રાવિડિસ્તાનનો પક્ષ કર્યો નથી. ઊલટું હિંદુસ્તાન અને પાકિસ્તાન સિવાય

બીજાં 'સ્તાનો' ઊભાં ન કરવાં જોઈએ એવી દલીલો, શીખિસ્તાન સામેના રદિયા આપતાં, જોરશોરથી કરવામાં આવી છે. વાઇસરૉય અને હિંદી વજીરનાં નિવેદનોનું ઔચિત્ય આ સંગ્રહમાં શું છે એ બરાબર સમજાતું નથી, સિવાય કે એમાં મુસ્લિમ લીગને તથા એની વિચારસરણીને એવું મહત્ત્વ આપવામાં આવ્યું છે કે જેથી નિર્બળ સ્વપક્ષવાદી સહેજે ફુલાઈ જાય.

પુસ્તકને સમગ્ર દૃષ્ટિએ વિચારતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે, છેલ્લા યુરોપીય મહાયુદ્ધ પછી યુરોપમાં જે નાનાં નાનાં નિર્બળ અને સ્વતંત્ર રાષ્ટ્રો વિજેતાઓએ પોતાની સગવડ પ્રમાણે ઊભાં કર્યાં અને બ્રિટિશ સામ્રાજ્યશાહી હજી પોતાની સગવડ પ્રમાણે દુનિયાના ગમે તે ભાગમાં ઊભાં કરવાની આશા આપે છે, તેમાંથી આ સંગ્રહમાંના એક મૂળ લેખક મિ. એમ. આર. ટી.ને પુષ્કળ પ્રેરણા મળી છે. મિ. એમ. આર. ટી. પોતાનો અભ્યાસ જરા વધારે નજીકના જમાનામાં એટલે કે વર્તમાનકાળ સુધી લઈ આવે ને એ અનેકરાષ્ટ્રતાનાં યુરોપમાં કેવાં ભયંકર પરિણામો અત્યારે આવી રહ્યાં છે એ જુએ, તો એમની એ પ્રેરણા કેટલી કલુષિત છે એ કદાચ એ સમજી શકે.

હિંદુસ્તાન ભૂતકાળમાં, અંગ્રેજી સામ્રાજ્ય સ્થપાયું ત્યાર પહેલાં, રાજકીય દૃષ્ટિએ એક અને અખંડ રાષ્ટ્ર ક્યારેય નહોતું એ એમની એક બીજી મોટી દલીલ છે. પણ એમ નહોતું માટે ન જ હોવું જોઈએ કે ન જ થઈ શકે એવુંયે શી રીતે કહેવાય? અંગ્રેજી સામ્રાજ્ય તળે હિંદુસ્તાનને જે એકતા મળી છે એના પરથી ને એ એકતા નહોતી ત્યારે શું થતું હતું એના અભ્યાસ પરથી તો દીવા જેવું સ્પષ્ટ દેખાવું જોઈએ કે, એ એકતા ને એકરાષ્ટ્રતામાં જ હિંદનો ઉદ્ધાર છે ને એમાં જ હિંદની શાંતિ અને પ્રગતિ છે, અનેકરાષ્ટ્રતા ને હિંદુમુસલમાન ઇત્યાદિ ભિન્નતામાં નહિ.

આજે જ્યારે હિંદની સરહદો ઇજિપ્ત અને કૉકેસસ અને હૉંગકૉંગ સુધી પહોંચી કહેવાય છે ત્યારે હિંદના ભાગલા પાડવાની ને તેને અનેક 'સ્તાનો'માં વહેંચી નાખવાની વાત કરનારની અંગ્રેજ અમલદારશાહી પીઠ થાબડે તો એમાં શો હેતુ હોય એ તો દરેક વિચારશીલ માણસને ઝટ સમજાઈ જવું જ જોઈએ. જમાનો જગતભરનું સમૂહતંત્ર માગે છે — જગત આખું એક છે, એના જુદા જુદા ને એકબીજા જોડે ઝઘડતા ભાગલાઓ પાડવામાં જ અશાંતિ ને લડવારસણીનું મૂળ છે, એમ માનવા તરફ ઢળતો જાય છે, ત્યારે આપણે આપણી ભિન્નતાઓ પર ભાર મૂકી મૂકીને મરી રહ્યા છીએ!

ભિન્નતા છે — જરૂર છે. ભિન્નતા ઈશ્વરની સૃષ્ટિમાં ક્યાં નથી? પણ એકલી ભિન્નતા ખુદાએ ક્યારે નથી સર્જી. બધી ભિન્નતાને એકબીજા સાથે સાંધનારો ને એમાંથી પણ એક અદ્ભુત એકતા ઊભી કરનારો હાથ એ જ ખરો ખુદાનો હાથ છે ને એમાં જ ખુદાની ખુદાઈ છે. Unity in diversity—ભેદમાં અભેદ એ સૃષ્ટિનું મહાસૂત્ર છે. હિંદમાં હિંદુઓ, મુસલમાનો, દ્રાવિડો, શીખો, પારસીઓ, અફઘાનો, બંગાળીઓ, મરાઠાઓ, ગુજરાતીઓ, મદ્રાસીઓ ઇત્યાદિ અનેક છે પણ એ બધાય છેવટે હિંદી પણ છે જ, ને એમનો દેશ તે આખો હિંદુસ્તાન છે; ને એ એકરાષ્ટ્ર છે, વા હશે કે થશે, ત્યાં સુધી ને ત્યારે જ અહીં શાંતિ અને પ્રગતિ અથવા આઝાદી ને આબાદી આબાદ થવાની છે, એ પરમ ઐતિહાસિક સત્ય ભૂલીને આપણે આપણું કલ્યાણ નથી જ સાધી શકવાના.

આપણે લડીવઢીને જુદા થવું હશે તો થઈ શકાશે ને ભવિષ્યમાં લડતાવઢતા જ રહેવું હશે — એમ કહીને કે ઇતિહાસમાં અમે એમ જ કરતા આવ્યા છીએ! તો — તેમ પણ કરી શકાશે. પણ એથી આઝાદ તો નહિ જ થવાય. ઈ. સ. ૧૯૨૧માં હિંદુમુસલમાન એક થયા હતા છતાં જેમણે આપણને માગ્યું આપ્યું નથી, એ લોકો આપણે લડતા વઢતા રહીશું યા જુદા થઈશું તો માગ્યું બધું આપી દેશે એમ માનનારાઓ, અંગ્રેજી કહેવત પ્રમાણે, મૂર્ખાઓના સ્વર્ગમાં જ બિરાજે છે. તાજો જ દાખલો વિચારો. બર્માને જુદું પાડવાથી શું મળ્યું?— સિવાય કે પરદેશીને ખાંધે ચડાવીને પોતાના દેશજાતને યા તો અત્યારની ભાષામાં પડોશીને પીડવાનો અધિકાર!

પુસ્તકની ભાષામાં શ્રી. માંડવિયાએ 'હિંદનું મુસ્લિમ રાજકારણ' નામક પોતાના અનુવાદ પછી કંઈ સુધારો કર્યો નથી, જોકે ધારે તો ઘણો જરૂર કરી શકે એમ છે એ અહીં અમે ફરી કહીએ છીએ. ચૂ૦

**પૃથ્વીનો પહેલો પુત્ર:** લે૦ હરજીવન સોમૈયા; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ; પૃ. ૩૧૪; મૂલ્ય: રૂ. ૨–૮–૦.

એક નવલકથા અને બે નવલિકાનો આ સંગ્રહ છે. 'પૃથ્વીનો પહેલો પુત્ર' એ નવલકથા પરથી સંગ્રહનું નામ પાડ્યું છે.

દક્ષિણ ધ્રુવ પ્રદેશમાં જ્યારે જમીન હશે તે સમયની ત્યાંની વિકસતી સંસ્કૃતિ, કુદરતનાં તત્ત્વોએ તોફાન મચાવી જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ કરી મૂક્યું ત્યારની તે પ્રદેશના લોકોની હાડમારી, જીવવા માટે નવા પ્રદેશની શોધની જરૂર અને પરિણામે ઉત્તર તરફ વસવાટ — એ સર્વને સાંકળી લેતી ૨૭૦ પાનાંની આ નવલકથામાં લેખકે પોતાની પ્રબળ કલ્પનાને જોરે દોરેલાં સચોટ ચિત્ર વાંચનારને મુગ્ધ કરી મૂકે એવાં છે.

આ નવલકથામાં શીશ અને ગુંદ — બે નર-વાનર જાતિનાં પાત્રો મનુષ્ય-બાળકને જન્મ આપે છે અને એ નર-વાનર માબાપ તેમ જ બાળક મનુષ્યના સહવાસમાં

ઊછરીને મનુષ્યને સહજ એવા ગુણો પ્રાપ્ત કરે છે, એમ દેખાડવામાં આવ્યું છે.

શીશ અને સૂંઢ મનુષ્ય-ભાષા ઓળખે છે, પણ પોતાનાં શારીરિક કારણે બોલી શકતાં નથી, જ્યારે તેમના બાળકને આ મુશ્કેલી નડતી નથી. શીશનું પાત્ર ખૂબ સ્વાભાવિક લાગે છે, જ્યારે સૂંઢના પાત્રમાં અસ્વાભાવિકતા આવી જાય છે. આ જાતનાં વાનર-મનુષ્યોમાં — શાબ્દિક વિચાર ( abstract thinking through words ) હોઈ શકે કે કેમ તે શંકાસ્પદ છે.

શીશ અને સૂંઢના પુત્ર – પ્રથમ મનુષ્યનું – પાત્રાલેખન વધારેમાં વધારે અસ્વાભાવિક લાગે છે. પ્રથમ તો શીશ અને સૂંઢના મનુષ્ય પુત્ર તરીકે તેને કલ્પવામાં જ અતિશયોક્તિ જેવું લાગે છે. શીશ અને સૂંઢના સ્વભાવને બાજુએ રાખીએ, પણ ખુદ તેને શિક્ષણ આપનાર ગણદેવ કરતાં પણ તેનામાં કાંઈ વિશેષ હોય એવી છાપ આપણને બાળકનું પાત્ર આપે છે. બાળકની ભાષા બાળકના જેવી છે, જ્યારે તેનું વર્તન પ્રૌઢ જેવું લાગે છે. ગણદેવ, ઉવમ અને શીશનાં પાત્રાલેખન ખૂબ સારાં છે. સૂંઢના પાત્રમાં કાંઈક ઊણપ હોય એવું લાગે છે. પ્રથમ મનુષ્યને જન્મ આપનાર માતા પોતાના પુત્રને બદલે સસલાથી સંતોષ માને એટલું જ નહિ, પણ ત્યાર બાદ કેટલાક સમયે મળતાં પુત્રને ઓળખે પણ નહિ એ કેમ બને ? આવી ભૂલ શીશ કરતો નથી. છતાં પણ તેના કરતાં સૂંઢ વિકાસક્રમમાં તેનાથી આગળ હોય એમ લાગે છે.

તે સમયની સંસ્કૃતિનું એક સુંદર ચિત્ર આપણને લેખક આ મુજબ આપે છે :

'આપણે બધાં હજી આનંદ કરીએ છીએ. આપણાં ખેતરો હજી લીલાં છે. આપણાં પશુઓ હજી દૂધ આપે છે. આપણાં ઘરો હજી ઊભાં છે, અને નવાં ઘરો બનાવવાની બુદ્ધિ આપણામાં હજી તાજી છે. આપણને હજી ખબર પડે છે કે, સૂરજ આપણા દેશમાં ક્યારે આવવાનો છે અને તેનું અજવાળું ચાલે તેટલા વખતમાં આપણે શાં શાં કામો કરી લેવાનાં છે. આપણે તારાઓનાં ઝૂમખાંને પણ બરોબર ઓળખાએ છીએ અને એમના ઝાંખા અજવાળામાં પણ કામ કરવાને આપણી આંખોમાં હજી શક્તિ છે. આપણી સ્ત્રીઓ હજી અગ્નિ કરતાં અને અગ્નિ સાચવતાં જાણે છે. તેમને માંસ શેકતાં આવડે છે અને અનાજનો ભૂકો બનાવીને તેના ગોળા કરીને તેને તેઓ શેકી પણ જાણે છે. તેઓને માટીનાં વાસણો બનાવતાં આવડે છે અને તેમાં દૂરથી પાણી ભરી લાવવાનું પણ તેમનામાં જોર છે. આપણાં બાળકો પશુઓને ઘાસ ચરાવી શકે અને જાનવરો સાથે લડવાની તેમનામાં હિંમત છે. આપણા વૃદ્ધો હજી સો વરસની ઉમર સુધી જીવીને જુવાનોને સારી રીતે જીવતાં શીખવી શકે છે.'

આ ચિત્ર સુંદર હોવા છતાં નવલકથામાં સ્વાભાવિક રીતે ગોઠવવામાં આવ્યું નથી. અન્ય સ્થળે નિહારિકાના વિસ્તારને પણ એવી જ કૃત્રિમ રીતે, વાંચનારને ફક્ત માહિતી આપવા ખાતર જ, નવલકથામાં વહેતા રસની સાથે અસંગત લાગે એમ વર્ણવ્યો છે.

આ જાતની નવલકથા આપણા સાહિત્યમાં નથી. વળી બજારુ નવલકથાના સાહિત્યના ધોધ કરતાં એ જુદો જ ચીલો પાડે છે. ઉપરાંત, દૂરના ભૂતકાળની ઢગલાબંધ માહિતી — ભૌગોલિક તેમ જ ઐતિહાસિક — રસપ્રદ રીતે રજૂ કરે છે. કોઈ પણ વ્યક્તિને આ સાહિત્યથી કશું પણ નુકસાન તો ન જ થાય — નવી રુચિ તો ન જ બંધાય. વિદ્યાર્થીવર્ગ અને તેમાંય તે કિશોર અવસ્થાના વિદ્યાર્થીને એ ખાસ વાંચવા યોગ્ય ગણાય.

'ઉષા ઊગી' એ નવલિકામાં વેદકાળના સમયના લોકોની રહેણીકરણીને આલેખતું એક સુંદર ચિત્ર આપણને મળી રહે છે. લો. તિલકના 'Arctic Home in the Vedas'ને આધારે તેનું સ્થળ ઉત્તર ધ્રુવ પ્રદેશનું કલ્પવામાં આવ્યું છે.

'બ્રહ્મપુત્રને ખોળે' – આ એક ભૌગોલિક નવલિકા છે. કોઈ બંગાળી નવલિકાનું ભાષાંતર કે છાયાનુવાદ છે ? બ્રહ્મપુત્રાનો આખો વિસ્તાર આ-મુખ-મૂળ એમાં વાર્તારૂપે વર્ણવ્યો છે. ભૂગોળને રસિક કરી શીખવવા માટે આવા પ્રકારની વાતો કામ આવે એમ હોય, તો શિક્ષકોએ આ લેખક પાસે એવી વધારે અને વિવિધ માગવી જોઈએ.' ઉપરની બે વાતો પણ એ જ ઉદ્દેશથી લખાયેલી લાગે છે. આમ ગુજરાતીમાં વૈજ્ઞાનિક કથાઓ શરૂ કરવા માટે લેખકને ધન્યવાદ ઘટે;– જોકે આ કથાઓમાં કાર્ય અને વસ્તુ હજી ઓછાં ઝળકે છે, તેથી શુદ્ધ વાર્તા-રસ નબળો પડે છે. બં૦ ગાં૦

---

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે :

**તત્ત્વચિંતન** : ભાષાંતર કરનાર : શ્રી. વેકુંઠલાલ શ્રીપતરામ ઠાકોર, પ્રકાશક : શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, ૨-૦-૦ **ખાંડાના ખેલ** : લે શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા, પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ૩-૦-૦. **સોરઠી બહારવટિયા ભા. ૧ લો** : સંપાદક : શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, કાચું પૂઠું ૦-૧૨-૦; પાકું પૂઠું ૧-૦-૦. **ચાન્દર ભા. ૨ જો** : પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ૧-૮-૦. **સંઘ વ્યાયામ** : પ્રકાશક : ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, વડોદરા, ૧-૨-૦. **શ્રી ગિરીશચંદ્ર** : પ્રકાશક : શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, ૦-૬-૦. **મેરા ઘર** : લેખક ઔર પ્રકાશક : શ્રી કાશિનાથજી ત્રિવેદી, બડવાણી, ૦-૩-૦. **નિવેદિતા ભા. ૧-૨** : લેખક : ગુણવંતરાય આચાર્ય, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૩-૮-૦. **મમતા** : પ્રયોજક : મૃદુલ, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૨-૦-૦.

# માસિક વિવેચન

### આંખને ઉજાણી મળી

રૈરિક-કલાનું બીજું પ્રદર્શન અમદાવાદમાં ગોઠવી, ખરેખર આંખને એ ભવ્ય દર્શનની ઉજાણી કરાવવા બદલ, તેના વ્યવસ્થાપકોનો અમદાવાદે ધન્યવાદ માનવો જોઈએ. રૈરિક જેવા સમર્થ કલાકારનાં ચિત્રો જોઈએ ત્યારે રંગ અને રેખા તથા પ્રકાશ અને છાયામાં કેવી તાકાત પડેલી છે તે પ્રત્યક્ષ જણાય છે. હિમાલયની ભવ્યતા શબ્દચિત્રથી શ્રી. કાકાસાહેબે ' હિમાલયના પ્રવાસ 'માં ને શ્રી. ગાંધીજીએ ' એને શી ઉપમા દઈએ ' એ એક નાનકડા લેખમાં દેખાડી છે. એ બેઉ ચિત્રોમાં હિમાલયની ધાર્મિક અને સાંસ્કૃતિક પ્રેરણાની ઉત્તુંગતા આપણા મનમાં પડેલી ભૌગોલિક ઉત્તુંગતા સાથે ભળી જઈ, એક ભવ્ય ચિત્ર ઊભું કરે છે. રૈરિક-કળા એ બધું જ એકસામટું આપણામાં મૂર્તિમંત કરી શકે છે. સૂર્યનારાયણનો પ્રકાશ પણ એ પીંછીમાં તદ્દન જ ઝળહળે છે. હિમાલયની સ્થૂલ ઊંચાઈમાં તેની નિરામય ભાવનાસૃષ્ટિ અને નિર્મળ પ્રેરણાશક્તિ એ કલાકાર વણી આપે છે. સાચે જ, હિમાલયના આત્માને — હિંદુ દર્શનના વિરાટ — બ્રહ્મને રૈરિક-કળા મૂર્તિમંત કરી આપે છે. તેના ચિત્રને જોતાં, તેની ચાર સીમાઓ ઓગળી જઈ, એક વિરાટ દર્શન સામે ઊભું રહે, એવી એકાગ્ર દૃષ્ટિ પ્રેક્ષકની તે આપોઆપ કરી લે છે.

એવી છાપ છે કે, આ બીજા રૈરિક પ્રદર્શનમાં પહેલા કરતાં ઓછાં ચિત્રો હતાં. આ એની શોભામાં વધારનાર વસ્તુ તરીકે હું ગણું છું. ગયા પ્રદર્શન વેળા ચિત્રોની ભીડ જેવું જે લાગતું તે આ વેળા કમી લાગ્યું. એકસાથે ઓછાં ચિત્રો હોય નો સારું નહિ ?

આ વેળા પિતાપુત્ર બેઉનાં ચિત્રો મૂકવામાં આવ્યાં હતાં. પુત્રની પીંછીમાં પણ પિતાની તાકાત છે જ; પણ તે બીજા દરજ્જાની લાગી. પુત્ર ( મિ. સ્ટેરોસ્લાવ )ની ખરી શક્તિ માનવચિત્રોમાં અદ્ભુત જોઈ. હમણાં જ બોલશે એવી જીવંતદર્શન અને આબેહૂબ તથા નિતાંતસુંદર સર્વતોભદ્ર છબી – શ્રીમતી બેગડાનોવની – જોઈ સ્ત્રીની સુકુમાર દિવ્ય પ્રેરણા-શક્તિ પ્રત્યક્ષ થતી હતી. ' જેકબ અને ફ્રિસ્તો 'માં પિતાની ( મિ. નિકોલસ રૈરિક ) પીંછીની વિરાટતાની સાથે માનવચિત્રની જીવંતતા એકસમાસ બની રહેલી જોઈ. દરિયાકાંઠે બેઠા બેઠા પોતાની જાળ સમારતા માછીમારો પણ એ જ દરિયાઈ વિરાટતા સાથે માનવસૃષ્ટિને મળતી દેખાડતા હતા. પ્રો. રૈરિકનાં કંચનજંઘા, પ્રકાશદાન ( કયાં ગણાવું ને કયાં છોડું ! ) વગેરે અનુપમ ચિત્રોમાં જે ભવ્ય વિરાટ અને ' વિજય 'માં જે રૌદ્ર રાજસ પ્રકાશ ઊતરેલો છે તે જોતાં આંખ થાકતી જ નથી. પણ પ્રેક્ષકોની ભીડ એ સમાધિમાં ભંગ પડાવે છે, તેનું તો શું થાય ? આ લોકશાહીના જમાનામાં એ તો સહેવું જ રહ્યું. અથવા ખરું તો એ કે, રૈરિકની પેઠે, સમાધિ અને સાધનાના અધિષ્ઠાન સમી હિમાલયશ્રેણીમાં જઈ વાસ કરવો જોઈએ. પણ આજે તો ગાંધીજી કહે છે, ' વાંચનાર! ખરો હિમાલય આપણા હૃદયમાં છે. એ ગુફામાં સંતાઈ જવું ને ત્યાં શિવદર્શન કરવાં એ ખરી યાત્રા છે, એ જ પુરુષાર્થ છે. ' રૈરિક-કળા એ કર્તવ્યની યાદી આપે છે.

### જાણવા જેવો ચુકાદો

ગેરકાયદેસર ગૃહપ્રવેશ એક ફોજદારી ગુનો મનાય છે; અદાલતમાં તે સામે ફરિયાદ કરી હરેક નાગરિક રાહત મેળવી શકે છે. પણ એક પોલીસ કે સરકારી અમલદાર જો ગૃહપ્રવેશ કરે તો ? આ વિષે એક જાણવા જેવા કેસ વિષે હમણાં વાંચ્યું ( ' હિંદુ ' તા. ૨૫-૧૧-'૪૧).

કલકત્તામાં એક જણ ઉપર પોલીસને વહેમ ગયો કે તે વગર પરવાને શસ્ત્રો રાખે છે. તેની તપાસ કરવા, સાદાં કપડાંમાં એક પોલીસ-ટુકડી તેના નાયક સાથે પેલા માણસના ઘર પર પહોંચી. તેનું ઘર તપાસવાનું વૉરન્ટ પોલીસ-ટુકડી પાસે નહોતું. કેસમાં આરોપ એવો હતો કે તે માણસ ને તેના જોડીદારો પોલીસ સામે થયા, અને એ રીતે કાયદેસર કામ કરવા આવેલા સરકારી અમલદારને દખલ કરવાનો ગુનો કર્યો.

વિદ્યાર્થીઓ આના ભોગ ન બને એ કેમ બને ? જેવું જીવન તેઓ આસપાસ સૂંઘે છે, જે જીવનનો વાયુ અંદર લઈને પોતાને પ્રાણિત રાખે છે, તે જીવનના દોષો આપોઆપ વિદ્યાર્થીમાં આજ ઊતરતા લાગે છે.

કોઈ વિદ્યાર્થી આ વાંચશે તો તરત પાછો પોતાને મનાવશે, 'આપણે દોષી નથી, અન્યને દોષે આપણે જેના છીએ તેવા છીએ.' આમ પોતે સતો થઈ અપુરુષાર્થી રહેવું એ પણ આજના વિદ્યાર્થીમાં બહુ દેખાય છે. પણ એમ પોતાનો બચાવ કરનાર વિદ્યાર્થી સમજે કે, બીજાને દોષે જે દોષિત બને છે તે યા તો -કૅમેરાની પ્લેટ જેવો જડ પ્રકાશ-ચુંબક જ છે, તેનામાં દૈવત કે કશો માલ નથી. ઉપરનું લખાણ તો વિદ્યાર્થીને હાવકી સલાહો આપ્યા કરનાર તેના શિક્ષકો અને વડીલ જનો તથા સરકારને માટે મુખ્યત્વે છે.

### પદવીદાન-ગાળો

લગનગાળાની જેમ પદવીદાન-ગાળો પણ એક મોસમી બનાવ જ લેખવો જોઈએ. લગનગાળામાં મંગળગીત ને ફટાણાં ગવાય, તેમ પદવીદાન વખતે આદર્શવાદી પ્રવચનો હોય અને આજકાલ રાજકીય વિવાદગ્રસ્ત પ્રશ્નો હવે દાખલ થતા લાગે છે. અલ્હાબાદમાં ડૉ. પન્નાલાલે જુવાનોને લશ્કરી કારકિર્દીની હાકલ કરી. ડૉ. તેજબહાદુર સપ્રુએ બનારસમાં સ્નાતકોને કહ્યું કે, યુનિવર્સિટી સ્વતંત્ર વિચારની કેળવણીનું અને સત્યની કસોટીનું ધામ છે; અને તેમને ભાવી હિંદની નેતાગીરી માટે આહ્વાન કર્યું. ચિદંબરમ્ અને આંધ્ર વિદ્યાપીઠમાં હિંદુ-મુસ્લિમ એકતા પર સર મહંમદ ઉસ્માન અને નવાબ યારજંગ બોલ્યા, જે વાત સર તેજબહાદુરે પણ પોતાની રીતે કરી હતી. ડૉ. રાધાકૃષ્ણને પોતાનો પ્રિય વિષય ફિલસૂફી આગળ રાખી તે દૃષ્ટિએ અર્વાચીન જગત આમામાં (?) નિહાળ્યું, અને વિશ્વજન તરીકે માનવધર્મની મીમાંસા કરી. અને હમણાં શ્રી. રાજગોપાલાચારી લખનૌમાં અહિંસાની રાજ્યદ્વારી ને સામાજિક કે સાંપ્રદાયિક મર્યાદાનો પોતાનો ખ્યાલ ચીતરી આવ્યા. આ બધાં પ્રવચનો તેમના પ્રત્યક્ષ શ્રોતાજનો જે નવા ગ્રૅજ્યુએટો તેમને માટે તો ઓછાં જ હોય છે, કેમ કે તેઓ તો જગત-બજારમાં પડવા કે આગેનુતું ભવિષ્ય ઘડવા તાકતા હોય છે; અને એની સ્થૂળતાં પદવીદાન-પ્રવચનોની આસમાની વિહારથી નજર ને જુદા રાહની હોય છે. એટલે આ પ્રવચનો મુખ્યત્વે તો તંત્રના પરોક્ષ શ્રોતાઓ (એટલે કે વાચકો) માટે હોય છે. ति. રીતે વાર્ષિક વિચારપ્રવાહોની નીતિરીતિના તારણને માટે, પદવીદાનગાળો આપણા વિચારકોને સારી તક આપે છે. પણ એક સવાલ એમાં રહે છે કે, આ સમારંભોમાં ચાલુ રાજકારણ (અને યુરોપી યુદ્ધ પણ આજે એમાં જ સમાયેલું છે.) આવે એ સારું ! આવે તો કેવું અને કઈ મર્યાદામાં ? આજની આપણી યુનિવર્સિટીઓનું કુલપતિત્વ તો રાજામહારાજાને અને મોટે ભાગે ગવર્નરોને મળે છે; પણ તેનું કુલનેતૃત્વ પણ ઘણી જગાએ રાજકારણીઓને — ચાલુ સરકારી વિચારોને મોટે ભાગે અનુકૂલ રહેશે એવી જેમને વિષે આશા બંધાય એવાને મળે છે. આ બિના પણ રાજકારણને યુનિવર્સિટીથી અલગ તો નથી જ રાખી શકતી. છતાં કંઈક મર્યાદા જોઈએ; નહિ તો વિદ્યાર્થીઓને માટે કશી મર્યાદા મૂકવી અશક્ય નહિ તોય અઘરી તો થાય જ છે.

### 'પ્રસરણીય' અને 'સંકોચનીય' ન ચાલે

એક વિજ્ઞાન-વિદ લખે છે કે, 'દબનીય' બદલે 'સંકોચનીય' અને 'ફુલનીય' બદલે 'પ્રસરણીય' શબ્દની શ્રી. 'માનસી'-કારની સૂચના તો (ગયા અંકમાં પાન ૧૧૮ જુઓ) તેની અર્થસૂચકતા જોતાંય બરોબર નથી. એનું કારણ કદાચ તે સાહિત્યિકનું વૈજ્ઞાનિક અજ્ઞાન હોય. વિજ્ઞાનમાં 'દબાવું' 'સંકોચાવું' એક ક્રિયા નથી. દાખલા તરીકે, દાબે દબાય છે, તે સંકોચાતું નથી; અને ..રેતો બટાટો ફૂટો પડ્યે દબાતો નથી. સંકોચાય છે. તેમ જ ઉષ્માથી લોઢું ફૂલે છે, પ્રસરતું નથી. પ્રસરવું = ફેલાવું અર્થ થાય, જે 'ફૂલવું'થી ભિન્ન છે.

ઉપરની વસ્તુ, મેં ગયે વખતે 'અનીય'ના ઉપયોગ બાબત લખ્યું ત્યારે, મારા ધ્યાનમાં હતી. પરંતુ મારે તો શ્રી. 'માનસી'કારના સંકર વિનાના આક્ષેપની જ વાત કરવી હતી. એટલે ઉપરની જુદા તરફ આડનજર ન કરવી ઠીક, એમ માનેલું. બાકી ઉપરના ચર્ચાકારની વાત ...... છે

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| અપંગની પ્રતિજ્ઞા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મ[illegible] | ૧-૦-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| આપવીતી | ૧-૪-૦ |
| આબાદ હિંદુસ્તાન | ૧-૦-૦ |
| આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમભજનાવલિ પાકું પૂંઠું | ૦-૩-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| ઉધઈનું જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૬-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કુંજપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો કોયડો | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખરી કેળવણી | ૦-૧૨-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૦-૧૨-૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગામગોઠડી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૪-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| ગીતાપદાર્થકોષ | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગીતામંથન | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | ૦-૪-૦ |
| ,, પાકું પૂંઠું | ૦-૬-૦ |
| ,, નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| [illegible] | ૦-૧-૦ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૬-૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૯-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| जिनागमकथासंग्रह | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૯-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૧-૦ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૫-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૭-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૨-૬ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભજનવીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| ,, અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| મહાવીરસ્વામીનો સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગલપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યેરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૪-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિશાળવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| શ્રીમહાવીર-કથા | ૨-૮-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગૅરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૭-૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂંઠું | ૧-૪-૦ |
| ,, ખાદીનું પૂંઠું | ૧-૧૨-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ

Reg. No. B. 4340

# વર્તમાન વિદ્યાર્થી-જગતનો અજંપો

વિદ્યાર્થીઓની વર્તમાન પેઢી પર શિસ્તના અભાવનો જે આક્ષેપ કરવામાં આવે છે, તે જરા કાળજી દઈ તપાસવા જેવો છે. એકધારી કાર્યપદ્ધતિની અને તાત્કાલિક બાહ્ય ફળની અધીરાઈથી મૂંઝાઈ જઈ શિક્ષકો એ વસ્તુ ભૂલી ગયા છે કે, કેળવણીથી સધાતા વિકાસનું માપ (તેનાં બાહ્ય) પરિણામો નહિ, પરંતુ (તે દ્વારા સધાતી) વિચાર-પ્રક્રિયાનો ગુણ છે. . . . સાચી શિસ્તનો અર્થ એ છે કે, આંતર ખેંચાણો, ગોટાળો અને મુશ્કેલીની સામે પણ, પોતે જ્ઞાનપૂર્વક જે માર્ગને વર્યા હોઈએ તે માર્ગને વળગી રહેવાની શક્તિ હોય. શિસ્તવાળા કોઈ વિદ્યાર્થી મંડળને, જો તે એકમત હોય તો, મુંબઈના પદવીદાન જેવા સમારંભનો સહજ બહિષ્કાર સંગઠવામાં કશી મુશ્કેલી ન નડે. એને સારુ પિકેટિંગની જરૂર પડે એમાં ચોક્કસ એ સમજી લેવાયું છે કે, વિદ્યાર્થીઓ બધા એકમત નથી. . . . હડતાલો તથા બહિષ્કારોના સારાસાર વિષે ગમે તેમ કહેવામાં આવે, પણ એક વસ્તુને તો વિના આનાકાનીએ વખોડી શકાય : પોતે સારો માનેલો ઇરાદો સાધવા પર નીકળી પડેલા વિદ્યાર્થીઓ કૉલેજના વરંડાઓમાં ધૂસી, સાચી શિસ્તને ન ઘટે એવો જે બળાત્કાર વાપરે છે, તેમાં તેમણે પોતાના ટોળા-માનસનો આપણને પુરાવો આપ્યો છે.

કૉલેજ કે યુનિવર્સિટી સત્યની સહકારપૂર્વક શોધ કરવા માટે સંગઠિત થયેલાં સ્ત્રી-પુરુષોનું મંડળ છે; જીવનના અનુભવો સાથે મળીને લેતાં અને તે દ્વારા પરસ્પર જીવનને સમૃદ્ધ કરતાં યુવાન તથા વૃદ્ધોનું એ સંગઠન છે. ત્યાં આપણે જે આપલે કરીએ છીએ એ કોઈ બાહ્ય સંપત્તિની ચીજોની નથી; પણ તે દ્વારા આપણા જાગ્રત જીવનમાં વિશાળતા અને ઊંડાણ આપણે સાધીએ છીએ; કૉલેજ યુનિવર્સિટી શિક્ષક-વિદ્યાર્થી-સમુદાયને માટે એ પ્રકારના સાહસ-જીવનની બિરાદરી છે. એ પ્રકારની સમૃદ્ધિવાળા જીવનનું સાધન કેળવણી નથી, એ પ્રકારનું જીવન જ તે તો છે.

આપણાં કૉલેજ યુનિવર્સિટી આ પ્રકારની સંસ્થાઓ જો હોય, તો વિદ્યાર્થી અને શિક્ષક બંને પરસ્પર આદર અને પ્રેમથી સાંકળાઈ જાય; પરંતુ આપણું શિક્ષણતંત્ર તો જે આર્થિક સમાજતંત્રમાં આપણે રહીએ છીએ તેનું પ્રતિબિંબ છે. આ સમાજ-તંત્રમાં ગોઠવાઈ જઈ શકે એવાં કેટલાં સ્ત્રી-પુરુષો તે તંત્ર પેદા કરે છે, તેના માપ ઉપરથી તેની કાર્યશક્તિનો કયાસ બાંધવાનું આપણને વારંવાર કહેવામાં આવે છે; તો પછી આપણા આર્થિક સમાજતંત્રમાં યોજના, સહકાર કે શિસ્તના સદંતર અભાવને લઈને તેના લક્ષણરૂપ બનેલી જે અવ્યવસ્થા આપણને જોવા મળે છે, તેનું પ્રતિબિંબ આપણા શિક્ષણતંત્રમાં પણ પડે, તો તેથી નવાઈ શું કામ થવી જોઈએ? યોજનારહિત આર્થિક સમાજતંત્રની જ બીજી બાજુ યોજનારહિત શિક્ષણતંત્ર છે. તમારા અર્થતંત્રની હડતાલો ને રાજતંત્રનાં યુદ્ધો અનિવાર્ય રીતે તમારા શિક્ષણતંત્ર પર પ્રતિક્રિયા કર્યા વગર સંભવી જ ન શકે. આર્થિક સમાજતંત્ર અને શિક્ષણતંત્ર વચ્ચે જે નિકટ સંબંધ છે તેનો, આજની એકહથ્થુશાહી ફિલસૂફીના જમાનામાં જેવો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય છે એવો કદી થયો નહોતો. . . . માનવજાતને માટે એક અફસોસની વાત છે કે, લોકમાનસ પોતાના નાના કે મોટા સમૂહની સૌથી આગળપડતી મહત્તા વિષે એવું મુસ્તાક બની આંધળું બન્યું છે કે, વિશ્વમાનસને તે ભૂલી જાય છે. આપણા વિદ્યાર્થી-જગતમાં જે અજંપો જોવા મળે છે તેમાં પણ એ જ જાતની, પોતાના મહત્ત્વની વધારેપડતી વૃત્તિ આપણે નિહાળી શકીએ? 'તારા અંતરમાં જે અજવાળું છે તે જ જો અંધારું બને, તો અંધારું તો કેવડું મોટું થઈ જાય!'

પ્રો૦ પી૦ એ૦ વાડિયા

('મૉડર્ન રિવ્યુ'માંથી)

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૫

## અનુક્રમણિકા



---

### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | અમેરિકામાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

### નવાં પુસ્તકો

રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન: લેખક ગાંધીજી, કિ. બે આના, ટપાલખરચ એક આનો.

**Constructive Programme**
Its Meaning and Place: By Gandhiji. Price Four annas. Postage etc. One anna.

**Economics of Khadi**
By Gandhiji – Pp. 627. Price Rs. 4. Postage etc. 10 annas.

**Constructive Programme**
Some Suggestions: By Babu Rajendra Prasad. Price Four annas. Postage etc. One anna.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩ – અંક ૫ ] અમદાવાદ [ ફેબ્રુઆરી, ૧૯૪૨

## બુદ્ધિ શી રીતે ખીલે – ૨

### બુદ્ધિ અને ધૃતિ

જેમ બુદ્ધિ અને તર્ક વચ્ચેનો ફરક સમજવાની [જરૂ]ર છે, તેમ જ બુદ્ધિ અને ધૃતિ વચ્ચેનો ભેદ પણ [સમજ]વાની જરૂર છે.

ભગવદ્‌ગીતામાં ધૃતિનો ઉલ્લેખ છે, અને તેના સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદો પણ બતાવ્યા છે. છતાં, સાધારણ રીતે આપણા દેશમાં ધૃતિનો ક્યાંય વિચાર કરવામાં આવેલો મારા જાણવામાં નથી. પ્રાણીમાં રહેલી આ એક મહત્ત્વની શક્તિ છે અને આજના યંત્રયુગમાં એનું મહત્ત્વ પહેલાં કરતાં પેલું વધી ગયું છે. હાલમાં જ કોઈક લેખકનું વાક્ય મેં વાંચ્યું છે કે, આ યુગનું યુદ્ધ એટલે સામસામી ધૃતિઓનો તીવ્ર મુકાબલો (war of nerves) છે.

આપણા દેશની પ્રાચીન વર્ણવ્યવસ્થામાં ક્ષત્રિયો અને શૂદ્રોની ધૃતિ વધારે ખીલતી. બ્રાહ્મણની ધૃતિ એથી ઓછી. વૈશ્યની સૌથી નબળી રહેતી. પરશુરામ અને કર્ણની વાતમાં આનો દાખલો છે. કર્ણે પોતાને બ્રાહ્મણ બતાવીને પરશુરામ પાસે અસ્ત્રવિદ્યા લીધી. પણ એક દિવસ પરશુરામ એના ખોળામાં માથું મૂકી ઊંઘી ગયા હતા, ત્યારે એક ભમરાએ કર્ણને દંશ દીધો. પરશુરામની ઊંઘ ન બગડે માટે કર્ણે તેની વેદના જરા પણ હાલચાલ કર્યા વિના સહન કરી લીધી. છેવટે ગરમ લોહીનો રેલો પરશુરામને ગાલે પહોંચ્યો અને તે જાગી ઊઠ્યા. પોતાના જ્ઞાનતંતુઓ પર આવો કાબૂ ધરાવવાની શક્તિ ક્ષત્રિય સિવાય બીજામાં ન હોઈ શકે એમ તેમને લાગ્યું. અને કર્ણનો વર્ણ પકડ્યો.

આમાંથી ધૃતિ એટલે શું તે આપણે સમજી શકીએ. ધૃતિ એટલે સ્નાયુઓ તથા ચિત્તને હલાવનારા જ્ઞાનતંતુઓ પર સંપૂર્ણ કાબૂ. એને જ ઇચ્છાશક્તિ પણ કહેવાય. ગમે તે થાય તોયે પોતાનો હાથ પકડેલી ચીજ છોડે નહિ, ધ્રૂજે નહિ, પગ હાલે નહિ, જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો વશ બહાર જાય નહિ, મન ગભરાઈ ઊઠે નહિ, બુદ્ધિ (આચરણનો નિર્ણય કરવાની શક્તિ) ઝાંખી પડે નહિ, એ બધાં ધૃતિનાં લક્ષણો છે.

બુદ્ધિની ખિલવણીમાં તર્કશક્તિ કરતાં ધૃતિ વધારે મહત્ત્વની વસ્તુ છે. સાચું સમજાય પણ નિર્ણય પર આવી શકાય નહિ, નિર્ણય કર્યા પછીયે વર્તાય નહિ, શરૂ કર્યા પછીયે છેવટ સુધી ટકી શકાય નહિ — એ બધાં ધૃતિની ખામીનાં લક્ષણો છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# વ્યાસનું અરણ્યરુદન

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति माम् ।
धर्मादर्थश्च कामश्च स धर्मः किं न सेव्यते ॥ –महाभारत

માનવસમાજના ઠેઠ પ્રારંભકાળથી, આદર્શ સમાજની રચના કેવી રીતે કરી શકાય, તેનાં સ્વપ્નાં સમાજના પ્રતિભાશાળી પુરુષો સતત સેવતા આવ્યા છે. કવિઓએ આદર્શ સમાજનાં ચિત્રો દોર્યાં; સમાજ-સુધારકોએ આદર્શ સમાજ તરફ લઈ જનારા આચારો બતાવ્યા; વીરોએ આદર્શોને મૂર્ત બનાવવા સારુ પોતાના પ્રાણ પણ કુરબાન કર્યા; તોપણ આદર્શો તો હજી પ્રત્યક્ષથી ખૂબ દૂર જ રહ્યા છે — કલ્પનાના અંતરાળમાં જ તે અધ્ધર લટકે છે!

ભારતીય સંસ્કૃતિનાં બે પ્રમુખ આર્ષ કાવ્યો તે રામાયણ અને મહાભારત. એ બેમાં જીવનના બે ભિન્ન આદર્શો ચીતરેલા જોવામાં આવે છે. રામાયણમાં એક વ્યક્તિ તરીકે આદર્શ માનવ કેવો હોય તેનું ચિત્ર દોરવામા વાલ્મીકિએ પોતાની પ્રતિભા ઠાલવી છે, જ્યારે મહાભારતમા વ્યાસજીએ પોતાનુ બુદ્ધિસર્વસ્વ વાપરીને જીવનનો સામાજિક આદર્શ રજૂ કર્યો છે. વસ્તુતઃ આ બન્ને આદર્શો એકબીજા સાથે ગાઢો સંબંધ ધરાવે છે. કારણ, આદર્શ સમાજ નિર્માણ કરવા માટે અસામાન્ય કોટિના માનવની જરૂર હોય તોય આદર્શ સમાજમાં જ એવો આદર્શ માનવ પેદા થવાનો સંભવ છે. તેથી સમાજના બધા વ્યવહારો આદર્શ જીવન નિર્માણ કરવાની દૃષ્ટિથી શી રીતે ચલાવવા તેની, એટલે કે આદર્શની વ્યાવહારિક સાધનાની જ પ્રથમ જરૂર છે.

માનવ વ્યવહારના નિત્યના અને મહત્ત્વના પ્રશ્ન જોવા જઈએ તો તે અર્થ અને કામ એ બે જ છે માનવી જીવનની પૂર્ણતાને ભારતીય ઋષિઓએ 'મોક્ષ' શબ્દથી ઓળખાવી છે. જીવનનું પ્રત્યક્ષ સ્વરૂપ અર્થકામમય હોઈ તેનું પરોક્ષ સ્વરૂપ મોક્ષમય — આનંદમય છે જીવનના આ પ્રત્યક્ષ અને પરોક્ષ સ્વરૂપોમાં કોઈ વિરોધ દેખાતો હોય તોય તે બે વચ્ચે વેર નથી, એવી ભારતીય દ્રષ્ટાઓની તથા સમાજસુધારકોની પરાપૂર્વથી માન્યતા ચાલતી આવી છે; અને અર્થ-કામ અને મોક્ષ એ જીવનના વિવિધ અંગોના સાધન તરીકે તેમણે ધર્મ એ એક જ સાધનની હિમાયત કરી છે.

'ધર્મ' શબ્દથી જીવનની સર્વાંગીણ સાધનાનો બોધ થાય છે. આ લેખને મથાળે ઉતારેલા મહાભારતના સુવિખ્યાત શ્લોકમાં 'ધર્મ' શબ્દનો એવો અર્થ કલ્પેલો છે. ધર્મસાધના વડે મોક્ષસિદ્ધિ થાય છે એ વિષે કોઈએ કદી શંકા ઉઠાવી નથી. તોય ધર્માચરણ દ્વારા અર્થ-કામની જે સિદ્ધિ થાય છે તે વિષે સારી પેઠે મતભેદ જોવામાં આવે છે. પણ ભારતીય વિચારપ્રણાલિકામાં ધર્મસાધનાથી અર્થ-કામની સિદ્ધિ થાય છે એ સિદ્ધાન્તને સાર્વત્રિક માન્યતા મળેલી છે. 'ધર્મ' એટલે 'ન્યાય' એટલો અર્થ જો ધ્યાનમાં રાખીએ તો ઉપર જણાવેલો ભારતીય સિદ્ધાન્ત લગભગ જગમાન્ય છે એમ જણાઈ આવશે. સમાજના વ્યવહારો જો કોઈ પણ કાળે બધાને સુખકારક થવાના હોય તો તે વ્યવહારોના પાયામાં ન્યાયબુદ્ધિ હોવી જ જોઈએ. સુખ અને ન્યાય એ બે વચ્ચે તત્ત્વતઃ વિરોધ નથી. પણ જ્યારે સુખનું સ્વરૂપ સંકુચિત થાય છે ત્યારે તે સંકુચિત સુખનો, એટલે સ્વાર્થનો, ન્યાયની સાથે વિરોધ આવે છે. બધાનું બધો વખત ટકનારું સુખ એ ખરેખર ન્યાયનું વિરોધી નથી એટલું જ નહિ, પણ ન્યાયનું તે પરિપક્વ સ્વરૂપ જ છે. પણ સમાજના ઇતિહાસ તરફ જોતાં, આવી ન્યાયનિષ્ઠારૂપી છોડ હજી તો સમાજમાં ચોંટેલો દેખાતો નથી. તેથી વ્યાસજી જેવી જ્ઞાની અને 'સર્વભૂતહિતે રત' એવી મહાન વ્યક્તિને દુઃખનો ઊભરો કાઢવો પડ્યો છે.

મહાભારતનો સમગ્રપણે વિચાર કરતાં વ્યાસજીનો આ આક્રોશ કેટલો યથાર્થ હતો તે સહેજે સ્પષ્ટ થશે. ધર્મસંસ્થાપન કરવાની પ્રતિજ્ઞા લઈને આ લોકમાં અવતરેલા ભગવાન શ્રીકૃષ્ણની એકંદર કારકિર્દીનું સમાજની શ્રેયસિદ્ધિની દૃષ્ટિએ શું પરિણામ આવેલું આપણને જોવા મળે છે? જે યાદવોના વંશમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો તે યાદવો તેમની નજર આગળ મદિરામત્ત બનીને નાશ પામ્યા. 'યાદવાસ્થળી' એ શબ્દ જ તેમનું સ્મારક રહ્યો છે! ભીષ્મ પિતામહે પોતાના વ્યક્તિગત સુખી જીવનની કુરબાની કરી જે કુળસેવા બજાવી તેના ફળરૂપે જ જાણે ન હોય તેમ, તેમને પોતાના કુળનો સર્વનાશ જોવાનો વારો આવ્યો. અને વિદુર જેવા સ્થિતપ્રજ્ઞ, જ્ઞાની સંતને પોતાનો આદર્શ નિષ્ફળ જતો જોઈ, જગતકલ્યાણની ઇચ્છા હોવા છતાં, લાચાર બની કેવળ દુઃખના નિસાસા મૂકતા ચૂપચાપ બેસી રહેવું પડ્યું! અને 'મહાભારતકાર' વ્યાસજીના પોતાના આખરના દર્દભર્યા બોલ તો શરૂઆતમાં આપેલા જ છે.

આવો અનુભવ કેવળ ભારતીય વિચારકોને જ થયો છે એમ નથી. યુરોપીય સંસ્કૃતિની ટોચે ચઢેલા સોક્રેટીસ અને પ્લેટોની કથની પણ એવી જ છે. જીવનનો આનંદ વિચારોની શુદ્ધિ ઉપર આધાર રાખે છે એમ ભારપૂર્વક પ્રતિપાદન કરવા માટે સોક્રેટીસને ઝેરનો પ્યાલો પીવો પડ્યો! પ્લેટોની ઘટના તો એથીયે વધારે

[illegible] સંસ્કૃતિનો આદ્ય આચાર્ય ગણાય. પોતાની વિશાળ પ્રતિભાને જોરે સામાજિક જીવનનો સંપૂર્ણ આદર્શ સરજીને તેણે તે પોતાના 'રિપબ્લિક' નામના સર્વશ્રેષ્ઠ ગ્રંથમાં તે કાળની દુનિયા આગળ રજૂ કર્યો. 'સમાજના શાસનની દોરી જીવનનું પરમ સત્ય જાણનારા જ્ઞાની પુરુષોના હાથમાં હોવી જોઈએ,' એ તેના સિદ્ધાન્ત ઉપર આજે પણ આખી દુનિયા વારી જાય છે. પણ તેને પોતાને કેવો કરુણ અનુભવ થયો? તત્ત્વજ્ઞ પુરુષ રાજા બને તે કરતાં રાજાને માટે તત્ત્વજ્ઞ બનવું વધારે સહેલું છે એવી કલ્પનાથી સિરાક્યૂઝના રાજાનું આમંત્રણ સ્વીકારીને તે એને ત્યાં ગયો અને તે રાજાને તેણે પોતાનો શિષ્ય બનાવ્યો. પણ તત્ત્વજ્ઞ બનવું ભારે અગવડભર્યું છે એમ રાજાને જણાયાથી, તેણે આ પ્રસિદ્ધ જીવનાચાર્યને ગુલામ તરીકે વેચી માર્યો! ત્યાંથી કોઈ મિત્રની મહેરબાનીથી તે બિચારો જેમ તેમ કરી પ્રાણ બચાવીને સ્વદેશ પાછો જઈ પહોંચ્યો.

પ્રાચીન ચીનનો સુવિખ્યાત જ્ઞાની પુરુષ કુંગ-ફુત્સેએ પણ સમાજધારણનું એક સમગ્ર દર્શન ઘડયું હતું. કોઈ રાજવી મારો શિષ્ય બને એટલે હું મારા દર્શન મુજબ ચીનનું જીવન ઘડી આપું, એવી એને ભારે ઉમેદ હતી. પણ તેના વખતના રાજાઓ માંહોમાંહે પ્રાણઘાતક યુદ્ધો ખેલવામાં એટલા બધા ગરગૂલ બન્યા હતા કે, કુંગ-ફુત્સે તરફ ધ્યાન આપવા જેટલી કોઈને ફુરસદ જ ન હતી. મરતી વખતે એના શિષ્યે એને પૂછયું, 'તમારી છેવટની શી ઇચ્છા છે?' ત્યારે 'મારા દર્શનનો પ્રયોગ કરવા માટે સગવડ કરી આપે એવો રાજપુત્ર મને છેવટ સુધી મળી શક્યો નહિ એ વાત મારા દિલમાં ખૂબ સાલે છે,' એવા ઉદ્ગાર તેણે કાઢ્યા હતા.

પ્રાચીન ઈરાનીઓના ધર્મસંસ્થાપક જરથુષ્ટ્રની વાત પણ એવી જ રમૂજી છે. એ મહાપુરુષમાં સમાજ-કલ્યાણની દિવ્ય દૃષ્ટિ હતી; અને પ્લેટો, કુંગ-ફુત્સે મુજબ તેણે પણ કોઈ રાજાના ગુરુ થવાની આકાંક્ષા વરસો સુધી સેવેલી. એક રાજાને લાચાર બનીને જરથુષ્ટ્રના શિષ્ય બનવું પડયું. રાજાના ઘોડા અચાનક માંદા પડયા અને જરથુષ્ટ્ર અશ્વવિદ્યામાં પ્રવીણ હોવાથી તેણે એ તકનો લાભ લઈ પોતાનું ગુરુત્વ એ રાજા ઉપર લાદ્યું. આ બનાવમાંથી કેવું પરિણામ આવ્યું હશે તેની તો કલ્પના જ કરવી ઘટે.

આધુનિક યુરોપમાં 'યુટોપિયા' (આદર્શ સમાજ) નામના ગ્રંથના કર્તા સર ટોમસ મૂરનું એક રાજાને હાથે મરણ નીપજ્યું, અને એના ગ્રંથનામ ઉપરથી 'યુટોપિયન' (તરંગી, હવાઈ) એવું એક અવહેલનાદર્શક વિશેષણ અંગ્રેજી ભાષામાં આજે રૂઢ થયેલું છે!

આદર્શવાદીઓની આ નામાવલિ ગમે તેટલી લંબાવી શકાય. દુનિયાના બધા જ સાધુસંતો, માણસે ધર્મશીલ બનવું જોઈએ એમ, અંતરના ઊંડાણથી સતત કહેતા આવ્યા છે. ખ્રિસ્તનો કે બુદ્ધનો ઉપદેશ સંન્યાસવાદી હતો એવી ઘણાની માન્યતા છે. પણ તેમના ઉપદેશનું પ્રત્યક્ષ અવલોકન કરતાં આ માન્યતા ભૂલભરેલી છે એમ કહેવું પડે છે. ખ્રિસ્તનું 'કિંગ્ડમ ઑફ હેવન' (સ્વર્ગનું રાજ્ય) એટલે 'કિંગડમ ઑફ રાયચિયસનેસ' (ધર્મ કે ન્યાયનું રાજ્ય) છે,' એ તેણે પોતે સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે. એટલે તેનું સ્વર્ગીય રાજ્ય એ વસ્તુતઃ ધર્મરાજ્ય જ હતું. 'તમે ધર્મથી, ન્યાયથી વર્તો એટલે તમને જીવનનાં ઐહિક સુખો પણ સહેજે મળશે,' એ જ એનો મુખ્ય પેગામ હતો. આ સિદ્ધાન્ત ગયાળે ટાંકેલા ભારતીય સિદ્ધાંતની સાથે સો-ટકા મળતો આવે છે. પણ આ સિદ્ધાન્તને સારુ ઈશુને શૂળીએ ચડવું પડયું! ગૌતમ બુદ્ધે ઉપદેશેલો અષ્ટાંગ માર્ગ પણ કેવળ સંન્યાસ-જીવન માટે ઉપયોગી છે એમ કહી શકાય નહિ. સામાજિક જીવનનો આધાર પણ તે જ છે એ સ્પષ્ટ છે. વૈશાલીના વજ્જી લોકોને તેણે જે સાત પ્રસિદ્ધ નિયમ કહ્યા તે સમાજમા ધર્મરાજ્ય સ્થાપવાના સાધન તરીકે તેણે ઉપદેશ્યા હતા.

ઇસ્લામનો સંસ્થાપક મહંમદ પેગંબર તેમ જ યહૂદીઓનો ધર્માચાર્ય મૂસા બન્ને કર્મયોગીઓ જ હતા. તેમણે અનુક્રમે અરબ અને ઇઝરાયલ જાતિઓના સામાજિક સંગઠનનું જ કાર્ય મુખ્યત્વે કર્યું. છતાંય તે બન્નેએ પોતાના સામાજિક આદર્શની સિદ્ધિ માટે ધર્મ-સાધનાનો જ ઉપદેશ કરેલો છે. તેથી ધર્મ એ જ અર્થ-કામ-સિદ્ધિનું એકમાત્ર સાધન છે એ વ્યાસજીનો સિદ્ધાન્ત સાર્વત્રિક માન્યતા ધરાવે છે એમ દેખાય છે. એમ હોવા છતાં પણ પ્રત્યક્ષ વ્યવહારમાં ધર્મબુદ્ધિથી આચરણ કરનારાઓની સંખ્યા સમાજમાં હજી નહીવી જ છે એમ આપણે જોઈએ છીએ. સામાજિક સુધારાની દૃષ્ટિએ આ એક કોયડો જ સમજવો જોઈએ.

ચાલુ જમાનાના સમાજસુધારકોની પ્રવૃત્તિઓનો વિચાર કરતાં, આ કોયડો તેઓ ઉકેલી શક્યા હોય એમ દેખાતું નથી. આધુનિક કાળમાં ન્યાયની સ્થાપના કરવાના હેતુથી રાજકીય, આર્થિક, શૈક્ષણિક વગેરે જુદાં જુદાં ક્ષેત્રોમાં અનેક ક્રાન્તિકારક પ્રયોગો થયા છે. આ જાત જાતના પ્રયોગોમાં બીજા ગમે તેટલા ભેદ દેખાતા હોય તોપણ, સામાજિક વ્યવહાર ન્યાયબુદ્ધિના પાયા ઉપર રચાય તો જ આખા સમાજને સુખ અને સમાધાન મળી શકે, એ સિદ્ધાન્ત બધે સરખી જ માન્યતા પામ્યો છે એમ જણાઈ આવશે. છતાં આ પ્રયત્નોને પણ ક્યાંય ખાસ નોંધવા જેટલો યશ મળ્યો નથી. આ પ્રયોગ કરનારાઓ પણ વ્યાસજીની પેઠે આક્રોશ કરતા જણાય છે.

માણસ બુદ્ધિવાદી પ્રાણી છે અને તેની બુદ્ધિમાં સત્ય જાણવાની શક્તિ છે એ કલ્પના ઘણા જૂના વખતથી ચાલતી આવી છે. 'જ્ઞાન એ જ માણસનું આભૂષણ છે' એમ આપણે ત્યાં મનાતું; જ્યારે 'જ્ઞાન એ જ સદ્‌ગુણ છે' એવો સૉક્રેટીસનો સિદ્ધાન્ત હતો. આધુનિક કાળમાં પશ્ચિમના દેશોમાં બુદ્ધિપૂજાનું પુનરુજ્જીવન ભારે ઉત્સાહથી કરવામાં આવ્યું; પણ એ બુદ્ધિપૂજકોની શ્રદ્ધા પ્રત્યક્ષ વ્યવહારમાં મોટે ભાગે નિષ્ફળ ગયેલી આજે દેખાય છે. જાણીતા અંગ્રેજ સાક્ષર જ્યૉર્જ બર્નાર્ડ શૉનો અનુભવ ખાસ ધડો લેવા જેવો છે. બુદ્ધિવાદી ઇંગ્લંડમાં ઊછરેલા આ પ્રતિભાશાળી પુરુષને જુવાનીમાં એમ લાગ્યું કે, સમાજના બધા વર્ગોમાં ઠીક ઠીક જ્ઞાનનો પ્રસાર કર્યો હોય તો બધી જાતના અન્યાયો અને વિષમતા આપોઆપ કકડભૂસ થઈને પડશે. તેથી વાણી અને લેખિનીની સહાયથી શૉએ ઇંગ્લંડના આખા સમાજ ઉપર જ્ઞાનનો ધોધમાર વરસાદ વરસાવ્યો. તોય સમાજની ક્રિયાશૂન્યતા ઉપર કશી અસર થતી નથી, એમ તેને જણાઈ આવ્યું. વ્યાખ્યાનો-પ્રવચનો સાંભળવાની કે નિબંધ-પ્રબંધ વાંચવાની ઇચ્છા લોકોમાં હોતી નથી, પણ તેઓને રંગભૂમિ તરફ વિશેષ આકર્ષણ હોય છે, એમ તેને જણાતાં તેણે તરત પોતાના મતોનો પ્રચાર કરવાના ઉદ્દેશથી નાટ્યકળાનો આશ્રય લીધો, અને મનોરંજન માટે એમાં થનારાં સ્ત્રીશૂદ્રોને 'જ્ઞાની' બનાવી પાડવાનું તેણે બીડું ઝડપ્યું. પણ આ નવા સાધનની ઉપાસના બે તપ જેટલા કાળ સુધી કર્યા પછી પોતાનો ઉદ્દેશ સફળ થતો શૉને જણાયો નહિ. છેવટે નિરાશ થઈને તેણે "હાલનો મનુષ્યપ્રાણી આદર્શ સમાજનિર્માણ કરવા માટે સ્વભાવતઃ જ અપાત્ર છે અને આદર્શ સમાજ માટે તો 'નવ માનવ', 'અતિમાનવ' નિર્માણ કરવાની યોજના ઘડવી જોઈએ," એવી એક ભારે નાટ્યરસિક ઘોષણા કરી. કેવળ બુદ્ધિવાદના પરાભવનો આ ચોખ્ખો એકરાર છે. માણસમાં બુદ્ધિ કરતાં લાગણીઓ અને વિકારો વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે; અને તર્કબુદ્ધિને થયેલું જ્ઞાન માણસની સંકલ્પશક્તિને જાગ્રત કરી શકતું નથી, એ આનો નિષ્કર્ષ છે. આજકાલ પશ્ચિમ તરફના વિચારકોમાં બુદ્ધિવાદના સામે પ્રતિક્રિયા શરૂ થયેલી દેખાય છે. માણસના જીવન ઉપર વિકારો પ્રભુત્વ ભોગવે છે એટલું જ નહિ, પણ તેની બુદ્ધિ ઉપર પણ વિકારોની જ આણ વર્તે છે; તેથી બુદ્ધિવાદને નામે સત્યના વિકૃત દર્શનનો જ પ્રસાર થાય છે, એ વાત પણ વિચારકોના ધ્યાનમાં આવવા લાગી છે. માણસને પોતાને માટે સુખ મેળવવાની ઇચ્છા હોય તોપણ તેની સામાન્ય પ્રેરણાઓ મોટે ભાગે બુદ્ધિવિરોધી અને દુઃખ આપનારને જ કારણભૂત થાય છે, એવા વિચારો કેટલાક લેખકોએ વ્યક્ત કર્યા છે. દાખલા તરીકે, બર્ટ્રાંડ રસેલે પોતાના જુદા જુદા ગ્રંથોમાં સુખી સમાજ નિર્માણ કરવાની અનેક કલ્પનાઓનો તથા યોજનાઓનો ઊહાપોહ કરેલો છે, પણ છેવટે હતાશ થઈને તેણે પણ 'માણસ પોતે જ પોતાના વિનાશની પેરવી કરનારું પ્રાણી છે' એવા ઉદ્‌ગાર કાઢ્યા છે.

સામાજિક ધ્યેયવાદની વિફળતાના ઇતિહાસની આ કથા ગમે તેટલી કરુણાજનક હોય તોય માણસના અંતઃકરણમાં રહેલી પૂર્ણતા માટેની ધગશ તેને કદી પણ પૂરેપૂરો નિરાશ નહિ થવા દે; અને આજ સુધીના પ્રયોગવીરોને ગમે તેવો અપયશ મળ્યો હોય તોપણ તેથી નવા પ્રયોગવીરો નવા ઉત્સાહથી આગળ આવ્યા વિના નહિ રહે. એટલું જ નહિ, પણ દરેક અપયશ માણસના ધ્યેયવાદને વધારે ને વધારે શુદ્ધ બનાવતો જશે. દુનિયાનો આજ સુધીનો આખો ઇતિહાસ લેતાં માનવ સંસ્કૃતિનો પ્રયોગ શરૂ થયાને ઘણો ઓછો સમય વીત્યો કહેવાય. સાપેક્ષ દૃષ્ટિએ લેતાં માનવસમાજ હજી બાલ્યાવસ્થામાં જ છે. પોતાના જીવનમાં રહેલી આંતરિક ગૂઢ પ્રેરણાઓનું પણ તેને હજી પૂરતું આકલન થયું નથી. તેથી સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોવા છતાં તેને સુખનો માર્ગ બરાબર દેખાતો નથી; અને ક્વચિત્ ક્યાંક દેખાય તોય તે માર્ગે સ્થિર પગલાં માંડીને ચાલવાનું તેને ફાવતું નથી. માણસના હૃદયમાં જે પૂર્ણતા માટેની પ્રેરણા છે તે તેનામાં રહેલા દૈવી અંશની દ્યોતક છે. પણ એ દૈવી અંશની પ્રભુતા સમગ્ર જીવનમાં પ્રસ્થાપિત થયેલી નથી. ખલિલ જિબ્રાને પોતાના 'પ્રૉફેટ' (ગુજરાતી અનુવાદ 'વિદાય વેળાએ' નામથી થયેલો છે.) નામના પુસ્તકમાં કહ્યું છે તેમ, 'તમારામાંનો ઘણો ભાગ હજુ માત્ર માનવભાવ જ છે, ને વળી ઘણો હજુ માનવભાવ નહિ, પણ એક વરવો વામન છે; એને ધુમ્મસમાં પોતાની જાગૃતિને શોધતાં ઊંઘમાં ચાલવાની ટેવ છે.'

માણસમાં હજી અમાનુષ અંશ જ મોટા પ્રમાણમાં કામ કરી રહ્યો છે; અને આ અમાનુષ અંશને માનવતાનું સ્વરૂપ આવે તે પહેલાં હજી લાંબી તપસ્યાની તાવણીમાંથી પસાર થવું પડવાનું છે. રવીન્દ્રનાથે કહ્યું છે તેમ, 'વિધાતાની પાસે અનંત કાળ પડેલો છે; તેને કશી ઉતાવળ નથી.'

'प्रतीक्षा करिते जानो ! शताब्दे धरे
एकटि पुष्पेर कलि फुटावार तरे
चले तये धरि आयोजन ।'

વિધાતાને વિકાસની રાહ જોવા પૂરતી ધીરજ હોય છે. એક ફૂલની કળી વિકસિત કરવા માટે સૈકાઓ વરસોથી તેની તૈયારી ચાલુ હોય છે, પણ માણસને

એવી ધીરજ હોતી નથી. ફળનો આસ્વાદ લેવા માટે એ અધીરો બને છે અને તેથી તે શ્રદ્ધા ખોઈ બેસે છે તથા અત્યાચારી બને છે. ધ્યેયવાદને જો કશાનો ડર હોય તો તે તેના પોતાના અંતરમાં રહેલા ઉતાવળાપણાનો જ છે. માનવી પૂર્ણતાનું કાર્ય એ કોઈ એક વ્યક્તિનું કાર્ય નથી, વિધાતાનું એ વિશ્વકાર્ય છે. તે યથાકાળે ફળ્યા વિના રહેવાનું નથી. ધ્યેયનિષ્ઠ માણસે પોતાના અંતરમાં રહેલી પ્રેરણાને વફાદાર રહી પોતાની શક્તિ અનુસાર સ્વકર્તવ્ય કર્યે જવાનું છે. તાત્કાલિક ફળના મોહથી તેણે પોતાની શ્રદ્ધા બગડવા દેવી એ યોગ્ય નથી. આ જ અર્થ ધ્યાનમાં રાખી 'અનાસક્તિયોગ'નો ઉપદેશ તત્ત્વજ્ઞોએ કરેલો છે

ન્યાય અને સુખ એ બેનો તત્ત્વતઃ અવિરોધ હોય તો આજે નહિ તો કાલે સામાજિક જીવનમાં આ સિદ્ધાન્ત સૌ કોઈને માન્ય થયા વિના રહેવાનો નથી. પણ આ પ્રતીતિ થાય તે પહેલાં સમાજને અનેક આઘાત સહન કરવા પડશે. તેના હૃદયમાં રહેલા ઉન્માદી વિકારો વિવેકને અધીન થાય તે માટે તેમને અનેક આપત્તિઓમાંથી કદાચ પસાર થવું પડશે. સમાજની જ્ઞાની વ્યક્તિઓમાં સમાજનાં દુઃખો બાબત ગમે તેટલી દાઝ હોય તોપણ તેમને જોઈએ તેવી સમાજવ્યવસ્થા એકાએક મૂર્ત સ્વરૂપ નહિ પકડે. કેવળ શાબ્દિક ઉપદેશથી કોઈ વિશેષ કાર્ય થવાનું નથી એટલું જ નહિ, પણ પ્રત્યક્ષ ઉદાહરણ વડે પણ તુરતાતુરત કોઈ ભારે ક્રાન્તિ થવાનો સંભવ નથી. એમ છતાં પણ ધ્યેયનિષ્ઠ લોકોની કૃતિ તથા ઉક્તિના શુભ સંસ્કાર સમાજના સુપ્તચિત્ત ઉપર સતત પડ્યા જ કરે છે, અને આખરે તે સંસ્કારોને પરિણામે જ સમાજનો હૃદયપલટો થવાનો છે. સમાજસુખ માટે સમાજશુદ્ધિની જરૂર છે; અને સામાજિક શુદ્ધિ માટે સમાજમાં મંગલ ભાવનાઓ સતત ફેલાવવામા આવે એ આવશ્યક છે. એટલા માટે 'बुडती हे जन न देखवे डोळां, म्हणोनि कळवळा' આ શ્લોકો (ભવસાગરમા) ડૂબી રહ્યા છે તે આંખે જોવાતું નથી; અને તેથી દયા આવવી એ આવશ્યક ગુણ હોય તોપણ, સમાજહિત માટે પણ 'पिटुन काढितो या लोकां' (આ લોકોને માર મારીને સીધા બનાવી દઉં) એવી વૃત્તિ કદી પણ ઉપકારક થવાની નથી. કારણ, કોઈ પણ હિંસક સાધનો વડે સમાજના સુમમનની શુદ્ધિ થતી નથી; ઊલટું અહંકાર અને અવિવેક જ ઉછાળો મારે છે. પાશવી શક્તિનો ઉપયોગ એ જ કેવળ હિંસા છે, એમ માનવાની જરૂર નથી. નૈતિક મૂલ્યોની શ્રેષ્ઠતાનું પ્રતિપાદન કરતી વખતે જો અવહેલના અને અસહિષ્ણુતાનું અવલંબન કરવામાં આવે, તો તે પણ હિંસાનો જ એક પ્રકાર છે. તેથી જ સમાજશુદ્ધિના પ્રયત્નમા દંડધારી રાજાઓ, કર્મકાંડી શાસ્ત્રજ્ઞો, અથવા તો ઉતાવળા શસ્ત્રવીરો સદાય નિષ્ફળ થતા આવ્યા છે; અને અક્રોધ વડે ક્રોધનો, સાધુતા વડે અસાધુતાનો, અથવા અહિંસા વડે હિંસાનો પ્રતિકાર કરનારા જે પ્રેમાળ સંતો તેમને જ સમાજના માનસમાં અટળ સ્થાન પ્રાપ્ત થયું છે.

સામાજિક ધ્યેયવાદના ઇતિહાસમાં એવો એક વિરોધાભાસ હમેશા જોવામાં આવ્યો છે કે, સમાજના બુદ્ધિમાન અને સાધનસંપન્ન લોકોનો વર્ગ ધીમે ધીમે ધ્યેયનિષ્ઠ જીવનથી ભ્રષ્ટ થતો જાય છે, તેની ન્યાયબુદ્ધિ મલિન અથવા વિકૃત થવા માંડે છે, અને તેની જીવનશ્રદ્ધા પણ લોપ પામે છે, પણ બુદ્ધિહીન અને સાધનહીન એવી આમજનતા ધ્યેયવાદનું પૂરેપૂરું આચરણ ન કરી શકે તોય, તેના હૃદયમાં ધ્યેયવાદી પુરુષો વિષે ભક્તિ વસે છે, અને સામાજિક સત્યયુગની પ્રસ્થાપના વિષેની શ્રદ્ધાનો દીપ કદી હોલવાતો નથી. સામાજિક ન્યાયની સ્થાપના ઉપર જ વ્યાવહારિક સુખ મળવાનો સંભવ છે. તેથી આમજનતામાં આવી શ્રદ્ધા હોવી અનિવાર્ય જ છે, એ તો સહેજે જણાઈ આવે તેમ છે.

પ્રત્યક્ષ જીવનમાં અર્થકામપ્રાપ્તિ અને પરોક્ષ જીવનમા મોક્ષસિદ્ધિ એ બન્ને અંગોનું સાધન ધર્મ એ જ છે. કારણ, પ્રત્યક્ષ અને પરોક્ષ એ એક જ જીવનનાં બે અંગો છે. એ બન્ને તત્ત્વતઃ અવિરોધી જ હોવાં જોઈએ. ધર્મનું સંશોધન અને સંસ્થાપન કરનારા જીવનાચાર્યોનું મોક્ષ-સાધના તરફ સ્વાભાવિકપણે જ વલણ હોવાથી તેમની બાબતમાં ધર્મસાધના એ નિષ્કામ અને નિરપેક્ષ જીવનવૃત્તિ બનેલી હોય છે; એમાં જ તેમને નિરતિશય આનંદ પણ પ્રાપ્ત થાય છે. આ આનંદ પોતાના બાંધવોને પણ શી રીતે મળે તે માટે તેમને સતત તાલાવેલી લાગેલી હોય છે. સામાન્ય માણસો પોતાના દુન્યવી જીવનના અર્થ અને કામને લગતા પ્રશ્નોમાં જ ધમપછાડા મારતા હોય તોપણ, એ પ્રશ્નોનો ઉકેલ આણવા માટે તેમને ધર્મનો — ન્યાયનો — જ આશરો લેવો પડે છે; તેથી એક વ્યાવહારિક સાધન તરીકે જીવનાચાર્યોના ઉપદેશની હિમાયત તેઓ કરે છે. છતાં સંપૂર્ણ અહિંસા વડે જીવનના બધા વ્યવહાર સિદ્ધ કરી બતાવનારો જીવનાચાર્ય હજી પેદા થવાનો છે; તેમ જ વ્યવહારનો મોક્ષ સાથે મેળ સાધી આપનાર ધર્મ પણ હજી સિદ્ધ થવાનો છે. એ દૃષ્ટિએ જોતાં સત્યાગ્રહનો માર્ગ સંપૂર્ણ જીવનધર્મનો એક મહાન પ્રયોગ છે, અને મહાત્મા ગાંધી એ આ ધર્મના આદ્ય આચાર્ય છે, એમ કહેવાને કશી હરકત નથી

લોકનાયક અણેએ ચાલુ સત્યાગ્રહ સંગ્રામની શરૂઆતમાં વ્યાસજીનો મથાળે આપેલો શ્લોક મહાત્મા ગાંધીને સંભળાવ્યો હતો, અને અહિંસાધર્મની નિષ્ફળતા

પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. મહાત્મા ગાંધીએ જે જવાબ વાળ્યો હતો તે સાચા ધ્યેયવાદીએ હૃદયના ઊંડાણમાં કોતરીને સંઘરી રાખવા જેવો છે: "'અર્થ, કામ મેળવી આપનારા ધર્મનું સેવન લોકો શા સારુ નથી કરતા વારુ?' વ્યાસજીના આ ઉદ્‌ગાર ઉપરથી ધર્મવાદની આવશ્યકતા જ પુરવાર થાય છે, અને સમાજકલ્યાણની ચિંતા કરનારાઓએ ધર્મને જ વળગી રહેવું જોઈએ." વ્યાસજીના આક્રોશનો મહાત્મા ગાંધીએ આવો અર્થ કર્યો છે. આદર્શ સમાજ નિર્માણ કરવા માગનાર દરેક ધ્યેયનિષ્ઠ સાધકે આ વસ્તુ સતત ધ્યાનમાં રાખી પોતાની શ્રદ્ધા જીવતી રાખવી જોઈએ, અને પોતપોતાના ક્ષેત્રમાં ધ્યેયશુદ્ધિ ટકાવી રાખવા માટે મોતને ભેટવા માટે પણ તૈયાર રહેવું જોઈએ. કારણ આવો ધ્યેયવાદી પ્રયત્ન ઉપર ઉપરથી નિષ્ફળ ગયેલો જણાય, તોપણ જીવનને અંતિમ સફળતા તરફ લઈ જવાની શક્તિ એવા પ્રયત્નમાં જ રહેલી છે.

(મરાઠી 'લોકશિક્ષણ' જૂન, ૧૯૪૧ ઉપરથી) સ. જ. ભાગવત

# ભિક્ષુ અખંડાનંદજી

૧

આપણામાંના ઘણા કેટલીય વાર અમુક પુસ્તક ખરીદવા ગયા હોઈશું, પરંતુ તેની વધારેપડતી કિંમત જોઈને, અથવા તો તેટલી કિંમત ખર્ચવી આપણી આવકને પોસાય તેમ ન હોવાથી ખિન્ન થઈ અથવા ગુસ્સે થઈ પાછા આવ્યા હોઈશું. પરંતુ ભિક્ષુ અખંડાનંદના જીવનમાં આવા કોઈ બનાવે એક અજબ 'ઘટમાળ' શરૂ કરી દીધી, અને તે ઘટમાળ આખા ગુજરાતમાં અને એક રીતે આખા હિંદુસ્તાનમાં અમુક વિશિષ્ટ, સ્થાયી પરિવર્તન કરીને જ થંભી.

એ પરિવર્તનના મૂલ્યની પૂરી આકણી તો હજુ હવે થશે. ઘણી વાર, માણસ જ્યાં સુધી આપણી વચ્ચે મોજૂદ હોઈ કામ કરતો હોય છે ત્યાં સુધી, તેવી આંકણી કરવાનું આપણને સૂઝતું નથી — આવશ્યક પણ નથી હોતુ. તે કોણ છે, ક્યાંથી આવ્યો છે, તે પણ આપણે નથી જાણતા હોતા; જાણવાની જરૂર પણ આપણને નથી લાગતી. હવે ભિક્ષુજી તેમના કાર્યને જ ચિરંજીવ મૂકીને આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે, એટલે હવે તે કોણ હતા, તેમણે આ કામ કેવી રીતે કર્યું, વગેરે જાણવાની આપણને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે.

૨

ભિક્ષુજીએ અમુક જાતના કામને જ અપનાવ્યું હોવાથી, તથા તે કામને જ, કીર્તિ-અકીર્તિનો ખ્યાલ કર્યા વિના તે અંત સુધી વળગી રહ્યા હોવાથી, તેમના વિષે આપણને વિશેષ માહિતી નથી. એટલું તો શું, પરંતુ તેમની સાથે અમુક વર્ષો ગાળનારા શ્રી. ત્ર્યંબકલાલ શુક્લ, કે જેમણે તેમના જીવન વિષે થોડીક માહિતી 'ચરોતર'ના વર્ષ ૧૨, અં. ૧ માં આપી છે, તે પણ તેમનો જન્મદિવસ આપી શકતા નથી. તે એટલું જ જણાવે છે કે, 'એમનો જન્મ થયેલો સં. ૧૯૩૦ના કોઈ પુણ્ય દિવસે.' સંન્યાસી તરીકે ભિક્ષુજી પોતાના પૂર્વાશ્રમની વાત કોઈને કરી શકે નહીં, એ મર્યાદા પણ એમાં કારણભૂત હશે. પરંતુ હવે એ બધી માહિતી ઝટ ભેગી કરી લેવી જોઈએ.

ભિક્ષુજીનો જન્મ ખેડા જિલ્લાના બોરસદ ગામમાં 'લોખંડ, ચિનાઈ માટીનાં વાસણો ને અનાજ'ના વેપારી શ્રી. જગજીવન ઠક્કરને ત્યાં થયેલો. તેમની માતાનું નામ હરિબા હતું. જગજીવન ઠક્કરને બીજા ત્રણ દીકરા અને બે દીકરીઓ હતાં; બાળક લલ્લુ તેમનો છેલ્લો પુત્ર હતો. માતાના ભક્તિ અને સંતસેવાના સંસ્કારો લલ્લુને પૂરતા પ્રમાણમાં મળેલા. તેથી સંતો પાસે જઈ ભજનો સાંભળવાં, તેમને ભજનો ઉતારી આપવાં, વગેરે બાબતોમાં તેને પહેલેથી રસ હતો.

નિશાળના વર્ગોમાં તે ઝાઝો હાજર ન રહેતો. ઘેરથી નિશાળને નામે નીકળી, તે 'આંબાવાડિયાંમાં ને કાસિયાઓની સોબતમાં કૂવાનાં આલાણો'માં વખત પૂરો કરી, ઘેર પાછો જતો. અને અંગે તેને મારપીટ પણ થતી. બાર તેર વર્ષની ઉંમર થતા સુધીમાં માંડ ગુજરાતી ચાર ચોપડીઓ પૂરી કરી, તેવામાં પિતા સં. ૧૯૪૩માં દેવલોક પામ્યા, અને કુટુંબ ખંભાતથી સાતેક માઈલ આવેલા સારોદ ગામે ચાલ્યું ગયું. ત્યાં કુટુંબે કાઢેલી દુકાનમાં લલ્લુ જોડાય છે, અને 'વેપારમાં સત્ય, પ્રમાણિકતા અને નીતિ જાળવીને જે કમાઈ શકાય તે કમાવું' એવો નિયમ અનુસરે છે. કોઈને છેતરતો નથી, કે ઓછું આપતો નથી. પણ આવો વેપાર બીજા ભાઈઓથી કેમ સહ્યો જાય? તેમણે તેને ખરીદીનું કામ સોંપ્યું, અને વેચાણ પોતાને હાથ રાખ્યું.

લલ્લુભાઈને તો ભાવતું થયું! આમેય તેમને કથા-કીર્તન અને ભજનોમાં રસ વિશેષ હતો. ભજનમંડળીઓમાં તે સુંદર ભજનિક અને ગાનાર-બજાવનાર તરીકે આગેવાનીભર્યો ભાગ ભજવતા. દુકાનની ખરીદીનું કામ તેમને માથે આવતાં, તેમને ફુરસદ વિશેષ મળવા લાગી.

અને તે પોતાનું કામ પતાવી, 'પાંચ-સાત દિવસ ભજનમંડળીઓમાં પણ પડયા રહેતા.' આમ છતાં, બહારથી તો તે બાબરાં અને છોગાળો ફેંટો રાખતા હોઈ, 'લહેરી લલ્લુ' જ ગણાતા.

છપ્પનના દુકાળમાં કુટુંબ પાછું બોરસદ રહેવા આવ્યું. ત્યાં નડિયાદવાળા સ્વ. ગોપાળદાસજી મહારાજની કથાનો લાભ લલ્લુ ઠક્કરને મળ્યો, અને ગીતા તથા યોગવાસિષ્ઠનો રસ તેમને લાગ્યો.

શેરખીવાળા જાનકીદાસ મહારાજની સોબતે તેમણે બીડી છોડી, અને ત્યાર બાદ તે સંતસેવા, ભજનસંગ્રહ, આસન, પ્રાણાયામ, ધ્યાન-ધારણા તરફ પણ વળ્યા.

તેમનાં લગ્ન આઠેક વર્ષની નાની ઉમરે એક પૈસાદાર ઘરની પુત્રી સાથે થયેલાં. પણ લલ્લુભાઈના રાહ તેમની પત્નીને પસંદ આવ્યા નહીં, અને પતિ-પત્ની વચ્ચે સારો મેળ જામ્યો નહીં. પછી તો લલ્લુ ઠક્કર જ્યારે ૬૦૦ રૂપિયા જેટલી રકમ લઈ ચાલી નીકળ્યા, અને અમદાવાદ આવી સંવત ૧૯૬૦ના મહા વદિ તેરશ ને શિવરાત્રીને રોજ સાબરમતીને કિનારે વયોવૃદ્ધ શિવાનંદજી સ્વામી પાસે તેમણે સંન્યાસદીક્ષા લીધી, ત્યારે તે સમાચાર સાંભળીને તેમનાં પત્ની મૃત્યુ પામ્યાં.

દીક્ષા લઈ હવે અખંડાનંદજી બનેલા લલ્લુભાઈ ઉત્તરાખંડ તરફ યાત્રાએ નીકળે છે. પાસેના પૈસા ઉત્તર હિંદના દુષ્કાળમાં વપરાઈ જાય છે. અખંડાનંદજી ગંગોત્રી, જમ્નોત્રી ને બદ્રિકેદારની યાત્રા દરમ્યાન, અનેક સાધુસન્યાસીનાં દર્શન, વંદન, સમાગમનો લાભ લે છે. સ્વામી રામતીર્થનાં દર્શન પણ તેમને તે જ અરસામાં થાય છે. અખંડાનંદજી તેમની સાથે કેટલોક સમય ગાળે છે.

આમ હિમાલયના પ્રદેશોમાં બેએક વર્ષ ગાળ્યા પછી સં. ૧૯૬૨માં 'થોડા સમય' માટે અખંડાનંદજી ગુજરાત-કાઠિયાવાડ તરફ આવે છે. હિમાલયનાં 'શુદ્ધ' જળવાયુએ તેમને મેદપ્રધાન શરીર, તેમ જ વિસ્મૃતિ વગેરે મગજ સંબંધી વ્યાધિઓની બાબતમાં ઘણો લાભ પહોંચાડયો હોવાથી, આયુષ્યનો અને તેટલો ભાગ હિમાલય તરફ જ ગાળવાનો તેમણે નિર્ણય કર્યો હતો.

૨

સં. ૧૯૬૨નો ચાતુર્માસ તેમણે નડિયાદમાં ગાળ્યો. તે દરમ્યાન તેમના વાંચવામાં ભાગવત આવ્યું. તેમાંય એકાદશ સ્કંધે તેમને અનેક રીતે આકર્ષ્યા. વાંચતી વખતે ભાગવતમાંના જ્ઞાન-ભક્તિ-વિષયક જે શ્લોક સરળ અને આકર્ષક લાગે, તે તેમણે જુદા ઉતારવા માંડયો. એમાં ઘણાખરા શ્લોક તો એકાદશ સ્કંધના જ આવ્યા, એટલે તે લખતી વખતે તેમના મનમાં આવ્યું કે, આ સ્કંધ જો શ્લોકસહિત સસ્તામાં નીકળે, તો કેટલા બધા લોકોને તેનો લાભ મળે? તે સ્કંધની એક જુદી આવૃત્તિ તે વખતે વેચાતી હતી, પણ તેમાં મૂળ શ્લોક ન હતા અને કિંમત એક રૂપિયો હતી.

સં. ૧૯૬૩ના ઉનાળામાં ફરી હિમાલય તરફ જવાનું નક્કી કરી, ભિક્ષુજી હોળી ઉપર મુંબઈ આવ્યા. ત્યાં એક બુકસેલર પાસે ભજનની એક ચોપડી ખરીદવા જવાનો ઉપર ઉલ્લેખેલો પ્રસંગ બન્યો, અને તે ચોપડીની બુકસેલરે માગેલી ભારે કિંમત જોઈ અખંડાનંદજી ચમક્યા. તેમને થયું કે, આટલી ભારે કિંમત આપી સામાન્ય લોકો આવી ચોપડીઓ શી રીતે ખરીદી શકે? અને સારી ચોપડીઓ સસ્તી ન મળે તો પછી સોંઘી ખરાબ ચોપડીઓ જ તેઓ વાંચે ને? પેલો 'એકાદશ' સ્કંધ જુદો સસ્તી કિંમતે છપાવવાનો વિચાર પણ આ અરસામાં પ્રબળ બન્યો. ગૃહસ્થાશ્રમી ધનવાનો એ કામ સહેજે કરી શકે; અકિંચન ભિક્ષુને એ માટે નાણાંની વ્યવસ્થા કરવી, પુસ્તક છપાવવું, વેચવું વગેરે ખટપટ કેવી રીતે પાલવે? પણ ધનિકો અને ગૃહસ્થોને તો આવી વાતોની પડી શાની હોય? તો શું કરવું? જે વિદ્વાનો અને ધનવાનો વગેરે આવાં કાર્યો કરવાની સગવડ અને આવડત ધરાવતા હોય તેમના હૃદયમાં પરમાત્મા ભલે પ્રેરણા જગાડે — એમ કહી સ્વસ્થ થઈ જવું? કે જાતે એ ખટપટમાં પડીને, નાણાંની જોગવાઈ કરી, એકાદ ઉપયોગી પુસ્તકને આ રીતે સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરી, તેનાં સુપરિણામ ધનિક વગેરેના ધ્યાન ઉપર લાવી, તેમનું ચિત્ત આવી પ્રવૃત્તિ તરફ વાળવું?

આ બીજો વિચાર આ રસાકસીમાં વધુ ફતેહમંદ થયો. 'અમુક માણસ પોતા પાસેની ધર્માદા રકમ સત્પાત્ર જોઈને, તેમાં વાપરી દેવા ઇચ્છે છે, તેને કહેવામાં આવતાં તે કાર્ય થોડો સમય મુલતવી રાખી, તે રકમ આ કાર્યમાં રોકવા ના પાડશે નહીં', એમ વિચારી, મુંબઈ બે મહિના વધુ રોકાઈ જઈ, તેમણે સં. ૧૯૬૩ના અષાઢમાં એકાદશ સ્કંધ છ આનાની કિંમતે પ્રસિદ્ધ કર્યો. તે ગ્રંથની પ્રસ્તાવનામાં તેમણે 'સસ્તાં પુસ્તક ફેલાવવાની જરૂર વિષે કેટલુંક વિવેચન કરી શ્રીમાનોને તે કાર્ય ઉઠાવી લેવાની ભલામણ' કરી. એ ચાર હજાર પ્રતની આવૃત્તિ ચાર પાંચ અઠવાડિયાંમાં જ ખલાસ થઈ ગઈ, અને 'બીજી સેંકડો પ્રતોની માગણી ઊભી રહી.' હવે શું કરવું? સારાં પુસ્તકો સસ્તાં નીકળવાની જરૂર કેટલી બધી છે તે તો સિદ્ધ થઈ ચૂક્યું. પણ હવે એ વસ્તુ સ્પષ્ટ જોયા બાદ, તેને ત્યાંથી જ પડતી મૂકી, હિમાલય ચાલ્યા જવું, કે આ પ્રવૃત્તિને કાંઈક વધુ સમય લંબાવી, તેને એક વ્યવસ્થિત કાયમી રૂપ આપી, બીજાઓ વહેલેમોડે તે તરફ વળે ત્યાં સુધી 'એ ત્રણ વર્ષ' લાગુ જોડાઈ જ રહેવું?'

કહેવાની જરૂર નથી કે, ભિક્ષુજીને લોકહિતનો આ બીજો વિચાર જ વધુ પસંદ આવ્યો, અને તે વધુ ત્રણ વર્ષ આ કામમાં ગોંડલ રહેવા તત્પર થયા. એ રીતે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અને તેના દ્વારા સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળની સ્થાપના થઈ. સાડાત્રણ વર્ષ દરમ્યાન પુસ્તકોની આઠ આવૃત્તિઓ થઈ ચૂકી, અને તે દ્વારા પંદર હજારેકની કિંમતની ૫૪૦૦૦ પ્રત નીકળી ચૂકી. બહારથી પ્રગટ થયેલાં કેટલાંક સારાં પુસ્તકો આ સંસ્થાના જેવી જ સસ્તી કિંમતે વેચી આપવાનો પ્રબંધ પણ આ સંસ્થાએ માથે લીધો હતો, અને એ રીતે બીજાં ૩૬ પુસ્તકોની ૧૬૦૦૦ પ્રતો વેચવામાં આવી હતી.

દરમ્યાન ભિક્ષુજીને જુદાં જુદાં અનેક સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરી સસ્તી કિંમતે વેચવાનું મન થયેલું. એકાદ મોટું પુસ્તક પણ પ્રસિદ્ધ થઈ શકે તો સસ્તા વાચનની આવશ્યકતા લોકોને વધુ સમજાય, અને ગૃહસ્થ વર્ગનું આ સંસ્થાના હેતુ તરફ વધુ ધ્યાન ખેંચાય, એવો વિચાર પણ આવેલો. પરંતુ નાણાંની અગવડને કારણે તેમ બનેલું નહીં. વળી સાથે સાથે એ વિચાર પણ આવે કે, 'માત્ર લાગણીથી જ દોરાઈને નવીન પ્રસંગો સ્વીકારવા એ હાથે કરીને જ વિક્ષેપ અને શ્રમની વિશેષતા વહોરી લીધા જેવું છે;' પરંતુ 'બીજા બધા પ્રસંગો તૈયાર હોઈને માત્ર પોતાની જ શાંતિને ખાતર અમુક સારું પુસ્તક હજારોના વાચનમાં જતું અટકે છે, અને થોડો વખત વધુ ખેંચાવાથી આ લોકહિતના વિષયમાં કેટલી બધી વૃદ્ધિ થશે' વગેરે લાગણીઓ પાછી ઊપડી આવતી, અને જાતની અયોગ્યતા, વિક્ષેપ, વગેરેના વિચારો દબાઈ જતા.

એવામાં સં. ૧૯૬૬ના ભાદરવા માસમાં મુંબઈ આવ્યા પછી વિવિધ ગ્રંથમાળાની એક નવી જ યોજના તેમના મનમાં જાગી આવી તે યોજના જો શરૂ થઈ જાય, તો તે 'વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રહીને, તે દ્વારા સદ્ગ્રંથોની લક્ષાવધિ પ્રતોનો જનસમાજને લાભ મળે તેમ હતું; અને તે યોજના વિષે આશા રહેતી હતી કે, તેની સ્થિરતાને માટે જોઈતાં બે હજાર ગ્રાહકો એકાદ વર્ષમાં નીકળી આવશે જ.' આ યોજનાને કારણે ભિક્ષુજી બીજાં ત્રણ વર્ષ રોકાયા, અને વિવિધ ગ્રંથમાળાના પ્રચારથી આકર્ષાઈ, તેમણે ચરિત્રમાળા અને બૃહદ્-ગ્રંથમાળા પણ શરૂ કરી.

આમ એક પછી એક પ્રસંગો એવા આવતા ગયા કે, તે બધું 'આટોપીને' હિમાલય જવાનો પોતાનો વિચાર તે અમલમાં મૂકી ન શક્યા. અને છેક ઈ. સ. ૮-૭-'૪૧ના રોજ રજિસ્ટર્ડ કરવામાં આવેલા ટ્રસ્ટડીડમાં પણ એવી કલમ છે કે, 'આ સંસ્થાનું કાર્ય કેવળ ઈશ્વરપ્રેરિત માનીને આ સેવક આજ સુધી કરતો આવ્યો છે; અને હવે પછી પણ તે સર્વેશ્વરની પ્રેરણા હશે ત્યાં સુધી આ ટ્રસ્ટીમંડળના મેમ્બર તરીકે તેમાં કાર્ય કરતો રહેશે.' ટૂંકમાં, સંસ્થાને અને તે દ્વારા ગુજરાતને ભિક્ષુજીની સેવાઓનો લાભ છેક છેવટ સુધી મળતો જ રહ્યો.

૩

તે સેવાઓનું કાંઈક માપ સંખ્યા પરથી જ મળતું હોય તો, ટ્રસ્ટીઓના જણાવ્યા પ્રમાણે, અત્યાર સુધીમાં એ સંસ્થાએ 'જુદાં જુદાં લગભગ ત્રણસો જાતનાં પુસ્તકોની સુમારે સત્તર લાખ ઉપરાંત પ્રતો' પ્રચારમાં આણી છે. પરંતુ માત્ર પ્રતસંખ્યાથી ભિક્ષુજીની સેવાનું માપ ભાગ્યે જ આંકી શકાય. મહાભારત, રામાયણ, તુલસીરામાયણ, ભાગવત, દેવીભાગવત, યોગવાસિષ્ઠ, ગીતા, જ્ઞાનેશ્વરી ગીતા, વિષ્ણુસહસ્રનામ, મનુસ્મૃતિ વગેરે કેટલાય પ્રાચીન, પૌરાણિક ગ્રંથો, રામદાસ, તુકારામ, જ્ઞાનેશ્વર, ચૈતન્ય મહાપ્રભુ, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રામતીર્થ, તેમ જ પ્રીતમદાસ, અખો, વગેરે કેટલાય કવિઓ અને સંતોનાં જીવનચરિત્રો, અને તેમની વાણીઓ, ભારતના વીરપુરુષો, સ્ત્રીરત્નો, શિવાજી, દુર્ગાદાસ, રાજસ્થાનનો ઇતિહાસ વગેરે કેટલાંય ઐતિહાસિક ચરિત્રો, તથા આર્યભિષક વગેરે આયુર્વેદના ગ્રંથો તેમણે સસ્તી કિંમતે લોકસુલભ કરી દીધા છે. આગળ વધો, ભાગ્યના સાથીઓ, વગેરેના લેખક ઓરિસન સ્વેટ માર્ડન જેવા અમેરિકન લેખકોના ગ્રંથોથી પણ ગુજરાતી વાચક આલમને પરિચિત કરવાનું માન તેમને જ છે. ગાંધીજી અને ટૉલ્સ્ટૉય પણ તેમની વાડીમાં રહી ગયા નથી. ટૂંકમાં, સંસ્થાએ પ્રગટ કરેલા ગ્રંથોની યાદી ઉપર નજર નાખીએ, તો જણાશે કે, ગુજરાતની આમજનતાને જરૂરી, ઉપયોગી, એવું પોતે જે જે માન્યું તે બધું વિધવિધ સાહિત્ય તેમણે પીરસવા કરવામાં પાછી પાની નથી કરી.

૪

આ કામમાં તેમને બે પક્ષો તરફથી ટીકા યા વિરોધનો સામનો કરવો પડ્યો. એક તો, પૌરાણિક ગ્રંથો વગેરે છપાવી વેચનારા પુસ્તકવિક્રેતાઓનો. તેમની કમાણી જવાથી તેમને ઉચાટ થાય એ સ્વાભાવિક જ છે. બીજો, ગુજરાતના સાક્ષર કહેવાતા વર્ગનો. આ બીજા વર્ગની મુખ્ય ટીકા એ હતી કે, ભિક્ષુજી ગ્રંથો સસ્તા કરવાને ઇરાદે ગમે તેવા લેખકો કે અનુવાદકોથી ચલાવી લે છે. અને એ રીતે મુખ્યત્વે અનુવાદો અને તેય હલકી કોટીના અનુવાદો જ પ્રજા આગળ ધરી ધરીને સારા, સાચા મૌલિક સાહિત્યની કદર કરતાં તેને અટકાવે છે. ભિક્ષુજી આના જવાબમાં કહેતા:

'અસામાન્ય મૂળ ગ્રંથકારો તો જગતમાં થોડા જ હોય છે. નાણાંની થેલીઓથી તેમને પકવી શકાતા હોય તોપણ, તે કાર્ય ધનિકોનું અને ધનપાત્ર સંસ્થાઓનું જ ગણાય. આ સંસ્થા તો ઉપકારક લખાણો સંસ્કૃત, બંગાળી, અંગ્રેજી વગેરે જે પણ ભાષામાંથી મેળવવા બનશે, તેમાંથી મેળવીને યથાશક્ય આપ્યે જશે. વ્યાસ, મનુ, ટાગોર, તિલક, બંકિમ અને બીજા દેશીવિદેશી વિદ્વાનોના જેવા અસામાન્ય લેખકો ગુજરાતમાં નવીન પાકે ત્યાં સુધી બેસી રહેવાની, કે ખાસ ઉપકારક ગ્રંથોના અનુવાદ નીકળવાને લીધે નવા સારા લેખકો પાકતા અટકે છે, એવી ભૂલભરેલી દલીલોના રદિયા આપવાની જરૂર નથી.' [પૃ. ૧૬૦–૬]

'વળી આ વાત પણ ભૂલવાની નથી કે, જેમ સેવકવર્ગના મનુષ્યો ભિન્ન ભિન્ન મતિ અને પ્રકૃતિવાળા હોય છે, તેમ હિંદના કરોડો મનુષ્યોમાં પણ ભિન્ન ભિન્ન મતિ અને રુચિવાળા અનેક વર્ગ અને પેટાવર્ગ પડેલા છે. તથા તેમને માટે જુદી જુદી રીતે જુદા જુદા અનેક પ્રકારનું બહોળું કાર્ય બજાવવાનું પડેલું છે. આ સર્વ કાર્ય પૂરતા પ્રમાણમાં બજાવવાને માટે સેંકડો અને હજારો સમાજસેવકો તથા સંસ્થાઓની જરૂર છે. માટે ભિન્ન મત અને પ્રકૃતિવાળાઓએ એકબીજાઓના શિક્ષક કે દ્વેષી બનવા કરતાં . . . ભારતના મરુભૂમિવત્ ખાલી પડેલા કાર્યપ્રદેશમાં કૂદી પડવું, એ હજાર ગણું સારું અને અવશ્યનું છે.' [પૃ. ૧૪૦–૨૯]

૫

ભિક્ષુજી સામે એક બીજી ફરિયાદ પણ હતી અને તે હમણાં પણ કેટલાંક છાપાંએ ફરી ચર્ચી છે. તે એ કે લેખકોને તે બહુ ઓછું મહેનતાણું આપતા; અને તેથી તેમને તેવા સસ્તા અનુવાદકોથી જ સંતોષ માનવો પડતો. ભિક્ષુજીએ આ આક્ષેપનો રદિયો આપતાં જે બે ત્રણ સાફ વાતો કહેલી છે, તે ધ્યાનમાં રાખવા જેવી છે. સંસ્થાના સં. ૧૯૭૪માં પોતે ધરેલા અહેવાલમાં (ઉત્પત્તિ-સ્થિતિ-ને ભવિષ્ય) તે પોતે જણાવે છે તે પ્રમાણે, કાગળ ૧૬ પાનના એક ફરમાનું મહેનતાણું તે બેથી પાંચ રૂપિયા જેટલું આપતા. ભિક્ષુજી જણાવે છે: 'ઉપલા પુરસ્કારને પોતપોતાની જુદી દૃષ્ટિને લઈને કોઈ હસવા જેવો, કોઈ અધૂરો, અને કોઈ વધારો પડતો પણ માને તો તેમાં નવાઈ જેવું નથી. એક દૃષ્ટિથી એમ પણ કહી શકાય કે, હરકોઈ કાર્ય પૂર્ણ આવડત અને કાળજીથી કરવામાં આવે, તો નાણાંથી તેનો બદલો વળી શકવો જ મુશ્કેલ છે. . . (દેશના ગરીબ અજ્ઞાન વર્ગો ઉપલા વર્ગોની જે સેવા બજાવે છે, તે) અમાપ સેવાનું ભાન તથા તે કહી બતાવવાની આવડત (તે વર્ગોને) ન હોય એટલા માટે જ ઉપલા વર્ગોએ ફુલાઈ જઈને પોતાની કિંમત હદ બહાર આંકી લેવી યોગ્ય નથી. . . . જે દેશની મનુષ્ય દીઠ દૈનિક આવક માત્ર એકાદ બે આના જેટલી જ હોય તે દેશમાં લોકહિતાર્થે કરવાનાં કામો બદલ રોજના દોઢ બે રૂપિયા જેટલો પુરસ્કાર અપાય તે પણ વધારાપડતો છે.'

અને આટલું મહેનતાણું આપ્યાથી, ભિતરનું કામ મેળવીને જ ભિક્ષુજી રાજી થઈ જતા એમ તો કોઈથી કહી શકાય તેમ નહોતું. ગમે તેવા અનુવાદકના અનુવાદને પણ પોતાને સંતોષ થાય નહીં ત્યાં સુધી તે સુધરાવ્યા જ કરતા, અને તેમ છતાં જો ઠીક ન લાગે તો તે રદ કરતા.

૬

શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે, ભિક્ષુજીએ કરેલી સેવાનું સરવૈયું ગુજરાતે હજુ કાઢવાનું છે. પરંતુ સસ્તી કિંમતને અભાવે દેશના ગરીબ વર્ગને કાં તો સારાં પુસ્તકના સહવાસ વિના ચલાવી લેવું પડે છે, અથવા તો સસ્તી *કિંમતનાં પણ હલકી જાતનાં પુસ્તકોનો સત્સંગ કરવો* પડે છે. એથી થતા નુકસાનનું દર્શન કરી તેને ટાળવા ખાતર જ પોતાનું જીવન અને પોતાને ઇષ્ટ એવી શાંતિ ત્યાગનાર—અર્પનાર આ 'સદ્ગ્રંથભિક્ષુ'નું ગુજરાત સદાકાળ ઋણી રહેશે. ઉપર ઉલ્લેખેલા તેમના ચરિત્ર-લેખક ત્ર્યંબક શુક્લે તેમને 'સાહિત્યભિક્ષુ' વિશેષણથી સંબોધ્યા છે. પણ જ્યાં 'સાહિત્ય' એટલે અમુક કાવ્યો, નવલકથાઓ કે નાટકો એવો જ અર્થ થાય છે, ત્યાં એ શબ્દથી ભિક્ષુજીને અળગા રાખવામાં જ ઉચિતતા છે.

ભિક્ષુજીની પ્રવૃત્તિએ હિંદના અન્ય પ્રાંતોમાં પણ તે જાતની પ્રવૃત્તિને કેટલી પ્રેરણા અને વેગ આપ્યાં છે, તેનો હિસાબ પણ ભિક્ષુજીના ચરિત્રકારે કાઢવો પડશે. સં. ૧૯૭૪ સુધીમાં જ એ રીતે શરૂ થયેલી કેટલીક અન્ય પ્રાંતોની પ્રવૃત્તિઓનો ભિક્ષુજીએ જાતે ઉપર જણાવેલા અહેવાલમાં ઉલ્લેખ કર્યો છે (પૃ. ૧૩૬–૧૫૬). ગુજરાતમાં પોતામાં પણ એવી કેટલીય યોજનાઓ જુદાં જુદાં ક્ષેત્રોમાં જન્મ પામી હતી. એકલિપિ-પ્રચાર અને હિંદી તથા પ્રાંતિક ભાષાઓની સેવાની યોજના પણ સં. ૧૯૭૪ જેટલા જૂના વખતથી ભિક્ષુજીએ ગુજરાતી પ્રજા આગળ રજૂ કરી હતી, તથા અમુક અંશે અમલમાં પણ મૂકી બતાવી હતી. એ બધી બાબતોનો એકસાથે ખ્યાલ કર્યા બાદ વાચકને સહેજે થશે કે, ભિક્ષુજીએ પોતાની રીતે ક્યાં ક્યાં સુધી દૃષ્ટિ પહોંચાડી હતી, અને કેટલાં કેટલાં ક્ષેત્રોને સ્પર્શ કર્યો હતો. સ્વ. મોતીભાઈ અમીનના એ એક રીતે સહ-કારી હતા. સ્વ. અમીનની સાથે તેમણે કેટકેટલી યોજનાઓ વિચારેલી. ટૂંક સમયમાં ગુજરાતને પોતાના એ બે મોંઘામૂલા સેવકો ગુમાવવાનું નસીબે આવ્યું છે. પરંતુ તે બંને સેવકોએ કરેલી ચિરંજીવ પ્રવૃત્તિઓથી સમૃદ્ધ બનેલું ગુજરાત તેમના જીવનકાર્યને વધારે અને શોભાવે, તેમાં તેની પોતાની પણ શોભા રહેલી છે. ગો.

# ન્યાયમૂર્તિ રાનડે–૧

'મહારાષ્ટ્ર તે વખતે એક ઠરી ગયેલા ચેતનહીન ગોળા જેવો થઈને પડ્યો હતો. એ ગોળાને કઈ રીતે ફૂંક અને ગરમી આપીએ તો તે ફરી સજીવન થઈ હાથપગ હલાવતા થાય, એનું અહોરાત સતત ચિંતન કરીને, અનેક દિશાએથી, અનેક ઉપાયો વડે, અનેક રીતે તેને ફરી સજીવન કરવાનું દુષ્કર કાર્ય માથે લઈને, તે માટે જો કોઈએ તનતોડ મહેનત કરી હોય, તો પ્રથમ તે માધવરાવે (રાનડેએ) જ કરી એમ કહેવું જોઈએ. અને અમારે મન એ જ એમની મહત્તાનું કે એમના અસાધારણ વ્યક્તિત્વનું મુખ્ય ચિહ્ન છે.'

—લોકમાન્ય તિલક

'જુદા જુદા દેશમાં અને જુદા જુદા કાળમાં, નિર્બળ અને ભૂલો કરતો માનવી આગળ ડગલું ભરી શકે તે માટે અજવાળાની ગરજ સારવા આ દુનિયા ઉપર અવતાર લેનાર મહાપુરુષોમાંના તેઓ (શ્રી. રાનડે) એક હતા.

'આપણે નમ્રતાપૂર્વક માત્ર એટલો વિશ્વાસ રાખીએ કે, જે પ્રભુએ આ રાષ્ટ્રને રાનડે આપ્યા તે પ્રભુ યોગ્ય સમય આવતાં તેમના જેવો જ બીજો મહાપુરુષ આપણને આપશે. દરમ્યાન આપણે તેમના નામનું રટણ કરીએ, તેમનો અમૂલ્ય દાખલો સંઘરીએ, અને તેમની શિખામણને વફાદાર રહીએ, અને એવી દૃઢ શ્રદ્ધા રાખીએ કે, જે રાષ્ટ્રે રાનડેને જન્મ આપ્યો તેણે પોતાના ભાવિ માટે નાસીપાસ થવાની કે ચિંતા કરવાની કશી જરૂર નથી.'

—ભારતસેવક ગોખલે

કૉલેજના સહાધ્યાયીઓના 'બાલમતંગજ', અધ્યાપકોના 'આપણા સૉક્રેટીસ', સમકાલીન સુશિક્ષિતોના 'પદવીધર મુકુટમણિ', બંગાળીઓના 'મહામતિ રાનડે', લોકમાન્ય તિલક જેવાઓએ જેમને વિષે 'सर्वज्ञः स हि माधवः' જેવા ઉદ્‌ગાર કાઢ્યા, અને અખિલ ભારતવર્ષને જેઓ 'ન્યાયમૂર્તિ રાનડે'ના નામથી સુપરિચિત થયા, તે શ્રી. મહાદેવ (માધવ) ગોવિંદ રાનડેનો જન્મ આજથી બરાબર સો વરસ પહેલાં, તા. ૧૮-૧-૧૮૪૨ને રોજ નાસિક જિલ્લામાં આવેલા નિફાડ ગામમાં થયો. તેમના પૂર્વજો મૂળ કોંકણના વતની હતા. ત્યાંથી તેમના દાદાના દાદા શ્રી. ભગવંતરાવ દેશ ઉપર આવી પંઢરપુર પાસેના કરકંબ નામના ગામડામાં આવીને વસ્યા. તેઓ એક નિષ્ણાત જોશી હતા. તેમના એકના એક પુત્ર ભાસ્કરઆપ્પાએ જ્યોતિષનો ધંધો ફગાવી દીધો અને સાંગલીના રાજાના લશ્કરમાં જોડાઈને ત્યાં પોતાની બહાદુરી માટે નામના મેળવી પણ એ જ અરસામાં અંગ્રેજ સત્તાનો પ્રવાહ બધે ફરી વળવાથી, આવા શૂરાતનને ઝાઝો અવકાશ રહ્યો નહિ, એટલે ભાસ્કરઆપ્પા સિપાઈ મટી મુત્સદ્દી બન્યા, અને અંગ્રેજના દરબારમાં કેટલાંક વરસ સુધી તેમણે સાંગલીરાજના એલચી તરીકે કામ કર્યું. તેમના મોટા પુત્ર અમૃતરાવ અંગ્રેજ સરકારની નોકરીમાં જોડાયા. તેઓ મામલતદારના હોદ્દા સુધી ચડ્યા હતા. તેમના ચાર પુત્રોમાંથી બીજા પુત્ર, માધવરાવના પિતા, ગોવિંદરાવ, માધવરાવનો જન્મ થયો તે વખતે, અહમદનગરના ડેપ્યુટી કલેક્ટરની ઑફિસમાં ૩૫ રૂપિયાનું માસિક વેતન મેળવનાર એક કારકૂન હતા.

માધવરાવના જન્મ્યા પછી અઢી વરસે તેમના ઉપરી અમલદારે ખાસ ભલામણ કરી ગોવિંદરાવને કોલ્હાપુર રાજ્યમાં કારભારી કચેરીમાં નોકરી અપાવી. અહમદનગરથી કોલ્હાપુર જતાં ત્રણ વરસનો બાળક માધવ એક ભારે અકસ્માતમાંથી બચી ગયો, અને પોતે કોઈ મહાન કાર્ય માટે સરજાયેલો છે, તેનું સૂચન આપ્યું. પિતા ગોવિંદરાવ એકલા જ આગાઉ કોલ્હાપુર ગયા હતા, અને તેમનાં પત્ની ગોપિકાબાઈ ધાવણી પુત્રી દુર્ગા તથા ત્રણ વરસના માધવને લઈને પાછળથી કાકાસસરા વિઠુકાકાની સંગાથે કોલ્હાપુર જવા ઊપડ્યાં. ગાડાની મુસાફરી હતી, એટલે દિવસના તાપથી બચવા સારુ રાત્રે મુસાફરી કરવાનું રાખ્યું હતું. રસ્તામાં ઘાટમાંથી ગાડું પસાર થતાં બળદ જરા જોરમાં દોડ્યા, એટલે ગાડાને આંચકો લાગતાં ઓઢાડીને સુવાડેલો માધવ પોટલાની પેઠે ગાડાની નીચે ગબડી પડ્યો, અને ગાડું આગળ ચાલ્યું! ગાડાવાળા સુધ્ધાં બધાં ઊંઘતાં હતાં, તેથી આ વાત કોઈના જ ધ્યાનમાં ન આવી. વિઠુકાકા ઘોડા ઉપર બેસીને આવતા હતા. પણ કોઈ કારણસર તેઓ ખૂબ પાછળ પડી ગયા હતા. થોડી વારે જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે તેમને જોઈને બાળ માધવે બૂમ પાડી, 'કાકા, હું અહીં પડ્યો છું.' બાળકનો અવાજ ઓળખી વિઠુકાકાએ તેને ઉપાડી લીધો અને ગાડા પાસે જઈ ગોપિકાબાઈને બૂમ પાડી છોકરાંઓ તરફ બરાબર ધ્યાન આપવા કહ્યું. ઊંઘમાં જ ગોપિકાબાઈએ જવાબ આપ્યો કે, બન્ને છોકરાં સૂતાં છે. એટલે વિઠુકાકાએ ગોપિકાબાઈને ઊંઘમાંથી જગાડી માધવ ગાડામાં નથી તેનું ભાન કરાવ્યું, અને પછી અકસ્માતની વાત કરી તેમને માધવ સોંપ્યો. પુત્ર જીવતો પાછો મળ્યા બદલ ગોપિકાબાઈએ પ્રભુનો અનેક વાર પાડ માન્યો.

આ જ અરસામાં ગોવિંદરાવ ઉપર પણ એક મોટી

આફત આવી ગઈ. કોલ્હાપુરમાં એ વખતે એક નાનકડો બળવો જાગેલો, અને તેમાં અંગ્રેજની ભલામણથી કોલ્હાપુર આવેલા ગોવિંદરાવ બળવાખોરોના રોષનો ભોગ બની જાત. પણ થોડા જ વખતમાં અંગ્રેજી લશ્કરે આવીને ઝપાટામાં બળવો શમાવી દીધો અને રાજમાં વ્યવસ્થા સ્થાપી દીધી, તેથી ગોવિંદરાવ બચી ગયા.

આ પ્રકરણ પછી કોલ્હાપુરમાં કેટલાક સુધારા દાખલ કરવામાં આવ્યા, તેમાં ૧૮૪૮માં મરાઠી શાળાની સ્થાપના અને ૧૮૫૩માં અંગ્રેજી શાળાની સ્થાપના એ હતા. માધવને આ બન્ને શાળાઓનો લાભ મળ્યો; અને ૧૮૫૬ સુધી તેમનો અભ્યાસ કોલ્હાપુરમાં જ થયો.

નાનપણમાં કુશાગ્ર બુદ્ધિનું કોઈ પણ લક્ષણ માધવે બતાવ્યું નહિ એટલું જ નહિ, પણ માતપિતાને નાઉમેદ થવાને માટે પૂરતાં કારણો આપ્યાં. માધવ દેખાવમાં સાવ સામાન્ય કોટિનો, બલ્કે બેડોળ લાગતો. શરીરે માત્ર હૃષ્ટપુષ્ટ અને બેવડા કોઠાનો હતો. જીભે બોબડો હતો અને અક્ષરોના ઉચ્ચાર વર્ણસ્થાન બદલીને જ કરતો. તે ધીમો, જડભરત જેવો અને કેટલેક અંશે બાઘો પણ લાગતો. માતા ગોપિકાબાઈએ પુત્રનો બોબડાપણાનો દોષ દૂર થાય તેટલા માટે વ્રતઉપવાસાદિ આદરી દેવો ઉપર ભાર મૂક્યો. અને તેમનું એ તપ ફળ્યું. 'ક'ને ઠેકાણે 'ટ' બોલતો માધવ જ્યારે 'ક'નો 'ક' ઉચ્ચાર કરવા લાગ્યો, ત્યારે માતાના આનંદનો પાર રહ્યો નહિ. પણ નાનાં છોકરાંમાં વખણાતાં બોલકાપણું અને હોશિયારી તો માધવમાં ન જ દેખાયાં. પરીક્ષામાં પાસ થઈને આવે તોય પોતાની મેળે તો તે કોઈને નહિ જ કહેવાનો. કોઈ વળી તે માટે ઠપકો આપીને પૂછે તો કહે, 'પરીક્ષામાં પાસ થયો તેમાં વળી કહેવા જેવું શું છે? અમે અભ્યાસ કરીએ છીએ એટલે પાસ થવાના જ.' કીર્તને કરીને પોતાના પડોશીના ચબરાક, ચતુર છોકરાઓને જોઈને માધવની માતા સતત ચિંતા કરતી કે, મારા માધવને દસ રૂપિયાની પણ નોકરી મળશે કે નહિ!

માધવનો બીજો દોષ એ હતો કે, એક વાર કોઈ વાતને પકડે પછી તેને એ કદી છોડે જ નહિ એવો જિદ્દી હતો. નિશાળમાંથી ઘેર આવ્યા પછી એક વાર નાસ્તા વખતે માધવે રોજ વપરાતી બરણીમાંનું ઘી માગ્યું. બરણીમાં ઘી જ ન હતું; પણ માધવે હઠ પકડી અને માતાએ જ્યારે તેમાં ગરમ પાણી રેડી માધવને ઘી તરીકે પીરસ્યું ત્યારે જ માધવનો નાસ્તો પૂરો થયો! 'કેવો છેતરાયો' એમ કહી નાની બહેને મશ્કરી કરી, પણ માધવને મન તેનું કંઈ નહિ! તે તો કશું બોલ્યા ચાલ્યા વિના પોતાનો નાસ્તો કરવા મંડી પડયો.

આસોઉકારી પૂનમને દિવસે રાત્રે જાગરણ કરી સોગઠા-બાજી રમવાનો ઘરમાં રિવાજ હતો. એક વાર પડોશનાં બધાં માણસો બહારગામ ગયેલાં. નાની બહેન સૂઈ ગયેલી. એટલે માધવ સાથે રમવા કોઈ ન મળે. એટલે માધવે થાંભલા સામે બેસી તેની જોડે રમવાની શરૂઆત કરી. જમણે હાથે થાંભલાનો દાવ અને ડાબે હાથે પોતાનો દાવ નાખવા લાગ્યો. આમ ખેલેલી રમતમાં બે વાર જડ થાંભલો જીત્યો! અને જ્યારે કોઈએ તેની મશ્કરી કરી ત્યારે માધવ બોલ્યો, 'તેમાં શું? થાંભલાના સરસ દાવ પડયા એટલે એ જીત્યો. તેમાં ખોટું શું થયું?'

આ બધા દેખાતા દોષોનો વિચાર કરતાં તે દોષોની પાછળ એક મોટું રહસ્ય રહેલું જણાશે. આજકાલ વ્યક્તિત્વનો છૂટથી આવિષ્કાર (self-expression) થાય તે માટે બાળકને કેટલીક કળાઓની દીક્ષા આપવામાં આવે છે, અને પછી તેમનું જાહેરમાં પ્રદર્શન કરી બાળકમાં અકાલ આત્મભાન (self-consciousness) પેદા કરવામાં આવે છે. ઉપરના બધાથી એ સ્પષ્ટ થશે કે, માધવરાવ એ દોષથી સાવ મુક્ત હતા અને તેથી જ પારકાની સ્તુતિ કે નિંદાનો વિચાર કર્યા વિના તેઓ એકધારી નિષ્ઠાથી પોતાનું કામ કર્યે જતા. નિસ્સીમ સત્યનિષ્ઠા, વિનય, નમ્રતા, દંભ કે ડોળનો સદંતર અભાવ, સાદાઈ, વગેરે ગુણો માધવમાં જન્મથી જ હતા. માતા ઘરેણાં પહેરાવે ત્યારે ખેસ વડે તે ઢાંકી દેતો અને તેનું કારણ કોઈ પૂછે તો સામો સવાલ કરતો કે, 'આપણી કામવાળીના છોકરાને કયાં ઘરેણાં છે?'

માધવ ૧૧ વરસનો થયો ત્યારે તેનાં માતા ગુજરી ગયાં. મરણ પછી ૧૯મે દિવસે પિતાએ બીજું લગ્ન કર્યું. એક વરસ પછી માધવ તથા તેની બહેન દુર્ગા બન્નેનાં લગ્ન કરવામાં આવ્યાં. ૧૮૫૬ સુધી કોલ્હાપુરનું શિક્ષણ પૂરું થયું, એટલે માધવે આગળ ભણવા માટે પોતાને મુંબઈ મોકલવા પડોશી દ્વારા પિતાને સૂચના કરાવી. ગોવિંદરાવ અને તેમના પડોશી કીર્તનેએ છોકરાઓ સાથે રસોઇયો અને નોકર આપી તેમને મુંબઈમાં રહેવા ભણવાની વ્યવસ્થા કરી આપી. એટલે મુંબઈ ગયા પછી બીજી કોઈ પણ ઉપાધિમાં પડયા વિના માધવને એકમાત્ર વિદ્યાભ્યાસના વ્યવસાય તરફ પોતાનું બધું લક્ષ આપવાની જોઈતી તક મળી. અને તેણે તેનો પૂરેપૂરો ઉપયોગ કર્યો. સાથે સાથે જ્ઞાનદાનનું કામ પણ તે કરતો ખરો.

એક વરસમાં એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ત્યાંનો અભ્યાસ પૂરો કરી ૧૮૫૮માં માધવરાવ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. આ પહેલાં ૧૮૫૭માં મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના થઈ હતી ખરી, પણ તે નામની જ. તેથી શાળાની છેવટની પરીક્ષા આપી માધવરાવ સીધા કૉલેજમાં દાખલ થઈ શક્યા. મુંબઈમાં માધવ-

રાવ'કેવી રીતે રહેતા તેનું વર્ણન તેમના મિત્રો, સ્વ. ભાંડારકર અને વાચ્છાએ નીચે મુજબ આપેલું છે:

'માધવરાવ કોઈની સાથે પરિચય કરવા કદી આતુર રહેતા નહિ. રમતગમતનું તેમને આકર્ષણ ન હતું. રાતદિવસ વાચનમાં નિમગ્ન રહેતા. તે વખતે મૅટ્રિકની પરીક્ષા માટે નિયત પાઠ્યપુસ્તકો ન હતાં, તેથી વિષયને લગતું સાહિત્ય વિદ્યાર્થીઓ ઘણું વાંચતા. પરીક્ષાના અભ્યાસ બહારના ગિબનના ઇતિહાસ જેવા ગ્રંથો વાંચવામાં તલ્લીન થયેલા માધવરાવ રાતે બબ્બે વાગ્યા સુધી પોતાની ઓરડીમાં બેઠેલા ઘણી વાર દેખાતા.'

'આસપાસ શું ચાલે છે એ તરફ જરાય લક્ષ આપ્યા વિના માધવરાવ ક્યારેક એકાગ્ર થઈને પોતાનો સાપ્તાહિક નિબંધ લખતા હોય તો ક્યારેક બ્રોટ અને ગિબન, હ્યુમ અને મૅકોલે, લૉક અને હૅમિલ્ટન, અને એવા જ, અમારા જેવા નવા વિદ્યાર્થીઓને ડરામણા લાગતા, અતિ ગહન અને ક્લિષ્ટ ગ્રંથો મોટેથી વાંચતા હોય, એવા અમારી નજરે પડતા.'

કૉલેજમાં રસાયનશાસ્ત્રના વર્ગમાં નિયમિત હાજર રહેનારાઓમાં તેઓ જ મુખ્ય હતા. તેમના વખતમાં અંગ્રેજોને મદદરૂપ થાય તે માટે લૅટિનનો એક ખાસ વર્ગ ચાલતો. ઐચ્છિક હોવા છતાં માધવરાવ તેમાં નિયમિત હાજરી આપતા એટલું જ નહિ, પણ તેમાં તેમણે પ્રથમ વર્ગની સફળતા મેળવી.

૧૮૫૮માં મુંબઈ યુનિવર્સિટીની પહેલી વાર મૅટ્રિકની પરીક્ષા થઈ. માધવરાવે તેમાં સારી સફળતા મેળવી. પરીક્ષા માટે આપેલા 'મનુના કાળથી હિંદુ સમાજમાં થયેલાં પરિવર્તનો' એ નિબંધમાં માધવરાવે અંગ્રેજ રાજ્ય વિષે સખત ટીકા કરી, તેથી તેમને મળવા જોઈતા બધા ગુણો પરીક્ષકોએ તેમને આપ્યા નહિ. બીજો નિબંધ 'મરાઠાશાહીનો ઉદય અને ઉત્કર્ષ' એ હતો. તેમાં તેમના પ્રૌઢ વિચાર, અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ, તથા વિશાળ વાચનનો સારો પરિચય થાય છે; જોકે તે વખતે મરાઠાશાહી વિષે તેમણે રજૂ કરેલા અભિપ્રાયો વિચિત્ર લાગે તેવા હતા. એમના અંગ્રેજ ગુરુઓના મતોનો જ એમાં અનુવાદ હતો. તે મતોને તેમણે જ પાછળથી સુધાર્યા, અને તેમને પોતાના જાણીતા 'મરાઠી સત્તાનો ઉદય' નામના ઇતિહાસ-ગ્રંથમાં રજૂ કર્યા. આવી જ રીતે કૉલેજમાં એક વખત શિવાજીની રાજ્યપદ્ધતિ અને અંગ્રેજોની રાજ્યપદ્ધતિની તુલના કરવા જતાં સ્વરાજ્યાભિમાનની લાગણીને વશ થઈ તેમણે અંગ્રેજી રાજ્યપદ્ધતિને વખોડી કાઢી. આ ઘોર અપરાધ માટે કૉલેજના અંગ્રેજ પ્રિન્સિપાલે તેમને ઠપકો તો આપ્યો જ, પણ વધારામાં ૭ માસ સુધી તેમને મળતી શિષ્યવૃત્તિ બંધ કરી તેમને યાદ રહે એવી સજા કરી. આ બનાવ પરથી, અવરા થયા વગર મન પર કાબૂ રાખવાનો ચિરકાળ ટકે એવો બોધ માધવરાવે પોતાના હૃદયમાં કોતરી રાખ્યો.

મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી માધવરાવને 'જુનિયર સ્કૉલરશિપ' મળતી હતી. હવે તેમણે 'સિનિયર સ્કૉલરશિપ'ની પરીક્ષા આપી. તેમાં તેમણે આપેલા પ્રશ્નપત્રોના જવાબ કેળવણી ખાતાના વડા અમલદારે પોતાના અહેવાલમાં સમગ્ર છાપેલા છે. તેમાં 'આગલાં ત્રણ વરસ દરમ્યાન પાઠ્યપુસ્તકો ઉપરાંત કયાં પુસ્તકો તમે વાંચ્યાં', એવો એક સવાલ હતો. તેના જવાબમાં માધવરાવે આપેલી યાદી જોઈને આજકાલનો વિદ્યાર્થી હેબતાઈ જ જાય. એ યાદીમાં મૅકોલે, ગિબન, બકલ જેવા ઇતિહાસકારો, સ્કૉટ, લિટન જેવા નવલકથાકારો, મિલ્ટન, બાયરન, કૅમ્પબેલ જેવા કવિઓ, તથા પ્લેટો, ઍડમ સ્મિથ તથા તેમના જેવા જ બીજા ગ્રંથકારોના ગ્રંથોનાં નામ આપેલાં છે. અને આ બધું ઇતર વાચન તરીકે!

૧૮૬૨માં માધવરાવે બી.એ.ની પરીક્ષા આપી અને તેમાં પહેલા વર્ગમાં પાસ થયા. તે વખતે 'ઑનર્સ'ની સ્વતંત્ર જુદી પરીક્ષા લેવાતી. તેમાં તેઓ બીજા વર્ગમાં આવ્યા. પણ પરીક્ષકો ઉપર તેમની વિદ્વત્તાની એવી છાપ પડી કે, તેમણે અંદર અંદર ફાળો ભેગો કરીને તેમને એક સુવર્ણચન્દ્રક તથા બસો રૂપિયાનાં પુસ્તકો બક્ષિસ આપ્યાં.

'બી.એ. ઑનર્સ'ની પરીક્ષા માટે દરરોજ લગભગ ચૌદ કલાક તેમણે વાંચ્યું. ૨૫૦૦૦ જેટલાં પાનાં વાંચ્યાનું તેઓ પોતે જ પોતાના અહેવાલમાં જણાવે છે. તેથી તેમની આંખો ઉપર ભારે તાણ પડી અને તે એટલી બગડી કે, ડૉક્ટરની સલાહથી આઠ દિવસ તેમને અંધારી કોટડીમાં પુરાઈ રહેવું પડ્યું! મહાન વિભૂતિના ઘડતરમાં ૧૦ ટકા પ્રેરણા અને ૯૦ ટકા પ્રસ્વેદ હોય છે તે આનું નામ!

તેમના અભ્યાસની પદ્ધતિ એવી હતી કે, પાઠ્યપુસ્તકને અડતા પહેલાં તે વિષયને લગતા મોટા ગ્રંથો સમગ્ર વાંચી જવા અને પછી પાઠ્યપુસ્તક કેવળ પુનરાવર્તન માટે વાંચી જવું. આમ કરવાથી કોઈ પણ વિષયનો સચોટ ખ્યાલ તેમને આવતો અને અભ્યાસ સર્વાંગીણ થતો.

૧૮૬૪માં એમ.એ. તથા 'ઑનર્સ'ની પરીક્ષા અને ૧૮૬૫માં એલએલ. બી. તથા 'ઑનર્સ'ની પરીક્ષાઓ તેમણે આપી અને બધી પરીક્ષાઓમાં તેઓ પહેલા વર્ગમાં પસાર થયા. તેમણે વાંચેલા કાયદાના ગ્રંથો જોઈને અત્યારના કાયદાપંડિતો આજે પણ ચકિત થાય છે. યુનિવર્સિટીના પદવીદાનસમારંભ વખતે કુલપતિ તરીકે તે વખતના મુંબઈ ઇલાકાના ગવર્નર

ફિયરે તેમના નામનો અનેક વાર ઉલ્લેખ કરી તેમને ધન્યવાદ આપેલા. એ જ વખતે તેમને યુનિવર્સિટીના 'ફેલો' નીમવામાં આવ્યા. તે વખતે તેમની ઉંમર માત્ર ૨૪ વરસની હતી.

પરીક્ષામાં તેમણે લખેલા કેટલાક જવાબપત્રો તે વખતના કેળવણીના વડા હોવર્ડ સાહેબે વિલાયત મોકલાવ્યા હતા, એવી એક આખ્યાયિકા પ્રચલિત છે. તેમના કેટલાક જવાબપત્રો વિદ્યાધિકારીના અહેવાલમાં તો છપાયેલા જ.

તેમની અભ્યાસપદ્ધતિ વિષે એક વિદ્યાર્થીએ તેમને (ઈ. સ. ૧૮૯૩માં) પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે તેને પોતાને ત્યાં બોલાવીને પોતાની અભ્યાસ કરવાની પદ્ધતિ માધવરાવે નીચે મુજબ વર્ણવી હતી :

'શાસ્ત્ર (વિજ્ઞાન?), તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, કાવ્ય ઇત્યાદિ અનેક વિષયો ઉપરના ગ્રંથો હું વાંચું છું, પણ તેમાંય ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ બે વિષયોમાં મને ખાસ રસ છે. તેથી તે વિષે મોટા ભાગના ગ્રંથો હું જોઈ ગયો છું; અને હજી પણ એ વિષયને અંગેના જે કોઈ નવા ગ્રંથો બહાર પડે છે તે બધા હું વાંચી જઉં છું. શેક્સપિયરનાં નાટકો તથા વૉલ્ટર સ્કૉટની નવલકથાઓ મેં વાંચેલી છે. પણ બીજા ગ્રંથકારોનાં નાટકો કે નવલકથાઓ તરફ મેં ખાસ ધ્યાન આપ્યું નથી કોઈ પણ ગ્રંથ વાંચ્યા પછી તેને કોરે મૂકી તેનો સાર હું લખી કાઢું છું, અને આવી રીતે મને સાર લખતાં આવડે એટલે એ ગ્રંથના રહસ્યનું આકલન મને થયું એમ હું માનું છું. આવી રીતે સાર લખેલી સેંકડો નોંટો મારી પાસે પડેલી છે અને તેમનો મને વારંવાર ઉપયોગ થાય છે લેકીનો ઇતિહાસ મેં ૧૮૬૫માં વાંચેલો તે વખતે મેં તેનો સાર લખી કાઢેલો. થોડા જ દિવસ ઉપર એ ગ્રંથમાં આપેલી કોઈ માહિતીની મને જરૂર પડી, ત્યારે મૂળ ગ્રંથ જોયા વિના મારા લખેલા સારની મદદથી જ હું મારું કામ પતાવી શક્યો. હજી પણ કોઈ ગ્રંથ મને કઠણ માલૂમ પડે છે ત્યારે પણ તે સમજી લેવા માટે હું તે ફરી ફરી વાંચી જાઉં છું એટલે તે સહેજે બરાબર સમજાય છે. અમુક વખતે અમુક જ કામ કરવું એવો હાલ મારો નિયમ નથી. નોકરીનું કામ તથા સાર્વજનિક કામ સાચવીને જે ફુરસદનો સમય મને મળે છે, તે હું લખવા વાંચવામાં ગાળું છું. એ સિવાય મને બીજો ધંધો જ નથી. અંગ્રેજી ભાષા કેળવવા પાછળ મેં ખાસ મહેનત કરી નથી. પણ હું કૉલેજમાં હતો ત્યારથી લખવાની કે ભાષણ કરવાની એક પણ તક મેં જવા દીધી નથી. વર્તમાનપત્રોમાં લેખો લખવા તથા સભાઓમાં ભાષણો આપવાં, એ બે વસ્તુઓનો અંગ્રેજી લખવા બોલવામાં મને ઘણો ઉપયોગ થયો છે. પ્રથમ લખી કાઢ્યા વિના કદી પણ ભાષણ ન આપવું, તેમ જ વિચાર કર્યા વિના કશું બોલવું નહિ, એવો મેં નિયમ રાખ્યો છે. આમ કરવાથી ભાષા ઉપર આપોઆપ કાબૂ આવે છે. મારા જ્ઞાન વિષે કોઈએ નવાઈ પામવાનું કશું કારણ નથી. કારણ જ્ઞાન સંપાદન કરવા માટે મને જેટલી અનુકૂળતા મળી હતી તેટલી બીજાઓને ભાગ્યે જ મળે છે. સર અલેક્ઝાન્ડર ગ્રૅંટ મારા ગુરુ હતા અને મને તેમની ઘણી મદદ થઈ. એમના જેવા ગુરુઓ આજકાલ તમ વિદ્યાર્થીઓને ભાગ્યે જ મળે છે. અને તેથી જ તમારી જોઈએ તેવી પ્રગતિ થતી નથી. વિદ્યાર્થી, ફેલો અથવા અધ્યાપક તરીકે કુલ ૧૦-૧૨ વરસનો સમય મને કૉલેજમાં ગાળવા મળ્યો અને તે કાળ દરમ્યાન કૉલેજના પુસ્તકાલયનો હું સારો પેઠે લાભ લઈ શક્યો. મારા વખતમાં ભણતા વિદ્યાર્થીઓ કૉલેજમાં મળતી રજાઓના દિવસો નકામા ગાળતા નહિ—કોઈ એકાદ વિષય રજા માટે મુકરર કરીને તે ઉપર અમે સારી પેઠે મહેનત લેતા.'

આમ ઈ. સ. ૧૮૬૬માં માધવરાવની વિદ્યાર્થી-દશા પૂરી થઈ અને તે જીવનમાં પડ્યા. તે હવે પછી જોઈશું.

(ચાલુ) પાંડુરંગ દેશપાંડે

## 'આપ મૂએ પિછે ડુબ ગઈ દુનિયા'

જ્યારે ચીની તત્ત્વવેત્તા ચ્વાંગન્ઝેની અંતની ઘડીઓ આવી પહોંચી, ત્યારે તેના શિષ્યોએ તેની અંતિમ ક્રિયા દબદબાથી કરવાની તૈયારીઓ કરવા માંડી. પણ તેણે તેમને ના પાડી : 'ધરતી અને આકાશનાં કબર અને કફન છે, ચંદ્ર, સૂર્ય અને તારાઓરૂપી દીપમાળા પ્રગટેલી છે, અને આખી સૃષ્ટિ મારી સ્મશાનયાત્રામાં સામેલ છે, ત્યાં તમે શાની તૈયારી કરો છો?'

પણ શિષ્યોએ કહ્યું, 'જો અમો તમને દફન નહિ કરીએ તો ગીધ કાગડા ખાઈ જશે.'

ચ્વાંગે હસતાં હસતાં જવાબ આપ્યો, 'જમીનની ઉપર રહીશ તો હું ગીધ અને કાગડાનો ખોરાક બનીશ, જમીનની નીચે હું કીડા અને ઊધઈનો ખોરાક બનીશ. શા માટે એકને ખવડાવવા બીજાને લૂંટો છો?'

રાવ' કેવી રીતે રહેતા તેનું વર્ણન તેમના મિત્રો, રવ. ભાંડારકર અને વાચ્છાએ નીચે મુજબ આપેલું છે:

'માધવરાવ કોઈની સાથે પરિચય કરવા કદી આતુર રહેતા નહિ. રમતગમતનું તેમને આકર્ષણ ન હતું. રાતદિવસ વાચનમાં નિમગ્ન રહેતા. તે વખતે મૅટ્રિકની પરીક્ષા માટે નિયત પાઠ્યપુસ્તકો ન હતાં, તેથી વિષયને લગતું સાહિત્ય વિદ્યાર્થીઓ ઘણું વાંચતા. પરીક્ષાના અભ્યાસ બહારના ગિબનના ઇતિહાસ જેવા ગ્રંથો વાંચવામાં તલ્લીન થયેલા માધવરાવ રાતે બબ્બે વાગ્યા સુધી પોતાની ઓરડીમાં બેઠેલા ઘણી વાર દેખાતા.'

'આસપાસ શું ચાલે છે એ તરફ જરાય લક્ષ આપ્યા વિના માધવરાવ ક્યારેક એકાગ્ર થઈને પોતાનો સાપ્તાહિક નિબંધ લખતા હોય તો ક્યારેક ગ્રોટ અને ગિબન, હ્યૂમ અને મૅકોલે, લૉક અને હૅમિલ્ટન, અને એવા જ, અમારા જેવા નવા વિદ્યાર્થીઓને ડરામણા લાગતા, અતિ ગહન અને ક્લિષ્ટ ગ્રંથો મોટેથી વાંચતા હોય, એવા અમારી નજરે પડતા.'

કૉલેજમાં રસાયનશાસ્ત્રના વર્ગમાં નિયમિત હાજર રહેનારાઓમાં તેઓ જ મુખ્ય હતા. તેમના વખતમાં અંગ્રેજીને મદદરૂપ થાય તે માટે લૅટિનનો એક ખાસ વર્ગ ચાલતો. ઐચ્છિક હોવા છતાં માધવરાવ તેમાં નિયમિત હાજરી આપતા એટલું જ નહિ, પણ તેમાં તેમણે પ્રથમ વર્ગની સફળતા મેળવી.

૧૮૫૯માં મુંબઈ યુનિવર્સિટીની પહેલી વાર મૅટ્રિકની પરીક્ષા થઈ. માધવરાવે તેમાં સારી સફળતા મેળવી. પરીક્ષા માટે આપેલા 'મનુના કાળથી હિંદુ સમાજમાં થયેલાં પરિવર્તનો' એ નિબંધમાં માધવરાવે અંગ્રેજી રાજ્ય વિષે સખત ટીકા કરી, તેથી તેમને મળવા જોઈતા બધા ગુણો પરીક્ષકોએ તેમને આપ્યા નહિ. બીજો નિબંધ 'મરાઠાશાહીનો ઉદય અને ઉત્કર્ષ' એ હતો. તેમાં તેમના પ્રૌઢ વિચાર, અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ, તથા વિશાળ વાચનનો સારો પરિચય થાય છે; જોકે તે વખતે મરાઠાશાહી વિષે તેમણે રજૂ કરેલા અભિપ્રાયો વિચિત્ર લાગે તેવા હતા. એમના અંગ્રેજ ગુરુઓના મતોનો જ એમાં અનુવાદ હતો. તે મતોને તેમણે જ પાછળથી સુધાર્યા, અને તેમને પોતાના જાણીતા 'મરાઠી સત્તાનો ઉદય' નામના ઇતિહાસ-ગ્રંથમાં રજૂ કર્યા. આવી જ રીતે કૉલેજમાં એક વખત શિવાજીની રાજ્યપદ્ધતિ અને અંગ્રેજોની રાજ્યપદ્ધતિની તુલના કરવા જતાં સ્વરાજ્યાભિમાનની લાગણીને વશ થઈ તેમણે અંગ્રેજી રાજ્યપદ્ધતિને વખોડી કાઢી. આ ઘોર અપરાધ માટે કૉલેજના અંગ્રેજ પ્રિન્સિપાલે તેમને ઠપકો તો આપ્યો જ, પણ વધારામાં ૭ માસ સુધી તેમને મળતી શિષ્યવૃત્તિ બંધ કરી તેમને યાદ રહે એવી સજા કરી. આ બનાવ પરથી, અવરા થયા વગર મન પર કાબૂ રાખવાનો ચિરકાળ ટકે એવો બોધ માધવરાવે પોતાના હૃદયમાં કોતરી રાખ્યો.

મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી માધવરાવને 'જુનિયર સ્કૉલરશિપ' મળી હતી. હવે તેમણે 'સિનિયર સ્કૉલરશિપ'ની પરીક્ષા આપી. તેમાં તેમણે આપેલા પ્રશ્નપત્રોના જવાબ કેળવણી ખાતાના વડા અમલદારે પોતાના અહેવાલમાં સમગ્ર છાપેલા છે. તેમાં 'આગલાં ત્રણ વરસ દરમ્યાન પાઠ્યપુસ્તકો ઉપરાંત કયાં પુસ્તકો તમે વાંચ્યાં', એવો એક સવાલ હતો. તેના જવાબમાં માધવરાવે આપેલી યાદી જોઈને આજકાલનો વિદ્યાર્થી હેબતાઈ જ જાય. એ યાદીમાં મૅકૉલે, ગિબન, બકલ જેવા ઇતિહાસકારો, સ્કૉટ, લિટન જેવા નવલકથાકારો, મિલ્ટન, બાયરન, કૅમ્પબેલ જેવા કવિઓ, તથા પ્લેટો, ઍડમ સ્મિથ તથા તેમના જેવા જ બીજા ગ્રંથકારોના ગ્રંથોનાં નામ આપેલાં છે. અને આ બધું ઇતર વાચન તરીકે!

૧૮૬૨માં માધવરાવે બી. એ.ની પરીક્ષા આપી અને તેમાં પહેલા વર્ગમાં પાસ થયા. તે વખતે 'ઑનર્સ'ની સ્વતંત્ર જુદી પરીક્ષા લેવાતી. તેમાં તેઓ બીજા વર્ગમાં આવ્યા. પણ પરીક્ષકો ઉપર તેમની વિદ્વત્તાની એવી છાપ પડી કે, તેમણે અંદર અંદર ફાળો ભેગો કરીને તેમને એક સુવર્ણચન્દ્રક તથા બસો રૂપિયાનાં પુસ્તકો બક્ષિસ આપ્યાં.

'બી. એ. ઑનર્સ'ની પરીક્ષા માટે દરરોજ લગભગ ચૌદ કલાક તેમણે વાંચ્યું. ૨૫૦૦૦ જેટલાં પાનાં વાંચ્યાનું તેઓ પોતે જ પોતાના અહેવાલમાં જણાવે છે. તેથી તેમની આંખો ઉપર ભારે તાણ પડી અને તે એટલી બગડી કે, ડૉક્ટરની સલાહથી આઠ દિવસ તેમને અંધારી કોટડીમાં પુરાઈ રહેવું પડ્યું! મહાન વિભૂતિના ઘડતરમાં ૧૦ ટકા પ્રેરણા અને ૯૦ ટકા પ્રસ્વેદ હોય છે તે આનું નામ!

તેમના અભ્યાસની પદ્ધતિ એવી હતી કે, પાઠ્યપુસ્તકને અડતા પહેલાં તે વિષયને લગતા મોટા ગ્રંથો સમગ્ર વાંચી જવા અને પછી પાઠ્યપુસ્તક કેવળ પુનરાવર્તન માટે વાંચી જવું. આમ કરવાથી કોઈ પણ વિષયનો સચોટ ખ્યાલ તેમને આવતો અને અભ્યાસ સર્વાંગીણ થતો.

૧૮૬૪માં એમ. એ તથા 'ઑનર્સ'ની પરીક્ષા અને ૧૮૬૫માં એલએલ. બી. તથા 'ઑનર્સ'ની પરીક્ષાઓ તેમણે આપી અને બધી પરીક્ષાઓમાં તેઓ પહેલા વર્ગમાં પસાર થયા. તેમણે વાંચેલા કાયદાના ગ્રંથો જોઈને અત્યારના કાયદાપંડિતો આજે પણ ચકિત થાય છે. યુનિવર્સિટીના પદવીદાનસમારંભ વખતે કુલપતિ તરીકે તે વખતના મુંબઈ ઇલાકાના ગવર્નર

પોતાની વહાલી માને આ રીતે કોઈએ ભરમાવી હતી તે જાણી દાદાભાઈ બહુ જ બેચેન થઈ ગયા. તેમણે કામધંધો બધું બાજુએ મૂક્યું, અને તરત આગબોટ કંપનીમાં જઈ મુંબઈની ટિકિટ કઢાવી. બરાબર મધરાતે તેમણે મુંબઈમાં પોતાના ઘરનું બારણું ખખડાવ્યું. મા અને પત્ની તો ભર ઊંઘમાં હતાં. તેમના એક સગા ઘરમાં રહેતા હતા તેમણે બૂમ પાડી, 'કોણ છે?'

'એ તો હું દાદાભાઈ.'

પેલાના માનવામાં જ ન આવ્યું. તે તાડૂક્યાઃ 'ચાલ્યો જા અહીંથી, લુચ્ચા! અમારો દાદાભાઈ તો વિલાયતમાં છે. એનું નામ લઈ ચોરી કરવા આવ્યો છે? હમણાં ઊઠીશ તો હાડકાં જ ભાંગી નાખીશ.'

બહારથી દાદાભાઈએ લાગણીભર્યા અવાજે કહ્યું: 'અરે મામુ, એ તો હું જ છું. બારણું ઉઘાડ.'

પેલા ભાઈની ઊંઘ હવે ઊડી હતી. તેણે દાદાભાઈનો પરિચિત અવાજ ઓળખ્યો. તેણે એકદમ ઊઠી બારણું ઉઘાડ્યું અને બંને એકબીજાને ભેટી પડ્યા. પછી તો માયજી પણ જાગ્યાં અને ગુલબાઈ પણ જાગ્યાં. દાદાભાઈએ થોડા જ વખતમાં બંનેનો ભરમ ભાંગી તેમનાં બળતાં અંતર શાંત કર્યાં.

આ નાના નાના પ્રસંગો આપણને હિંદના દાદાનો મોંઘો પરિચય આપે છે. તેમના ઊંચા ચારિત્ર્યથી હિંદીઓ ઉપર જ નહિ, પણ અંગ્રેજો ઉપર પણ છાપ પડી હતી.

દાદાભાઈએ પોતાનું લાંબું જીવન સ્વરાજ્યની સેવામાં જ અર્પણ કર્યું, અને ૯૩ વર્ષની ઉંમરે હિંદના દાદાનું માનવંતું પદ પામી તેઓ જન્નત-નશીન થયા.

જુગતરામ દવે

# કાંતણની કમાણી ગણવાની રીત

હાલમાં કેટલીક શાળાઓમાં વર્ધાયોજના પ્રમાણે અગર સ્વતંત્ર ઉદ્યોગ તરીકે વિદ્યાર્થીઓ કાંતે છે. તેમાં જ્યાં શાળા તરફથી વિદ્યાર્થીઓને પૂણી વગેરે આપીને કંતાવવામાં આવે છે, તેમાં કાંતવાની ઘટ, માળ, ત્રાકનો ઘસારો, સુતરની મજબૂતી, સમાનતા વગેરે ખ્યાલમાં લઈને ચોખ્ખી મજૂરી ગણાતી હશે. પણ જ્યાં વિદ્યાર્થીઓ પોતાનું સુતર કાંતે છે, ત્યાં ફક્ત સુતરના તાર અને આંક ઉપરથી મજૂરી ગણવામાં આવે છે અને ઘટ વગેરે બીજી બાજુનો ગણવામાં આવતી નથી, એમ કેટલાક આંકડાઓ ઉપરથી જોયું છે. આથી જુદે જુદે ઠેકાણે કાંતતા વિદ્યાર્થીઓની કમાણીની જણાવાતી રકમમાં ઘણો તફાવત જોવામાં આવે છે. વિદ્યાર્થીઓ ચીવટથી કામ કરે અગર વધારે હોંશીલા હોય તેને લીધે કમાણી વધારે થાય તે સમજી શકાય છે. પણ મજૂરી ગણવાની પદ્ધતિની ખામીને લીધે કમાણી વધારે લાગે તો ગણવાની પદ્ધતિ સુધારવી જોઈએ. આ દૃષ્ટિએ, બન્ને પ્રકારના કાંતનારાઓએ મજૂરી ગણવામાં કઈ કઈ બાબતો લક્ષમાં રાખવી જોઈએ અને કઈ કઈ માહિતી સાથે આપવી જોઈએ, તેની નોંધ નીચે આપી છે:

૧. કાંતેલા તાર, કેટલા કલાક કામ કર્યું, કલાકની સરેરાશ ઝડપ.

૨. સુતરનું વજન, સરેરાશ આંક, મજબૂતીના ટકા, સમાનતાના ટકા.

૩. પૂણીની ઘટ, ત્રાકમાળનો ઘસારો, ચોખ્ખી મજૂરી.

જ્યાં ઘટનો હિસાબ ન રહેતો હોય ત્યાં ૮ ટકા ઘટ અને ઘસારો ઓછામાં ઓછો ગણવો જોઈએ. પીંજણકામ થતું હોય તો તેમાં રૂની ઘટ અને સાધનોના ઘસારા પેટે ૧૦ ટકા કાપીને મજૂરી મૂકવી જોઈએ. જ્યાં તેનો ચોખ્ખો હિસાબ રખાતો હોય ત્યાં હિસાબ પ્રમાણે કાપવું જોઈએ. જ્યાં વિદ્યાર્થીઓ પોતાનું કાંતતા હોય ત્યાં પણ દરેક પોતાના કાંતણનું પત્રક રાખે અને ઘટ, ઘસારાનો હિસાબ રાખે તે ઇષ્ટ છે.

મજબૂતીના ટકા ૬૦ કરતાં ઓછા હોય અને સમાનતાના ટકા ૭૫ કરતાં ઓછા હોય તો તે પ્રમાણમાં કંતામણ ઓછું ગણવું જોઈએ.

આ પ્રમાણે ખ્યાલમાં રાખીને ચોખ્ખી મજૂરી ગણવામાં આવશે, તો જુદી જુદી જગ્યાની કમાણીના આંકડામાં મોટો તફાવત દેખાય છે તે નહિ દેખાય, અને કમાણી બતાવતું સુતર વણાવા જાય ત્યારે નકામું નીવડે છે અગર એકંદરે ભાવ ગણતાં કમાણી ઓછી પરવડે છે તેવું નહિ બને. વિ૦

# કાલગ્રસ્ત રૂઢિની શિરજોરી

૧

અમદાવાદની પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં બેએક વર્ષ ઉપર એક પ્રકરણ ઊભું થયેલું તેની નવી આવૃત્તિ હમણાં બહાર પડી છે, એમ છાપાંમાંથી જાણવા મળે છે. પ્રકરણ છે, તે સંસ્થાના હરિજન વિદ્યાર્થીઓની સાથેના તેમના સવર્ણ ગણાતા સહાધ્યાયીઓના વર્તાવનું. બંને પક્ષનાં મુખ્ય માણસોને મળીને આ વિષે જાતમાહિતી મેળવી શ્રી. 'ગો.'એ તા. ૧૦–૧–૪૨ના 'જ્યોતિર્ધર'માં લંબાણથી લખ્યું છે, તેને આધારે જાણવા મળે છે કે, પ્રકરણનો મુદ્દો આવા પ્રકારનો છે :

ટ્રેનિંગ કૉલેજના છાત્રાલયમાં સૌ વર્ણના વિદ્યાર્થીઓ ભેગા રહે છે, અને એક રસોડે જમે છે. 'છાત્રાલયના રસોડાને અંગેના કામના વિદ્યાર્થીઓને વારા બાંધી આપવામાં આવેલા છે. . . વારા જેને સોંપવામાં આવે છે, તે રસોડાના નોકર પાસે ઊભો રહી સીધુંસામાન જોખાવે છે, બજારમાંથી શાક લાવવા માટે રસોડાના નોકર સાથે જાય છે, અને સીધાસામાનનો હિસાબ રાખે છે.' હરિજનોને આ વારો આપવામાં આવતો નથી.

જમવા બેસવા માટે 'બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, . . . હરિજન વગેરે બધાના જુદા જુદા સમૂહ સાથે અને દરેક સમૂહ અલગ પણ સૌ એક સાથે, કેટલાક એક જ હારમાં પણ એ જ મુજબ, — એમ જમવા બેસે છે. બીજા હિંદુઓને બ્રાહ્મણ રસોઇયા પીરસે છે. હરિજનોને રસોડાના નોકરો પીરસે છે. પરંતુ સૌ એક રસોડે અને એક પંગતે જમે છે એમ મનાતું આવ્યું છે. અત્યાર સુધી આ પ્રકારનો વહીવટ ચાલતો આવ્યો છે.'

આ ઉપરથી વાચકે જોયું હશે કે, બે બાબતોમાં હરિજન વિદ્યાર્થીઓને અપમાન લાગે એવો વર્તાવ ચાલે છે : (૧) એક જ સહિયારા રસોડાના સભ્ય તરીકે તેની વ્યવસ્થામાં ભાગ લેવાનો અને તે દ્વારા કેળવાવાનો એમનો હક લોપાય છે. (૨) સવર્ણ ગણાતી ઊંચનીચ સૌ વર્ણો માફક જ, હરિજનો જોડે, જમતી વેળા વર્તાવ નથી રખાતો. જે પ્રકરણ ઊભું થયું છે તે આ બે મુદ્દાઓને લઈને છે.

૨

હરિજન વિદ્યાર્થીઓએ પોતાના આચાર્ય પાસે વારા માગ્યા, તે તેમને આચાર્યે આપ્યા. અને એ બરોબર કર્યું, એમાં કોઈને શંકા ન હોઈ શકે. જોકે હરિજનેતર વિદ્યાર્થીઓને આ ન ગમ્યું ને તેમણે વિરોધ શરૂ કર્યો.

એ વિદ્યાર્થીઓએ બીજી માગણી એ કરી કે, 'એક જ પંગતે નહિ પણ એકસાથે અને નાતજાતના ભેદ વિના કક્કાવારીના અનુક્રમમાં બધાને જમવા બેસાડવા અને સૌને રસોડાના બ્રાહ્મણ રસોઇયા સાથે પીરસે.' સંસ્થાના આચાર્યે સર્વ નાગરિક પ્રત્યે અભેદભાવે વર્તવાની સરકારી નીતિને ધોરણે આ બીજી માગણી સ્વીકારી લાગે છે. પરિણામે, 'હાલ હરિજન વિદ્યાર્થીઓ છાત્રાલયને રસોડે જમે છે અને બીજા હિંદુ વિદ્યાર્થીઓ બહાર વીશીમાં જમે છે. . . સૌને સાથે પીરસવાની નામરજી બતાવવાથી, (રસોઇયાને) નોકરીમાંથી દૂર કરવામાં આવ્યા છે અને તેમની જગાએ બીજા નવા બ્રાહ્મણ રસોઇયા, જેમને એ પ્રમાણે સાથે પીરસવાનો વાંધો નથી, તેમને રાખવામાં આવ્યા છે.

બહાર જમતા વિદ્યાર્થીઓએ સનાતની લોકમતની વહાર જગવી લાગે છે, અને 'ધર્મ પર આફત'નો પોકાર જગવવા પ્રયત્ન થતા જણાય છે. જોકે અમદાવાદનાં છાપાં અને લોકોમાં એનો કશો નોંધ-પાત્ર પડઘો પડ્યો નથી. બલ્કે શ્રી. 'ગો.' આશ્ચર્ય બતાવે છે કે, 'ઉપસ્થિત થયેલા પ્રશ્નો પરત્વે અમદાવાદનાં દૈનિક પત્રોએ કેવળ મૌન સેવેલું છે.'

અમને એવું આશ્ચર્ય થતું નથી, કેમ કે, એક અંગ્રેજી કહેવતમાં કહ્યું છે તેમ, હાલના સમાજમાં અસ્પૃશ્યતાના મરેલા નહિ તોય મરવા પડેલા ઘોડાને જુનવાણી ચાબુક મારવાથી તે કાંઈ ઊઠશે અને ચાલશે નહિ. અને અમારા અનાશ્ચર્યનું બીજું કારણ તો શ્રી. 'ગો.' પોતે આપે છે: આ પ્રકરણમાં સનાતની વહારનું આહ્વાન કરનાર શ્રી. પ્રાણલાલ દેસાઈ છે. તેમને વિષે શ્રી. 'ગો.' કહે છે, 'અમારા મિત્ર શ્રી. પ્રાણલાલ દેસાઈએ જે વલણ લીધું છે તેથી અમને

ખેદ થાય છે. શ્રી. પ્રા. પોતે આવી જાતના સ્પર્શાસ્પર્શની માન્યતા ધરાવતા નથી, એ અમે અનુભવથી જાણીએ છીએ. ખાવાપીવાના, અડવા અભડાવાના રિવાજોને ધર્મ સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી એ શ્રી. પ્રાણલાલ સારી પેઠે જાણે છે. . . .' આવા પ્રકારની બેભચ્થું નિષ્ઠા આખરે લોકમાનસ પર કશી અસર ન જ કરે, કેમ કે એ નિષ્ઠા ધર્મની કે સત્યની ઓથ તો ન જ લઈ શકે એ સ્પષ્ટ છે. અને છેવટે તો સત્ય જ તરે છે અને તારે છે.

૩

પ્રકરણના મુદ્દાઓ ઉપર આવતાં, પ્રથમ તો કૉલેજના આચાર્યને ધન્યવાદ આપવો જોઈએ કે, તેમણે કશી બેભચ્થું વૃત્તિ ન દાખવતાં, મક્કમતાથી સરકારી નીતિ પ્રમાણે વર્તન રાખ્યું. એ તથા એમના ઉપરી અમલદારો હરિજનો પ્રત્યે સમાનભાવ અને ન્યાયની સરકારી નીતિને કડકપણે વળગી રહે, એવી આશા રાખીએ છીએ.

રસોડાની વ્યવસ્થાના કામનો વારો હરિજનને ન મળે, એમ તો કહી જ શી રીતે શકાય? એમાં કઈ જમવાની જૂની રૂઢિ આવી? આ તો નરી જુમાખી જ ગણાય. હરિજનેતર વિદ્યાર્થીઓને આ સામે ફરિયાદ હોઈ ન શકે, એમ એમણે સમજવું જોઈએ. એ તો હરિજનનો કેળવવાનો હક પણ લઈ લેવા બરોબર થાય.

અને જમવા બાબત પણ, જો રસોઇયો સૌ વર્ણોને પીરસે ને ન અભડાય, તો તેણે કબૂલ કરવું પડે કે હરિજનથી પણ ન અભડાવાય. રસોઇયો આવું અપમાન કરે ને તે આજ સુધી એક કેળવણી-સંસ્થા સાંખી રહી, તે તો એ સરકારી હોવાથી જ. પણ હવે સરકારી નીતિ પણ ફરી છે; તેટલા પૂરતા જ જો કેળવણીના અમલદારો ફર્યા હશે, તો કામ સંગીન નહિ થાય. છતાં સરકારી નીતિને વફાદાર રહે ને તેમાં છટકબારી ન શોધે, એય ધન્યવાદ-પાત્ર છે.

બે બોલ હરિજન વિદ્યાર્થીઓને: જમણ બાબતમાં હજી અસ્પૃશ્ય-ભાવના સંઘરતા આજના જમાનામાં, કક્કાવારીથી પંગત પાડવાની નીરંગ પદ્ધતિ ન ચાલી શકે, એ એમણે સમજવું જોઈએ. એ રીતે કામ ન સરી શકે. રસોઇયા એમને ન પીરસે એ ન સાંખી શકાય એવી વાત છે. પરંતુ જો બધી નાતના લોકો એમના રોટી-પંગતના દરજ્જા પ્રમાણે બેસે, તો હરિજનો બધાની ભેગી કક્કાવાર પંગત માગે એ વધારા-પડતું લાગે. રખે કોઈ માને કે, સૌ જમનારની એક પંગતમાં કોઈ તાત્ત્વિક દોષ અમે માનીએ છીએ. સ્વચ્છ ને ગ્રાહ્ય ખોરાક પોતાના ભાણામાં સ્વચ્છ રીતે પીરસાય તો, પડોશમાં બીજી નાતનો જમે છે તેટલા માત્રે, તે ખોરાક કોઈ રીતે અગ્રાહ્ય ન બની શકે.' પરંતુ સૈકાથી રોટીવ્યવહારની નાતવારીમાં ટેવાયેલા સમાજમાં એકદમ તેની નાબૂદી ચાહવી, એ અધરું કે ઉતાવળિયું પગલું નીપજે, એટલું જ કહેવાની મતલબ છે.

હરિજનેતર વિદ્યાર્થીઓ પણ સમજે કે, જો સવર્ણ ગણાતી બીજી નાતો જોડે — ઊતરતી હોવા છતાં — જો તમે જમો, તો તમારા હરિજન વિદ્યાર્થીઓને ટાળી ન શકો. એ નરી અસ્પૃશ્યતા છે, તેથી સરકારી નીતિ વિરુદ્ધ છે. તેમાં ન્યાય-બુદ્ધિ કે તર્કશુદ્ધતા પણ નથી. પંક્તિભેદમાં જો દરજ્જો છે તો તે સર્વ નાતો માટે છે, માત્ર હરિજનો પૂરતો તે નહિ સાચવી શકાય. ખરીખોટી પણ પંક્તિભેદની રૂઢિ હજી ટકે છે ત્યાં સુધી, જે પાળવા માગે તે પાળે; પણ તે પોતાને જોખમે. તે એમ ન કહી શકે કે, અમુક જોડેનો ભેદ રાખીશ અને અમુક જોડે નહિ રાખું. વળી પ્રે. રા. કૉલેજમાં જો સવર્ણ કહેવાતા વિદ્યાર્થીઓ હૉટેલોમાં સાથે ખાતા હોય, પોતાને રસોડે સાથે ખાતા હોય, તો તેમનો હરિજનો સામેનો વિરોધ બિલકુલ તથ્ય વગરનો જુલમ જ ઠરે.

તેઓ એ પણ જાણે કે, હરિજનો કર્મે — કર્માનુસાર અંકાતી વર્ણ પ્રમાણે — તેમના સહધર્મી શિક્ષકો યા સરકારી કે બોર્ડના નોકરો છે. એટલે શાસ્ત્ર પ્રમાણે તેઓ સૌ સમાન-વર્ણ છે. તેમની પ્રતિષ્ઠા સમાન જ ગણાવી જોઈએ. કોઈ રીતે તેમનું અપમાન તો ન જ થઈ શકે.

અમે માનીએ છીએ કે, આ પ્રશ્ન હરિજન વિદ્યાર્થીઓની માગણીનો જ નહિ, સરકારી કેળવણી ખાતાનો જ હોવો જોઈએ. હરિજન વિદ્યાર્થીઓ સમાન દરજ્જો માગે ત્યારે આ પ્રકરણ ઊઠે છે, એ એમ દેખાડે છે કે, સરકારી કેળવણી ખાતું પોતાની

મેળે પોતાનો ધર્મ જાગૃતિભેર બજાવતું નથી. તેના માણસોની વૈયક્તિક અને બીજી અનેક મુશ્કેલીઓ હશે, એ અમને ખબર છે. ને બધી અહીં ગણવા ગણાવવાની જરૂર નથી. આ કહીને અમારી મતલબ એટલી જ છે કે, હવે જ્યારે આ પ્રશ્નો ઊઠયા જ છે ત્યારે કેળવણી ખાતું પોતે થઈને આ પ્રશ્નમાં પડે અને હરિજનોને ઘટતો ન્યાય આપે; અને એ ન્યાય ઇલાકામાં બધે વ્યાપક કરે અને તેની જાહેર જનતા આગળ સ્પષ્ટતા કરે. લોકમત તેમાં તેમની પડખે જ રહેશે, એમ તે માને. 'ધર્મ પર આફત'ના પોકળ પોકારને તો તે ન જ વશ થાય. ધર્મને ખાતર વીશીમાં જમનારા છચ્છે તો તે ચાલુ રાખે; એમાં મૂંઝાવા જેવું કશું જ નથી.

મ૦

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ—૧

## પ્રાસ્તાવિક

ઈસ્વી સન પૂર્વે લગભગ ૬,૦૦૦ વર્ષથી માંડીને ભારતીય ખગોળશાસ્ત્રનો ઇતિહાસ આપણને મળે છે. ત્યાંથી તે ઈસ્વી સનના સોળમા સૈકા સુધી હિંદુસ્તાન દુનિયાના કોઈ પણ દેશ કરતાં ખગોળ-શાસ્ત્રની કોઈ પણ બાબતમાં પછાત નહોતો અને ઘણી બાબતોમાં આગળ હતો. અત્યંત પ્રાચીન કાળથી ખગોળશાસ્ત્ર હિંદુસ્તાનનો બહુ કીમતી વારસો છે. જૂના વખતમાં આકાશનાં અંતરો માપવા માટે અત્યારના જેવાં સૂક્ષ્મ સાધનો નહોતાં, છતાં પ્રાચીન ભારતીયોએ ગ્રહોની ગતિ બહુ સૂક્ષ્મતાથી માપી છે, એ વાત અત્યારે આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી દે એવી છે. જયસિંહે બંધાવેલી જયપુરની વેધશાળા વગેરે જગાઓમાં જે સાધનો જોવાનાં મળે છે તે અર્વાચીન યુરોપીય સાધનો કરતાં ગમે તેટલાં સ્થૂળ હોય, પણ આ અર્વાચીન સાધનોની મદદ વગર બનાવેલાં એ પ્રાચીન સાધનો એટલાં સૂક્ષ્મ છે કે, તેના બનાવનારની બુદ્ધિ અત્યંત તીવ્ર હોવી જોઈએ એટલું સ્વીકાર્યા વિના તો કોઈને ચાલે તેમ નથી.

આમ જે શાસ્ત્ર માટે આપણે યોગ્ય રીતે અભિમાન લઈ શકીએ એવું આ આપણું પ્રાચીન ખગોળશાસ્ત્ર છે. એના અભ્યાસથી આપણા પ્રાચીન ઇતિહાસ પર ખૂબ પ્રકાશ પડે છે, એ આપણે 'વહેવારુ ખગોળ'ની લેખમાળામાં જોયું. પણ એ ઉપરાંત એમાંથી આપણા પૂર્વજોની બુદ્ધિની સૂક્ષ્મતાનું જ્ઞાન આપણને થાય છે અને તેથી આ શાસ્ત્રના પુનરુદ્ધાર માટે આપણને વધારે આત્મવિશ્વાસ અને આશા મળે છે.

ભારતીય ખગોળશાસ્ત્રના સર્વાંગસંપૂર્ણ ઇતિ-હાસનું એક સરસ પુસ્તક મરાઠીમાં ચાળીસેક વર્ષ પહેલાં બહાર પડયું છે. તેનું નામ 'भारतीय ज्योतिःशास्त्राचा इतिहास' છે, અને તેના કર્તા સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વ. શંકર બાલકૃષ્ણ દીક્ષિત છે. તેની બીજી આવૃત્તિ પાંચેક વર્ષ પહેલાં બહાર પડી છે. (કિં. લગભગ ૩ રૂપિયા; પ્રકાશક: આર્યભૂષણ પ્રેસ, પૂના). હિંદુસ્તાનની કે દુનિયાની કોઈ પણ ભાષામાં ભારતીય ખગોળશાસ્ત્રના ઇતિહાસની સવિસ્તર માહિતી આપતું આ એક જ પુસ્તક છે. એ પુસ્તક રચવામાં કર્તાએ અથાગ મહેનત લીધી છે, તેથી ભારતીય ખગોળશાસ્ત્ર-ના બધા વિદ્વાનો એ પુસ્તકને અત્યંત માનની દૃષ્ટિથી જુએ છે, જેનાથી બને તેને આ પુસ્તક વાંચવા ભલામણ છે.

આ પુસ્તક લગભગ ૭૦૦ પાનાંનું છે. વિદ્વાનોને તો આ પુસ્તક વિના ચાલતું જ નથી, પણ સામાન્ય વાચકને આટલું વાંચવાની ફુરસદ ન મળે, તેથી મારો વિચાર એવો છે કે, 'શિક્ષણ અને સાહિત્ય'ના બબ્બે પાનાંના પચીસેક લેખોમાં ભારતીય ખગોળ-શાસ્ત્રના ઇતિહાસની ટૂંકી રૂપરેખા આપવી. આથી આ માસિકનાં પચાસેક પાનાં એટલે સામાન્ય ચોપડીનાં સોએક પાનાંમાં આ વિષયની તદ્દન આવશ્યક માહિતી આવી જશે. અહીં સાથે સાથે કહી દઉં કે, દીક્ષિતના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કોઈ જાહેર સેવા કરતી સંસ્થા બહાર પાડશે, તો તેણે ગુજરાતી ભાષાની પ્રથમ પંક્તિની સેવા કરી ગણાશે.

ભારતીય ખગોળશાસ્ત્રના ઇતિહાસના છ યુગ સ્વાભાવિક રીતે પડી જાય છેઃ (૧) ઈ. સ. પૂર્વે

લગભગ ૬,૦૦૦થી ઈ. પૂ. ૧,૦૦૦ કે ૧,૫૦૦ સુધીનો વેદયુગ; (૨) ઈ. પૂ. ૧,૦૦૦ કે ૧,૫૦૦ થી ઈ.સ.-ની શરૂઆત સુધીનો વેદાંગયુગ; (૩) ઈ. સ. ની શરૂઆતથી ઈ. સ. ૫૦૦ સુધીનો જૂના સિદ્ધાંતગ્રંથોનો યુગ; (૪) ઈ. સ. ૫૦૦થી ઈ. સ. ૧,૫૦૦ સુધીનો નવા સિદ્ધાંતગ્રંથોનો યુગ; (૫) ઈ. સ. ૧,૫૦૦થી ઈ. સ. ૧,૮૦૦ સુધીનો મધ્યયુગ; અને (૬) ઈ. સ. ૧,૮૦૦થી અત્યાર સુધીનો અર્વાચીન યુગ. આવતા લેખથી આ યુગોને એક પછી એક લઈને તેની હકીકતો આપવાનું શરૂ કરીશું. પણ તે પહેલાં ઠેઠ પ્રાચીન કાળથી અત્યાર સુધીના કાળમાં ભારતીય ખગોળ-શાસ્ત્રના સૌથી મહત્ત્વના મુખ્ય મુખ્ય બનાવોની સાલવારી કાલાનુક્રમે અને યુગવાર નીચે આપું છું. તે ઉપરથી વાચકને ભારતીય ખગોળશાસ્ત્રના ઇતિહાસની ટૂંક કલ્પના આવશે. વળી આગળ ઉપર આ સાલવારી વારંવાર સંદર્ભ (Reference) માટે ઉપયોગી થશે.

## ભારતીય પ્રાચીન ખગોળશાસ્ત્રના માર્ગદર્શક સ્તંભો

(વેદકાળથી માંડીને અર્વાચીન યુરોપીય ખગોળ-શાસ્ત્ર આપણા જાણવામાં આવ્યું તે પહેલાંના કાળ સુધી. તુલના માટે કોપર્નિકસ, કેપ્લર, ગેલીલિયો અને ન્યૂટનના સમય પણ આપ્યા છે.)

### વેદયુગ

ઈ. સ. પૂર્વે

| | |
|---|---|
| ૬,૦૦૦ થી ૩,૦૦૦ | વેદકાળ |
| ૬,૦૦૦ | પુનર્વસુમાં વસંતસંપાત |
| ૫,૦૦૦ | તારાત્મક નક્ષત્રજ્ઞાન |
| ૪,૦૦૦ | મૃગશીર્ષમાં વસંતસંપાત |
| ૩,૦૦૦ | કૃત્તિકામાં ,, ,, |
| ૩,૦૦૦ | મહાભારત યુદ્ધ |
| ૨,૦૦૦ | ચૈત્રાદિ માસ (મહાભારતમાં છે.) |
| ૨,૦૦૦ થી ૧,૫૦૦ | ઉપનિષદો, જૂનાં |

### વેદાંગયુગ

| | |
|---|---|
| ૧,૪૦૦ થી ૧,૨૦૦ | વેદાંગ જ્યોતિષ, ઋગ્વેદ અને યજુર્વેદનાં સમાન વિભાગાત્મક નક્ષત્રો |
| ૧,૨૦૦ થી ૧,૦૦૦ | મહાભારત ગ્રંથનો સૌથી જૂનો ભાગ |
| ૧,૦૦૦ થી ૪૦૦ | વાર ખાલ્ડિયામાંથી આવ્યા. (મહાભારતમાં નથી.) કરણ (તિથિનું અર્ધ) |
| ૯૦૦ થી ૭૦૦ | ગર્ગ. અસમાન નક્ષત્રવિભાગ |
| ૫૦૦ | અથર્વવેદાંગ જ્યોતિષ |
| ૫૦૦ | મેષાદિ રાશિ ગ્રીસમાંથી આવી. (મહાભારતમાં નથી.) |

### જૂના સિદ્ધાંતગ્રંથોનો યુગ

| | |
|---|---|
| ૨૦૦ થી ૦ | જૂના સિદ્ધાન્તોનો કાળ (પંચસિદ્ધાન્તોક્ત) |
| ઈ. સ. | |
| ૪૭૬ | પ્રથમ આર્યભટ્ટ |
| ૫૦૦ થી ૮૦૦ | અયનચલનનું જ્ઞાન થયું. |

### નવા સિદ્ધાંતગ્રંથોનો યુગ

| | |
|---|---|
| ૫૦૦ | નવા સિદ્ધાન્તો (સૂર્યસિદ્ધાન્તાદિ)નો કાળ |
| ૫૦૫ | વરાહમિહિર |
| ૫૯૮ | બ્રહ્મગુપ્ત |
| ૯૫૦ | દ્વિતીય આર્યભટ્ટ |
| ૧,૧૧૪ | ભાસ્કરાચાર્યનો જન્મ |
| ૧,૧૫૦ | ભાસ્કરાચાર્યે 'સિદ્ધાન્તશિરોમણિ' લખ્યો. |
| ૧,૪૦૦ | મકરંદ |

### મધ્યયુગ

| | |
|---|---|
| ૧,૫૦૦ | કેશવ દૈવજ્ઞ (ગણેશ દૈવજ્ઞનો પિતા) |
| ૧,૫૨૦ | ગણેશ દૈવજ્ઞ (ગ્રહલાઘવનો કર્તા) |
| ૧,૫૪૩ | કોપર્નિકસ |
| ૧,૫૬૪ થી ૧,૬૪૨ | ગેલીલિયો |
| ૧,૬૧૦ | ગેલીલિયોએ દૂરબીન શોધ્યું. |
| ૧,૬૩૦ | કેપ્લરનું મૃત્યુ |
| ૧,૬૮૭ | ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો. |
| ૧,૭૩૧ | જયસિંહે 'સિદ્ધાન્તસમ્રાટ' રચ્યો. |

### અર્વાચીન યુગ

(આ યુગની સાલવારી સુપ્રસિદ્ધ હોવાથી અહીં આપી નથી.)

હરિહર ભટ્ટ

# ચોખાનો ખોરાક—૧

દુનિયાની લગભગ અડધી વસ્તીનો મુખ્ય ખોરાક ચોખાનો છે. તેથી જ હિંદુસ્તાન, બર્મા, ચીન, જાપાન, ફિલિપાઈન, નેધરલૅન્ડ, ઇસ્ટ ઇન્ડીઝ, હિંદી ચીન, વગેરે દેશોમાં ચોખાનું વાવેતર મોટા પાયા ઉપર થાય છે. દુનિયાની વાર્ષિક ચોખાની જરૂરિયાતનો લગભગ ૯૦ ટકા ભાગ આ દેશો પૂરો પાડે છે. હિંદમાં પણ મોટા ભાગના ગરીબ લોકોનો મુખ્ય ખોરાક જ ચોખા છે. હિંદમાં ખેતી લાયક કુલ જમીનના લગભગ ત્રીજા ભાગમાં ચોખાની ખેતી થાય છે. વળી ખોરાકની બાબતમાં શોધખોળ કરનારી કુનૂર (મદ્રાસ ઇલાકો)ની પ્રયોગશાળાએ એવું શોધી કાઢ્યું છે કે, સામાન્ય માણસના ખોરાકમાંથી જેટલી 'કૅલરી' (ગરમીનો જથ્થો) શરીરને ગરમ રાખવા માટે જોઈએ છે, તેનો લગભગ ૮૦ ટકા ભાગ તેના ખોરાકમાંનો ભાત જ પૂરો પાડે છે. હિંદુસ્તાનનાં ઘણાં ગામોમાં ભાત જ મુખ્ય ખોરાક છે. પરંતુ તે એકલામાંથી શરીરને જોઈતાં બધાં જ તત્ત્વો મળી રહેતાં નથી. તેથી ખૂટતાં તત્ત્વો શાકાહારીઓએ બીજાં અનાજ, કઠોળ, શાકભાજી, ફળ-ફળાદિ, દૂધ અને ઘી તેલમાંથી મેળવી લેવાં જોઈએ. માંસાહારીઓએ માંસ, ઈંડા, માછલી વગેરેમાંથી મેળવવાનો પ્રયત્ન કર્યો છે. આપણા ગુજરાતમાં તો ભાતની સાથે ઘઉં, બાજરી, જુવાર, મકાઈ, બાવટો જેવાં અનાજ, તુવર, મગ, મઠ, અડદ, ચણા, વાલ જેવાં કઠોળ, અને તાંદળજો, મેથી, પાલખ, ટમેટા, કાંદા, મૂળા, મોગરી, બટાટા, સૂરણ, રીંગણું જેવા શાકભાજી ખવાતાં હોવાથી, કેટલાક ખૂટતા તત્ત્વો તેમાંથી મળી રહે છે. પરંતુ એવાં કેટલાયે ગામડા પડ્યાં છે, કે જ્યાં ગરીબાઈને લીધે ભાત સિવાય બીજા પદાર્થો ભાગ્યે જ મળી શકતા હોય. આમ ચોખા સામાન્ય માણસનો મુખ્ય ખોરાક હોવાથી, દરેક જણે ચોખાની જાત, તેનાં પોષક તત્ત્વો, તેમાં ખૂટતાં તત્ત્વો, તેને તૈયાર કરવાની, રાંધવાની અને વાપરવાની રીત, વગેરે જાણવું જરૂરી છે.

આ બધું વિગતવાર જાણીએ તે પહેલાં, ખોરાક શા માટે લેવો જોઈએ, તેમાં પોષક તત્ત્વો કેટલાં પ્રમાણમાં હોવાં જોઈએ અને શરીરને તંદુરસ્ત અને ગરમ રાખવા માટે રોજની કેટલી 'કૅલરી' ખોરાકમાંથી મળવી જોઈએ, તેનો વિચાર કરીશું.

### ખોરાકનો હેતુ

લગભગ ૨૦ વર્ષની ઉંમર થતાં સુધી મનુષ્ય-શરીર વધતું રહે છે. ત્યાર પછી શરીરનો બાંધો સંપૂર્ણ થઈ જાય છે માટે, ખાસ કરીને શરીર વધતું હોય છે ત્યારે, યોગ્ય ખોરાક સંબંધી બાળકોના વાલીને વિચાર કરવો પડે છે. ત્યાર પછી દરેક જણે પોતપોતાના ખોરાકનો વિચાર કરી લેવો જોઈએ.

આપણું શરીર એક યંત્ર જેવું જ છે. પરંતુ યંત્રની પેઠે તે જડ નથી, પણ જીવતું જાગતું યંત્ર છે. ૨૦ વર્ષ સુધી તો તેના બધા ભાગો વધીને સંપૂર્ણ થવા માગે છે. ત્યારે તે ભાગોને વધવામાં મદદ કરે તેવાં પોષક તત્ત્વો ઠીક ઠીક પ્રમાણમાં આપવામાં આવે, તો તેનો સર્વાંગી વિકાસ યોગ્ય રીતે થાય છે. ત્યાર પછી પણ અવયવો સતત કામ કરતાં હોવાથી, યંત્રની પેઠે તેને ઘસારો તો રોજનો લાગ્યા જ કરે છે. જેમ કે હૃદય ચોવીસે કલાક, જાગતાં કે ઊંઘતાં પણ, ધબક્યા જ કરે છે. તે જ પ્રમાણે ફેફસાં શ્વાસોચ્છ્વાસ લેવાનું; હોજરી અને આંતરડાં ખોરાક પચાવવાનું અને નકામા પદાર્થોનો નિકાલ કરવાનું; ચામડી, મૂત્રપિંડો અને ખરાબ ઝેરી તત્ત્વો અને બીજા નકામા પદાર્થોનો યોગ્ય નિકાલ પરસેવા અને મૂત્ર વાટે કરવાનું; અને જ્ઞાનતંતુઓ શરીરનાં અંગ પ્રત્યંગોને સ્નાયુઓ દ્વારા હલનચલન કરાવવાનું કામ કર્યા જ કરે છે. આવા અવયવો જુદી જુદી જાતના અસંખ્ય જીવંત કોષોના બનેલા હોવાથી, કામના બોજાને લીધે મરતા રહે છે. તેમની ખોટ પૂરવા માટે, યોગ્ય પોષણ લોહી મારફત પહોંચાડવું જોઈએ. લોહી આપણા ખોરાકમાંનાં તત્ત્વોમાંથી સત્ત્વ ખેંચી અન્નરસરૂપે લાખો અને કરોડો કોષોને જોઈતાં તત્ત્વો પૂરાં પાડે છે.

### કોષો તંદુરસ્ત તો શરીર તંદુરસ્ત

ઉપર પ્રમાણે ખોરાકનો પ્રથમ હેતુ તો શરીરના કોષોને યોગ્ય ખોરાક પહોંચાડી વધવા લાયક બનાવવાનો છે, અને ઘસારાને લીધે મરતા કોષોની જગાએ નવા કોષો પહોંચી જતા હોવાથી, ઘસાતા ભાગોને સુધારી આપવાનો છે. આવા કામને મદદ કરતાં તત્ત્વો—'પ્રોટીન' (નાઇટ્રોજનવાળા પદાર્થનું મુખ્ય તત્ત્વ), કૅલ્શિયમ, ફૉસ્ફરસ અને લોઢા જેવા ક્ષાર અને વિટામીન છે. શરીરનાં અંગપ્રત્યંગોનાં હલનચલન માટે સ્નાયુઓને બળ કે શક્તિની જરૂર રહે છે. આવી શક્તિ ગરમીને લીધે ઉત્પન્ન થતી હોવાથી ખોરાકનાં તત્ત્વો—'કાર્બોહાઇડ્રેટ' (મેંદો, ખાંડ, ગોળ જેવા પદાર્થનું મંડતત્ત્વ) અને ચરબી, ઘી કે તેલ વગેરે ચીકટમાંથી જોઈતી ગરમી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન લોહી કરે છે. આવી ગરમીને લીધે જ આપણું શરીર લગભગ ૯૭° કે ૯૮° ગરમ રહે છે.

### કેવો ખોરાક જોઈએ ?

ખોરાક સંબંધી અખતરા કરનારા પ્રયોગશાળાઓએ એવું નક્કી જણાવ્યું છે કે, મહેનતુ માણસે રોજની

૨૬૦૦ ‘કૅલરી’ ગરમી ઉત્પન્ન કરી શકે તેવો ખોરાક રોજનો લેવો જોઈએ. ૧૪ વર્ષથી ઉપરનાં બધાં જ પુખ્ત વયનાં ગણાય છે. તે હિસાબે સ્ત્રી અને પુરુષને ઉમરના ફરકને લીધે રોજની કેટકેટલી ‘કૅલરી’ જોઈએ તે બતાવતો કોઠો નીચે પ્રમાણે તૈયાર કર્યો છે. (નોંધ: કૅલરી એટલે ૧,૦૦૦ ગ્રામ (લગભગ સવાબશેર) પાણીને ૧° (અંશ) સેન્ટિગ્રેડ ગરમ કરવામાં વપરાતો ગરમીનો જથ્થો. લગભગ ૪૦૦ ‘કૅલરી’ ઠંડા દશ શેર પાણીને ઉકાળી શકે છે.)

કોઠો ૧

| | | પુખ્ત ...ને માણસનો જોઈતી કેટલામો ‘કૅલરી’ ભાગ ? |
|---|---|---|
| પુખ્ત ઉંમરનો પુરુષ (૧૪ વર્ષથી ઉપર) | ૧-૦ | ૨,૬૦૦ |
| ” ઉંમરની સ્ત્રી (” ” ”) | ·૮ | ૨,૧૦૦ |
| બાળક (છોકરો કે છોકરી) ૧૨ થી ૧૩ વર્ષનું | ·૮ | ૨,૧૦૦ |
| ” ” ૧૦ થી ૧૧ ” | ·૭ | ૧,૮૦૦ |
| ” ” ૮ થી ૯ ” | ·૬ | ૧,૬૦૦ |
| ” ” ૬ થી ૭ ” | ·૫ | ૧,૩૦૦ |
| ” ” ૪ થી ૫ ” | ·૪ | ૧,૦૦૦ |
| ” ” ૧૨ માસનું | | ૮૦૦ |
| ” ” ૮ ” | | ૭૦૦ |
| ” ” ૫ ” | | ૬૦૦ |
| ” ” ૩ ” | | ૪૫૦ |
| ” ” ૨ ” | | ૪૦૦ |
| ” ” ૧ ” | | ૩૫૦ |
| ” ” ૧ અઠવાડિયું | | ૨૦૦ |
| સગર્ભા સ્ત્રીને | | ૨,૪૦૦ |
| ધવરાવતી માતાને | | ૩,૦૦૦ |

આવા પ્રયોગશાસ્ત્રીઓએ એ પણ નક્કી કર્યું છે કે, ૨૪ કલાક દરમ્યાન પુખ્ત ઉંમરના મનુષ્યે ખોરાકમાંના પોષક તત્ત્વો કેટલા પ્રમાણમાં લેવાં જોઈએ. ઉપરાંત દરેક ખાદ્યપદાર્થમાં આવાં તત્ત્વો કેટકેટલા પ્રમાણમાં રહેલાં છે તે બતાવતા પણ કોઠા તૈયાર કર્યા છે.*

હવે આપણે જોઈએ કે સામાન્ય માણસના રોજના ગુક્તાહારમાં આવાં તત્ત્વો કેટકેટલા પ્રમાણમાં હોવાં જોઈએ.

કોઠો ૨

| | | રોજના ખોરાકમાં |
|---|---|---|
| ૧. | કૅલરી | ૨,૬૦૦ |
| ૨. | પ્રોટીન | ૭૩ ગ્રામ |
| ૩. | ચીકટ | ૭૪ ” |
| ૪. | કાર્બોહાઇડ્રેટ (મંડ) | ૪૦૮ ” |
| ૫. | કૅલ્શિયમ | ૧.૦૨ ” |
| ૬. | ફૉસ્ફરસ | ૧.૪૭ ” |
| ૭. | લોહ• | ૪૪.૦૦ મિલિગ્રામ |
| ૮. | વિટામીન એ | ઓછામાં ઓછા ૭,૦૦૦ (આંતરરાષ્ટ્રીય એકમ પ્રમાણે) |
| ૯ | ” બી | ” ૪૦૦ ” |
| ૧૦ | ” સી | લગભગ ૧૭૦ મિલિગ્રામ |

(નોંધ: ૧૦૦ ગ્રામ = ૩॥ ઔંસ = ૮॥ તોલા અને ૧,૦૦૦ મિલિગ્રામ = ૧ ગ્રામ થાય છે. ૧ ગ્રામ = લગભગ ૨॥ આની વજન ગણાય છે.)

ઉપર જોઈ ગયા તેમ જ્યારે શરીર વધતું હોય છે, ત્યારે પ્રોટીન અને ક્ષાર વધુ પ્રમાણમાં ખોરાકમાં હોવાં જોઈએ. તેનું પણ પ્રમાણ આહારશાસ્ત્રીઓએ નક્કી કરી આપ્યું છે. તે નીચેનો કોઠો જોવાથી ખબર પડશે.

કોઠો ૩

| | પ્રમાણ | રોજના ખોરાકમાં કેટલું પ્રોટીન જોઈએ ? |
|---|---|---|
| ૧૮ થી ૬૦ વર્ષના પુરુષને | ૧.૦ | ૬૫ ગ્રામ |
| ” ” ” વર્ષની સ્ત્રીને | .૮૫ | ૫૫ ” |
| ૧૦ થી ૧૭ વર્ષના છોકરાને | ૧.૨ | ૮૦ ” |
| ” ” ” વર્ષની છોકરીને | ૧.૧ | ૭૦ ” |
| ૬ થી ૯ વર્ષનાં બાળકને | .૯ | ૬૦ ” |
| ૨ ” ૬ ” ” | ૦.૬૦–૦.૮૦ | ૪૦–૫૦ ” |

પ્રોટીન જ શરીરનો બાંધો બાંધે છે એ નક્કી છે. પણ દરેક ખોરાકમાંનાં પ્રોટીન સરખી રીતે શરીર પચાવી શકતું નથી. વનસ્પતિમાંથી મળતાં પ્રોટીન કરતાં પ્રાણીજ પ્રોટીન શરીર સહેલાઈથી પચાવી શકે છે. તેથી એવું મનાય છે કે, જેટલું પ્રોટીન શરીરને જરૂરનું હોય તેના ચોથા કે પાંચમા ભાગનું પ્રોટીન પ્રાણીજ હોવું જ જોઈએ. શાકાહારીઓને પ્રાણીજ પ્રોટીન માત્ર દૂધ અને તેના વિવિધ પદાર્થોમાંથી જ મળે છે. તેથી નાનાં બાળકોના ખોરાકમાં દૂધ અને તેની વાનીઓ હોવી બહુ જરૂરી છે. માંસાહારીઓને તો માંસ, માછલી અને ઈંડાંમાંથી આવું પ્રોટીન મળી જ રહે છે. પ્રોટીન ખાસ કરીને સ્નાયુ, માંસ, લોહી અને મગજ વગેરેના કોષોની રચનામાં મદદ કરે છે.

* કદાચ જોવાની ઇચ્છા થઈ આવે તો નવી દિલ્હીથી સરકાર તરફથી અંગ્રેજીમાં પ્રગટ થતું ‘હેલ્થ બુલેટિન નં. ૨૮’ નામનું નાનું પુસ્તક છે તે જોઈ લેવું. અથવા ગ્રામ ઉદ્યોગ સંઘે ચોખા ઉપર બહાર પાડેલ નાના અંગ્રેજી પુસ્તક ‘રાઈસ’માં પણ આનો ઉતારો છે તે જોવું.

નાનાં બાળકોનાં હાડકાં વધવા માટે કેલ્શિયમ અને ફૉસ્ફરસની જરૂર રહે છે. જોઈતું કૅલ્શિયમ દૂધમાંથી મળી રહે, પરંતુ આપણો દેશ ગરીબ હોવાથી મોટા ભાગનાં બાળકોને દૂધ મળતું જ નથી. તેથી આવાં બાળકોનાં દાંત અને હાડકાં નબળાં રહે છે. અને સૂકતાન (રિકેટ) નામના રોગના ભોગ બની નાની ઉંમરે જ મરણ પામે છે. એકલું કૅલ્શિયમ હાડકાં બનાવી શકતું નથી. પણ વિટામીન ડી જો ખોરાકમાંથી કે સૂર્યનાં કિરણમાંથી શરીરે મેળવેલ હોય છે તો જ કૅલ્શિયમ ફાયદો કરે છે. હિંદમાં તો સૂર્યનો તાપ દરેકને માટે સુલભ છે. પરંતુ યુરોપમાં કેટલેક સ્થળે વર્ષ દરમ્યાન કેટલોય સમય સૂર્યનાં દર્શન પણ દુર્લભ બને છે. એવી જગાએ આહારશાસ્ત્રીઓ વિટામીન ડીવાળા પદાર્થો વધુ પ્રમાણમાં લેવાની સલાહ આપે છે. અથવા વિટામીન ડીવાળી દવાઓ લેવાની સૂચના કરે છે. આપણા દેશમાં તો લગભગ બારે માસ સૂર્યનો તાપ મળી શકતો હોવાથી આ વિટામીન પૂરતા પ્રમાણમાં શરીર મેળવી લે છે. જો શરીરને તેલની માલિસ કરી સૂર્યના તાપમાં થોડો વખત રોજ ખુલ્લું રહેવા દેવામાં આવે તો શરીર વધુ પ્રમાણમાં આ વિટામીન ચામડી દ્વારા મેળવે છે. પણ આહારશાસ્ત્રીઓનો મત છે કે, જો શરીરમા પૂરતુ કૅલ્શિયમ નહિ હોય અને વિટામીન ડી વધુ પ્રમાણમાં હશે તો ફાયદાને બદલે ઊલટું નુકસાન કરશે. શરીર સુકાવા લાગશે, વજન ઘટશે રોજનું લગભગ ૧ ગ્રામ એટલે દોઢ આનીભાર કૅલ્શિયમ શરીરને મળવું આવશ્યક છે. જો ખોરાકમાંથી આટલું કૅલ્શિયમ મળી રહેશે તો ફૉસ્ફરસ પૂરતુ મળી રહેવાનો સંભવ છે. કારણ કે ખાદ્ય પદાર્થોમાં કૅલ્શિયમની સાથે ફૉસ્ફરસ તો હોય જ છે. રોજનું લગભગ ૧।। ગ્રામ એટલે સવાબે આનીભાર ફૉસ્ફરસ ખોરાકમાં હોવું જોઈએ.

આપણા લોહીમા લાલ અને સફેદ કણ હોય છે. તેમાંના લાલ કણમા 'હિમોગ્લોબીન' નામનો એક લોહવાળો પદાર્થ હોય છે. આ હિમોગ્લોબીનની ખાસિયત એ છે કે, જો તે પ્રાણવાયુ (ઑક્સિજન) સાથે ભળે તો તેનો રંગ લાલ બની જાય છે અને પ્રાણવાયુ છોડી ઉચ્છ્વાસના ઝેરી વાયુ 'કાર્બોનિક ઍસિડ ગૅસ' સાથે ભળે તો તેનો રંગ ભૂરો બની જાય છે તેથી જ શુદ્ધ લોહીનો રંગ પ્રાણવાયુવાળા હિમોગ્લોબીનને લીધે લાલ હોય છે. અને ગંદા લોહીનો રંગ કાર્બોનિક ઍસિડવાળા હિમોગ્લોબીનને લીધે ભૂરો હોય છે

લોહી આખા શરીરમાં એકેએક ખૂણેખાંચરે બારીક નસો (કેશવાહિનીઓ) વાટે ફરી વળે છે. આ વખતે શરીરમાંના અસંખ્ય જીવંત કોષોને ખોરાક અને હિમોગ્લોબીન ઉપરનો પ્રાણવાયુ પૂરો પાડે છે. કોષોનો ઝેરી કાર્બોનિક ઍસિડ ગૅસ પોતાની ઉપર લઈ જ્યારે ફેફસામાં આવે છે ત્યારે ઉચ્છ્વાસ દ્વારા નાક વાટે બહાર કાઢી નાખે છે. અને શ્વાસમાં લીધેલ પ્રાણવાયુ પોતાની ઉપર લઈ હૃદયમાં આવે છે. ત્યાંથી ધકેલાઈ આખા શરીરમાં પાછું ફરવા જાય છે. ગંદું થઈ પ્રથમ હૃદયમાં આવી, ત્યાંથી ફેફસાંમાં જઈ શુદ્ધ થઈ, ફરી હૃદયમાં આવી, પહેલાંની માફક ફરે છે. આ ક્રિયામાં હિમોગ્લોબીન અગત્યનો ભાગ ભજવે છે, તે આપણે જોયું. અને હિમોગ્લોબીન લોહમાંથી બનતું હોવાથી શરીરને લોહ યોગ્ય પ્રમાણમાં ખોરાક દ્વારા પૂરું પાડવું જરૂરી છે. જો ખોરાકમાં પૂરતું લોહ નહિ હોય તો શરીરનું લોહી જોઈતું શુદ્ધ નહિ હોય તેથી શરીર પણ તંદુરસ્ત નહિ હોય. રોજના ૪૪ મિલિગ્રામ એટલે લગભગ ૦.૦૯આની-ભાર લોહ ખોરાકમાં હોવું જોઈએ.

## વિટામીનની જરૂર

હવે વિટામીન એટલે શું તે જોઈએ. એમ સમજો કે, શરીર એક ઘર છે. તેને સુંદર બનાવવા માટે, જેમ ઘર ચણવાને ઈંટ, સિમેન્ટ, ચૂનો, પથ્થર વગેરે માલ અને તેને બનાવનાર કડિયાની જરૂર રહે છે, તેમ ખોરાકમાંનાં તત્ત્વોરૂપી માલ અને કડિયારૂપી બધાં વિટામીનની જરૂર પડે છે. માલ ગમે તેટલો સારો હોય, પણ કડિયા હોશિયાર નહિ હોય તો અણઘડ કડિયા ઘરનો ઘાટ જ બગાડી નાખશે. તેવી જ રીતે ખોરાકમાંના તત્ત્વો ગમે તેટલા વધુ પ્રમાણમા હશે, પણ વિટામીન વગર તેમાથી જે શરીર બનશે તે જોઈએ તેવું તંદુરસ્ત અને સુંદર નહિ હોય. માટે જ ખોરાકમાં વિટામીનની જરૂર છે, એમ હમણાં હમણાં માનવામા આવ્યું છે. પહેલાંના વખતમાં તો ઘી, દૂધ વગેરે શુદ્ધ અને સસ્તાં હોવાથી, લોકો ઠીક ઠીક પ્રમાણમાં લઈ શકતા હતા. તેથી જ તેમનાં સ્વાસ્થ્ય સબંધી તેમને ચિંતા રહેતી નહોતી. આયુષ્ય પણ લાંબું રહેતું. પણ હાલમાં દિન-પ્રતિદિન મોંઘવારી વધતી જ જાય છે, અને જીવનને ખાસ જરૂરની ઘી, દૂધ, માખણ જેવી વસ્તુઓ ભાગ્યે જ શુદ્ધ મળતી હોવાથી, લોકોનું ધ્યાન ખોરાક પ્રત્યે સ્વાભાવિક રીતે દોરાયું છે. ખુદ મહાત્માજીએ પણ આ તરફ લક્ષ આપ્યું છે. તેમની જ પ્રેરણાથી ગ્રામઉદ્યોગ સંઘ સ્થપાયો છે અને આ સંઘ ખોરાકની બાબતમા શોધખોળ કરાવી લોકોની આગળ ખોરાકનાં પોષક તત્ત્વો અને વિટામીન વિષે ચર્ચા કરે છે, અને પુસ્તિકા દ્વારા યોગ્ય માહિતી પૂરી પાડવાનો પ્રયત્ન પણ કરે છે.

આહાર વિષે આટલી સામાન્ય બાબતો જાણ્યા પછી આપણે આવતી વેળા ખોરાક વિષે વિગતે વિચાર કરીશું.

નારાયણદાસ મલકાણિયા

# વિશ્વની રાસાયણિક રચના—૧

'શિ૰ સા૰'ના ઑક્ટોબર-અંકમાં આપણે 'વિશ્વની ભૌતિક રચના'ના લેખમાં જોયું કે, રસાયણ-વિદ્યા પદાર્થમાત્રને પૃથક્ કરી જોઈને ૯૨ મૂળતત્ત્વો શોધી બતાવે છે; અને કહે છે કે, આ ૯૨ મૂળ-તત્ત્વોમાંથી અમુક અમુક મળીને જગતમાં જોવા મળતાં બધા સમાસ-પદાર્થો બને છે. આ મેળવણીના નિયમો (Laws of Combination) શોધવા અને તે આધારે શોધખોળો કરી નવા નવા ખપના નૂતન સમાસો સર્જવા, એ આધુનિક રસાયણશાસ્ત્રની એક મોટી કાર્યદિશા છે. આ લેખમાં આપણે મૂળતત્ત્વો કે પદાર્થોની આ રાસાયણિક મેળવણીના નિયમો સમજવાના છીએ.

૧

પહેલું તો એ લક્ષમાં લેવું જોઈએ કે, ગમે તે મૂળતત્ત્વ કે પદાર્થને ગમે તે બીજા મૂળતત્ત્વ કે પદાર્થ સાથે મેળવો, તેથી કાંઈ તેમનો સમાસ (Compound) બને જ એમ નહિ. હા, એ બે મિશ્ર થઈ રહે; તેમનું મિશ્રણ (Mixture) તમને મળે. એટલે કે, જો ઇચ્છો તો તે બેને પાછા મૂળરૂપે જુદા કરવા હોય તો મિશ્રણમાં તેમ કરવાનો રસ્તો રહે છે. જેમ કે, પાણીમાં મીઠું નાંખો; તે ઓગળી જશે, પણ તે ઓગળેલ પ્રવાહી નવો સમાસ-પદાર્થ નથી બન્યો; તે તો પાણી અને મીઠાનું માત્ર મિશ્રણ જ છે; તમે ઇચ્છો તો ગરમી આપી પાણી ઉડાડી દઈને મીઠું પાછું કાઢી શકો; ઊડી જતી વરાળને સંઘરવાનું સાધન ગોઠવી તેને ઠારી લઈને પાણી પણ પાછું મેળવી શકો. પરંતુ દહીં કર્યા પછી કોઈ ઉપાયે તમે પાછું દૂધ અને મેળવણ અલગ પાડી ન શકો. ત્યારે મેળવણી મિશ્રણ હોય કે સમાસ હોય. મિશ્રણ એ ખાસ કોઈ મહત્ત્વની વાત ન હોવાથી, રાસાયણિક મેળવણીનો (Chemical Combination) વિચાર મુખ્યત્વે 'સમાસ' બાબતમાં જ કરવામાં આવે છે.

૨

તેમાં પ્રથમ વાત એ છે કે, કુદરતી રીતે બે કે વધુ મૂળતત્ત્વો યા પદાર્થો મળી શકતા હોય તો જ તે મળશે ને તેમનો સમાસ બનશે. રસાયણવિદ્યા કોઈ જાદુ યા ચમત્કાર નથી કે કુદરતમાં ન બનતું હોય તે બનાવી દે — તમે કહો કે ઇચ્છો તેને ભેગાં કરી સમાસ કરી આપે. તે તો ઘડભાંગ કરી કરીને કુદરતી રીતે શક્ય હોય તો સમાસો શોધે છે, અને તેમના ગુણધર્મો તપાસી તે પરથી મેળવણીના કાયદા ઘટાવી કાઢે છે.

આવો પહેલો કાયદો કે નિયમ એ છે કે, દરેક સમાસનાં ઘટક મૂળતત્ત્વો અમુક સ્થાયી પ્રમાણમાં જ મળેલાં હોય છે, અને આ પ્રમાણ હમેશ પૂર્ણાંક* વડે બતાવી શકાય એવું જ મળી આવે છે. દા૰ ત૰ પાણી એક સમાસ છે; તેના ઘટક બે વાયુ છે — હાઇડ્રોજન અને ઑક્સીજન; (ટૂંકાક્ષરમાં H, O લખાય છે.) એ બે મૂળતત્ત્વોની મેળવણી અનુક્રમે ૨:૧ પ્રમાણમાં થાય તો પાણી બને છે. અને એ પ્રમાણ, તમે ગમે ત્યાં, ગમે તેવી આબોહવામાં, ને ગમે ત્યારે પાણી તપાસો, તોપણ અખંડ — સ્થાયી મળશે. તેવા જ બીજા દાખલા પણ આપી શકાય. મેળવણીના આ નિયમને સ્થાયી પ્રમાણનો નિયમ કહેવામાં આવે છે.

૩

પાણી — એટલે કે બે પરમાણુ H, અને એક પરમાણુ O ની મેળવણી — તેનો જરા વધુ આગળ વિચાર કરીએ. H અને O ના પરમાણુઓ ૨:૧ પ્રમાણમાં જ મળીને પાણી સમાસ બનાવશે. આમ, બે ભાગ હાઇડ્રોજન સાથે સમાસમાં બરોબર મળે એવો ઑક્સીજનનો સમતોલો (equivalent) તેના એક ભાગ જેટલો છે, એમ થયું.

'સમતોલો' એટલે કોઈ આપેલા વજનના પદાર્થ સાથે મળી બરોબર સમાસ બનાવે એવો જે બીજા પદાર્થનો બરોબર કે જરૂરી તોલ તે 'સમતોલો'.

જેમ કે, ચાલુ દાખલામાં ૨ ગ્રામ હાઇડ્રોજન હોય તો તેનો સમતોલો ૧૬ ગ્રામ ઑક્સીજન થાય.

* અપૂર્ણાંક પણ પ્રમાણમાં પૂર્ણાંકરૂપે જ છે, એ સમજી લેવાનું. એટલે કહેવાની મતલબ એ થઈ કે, મૂળવાળા અંક ($\sqrt{2}$, $\sqrt{3}$, $^3\sqrt{7}$, ઇ૰ જેવા) પ્રમાણમાં નથી આવતા. અને આપણે જોઈશું કે, આ લક્ષણ મેળવણીના નિયમોમાં બધે જ રહેલું મળે છે.

વળી ગંધક બળે છે ત્યારે તે ઑક્સીજન સાથે મળે છે અને એક નવો પદાર્થ (ગંધકનો ડાયોક્સાઈડ) થાય છે. ગંધકને બાળીએ ત્યારે આવતી વાસ ગંધકના એ ડાયોક્સાઈડની વાસ છે. આ સમાસમાં ૩૨ ગ્રામ ગંધક સાથે ૩૨ ગ્રામ ઑક્સીજન ભળશે. આ પણ એકબીજાના સમતોલા કહેવાય.

જુદા જુદા પદાર્થોના પરસ્પર સમતોલા જાણવાનું ગણિત સરળ બને એટલા સારુ, બધાના પાયારૂપ એક ધોરણ ઘડી કાઢવું જોઈએ. તેને માટે ઑક્સીજનના* એક પરમાણુને સમાસના મૂળ સમાસક પદાર્થ તરીકે ગણવામાં આવે છે. તેટલા વજનના O જોડે બીજાં બધાં મૂળતત્ત્વો કે પદાર્થો મળે, તો તે બધાંના જે સમતોલા, અથવા समासक वजनो (combining weights) હોય, તે ગણિત પૂરતા સ્થિર હોવાના, એ આપણે ઉપર જોયું. એનો જો કોઠો કે કોષ્ટક કરી લેવામાં આવે, તો મેળવણીનું ગણિત સરળ બને. મૂળ ધોરણ ઑક્સીજન કે હાઇડ્રોજન લઈને ખાસ યોજેલા આવા જે સમતોલા તેમને તે તે પદાર્થના समासांक (equivalent weights) — સમાસ બનાવવાને માટે ધોરણરૂપ લીધેલા મૂળ સમાસક (ઑક્સીજન કે હાઇડ્રોજન) પરથી ગણી રાખેલા સમતોલાનો અંક — કહેવામાં આવે છે.

૪

કેટલાક પદાર્થોની બાબતમાં એવું બનતું જોવા મળે છે કે, તે તે પદાર્થ બીજા પદાર્થ કે મૂળતત્ત્વ જોડે મળી એક કરતાં વધુ સમાસો બનાવી શકતો હોય છે. એટલે કે, એ પદાર્થની મેળવણી માટે બીજા પદાર્થના સમતોલા એક કરતાં વધુ મળી આવે છે. આ અનેક મેળવણીનાં પ્રમાણો બાબતમાં રસાયણશાસ્ત્રીઓને એમ જોવા મળ્યું છે કે, એ બે પદાર્થોની મૂળ એક મેળવણીના ઘટકો વચ્ચેનું જે સ્થાયી પ્રમાણ હોય છે, તેના પૂર્ણાંક ગુણકરૂપે જ તેની બીજી બધી મેળવણીના ઘટકોનાં પ્રમાણો પણ હોય છે. દા૦ ત૦ ઑક્સીજન નાઇટ્રોજન (સંજ્ઞા N) મળી પાંચ સમાસ – ઑક્સાઈડ – બની શકે છે. તેમની સંજ્ઞા $N_2O, N_2O_2, N_2O_3, N_2O_4, N_2O_5$, છે. તે પરથી તમે જોઈ શકશો કે ઑક્સીજનનું પ્રમાણ ૧ : ૨ : ૩ : ૪ : ૫ એવા પૂર્ણાંક પ્રમાણમાં મળે છે.

ગંધક (સંજ્ઞા S) ઑક્સીજન સાથે મળી બે સમાસ બને છે. તેમની સંજ્ઞા $SO_2, SO_3$ છે.

આ ત્યારે મેળવણીનો એક બીજો નિયમ છે કે, બે પદાર્થો કે મૂળતત્ત્વો મળીને જો એક કરતાં વધારે સમાસો બનાવતાં હોય, તો તેમના ઘટકોનાં પ્રમાણોમાં પૂર્ણાંક ગુણકનો સંબંધ રહે છે. આ ઉપરથી આ નિયમને મેળવણીનો 'गुणक-तोलनो नियम' કહેવામાં આવે છે, કેમ કે અનેક મેળવણીના સમતોલાનો તોલ પૂર્ણાંક ગણો હોય છે.

૫

હવે એક ત્રીજી વસ્તુ જે રસાયણીઓએ જોઈ છે તે છેવટે જોઈએ. એક પદાર્થ કે મૂળતત્ત્વ અનેક પ્રતિસ્પર્ધી પદાર્થો કે મૂળતત્ત્વો સાથે મળી શકે છે. જેમ કે, ઑક્સીજન છે તે હાઇડ્રોજન, સોડ, કાર્બન, ક્લોરીન વગેરે પોતપોતાના સમાસાંક મુજબના સમતોલા સાથે મળી શકે છે.

જેમ કે, ૨ ગ્રામ હાઇડ્રોજન કે ૬ ગ્રામ કાર્બન કે ૭૧ ગ્રામ ક્લોરીનની જોડે ૧૬ ગ્રામ ઑક્સીજન મળી શકે છે. તો જો હાઇડ્રોજન, કાર્બન અને ક્લોરીન એકબીજા જોડે મળી શકે તો શા પ્રમાણમાં? આ બાબતમાં રસાયણીઓએ શોધી કાઢ્યું છે કે, હાઇડ્રોજન, સોડ, કાર્બન, ક્લોરીન, ૪૦, જે ઑક્સીજનના સમાસક પદાર્થો છે, તેઓ પોતે એકમેકમાં પરસ્પર જો મળી શકતા હોય, તો તેમની મેળવણીનું પ્રમાણ ઑક્સીજન સાથેના તેમના સમતોલા કે તેમના સમાસાંક વચ્ચેનું જ પ્રમાણ હશે. ઉપરનો દાખલો લઈએ તો, જો કાર્બન ને ક્લોરીનનો સમાસ બની શકતો હોય તો તેનું પ્રમાણ ૬ ગ્રામ કાર્બન અને ૭૧ ગ્રામ ક્લોરીનનું જ રહેશે. પદાર્થોની રસાયણી મેળવણીમાં આ જે એક પદાર્થના અનેક સમતોલા વચ્ચેનો પરસ્પર સંબંધ છે, તેને મેળવણીના 'परस्पर प्रमाणनो नियम' કહે છે.

૬

આમ ટૂંકમાં ત્યારે મેળવણીના નિયમો છે :– (૧) દરેક સમાસના ઘટકો વચ્ચે એક જ સ્થાયી પ્રમાણ રહેલું હોય છે; તે સમાસ માટે તે અટળ છે.

* કેટલાક હાઇડ્રોજનના એક પરમાણુના વજનને મૂળ ધોરણ તરીકે લઈને સમતોલા બતાવે છે.

ઇજારેદારો અસ્તિત્વમાં આવ્યા, જેમને ખેડૂત તથા જમીનના સ્વાસ્થ્ય બાબત કશી પરવા જ નહોતી; કારણ તેમનું હિત જમીન અને ખેડૂત સાથે કાયમનું બંધાયેલું ન હતું.

શરૂઆતમાં તો અંગ્રેજોએ આ ઇજારા-પદ્ધતિ મીર કાસમે તેમને સોંપી દીધેલા અમુક જિલ્લાઓમાં જ શરૂ કરી હતી; પરંતુ ધીમે ધીમે આખા બંગાળા પ્રાંતની સત્તા તેમના હાથમાં આવતાં, વૉરન હેસ્ટિંગ્સે ઈ. સ. ૧૭૭૨ માં તે પદ્ધતિ આખા બંગાળામાં દાખલ કરી. તેણે પાંચ વર્ષને પટે બધી જાગીરો ઇજારાથી વેચી નાખવાનું ઠરાવ્યું. લેભાગુ સટોરિયાઓએ વંશપરંપરાના હકવાળા જમીનદારો કરતાં કેટલીય મોટી રકમો બોલી બોલીને જાગીરોના પટા રાખી લીધા. પરંતુ તેમને વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ ન હોવાથી, ખેડૂતોને ગમે તેટલા લૂંટવા-રંજાડવા છતાં તેઓ પોતાની રકમ ભરપાઈ કરી શક્યા નહીં.

પરિણામે ઈ સ. ૧૭૭૬ માં આ વસ્તુસ્થિતિ વિષે કલકત્તામાં ફરી વિચારણા ચાલી. વૉરન હેસ્ટિંગ્સે એવી સૂચના કરી કે બધી જાગીરો જાહેર ઇજારાથી વેચી નાખવી અથવા પટે આપવી, પણ તેની જમાબંધી તો જમીન ખરીદનાર કે પટે રાખનારની જિંદગી સુધીની કાયમ ઠરાવી આપવી. ફિલિપ ફ્રાન્સિસ, કે જે અંગ્રેજી સાહિત્યમાં 'લેટર્સ ઑફ જુનિયસ'ના લેખક તરીકે પ્રસિદ્ધ થયો છે, તેણે વધારે ઉદાર તથા ન્યાયી પગલું અખત્યાર કર્યું. તેણે સૂચવ્યું કે, જમીનની જમાબંદી નક્કી કરી દેવી અને તે કાયમની ઠરાવી આપવી; પછી તે જમીનનો તાત્કાલિક કે ભવિષ્યનો માલિક ગમે તે બનો. આમ કરવાથી જમીન-માલિક પોતાની રહીસહી ગુપ્ત સંપત્તિ પણ જમીન-સુધારમાં ખર્ચવાનું મન કરશે; કારણ કે તેને મન નિરાત હશે કે, પોતાની મજૂરીનું ફળ પોતાને જ મળવાનું છે.

પણ લંડન બોર્ડના ડિરેક્ટરોએ ઘણાં 'વજનદાર કારણો'ને લઈને એકે યોજના સ્વીકારવાનું 'મુનાસિબ માન્યું' નહીં; અને પોતાની વાર્ષિક આમદાનીમાં વારંવાર અને સતત વધારો કરવાની દાનતથી ટૂંકી મુદતના પટાવાળી ઇજારાની પદ્ધતિ જ કાયમ રાખી!

ઈ. સ. ૧૭૭૨માં નક્કી કરવામાં આવેલી પાંચ વર્ષની જમાબંદી ઈ. સ. ૧૭૭૭માં પૂરી થઈ ત્યારે જમાબંધીની મુદત ઘટાડીને એક વર્ષની જ કરવામાં આવી. આથી સ્થિતિ સુધરવાને બદલે ઊલટી બગડી. અલબત્ત, આ વખતે ઇજારામાં જૂના જમીનદારોને પસંદગી આપવાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું હતું; પરંતુ એક વર્ષની ટૂંકી મુદતનો પટો સૌ કોઈને માટે કેવો અનિશ્ચિત તથા ત્રાસદાયક થઈ પડે એ ઉઘાડું છે. આ જ રીત ૧૭૭૮,૧૭૭૯ અને ૧૭૮૦માં પણ ચાલુ રાખવામાં આવી. અને ઈ. સ. ૧૭૮૧માં તો મહેસૂલમાં ૨૬ લાખ રૂપિયાનો વધારો કરવામાં આવ્યો.

આનાં કારમાં પરિણામ પણ તરત જ જણાવા લાગ્યાં. જૂનાં ખાનદાનોના વંશજોના હાથમાંથી નીકળીને જમીનો કલકત્તા તરફથી આવતા સાહુકારો કે સટોરિયાઓના હાથમાં જઈ પડવા લાગી. જમીનદારોની વિધવાઓ અને સગીરો પોતાની નજર સામે પોતાની શાંતિપ્રિય પ્રજાને કલકત્તાથી નિમાઈ આવતા ખાઉધરા વહીવટદારોના ત્રાસ હેઠળ કચરાતી જોઈ રહ્યાં. વર્ષે દહાડે દસ લાખથી વધારે મહેસૂલ ભરતી બંગાળાની ત્રણ મોટી જાગીરો – દિનાજપુર, બર્દવાન અને રાજશાહી – કે જે તે વખતે સંજોગવશાત્ ત્રણ પ્રતિષ્ઠિત તથા સુપ્રસિદ્ધ સ્ત્રીઓના અમલ હેઠળ હતી, તેમની કહાણી આ બાબતમાં સચોટ તથા હૃદયદ્રાવક ઉદાહરણો પૂરાં પાડે છે.

દિનાજપુરનો જમીનદાર રાજા ૧૭૮૦માં મૃત્યુ પામ્યો. તેનો પુત્ર પાંચ વર્ષનો હોઈ, તેની વિધવા તેના વાલી તરીકે બધો વહીવટ સંભાળવા લાગી. અંગ્રેજોએ કલકત્તાથી દેવીસિંગ નામના એક નીચ તથા લબાડ માણસને સગીર મોટી ઉંમરનો થાય ત્યાં સુધી જાગીરનો વહીવટ સંભાળવા માટે મૂક્યો. એ દેવીસિંગે પૂર્ણિયા અને રંગપુરમાં કરેલા જુલમોને કારણે અંગ્રેજોએ તેને પોતાની નોકરીમાંથી કમી કર્યો હતો; પરંતુ દિનાજપુરની મહેસૂલ વધારવા માટે તેને જ યોગ્ય માણસ માની તેમણે નીમ્યો. દેવીસિંગે પોતાનું કામ અંગ્રેજોની મરજી પ્રમાણે બરાબર પાર પાડ્યું. અઢારમા સૈકામાં બંગાળામાં પણ જેનો જોટો ન મળે તેવા જુલમો કરીને તેણે જમીનદારોને કેદમાં નાખ્યા, ખેડૂતોને ફટકાર્યા, અને ફાંસીનો માંચડો તથા ચાબુકના જુલમોમાં કમેરો કાયા સ્ત્રીઓનું અપમાન અને તેમના ઉપર ગલીચ બળાત્કારો કરવાનું પણ બાકી ન રાખ્યું.

પરિણામે દિનાજપુરની પ્રજા ઘર અને ગામ છોડી છોડીને ભાગવા માંડી. તે વખતે સરકારી સૈનિકોને તેમને આંતરવા માટે છોડી મૂકવામાં આવ્યા. આ અસહ્ય જુલમોના ત્રાસે આખી દુનિયામાં સૌથી વધુ કંગાળ અને શાંત લોકોને પણ બળવો કરવાની અણીએ લાવી મૂક્યા. અને તે બળવો દાબવા માટે પછીથી કરવામાં આવેલા જુલમોએ તો આડો આંક વાળ્યો.

બર્દવાનની જાગીરનો ઇતિહાસ આટલો કરુણ નથી; કારણ કે તેમાં બધો જુલમ અને ત્રાસ રાજકુટુંબને જ વેઠવો પડ્યો હતો; લોકોને તેટલા પ્રમાણમાં નહોતો વેઠવો પડ્યો. બર્દવાનના મહારાજા તિલકચંદ ૧૭૭૦માં દેવલોક પામ્યા. તેમનો પુત્ર તેજચંદ નાનો હોવાથી તેઓ પોતાના કુટુંબના મિત્ર લાલા ઉમીચંદને

કારભારી તરીકે નીમતા ગયા હતા. પરંતું એ જિલ્લાના અંગ્રેજી અમલદાર જૉન ગ્રેહામે કારભારી તરીકે વ્રજકિશોર નામના એક ખાઉધરા તથા અવિચારી માણસને ઠોકી બેસાડ્યો. તિલકચંદની વિધવા રાણીએ તેના ગોટાળા અટકાવવાનો એક શ્રીથી બની શકે તેટલો પ્રયત્ન કર્યો તથા પોતાની જાગીરનો સિક્કસિક્કો તેના હાથમાં આપવાની ના પાડી. વ્રજકિશોર થાકીને ૧૭૭૨માં ગ્રેહામને પોતાની મદદે બોલાવી લાવ્યો. રાણીએ હેસ્ટિંગ્સને ૧૭૭૪માં કરેલી અરજીમાં જણાવ્યા પ્રમાણે, બંને મળીને રાણીના નવ વર્ષના છોકરા તેજચંદને ઉપાડી ગયા અને એક જુદી જગામાં તેને કેદ કર્યો. છેવટે 'ભય અને ત્રાસથી સાત દિવસ ભૂખે મર્યા બાદ પોતાની જિંદગી જોખમમાં આવી પડી ત્યારે' રાણીએ સિક્કનસિક્કો વ્રજકિશોરને સોંપ્યો. બસ, પછી થોડા જ વખતમાં વ્રજકિશોરે જાગીરની તમામ મિલકત ઉડાવી દીધી; અને એક મોટી રકમ જાતે ઓહિયાં કરી ગયો. તે રકમનો કોઈ પણ પ્રકારનો હિસાબ આપવાની તેણે ધસીને ના પાડી, અને છેવટે રાણી અને કુંવરને જીવ બચાવવા ખાતર, કલકત્તા જઈને રહેવાની પરવાનગી માગવી પડી.

હેસ્ટિંગ્સની કાઉન્સિલના ત્રણ સભ્યોએ ગ્રેહામ તથા વ્રજકિશોર સામે અગિયાર લાખ કરતાં વધારે રકમ ઉચાપત કરવાના આરોપની તપાસ કરવાની માગણી કરી. પરંતુ વૉરન હેસ્ટિંગ્સ ગ્રેહામના પક્ષમાં હતો, અને પરિણામે પૂરતી તપાસ થઈ જ નહિ.

બર્દવાનની જાગીર ઉપર જમાબંધી બંગાળાની કોઈ પણ જૂની જમીનદારી કરતાં વધારે ઠોકી બેસાડવામાં આવી એ જુદી વાત. આજે પણ બર્દવાન બંગાળાની બીજી જાગીરો કરતાં વધુ મહેસૂલ ભરે છે.

પરંતુ ૧૮મા સૈકામાં જેની હૃદયદ્રાવક કહાણીએ લોકોનાં હૃદય સૌથી વધારે પીગળાવી નાખ્યાં હતાં, તથા જેનું નામ આજે પણ બંગાળામાં લાખો સ્ત્રીપુરુષો ભક્તિભાવ કહી શકાય તે જાતની લાગણીથી યાદ કરે છે, તે તો રાજશાહીની રાણી ભવાની હતી. પ્લાસીનું યુદ્ધ થયું તે પહેલાં તે રાણીની મોટી જાગીરમાં લગભગ બંગાળાના આખા ઉત્તર ભાગનો સમાવેશ થતો હતો.

વૉરન હેસ્ટિંગ્સે દાખલ કરેલી ઇજારાની નવી મહેસૂલી પદ્ધતિ અને ઈ. સ. ૧૭૭૨ માં નક્કી કરવામાં આવેલી પાંચ વર્ષ માટેની જમાબંદીનાં માઠાં પરિણામ બંગાળાની બીજી બધી જાગીરોની પેઠે રાજશાહીની જાગીરને પણ ભોગવવાનાં આવ્યાં. પોતાની રૈયતને પાંચ વર્ષમાં ગમે તેમ લૂંટીને પૈસાદાર થઈ જવા ઇચ્છનારા લેભાગુ લોકોના ત્રાસમાંથી બચાવવા ખાતર રાણી ભવાનીએ મોટી રકમ બોલીને પણ જાગીરને ઇજારામાં બીજાના હાથમાં જવા દીધી નહીં. પરંતુ પછી ૧૭૭૩માં આવેલાં પૂરને લીધે પાક નિષ્ફળ ગયો અને ખેડૂતો ઘરબાર વગરના થઈ ગયા. રાણીએ તેમને હળ વળવા માટે વખત આપ્યો અને તગાદો કરતા અંગ્રેજોને થોડા થોભી જવા અરજ કરી. પરંતુ અંગ્રેજોએ તો કશું સાંભળ્યા વિના દુલાલરાય નામના માણસને મહેસૂલ વસૂલ કરવા માટે નીમ્યો. રાણીનું ઘર ઘેરી લેવામાં આવ્યું, અને તેની માલમિલકત તથા હળીની લીધેલી રકમો પણ જપ્ત કરવામાં આવી અને એ રીતે રૂ. ૨૨,૫૮,૬૭૪ વસૂલ કરવામાં આવ્યા. પછીને વર્ષે અંગ્રેજોએ રાણી પાસેથી બધી સત્તા લઈ લીધી અને દુલાલરાયને જ રૂ. ૨૨,૨૭,૮૨૪ને પટે જાગીર સોંપી દીધી. દુલાલરાય અને તેના મળતિયાએ મળીને રૈયત ઉપર નવા નવા વેરા ઠોકી બેસાડ્યા અને ખેડૂતો પાસેથી વાવેતર કરવાનું બી તથા હળઢાકરાં પણ લૂંટી લેવા માંડ્યાં. પરિણામે ખેડૂતો જાગીર છોડીને ભાગવા માંડ્યા. આથી રાણીએ અંગ્રેજોને ફરી અરજી કરી કે, દુલાલરાયને જેટલા રૂપિયે આ જાગીર આપવામાં આવી છે તેટલા રૂપિયા હું આપીશ, પણ દુલાલરાયના હાથમાંથી આ જાગીર બચાવો. ઈ. સ. ૧૭૭૫માં કાઉન્સિલના બહુમતીના સભ્યોએ દુલાલરાયને પાછો બોલાવી લેવાનો અને રાણીને ફરી તેની જાગીરમાં સ્થાપિત કરવાનો અભિપ્રાય આપ્યો. પણ હેસ્ટિંગ્સને આ અભિપ્રાય મંજૂર નહોતો. તેને વંશપરંપરાનાં જમીનદાર કુટુંબોના હક પ્રત્યે સહાનુભૂતિ જ ન હતી; એટલે છેવટે રાજશાહીની મોટી જાગીરમાંથી એક સારો ટુકડો પડાવી પોતાના માણસ કાંતબાબુ માટે નવી જાગીર ઊભી કરીને જ તે જંપ્યો. તે વખતના ઘણા અંગ્રેજો આ રીતે કેટલાય કાંતબાબુઓના પડદા પાછળ રહીને જાગીરો અમુક રકમ માટે પટે રાખતા અને પછી અમર્યાદ રીતે ખેડૂતોની લૂંટ ચલાવતા.

સાથે સાથે એટલું યાદ રાખતા જવાનું છે કે, આ રીતે ખેડૂતો ઉપર અસહ્ય જુલમો કરીને મેળવવામાં આવેલી મહેસૂલની મોટા ભાગની રકમ કાયમને માટે બંગાળામાંથી તો પરદેશ જ ચાલી જતી હતી, અને કોઈ રૂપે બંગાળાના લોકોને પાછી નહોતી મળતી. બંગાળાનાં દુઃખદારિદ્ર્યની તીવ્રતા વરસોવરસ વધતી જતી હતી તથા કાયમી બનતી જતી હતી, તેનું ખાસ કારણ તો એ હતું.

સિલેક્ટ કમિટીના નવમા રિપોર્ટમાં (૧૭૮૩, પા. ૫૫) જણાવ્યું છે કે, 'દેશની ઊપજમાંથી દર વર્ષે ઓછામાં ઓછા એક કરોડ રૂપિયાનો માલ આ રીતે યુરોપ ચડાવવામાં આવે છે, જેના બદલામાં દેશને કશું પાછું નથી મળતું. . .

બંગાળ અને ઇંગ્લંડ વચ્ચે ચાલતી આ લેવડદેવડને વેપાર તો ન જ કહી શકાય. બંગાળાની મહેસૂલમાંથી માલ ખરીદીને કંપની માટે ઇંગ્લંડ ચડાવી દેવામાં આવે છે, એ કાંઈ વેપાર-વિનિમય થયો ન કહેવાય; એ તો એટલી રકમ કાંઈ પણ બદલો આપ્યા વિના કાયમની બહાર જ ચાલી ગઈ એમ કહેવું જોઈએ. પરંતુ આ પરદેશ વહ્યા જતા આર્થિક પ્રવાહનું પ્રમાણ અને તેની અસર ધ્યાનમાં આવે તે માટે અમે બંગાળાની આમદાનીનો જે ભાગ પરદેશ માલરૂપે નથી ચડાવી દેવામાં આવતો, પરંતુ બંગાળામાં જ ખરચાય છે, તેની તપાસ હાથ ધરી . . . તો માલૂમ પડયું કે, સરકારી રાજ્યતંત્ર ચલાવવા માટે જે રકમ ખરચવામાં આવે છે, તેમાંથી દેશીઓને તો મહેસૂલ ઉઘરાવવાના મુખ્ય કામની જેમ લગભગ બાતલ જ રાખવામાં આવે છે; બહુ જ થોડા અપવાદો બાદ કરતાં તેમને માત્ર નોકરો અને આડતિયા તરીકે જ રાખવામાં આવે છે, અથવા ઉઘરાણીનાં છેક નીચેનાં ખાતાં, કે જ્યાં તેમની મદદ વિના એક પગલું પણ ભરવું મુશ્કેલ થઈ પડે, ત્યાં જ તેમને રોકવામાં આવે છે.' કંપનીના બીજા પ્રાંતો, કે જે પગભર નહોતા થયા, તેમના ખર્ચ માટે બંગાળામાંથી રકમો જતી તે જુદી.

હવે આપણે બંગાળાની બહાર બીજા જે પ્રાંતો હેસ્ટિંગ્સની હકૂમત નીચે આવ્યા હતા ત્યાં કેવી સ્થિતિ પ્રવર્તી હતી તેનું ટૂંક વર્ણન કરતા જઈએ.

બનારસ પ્રાંત ઈ. સ. ૧૭૭૫માં કંપનીની હકૂમત હેઠળ આવ્યો. તેના રાજા ચેતસિંગ પાસે નક્કી કર્યા મુજબ દર વર્ષે તેણે ૨૩,૭૨,૬૫૬ રૂપિયાની ચોખ્ખી રકમ કંપનીને મહિને મહિને ભરીને પૂરી કરવાની હતી. પરંતુ ૧૭૭૮માં હેસ્ટિંગ્સે તેને લખી જણાવ્યું કે, ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ જાહેર થઈ છે, એટલે કંપનીની રૈયત તરીકે તમારે એ લડાઈમાં યોગ્ય ફાળો આપવો જોઈએ. ફિલિપ ફ્રાંસિસે હેસ્ટિંગ્સના આ પગલાનો ચોખ્ખો વિરોધ કર્યો. તેણે જણાવ્યું કે, 'આપણે રાજા પાસેથી તેના જમીનદારી હક પેટે દર વર્ષે જે રકમ લેવાની ઠરાવી છે, અને જે તેણે કબૂલ રાખી છે, તેમાં શી રીતે વધારો કરી શકીએ? વળી સત્તાની મોજમાં આવે તેમ જો માગણીઓ વધારવામાં આવે તો પછી તે રાજાને કશોય હક શો રહ્યો, કશીય મિલકત ક્યાં રહી, કે છેવટે કોઈ પણ પ્રકારની સુરક્ષિતતા ક્યાં રહી? એ રીતે તો પાંચ લાખ ને બદલે પચાસ લાખ જ માગીએ, અને તે આપવાની ના પાડે કે ન આપી શકે એટલે તેની જમીનદારી હડપ કરી લઈએ એટલે પત્યું!' પણ તેના એ બધા વિરોધો અકારથ ગયા. બીજે વર્ષે પણ ચેતસિંગ પાસે પાંચ લાખ વધારાના માગવામાં આવ્યા; ત્રીજે વર્ષે પણ માગવામાં આવ્યા, અને ચોથે વર્ષે પાંચ લાખ ઉપરાંત લશ્કરનું ખર્ચ પણ માગવામાં આવ્યું. ભરણું ન ભરી શકવા માટે પ્રથમ તો તેને ઠપકો આપવામાં આવ્યો, અને પછી તો તેને કેદ જ પકડવામાં આવ્યો. દરમ્યાન તેની રૈયતે કંપનીના સૈનિકો ઉપર હલ્લો કર્યો, એટલે તો આવી જ બન્યું. ચેતસિંગ જાગીર છોડીને નાઠો, અને તેના ભાણાને તેની જગાએ, ભરણાની રકમ ખાસી વધારીને, બેસાડવામાં આવ્યો, તથા તેનો રાજ્યવહીવટ હેસ્ટિંગ્સના પોતાના માણસના હાથમાં મૂકવામાં આવ્યો.

આ વધારેલી મહેસૂલની માગણીએ બનારસની ખેતીને પાયમાલ કરી મૂકી. હેસ્ટિંગ્સે નીમેલા પહેલા કારભારીને ભરણું વખતસર ન ભરી શકવા માટે બરતરફ કરવામાં આવ્યો. પછી બીજો માણસ નીમવામાં આવ્યો. તે તો કોઈ પણ ઉપાયે મહેસૂલની રકમ પૂરી વસૂલ કરવા કટિબદ્ધ થઈને જ આવ્યો હતો; એટલે થોડા જ વખતમાં તેના ત્રાસે આખો મુલક દુઃખદારિદ્રયમાં સપડાયો, અને ઈ. સ. ૧૭૮૪ના કારમા દુકાળે તેને વેરાન કરી મૂક્યો. હેસ્ટિંગ્સ પોતે ૧૭૮૪માં ત્યાંની સ્થિતિ નજરે જોયા બાદ લખે છે: 'મને લખતાં દિલગીરી થાય છે કે બક્સરથી માંડી બીજા છેડા સુધીના તમામ પ્રદેશમાં ગામડે ગામડે મને સદંતર પાયમાલીનાં જ ચિહ્નો જોવા મળ્યાં. મારે કહેવું પડે છે કે, બનારસ શહેર બાદ કરતાં બાકીના આખા પ્રદેશમાં અરાજકતા જ વ્યાપી રહ્યું છે. રાજ્યવહીવટમાં અંધેર ચાલે છે, લોકો ઉપર જુલમ થાય છે, વેપાર દબાવી દેવામાં આવ્યો છે, અને મહેસૂલ પણ આવકનાં સાધનો જ ચૂંટવી લેવાયાં હોવાથી જલદી ઊતરી જશે એમાં શંક નથી.'[1]

અંગ્રેજોનો મિત્ર સુજા-ઉદ્-દૌલા ૧૭૭૫માં મરણ પામ્યો. તે પોતાના દુશ્મનો પ્રત્યે કઠોર તથા નિર્દય હતો; પરંતુ તેની પ્રજા તો સંતુષ્ટ, સમૃદ્ધ અને સુખી હતી. તેના રાજ્યકાળનાં છેલ્લાં વર્ષો દરમ્યાન અયોધ્યાની મુલાકાતે ગયેલા અંગ્રેજ અમલદારોએ જ એ વાતની સાક્ષી પૂરી છે.

પરંતુ સુજા-ઉદ્-દૌલાના મરણ પછી તેનો પુત્ર અસફ-ઉદ્-દૌલા ગાદીએ આવ્યો ત્યારે તેની સાથે નવા

---

૧. મિલનો ઇતિહાસ ૧૮૫૮, પુ. ૪, પ્રકરણ ૫.

અયોધ્યાની હકૂમતમાંથી નીકળી કંપનીની હકૂમતમાં આવતાં નવ વર્ષે બનારસની આ હાલત થઈ ચૂકી હતી. હવે આપણે જરા આગળ વધીએ અને અયોધ્યાની પોતાની સ્થિતિ તપાસીએ.

કરાર કરીને અંગ્રેજોએ તેના ઉપર પોતાનું વર્ચસ્વ વધારી મૂક્યું, અને અયોધ્યાની પાયમાલીનાં આંધણ ચડી ચૂક્યાં. તે કરાર પ્રમાણે અંગ્રેજોના લશ્કરની જે ટુકડી નવાબના બાપના વખતથી અયોધ્યામાં રહેતી હતી, તેના ખર્ચ પેટે નક્કી કરેલી રકમમાં વધારો કરવામાં આવ્યો. પલટણનો કમાન્ડર કર્નલ હૅની હતો. હૅનીને તે જમાનાના બીજા અંગ્રેજોની જેમ જલદી હાથ મારી પૈસાદાર થઈ જવું હતું. અયોધ્યાની મુલકી તેમ જ લશ્કરી કુલ સત્તા વસ્તુતાએ તેના હાથમાં જ હતી. તેની પલટણના ખર્ચ પેટે બરાઈચ અને ગોરખપુર જિલ્લાઓની મહેસૂલ ઉઘરાવવાનું તેણે પટે રાખ્યું. તેણે તરત ખેડૂતોના ભરણાની રકમ વધારીને જુલમ અને બળાત્કારથી તેને વસૂલ કરવા માંડી. પરિણામે ખેડૂતો જમીન છોડીને ભાગ્યા અને દેશ વેરાન થવા લાગ્યો. ઈ. સ. ૧૭૭૭માં એક બીજી ટુકડી પણ અયોધ્યાને માથે મારવામાં આવી, તથા બીજી પણ છૂટીછવાઈ કેટલીય પલટણોનું ખર્ચ અયોધ્યાને માથે નાખવામાં આવ્યું. પરિણામે તે બધીનો ખર્ચ ઈ. સ. ૧૭૭૫માં બે લાખ સાઠ હજાર રૂપિયા જેટલો હતો તે વધીને ઈ. સ. ૧૭૭૭માં દોઢ કરોડ રૂપિયા જેટલો થઈ ગયો. આમ વધેલા ખર્ચની વસૂલાત માટે અયોધ્યાની મહેસૂલ તથા તેની વસૂલાતની કડકાઈ વધતાં જ ચાલ્યાં. અસફ-ઉદ્-દૌલાએ ઈ. સ. ૧૭૭૯માં અંગ્રેજ સરકારને આ બાબત ફરિયાદ કરી. ફિલિપ ફ્રાન્સિસે આ વખતે પણ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય નીડરપણે આપ્યો. 'આ ઠરાવ પ્રમાણે આપણે આપણું લશ્કર તેની નોકરીમાં બળજબરીથી રખાવીએ છીએ એટલું જ નહિ, પણ જે મહેસૂલમાંથી તેનું ખર્ચ વસૂલ કરવાનું તે મહેસૂલ પણ આપણે જ ઉઘરાવીએ છીએ. આજે જે પ્રમાણે બધું ચલાવવામાં આવે છે તે પ્રમાણે તેનો અર્થ એ જ થાય છે કે આપણે તેનો મુલક લશ્કરી જપ્તી હેઠળ જ મૂકી દઈએ છીએ. એક જરૂરમાંથી બીજી જરૂર ઊભી થયે જાય છે, અને જ્યાં સુધી દેશી રાજ્યોમાં આપણા લોભને આકર્ષે એવું કે આપણી મહત્ત્વાકાંક્ષાઓ સિદ્ધ કરે એવું કાંઈ પણ બાકી રહેવાનું, ત્યાં સુધી બધું એમ જ થવાનું. સિવાય કે અનુભવે આપણે શીખીએ કે, બીજાની સાથે ન્યાયથી વર્તવામાં આપણને પોતાને પણ કંઈક લાભ છે.' પરંતુ અયોધ્યાના લોકોના દુઃખ કરતાં, પોતે લશ્કર પાછું બોલાવી લે તો કંપનીને જે આર્થિક નુકસાન થાય તેનું વજન હેસ્ટિંગ્સની નજરમાં વધારે હતું. ઈ. સ. ૧૭૮૦માં તો કંપનીની તે ખર્ચ પેટે માગ એક કરોડ ૪૦ લાખ રૂપિયા જેટલી હતી. છેવટે કંપનીની માગ પૂરી કરવા નવાબને તેની મા અને દાદીને લૂંટવામાં કેવી રીતે મદદ કરવામાં આવી, તથા તે બેગમો પાસે જુલમ અને અત્યાચારના તમામ સંજોગો વચ્ચે મોટી રકમ કેવી રીતે પડાવવામાં આવી, વગેરે હકીકત રાજકીય ઇતિહાસને લગતી હોઈ, આપણને તેની સાથે લેવાદેવા નથી. આપણને તો અયોધ્યાના ખેડૂતોની સ્થિતિ આ બધાં રાજકીય કારનામાં દરમ્યાન કેવી થઈ હતી તે જોવા સાથે લેવાદેવા છે.

વૉરન હેસ્ટિંગ્સ ઉપર જ્યારે કામ ચલાવવામાં આવ્યું, તે વખતે તેની વિરુદ્ધ, બંગાળ ખેડૂતો પાસેથી કેવી રીતે મહેસૂલ ઉઘરાવવામાં આવ્યું હતું તેનાં ટાંકવામાં આવેલાં વર્ણનો જ તે વસ્તુસ્થિતિ જણાવવા માટે પૂરતાં છે. મહેસૂલ ન ભરી શકનારાઓને ખુલ્લા પાંજરામાં તડકામાં પૂરી રાખવામાં આવતા, એવું જ્યારે તેની સામે કહેવામાં આવ્યું ત્યારે જવાબ મળ્યો કે હિંદુસ્તાનના તડકામાં ખુલ્લાં પાંજરાંમાં માણસને રાખી મૂકીએ એ કાંઈ તેના ઉપર અત્યાચાર કર્યો ન કહેવાય! જ્યારે એમ કહેવામાં આવ્યું કે, બાપ પાસે છોકરાં વેચાવવામાં આવતાં, ત્યારે જવાબ આપવામાં આવ્યો કે હૅનીએ એવાં અકુદરતી વેચાણો સામે હુકમો કાઢેલા જ હતા' આવા આવા અત્યાચારોથી ત્રાસીને ખેડૂતોએ હિજરત કરવા માંડી, ત્યારે તેમને રોકવા લશ્કર છૂટું મૂકવામાં આવ્યું. છેવટે જ્યારે આ અસહ્ય જુલમોને પરિણામે બળવો ફાટી નીકળ્યો, ત્યારે જે ક્રૂરતાઓથી લશ્કર વડે તેને દબાવી દેવામાં આવ્યો, તેનું વર્ણન કરવું બિનજરૂરી છે. અધૂરામાં પૂરો ઈ. સ. ૧૭૮૪માં દુકાળ ફાટી નીકળ્યો; અને અરાજકતા અને લડાઈનાં દુઃખોમાં ભૂખમરાની દારુણતાનો ઉમેરો થયો.

આમ કંપની સરકારે ક્રૂરપણે કરેલી વસૂલાતો, તથા તેમના હાથમાં આવતા દરેક નવા પ્રદેશની પ્રજા ઉપર લાદવામાં આવેલા સીતમો, તેમ જ ઈ. સ. ૧૭૭૩ના નિયમન-ધારાની નિષ્ફળતા — એ બધી બાબતો છેવટે પાર્લામેન્ટ આગળ 'કમિટી ઑફ સિક્રસી'ના છ રિપોર્ટોમાં અને 'સિલેક્ટ કમિટીના' અગિયાર રિપોર્ટોમાં રજૂ થઈ. પરિણામે ઇંગ્લંડના વડા પ્રધાન પિટે પહેલું 'ઇંડિયા બિલ' ઈ. સ. ૧૭૮૪માં પસાર કરવામાં આવ્યું, અને કંપનીનો બધો રાજવહીવટ શાહી સરકારના નિયંત્રણ હેઠળ લાવવામાં આવ્યો. કંપનીનો બધો મુલકી, લશ્કરી અને મહેસૂલી વહીવટ શાહી સરકારે નીમેલા છ કમિશનરોની દેખરેખ હેઠળ મૂકવામાં આવ્યો. વૉરન હેસ્ટિંગ્સે પછીને વરસે રાજીનામું આપ્યું, એટલે તેની જગાએ લૉર્ડ કૉર્નવૉલીસ નામના એક ઉચ્ચ ચારિત્ર્યવાળા અને ઉદાર સ્વભાવના ઉમરાવને હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરીકે મોકલવામાં આવ્યો.

— ક્રમશઃ

# દારૂ કેમ ન પીવો?–૩

૧૨

પીનારાં માબાપનાં છોકરાં નબાપાં બને છે

યુનાઈટેડ સ્ટેટ્સમાં 'પચાસની સમિતિ'-(કમિટિ ઑવ ફિફ્ટી)એ કેટલાક આંકડા ભેળા કર્યા છે ('ઇકોનૉમિક આસ્પેક્ટ્સ ઑવ ધ લિકર પ્રૉબ્લેમ' ૧૮૯૯માં), તે ઉપરથી જણાય છે, કે અનાથબાળાશ્રમનાં ૫,૦૦૦ ઉપર છોકરાંનાં માબાપ વિષે તપાસ કરી, તો એવાં છોકરાંમાંથી લગભગ ૪૬ ટકા માબાપના મદ્યપાનને લીધે આપદામાં આવી પડ્યાં હતાં. માબાપ દારૂ પીએ ને છોકરાંનો ભાવ પૂછે નહિ, એટલે એમને સંભાળવાનો બોજો લોકસમસ્ત ઉપર આવી પડે.

૧૩

દારૂડિયા છોકરાં પ્રત્યે ગુના કરે છે

શિકાગોના 'જુવેનાઈલ પ્રોટેક્શન એસોસિયેશને' ૧૯૧૦ના પહેલા છ માસમાં બાળકો પ્રત્યે મોટાં માણસોએ કરેલા ૧,૩૭૯ ગુનાની તપાસ કરી તો તેમાંથી પોણા ભાગના એટલે ૧,૦૩૪ ગુનાનું કારણ મદ્યપાન હતું.

૧૪

દારૂથી ઘર ભાંગે છે

શિકાગોની 'કોર્ટ ઑવ ડમેસ્ટિક રલેશન્સ'-વાળા જજ ગેમિલે જોયું, કે એની આગળ આવતાં દુઃખી ઘરવાળાંમાંથી ૪૬ ટકાના દુઃખનું કારણ મદ્યપાન હતું.

૧૮૮૭થી ૧૯૦૬ લગી વીશ વર્ષમાં યુનાઈટેડ સ્ટેટ્સમાં થયેલા પ્રત્યેક પાંચ છુટ્ટાછેડામાંથી એકનું એક કારણ મદ્યપાન હતું (૧૯.૫ ટકા). પ્રત્યેક તેરમાંથી એકનું મદ્યપાન જ કારણ હતું (૭.૯ ટકા). એટલે દારૂને લીધે ૧,૮૪,૦૦૦ ઘર, અર્થાત્ વર્ષે વર્ષે ૯,૦૦૦ ઉપર ઘર ભાગ્યાં.

પત્નીને છુટ્ટાછેડા મળ્યા એવા પ્રત્યેક ચાર કેસમાંથી લગભગ એક કેસમાં પતિ પીનારો હતો. ૬ ટકા જ છુટ્ટાછેડા પત્નીના મદ્યપાનને લીધે થયા. પતિની નિર્દયતાને કારણે પત્નીને અપાયેલા પ્રત્યેક ત્રણ છુટ્ટાછેડામાંથી એકમાં પતિ પીનારો હતો. ભરણપોષણમાં ગફલતને કારણે પત્નીઓને આપેલાં પ્રત્યેક પાંચ છુટ્ટાછેડામાંથી એકમાં પતિ પીનારો હતો.

એકલા મદ્યપાનથી ૩૯,૦૦૦ ઉપર છુટ્ટાછેડા થયા; મદ્યપાન તથા બીજાં કારણથી ૧૮,૦૦૦ લગભગ થયા. અને સવા લાખ ઉપર છુટ્ટાછેડામાં મદ્યપાન આડકતરું કારણ હતું.

ઇંગ્લંડની છુટ્ટાછેડા કચેરી (ડિવોર્સ કોર્ટ)ના પ્રમુખ સર ગોરેલ બાર્ન્સ ૧૯૦૬માં લખે છે, 'મને દઢ ખાતરી થઈ છે, કે જો દારૂ જડમૂળથી બંધ થાય, તો આ કોર્ટે ઘણેખરો વખત એનાં બારણાં જ બંધ કરવાં પડે.'

૧૫

દારૂ અનીતિનું મોટું કારણ છે

બ્રિટિશ 'રેફ્રમેટરીઓ'માં ૪૦ ટકા સ્ત્રીઓ એવી હતી જેની અનીતિનું કારણ મદ્યપાન જ હતું.

મદ્યપાનથી આત્મસંયમની શક્તિ ક્ષીણ થાય છે. ડૉ. શેલર લખે છે, 'દારૂ પાયા વિના અનેક સ્ત્રીઓને આડે માર્ગે ચડાવવી એ અશક્ય છે.'

૧૬

દારૂથી નીતિનાશ કેવી રીતે થાય છે

જુવાન પુરુષો તથા સ્ત્રીઓ દારૂ પીએ; દારૂ પીએ એટલે આત્મસંયમ રહે નહિ, સારાસારવિચારણા બહેર મારી જાય અને પછી એ નીતિભ્રષ્ટ થાય.

'આલ્કોહોલ ઍન્ડ વેનેરિયલ ડિઝીઝ'માં ફોરેલે લખ્યું છે, કે એણે ૨૧૧ અનીતિરોગીઓના કેસ તપાસ્યા, તો તેમાંથી ૭૫ ટકાને કેફી દશામાં ચેપ લાગ્યો હતો.

માણસ દારૂ ન પીતા હોય તો વેશ્યાવાડા ઉજ્જડ થઈ જાય.

૧૭

દારૂ સ્નાયુની-કાર્યશક્તિ ઘટાડે છે

બર્નના અ૦ સ્નાઈડર 'આલ્કોહોલ ઉણ્ડ મુસ્કેલ્ક્રાફ્ટ'માં લખે છે, કે એણે પોતાની પ્રયોગશાળામાં અર્ગોગ્રાફથી સ્નાયુકામ માપ્યું, અને જોયું તો, તેણે દસ દિવસ ખાણા ભેળો બિયરની બે પ્યાલી જેટલો દારૂ લીધો ત્યારે, જ્યારે એણે દારૂ નહોતો લીધો એવા બીજા દશ દિવસના કરતાં તેણે ૮.૬ ટકા ઓછું કામ કર્યું.

અ૦ ડુરિગે ડુંગર ચડવાની એક પ્રયોગ-માળા કરી જોઈ. ૮,૦૦૦ ફૂટ ઊંચા માઉંટ બિલ્કેન-ફ્રૂટ ઉપર એણે ચડવાનું રાખ્યું.

દારૂ પીનારા બીજા પ્રત્યેક માણસની પેઠે એને મદ્યપાન કર્યું હોય તે દી પોતે વધારે સહેલાઈથી કામ કરે છે એવો ભ્રમ થતો, પણ ખરી રીતે મદ્યપાનને દિવસે એ ૧૫ ટકા વધારે કાર્યશક્તિ વાપરતો, તોપણ કામ ૧૬.૪ ટકા ઓછું બનતું. એને શ્રમ વધારે કરવો પડતો, ને એ કાર્યફળ ઓછું પામતો.

વળી દારૂ ન પીધો હોય તે દી કરતાં મદ્યપાનને દિવસે ડુંગર ચડતાં એને ૨૧.૭ ટકા વધારે વખત લાગતો.

દારૂથી બળ વધતું નથી પણ ક્ષીણ થાય છે. દારૂ પીધા પછી વધારે સારું કામ થાય છે ને થાક ઓછો લાગે છે એવો ઘણાને ભ્રમ થાય છે એનું કારણ એમ છે કે દારૂથી બુદ્ધિ વકરે છે. એટલે માણસે કામ કર્યું હોય તેના કરતાં પોતે વધારે કર્યું છે એવો ખોટો નિર્ણય એ કરે છે. અને થાક દારૂથી થોડીક વાર ઢંકાઈ જાય છે, પણ પછી તરત વધારે પછાટ લાગે છે, અને આ પછાટ દારૂને પરિણામે લાગે છે એમ પીનારો જાણી શકતો નથી, એટલે પછાટની અસર ઓછી કરવા એ વળી પાછો દારૂ પીએ છે.

આબેલ 'ફિઝિયોલોજિકલ આસ્પેક્ટ્સ ઑવ ધ લિકર' પ્રૉબ્લેમ'માં લખે છે, કે 'વિજ્ઞાનથી તથા જીવનના અનુભવથી આ દૃઢ સિદ્ધાન્ત ઊડી ગયો છે, કે દારૂથી સ્નાયુશક્તિમાં ચાલુ વધારો થાય છે.'

સર એંડ્રુ કલાર્ક નેટ્લીવાળા ડૉ. પાર્કસના પ્રયોગ વર્ણવતાં લખે છે, કે સરખી ઉમ્મરના, સરખા શરીરવાળા, સરખી પરિસ્થિતિમાં રહેનારા તથા સરખો ખોરાક ખાનારા અમુક સૈનિકોને ડૉક્ટરે ભેળા કર્યા, ને એની પીતી ને ન પીતી એવી બે ટોળી પાડી. પછી બેય ટોળીને અમુક કામ સોંપ્યું, તેમાં કરેલા કામના પ્રમાણમાં ડૉક્ટર એને વધારે પૈસા આપતા. એક ટોળીવાળાને બિયર આપેલો હતો, તે તેઓ થાકતા ત્યારે પીતા. એકબે કલાક તો આ દારૂવાળી ટોળી આગળ થઈ ગઈ પણ થોડા વખત પછી એનો ઉત્સાહ ઘટવા મંડયો, અને દનિયું પૂરું થયું ત્યાં કેફ નહિ કરનારી ટોળીએ વધારે કામ કર્યું ને વધુ કમાણી કરી. થોડાક દિવસ આમ ચાલ્યું એટલે દારૂવાળા માણસોએ ન પીનારી *ટોળીમાં ભળવાની માગણી કરી*, કેમ કે તો પછી પોતે વધારે પૈસા કમાઈ શકે. ડૉક્ટરે આ માગણી નકારી, પણ પ્રયોગને નિર્ણયાત્મક બનાવવા સારુ બેય ટોળીનાં સાટાંપાટાં કર્યાં, એટલે દારૂવાળાનો દારૂ બંધ કર્યો અને ન પીનારાને દારૂ આપવા માંડયો, તો પરિણામ પહેલાં જેવું જ આવ્યું. આરંભમાં દારૂવાળા આગળ થઈ ગયા પણ દિવસને અન્તે હારી ગયા, અને ન પીનારાનું કામ ઘણું વધી ગયું.

# મચ્છર અને મલેરિયા

મચ્છરનું જીવન જાણ્યા પછી તે મલેરિયા કઈ રીતે ફેલાવે છે તે જોઈએ.

એમ સમજો કે એક માદા મચ્છર મલેરિયા તાવવાળા માણસને કરડી. તેથી તેના શરીરમાં પેલા માણસનું મલેરિયાના જીવાણુવાળું લોહી દાખલ થયું. તે જીવાણુ પછી માદાના પેટમાં વધે છે. પ્રથમ એકમાંથી બે થાય છે, એક નર અને બીજો માદા. બંનેનો પરિવાર પછી તો અસંખ્ય થાય છે. એટલો બધો કે, તે જીવાણુ છેવટે પેટમાં ન માવાથી મચ્છરના મોઢા સુધી પથરાય છે.

હવે એક તંદુરસ્ત માણસને તે કરડે છે. પ્રથમ તે લાળ ચોપડે છે; અને પછી જેવી સૂંઢ ભોંકે કે લાગલા જ તેની સાથે લાળમાંના કેટલાક જીવાણુ માણસના લોહીમાં જશે. સૂંઢ તો લોહી ચૂસીને તે બહાર કાઢી લેશે; પણ જે જીવાણુઓ અંદર પેઠા તે પેઠા. હવે શરીરે તેમની જોડે હિસાબ કરી લેવો પડે છે, તે જોઈએ.

દરેક માણસના લોહીમાં બે જાતના કણ હોય છે, એક લાલ અને બીજા ધોળા. લાલ કણનું કામ શરીરના અંગેઅંગના કોષોને ખોરાક અને પ્રાણવાયુ પહોંચાડવાનું હોય છે. ધોળા કણ અંગરક્ષકોનું કામ કરે છે. શરીરરૂપી કિલ્લામાં ભૂલેચૂકે કોઈ હાનિકારક વસ્તુ પેસવાનો પ્રયત્ન કરે, તો આ ધોળા કણ તેમની સામે, લોહીની નસોને ભેદીને પણ ધસી આવે છે. તેમની અને હુમલાખોરોની વચ્ચે યુદ્ધ ચાલે છે. ધોળા કણ મજબૂત અને તંદુરસ્ત હશે તો આગંતુકોને ખાઈ જશે અને હજમ કરી જશે. પરંતુ જો તે નબળા હશે તો કાં તો તેઓ પોતે જ મરાઈ જશે, અને પેલા હુમલાખોરો પોષણ આપનારા લાલકણમાં પેસી જઈ નિરાંત કરશે. કેમ કે એક વાર લાલ કણમાં તે પેસી જાય એટલે સુરક્ષિત મનાય છે. પછી તેની સામે ધોળા કણનું કશું જ ચાલતું નથી.

શરીરમાં ગયેલા મલેરિયાના જીવાણુઓ પરાયા છે, એટલે તેઓ અને લોહીના ધોળા કણ વચ્ચે યુદ્ધ જામે છે. તેમાં કેટલાક જીવાણુ લાલ કણમાં પેસી જશે. પછી નિરાંતે લાલ કણમાં જ તે પોતાનો પરિવાર વધારે છે. અને તે એટલો બધો કે, આખરે બિચારા લાલ કણ ફાટી જાય છે, ને તેમાંથી અસંખ્ય જીવાણુ નવા તૈયાર થઈને એકસામટા બહાર પડે છે અને ફરી પેલું ધોળા કણ જોડેનું યુદ્ધ જામે છે.

ઉપરાંત આ નવા જીવાણુઓની હગાર વગેરેનું ઝેર પણ લોહીમાં ભળવાનું જ. આ ઝેરને નાબૂદ કરવા કાળજું બરોળને જલદી જલદી લોહી મોકલવા ઇચ્છે છે. આવું ઝેર બરોળ જ નાબૂદ કરી શકે તેમ હોવાથી હૃદય મદદે આવે છે. લોહીને આખા શરીરમાં ઝટ ઝટ ફેરવવા માટે જોરથી ધબકવા લાગે છે. તે જોરથી ધબકે એટલે ફેફસાંને બિચારાંને જોર જોરથી શ્વાસ લેવો પડે છે. આમ લોહીના વહેવાની ઝડપ વધતાંની સાથે શરીર ગરમ લાય જેવું થવા લાગે છે. આ ક્રિયા એકાએક પેલા જીવાણુઓ લાલ કણમાંથી બહાર આવે ત્યારે એકસપાટે થતી હોવાથી, શરીર તે સહન કરી શકતું નથી. શરીર તેથી જ ધ્રૂજવા લાગે છે, જેને આપણે ટાઢ ચઢી કહીએ છીએ. થોડી વારે હૃદય, ફેફસાં, કાળજું અને બરોળ આ અસાધારણ સ્થિતિને સુધારી લે છે, એટલે ટાઢ ચાલી જાય છે, ને શરીરમાં ગરમી જામી ગઈ હોય છે. ત્યારે તે માપીએ તો તાવ ૧૦૪° કે ૧૦૫° ડિગ્રી માલૂમ પડે છે.

આ સ્થિતિ લાંબો વખત નભતી નથી. કારણ કે મરેલા જીવાણુનાં મડદાં અને ઝેર દૂર કરવાનું કામ મૂત્રપિંડો અને સ્વેદગ્રંથીઓ કરે છે. તેથી થોડા કલાકમાં પેશાબ દ્વારા અને પસીના મારફત તેમનો નિકાલ થઈ જાય છે, અને તાવ ઊતરી જાય છે.

લાલ કણ ફાટીને બહાર પડેલા જીવાણુઓ-માંથી જે ધોળા કણના ઝપાટામાંથી બચી જાય તે પાછા લાલકણમાં ઘૂસી જાય છે, અને એકના અનેક થઈ બીજા ચોવીસ કલાકે જ્યારે પહેલાં જેમ લાલ કણ ફાડી તેમાંથી બહાર પડે છે, ત્યારે પહેલાંના જેવી સ્થિતિ ફરી દરદીની થાય છે. આમ આ તાવ ચડઊતર કરે છે. કેટલાક જીવાણુઓ એકાંતરે કે ત્રીજે દહાડે લાલ કણમાંથી ફાટી નીકળે, તો તાવ તે પ્રમાણે ચડે ઊતરે છે.

આમ મલેરિયાના જીવાણુના જીવનની ઘટમાળ ક્યાં સુધી ચાલતી હશે એવો એક પ્રશ્ન ઊઠશે. એવું માલૂમ પડ્યું છે કે, લગભગ પાંચ કે છ ઘટમાળ પૂરી થાય છે; પછી લાલકણના જીવાણુ એકના અસંખ્ય થવાની તાકાત ગુમાવી બેસે છે; તે ઘરડા થઈ જાય છે. પછી આ ઘરડા રૂપે તેઓ લાલ કણમાં પડી રહે છે. મલેરિયાના આવા ઘરડા જીવાણુઓ તો લગભગ દરેકેદરેક માણસના લોહીમાં લાલ કણ-માં હોય છે એમ મનાય છે. એ હવે આપણા શરીરમાં તો પરિવાર નહિ વધારી શકે. પણ કુદરતે કમાલ કરી છે કે, આપણાં શરીરમાં તે ભલે ન વધે, પણ માદા મચ્છરના પેટમાં આ ઘરડો જીવાણુ એકમાંથી પ્રથમ બે — નર અને માદા — થઈને છેવટે અસંખ્ય પરિવાર વધારી શકે છે! વિચિત્ર વાત છે કે જેટલા જુવાન જીવાણુ મચ્છરના પેટમાં આવે છે તે વધતા નથી; પણ જેટલા ઘરડા આવે છે તે જ વધે છે!

ઉપરની હકીકતને આધારે, જો એક માંદા માણસને કાંઈ પણ દવાદારૂ વગર મચ્છરદાની-માં રાખી મુકાય, તો આપોઆપ થોડા દિવસો પછી તે સાજો થઈ જશે. પણ માંદા પડ્યા રહેવાનું કોને ગમે! વળી માંદગીથી શરીર પણ નબળું પડી જાય છે. તેથી આ જાતના તાવને ઝટ ઉતારવા માટે કોયદાન (ક્વિનીન) અકસીર દવા મનાય છે. કહે છે કે, જ્યારે લાલ કણ ફાટીને જીવાણુઓ બહાર પડે છે તે અગાઉ કોયદાન લોહીમાં પહોંચી ગયું હોય તો જીવાણુ-ને તે મારી શકે છે, ને ધોળા કણનું કામ હળવું કરી આપે છે. તેથી દાક્તરો ક્વિનીન આપે છે તે તાવ આવતા પહેલાં.

આમ આ જીવાણુ માણસજાતને હેરાન કરે છે. તે સામે થવા માટે તાકાતવાળું શરીર જ નહિ, પણ રહેવા માટે સ્વચ્છ પ્રદેશ જોઈએ. એમ કરીને અનેક દેશોએ મલેરિયા તાવ નાબૂદ કર્યો છે.

નારાયણદાસ સલારિયા

સર્વસત્તાધીશ રાજ્યો વચ્ચે કાયમી કોલકરાર, અને સંગીન સમજદારી, અને ભલી વૃત્તિને વધારવાને માટેનું ખરાબમાં ખરાબ કોઈ વાહન હોય તો તે મર્યાદિત કે વ્યાપક અને આર્થિક યા લશ્કરી પ્રકારના દબાણનાં પગલાં લેવાની બધી યોજનાઓ છે.

જૅક્સ

# નવું વાચન

**સાહિત્યવિમર્શ:** કર્તા તથા પ્રકાશક — શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક. સને ૧૯૩૯, કિંમત ૧-૧૨-૦

૧

'યુગધર્મ' અને 'પ્રસ્થાન' માસિકોને અંગે, ચાલુ પ્રસિદ્ધ થતાં (વાર્તા, નાટક, વગેરે ગદ્ય) પુસ્તકોની, પોતે કરેલી સમાલોચનાઓના લેખોમાંથી, 'જ્યાં વિશાલ અર્થમાં વાઙ્મય-સર્જન વિષે કે જીવન વિષે' પોતાને 'કંઈ પણ કહેવાનું હતું તેવા લેખો' તથા માસિકના પ્રયોજનથી નિરપેક્ષ, કેવળ અભ્યાસ માટે પોતે લખેલા લેખોનો કર્તાએ પ્રગટ કરેલો આ સંગ્રહ અનેક રીતે આવકારદાયક છે.[1]

'સાહિત્યસૃષ્ટિમાં મનુષ્યને પરમ આનંદ, અને ચૈતન્યને અનન્ય ઉત્કર્ષ આપવાની શક્તિ છે,' એવી શ્રદ્ધા અને નિષ્ઠાથી પ્રેરાયેલા, તથા પોતાના માનવબંધુઓને એ સાહિત્ય-સૌંદર્ય 'બતાવવાની ઉત્સુક્તાથી ગતિમાન' થયેલા વિવેચકોની વિવેચનપ્રવૃત્તિ જ 'ન્યાય્ય અને ધર્મ્ય' બને છે, એવી માન્યતા શરૂઆતમાં જ જાહેર કરીને કર્તા આ સંગ્રહને ગુજરાતી સાહિત્યિક વર્ગ આગળ રજૂ કરે છે અને આ સંગ્રહમાં મૂકવામાં આવેલા વિવેચનો જોયા બાદ એમ લાગ્યા વિના નથી રહેતું કે, પાઠક સાહેબ તે વર્ગના કેટલાક વિરલ વિવેચકોમાંના એક છે.

પાઠકસાહેબે પોતાના જીવનનાં કેટલાંક સારાં તથા કીમતી વર્ષો જે સંસ્થાને સમર્પ્યાં હતાં, તે ગૂજરાત-વિદ્યાપીઠમાં જ હું પણ ભણ્યો હોઈ, પાઠકસાહેબનું આ પુસ્તક વાંચવાનું શરૂ કરતાં જ, વિદ્યાપીઠના ખાસ એવા જીવનલક્ષી — જીવનને વફાદાર — એક પરિચિત વાતાવરણની સુવાસ મઘમઘવા લાગી. બીજા કેટલાક વિવેચકોની કૃતિઓના સંગ્રહ આ અગાઉ મારા જોવામાં આવ્યા હતા. એટલે તેઓની અને પાઠકસાહેબની કૃતિઓ વચ્ચેની આ એક ખાસ વિશેષતા તરત મારી નજરે — કહો કે મારે નાકે — ચડી.

અને તેનું કારણ પણ મને તરત સમજાઈ ગયું. પાઠકસાહેબની સાહિત્ય-પ્રવૃત્તિ તથા વિવેચન-પ્રવૃત્તિનાં ઉદ્ગમ અને પોષણ ગૂજરાત વિદ્યાપીઠમાં થયાં છે. તે પોતે જ આ ગ્રંથની શરૂઆતમાં કહે છે કે, સંવત ૧૯૭૮માં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓનું માસિક 'સાબરમતી' શરૂ થયું તેના પહેલા અંકમાં તેમણે કવિ બાલાશંકરનાં કાવ્યો ઉપર જે લેખ લખ્યો તેનાથી જ તેમની વિવેચન-પ્રવૃત્તિ શરૂ થઈ છે. સાહિત્ય વગેરે બાબતોમાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓને ઘણો અવકાશ છે. શિક્ષણ અને સાહિત્યની બાબતમાં વિદ્યાપીઠ એક અનોખા દૃષ્ટિબિંદુનું પ્રતીક છે, એની કોઈથી ના પાડી શકાય તેમ નથી. એ દૃષ્ટિબિંદુ તે ગાંધીજીએ આપેલું ઊંડું કહીશું. જીવન અને જીવનના ધર્મો વિષેનું ખાસ ગાંધીવાદી દૃષ્ટિબિંદુ. એનું અહીં વિશેષ વર્ણન આપવું અત્રે અપ્રસ્તુત છે.

પાઠકસાહેબના પુસ્તકની શરૂઆતમાં મૂકેલા 'વિવેચન-લેખો'નું પાનેપાન એ દૃષ્ટિબિંદુની છાયાથી વ્યાપ્ત છે. તે લેખોનો વિષય જુઓ, તે લેખોની દલીલ જુઓ. પહેલો લેખ 'સાહિત્ય અને જીવન' વિષે છે. તેની શરૂઆત સાહિત્ય સંબંધી બે પક્ષોની રજૂઆતથી થાય છે. 'એક મત એવો છે કે, કલા અને સાહિત્ય પણ જીવનને અર્થે જ છે. કલાનું મુખ્ય કામ જીવનને ઉન્નત કરવું એ જ છે.' બીજો મત તે પ્રસિદ્ધ કલા-ખાતર-કલા—નો છે આ બે મત ટાંકી, પહેલા પક્ષની રજૂઆત લેખક ગાંધીજીના એક અવતરણથી જ કરે છે

એ આખા વિષયની ચર્ચાને અંતે કર્તા તેનો જે નિષ્કર્ષ કાઢે છે, તે અહીં કાંઈક વિસ્તારથી ઉતારવા જેવો છે: 'જીવનમાં સાહિત્યકલાને ઘણું ઊંચું સ્થાન છે. જીવનનું એ એક ઉચ્ચ પ્રકારનું ઇષ્ટ છે. અને તેમ છતાં સાહિત્યસેવન, કાવ્યાનુભવ, એ જીવનનું એક જ ધ્યેય નથી; તેમ જ તે સૌથી ઉન્નત ધ્યેય પણ નથી. જીવનનું ઉન્નત ધ્યેય પોતે કૃતાર્થ, વિશાલતા, નિર્ભયતા, નિઃસંગતા સિદ્ધ કરવી એ છે. અમુક કાવ્યના પરિમિત અનુભવમાં પૂર્ણતા મન સમક્ષ વ્યક્ત થાય એટલાથી કૃતાર્થ થઈ શકાતું નથી. એ પૂર્ણતા સમસ્ત જીવનમાં સિદ્ધ કરવી જોઈએ. અને તે તરફ જવાનો માર્ગ વાસ્તવિક જીવન સોંસરો પડેલો છે. વાસ્તવિક જીવનના ઉપસ્થિત પ્રસંગોએ નિર્ભયતા, વિશાળતા કેળવતાં કેળવતાં જ એ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે. એવા પ્રસંગો જતા કરીએ, એવા પ્રસંગોએ ખસી જઈએ, તો એ પ્રબંધનું કામ કોઈ કાવ્ય કરી શકશે નહિ. . . ખરી રીતે વાસ્તવિક જીવનના પ્રસંગો વાસ્તવિક જીવનના જ છે. તેની જગા બીજી કોઈ વસ્તુ લઈ શકે જ નહીં.' મિતતંત્રમાં અવેજી ચાલતી નથી. એટલે સાહિત્ય અને જીવનનો માર્મિક સંબંધ કહ્યા છતાં, સાહિત્ય જીવનને સમૃદ્ધ કરે છે — ઉન્નત કરે છે — એ સ્વીકાર્યા છતાં, લાગ કે કોઈ પણ કલા સાથે વાસ્તવિક જીવનનું સાટું ન કરી

૧. કર્તાએ આ જ રીતે કાવ્યને લગતા લેખો અને 'કાવ્યકલા ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રકાશ પાડે તેવા' સંગીત, નૃત્ય, ચિત્રકલા વગેરેના લેખો 'કાવ્યની શક્તિ' નામના જુદા સંગ્રહરૂપે બહાર પાડ્યા છે. એ સંગ્રહનું અવલોકન આ માસિકમાં અત્યાર અગાઉ બે માસના અંકમાં (પુ. ૨, અં. ૮) પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે.

શકાય એ મારે કહેવાનું રહે છે. અને એ તરફ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે કારણ કે હાલના કલાપ્રશસ્તિના વાતાવરણમાં મનુષ્ય પોતાની નિર્બળતાથી ઘણી વાર એમ માની પોતાની જાતને છેતરે છે. અને છેતરનાર માણસ ભલે બીજાને છેતરી શકતો હશે, પણ કોઈ જીવનને છેતરી શકવાનું નથી.' (પૃ૦ ૧૨)

કેવી તીવ્ર તેમ જ ઊંડી જીવનદૃષ્ટિ! મારા જેવો ઉપરાંતમાં તરત બોલી ઊઠે કે, કલા અને સાહિત્ય વિષે કેવી નિઃસંશય ગાંધીવાદી દૃષ્ટિ!

વિદ્યાપીઠની છાયામાં જેઓ રહી ગયા છે, તેઓથી જ કદાચ એ વસ્તુ સમજી શકાશે કે, એ સંસ્થામાં સદ્‌ભાવથી રહેનાર ઉછરનારમાં અમુક વિશિષ્ટ જીવનદૃષ્ટિ કેવી ઓતપ્રોત બની જાય છે, તથા પછીથી તેના જીવનની દરેકદરેક વિચારણામાં કે પ્રવૃત્તિમાં કેવી ડોકિયાં કર્યા કરે છે. અલબત્ત, પાઠકસાહેબને વિદ્યાપીઠમાં કોઈએ કશું શીખવ્યું નથી—બલ્કે તેમણે શીખવવાનું કામ કર્યું છે. પરંતુ સંસ્થાના મહાન સંસ્થાપકની ભાવના અને આશીર્વાદ કોઈ અગમ્ય પ્રેરણારૂપે વ્યાપી જઈ, તે સંસ્થાના જીવનને એવો ઝોક આપી દે છે કે જેથી તેમાં રહેનારથી બીજું બની શકાય નહીં અથવા તેમાં ચાલુ ટકી રહી શકાય નહીં. એ રીતે અમુક કુલપતિની સંસ્થામાં ભણવું કે રહેવું એ વસ્તુ તે સંસ્થામાં જોડાનાર દરેકના જીવન ઉપર તાત્ત્વિક અસર કરનારી થઈ પડે છે. આજે આપણા અભાગિયા દેશમાં પરદેશી સરકારી નોકરી કે પરદેશી સરકારે આપેલી પ્રતિષ્ઠાનો મોહ આટલો અટલ રીતે વ્યાપ્યો ન હોત, તો અમુક કે તમુક ગવર્નર સાહેબની ચાન્સેલરી હેઠળ રહેતાં કે ભણતાં અધ્યાપક કે વિદ્યાર્થી સો વાર નહીં પણ લાખ વાર વિચાર કરત.

પછીનો બીજો લેખ 'આપણા વિવેચનના કેટલાક ફૂટ પ્રશ્નો' બાબત છે. તેમાં 'કલા-ખાતર-કલા' તેમ જ સાહિત્યમાં વાસ્તવવાદ તથા પ્રગતિવાદ, એ મુદ્દાઓની એવી જ જીવનદૃષ્ટિએ ચર્ચા કરેલી છે.

## ૨

પાઠકસાહેબની શૈલીને અત્યાર અગાઉ આ માસિકમાં એક વિદ્વાન વિવેચકે 'અધ્યાપક-શૈલી' કહી છે. કોઈ પણ ચર્ચાના મૂળભૂત મુદ્દા સ્પષ્ટ કરી લઈ, તેની અંદરનું રહસ્ય છૂટું કરીને આંગળી વડે પ્રત્યક્ષ કરી દેવાની શ્રી. પાઠકસાહેબની કુશળતા વિસ્મયકારક છે. મને યાદ છે, એક વાર શ્રી. પાઠકસાહેબ વિદ્યાપીઠની ચર્ચાપરિષદમાં નીતિશાસ્ત્ર વિષે વ્યાખ્યાન આપતા હતા. તે વખતે, અમુક વસ્તુ ધર્મ્ય છે, અમુક અધર્મ્ય છે, એવું ઓળખવાની માણસમાં એક નૈસર્ગિક આંતર ઇંદ્રિય રહેલી છે, એવું નિરૂપણ જ્યારે તેમણે અદ્‌ભુત સરળતાથી દાખલા અને દલીલો સાથે કરવા માંડયું, ત્યારે ત્યાં બેઠેલા, ગુજરાતી ભાષા ઓછી સમજનારા, આચાર્ય કૃપાલાનીજી પણ ચકિત થઈ ગયા, અને ચર્ચા પૂરી થતાં કહેવા લાગ્યા કે, 'આ વિષય, જેને ફિલસૂફોએ આટઆટલો જટિલ કરી મૂક્યો છે, તેના એકે મુદ્દાને જતો કર્યા વિના, આટલું સરળતાથી અને તેય પોતાની માતૃભાષામાં નિરૂપણ કરવાની તમારી શક્તિ અજબ છે.' ઉપર ઉલ્લેખેલ વાસ્તવવાદ અને પ્રગતિવાદની ચર્ચામાં પણ પાઠકસાહેબની આ અનોખી શૈલીનું આપણને દર્શન થાય છે.

પછીના, 'વિવેચક, સર્જક કે કવિ ગણાય?' 'જીવનમાં રૂઢિનું સ્થાન,' અને 'આપણા જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા' એ ત્રણ લેખો પણ એ જ શૈલીના સુંદર લેખો છે. ત્યાર બાદ 'સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન' એ પ્રકરણથી માંડીને (ટૂંકી વાર્તા વિષેના ત્રણ લેખો બાદ કરતાં[1]) પુસ્તકોની સમાલોચનાના લેખો શરૂ થાય છે. તેમાં 'રાઈનો પર્વતઃ એક સમાલોચના' એ એક સ્વતંત્ર નિબંધ જ છે; માસિક માટે કરેલું 'અવલોકન' નથી, પણ ૪૧ પાન ઠસોઠસ ભરેલું પૂરેપૂરું 'નિરીક્ષણ' છે જ્યારે ''૨૯ના સાહિત્યનું દિગ્દર્શન' એ ગુજરાત સાહિત્ય સભા માટે તૈયાર કરેલું વ્યાખ્યાન છે. 'રાઈનો પર્વત'ની સમાલોચના, એ પાઠકસાહેબની અધ્યાપક શૈલીનો ઉત્તમ નમૂનો છે. કોઈ વિદ્વાન અધ્યાપક જે રીતે કોઈ નાટક લઈને કૉલેજના વિદ્યાર્થીઓ આગળ ભણવવા તૈયારી કરે, તે રીતે તે નાટકનું મુદ્દાવાર સમાલોચન તેમણે કર્યું છે. અલબત્ત, એ રીતનો ઊંડો અભ્યાસ અને વિસ્તૃત નિરૂપણ કોઈ લાયક પુસ્તકનાં જ થઈ શકે; માસિકના તંત્રી તરીકે દર માસે પ્રગટ થતાં બધાં પુસ્તકોની કરવી પડતી સમાલોચનામાં દરેક પુસ્તકનો એવો અભ્યાસ કરવા પાછળ સમય અને શક્તિ ખરચાઈ ન જ થઈ શકે. તેમ છતાં, બીજા વિભાગમાં શ્રી પાઠકસાહેબે જે પુસ્તકોનાં અવલોકનો સંઘર્યાં છે, તે વાંચી જતાં જે પહેલી છાપ મારા મન ઉપર પડી તે અહીં નોંધ્યા સિવાય ચાલતું નથી. તે છાપ એ કે, પાઠકસાહેબ એક માસિકના સ્વતંત્ર તંત્રી થયા છતાં, અને તેમ કરવા ખાતર તેમણે પોતાના જીવનનો એક નક્કર પરિણામો-ભર્યો ફેરફાર પણ નોતરી લીધો હોવા છતાં, આ આવશ્યક કામ પાછળ—તથા જે કામ માટે તેમનામાં પૂરતી શક્તિ અને લાયકાત હતાં—પૂરતું લક્ષ

---

૧. બંકિમજયંતી નામનો ચોથો લેખ પણ ગણાવવો જોઈએ. તેમાં નારાયણ હેમચંદ્રની આત્મકથાના વિસ્તૃત ઉતારા છે.

કે પૂરતો સમય આપ્યાં નથી. જો તેમ થયું હોત, તો ગુજરાતી સાહિત્યમાં વિવેચનની એક નવી જ સરણી પ્રસ્થાપિત થઈ હોત, અને ગુજરાતી સાહિત્ય તેમ જ વાચકવર્ગને અનેરો લાભ થયો હોત.

૩

ઉપર ઉલ્લેખેલા બીજા વિભાગમાં સંઘરાયેલાં અવલોકનો વાંચતાં એક બીજી બાબત પણ મારા ધ્યાન ઉપર આવી. અને તે એ કે, કાકાસાહેબ, ગાંધીજી અને કિશોરલાલભાઈની અને ધૂમકેતુ, કનૈયાલાલ મુનશી અને રમણલાલ દેસાઈની — એમ બે ત્રિપુટીઓનાં પુસ્તકોનાં અવલોકનો બીજા વિભાગમાં વારંવાર નજરે ચઢ્યા કરે છે. પરંતુ તેમાં નોંધવા જેવી એક વાત એ છે કે, કાકાસાહેબ-ગાંધીજી-કિશોરલાલભાઈ એ ત્રણનાં કુલ ૧૦ અવલોકનો[1] પાછળ તેમણે ૧૨ પાન રોક્યાં છે; જ્યારે ધૂમકેતુ-મુનશી-રમણલાલ વાળી ત્રિપુટીનાં ૧૬ અવલોકનો પાછળ તેમણે ખાસાં ૫૬ પાન રોક્યાં છે. આ સરખામણી આગળ ઉપર મેં ચર્ચેલા એક મુદ્દાની દૃષ્ટિએ ઉપયોગી થઈ પડે તેમ છે, તથા પાઠકસાહેબના જીવન અને સ્વભાવનું એક વિચિત્ર પાસું આપણી આગળ પ્રગટ કરી દે છે. ગાંધીજી – કાકાસાહેબ કે કિશોરલાલભાઈનાં પુસ્તકોનાં અવલોકનો આમેય ઉપરછલાં, વધારેપડતાં ટૂંકાં, તથા કેટલીક વાર તો માત્ર પહોંચ સ્વીકારવા પૂરતાં જ છે. છતાં ખાસ વીણીને સંગ્રહેલાં અવલોકનોમાંથી તેમને પડતાં મૂક્યાં નથી, એ નોંધતા જઈએ.

બીજી બાજુ, ધૂમકેતુ–મુનશી–રમણલાલનાં પુસ્તકોનાં અવલોકનો તરફ નજર કરીએ છીએ તો પાઠકસાહેબ તેમના પૂર રંગે દીપી નીકળતા દેખાય છે. તેમના જેવા ધીટ માનસશાસ્ત્રી અને વિશ્લેષક કનૈયાલાલ મુનશીનો રંગમહેલ બગાડી નાખે, અને ધૂમકેતુના કેટલાક નકામા ધૂમ-ગોટા ઉરાડીને વેરવિખેર કરી નાખે, એ સમજાય તેવું છે. જોકે, શ્રી. રમણલાલ દેસાઈ પ્રત્યે પાઠકસાહેબ કોણ જાણે બહુ કૂણાપણું રાખે છે, અને કોઈ વાર કાંઈ ખામી બતાવવાનું શરૂ કરે છે — જોકે તેય બહુ જ વાત્સલ્યપૂર્વક કે બીતા બીતા જ કરે છે — તોપણ તરત જ પાછા ગમે તે પ્રકારે તે પ્રસંગ છાવરી લઈ, તેમની ખૂબીઓ ઉપર ઝટ આવી જાય છે, જેથી વાચકના મન ઉપર કશી છાપ જ ન ઊઠે. (શું આ વસ્તુને જ આ માસિકના એક વિવેચકે [ડિસેં. '૪૧, પૃ. ૧૧૪] 'ચામડી બચાવીને વાત કરવાની' પાઠકસાહેબની રીત તરીકે ઓળખાવી હશે ?)

[1] કિશોરલાલભાઈના 'કેળવણીના પાયા 'ના અવલોકન પાછળ ૧૨ પાન તેમણે રોક્યાં છે, તેને હું આ ગણતરીમાં નથી લેતો. એમ તો બહુ ઉમરવાડિયાના એક અવલોકન પાછળ પણ તેમણે ૧૦ પાન રોક્યાં છે.

શ્રી. મુનશીનાં પુસ્તકોનાં અવલોકનો વખતે શ્રી. પાઠકસાહેબ તેમને વિષે જે વિધાનો કરે છે, તે અહીં જુદાં તારવી જવાં રસિક થઈ પડશે. જોકે, એ વિધાનો આમ જુદાં તારવવામાં બંને પક્ષને અન્યાય થવાનો ભય રહે છે જ; પણ હું તેમ ઓછામાં ઓછું બને તેવી ખાસ કાળજી રાખીશ.

૧. શ્રીયુત મુનશીમાં કોઈ પણ શક્તિ ન હોય તો-પણ ગુજરાતના સમસ્ત વાચકવર્ગની નજર ખેંચવાની તો શક્તિ છે જ. (પૃ. ૮૨)

૨. કામવૃત્તિનું મનુષ્યજાતિ ઉપર સામ્રાજ્ય છે, એ તેમની પ્રિય માન્યતા છે. (પૃ. ૮૪ તથા ૮૬)

૩. સમર્થ કાર્યકર પુરુષો સંબંધી તેમની પાસે એક વિશિષ્ટ કલ્પના છે, પણ તે તેમણે પૂર્વ કરતાં પશ્ચિમના સાહિત્ય ઉપરથી ઘડી છે. (પૃ. ૮૭)

૪. તેમની બધી ઐતિહાસિક નવલકથાઓમાં તેમનાં પાત્રોનું માનસ ઐતિહાસિક દૃષ્ટિએ જરા પણ સાચું લાગતું નથી. પશ્ચિમનું પેલું અસ્વસ્થ માનસ જ વેશ-બદલે અહીં આણેલું જણાય છે. (પૃ. ૮૮)

૫ શ્રી. મુનશીનાં પાત્રો હંમેશ જીવતાં-જાગતાં લાગે છે, અને પોતાના જીવરાપણાથી-તરવરાટથી આપણને ચકિત કરનારાં હોય છે. તેમની કલ્પના ઘણાં પાત્રો ઘડી શકે છે એ પણ ખરું, પણ તેમનાં પાત્રો દેખાય છે તેટલી વિવિધતાવાળાં નથી. તાત્કાલિક નિશ્ચય કરી ઘા કરનારાં પાત્રો તેમનામાં ઘણાં છે. તે બધાંમાં ભેદ સ્વભાવનો નથી, પ્રસંગનો છે પ્રસંગ જુદો હોવાથી એક પાત્ર એક રીતે ઘા કરે, બીજું બીજી રીતે કરે, પણ બંનેનો સ્વભાવ જુદો નથી હોતો. (પૃ. ૯૦)

૬. વિલાસથી નબળાં પડાય છે એમ કદાચ શ્રી. મુનશી ન સ્વીકારે. (પૃ. ૨૮૫)

૭. 'હિંદને માટે કશું થઈ શકવાનું નથી, અને હિંદને માટે કાંઈ પણ કરવાનો ઉત્સાહ રાખવો તે ઘેલછા છે. આવા સમયમાં જે પોતાનું સંભાળીને બેસી જાય તે ડાહ્યા.'—આવું નિગમન આખી પરિસ્થિતિતરફ ઘૃણાથી જોઈને તેમણે કાઢ્યું છે. (પૃ. ૨૮૭)

૮. પૌરાણિક વસ્તુમાં પોતાને અનુકૂળ ફેરફાર કરી શકાય. પણ શ્રી. મુનશીનાં નાટકોને અંગે પ્રશ્ન થાય છે તે એ છે કે, ફેરફારો કરી રહ્યા પછીનું વસ્તુ એક સુશ્લિષ્ટ કથાનક બને છે ? અને નવા કથાનકમાંથી જે વ્યંગ્યાર્થ કે સત્ય નાટ્યકાર વ્યક્ત કરવા ઇચ્છે છે, તે કથાનકના આ રૂપને સર્વ પ્રકારે અનુકૂળ છે ? (પૃ. ૩૨૧)

૯. શ્રી. મુનશીની ઘણીખરી કૃતિઓમાં સંયમ અને સ્વૈરાચારના સમન્વયનો અભાવ છે. અને તે તેમની કૃતિઓમાં અનીતિના આક્ષેપને અવકાશ આપે છે. (પૃ. ૩૪.)

૧૦. શ્રી. મુનશીએ, ભક્તિ એક કામજન્ય વિકાર છે એવો, માત્ર થોડા માનસશાસ્ત્રજ્ઞોએ સ્વીકારેલો અને હવે વધારે શંકાસ્પદ થતો જતો સિદ્ધાંત ગંભીર રીતે પ્રતિપાદિત કર્યો છે. (પૃ. ૯૫)

હવે શ્રી ધૂમકેતુ તરફ આવીએ. મને ઘણા વખતથી લાગ્યા કરતું હતું કે, શ્રી. ધુમકેતુના ધુમાડાના કેટલાક ગોટા જરા કડવા થઈને પણ ઉરાડવા જેવા છે; તો વાચકને તેમ જ મોટે ભાગે તો ધૂમકેતુની પોતાની આંખોને કાંઈક ફાયદો થાય તેમ છે. તે કામ માટે શ્રી. પાઠકસાહેબ જેવું બીજું કોણ મળી શકે તેમ હતું? જુઓ ધૂમકેતુ વિષે તેમનાં વિધાનો:

૧. રા. ધૂમકેતુનાં વર્ણનો અમને આકર્ષક અને ઉચિત જણાયાં છે. (પૃ. ૨૪૬) તેમનું શબ્દભંડોળ વિપુલ છે અને તેનો પ્રયોગ ઉચિત છે. (પૃ. ૨૪૬) તેમના કાઠિયાવાડી શબ્દોના પ્રયોગો બરાબર ઉચિત અને ધ્યાન ખેંચે એવા હોઈ, તેમની બાનીમાં ઓર જ મીઠી કડકાઈ લાવે છે. (પૃ. ૨૪૬)

૨. કર્તાનો જીવનના સાદા ગરીબ વર્ગો તરફનો પ્રેમ અને પક્ષપાત તેમની વાર્તાઓમાં જણાઈ આવે છે. (પૃ. ૨૪૬) તેમની બધી વાર્તાઓમાંથી સૌથી આગળ પડતું લક્ષણ તે ગામડાંની જિંદગીનો પરિચય અને તે માટેનું તેમનું આકર્ષણ છે. આની સાથે કર્તાને કંઈક નવા જમાના તરફ તિરસ્કાર પણ છે. તેઓ એમ માનતા જણાય છે કે, પશ્ચિમની અસરથી આપણે ત્યાં જે કાંઈ નવું થયું તે સર્વ અનિષ્ટ જ છે. (આ હકીકત અમે તથ્યની દૃષ્ટિએ આખું સત્ય નથી માનતા.) [પૃ. ૩૧૩]

બીજું શ્રી. ધૂમકેતુની કલાનું લક્ષણ અમને એ જણાયું છે કે, વાર્તામાત્ર શૃંગારની જ હોઈ શકે એવા તર્કને તેઓ પોતાની કૃતિઓથી ખોટો પાડી શક્યા છે. હાલ કંઈક ચેપી થઈ ગયેલો અભિપ્રાય કે અનીતિમય શૃંગાર સિવાય રસનિષ્પત્તિ થઈ જ ન શકે, એ મતની અસર આ કર્તા ઉપર લેશ પણ નથી. (પૃ. ૨૫૫)

૩. (ગરીબ અને દુર્લક્ષ પામેલા વર્ગોની કેટલીક) વાર્તાઓમાં અમને કંઈક લાગણીનો અતિરેક થઈ ગયો પણ જણાય છે. આ બધાં પાત્રો અમને લાગણીઘેલાં, લાગણીપોચાં, અને તેથી કલાને પણ કંઈક કૃત્રિમ રીતે આવેશમય કરતાં લાગે છે. આવાં સાદાં મનુષ્યોને અટપટા, સૂક્ષ્મ અને વિરોધી ભાવો હૃદયમાં નથી હોતા. (પૃ. ૨૪૭)

૪. કર્તાએ જ્યાં જ્યાં લોકોત્તર માનવભાવો પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યાં ત્યાં લગભગ સર્વત્ર અમને કલ્પનાની મંદતા દેખાઈ છે. . . . આદિકાલનું જે ચિત્ર આપ્યું છે, તે અનુભવહીન પોલું કૃત્રિમ રીતે ઘડી કાઢેલું છે. પ્રમાણની દૃષ્ટિએ એ ચિત્ર યથાર્થ નથી લાગતું. કલ્પનાની દૃષ્ટિએ અમને એ તથ્ય જોવા જેટલે કલ્પના ગયેલી લાગતી નથી. (પૃ. ૨૪૯)

૫. કોઈ કોઈ જગાએ વાર્તામાં ચમત્કારો આવે છે. પણ તેથી કાંઈ નિષ્પન્ન થતું જણાતું નથી. ચમત્કાર એ મનોભાવ વ્યક્ત કરવાનું સાધન હોઈ શકે, પણ શ્રી. ધૂમકેતુની કોઈ કોઈ વાર્તામાં એ સાધન ન હોતાં પોતે જ સાધ્ય બની જાય છે; કોઈ માનસ ન વ્યક્ત કરતાં માત્ર ચમત્કાર જ વ્યક્ત થાય છે; અને તેને અમે કલામાં ઊંચું સ્થાન આપી શકતા નથી. (પૃ. ૨૫૨-૩)

૬. શ્રી. ધૂમકેતુએ અમુક પ્રકારની ગૌરવયુક્ત ગદ્યશૈલી ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. પણ આવી શૈલીનાં એક બે ભયસ્થાનો છે. પહેલું એ કે, સર્વજ્ઞાત વસ્તુને કશા પણ ચમત્કાર વિના મૂકી હોય. બીજું એ કે, નવીન સત્ય કે નવીન ઉક્તિ લાવવાના પ્રયત્નમાં શૈલીની અતિશયોક્તિ કે વિરોધાભાસના મોહમાં સત્યને વિરૂપ કરી નાખવું. (પૃ. ૩૫૦ તથા ૩૬૩)

૭. લેખકને સાહિત્ય કરતાં તત્ત્વજ્ઞાનના વિષયો ઓછા ફાવતા જણાય છે. (પૃ. ૩૬૬)

૮. અત્યારના જુવાન વાચકની વિચારણાનું મોટામાં મોટું ભયસ્થાન અવૈશદ્ય છે; તેને વેગ અને ઝગારાનો મોહ થયો છે, અને તેમાં તે પોતાની અસ્પષ્ટતા પારખી શકતો નથી. શ્રી. ધૂમકેતુ ઘણી જગાએ વસ્તુની પ્રશસ્તિમાં કે અમુક ખરા કે કલ્પિત અભિપ્રાયના તિરસ્કારમાં ચાલ્યા જવાને બદલે વિષયની ગહનતામાં ઊતર્યા હોત, તો તે વિષયની ચર્ચાને વધારે ઉપકારક થાત. (પૃ. ૩૬૮)

૪

આગળ એક ટીપમાં હું જણાવી ગયો કે, કિશોરલાલભાઈના એક પુસ્તક 'કેળવણીના પાયા.'નું તેમણે કાંઈક વિસ્તૃત અવલોકન કર્યું છે. તેમાં તેમણે ઉપાડેલી ચર્ચાની વિરુદ્ધમાં કે તરફેણમાં મારે અત્રે ખાસ કાંઈ કહેવું નથી. પરંતુ તે ચર્ચામાંથી જે એક અગત્યની વસ્તુ જણાઈ આવે છે, તે નોંધતા જવાની જરૂર છે. તે વસ્તુ તે નર્યા ગાંધીવાદમાંથી શ્રી. પાઠકસાહેબનું અમુક મુદ્દાની બાબતમાં જુદા પડવા-પણું છે. આ મહિના દરમ્યાન બનેલા અમુક બનાવોથી કેટલાક ગાંધીવાદી ગણાતા નેતાઓનું આંતરિક—તત્ત્વતઃ—મવાલપણું ('લિબરલ હોવાપણું) જેમ બહાર પડી આવ્યું છે, તેમ એ અવલોકન ઉપરથી શ્રી. પાઠકસાહેબની એ મર્યાદા વ્યક્ત થઈ જાય છે. અને એટલા પૂરતો જ હું એ અવલોકનને સ્પર્શીશ.

શ્રી. પાઠકસાહેબનો શ્રી.-કિશોરલાલભાઈ સાથેના મતભેદનો મુદ્દો કલ્પના-વ્યાપારની ઇષ્ટતા-અનિષ્ટતા અને તેની મર્યાદા છે. શ્રી. પાઠકસાહેબ એમ કહેવા માગે છે કે, 'ભાનપૂર્વક કરેલી પ્રવૃત્તિઓ કરતાં સ્વૈર સાહજિક પ્રવૃત્તિમાં માણસને હંમેશાં વધારે આનંદ આવે છે.' અને એ **સ્વૈરવિહારનો** પક્ષપાત તેમને કેળવણીકારની જેના ઉપર ખાસ મદાર છે તે વૃત્તિસંયમ તરફ પણ અમુક સૂગવાળા બનાવે છે. તેથી તે એટલે સુધી કહી બેસે છે કે, 'ક્રોધ ઉપર સંયમ રાખી શકાએ તો ઠીક, પણ સંયમ ન રાખી શકીએ તો તેના કરતાં **ક્રોધને માર્ગ આપી દેવો** એ વધારે સારું છે. નહિતર હઠથી દબાવેલો ક્રોધ ખાર અને ઈર્ષ્યાનું ઘોરતર અને વધારે ઝીણું સ્વરૂપ લે છે.' કેળવણીકાર જ્યારે કેઈ વૃત્તિના વિકાસ માટે સંયમની વાત કરે, ત્યારે તેની સામે હરહંમેશ આ જ દલીલ ધર્યા કરવાની છે શું? પાઠકસાહેબ તો આગળ જઈને એક નવો સાધન-માર્ગ પણ સૂચવતા જાય છે. તે કહે છે, 'માણસની કેટલીક વૃત્તિઓ, જેવી કે, સ્પર્ધા, વિજયાકાંક્ષા, સરસાઈ વગેરે રમતમાં કેળવાય છે, એ આપણે જોઈએ છીએ. જે માણસ રમતો નથી તેની આ વૃત્તિઓ વ્યવહારમાં પ્રગટ થાય છે અને તેથી સંસાર બગડે છે. માટે આવી વૃત્તિઓ સંસારમાં બગાડ કરે તે કરતાં **રમતમાં જ કેળવાઈ જાય** એ ઇષ્ટ છે. જે માણસ ઘણું રમ્યો છે, અનેક વાર જીત્યો છે અને હાર્યો છે, તે દુનિયાની હારજીતનો વધારે સ્વસ્થતાથી નિર્વાહ કરી શકે છે. તે જ રીતે કલ્પનાની લીલાથી પણ માણસની ભાવનાઓ કેળવાઈ જાય છે.' (પૃ૦ ૨૪૧)

'રમતો એ શારીરિક અને કેટલીક માનસિક શક્તિઓની લીલા છે, તેમ લલિતકળાઓ, વાર્તાઓ વગેરે કલ્પનાની લીલા છે. શરીર અને મન બંનેના આરોગ્ય અને બળ માટે આ લીલાની જરૂર છે. એ લીલાથી **બળવત્તર થયેલી કલ્પના પછી સત્યની શોધમાં પણ વધારે સારી નીવડશે.** એટલું જ નહીં પણ રમતમાં પણ જેમ શરીરવિકાસના સિદ્ધાંતો સ્વાભાવિક રીતે જ આવી જાય છે, તેમ આ કલ્પનાલીલામાં પણ કલ્પના **સ્વાભાવિક રીતે જ સત્યના સૂક્ષ્મ સ્વરૂપનું અવલંબન કરે છે.**' (પૃ૦ ૨૩૯)

(ઉતારાઓમાં કાળા અક્ષર મૂળના નથી)

આ બધી જ્ઞાનાભાસી વાત પાછળનો જીવનસિદ્ધાંત જો તારવીએ તો એટલો નીકળે છે કે, વૃત્તિનો સંયમ કરવા જતાં બગાડ થાય તેવો ડર છે, માટે તેને **માર્ગ આપી દેવો** એ વધુ સહીસલામતી-ભરેલું છે. Safety First! એમ ન કરવું હોય તોપણ, વૃત્તિનો સંયમ કરવા કરતાં તેને **રમતમાં કેળવાઈ જવા** દેવાનો સહેલો માર્ગ છે જ; અને તે ઇષ્ટ છે. ભાવના કેળવવા માટે સંયમ — તપસ્યાનો કઠોર માર્ગ આચરવા કરતાં, **કલ્પનાની લીલાનો આ માર્ગ**, શ્રી. પાઠકસાહેબને મતે, સ્વીકારવો વધુ સહેલો છે એટલું જ નહીં, પણ **સત્યની શોધમાં તે વધારે સારો નીવડવાનો** સંભવ છે.

સ્વૈરવિહારનો આ લીલા-પુષ્ટિમાર્ગ ખરે જ આકર્ષક છે!

આ બધું પડતું મૂકીએ. એટલું જરૂર કહેવું જોઈએ કે, આખા પુસ્તકમાં પાઠકસાહેબની અદ્ભુત વિશ્લેષણ-શક્તિ ઠેર ઠેર દેખાઈ આવે છે તથા જ્યાં જ્યાં તેમણે ખરા દિલથી વિવેચન કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યાં તે ઘણા સફળ નીવડ્યા છે. ગુજરાત તેમની પાસેથી ઘણાની આશા રાખી શકતું હતું; ધમ્મપદ અને કૌટિલીય અર્થશાસ્ત્રના તેમના અનુવાદો તેમની તે શક્તિના પણ પુરાવારૂપ છે. પણ અત્યારે તો ગુજરાતને છૂટાછવાયા એક બે નજીવા છાંટાથી સંતોષ માનવો પડ્યો છે. આનંદશંકરભાઈ વિષે લખતાં પાઠકસાહેબે જે ફરિયાદ કરી છે કે, તેઓ જે આપી શકે તેના પ્રમાણમાં તેમણે ઘણું ઓછું આપ્યું છે, તે ફરિયાદ તેથી પણ વિશેષ અંશે પાઠકસાહેબને પોતાને પણ લાગુ પડે છે. એ tragedy — આફત માટે કોણ જવાબદાર છે એ શી રીતે જાણી શકાય?

ગો૦ ક૦

*

**ત્રણ પગલાં**: લે: સોપાન; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ; પૃ. ૩૬૨, મૂલ્ય: અઢી રૂપિયા.

વર્તમાન સમાજ-જીવનની વિષમતાનાં અનેક અંગને સ્પર્શતી સત્તર ટૂંકી વાર્તાઓ તથા સત્યકથાઓનો આ સંગ્રહ છે. પ્રત્યેક વાર્તાનું વસ્તુ (એક અપવાદ સિવાય) લગ્ન અને લગ્નજીવનની વ્યક્તિ કે સમષ્ટિ પર થતી પ્રતિક્રિયાઓ સાથે વણાયેલું છે. 'પ્રેમચંદનું પ્રેત', 'કેસરની આત્મકથા', 'સુખલાલનું શું', 'મારી પત્નીનો વિકાસ', 'ત્રણ પગલાં', 'જીવતરમાં પૂર' એ સહેજે સત્યકથાઓ હોઈ શકે. આખા સંગ્રહમાં 'રમણ સગને' કાંઈક જુદી જ ભાત પડે છે. 'રમણ સગને', 'મનોરમાનું સૌભાગ્ય' અને 'શ્રો' એ ઘણી સારી વાર્તાઓ હોવા છતાં આપણા સમાજની ન હોય એમ દેખાઈ આવે છે. 'એની બા' પણ સારી લખાયેલી છે.

પુસ્તકના કાગળ, બાંધણી ઇત્યાદિ જોતાં તેની કિંમત આછી બહુ ન ગણાય.

બ૦ મો૦

# માસિક વિવેચન

## 'આજના શિક્ષકો અને શિક્ષણ-પદ્ધતિઓ'

આ મથાળાથી, ગયા અંકમાં, સુરત સાર્વજનિક કૉલેજના આચાર્ય શાહનું એક વ્યાખ્યાન પ્રસિદ્ધ કર્યું, ત્યારે એમ માન્યું હતું કે, તેમાં શ્રી. શાહે સીધી અને આડકતરી રીતે જે અનેક નાનામોટા મુદ્દાઓ ઉઠાવ્યા છે, તે વિષે મારી ઉપર પત્રોનો મારો, સખત નહિ તોય થોડોક થશે. પરંતુ નવાઈની વાત છે કે, એકાદ મિત્ર જોડે રૂબરૂમાં જરાક વાત થઈ તે, અને બીજા મિત્રે તેમના પર આ બાબત આવેલા એક સંભાવિત કેળવણીકારના પત્ર સિવાય કશો જ ઊહાપોહ જોવા ન મળ્યો !*

શ્રી. શાહે તેમાં વ્યક્ત કરેલા વિચારો અમારા છે એમ તો કોઈ ન જ માની શકે. પત્રમાં પ્રસિદ્ધ થતી અન્ય લેખકોની બધી વાતો તે રૂપે અને જેવી ને તેવી તે પત્રને સંમત કે ગ્રાહ્ય છે, એમ સામાન્ય રીતે પણ નથી જ મનાતું. બીજી તરફથી જોતાં, જે અતિરેક અને વધારેપડતી અવહેલનાપૂર્વક શ્રી. શાહે પોતાનું મંતવ્ય તે વ્યાખ્યાનમાં રજૂ કર્યું છે, તે એ પૂરતું જ સહી લેવાય કે, વાદના પ્રતિવાદ કરવા જતાં સહેજે ચર્ચાકાર તેમ કરવા દોરાય.× જેમ કે, શ્રી. શાહને તેમના શિક્ષકે માર્યા તેથી તે આચાર્ય શ્રી. એન. એમ. શાહ થયા, એમ તે કહે છે, એ તો એક ચિત્રશૈલીનું કથન જ કહેવાય. મારથી જો મિ. શાહ ઘડી શકાય, તો આ૦ શાહે મારની જ કૉલેજ ચલાવવી જોઈએ, એમ નહિ ?

તેમના વ્યાખ્યાનનો મુખ્ય ઝોક તો, આજે શાસ્ત્ર અને પદ્ધતિને નામે જે દંભ અને ફરજની અવગણના તથા રસળાજીવેડા કેટલાંક ચાલે છે, અને શિક્ષકો વેપારવૃત્તિવાળા થયા છે, તેનું કટાક્ષ કરવાનો હતો, એમ હું સમજ્યો છું.

એ વ્યાખ્યાનમાં ચાલુ શાળા-યુનિવર્સિટી-તંત્રની જે છૂપી તારીફ રહેલી છે, યાંગતાનુગતિકતાનો અને 'ચલતા પુર્જા'નો પ્રેમ રહેલો છે, તે તો આજના જડ અને વેપારી શિક્ષણતંત્રના સંચાલકોય માંડ માંડ જાળવી રાખી શકતા હશે, કેમ કે હકીકતે તો આજે તેઓ પણ પોતાની કામગીરીથી રાજી તો નથી જ. અને નવા વિષે એક પ્રકારનો અવ્યક્ત અણગમો આ વ્યાખ્યાનમાં જે છુપાયો છે, એ ઉપરની જ વૃત્તિનું ઉપફલ હોઈ, તે વિષે વધુ કાંઈ કહેવાનું રહેતું નથી.

આટલું કહીને, અમે ફરી તે વ્યાખ્યાન તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ.

## કૂતરાં બિલાડાંને દેહાંત દંડ !

ચિત્તગોન્ગ (બંગાળ)થી એ. પી.નો તા. ૬-૧-૪૨-નો આવો તાર છાપાંમાં વાંચ્યો :

'ચિત્તગોન્ગની સુધરાઈની મદદથી જિલ્લા મૅજિસ્ટ્રેટે શહેરનાં બધાં રખડુ કૂતરાં-બિલાડાંને, હવાઈ હુમલા સામે સાવચેતીના પગલા તરીકે, જાનેવારી ૫ થી ૧૫ તારીખ સુધીમાં મારી નાંખવાની ગોઠવણ કરી છે. કાલથી તે કામ શરૂ થશે.'

હુમલા 'હવાઈ' હોવાથી, જમીન પરના લોકને ઓછું જ સમજાય કે, તેની સામે શું શું કરવું પડે છે. મહિનામાં લગભગ ૨૦ દિવસ જ્યાં રાતે (ઓછો વત્તો સમય) ચંદ્ર-દીપ ઝળહળે છે, ત્યાં રાતે અંધારપિછોડો કરાવવામાં શો અર્થ હશે ? પણ એ તો માનીએ કે, બહુધા એવી ચાંદનીની રાત વગરના વિલાયતનું વાંદરિયા અનુકરણ એમાં હશે. પણ કૂતરાં બિલાડાં પર મોત-શિક્ષા શું કામ હશે એ ન સમજાયું. વિલાયતમાં એમ થાય છે કે શું ? લાગે છે તો એમ કે ત્યાં કૂતરાં બિલાડાં રખડુ નહિ હોય. કોઈ જાણકાર આ મૂંગાં પશુને મળનારી દેહાંત-શિક્ષા બાબત ખુલાસો આપશે ? માણસ આણી તે કેવું થયું છે કે, તેના સંસર્ગમાં આવતાં નિર્દોષ-પ્રાણીને પણ તેણે મારવાં પડે છે !

## સરકારને કોની ચિંતા છે ?

હિંદના અંગ્રેજ રાજવહીવટ સામે અનેકમાં એક અને મુખ્ય તથા મોટામાં મોટી ફરિયાદ હોય તો એ છે કે, આપણા દેશના પરદેશી રાજતંત્રે આમ-જનતાનું હિત ન છૂટકે જ વિચારવું પડે એટલું અને એવું વિચાર્યું છે; બાકી તેણે હમેશ પોતાના હિતમાં વર્તનારા ધનિક, રાજા, જમીનદાર ઇત્યાદિ વર્ગોને જ ધ્યાનમાં રાખ્યા છે. અને એમાં નવાઈ નથી; કેમ કે, ૧૯મા સૈકામાં આપણા દેશમાં સ્થપાયેલી સામ્રાજ્યશાહીને તેની પુરોગામી કંપની સરકારની વેપારશાહીએ ગળથૂથીમાં આપેલી એ વસ્તુ છે.

---

* આ લખ્યા બાદ શ્રી. સોમૈયાનું એક ચર્ચાપત્ર મળ્યું છે, તે આવતા અંક ઉપર.

× વાચક યાદ રાખે કે, એક ચર્ચાને અંતે કરેલું આ વ્યાખ્યાન છે, અને એ ચર્ચા ગરમાગરમ થઈ હશે, એમ તેના હેવાલ પરથી અનુમાની શકાય.

ઉપરના વિધાનનો એક જ્વલંત દાખલો ઇંગ્લૅન્ડના કરોડપતિના આ યુદ્ધકાળમાંથી જોવા મળે છે. સૌ કોઈ જાણે છે કે, ધનિક અને રાજનિષ્ઠ લોક પોતાનાં બાળકોને વિલાયત કેળવણી આપી રાજની નોકરીઓમાં ઘુસાડવા તાકે છે. તેવા લોક આજે વિલાયત પોતાનાં છોકરાંને કેળવવા મોકલી શકતા નથી. (એમાં હિંદમાં વસતી ગોરી પરજનાં છોકરાં પણ ગણવાં જોઈએ.) યુદ્ધના સમયમાં આ બધાં બાળકોના શિક્ષણની ચિંતા હિંદી સરકારે કરી છે. તેના શિક્ષણ-અમલદારે એક પત્રિકા સરકાર-ખર્ચે બહાર પાડી છે અને તેમાં ખાસ પ્રકારની શાળાઓ, જે હિંદમાં છતાં બ્રિટિશ ઢબે કેળવણી આપતી હશે, તેમની માહિતી આપી છે, જેથી ધનિક માબાપોને ખબર પડે. એટલું જ નહિ, તેવી શાળાઓને સાધનસામગ્રી વસાવવા યા મકાન-વધારો કરવા જરૂર પડે, તો સરકારે મૂડી આપવા તત્પરતા બતાવી છે! શા સારુ? આ શાળાઓ તથા તેનો લાભ લેતાં માબાપો દેશનાં ધનિકમાં ધનિક છે; છતાં તેમને માટે દાન ઉપર દક્ષિણા શું કામ? દેશના કરોડો લોકોને તૂટીફૂટીય નિશાળ નથી મળતી; જે મળી છે તેની પાછળ પાઈ ખરચતાંય સરકારનો જીવ કપાઈ જાય છે. અને વર્ધાશિક્ષણ પાછળ પૈસો ખરચવો આ સરકારને નથી પાલવતો, તેથી જ્યાં ત્યાં એ મહાન પ્રયોગમાં શિથિલતા અને સ્થગિતતા આણી મૂકી છે. પણ પેલી શાળાઓ માટે કેળાં ઉપર ઘી પીરસાય છે!' સામ્રાજ્યશાહીનો પાયો જ એ છે કે, તે પોતાના વફાદાર વર્ગોને જ પોષે, ખુશામતે, અને જાતે પુષ્ટ રહે.

### બે સેવકો ગયા

ગયા મહિનામાં ગુજરાતના બે બુજરગ સેવકો તેમના કામનો વારસો અને જવાબદારી આપણને સોંપીને ગયા. ભિક્ષુ અખંડાનંદજીએ ગુજરાતમાં ગામેગામ પોતાની જ્ઞાન-પરબ પહોંચાડી. 'સુરતના સિંહ' કહેવાયેલા શ્રી. દયાળજીભાઈ બન્ને આખા ગુજરાતમાં જાણીતા ન હોય. છતાં બેઉએ પોતાની સહજ પ્રતિભાને વફાદાર રહી, આપ-હોશિયારીએ પોતાનું જીવન ઘડ્યું અને સેવાક્ષેત્ર સરજ્યું અને શોભાવ્યું; અને એ કરવા માટે પ્રાથમિક તૈયારીરૂપે જે તપ, સંયમ, ધૃતિ તથા જીવનનિષ્ઠા જોઈએ તે બેઉએ સમાન રૂપે વ્યક્ત કર્યાં કહેવાય. ભિક્ષુ સંન્યાસી વેશે હતા; દયાળજીભાઈ પણ એક ત્યાગી હતા. બેઉ ગુજરાતનાં ગામડાંમાંથી પ્રગટ્યા. આવાનાં જીવન અને કાર્ય ઊગતી પેઢીને પ્રેરક અને બોધક થાય. કોઈ અધિકારીએ એ લખવાં જોઈએ.

આ અંકમાં ભિક્ષુજીની ટૂંક જીવનકથા આપી છે. સ્વ. દયાળજીભાઈનો જીવનપરિચય લખી મોકલવા એક એમના સાથી-મિત્રને વિનંતી કરી છે. આવતા અંક માટે તે મળી જશે એવી આશા છે.

### 'પ્રોપેગેન્ડા'ની કળા

પ્રચારકામને અંગ્રેજીમાં 'પ્રોપેગેન્ડા' કહે છે. એ શબ્દમાં એક હીનભાવ એવો પેસી ગયો છે કે, 'પ્રોપેગેન્ડા' કરવો એટલે અઘટિત કે જૂઠું કાંઈક ચલાવવા મથવું. આ 'પ્રોપેગેન્ડા' કળાનું એક સૂત્ર એ છે કે, એકનું એક જ વારંવાર ગા ગા કરવાથી અંતે લોકો એ માનશે; બધા નહિ તો થોડા માનશે ને થોડા ભરમાશે; અને જોરશોરથી જો તે ચલાવવામાં આવે તો ડહાઈ જશે તો પણ.

યુદ્ધમાં તો આ વસ્તુ સોળે કળાએ તપે છે. પણ આજકાલ રાજકારણમાંય એ અજમાવાવા લાગી છે. મિ. એમરી વિલાયતના હિંદી પ્રધાન છે. જ્યારે જ્યારે તે હિંદ વિષે બોલે ત્યારે ઉપરની ઢબે જૂઠાણું ઠોકચે રાખે છે. વિલાયતી છાપાનો એક પ્રતિનિધિ એમરીના મહિનાક ઉપરના બોલ વિષે ગાંધીજીને મત પૂછવા ગયો. ગાંધીજીએ ટૂંકું જ કહ્યું, 'વારંવાર અસત્ય કહ્યા કરવાથી તે સત્ય નથી બનતું' પરંતુ પ્રચારવિદ્યાનું સૂત્ર, પેલા ત્રણ ધૂર્તોએ બ્રાહ્મણની બકરીનું કૂતરું બનાવી દીધું, એ લોકકથા ઉપરથી કાઢેલું લાગે છે.

મુસ્લિમ લીગ પણ આજકાલ આ જ વિદ્યા દેશમાં અજમાવતી લાગે છે. તેણે બીજી વાત માંડી છે કે, હિંદ એક દેશ નથી, તેમાં બે પ્રજાઓ વસે છે – હિંદુ ને મુસ્લિમ. અને હવે તો એક જણ એટલે સુધી ચડ્યા કે, ૧૨ સૈકાંથી આમ જ ચાલ્યું આવે છે! આ તો ઇતિહાસ પણ નવો રચવા જેવી વાતો થઈ કહેવાય. અને જુલમ તો એ છે કે, આ વસ્તુઓ શાળા કૉલેજનાં કુમળાં મગજ પર લદાવા લાગી છે. સાથે જ સ્વાર્થ બાંધેલો છે, અને 'પ્રોપેગેન્ડા' તેનું શસ્ત્ર બન્યું છે. મ॰

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| અર્પણની પ્રતિમા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| આપવીતી | ૧-૪-૦ |
| આબાદ હિંદુસ્તાન! | ૧-૦-૦ |
| આર્ય [illegible]વ્યાખ્યાનમાળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમભજનાવલિ પાકું પૂઠું | ૦-૩-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| ઉધઈનું જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૧-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કાવ્યપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો [illegible]યડો | ૧-૦-૦ |
| કૌશિકાખ્યા[illegible] | ૦-૩-૦ |
| ખરી [illegible] | ૦-૧૨-૦ |
| [illegible]કોશ | ૦-૧૨-૦ |
| [illegible]કોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગ્રામગોષ્ઠી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૪-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| ગીતાપદાર્થકોષ | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગીતામંથન | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | ૦-૪-૦ |
| " પાકું પૂઠું | ૦-૬-૦ |
| " નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| ચાલણગાડી | ૦-૧-૦ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૬-૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૬-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| जिनागमकथासंग्रह | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૬-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૨-૦ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૫-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૧૭-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૨-૬ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભગવતીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| " અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| મહાવીરસ્વામીનો સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગળપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યેરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૪-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદ્‌ની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્‌ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| શ્રીમહાવીર-કથા | ૨-૮-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગૅરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૭-૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧-૪-૦ |
| ખાદીનું પૂઠું | ૧-૧૨-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ

Reg. No. B. 4343

# નાગરિક એટલે ટ્રસ્ટી

જવાબદારી તરફ માનવસ્વભાવનું વલણ બહુ વિચિત્ર છે. માણસ તેને શોધે છે, અને તેનાથી દૂરેય ભાગે છે; તેને ચાહે છે અને તેને ધિક્કારેય છે. તેમાંથી મુક્ત થવાની માગણી તે હમેશ કરતો હોય છે; અને જ્યારે તેની પાસેથી તે લઈ લેવામાં આવે છે ત્યારે ગુસ્સે થાય છે, અને પોતાનું અપમાન થયું હોય તેમ માને છે. તે બીજા ઉપર જવાબદારી નાખવા તત્પર હોય છે, પરંતુ બીજા તેની ઉપર નાંખવા આવે છે ત્યારે તેનો વિરોધ કરે છે.

આ પ્રકારે, જવાબદારી માટે પ્રેમ સાથે જ ધિક્કાર, એવી વિરોધી લાગણી માનવસ્વભાવમાં ઊંડે રહેલી છે; એટલે તેમાંથી લોકશાહી સમાજોમાં પારાવાર ખેંચાતાણ નીપજે છે. . . . .

પરંતુ જવાબદારીઓમાંથી છટકવાના પ્રયત્નો તપાસતાં, સામાન્યતઃ એમ માલૂમ પડશે કે, તેનું કારણ જવાબદારીમાત્ર પ્રત્યે અણગમો હોય છે એ નથી હોતું; પરંતુ જે જવાબદારીઓ આજે પોતા ઉપર છે તે બીજા ઉપર નાખવાની, અને નવી આવનારી જવાબદારીઓનું સ્વરૂપ નક્કી કરવાની સર્વસત્તા પોતાની પાસે હોવાની ઇચ્છા જ હોય છે. 'જવાબદારીઓમાંથી મુક્તિ,' કે જેને કારણે ફુરસદનો સમય આપણને આટલો બધો આકર્ષક લાગે છે તથા જેને કારણે આપણામાંના ઘણા પોતાની ચાલુ ફરજોમાંથી 'છૂટા' થવાનો વખત ક્યારે આવે તેની રાહ જોયા કરે છે, તેનો અર્થ પણ એ જ થાય છે. . . . મિ. બર્ટ્રાન્ડ રસેલ પોતાની સમાજવ્યવસ્થામાં કામદારવર્ગને જે 'નિરંકુશ' ફુરસદની ખાતરી આપે છે, તેનો અર્થ પણ એ જ થાય છે. કાંઈ પણ જવાબદારી ન હોવી એનો અર્થ એ જ થાય કે, કાંઈ પણ કામ કરવાનું જ ન હોવું; અને તે તો મરણ જેવા કંટાળાનું બીજું નામ જ થયું. . . .

હવે હું નીચેનો સિદ્ધાંત સ્થાપિત કરવાની હિંમત કરું છું કે, માણસ સ્વભાવથી જ જવાબદારી ધરાવનાર છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો, તે જન્મથી જ ટ્રસ્ટી છે. તેથી કરીને કેળવણીની જે પદ્ધતિઓ તેની ટ્રસ્ટીપણાની વૃત્તિ ખીલવવામાં નિષ્ફળ નીવડે છે, તે બધી જ પોતાનું મૂળ પ્રયોજન ચૂકે છે; તથા રાજ્યતંત્રની જે પદ્ધતિઓ તેને ટ્રસ્ટી ગણવામાં નિષ્ફળ નીવડે છે, તે બધી એને અન્યાય કરે છે. તેનો સ્વભાવ સતત જે વસ્તુ માટે ઝંખ્યા કરે છે, તે વસ્તુ 'જવાબદારી' જ છે. અને તે વસ્તુ તેને મળવી જ જોઈએ, તથા તે મેળવશે જ. જવાબદારીનો હક નાગરિકનો સૌથી પ્રથમ હક છે. તે સિવાયના તેના બધા 'હકો'નો કાંઈ જ અર્થ નથી. આ જગાએ તેના હકો અને ફરજો એક થઈ જાય છે. તેને ઘણીય ફરજો છે; પરંતુ ફરજોનો હક બધી ફરજોના મૂળમાં રહેલો છે. તે એક ટ્રસ્ટી છે; અને પોતા ઉપર મૂકવામાં આવેલા વિશ્વાસને પાર પાડવાનું તેના ઉપર બંધન છે. પરંતુ બીજાઓ તેના ઉપર વિશ્વાસ મૂકે એવો તેનો હક ડૂલ ન થાય, તે જોવાની તેના અન્ય નાગરિક બંધુઓની સૌથી પ્રથમ ફરજ છે.

('સર્વોદયની જીવનકળા'માંથી) એલ. પી. જેક્સ

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૩ અંક ૬

માર્ચ નવજીવન, અમદાવાદ ૧૯૫૨

# શિક્ષણ અને સાહિત્ય

માર્ચ, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૬

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ઑફિસમાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બહારદેશમાં |
|---|---|---|
| રૂ. ૨–૦–૦ | શિ. પાંચ | રૂ. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

### નવાં પુસ્તકો

**રચનાત્મક કાર્યક્રમ**
કેટલીક સૂચનાઓ

લેખક: બાબુ રાજેન્દ્રપ્રસાદ. ગાંધીજીની પત્રિકાની પૂર્તિરૂપે લખેલી અંગ્રેજી પત્રિકાનો ગુજરાતી અનુવાદ, જેની ગાંધીજીએ 'હરિજનબંધુ' દ્વારા ભલામણ કરેલી છે. પૃ૦ ૪૮. કિંમત ત્રણ આના. ટપાલ અને રવાનગી ખરચ એક આનો.

**નિર્ભયતા**

લેખક: કિશોરલાલ મશરૂવાળા
કિંમત દોઢ આનો. ટપાલ અને રવાનગી ખરચ એક આનો.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩–અંક ૬] અમદાવાદ [માર્ચ, ૧૯૪૨

## બાળજીવનનાં મંથનોનું શિક્ષણકાર્ય

નાનાં બાળકોની કેળવણી માટે ઘરમાં જ બહુ સુંદર સામગ્રી પડી છે, એ તરફ બહુ ઓછા કેળવણીકારોનું ધ્યાન ગયું છે. બાળશિક્ષણની જે ભરપૂર અનુકૂળતાઓ ઘરમાં પડેલી છે, તેનો સૂક્ષ્મ અભ્યાસ થવાની જરૂર છે. વંશપરંપરાગત મળી રહેલો અનેક સંસ્કારોનો વારસો એ ઘરકેળવણીની બહુ કીમતી ભૂમિકા થઈ પડે છે. એ ભૂમિકાને ઓળખી લેવાની સૌથી વધારે શક્તિ માબાપ અને વડીલો પાસે જ પડેલી હોય છે. એમનો જ સતત અને માયાળુ સહવાસ બાળકને મળતો રહે તો તેઓ જ બાળકને પ્રેમથી જીતી લેવાને સૌથી વધારે લાયક હોય છે. બાળકોને કેળવવામાં આ ભૂમિકા બહુ જ ઉપયોગી નીવડેલ છે.

બાળક જન્મે છે ત્યારથી એનામાં ચેતન ઊભરાતું હોય છે. એનું એ ચેતનબળ જ બાળશિક્ષણની સર્વોત્તમ સામગ્રી પૂરી પાડે છે. રવીન્દ્રનાથ ટાગોર લખે છે તેમ, બાળજીવનની ઊભરાઈ જતી આ વિવિધતા અને વિપુલતાને ઓળખી લઈ, તેના સ્વાભાવિક વિકાસની સગવડો કરી આપવાની કલા જે સાધી શકે છે, એ જ સાચો શિક્ષક નીવડે છે. આપણે બધા બાળજીવનની આ ગૂઢ શક્તિઓને ઓળખતા જ નથી. અને એ પ્રતિ એટલી કરુણ બેદરકારી દાખવીએ છીએ કે, ઘણે ભાગે તો આપણા કહેવાતા શિક્ષણથી એ શક્તિઓને કરમાવી નાંખીએ છીએ — કેટલીક વખત છૂંદી પણ નાંખીએ છીએ.

બાલજીવનની આ વિપુલતા અને વિવિધતાનો સહજ આવિર્ભાવ ઘરમાં જ થાય છે. બાળમંદિરની પ્રવૃત્તિઓની ગમે તેટલી કુશળ યોજના કરીએ છતાં, તેમાં બાળજીવનના પ્રગટીકરણને પૂરો અવકાશ મળી શકે એમ છે જ નહિ. બાળકનાં મંથનો ચોવીસે કલાક ચાલુ હોય છે અને એ મંથનોને અનુકૂળ એવું વાતાવરણ ઘરમાં જ સૌથી વધારે પ્રમાણમાં નિર્માણ થઈ શકે છે. બાળજીવનનાં આ મંથનો આપણે સમજી લઈશું તો ઘરમાં જ પડેલી બાળશિક્ષણની સામગ્રીનો સારો ખ્યાલ આપણને આવશે. આ વસ્તુ માટે બાળમાનસનો ઠીક ઠીક અભ્યાસ કરવો પડે છે. એ અભ્યાસમાં માનસશાસ્ત્રનાં થોથાં અલ્પ પ્રમાણમાં જ મદદરૂપ થઈ પડે છે. જે શિક્ષકમાં બાળકો માટે અખૂટ પ્રેમ ઊભરાતો હોય છે અને એના નિર્દોષ જીવનમાં જેને અદ્ભુત રસ પડે છે, તે જ બાલમાનસનો સાચો અભ્યાસ કરી શકે છે.

(૧) નાનપણથી જ બાળક સ્વાશ્રયી થવાને મથી રહ્યું હોય છે. માની પ્રેમાળ ગોદ એને ખૂબ જ ગમે છે, છતાં એની હૂંફમાં રહીને પોતાના જીવનની નાની મોટી પ્રવૃત્તિઓ પોતે જાતે કેમ કરી શકે, એની એને પુષ્કળ હોંશ હોય છે. એવાં બાળકો ઘણાં હોય છે જેમને અમુક વસ્તુ મેળવતાં બહુ જ મુશ્કેલી અને મહેનત પડે છે. એમની એવી મુશ્કેલી જોઈ આપણે એમને એ વસ્તુ આપવા જઈએ, તો તેઓ ખૂબ ખિજાઈ જાય છે અને એમનું કામ આપણે કરી દઈએ તે એમને બિલકુલ પરવડતું નથી. માનાં બધાં જ કામોમાં બાળક સહકાર આપવા અને મદદ કરવા તલસતું હોય છે; એમાં એની સ્વાશ્રયી વૃત્તિનો જ આવિષ્કાર થતો હોય છે.

(૨) એ વૃત્તિ સાથે સંકળાયેલો બાળજીવનનો બીજો ઉપયોગી સંસ્કાર જાતમહેનતનો છે. એમાં જ એનો પરિશ્રમ-પ્રેમ ખીલી ઊઠે છે. બાળકને આળસુ જીવન બિલકુલ પસંદ નથી. સતત ઉદ્યોગમાં મચ્યા રહેવું એને બહુ જ ગમે છે. મહેનત

કરવી એ જ એના ખીલતા જીવનનો શ્વાસોચ્છ્વાસ છે. આપણે જ બાળજીવનમાં સ્વાભાવિક રીતે પડેલી આ પરિશ્રમ-ભક્તિને ચૂંથી નાંખી પરિશ્રમદ્રોહ અને પરાવલંબનનું ભયંકર વાતાવરણ ઊભું કરી દઈએ છીએ.

(૩) સ્વાશ્રય અને જાતમહેનત તથા પરિશ્રમ-પ્રેમના સંસ્કારોમાંથી બાળકની નીડરતા અને સાહસ-વૃત્તિ આપોઆપ ખીલી ઊઠે છે. એના જીવનમાં જો સ્વાશ્રય અને પરિશ્રમના પુષ્કળ પ્રસંગો એને મળતા રહે અને એમાં આપણે એને ખૂબ ઉત્તેજન આપીએ, તો એનું જીવન સાહસોથી ઊભરાવા લાગે છે. નીડરતા બાળજીવનની બહુ જ સ્વાભાવિક વૃત્તિ છે. 'ક્રીસંટ મૂન'ના કાવ્ય-સંચયમાં રવીન્દ્રનાથ ટાગોરે આ વૃત્તિ વિષે બહુ સુંદર કાવ્યો રચી આપણને એની કાવ્યમય ઓળખાણ કરાવી છે.

(૪) પોતાના જીવનની પ્રવૃત્તિઓની બધીયે ગૂંચો જાતે જ ઉકેલવાની પુષ્કળ હોંશ ધરાવનાર બાળકમાં નવું નવું શોધવાની, જાણવાની અને ગ્રહણ કરવાની વૃત્તિ ખીલતી જાય, એ તદ્દન સ્વાભાવિક છે. જ્ઞાનની સાચી ભૂખ એનામાં રહેલી જ છે. એ જિજ્ઞાસાના વિષયો એ પોતે જ શોધી લે છે. આજે તો એની એ ભૂખ ઓળખ્યા વિના, એને ન ગમે એવા વિષયોનું જ્ઞાન એનામાં ઠોકી બેસાડવાના કૃત્રિમ પ્રયાસોમાં જ આપણે કેળવણીનો ઢોંગ આદરી રહ્યા છીએ.

(૫) બાળકની એ જિજ્ઞાસાવૃત્તિ, એનામાં રહેલા સ્વાશ્રય અને પરિશ્રમના પ્રિય સંસ્કારો, તેમ જ એની સાહસવૃત્તિનો જો સ્વાભાવિક વિકાસ થવા દઈએ, તો બાળકની શોધકબુદ્ધિ અને વિચારશક્તિને પુષ્કળ અવકાશ મળે છે. કિશોરલાલભાઈએ બુદ્ધિની સુંદર વ્યાખ્યા આપી છે: 'બુદ્ધિ એટલે આચારનો નિર્ણય કરવાની શક્તિ. પોતે જે પરિસ્થિતિમાં હોય તે પરિસ્થિતિમાં શી રીતે વર્તવું તે નિઃસંશયપણે જે ઠરાવી શકે તે બુદ્ધિમાન.' બાળક જ્યારે એકલું અથવા પોતાના બાળસાથીઓ સાથે પોતાની મનગમતી અનેક પ્રવૃત્તિઓમાં તલ્લીન થઈ ગયું હોય છે, ત્યારે એની બુદ્ધિનો સૌથી સરસ ઉપયોગ અને વિકાસ થઈ રહ્યો હોય છે. અણસમજુ વડીલો અને શિક્ષકો બુદ્ધિના આ સાચા વિકાસની પૂરી અવગણના કરી આંકપાડો અને ઇતિહાસ-ભૂગોળનાં થોથાંથી બાળકોનો બુદ્ધિવિકાસ કરવાની ભ્રમણામાં અથડાયા જ કરે છે.

૬. બાળક પ્રવૃત્તિશીલ અને પરિશ્રમપ્રેમી હોય છે તેની સાથે એનામાં કલાનો પ્રેમ પ્રથમથી જ પડેલો હોય છે. ચિત્ર અને સંગીતનો એને ખૂબ શોખ હોય છે. 'લીટા શું પાડે છે' એ ગેરસમજમાં આપણે એની ચિત્રકળાની ખીલતી કળીને કચરી નાખીએ છીએ. ગીતો અને ભજનો લલકારવાં એને બહુ ગમે છે. એનો એ પ્રેમ એટલો તીવ્ર હોય છે કે, વાંચતાં ન આવડતું હોય તોયે શ્રવણમાત્રથી નાનું બાળક સહેજે ૨૫-૪૦ ભજનો અને ગીતો એની મેળે શીખી જાય છે. એ પૂરતી એની સ્મરણ-શક્તિ ખીલેલી જ હોય છે.

બાળકની આ બધી સ્વાભાવિક વૃત્તિઓ છે, અને બાળજીવનનાં નાનાં મોટાં કાર્યોમાં એ બધી વૃત્તિઓ પ્રગટ થવા મથી રહી હોય છે. બાળ-જીવનનાં આ મંથનો જ એના સ્વયંશિક્ષણના પ્રયાસો છે. ઈશ્વરે માનવજીવનના સ્વાભાવિક વિકાસની સરસ યોજના બાળજીવનનાં આ મંથનોમાં મૂકેલી છે. કવિ વર્ડ્ઝવર્થ બાળકને માનવજાતિનો પિતા લેખે છે, (The child is the father of man,) એનો આ જ અર્થ છે. સ્વાશ્રય, જાતમહેનત, પરિશ્રમપ્રેમ, નીડરતા, સાહસ, જિજ્ઞાસા, શોધકવૃત્તિ, વિચારશક્તિ, સંગીતપ્રેમ, વગેરે સંસ્કારો એવા ઉચ્ચ પ્રકારના છે કે, જે પ્રજા એ સંસ્કારોના યોગ્ય વિકાસને માર્ગે પોતાનું રાષ્ટ્રીય જીવન ઘડે છે, તે માનવજાતિના પ્રગતિમાર્ગનો જ્યોતિ પ્રગટાવે છે. આપણા કેળવણીકારો બાળજીવનમાં પડેલી આ શિક્ષણસામગ્રીને ક્યારે ઓળખશે?

બાળકના સ્વયંશિક્ષણનાં આ બધાં મંથનોના આવિષ્કાર માટે ઘરમાં અને બાળકના રોજના જીવનમાં ભરપૂર સામગ્રી પડેલી છે. બાળકની દિનચર્યા એ જ એની સૌથી સરસ પાઠશાળા છે. એના જીવનની પ્રત્યેક નાની મોટી પ્રવૃત્તિ એ જ એનાં જીવંત પુસ્તકો છે. બાળજીવનની આ અસંખ્ય નાની પ્રવૃત્તિઓ દ્વારા, એની ઉપર જણાવેલી બધી વૃત્તિઓ બાળકનું શિક્ષણ નિર્માણ કરી દે છે. બાળકનાં આ નાનાં મોટાં કામો આમ નજીવાં લાગશે, પરંતુ સમજુ માબાપ

એ પ્રત્યેક કાર્યને શિક્ષણની દૃષ્ટિએ નિહાળશે, તો એમાં પડેલી બાળવિકાસની ભરપૂર સામગ્રીનો ઉપયોગ કરવાનો એમને ખૂબ ઉત્સાહ આવશે.

બાળકોનાં આ કાર્યો કયાં છે તે પણ સહેજ વિચારી લઈએ.

૧. સવારે વહેલા ઊઠવું. ૨. બિછાનું ઠીક કરી વ્યવસ્થિત રીતે એના નિયત સ્થળે ગોઠવી દેવું. ૩. દાતણપાણી કરવું. ૪. શૌચ જવું. ૫. નાસ્તો કરવો. ૬. સ્નાન કરવું. ૭. કપડાં ધોવાં. ૮. રસોઈમાં મદદ કરવી. ૯. સફાઈ કરવી. ૧૦. ભોજનકાર્ય. ૧૧. વાસણ સ્વચ્છ કરવાં. ૧૨. પાણી ભરવું. ૧૩. કપડાંની ગડી વાળવી. ૧૪. ફાટેલાં કપડાં સાંધવાં. ૧૫. પોતાનાં સાધનો અને વસ્તુઓની વ્યવસ્થિત ગોઠવણી કરવી. ૧૬. કાંતવું. ૧૭. દીવાબત્તી સ્વચ્છ કરવી. ૧૮. નખ કાઢવા. ૧૯. રમત રમવી ૨૦. મહેમાનોની સરભરા કરવી. ૨૧. બજારકામ કરવું. ૨૨. રાત્રે બિછાનું કરવું. વગેરે. આમ બાળજીવનની અસંખ્ય નાની મોટી પ્રવૃત્તિઓનો ઉપયોગ સમજુ માબાપ એના સ્વયંશિક્ષણ માટે કરી શકે છે. માબાપ જો બાળજીવનને જ શિક્ષણનું ક્ષેત્ર સમજી લેશે તો એમને જણાશે કે, આ પ્રકારનું શિક્ષણ આપવા પોતે બહુ ભણેલા હોવાની જરૂર નથી. એ માટે પુસ્તકો વસાવવાં પડતાં નથી. આ કાર્ય માટે એમને ખાસ અલગ વખત આપવાનો હોતો નથી. એમનું પોતાનું ગૃહકાર્ય આથી રખડી જતું નથી. હકીકત તો એ છે અને અનુભવ તો એમને એવો થશે કે, બાળકોનું આવું સ્વયંશિક્ષણ સંભાળવામાં એમને સૌથી મોટો લાભ એ મળવાનો છે કે, બાળકોની સંભાળ લેવામાં તેમ જ પોતાના ઘરની બધી જાતની વ્યવસ્થા કરવામાં એમનાં બાળકો જ એમના મોટામાં મોટા અને અતિશય કીમતી સાથીઓ નીવડવાના છે. બાળકો પોતાનાં વડીલોના પ્રત્યેક કાર્યમાં હોંશભરી અને વ્યવસ્થિત મદદ આપતાં થઈ જશે, અને તે કાર્ય પોતે કરતાં શીખશે. બાળકો સાથેનો માબાપનો સંસર્ગ અને સહવાસ વધતો જશે. પરસ્પર સહકારમાંથી વિશ્વાસ અને પ્રેમનું વાતાવરણ વધુ બળવાન બનતું જશે. બાળકોમાં આપમેળે વિનય, વિવેક, આજ્ઞાંકિતપણું વગેરે ખીલતાં જશે. બાળક એક 'ખટખટ' મટી જઈ માબાપ માટે સાત્ત્વિક આનંદ અને પ્રેમનું નિત્યનવીન વહેતું ઝરણું બની જશે. બાળશિક્ષણનું કાર્ય આ રીતે માબાપો સંભાળશે, તો બાળકોનો સર્વાંગી વિકાસ તો થવાનો જ છે. એનાં મંથનોને સન્માર્ગ મળવાથી, એની જોર કરી રહેલી વૃત્તિઓને ઉત્તેજન મળવાથી, ભાવિ જીવનની જવાબદારીઓની સર્વોત્તમ તાલીમ એને બાળપણથી જ મળતી જશે. આ બધું થશે, અને એમાં બુદ્ધિનો વિકાસ તો ઓતપ્રોત છે, એ બતાવવાની જરૂર નથી. તલમાં જેમ તેલ સંતાયેલું છે, એને અલગ પાડી શકાતું જ નથી, તેમ બાળજીવનનાં આ બધાં કાર્યોમાં બાળકની બુદ્ધિ તો ખીલતી જ હોય છે.

દિલખુશ બ૦ દીવાનજી

# તુકારામની વાણી

**૫૧**

किती विवंचना करीतसें जीवीं ।
मन धांवडवीं दाहीं दिशा ॥ १ ॥
कोणा एका भावें तुम्ही अंगीकार ।
करावा विचार याच साठीं ॥ २ ॥
इतर ते आतां लाभ तुच्छ झाले ।
अनुभवा आले गुणागुण ॥ ३ ॥
तुका म्हणे लागो अखंड समाधि ।
जावें प्रेमबोधीं* बुडोनियां ॥ ४ ॥

* ? प्रेमांबुधीं ?

**૫૨**

કેટલીયે કરું વિમાસણ જીવે,
મન તો દોડાવે દશે દિશા. ટેક. ૧
કોઈ એક ભાવે તમે અંગીકારો,
કરવા વિચારો એ જ કાજે. ૨
બીજા સર્વ લાભો તુચ્છ હવે થયા,
અનુભવે આવ્યા ગુણ દોષ. ૩
તુકો કહે લાગો અખંડ સમાધિ,
જાઉં પ્રેમાંબુધિ-માંહી ડૂબી. ૪

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# બુદ્ધિ શી રીતે ખીલે?

## (૩) બુદ્ધિ અને સાહસ

ગીતામાં કહ્યું છે કે, 'અયોગીને નથી બુદ્ધિ.' આનો અર્થ એ થયો કે, યોગ વિના બુદ્ધિ ઊગી શકતી નથી.

યોગનો અર્થ આ ઠેકાણે સમત્વ કરવામાં આવેલો છે. ગીતા પ્રમાણે સમત્વ એટલે સુખ-દુઃખ, લાભ-હાનિ, યશ-અપયશમાં સમતા. વાંચતાં આ શબ્દો બહુ ભારે અને ઘણી ઊંચી આધ્યાત્મિક સ્થિતિ દર્શાવનારા લાગે છે. વિચાર કરતાં જણાશે કે એને ટૂંકામાં સાહસ પણ કહી શકાય. નાનામાં નાનું કાર્ય કરવું કે નહિ એનો જ્યારે નિર્ણય કરવાનો હોય, ત્યારે કોઈક જોખમ ઉઠાવવાનું તો રહે છે જ. જોખમનો અર્થ જ એ કે, કાંઈ પણ કારણસર એ કામમાં વિઘ્ન ઊભું થવાનો સંભવ રહે છે, અને તેમ થાય તો કાંઈક દુઃખ, અપયશ કે હાનિ થવાનાં જ. વળી નિર્વિઘ્ને પાર પડે તોયે ધાર્યા મુજબ સુખ, યશ કે લાભ થવાને બદલે તેથી ઊલટાંયે પરિણામ આવી શકે. ત્રણ ફૂટ ઊંચેથી જ ઠેકડો મારવો હોય તો તે મારવો કે નહિ, તેનો નિર્ણય કરવા જે માણસ માગતો હોય, તે 'વાગશે તો?' એવા સંશયથી જ્યાં સુધી મૂંઝાયા કરે, ત્યાં સુધી ઊભો જ રહેવાનો. એ સંશય કાઢી નાંખવા માટે તર્ક-ઉપયોગી થતો નથી, પણ સાહસની વૃત્તિ મદદ કરે છે. 'શાનું વાગે!' અથવા 'વાગશે તો વાગશે!' એવી વૃત્તિ માણસમાં ઊઠે ત્યારે તે નિર્ણય કરી શકે. 'વાગશે તો વાગશે' એ વૃત્તિમાં સુખ-દુઃખ વગેરે વિષે તેટલા પૂરતી સમતાની વૃત્તિ નિર્માણ થાય છે. એ જ પ્રમાણે ફી ભરીને પરીક્ષામાં બેસવું કે નહિ તેનો નિર્ણય કરવો હોય, તો 'નાપાસ થઈશ તો પૈસા નકામા જશે' એવી ધાસ્તી લાગ્યા કરે તો ફૉર્મ ભરવાની હિંમત નહિ થાય. 'મહેનત કરું છું, પાસ થવાની ઉમેદ રાખું છું, પછી જે થવાનું હોય તે થાય,' એ વૃત્તિ હોય તો જ ઉમેદવારી કરી શકે. એટલે યશ-અપયશ વિષે તેટલી ક્ષણ પૂરતીયે સમતા જોઈએ. આમ નિર્ણય માટેની ક્ષણિક સમતા તે સાહસ, અને આરંભથી માંડીને પરિણામ આવ્યા પછીયે રહેનારી સમતા તે યોગ એમ કહી શકાય.

આવી સાહસરૂપી સમતા વિના બુદ્ધિ ઊગી જ શકતી નથી, એટલે કે નિર્ણય પર આવી શકાતું નથી.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# સોળ વરસનું સરવૈયું ...

'રેંટિયે ગરીબ મુસલમાન તેમ જ હિંદુને લગભગ સરખા જ પ્રમાણમાં ઓથ આપી છે. કશી હોહા કર્યા વગર કે વાજાં વગાડયા વગર ગ્રામઠાંના લાખો કારીગરોનાં ગજવામાં તેણે અત્યાર સુધીમાં પાંચ કરોડ રૂપિયા મૂકી દીધા છે.'

ઉપર પ્રમાણે ગાંધીજીએ 'હરિજનબંધુ'માં જે અંદાજ આપેલો, તેને વરસવાર ગણીને ૧૯૪૦ના પોતાના હેવાલમાં ચરખાસંઘે આપ્યો છે. તે ઉપરથી છેલ્લાં ૧૬ વરસમાં ચરખાસંઘ દ્વારા કાંતનાર, પીંજનાર, વણનાર વગેરે ખાદી-ઉત્પત્તિમાં ભાગ લેનાર કારીગરોમાં કેટલા પૈસા વહેંચાયા તેનો ચોક્કસ આંકડો મળે છે. તે વર્ષવાર નીચે પ્રમાણે છે: (ચરખાસંઘની સ્થાપના પહેલાંનાં પાંચ વરસમાં કેટલા પૈસા ખાદીપ્રવૃત્તિ દ્વારા વહેંચાયા, તેનો સમાવેશ આ આંકડામાં થતો નથી.)

| વર્ષ | રૂ. (હજારમાં) | વર્ષ | રૂ. (હજારમાં) |
|---|---|---|---|
| ૧૯૨૪-૨૫થી | | ૧૯૩૪ | ૧,૭૦૦ |
| ૧૯૨૭-૨૮ | ૪,૫૦૬ | ૧૯૩૫ | ૧,૬૪૯ |
| ૧૯૨૮-૨૯ | ૧,૬૪૨ | ૧૯૩૬ | ૧,૬૮૩ |
| ૧૯૨૯-૩૦ | ૨,૯૬૧ | ૧૯૩૭ | ૨,૨૧૯ |
| ૧૯૩૦-૩૧ | ૩,૬૦૧ | ૧૯૩૮ | ૪,૬૪૧ |
| ૧૯૩૨ | ૨,૬૪૯ | ૧૯૩૯ | ૩,૬૧૭ |
| ૧૯૩૩ | ૧,૮૫૪ | ૧૯૪૦ | ૩,૬૯૮ |
| | | | ૩૫,૯૭૪ |

આ તો ચોખ્ખા મજૂરીના આંકડા છે. તેના ઉપર રૂની કિંમત, વાહનખર્ચ, વ્યવસ્થાખર્ચ, વગેરે ચડયા પછી ખાદીની વેચાણકિંમત તો ૩૦થી ૩૫ ટકા વધારે થાય. એટલે આટલાં વરસમાં લગભગ પાંચ કરોડની ખાદી ખપી એમ કહી શકાય આખા

દેશમાં વાર્ષિક એક અબજ ઉપરાંત રૂપિયા કાપડમાં વપરાય છે તેને હિસાબે આ રકમ નજીવી છે. પણ એની ખાસિયત એ છે કે, તે પૈસા પરદેશ ગયા નથી, તેનાથી પૈસાદારોનાં ઘર ભરાયાં નથી, પરંતુ ગરીબોની ઝૂંપડીમાં તે પૈસા પહોંચ્યા છે. બીજા કાપડની ઉત્પત્તિ તરસ્યા પાસેથી પાણી પડાવી લે છે, ત્યારે ખાદી તરસ્યાને પ્યાલો પાણી પાય છે. વિશેષમાં તેમાં આળસનું ઓસડ રહેલું છે અને રાષ્ટ્રીય જાગૃતિનું તે અમોઘ સાધન છે. પ્રજામાં જડ કરી બેઠેલા વિચારોને બદલીને તેને નવું સ્વરૂપ આપવું એ હંમેશાં મહાભારત ક્રાન્તિનું કામ છે. ખાદી-પ્રવૃત્તિએ તે કામ કરી બતાવ્યું છે. આવી મહત્ત્વની પ્રવૃત્તિ ૧૯૪૦-ના વરસમાં કેટલી થઈ તે આપણે ટૂંકામાં જોઈએ.

| | અખિલ હિંદ | ગુજરાત |
|---|---|---|
| ગામડાંમાં કામ થયું | ૧૩,૪૫૧ | ૨૨૩ |
| ખાદી ઉત્પન્ન ચો. વા. | ૬૫,૫૧,૪૩૮ | ૨,૭૫,૯૦૬ |
| ,, ,, રૂ. | ૫૧,૩૧,૬૮૩ | ૧,૫૨,૮૨૭ |
| ,, વેચાણ રૂ. | ૭૧,૬૨,૭૫૦ | ૯,૪૦,૧૧૪ |
| કારીગરોને કામ આપ્યું | ૨,૭૬,૧૪૬ | ૫,૮૯૭ |
| કાર્યકર્તાઓ | ૨,૬૩૩ | ૨૬ |
| ઉત્પત્તિ-કેન્દ્રો | ૬૦૮ | ૮ |
| ભંડારો | ૨૮૪ | ૧૯ |

આગલી સાલની સરખામણીમાં ઉપરના આંકડામાં ઝાઝો ફેર નથી. પણ ખાદીના વેચાણમાં ૧૯૩૯ કરતાં ૧૯ ટકાનો વધારો થયો છે. ગુજરાતના વેચાણમાં ૩૬ ટકાનો વધારો થયો છે. ગુજરાતમાં ઉત્પત્તિનું કામ પણ ૪૪ ટકા વધ્યું છે.

આ સાલની બીજી નોંધવા જેવી હકીકત નીચે પ્રમાણે છે :

૧. ખાદી ઉત્પત્તિમાં સંઘે રૂ. ૪૩ લાખ રોકેલા છે. તેમાંથી કેટલીક રકમ બેંકો પાસેથી લોન તરીકે લઈને કામ કરવામાં આવતું. હવે તે પ્રથા બંધ કરી છે અને લોકો પાસેથી મળે તે પૈસા ઉપર કામ ચાલે છે.

૨. સ્વાવલંબી કાંતણ પર વધુ ભાર મૂકવામાં આવ્યો હતો. ગુજરાતમાં આ કામ સારું થયું હતું અને સ્વાવલંબી કાંતનારની ૯૬,૯૪૩ વાર ખાદી વણાઈ હતી.

૩. ખાદી કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે સંઘ તરફથી ખાદીવિદ્યાની પ્રથમા, મધ્યમા, અને વિશારદ પરીક્ષાઓ લેવાની વ્યવસ્થા કરવામાં આવી અને કેટલીક જગ્યાએ કાંતનાર, પીંજનારને તાલીમ આપવા માટે વર્ગો ચલાવવામાં આવ્યા.

૪. મહાસભાવાદી પ્રધાનમંડળનો અધિકાર બંધ થયા પછી પ્રાંતિક સરકારોની મદદ ધીમે ધીમે ઓછી થઈ ગઈ છે.

૫. મૈસુર, ગ્વાલિયર, અને ભાવનગર જેવાં થોડાં દેશી રાજ્યોમાં ખાદીની ઉત્પત્તિ અને પ્રચાર માટે થોડું કામ થયું હતું.

૬. સંઘને થતા નફાની રકમમાંથી કારીગરોને વૈદકીય મદદ, સ્વચ્છતા અને દારૂનિષેધનું કામ કરવામાં આવ્યું હતું અને કોઈ કોઈ જગ્યાએ સસ્તા અનાજની દુકાનો કાઢવામાં આવી હતી. આ નફામાંથી ખાદી ખરીદનારને પણ કંઈક લાભ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું.

૭ ખાદીકામથી જે લોકોને થોડી ઘણી મજૂરી મળી હતી તે લોકોમાં ૬૨ ટકા હિંદુ, ૭ ટકા હરિજનો, ૨૧ ટકા મુસ્લિમો અને ૧૦ ટકા બીજા હતા. એટલે પહેલાંની માફક કોમ કે નાતજાતના ભેદ વગર બધી કોમોને આ પ્રવૃત્તિનો લાભ મળ્યો હતો.

આમ આ હેવાલમાંથી ઘણી જાણવા જેવી હકીકત મળે છે. ખાદીપ્રવૃત્તિ સમજવા માટે આંકડા વધારે ઉપયોગી થાય તે માટે, દર વરસે આંકડા આપવાની પદ્ધતિમાં સુધારો કરીને જુદી જુદી રીતે આંકડાનું પૃથક્કરણ કરીને ચરખાસંઘ આપે છે, તેમાં એક ખૂંચે તેવી બાબત એ છે કે, ૧૯૪૦ નો હેવાલ ૧૯૪૧ના જૂનમાં લખાયો, ત્યાર સુધીમાં પણ કેટલીક શાખાઓએ પોતાની પૂરેપૂરી હકીકત મોકલી આપી નથી અને તેથી કેટલાક કોઠા અધૂરા રહ્યા છે. ગુજરાતમાંથી પણ થોડી અધૂરી માહિતી મળી છે. આ શોચનીય છે. આ બાબતમાં આપણે સરકારી ખાતાં કરતાં જરાય ઓછી ચીવટ નહિ બતાવવી જોઈએ. ત્યાં તે કામ કાયદાના જોરે થતું હોય તો રાષ્ટ્રીય સંસ્થાઓએ તે સ્વેચ્છાએ, પણ વધારે ચીવટથી અને નિયમિતતાથી કરી બતાવવું જોઈએ.

**વિઠ્ઠલદાસ કોઠારી**

જોઈએ, તેનું પણ થોડુંક દિગ્દર્શન તેમણે કર્યું છે. આવી જ જાતના બીજા પણ કેટલાક નિબંધો આ સભા આગળ માધવરાવે વાંચ્યા હતા. શાળા-કૉલેજમાં જે શિક્ષણકાર્ય તેમણે શરૂ કર્યું હતું તેને ત્યાં જ ચાર દીવાલોની અંદર મર્યાદિત થવા ન દેતાં બહારની જનતાને પણ કેળવણી આપવાનું કાર્ય તેમણે ત્યારથી જ શરૂ કર્યું કહેવાય. તેમના નિબંધો કે ભાષણોમાં ઔપચારિકતા જરાય ન હતી. તેથી તેમના નિબંધોનો ઉલ્લેખ કરવો અહીં અસ્થાને ન ગણાય. નિબંધ અને ભાષણ એ બન્ને લોકશિક્ષણનાં ઉત્તમ સાધનો છે એમ માનીને જ તેઓ એ સાધનોનો ઉપયોગ કરવાની તક કદી પણ જવા દેતા નહિ.

એ જ સમય દરમ્યાન રાષ્ટ્રીય કર્તવ્યનું સીધી કે આડકતરી રીતે ભાન કરાવનારી અનેક પ્રવૃત્તિઓ મુંબઈમાં ચાલતી હતી. તે બધીનું સૂત્રચાલન કરનારાઓમાં નાના શંકરશેઠ, ડૉ. ભાઉ દાજી, રાવસાહેબ મંડલિક, પ્રેમચંદ રાયચંદ, દાદોબા પાંડુરંગ, વગેરે મહારાષ્ટ્ર-ગુજરાતને પરિચિત એવી વ્યક્તિઓ હતી. આમાં ભાઉ દાજી અને મંડલિક ખૂબ વિદ્યાપ્રેમી, સંશોધનમાં ખાસ રસ લેનારા, તેમ જ પ્રાચીન ભારતીય સંસ્કૃતિના ખાસ હિમાયતી હતા. દાદોબા પાંડુરંગ, બાળશાસ્ત્રી જંભેકર* ઇત્યાદિ સામાજિક અને ધાર્મિક સુધારાના ખાસ આગ્રહી હતા. દાદોબા પાંડુરંગે 'પરમહંસ સભા' નામની એક સભા ૧૮૪૦ માં સ્થાપી હતી તેના ઉદ્દેશોમાં જાતિભેદનો ઉચ્છેદ, વિધવાવિવાહ-પ્રતિબંધનો નિષેધ, તથા મૂર્તિપૂજાનો નિષેધ, એ ખાસ નોંધવા લાયક ગણાય. પણ આ સભાનું આખું કામ ગુપ્તપણે ચાલતું હતું. અને જ્યારે સભાનું પત્રક ચોરાઈ ગયેલું માલૂમ પડ્યું, ત્યારે તેના સભ્યોમાંથી ઘણાખરા સામાજિક બહિષ્કાર વગેરેની પીડા ટાળવા એક એક કરી સભા છોડીને જતા રહ્યા.

આ જ અરસામાં 'મહારાજ લાયબલ કેસ' નામથી ઓળખાતો જાણીતો કિસ્સો બન્યો હતો, અને તેમાં ધર્મગુરુએ ચલાવેલા અનીતિના અખાડાનું ભયંકર સ્વરૂપ લોકો આગળ ઉઘાડું પાડનાર કરસનદાસ મૂળજીને (ઈ. સ. ૧૮૬૧માં) વિજય મળ્યો હતો. ડૉ. ભાઉ દાજી, રા. સા. મંડલિક, વગેરેની કરસનદાસને પૂરી સહાય હતી.

'લોકહિતવાદી'ના ઉપનામથી ખ્યાતિ પામેલા રા. બ. ગોપાળ હરિ દેશમુખ તથા મહારાષ્ટ્રના ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર ગણાયેલા વિષ્ણુશાસ્ત્રી પંડિત આ જ વખતે મુંબઈના જાહેરજીવનમાં આગળ આવ્યા હતા. વિષ્ણુશાસ્ત્રીએ વિદ્યાસાગરના વિધવા વિવાહ-વિષયક પુસ્તકનું મરાઠીમાં ભાષાંતર કરેલું. તથા વિધવાવિવાહનું મંડન કરવા માટે લેખો લખવાનું તથા ભાષણો કરવાનું કામ તેમણે સતત ચાલુ રાખેલું સરકારી નોકરીની બેડી ફગાવી દઈ હિન્દુ વિધવાની સ્થિતિ સુધારવાના કાર્ય માટે તેમણે ભેખ લીધો હતો. 'લોકહિતવાદી' ન્યાયખાતામાં નોકર હતા અને સર્વાંગીણ સુધારાના કાર્યને ઉપકારક થાય એવું વિચારપ્રવર્તનનું કાર્ય તેઓ કરતા હતા. રાજકારણને અંગે પણ તેમણે ખૂબ પ્રગતિશીલ વિચારો દર્શાવેલા છે.

લોકહિતવાદીના જ સમકાલીન એવા વિષ્ણુબુવા બ્રહ્મચારી નામની બીજી એક વ્યક્તિનો ઉલ્લેખ કરવો અહીં અપ્રસ્તુત નહિ ગણાય. રૂઢ લૌકિક આચારનો તેમણે સદંતર ત્યાગ કર્યો હતો. જોડા પહેરીને જમવું, મુસલમાનના હાથનું ખાવું, હરિજનો સાથે આભડછેટની ભીતિ રાખ્યા વિના છૂટથી વર્તવું, વગેરે બાબતોમાં તેમને કશો બાધ ન હતો. વિધવાવિવાહ એ એમને મન રમત જેવી વાત લાગતી હતી. આખી વિવાહસંસ્થામાં જ પરિવર્તન થવું જોઈએ એમ તેઓ માનતા. 'સુખદાયક રાજ્યપ્રકરણી નિબંધ' નામના પોતાના લેખમાં તેમણે સામ્યવાદના એક પ્રકારની જ રજૂઆત તથા હિમાયત કરેલી છે તેમના ઉગ્ર સુધારકપણાનું દર્શન નીચે આપેલાં તેમનાં કેટલાંક વાક્યો ઉપરથી થઈ શકશે. 'મહારઢેડને દરવાજા બહાર અને બ્રાહ્મણને દરવાજાની અંદર એવો પક્ષપાત કરવો યોગ્ય નથી.' 'રાજ્યમાં લેખનવાચનના જ્ઞાન વિનાનો કોઈ પણ ન હોવો જોઈએ.' 'કોઈ વૃદ્ધ જો જુવાન કન્યા સાથે લગ્ન કરે તો તે કન્યાને યોગ્ય વર ગોતી આપી તેની સાથે તેનું લગ્ન કરી આપવું જોઈએ' 'હિન્દુસ્તાનમાં રાજકીય લખાણ...પણ લિપિ એવી બે દેવનાગરી તેમાં થવું જોઈએ.' 'રાજા વંશપરંપરાગત ન હોવો જોઈએ, તેને નીમવાનો હક પ્રજાજનોને છે.' ઇત્યાદિ. આ ઉપરાંત મિશનરીઓએ હિંદુધર્મ ઉપર આ કાળમાં જે જોશભેર આક્રમણ શરૂ કર્યું હતું તેનો સામનો પણ એટલા જ જોશથી વિષ્ણુબુવાએ કર્યો હતો.

રાનડે મુંબઈમાં વિદ્યાર્થી તથા અધ્યાપક તરીકે રહ્યા તે કાળમાં ઉપર જણાવેલી જે વિવિધ પ્રવૃત્તિઓ ચાલતી હતી તેના સ્વરૂપ વિષે એટલું કહેવું જોઈએ કે, સીધા રાજકારણના પ્રશ્નને તેમાંથી બાતલ રાખવામાં આવ્યો હતો, અને તેનું કારણ એ જણાય છે કે, પેશવાની સત્તાનો ૧૮૧૮માં અંત આણ્યા પછી પોતાની સત્તાની જમાવટ કરવાના કામમાં અંગ્રેજો મંડી પડ્યા હતા. વિરોધી રાજકીય બળો કે આંદોલનો જાગે એ તેમના સંબંધી

* બાળશાસ્ત્રી જંભેકર તો ઈ. સ. ૧૮૪૬માં ૩૬ વર્ષની ઉંમરે ગુજરી ગયા હતા, છતાં દાદોબા પાંડુરંગ તેમનું જ કાર્ય આગળ ચલાવતા હતા. તે પૂરતો તેમનો ઉલ્લેખ અહીં કર્યો છે. જંભેકર અનેકભાષાકોવિદ હતા. તેમણે વટલાઈને ખ્રિસ્તી બનેલા એક હિંદુ ગૃહસ્થને પાછા સ્વધર્મમાં લેવાનો સફળ પ્રયત્ન કર્યો હતો. શુદ્ધિકાર્યની હિલચાલના આધુનિક જમાનામાં આખા હિંદુસ્તાનમાં કદાચ તેઓ જ આદ્ય પ્રવર્તક ગણાય.

દૃષ્ટિએ ઇષ્ટ ન હતું, અને લોકોના અગ્રણીઓને પણ એવી પ્રવૃત્તિ માટે તાત્કાલિક અવકાશ દેખાતો ન હતો. એટલે સીધી રાજકીય પ્રવૃત્તિનું ક્ષેત્ર બાદ કરી બીજાં સમાજ-સેવાનાં કે સમાજ-ઉદ્ધારનાં કાર્યો તરફ તેમનું ધ્યાન જાય એ સ્વાભાવિક હતું. અંગ્રેજી સત્તા સ્થિર થવાથી અમુક જાતની નિરાંત કે શાંતિ તેમને મળી હતી. અને પરકીય રાજ્યનાં દૂરગામી અનિષ્ટ પરિણામોની અસર હજી જણાવી બાકી હતી. એટલે અંગ્રેજો શાથી જીત્યા અને આપણે શાથી હાર્યા એ પ્રશ્નની મીમાંસા કરવા જતાંય, તેમની નજર પ્રથમ પોતાની સામાજિક પતિત દશા, ધર્મમાં દાખલ થયેલો સડો અને જડતા, વિદ્યાનો અભાવ, વગેરે દોષો તરફ જ ગઈ. તેથી સને ૧૮૨૦-થી ૧૮૬૦-૭૦ સુધીની એ પેઢીઓનું ધ્યાન મુખ્યત્વે કરીને સામાજિક-ધાર્મિક પ્રશ્નોનો ઉકેલ આણવા તરફ ગયું, એની ઉપર ગણાવેલી પ્રવૃત્તિઓ પૂરતી સૂચક છે.

માધવરાવને પણ આસપાસ ચાલતી પ્રવૃત્તિઓમાંથી જ પસંદગી કરવાની હતી. ઉપર્યુક્ત જ્ઞાન પ્રસારક સભામાં જોડાઈને લોકશિક્ષણની શરૂઆત તેમણે કરી દીધી હતી. શિક્ષણ પૂરું થયા પછી તેઓ સમાજસુધારાના કાર્યમાં પડ્યા, અને વિધવાવિવાહનો પ્રતિબંધ દૂર કરવાનું કામ તેમના પૂર્વગામી નેતાઓએ શરૂ કર્યું હતું તેમાં જ તેઓ જોડાયા. ઈ. સ. ૧૮૬૫માં વિધવાવિવાહ-ઉત્તેજક મંડળની સ્થાપના કરવામાં આવી ત્યારે બે દેશી રાજાઓ તેના પ્રમુખ અને ઉપપ્રમુખ બન્યા અને વિષ્ણુશાસ્ત્રી પંડિત તેના મંત્રી બન્યા. માધવરાવ તેમાં સભાસદ તરીકે જોડાયા. પણ ૧૮૬૨માં જ્યારે 'ઇન્દુપ્રકાશ' છાપું શરૂ કરવામાં આવ્યું અને તેના અંગ્રેજી વિભાગનું સંપાદનકાર્ય જ્યારે માધવરાવને કરવાનું આવ્યું, ત્યારે વિધવાવિવાહની એ ચળવળને આગળ ધપાવવાનું કામ તેમણે ખૂબ ઉત્સાહપૂર્વક કર્યું. અને 'ઇન્દુપ્રકાશ' સાથે સંપાદક તરીકેનો તેમનો સંબંધ જોકે ચાર માસ જ રહ્યો તોપણ તેમણે તેટલા ટૂંકા સમયમાં પણ પોતાના કાર્યથી મિત્રોને પૂરતો સંતોષ આપ્યો. એ છાપામાં કેવળ વિધવાવિવાહને અંગે જ નહિ, પણ બીજા અનેક સાર્વ-જનિક પ્રશ્નોને અંગે તેમને પ્રસંગોપાત્ત લખવું પડેલું.

આવી રીતે માધવરાવની સમાજસેવાના કાર્યની શરૂઆત મુંબઈમાં થઈ. તેની પ્રગતિ તથા માધવરાવનો બીજાં ક્ષેત્રોમાં પ્રવેશ તથા તેમાં કરેલા કાર્યની હકીકત હવે પછી જોઈશું.

(ચાલુ) પાંડુરંગ દેશપાંડે

# ભૂતકાળના પ્રયોગો—૧

[વર્ધાયોજના વિષેના આo કૃપાલાનીજી કૃત 'તાજેતરનું પેલું' એ પુસ્તકના સારાનુવાદનો આગળનો હપતો.]

અંગમહેનત અથવા કોઈ ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ, ગાંધીજીને પોતાને માટે તો, એક નવો જ સ્ફુરેલો ખ્યાલ છે. પોતાની પહેલાં આ ક્ષેત્રમાં થઈ ગયેલા કાર્યકર્તાઓ કે વિચારકોથી સ્વતંત્ર રીતે જ તેમને એ ખ્યાલ સ્ફુર્યો, એ વસ્તુ બતાવી આપે છે કે, તે ધરતીની કેટલા નજીક રહે છે. પરંતુ કેળવણીનો ઇતિહાસ તપાસીએ તો જણાય છે કે, આ જાતનો ખ્યાલ નવો પણ નથી તેમ જ ક્રાંતિકારી પણ નથી. આપણા કેટલાક કટ્ટર ક્રાંતિવાદી મિત્રોને શરૂઆતમાં લાગ્યું હતું તેમ, તે ખ્યાલ પ્રગતિના કાંટાને પાછો વાળનારો પણ નથી. ભૂતકાળમાં એ જાતના ખ્યાલની રજૂઆત વારંવાર કરવામાં આવેલી છે, તથા તેને અમલમાં મૂકી જોવાના ધ્યાન ખેંચે તેવા પ્રયત્નો પણ થયેલા છે.

માનસશાસ્ત્રનો આ તો એક સર્વમાન્ય સિદ્ધાંત છે કે, ૧૪ અથવા ૧૫ વર્ષની ઉંમર સુધી બાળક ઘન—નક્કર વસ્તુને જલદી પકડી—સમજી શકે છે. નક્કર વસ્તુઓ ઉપરથી તારવી કાઢેલા સામાન્ય કે પોકળ ખ્યાલો સમજવાની તેની શક્તિ બહુ મર્યાદિત હોય છે, તેથી તે ઘન અને નક્કર વસ્તુઓથી જ પોતાનું શિક્ષણ શરૂ કરે છે. તે વખતે તેના મનમાં શાળાના વર્ગો અને પાઠ્યપુસ્તકો દ્વારા તેવા સામાન્ય કે પોકળ ખ્યાલો માત્ર ઠાંસ ઠાંસ કરવા, એ તો કુદરતે તેમ જ માનસશાસ્ત્રે નિયત કરેલા તેના શિક્ષણ-ક્રમને ઉલટાવી નાખવા જેવું થાય. અને પરિણામે બાળક પાંગળું જ બની જાય. તેથી બાળકના શિક્ષણને નક્કર વસ્તુઓ ઉપર જ રચવાના અને એ રીતે તેને કુદરત તથા માનસશાસ્ત્રને અનુકૂળ બનાવવાના પ્રયત્નો ભૂતકાળમાં કરવામાં આવ્યા છે. ગાંધીજીએ જ્યારે શિક્ષણશાસ્ત્રના આ મહાન સિદ્ધાંતને જાહેર કર્યો, ત્યારે હિંદુસ્તાનના કેળવણીકારો તેને પિછાની ન શક્યા એ ઉપરથી તો એટલું જ સિદ્ધ થાય છે કે, આ વિષયને લગતું તેઓનું સૈદ્ધાંતિક જ્ઞાન પણ અધૂરું છે. તેથી તેઓ જે પૂર્વ ઇતિહાસ ભૂલી ગયા હોય એમ લાગે છે, તે તેમને અહીં યાદ દેવરાવવો અસ્થાને નહિ ગણાય.

આદિકાળમાં બધું જ શિક્ષણ નિરીક્ષણ અને કામકાજ દ્વારા જ પ્રાપ્ત કરવામાં આવતું. તે સમયનું જીવન જ, કામકાજ ઉપર નિર્ભર હતું, અને તે કામકાજ પણ શારીરિક જ હતું. પુરોહિતો, રાજાઓ અને ઉમરાવો વગેરે ઉપલા વર્ગો પણ શારીરિક શ્રમ દ્વારા જ પોતાનું પદ કાયમ રાખી શકતા હતા. લોકો જ્યારે શિકાર વડે, માછલાં પકડીને, કે ખેતી કરીને આજીવિકા ચલાવતા હતા તે સમયે, કે જ્યારે છાપેલાં તો શું પણ લખેલાં પુસ્તકો પણ વિદ્યમાન ન હતાં ત્યારે, જે કાંઈ થોડું જ્ઞાન-ભંડોળ મોજૂદ હતું, તે કામકાજ અને અનુભવ દ્વારા જ દુઃખ વેઠીને મેળવવું પડતું. તે કાળના જુવાનિયાઓને આજના અર્થમાં વિદ્યાર્થીઓ કહેવાને બદલે ધંધો શીખવા રહેલા ઉમેદવારો જ કહેવા જોઈએ. તેઓ પોતાના વિદ્યાગુરુઓ સાથે મઠો કે આશ્રમોમાં રહેતા અને ત્યાં રહી ગુરુ તેમ જ આશ્રમનું બધું કામકાજ કરતા. પરિણામે તેમના જ્ઞાનની ઇમારત વાસ્તવિક અને નક્કર પાયાઓ ઉપર રચાતી. તેમનું જ્ઞાન હંમેશાં પ્રત્યક્ષ વસ્તુઓ અને ઘટનાઓ સાથે જોડાયેલું રહેતું. ઊંચામાં ઊંચા ગગનવિહાર વેળા પણ તે જ્ઞાનમાં નવી-તાજી ખેડેલી ધરતીની સુવાસ રહેતી. તે સમયનો ધર્મ પણ આજની જેમ કેટલીક અતિ-વ્યાપક કલ્પનાઓ રૂપ ન હતો, પરંતુ અમુક નક્કર ક્રિયાઓ રૂપ હતો. તેનાં બધાં વિધિ-વિધાનો વ્યાવહારિક કોટિનાં હતાં. તેનો યોગ અર્થાત્ સાધનામાર્ગ પોતે જ 'કર્મયોગ' એટલે કે કામકાજનો યોગ હતો.

પરંતુ મધ્યયુગમાં આ બધું બદલાઈ ગયું. ત્યાર સુધીમાં ધર્મપ્રક્રિયા પણ નક્કર મટીને થોડી વધુ ખ્યાલી બની ગઈ હતી. ધર્મગુરુઓ અને પુરોહિતોનો એક જુદો વર્ગ જ બની ગયો હતો. તેઓ હવે ધાર્મિક ગૂઢ રહસ્યોના જ નહિ, પણ જ્ઞાનમાત્રના ધારક બન્યા હતા. દરેક જાતની કેળવણી પુરોહિતો–પાદરીઓના હાથમાં હતી. તે મોટે ભાગે વસ્તુશૂન્ય બની હતી અને તેથી શબ્દો અને કલ્પનાઓમાં જ પર્યાપ્ત થતી હતી. આમ બનવું કદાચ સ્વાભાવિક જ હતું. કારણ કે તે કેળવણીનો હેતુ ધંધાદારી પાદરીઓ ઊભા કરવાનો હતો. શિક્ષકનું શું, પુરોહિતનું શું, વૈદનું શું, વકીલનું શું, અને પછીના સમયમાં રાજપુરુષનું શું,— વસ્તુતાએ બધી જ જાતનું શિક્ષિત કામકાજ બ્રાહ્મણો કે પાદરીઓના વર્ગના લોકો જ કરતા. અને પૂર્વના દેશોમાં શું કે પશ્ચિમના દેશોમાં શું, એ વર્ગના લોકોનું શિક્ષણ વ્યવહારથી — વસ્તુથી — પર જ રહેવાનું. મનુષ્યના ચિત્તે તારવેલી કેટલીક વ્યાપકમાં વ્યાપક તથા અંતિમમાં અંતિમ કલ્પનાઓ સાથે ધર્મને હંમેશ લેવાદેવા હોય છે. ઉપરાંત, તપસ્યા અને આશ્રમની ભાવનાવાળા આધ્યાત્મિક જીવનમાં બાકી તેમ જ સ્થૂલ સૃષ્ટિને હંમેશ ગૌણ સ્થાન મળે છે. જગતની ધમાલથી દૂર એવું ચિંતનમય જીવન જ સર્વોચ્ચ જીવન ગણાય છે, અને બાકીનાં તમામ પ્રકારનું જીવન ઇહલૌકિક તેમ જ ભૌતિક મનાય છે. તે દૃષ્ટિએ, ખેડુત, કારીગર અને મજૂરને ભૌતિક સૃષ્ટિ સાથે કામકાજ કરવાનું હોઈ, તેઓ ભૌતિક જીવન ગાળતા જ કહેવાય, અને તેમનું જીવન હીન તથા હલકું ગણાય. ચિંતનાત્મક જીવન જ સર્વોચ્ચ જીવન ગણાય. તેનાથી ક્રમમાં બીજા નંબરનું જીવન તે ક્ષત્રિયનું — સૈનિકનું જીવન ગણાયું. ઝનૂનભર્યા આરણ્યક યુગોમાં આમ જ બને. તે વખતે પણ ધર્મગુરુઓના અને ક્ષત્રિયોના વર્ગો વચ્ચે શ્રેષ્ઠતા માટેની હરીફાઈ કાયમ જ હતી. આ હરીફાઈમાં પૂર્વના દેશોમાં અંતે ધર્મગુરુ જીત્યો; અને પશ્ચિમના દેશોમાં સૈનિક જીત્યો.

પુરોહિત-પાદરીની પ્રેરણા અને દોરવણી હેઠળ અપાતી કેળવણી હંમેશાં કલ્પનાપ્રધાન હોઈ, શબ્દાત્મક જ હોવાની; તેમાં વસ્તુઓ અને પદાર્થો તરફ દુર્લક્ષ જ રહેવાનું. ભૌતિક જીવન અને તેના વ્યવહારોમાંના આનંદોને તુચ્છકારી તે ગંભીર — અને નિરાનંદી પણ — બનતી જાય છે. તે વર્ગોએ રચેલા સાહિત્યના પ્રધાન સૂર ઉપરથી તથા તે સમયના પંડિતોની પરિષદોમાં ચાલ્યા કરતી ચર્ચાઓ ઉપરથી એ બાબતની પૂરતી સાબિતી મળી રહે છે. દરેક વસ્તુનું ખંડન કે મંડન શબ્દો દ્વારા જ કરવાનો પ્રયત્ન કરવામાં આવતો. કોઈ ચર્ચાનું નિરાકરણ વસ્તુઓ તથા કુદરતને તપાસવાથી ઝટ થઈ શકે તેમ હોવા છતાં, એવી તપાસ કરવાની રુચિ જ ન હતી, અને લક્ષણ, પૃથક્કરણ, અને અનુમાન પદ્ધતિ દ્વારા જ પોતે રજૂ કરેલી બાબતોનું પ્રતિપાદન કરવામાં આવતું. આજે આપણને કેટલીક વાર તે જૂની ચર્ચાઓ બાલિશ, અર્થહીન તથા વસ્તુશૂન્ય જેવી લાગે. શબ્દોના ઉપયોગ તેમ જ વિનિયોગની બાબતમાં કથા કામ-

વાક્યોને ભરવાની બાબતમાં ભારે કુશળતા બતાવવામાં આવી હોય છે; પરંતુ તે આખી દલીલનો વ્યાવહારિક માણસને માટે કે વૈજ્ઞાનિક માણસને માટે કશો અર્થ હોતો નથી.

જ્યારે વિચારને વાસ્તવિક જગતમાં રહેલાં તેનાં મૂળોથી જુદો પાડી દેવામાં આવે, ત્યારે ખરાંખોટાં નિર્દેશવાક્યોનું ખંડન યા મંડન માત્ર રૂપાનુમાનથી કરવું સહેલું બની જાય છે. જેમ કે, "સસલું ગમે તેટલું જલદી દોડે, પણ કાચબો જો તેનાથી સહેજ પણ વહેલો ઊપડ્યો હોય, તો તેને કદી ન પહોંચી શકે!" આ પદ્ધતિએ બધું જ્ઞાન તેના બાહ્ય નક્કર પાયાથી અળગું પડી જઈ નર્યું ખ્યાલી જ બની જાય; તેમાંથી નરી વંધ્ય પોથાં-પંડિતાઈ જ જન્મે. મધ્યયુગમાં બધે તેમ જ પરદેશમાં એવી પોથાં-પંડિતાઈએ તમામ પ્રકારના વિચારસ્વાતંત્ર્ય તેમ જ વિકાસોન્મુખતાને રૂંધી નાખ્યાં હતાં, અને એ રીતે જ્ઞાનની પ્રગતિને કુંઠિત કરી હતી. પરંતુ થોડા જ વખતમાં જણાઈ આવ્યું કે, જ્ઞાનનો વિકાસ સાધવો હોય, તો તેને અનુમાનના માર્ગો કરતાં અન્વેષણના માર્ગોએ વધુ પ્રમાણમાં વાળવું જોઈએ, તેને ખ્યાલોમાં અને વિકલ્પોમાં રમતું અટકાવી વસ્તુઓ અને પદાર્થોમાં રમતું કરવું જોઈએ, તથા તે સૌ કરતાં તો તેને પ્રાણવાન તથા સર્જક બનાવવું જોઈએ.

મધ્યયુગની આ કેળવણી વાસ્તવિક જગતથી છેક જ વિખૂટી પડતી બચી ગઈ તેનું કારણ એ હતું કે, તે સમયની ખેતીપ્રધાન ગ્રામસંસ્કૃતિમાં, તેમ જ તે સમયના સ્વનિયંત્રિત તથા સ્વાશ્રયી મઠોમાં અને ધર્મપીઠોમાં કુદરત સાથે પુષ્કળ સંબંધ રહેતો, તથા તે સંસ્થાઓ ચલાવવામાં તથા જીવનની રોજની જરૂરિયાતો પૂરી પાડવામાં શારીરિક મહેનત અવશ્ય કરવી પડતી હતી. આ બધી પ્રવૃત્તિઓની અસર કેળવણી ઉપર પણ પડતી; અને તે તેને નર્યો બૌદ્ધિક વ્યાપાર બની જતો અટકાવતી. ઉપરાંત તે કેળવણીનો હેતુ ધાર્મિક હોઈ, તે કેળવણી કલ્પનાશક્તિ, ભાવનાતંત્ર અને સંકલ્પશક્તિને અચૂક વિકસાવતી. પરંતુ પ્રધાનતયા એ કેળવણી બૌદ્ધિક જ રહેતી અને તેથી પ્રમાણમાં વંધ્ય નીવડતી.

પરંતુ યુરોપમાં પુનરુત્થાનનો યુગ આવ્યો, તેની સાથે આ જાતની બૌદ્ધિક તથા પોકળ કેળવણી સામે વિરોધ જાગ્યો. બાહ્ય બીનાઓ અને ઘટનાઓ ઉપર વધુ ને વધુ ભાર મુકાવા લાગ્યો. અનુમાન-પદ્ધતિ ઉપર જ જે પૂરેપૂરી મદાર બાંધવામાં આવતી, તેને ઓછી કરી, અન્વેષણ અને પ્રયોગની પદ્ધતિ ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો. આધુનિક વિચાર-યુગના બધા આદિ પ્રવર્તકોએ બાહ્ય કુદરત તથા તેના નિયમોના બારીક તથા ખંતીલા અભ્યાસ ઉપર ભાર મૂક્યો છે. જ્ઞાનને વાસ્તવિક જગત સાથે આ રીતે સાંકળવામાંથી તથા તે વડે તેનાં પરિણામોની સચ્ચાઈ વિષે ખાતરી કરી જોવામાંથી આધુનિક વિજ્ઞાન તથા ફિલસૂફી ઊભાં થયાં છે. જોકે પ્રાચીન તેમ જ મધ્યયુગીન લોકો માત્ર અનુમાન-પદ્ધતિ ઉપર જ આધાર રાખતા એમ ન જ કહેવું જોઈએ. તેઓ પણ ખાસ કરીને તેમના ઊગમ અને વિકાસના શરૂઆતના અને સર્જક કાળમાં અન્વેષણની પદ્ધતિનો ઉપયોગ કરતા. પરંતુ મુખ્ય સવાલ ઝોકનો છે: તે વખતે અનુમાન-પદ્ધતિ તરફ ખાસ ઝોક હતો, આજે અન્વેષણ-પદ્ધતિ ઉપર ખાસ ઝોક છે.

બેકન, મોન્ટેઇન, લૉક્સ વગેરેથી માંડી આજ સુધીના ફિલસૂફોએ અને કેળવણીકારોની હારમાળાએ પેલી મધ્યયુગીન પોથાં-પંડિતાઈ અને કુદરત તથા વાસ્તવિક જગતથી તેણે આદરેલા છૂટાછેડા સામે એક લાંબો પોકાર ઉઠાવ્યો છે. પહેલો બળવો સ્વાભાવિક રીતે ફિલસૂફી અને વિજ્ઞાનના ક્ષેત્રમાં થયો. ઘણા લાંબા વખત સુધી કેળવણીને કોઈ અડક્યું ન હતું. પરંતુ વૈજ્ઞાનિક ભાવનાના હુમલામાંથી તે લાંબો વખત બચી શકી નહીં. આધુનિક શિક્ષણ-વિજ્ઞાનનો આદિ પ્રવર્તક અને પિતા રૂસો પોતાના પુસ્તક 'Emile'માં કેળવણીની નવી પદ્ધતિના મૂળભૂત વિચારો નિરૂપે છે. તેના વિચારોનો અમલ કરનારી સંસ્થાઓ યુરોપમાં તરત શરૂ થઈ અને તેમણે તેમ જ તેની પાછળ આવનારાઓએ સૂચવેલે માર્ગે ત્યાં તેમ જ અમેરિકામાં આજના દિવસ સુધી પ્રયોગો ચાલ્યા જ કરે છે.

રૂસોનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે, બાળકના શિક્ષણની બાબતમાં કુદરતને અનુસરવું તથા સાથે બાળકને બાળક માનીને જ ચાલવું — નહીં કે મોટું માણસ. 'બોલવાના, વિચારવાના અને અનુભવવાના બાળકના માર્ગો આપણા કરતાં જુદા જ છે; અને

આપણા પોતાના માર્ગો તેની ઉપર ઠોકી બેસાડીએ તેના જેવો અવિચાર બીજો હોઈ શકે નહીં.' બાળકના માર્ગો શા છે? રૂસો જવાબ આપે છે. 'બાળકો પહેલાં ચંચળ થાય છે અને પછી કુતૂહલી થાય છે.' જો કુદરતે ડહાપણ વાપરીને તેમને ચંચળ બનાવ્યાં હોય તો તેમાં કાંઈ હેતુ હોવો જોઈએ. અને તે હેતુ તેમનો વિકાસ સાધવાનો છે, એ ઉઘાડું છે. તો પછી બાળકને એક ભીડવાળા તથા હવા-ઉજાસ વગરના શાળાના ઓરડામાં નિશ્ચેષ્ટ બેસી રહીને, કોરડાની ધાક હેઠળ દિવસના કેટલાક કલાક ગામડાના શિક્ષકની વસ્તુશૂન્ય પંડિતાઈ ઉપર ધ્યાન ખેંચી બેસી રહેવાની ફરજ પાડવી, એ જરૂર તેની ગુપ્ત શક્તિઓને બહાર લાવવાનો માર્ગ તો નથી જ. એ માર્ગે તેને સાચું તેમ જ ફળપ્રદ જ્ઞાન ન જ આપી શકાય. એ માર્ગ આરોગ્યની દૃષ્ટિએ પણ નુકસાન-કારક છે. એ તો તેની ઘણીખરી શક્તિઓને ચિમળાવી નાખવાનો જ અચૂક માર્ગ છે. એ માર્ગે ભલે તેના મગજનો આંશિક વિકાસ સધાય; પરંતુ તે વિકાસ પણ આંશિક જ હોવાનો. કારણ કે, બીજી બધી શક્તિઓથી વિખૂટું રહીને મગજ પણ પૂરેપૂરું વિકસી ન શકે. જ્યાં સુધી બીજી બધી શક્તિઓને પણ સાથે સાથે કસરત ન મળે, ત્યાં સુધી મગજનો દુરસ્ત કે પૂર્ણ વિકાસ થવો સંભવિત જ નથી.

વળી રૂસો કહે છે: 'બાળકને જુદાં જુદાં શાસ્ત્રો દ્વારા નુકસાન કરવાને બદલે, તેને તેમનો તથા તેમને શીખવાની પદ્ધતિઓનો સ્વાદ ચખાડજો. . . . તમારા કહ્યાથી તે અમુક વસ્તુ જાણે, એમ કદી ન બનવા દેજો; પણ તે વસ્તુ તે પોતાની મેળે શીખીને જાણે, એમ બનવા દેજો. વિજ્ઞાન તેને શીખવવાનું નથી, પણ તેણે શોધવાનું છે. તમે જો તેના મનમાં તર્ક-વિચારની જગાએ તમારા આપ્તવાક્યને સ્થાપશો, તો તે વિચાર કરતું જ અટકી જશે; તથા બીજા લોકોના અભિપ્રાય મુજબ નાચનારું પૂતળું બની જશે.'

જૂની પદ્ધતિને મુકાબલે નવી પદ્ધતિના ફાયદા અથવા ગેરફાયદા આ પ્રમાણે તેણે તારવી બતાવ્યા છે: 'બાળકને પુસ્તકો સાથે ચોંટાડી રાખવાને બદલે હું જો તેને ઉદ્યોગશાળામાં કામ કરતું કરી દઉં, તો તેના હાથ કામકાજ કરવા લાગે અને તેની સાથે જ તેનું મન પણ વિકસિત થાય. તે પોતાની જાતને માત્ર કારીગર માનતું રહે તે દરમ્યાન જ તે એક ફિલસૂફ પણ બની જાય. . . . તમે તેને એક ઉદ્યોગ-શાળામાંથી બીજી ઉદ્યોગશાળામાં લઈ જજો, ત્યારે તેને કોઈ ક્રિયા એવી ન જોવા દેશો કે જેના ઉપર તે જાતે હાથ ચલાવી ન જુએ; તથા જે કાંઈ ક્રિયા કરવામાં આવે તેનું, અથવા ઓછામાં ઓછું તેણે જોયેલી દરેક બાબતનું પ્રયોજન પૂરેપૂરું સમજ્યા વિના તે કશું ન શીખે, એ પણ જોતા રહેજો.' તેને તાલીમ એવી રીતે આપવી જોઈએ કે, એકાદ ઉદ્યોગ દ્વારા તેના અવયવોનો ઉપયોગ તેના મગજના ઉપયોગ સાથે સંકળાયેલો રહે. 'તે પોતાની શક્તિઓના પ્રમાણમાં જ પ્રગતિ કરે છે. મન કે શરીર એમાંથી કોઈ પોતાના ગજા કરતાં વધુ ભાર ધારણ કરી શકે નહિ. સ્મૃતિમાં સંઘરતા પહેલાં જે વસ્તુઓને તેની સમજશક્તિ આત્મસાત્ કરી લે છે, તે વસ્તુઓ તેના પોતાના ભાગરૂપ બની જાય છે; અને તેથી તેવે સ્મૃતિનો તે પોતાની જ વસ્તુની જેમ ઉપયોગ કરી શકે છે. પરંતુ સમજ્યા વગરની બાબતોથી તે પોતાની સ્મૃતિને લાદ્યા કરે, તો વખત આવ્યે તે પોતાની સ્મૃતિમાંથી પોતાને ઉપયોગમાં આવે તેવું કશું ગોળવી ન શકે, એમ પણ બને.' ટૂંકમાં, કેળવણીની બાબતમાં રૂસો સ્વાભાવિકતા અને સરળતાના આદર્શનો પક્ષકાર છે. તે એમ માને છે કે, એ આખી પ્રક્રિયામાં મુખ્ય કર્તા બાળક પોતે જ રહેવું જોઈએ, અને તેને શારીરિક રીતે કે બૌદ્ધિક રીતે જરા પણ ગોંધાવવું ન જોઈએ. તેણે જીવનમાંથી તથા તેની પ્રવૃત્તિઓમાંથી પોતાની કેળવણી પ્રાપ્ત કરવી જોઈએ, તથા કેળવણીએ પણ તેને જીવનને માટે લાયક બનાવવું જોઈએ.

રૂસો પછી પેસ્ટેલોજી, હર્બર્ટ, ફ્રૉબેલ (Froebel) અને બીજા પણ કેટલાય કેળવણીના સુધારકો અને શિક્ષણનું પ્રત્યક્ષ કાર્ય કરતા શિક્ષકોથી માંડીને જૉન ડ્યૂઈ અને રશિયાના આધુનિક સામ્યવાદી સુધારકો સુધીના બધાઓએ જ એક યા બીજી રીતે એ વિચારનું જ નિરૂપણ કર્યું છે કે, શાળામાં પ્રત્યક્ષ કાર્ય કરાવવા દ્વારા જ બાળકને કેળવણી તેમ જ પુસ્તકજ્ઞાન વધુ સારી રીતે આપી શકાય, બાળક પણ તેને જ વધુ સારી રીતે આત્મસાત્ કરી શકે, અને એ રીતે જ તેની બધી શક્તિઓ બરાબર વિકસાવી શકાય. પરંતુ તે બધા વિષે હવે પછી. (ચાલુ)

# પદાર્થવિજ્ઞાનની ગુજરાતી પરિભાષા

[ ગયા અંકમાં આપેલા હપતાની આગળનો હપતો આ છે. ]

Primary મુખ્ય, મૂળ
Principal axis મુખ્ય ધરી
Primary colours મૂળવર્ણ
Prism ત્રિકોણી
Propeller પંખો
Properties ગુણધર્મો
Proton પું-વિજાણુ; ધન વિજાણુ
Propagation (of sound) સંચાર
Pulley ગરેડી
„ (system of) કપ્પી
Pure colour શુદ્ધ વર્ણ
Pump પંપ
„ Compression પૂરકપંપ
„ Hand હાથપંપ
„ Suction / Vacuum } શોષકપંપ

Quality ગુણ

Radian ત્રિજ્યાકોણ
(To) radiate વિકેરવું સ૰ક્રિ૰, વિકેરાવું અ૰ક્રિ૰
Radiation વિકિરણ
Radiator વિકેરક
Radiant (heat, energy etc.) વિકિરિત૰
Radio-active વિકિરણધર્મી
Radio-activity વિકિરણધર્મિતા
Radiometer વિકિરણ-દર્શક
Radio રેડિયો
Radius of curvature ગોળાઈની ત્રિજ્યા
Rainbow મેઘધનુષ્ય
Rain-gauge વૃષ્ટિમાપક,વરસાદનું માપણું
Range હદ
Rarifaction (sound) આખરટ
Ray કિરણ
Reaction પ્રતિક્રિયા
Receiver રિસીવર
Rectilinear સુરેખ
Reed છળ, પતરી
(To) reflect પરાવર્તવું
Reflected પરાવર્તેલું

Reflection પરાવર્તન
„ Total પૂર્ણ પરાવર્તન
Reflector પરાવર્તક
(To) refract વળવું
Refraction વલન, વક્રીભવન
Refractive index વલનાંક
(To) refrigerate ટાઢવવું
Refrigeration ટાઢવણી
Refrigerator રેફ્રિજરેટર
Regelation ફરી થીજવું, પુનર્થીજણ
Regulator નિયામક
(To) reinforce જોર પકડવું, આપવું
Reinforcement જોર
Relative સાપેક્ષ
Relative density સાપેક્ષ ઘટત્વ
Relativity સાપેક્ષવાદ
Relay રિલે (યંત્ર) (ન૰)
Repulsion પ્રત્યાકર્ષણ
(To) resist રોધવું
Resistence રોધકતા
Resolution of forces બળોનું વિગઠન
(To) resolve વિગઠવું
Resonance ગુંજન
„ (To be in...with) ની સાથે ગુંજવું
Resonator ગુંજક
Resultant (force, velocity etc.) પરિણામ વ૰.
(To) retard વેગ ઘટવો, વેગ ઘટાડવો
Retardation વેગઘટ (સ્ત્રી૰)
Retentivity પરિગ્રહ
Rigidity નક્કરતા
Rolling (adj.) ચાક —
Rotation ભ્રમણ
(gyration ઘૂમરી)
Rotatory motion ચાકગતિ
Safety-lamp અભય-દીવો
(To) saturate તૃપ્ત થવું
Saturated તૃપ્ત
Scale ફૂટપટ્ટી, ત્રાજવું, પ્રમાણ, માપ
Scale-pan પલ્લું

Scatter વિખેરવું, વિખેરાવું
Screen પડદો
Screw સ્ક્રૂ
„ Jack કુમકઘાસ
Sea-breezes દરિયાના પવનો
Searchlight સર્ચલાઈટ
Second સેકન્ડ(સમય) વિકલા (ખૂણો)
Secondary ગૌણ (વિ૰)
„ coil ગૌણ ગૂંચળું
„ colours મિશ્ર વર્ણો
„ focus ગૌણનાભિ
Self-induction સ્વયંપ્રેરણ
Sensitive સતેજ
Shadow પડછાયો
Shock આંચકો
Short-sight નજીકરેખું (વિ૰), નજીક-દેખાપણું (ન૰)
(long sight) દૂરદેખું, (વિ૰,) દૂર-દેખાપણું
Shunt આડવાહક
Shutter (કૅમેરાનું) ઢાંકણું
Siderial day નાક્ષત્રદિન
Sinker ડુબાવણું
Siphon સાઈફન, ભકનળી
Siren સાઇરેન
Size માપ
Sliding callipers સરકતો કૅલિપર
„ friction પાટ-ઘર્ષણ
Slit ફાટ
Snow હિમ
Soft iron ઘડતર લોઢું
Solar day સૌરદિન
Solid adj. ઘન
„ (cube) ઘન, ઘનાકાર
(To) Solidify ઘનાવું, ઘનવવું
Solidification ઘનવણી
Solute દ્રાવ્ય
Solution દ્રાવણ
Solvent દ્રાવક
Sonometer ધ્વનિમાપક
Sound ધ્વનિ
„ box આધારપેટી

Sounding board ગુંજક-પેટી,
South-seeking pole દક્ષિણાભિમુખ ધ્રુવ
Space જગા
Spark તણખો
Sparking plug તણખાવતો પ્લગ
Specific (adj.) અંક —
,, gravity bottle ઘટત્વ-શીશી
,, heat ઉષ્માંક
Spectrum } વર્ણપટ
,, band }
Speed ઝડપ
Spherometer ગોળાઈમાપક
Spiral spring કમાન
Spring board ઝૂલતું પાટિયું
Standard (meter etc.) પ્રમાણ-૧૦
Standardised પ્રમાણિત
States (of matter) રૂપ
Statics સ્થિતિશાસ્ત્ર
Stationary સ્થિર
Steel પોલાદ
Stereoscope ઘનદર્શક
Stove સ્ટવ
Stirrer હલાવણું
Stop-watch અટક-ઘડી
Strain વિકૃતિ
Stress જોર
Stroke ધક્કો
Sublimation ઘનનું બાષ્પાયન
(To) Sublime ઘનનું બાષ્પાયન થવું
Submarine સબમરીન (સ્ત્રી૦)
Subnormal અલ્પપ્રમાણ (વિ૦)
Substitution અવેજ
,, (Method of —) અવેજતોલ
Sundial છાયાઘડી
Supernormal અતિપ્રમાણ (વિ૦)
Supersaturation અતિતૃપ્તિ
Surface સપાટી
,, free ખુલ્લી સપાટી
,, —tension સપાટીની તાણ
Switch ચાંપ, બટન
Symmetrical સંમિત
Symmetry સંમિતિ
Syringe પિચકારી
System તંત્ર, પદ્ધતિ
Table ટેબલ

Tantalus cup વાસુદેવ-પ્યાલો
Telegraph } તાર
Telegram }
Telephone ટેલિફોન
Telescope દૂરબીન
Temperature ઉષ્ણમાન
,, (absolute) નિરપેક્ષ ઉષ્ણમાન
Tension તાણ
Terminal જોડ-સ્ક્રૂ
Theory વાદ
Thermograph ઉષ્માલેખ
Thermometer થરમોમિટર, ઉષ્મામાપક
Thermometer (Maximum) મહત્તમ થરમોમિટર
Thermometer (Minimum) લઘુતમ થરમોમિટર
Thermometer (Maxi. & Mini.) સીમાદર્શક થરમોમિટર
Thermometer (Dry & wet-bulb) ભેજમાપક થરમોમિટર
Thermos થર્મોસ
Thunderstorm ગાજવીજ
Time સમય (period મુદત)
Timbre સૂર
Tone મૂળસ્વર
Toothed wheel દાંતાળું ચક્ર (Gear wheel દાંતાચક્રો)
Torsion આમળ
Torque ચાકમાત્રા
Train of waves તરંગમાળા
Transference of heat ઉષ્માયન
Transformer ટ્રાન્સફૉર્મર, ફેરવણું
,, (step up) વધારતો —
,, (step down) ઘટાડતો —
Translucent અર્ધપારદર્શક
To transmit સંચારવું, સંચરવું
Transmission સંચાર (of pressure etc.)
Transmitter સંચારક
Transparent પારદર્શક
Travelling microscope સરકતું સૂક્ષ્મદર્શક
Trough (of wave) ગર્ત
Turbine ટર્બાઇન

Tuning fork સ્વરકાંટો
Turning moment ચાકમાત્રા
Turn ફેરો
Twist વળ
Umbra છાયા
Unision સંવાદ
Unit એકમ
,, fundamental મૂળ-એકમ
,, derived સાધિત-એકમ
,, Gravitational ગુરુત્વ એ[કમ]
,, British Thermal બ્રિ[ટિશ] ઉષ્મ એકમ
Unit pole ધ્રુવકનો એકમ
Up-thrust તારણબળ
U-tube ઊંધાનળી
Vacuum ખાલીખમ
,, brake ખ-બ્રેક
,, cleaner ખ-ઝાડુ
,, post ખ-ટપાલ
,, vessel ખ-પાત્ર
Valve વાલ્વ
Vaporisation બાષ્પાયન
Variable ચલ (વિ૦)
Velocity વેગ
Ventilation હવાબારી
Ventilated હવાદાર
Ventilator જાળિયું
Verticle (ઓળંબે) ઊભું
,, line through centre of gravity ગુરુત્વરેખા
,, reaction લંબ પ્રતિઘાત
Vibration કંપન
,, free સ્વકંપન
,, sympathetic અનુકંપન
,, forced પરકંપન
Vibrating fork સ્વરકાંટો
Viscous પ્રતિવાહી (વિ૦) (Mobile તરલ)
Viscosity પ્રતિવાહિતા
Visual angle દૃષ્ટિકોણ
Vitrious humour નેત્રમધ્ય
Volume ઘનફળ, કદ
Washer વાઇસર
Water supply પાણીની વ્યવસ્થા
,, works
,, clock જળઘડી

Watt વૉટ
Wave તરંગ
" motion તરંગ-ગતિ
" theory તરંગવાદ
" longitudinal ક્રમાનુ-તરંગ
" transverse સર્પ-તરંગ
Wedge ફાચર
Weight વજન
" box વજનપેટી
Wheel & axle ધરી ચક્ર
Wheel ચક્ર
" over-shot ધોધ ચક્ર
" pelton શેલ-ચક્ર
" undershot પ્રવાહ ચક્ર
Whispering gallery બોલતો ઘુમ્મટ
Work કાર્ય
Worm-gear પેચ-ધરી
Yellow spot તેજભાગ

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંકો ઇતિહાસ–૨

## વેદયુગ

ભારતીય ખગોળશાસ્ત્રના ઇતિહાસના છ સ્વાભાવિક યુગો પડી જાય છે, એ આપણે ગયા લેખમાં જોયું. આમાંથી પહેલા 'વેદયુગ' વિષે આ લેખમાં કહીશું. આ યુગની પૂર્વમર્યાદા ઈ. સ. પૂર્વે ૬,૦૦૦ થી ૪,૦૦૦ ગણી શકાય અને તેની ઉત્તર-મર્યાદા ઋગ્વેદનું જ્યોતિષવેદાંગ રચાયું તે કાળ એટલે ઈ. સ. પૂર્વે ૧,૦૦૦ થી ૧,૫૦૦ સુધીની ગણાય. 'વેદયુગ'ની આ ઉત્તરમર્યાદા તે જ 'વેદાંગયુગ'ની પૂર્વમર્યાદા છે.

વેદયુગની આ પૂર્વમર્યાદા ઠરાવવામાં અમે લો૦ તિલકને અનુસર્યા છીએ. લોકમાન્યે, પોતાના પુસ્તક 'મૃગશીર્ષ'માં આની ચર્ચા કરી છે. આ વિષે થોડુંક અમે 'વહેવારુ ખગોળ'ની લેખમાળામાં કહ્યું છે. અહીં એ વિષે કંઈક વધારે કહીશું. એમનું આ પુસ્તક વેદકાળના ઇતિહાસ વિષે છે, ત્યારે એમનું બીજું પુસ્તક 'આર્યોનો ઉત્તર ધ્રુવમાં નિવાસ' વેદકાળનાં આર્યોની ભૂગોળ વિષે છે, એમ કહી શકાય. લોકમાન્યના મતને બધા ઇતિહાસજ્ઞોએ સ્વીકાર્યો નથી. ખાસ કરીને આર્યોના ઉત્તર ધ્રુવના નિવાસ વિષે કેટલાક વિદ્વાનોએ વાંધો લીધો છે. આમાં શ્રી. અવિનાશચંદ્ર દાસ મુખ્ય છે. પણ આપણો વિષય દકાળમાં આર્યોનું ખગોળનું જ્ઞાન છે. એ વિષયના ચારમાં આ મતમતાંતરો આપણને બહુ આડા હિ આવે. ઈ. સ. પૂર્વે ૬,૦૦૦ વિષે તો લોકમાન્યે ણ આગ્રહપૂર્વક કહ્યું નથી. આ સમય વેદમાં નર્વસુ નક્ષત્રમાં વસંતસંપાતનાં ઉલ્લેખો પરથી આવે છે. પણ આ ઉલ્લેખો બહુ અસ્પષ્ટ અને બહુ સંદિગ્ધ છે એમ લોકમાન્ય પોતે કબૂલ કરે છે, અને કહે છે કે, કદાચ આ ઉલ્લેખો પુનર્વસુ નક્ષત્રમાં સંપાત વિષે હોય, અને એમ હોય તો ઈ. સ. પૂ. ૬,૦૦૦ એ આ વેદમંત્રો રચાયાનો સમય આવે.

આ હિસાબ આપણે સમજી લઈએ. પુનર્વસુના મુખ્ય બે તારા છે. આ બે તારાઓ જ મિથુન રાશિ એટલે દંપતીનું જોડું છે. આ બેમાંથી પૂર્વ તરફના તારાને યોગતારા એટલે મુખ્ય તારો માન્યો છે. આ તારાને અંગ્રેજીમાં પોલક્સ (બીટા જેમિનોરમ) કહે છે અને બીજા એટલે પશ્ચિમ તરફના તારાને કેસ્ટર (આલ્ફા જેમિનોરમ) કહે છે. આ બે તારા વચ્ચે ૨॥ અંશનું અંતર છે, તે કાપવા માટે સંપાતને ૨૦૦ વર્ષ લાગે. સંપાત પશ્ચિમ તરફ હઠતો હોવાથી તે યોગતારા પાસે આવ્યા પછી ૨૦૦ વર્ષે બીજા તારા પાસે આવશે. અત્યારે વસંતસંપાત યોગતારાથી લગભગ ૧૧૨॥ અંશ પશ્ચિમે છે. ૩૬૦ અંશ માટે ૨૬,૦૦૦ વર્ષ લાગે એ હિસાબે ૧૧૨॥ અંશ માટે ૮,૧૨૫ વર્ષ લાગે. તેથી આજથી ૮,૧૨૫ વર્ષ પહેલાં, એટલે ઈ. સ. પૂર્વે લગભગ ૬,૨૦૦ વર્ષે સંપાત પુનર્વસુના યોગતારા પાસે હતો. આની પછી ૨૦૦ વર્ષે એટલે ઈ. સ. પૂ. ૬,૦૦૦ વર્ષે સંપાત પુનર્વસુના બીજા, એટલે પશ્ચિમ તરફના તારા પાસે હતો.

પુનર્વસુમાં સંપાત હોવા વિષેના વેદમાં આવતા ઉલ્લેખો બહુ અસ્પષ્ટ અને સંદિગ્ધ હોવાથી તેને છોડી દઈએ, તોપણ ઈ. સ. પૂર્વે ૪૦૦૦માં અમુક વેદમંત્રો રચાયા હોવા જોઈએ એ વિષે તો કંઈ શંકા નથી, કારણ કે મૃગશીર્ષમાં વસંતસંપાત હોવા વિષેના ઉલ્લેખો તદ્દન સ્પષ્ટ અને અસંદિગ્ધ છે એમ લોકમાન્યે બતાવી આપ્યું છે. એટલું જ નહિ, પણ ત્યારથી માંડીને બ્રાહ્મણો, ઉપનિષદો અને વેદાંગ-જ્યોતિષ સુધી થોડે થોડે સમયને અંતરે ક્રમવાર

સંપાતભ્રમણના ઉલ્લેખો મળે છે, એ આપણે 'વહેવારુ ખગોળ'ની લેખમાળામાં જોયું. (જુઓ 'શિક્ષણ અને સાહિત્ય' ડિસેમ્બર ૧૯૪૧, 'વહેવારુ ખગોળ', લેખ ૨૬મો.) લોકમાન્યે 'મૃગશીર્ષ' પુસ્તકમાં લખ્યા પ્રમાણે, મૃગશીર્ષ પરથી પડેલા માર્ગશીર્ષ માસને વેદમાં અગ્રહાયન એટલે હાયન (વર્ષ)નો અગ્ર (પહેલો) માસ ગણ્યો છે. તે પરથી જ ગીતામાં માસાનાં માર્ગશીર્ષોઽહમ્ કહ્યું છે. ઉત્તર હિંદુસ્તાનમાં માગશરને અઘન કહે છે તે અગ્રહાયનનો જ અપભ્રંશ છે. અગ્રહાયન અને ઓરાયન (Orion) શબ્દો વચ્ચેનું સામ્ય ગ્રીક અને પ્રાચીન આર્યોનું મૂળ એક જ હોય એમ માનવાને પ્રેરે છે. પણ તે ઉપરાંત અગ્રહાયન અને ઓરાયન એક જ હશે એમ માનવાને પણ આપણે પ્રેરાઈએ છીએ. વેદોમાં વસંતને વર્ષનું મુખ એટલે પહેલી ઋતુ કહેલ છે. વેદાંગ જ્યોતિષમાં ઉત્તરાયણે વર્ષનો આરંભ ગણ્યો છે, તે સિવાય દરેક ઠેકાણે વસંતે જ વર્ષારંભ કહ્યો છે. અત્યારે આપણો શાસ્ત્રીય વર્ષારંભ ચૈત્રમાં થાય છે, કારણ કે અત્યારની પદ્ધતિ ઈ સ.ના છઠ્ઠા સૈકામાં શરૂ થઈ, (મારા મતે, વરાહમિહિરે શરૂ કરી,) તે વખતે ચૈત્રમાં વસંત આવતી. વળી કેટલાક વેદમંત્રોમાં દિવસ અને રાત સરખાં થાય ત્યારે વર્ષની શરૂઆત કહી છે. તેથી અગ્રહાયન એટલે વર્ષનો આરંભ વસંતે હતો એ વિષે શંકા નથી. વળી અગ્રહાયન એટલે મૃગશીર્ષ એ વિષે લોકમાન્યે પોતાના પુસ્તકમાં ઘણાં પ્રમાણો આપ્યાં છે; તેની ચર્ચા કરવાથી અહીં વિસ્તાર થાય. તેથી જિજ્ઞાસુએ તે મૂળ પુસ્તકમાં જોઈ લેવાં એટલું કહીને અમે આ વિષયને અહીં બંધ કરીએ છીએ. મૃગશીર્ષમાં વસંતસંપાત ઈ. સ. પૂ. ૪,૦૦૦ વર્ષે હતો તેનું ગણિત અમે ગયા ડિસેંબરના અંકમાં આપ્યું છે.

લોકમાન્યનું બીજું પુસ્તક 'આર્યોનો ઉત્તર ધ્રુવમાં નિવાસ' ઇતિહાસ સાથે સંબંધ રાખતું નથી, તેથી આપણા વિષયમાં તે આવતું નથી. પણ વાચકની જિજ્ઞાસા ખાતર અહીં તે વિષે થોડુંક કહીશું. લોકમાન્યે એમ બતાવ્યું છે કે, વેદોમાં છ મહિનાનો દિવસ, છ મહિનાની રાત અને બબ્બે મહિનાની સવાર અને સાંજની સંધ્યાઓનાં વર્ણનો છે, તેથી પ્રાચીન કાળના આર્યો ઉત્તર ધ્રુવમાં રહેતા હશે એવું અનુમાન તેઓ દોરે છે. લોકમાન્યના આ મતને ઘણા વિદ્વાનો મળતા થતા નથી એ ઉપર કહ્યું છે. એમના 'મૃગશીર્ષ' પુસ્તકનાં કેટલાંક પ્રમાણો કેટલાક વિદ્વાનોને મંજૂર નથી, તેમ છતાં એ પુસ્તકનાં એકંદર અનુમાનો વિષે વિદ્વાનોને એમની સાથે વિરોધ નથી. પશ્ચિમના વિદ્વાનોએ વેદકાળને ઈ. સ. પૂ. ૩૦૦ વર્ષે માનવાથી શરૂઆત કરી હતી, પછી તેઓ ઈ. સ. પૂ. ૧,૦૦૦ વર્ષે આવ્યા, અને હવે કોઈ પણ તેને ઈ. સ. પૂ. ૩,૦૦૦ કરતાં મોડો માનતું નથી: ઈ. સ. પૂ. ૩,૦૦૦ સુધીનાં કેટલાંક પ્રમાણો તો આપણે ગયા ડિસેંબરના અંકમાં જોયાં હતાં. આટલે સુધી આવ્યા પછી 'ઈ. સ. પૂ. ૪,૦૦૦ના સમયનો વિરોધ કરવાનો ઉત્સાહ પશ્ચિમના વિદ્વાનોમાં પણ દેખાતો નથી. ગયા ડિસેંબરના અંકમાં વેદથી વેદાંગ સુધીના સમયમાં ઈ. સ. પૂ. ૪૦૦૦, ૩૦૦૦, ૨૪૦૦, ૧૯૦૦ અને ૧૪૦૦ નાં વર્ષોના ઉલ્લેખો આપણે જોયા. આ ઉલ્લેખો કેવા અનુક્રમે અને ટૂંકે ગાળે આવે છે તે જુઓ.

આપણે આપણા વિષયના પાડેલા છ યુગમાંથી વેદયુગનો સમય કયો અને એ સમય માનવાનાં શાં પ્રમાણો છે, તે બહુ જ ટૂંકમાં આ લેખમાં જોયું. વધારે વિસ્તાર કરવા માટે આપણી પાસે જગા નથી. આટલાથી શાસ્ત્રીય અભ્યાસીને પૂરું સમાધાન ન થાય એ તદ્દન સ્વાભાવિક છે. એમણે આ લેખમાં ઉલ્લેખેલાં મૂળ પુસ્તકો જોવાં એ જ એક માર્ગ રહે છે. આ પ્રમાણે વેદયુગનો જે સમય આપણે ઠરાવ્યો, તે સમયમાં આર્યોનું ખગોળનું જ્ઞાન કેટલું હતું તે આવતા લેખમાં જોઈશું.

હરિહર ભટ્ટ

# ઊધડો લીધો

આચાર્ય નગીનદાસ શાહના, જાન્યુઆરીના અંકમાં આવેલા ભાષણ પર મેં નજર તો નાંખી હતી, પણ વાંચી કાઢ્યું નહોતું. એ વાંચવાની મારી પર ફરજ જ આવી પડશે એમ મેં ધાર્યું નહોતું. પરાણે જે કરવું પડે તેને સજા કહી શકાય. ત્રણ ભાઈઓએ બે પત્રો દ્વારા એ વ્યાખ્યાન સામે વાંધો ઉઠાવી મને તે વાંચવાની સજા કરી છે. હું ધારું છું કે, તેમાંના કોઈ આચાર્ય શાહની જેમ 'સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ઘમઘમ'માં માનતા નથી એટલું જ નહિ, પણ 'સ્વયંસ્ફૂર્તિ'માં માને છે; છતાં તેઓએ મને વાંચવાની સજા કરવાનું 'પાપ' કર્યું! આચાર્ય શાહે શિક્ષકોનો માર ખાઈ ખાઈને આચાર્યપદ પામ્યાનો લાભ મેળવ્યો જણાવે છે. મેં પણ આ સજાનો ભોગ બની એમના વિચારો જાણવાનો લાભ મેળવ્યો છે.

. મારે એમ કહેવું જોઈએ કે, આ ભાષણમાં મને તોલ લાગ્યો નથી. એક બે ઉદાહરણોથી સામાન્ય સૂત્રો બનાવી દીધાં છે, અને ગુણદોષનાં ખોટાં મૂલ્યો આંકેલાં છે, તથા અતિશયોક્તિભર્યા આરોપો કર્યાં છે.

છતાં તંત્રીએ એને 'મનનીય' કહ્યું છે અને છાપ્યું છે, તેનું હું સમર્થન કરું છું. સુધારકે હંમેશાં કડવી ટીકાને આવકાર જ આપવાનો હોય. આચાર્ય શાહ જે દૃષ્ટિએ જુએ છે, તે દૃષ્ટિએ બીજા પણ ઘણા જોતા હશે. સુધારકે તેનું દૃષ્ટિબિંદુ જાણી, તેને પોતાને સુધારવા માટે માપદંડ કરવામાં એની પ્રગતિ છે. વખાણ પ્રગતિમાં સહાયક ન થાય. એમની ટીકાઓ ભૂલભરેલી હોય તોયે 'મનનીય' ગણાય. 'મનનીય' એટલે 'સાચું' એમ થોડું જ છે!

'પંતુજી પદ્ધતિ'થી ભણવાનું ભાગ્ય મને પણ સાંપડ્યું હતું. અને તેમાંના કેટલાક શિક્ષકો પ્રત્યે મને માન પણ હતું. તેમનો પ્રેમ પણ મેળવ્યો હતો. પણ આચાર્ય શાહનું 'પ્રમાણપત્ર હું તેમને આપી શકું' એમ લાગતું નથી. એટલે કે, તેમના મારથી મારી બુદ્ધિમાં કે મારી ઉન્નતિમાં એક અંશ (?) જેટલોયે ઉમેરો થયો હશે એમ મને ભાસ્યું નથી. એથી મારું નુકસાન જ થયું છે એમ મને ખાતરી છે. મારા વખતના શિક્ષકો નેતર, તમાચા, ચોંટિયા, મુક્કા, કાન-આમળ, વગેરે દંડવિધિઓથી જ નહિ, પણ ભૂંડી ગાળોના વ્યાકરણથીયે પરિચિત હતા. અને જે શિક્ષકે મને શાળામાં દાખલ થયા પછી ત્રીજે જ દિવસે મોડા પહોંચવા માટે એવો જોરથી તમાચો ચોડી કાઢ્યો કે હું તમ્મર ખાઈને પડી ગયો, અને બીજા એક શિક્ષકે જેણે મારા ભાઈને એવી નેતરો ઝૂડી કાઢેલી કે ઘણા દિવસ સુધી ઘેર તાવ લઈને પડ્યો, તે શિક્ષકો શુક્રાચાર્ય જેવા વિદ્વાન હતા કે નહિ તે હું જાણતો નથી; પણ હોત તોયે તેમની આગળ જગન્નાથ શંકરશેઠ સ્કોલરશિપ મારેયે સમિત્પાણિ થવાની મને લાલચ થાત નહિ. અમને બે ભાઈઓને નાનપણમાં લાંબો વખત સુધી શાળાને વખતે જ માથું દુખવાનો કે પેટમાં દુખવાનો કે તાવ આવ્યાનો ભાસ — સાચેસાચ, ઢોંગ નહિ — થતો; અને તે ત્યાં સુધી રહ્યો, જ્યાં સુધી અમે એવી શાળામાં દાખલ થયા, જ્યાં હેડમાસ્તર સિવાય બીજા શિક્ષકોને મારવાની પરવાનગી નહોતી. ત્યાર પછી જ અમારું રીતસર શિક્ષણ ચાલ્યું એમ કહેવાય. તે છતાં અમે વહેલી ઉંમરે મૅટ્રિક સુધી પહોંચ્યા તેનો યશ માર વિના ભણાવનારા અમારા શિક્ષકોને જ ઘટે છે.

પણ નવા શિક્ષકોએ આચાર્ય શાહે લીધેલા ઊધડાથી ગભરાવાનું નથી. પુરાતની પદ્ધતિઓમાંથી ઘણા વિદ્વાનોનો વિશ્વાસ ડગી શકતો જ નથી. તેમને નવું બધું ધતિંગ લાગે છે. અને જૂની પદ્ધતિની સેંકડો વર્ષની એબોને ગુણ માની, તેના અપવાદરૂપ નમૂનાઓને આગળ કરી, નવી પદ્ધતિનાં પરિણામો ૨૦–૨૫ વર્ષમાં જ જોવા ઇચ્છે છે, અને તેની એબોને મોટી કરી માને છે.

જેલમાં અમને એક દાક્તર કહેતા કે, 'જેલ જો પહેલાં જેવી સખત કરી હોય, તો તમારો આ સતિયાગર બતિયાગર બધો ગંધી જાય. આમ તો એ કલાસ ને બી કલાસ પર બધી દેસભગતી ચાલે છે.' આમાં સત્યાંશ હશે. છતાં આ દાક્તરનો અભિપ્રાય માની જેલોને સુધારવાનું કામ અટકાવી શકાવાનું નથી.

તે જ પ્રમાણે આચાર્ય શાહના ઉદ્ગારો વિષે સમજવાનું છે.

ડૉલ્ટન પ્લાન વિષે હું પોતે ઝાઝું જાણતો નથી. પણ તેમણે ડૉલ્ટન પ્લાનનો જે અર્થ બતાવ્યો છે તે પદ્ધતિની શાળા તો, સરકારી તંત્રમાં જેટલી ચાલતી જોવામાં આવે છે, તેટલી ખાનગી તંત્રોમાં નથી જ.

કિ. ઘ. મ.

# ડૉલ્ટન પ્લૅન અસફળ નથી

શ્રી. તંત્રીશ્રી, 'શિક્ષણ અને સાહિત્ય',

'શિક્ષણ અને સાહિત્ય'ના જાન્યુ. '૪૨ના અંકમાં આચાર્ય નગીનદાસ શાહનું એક વ્યાખ્યાન છપાયું છે. એ ભાષણનો છેલ્લો ભાગ વાંચતાં તો કોઈને લાગે કે, વ્યાખ્યાનકારને નવી કેળવણીની વસ્તુની લગારેય સમજ નથી. ડૉલ્ટન પ્લૅન તે અભ્યાસક્રમની અને અભ્યાસ કરાવવાની અમુક યોજના વિચારી, તે યોજના પ્રમાણે વિદ્યાર્થીનો અભ્યાસ વધારવાની એક રીત માત્ર છે. સાઇકોલોજી શું છે, શાળામાં વિદ્યાર્થીઓ ઉપર એની કેવી અજમાયશ થઈ શકે, તેનો જરા પણ વિચાર કર્યા વિના જ આચાર્યશ્રી તેને રોઘાશાસ્ત્ર કહેવા મંડી જાય છે, ત્યારે તો ખરેખર દુઃખ થાય છે. 'એમ. એ. અને બી. ટી. થયેલાઓ આજે પૂરી પાધરી પોતાની નોકરી માટેની અરજી પણ શુદ્ધ અંગ્રેજીમાં લખી શકતા નથી,' એવો આચાર્યશ્રીનો જે આરોપ છે, તે તો તેમની જ વિરુદ્ધ પડે છે. અત્યારે જે એમ. એ.ઓ છે તેઓ એમની 'સરકારી' પદ્ધતિથી જ ભણેલા છે. એમનામાંનો કોણ ડૉલ્ટન પ્લૅન કે બીજા કોઈ પ્લૅનથી ભણેલો છે?

ડૉલ્ટન પ્લૅનનો એક સફળ અખતરો આચાર્યશ્રીને હું અહીં જ આપું. એ અખતરો મેં જ કરેલો હોવાથી તેમાં આત્મશ્લાઘા જેવું લાગે તો તેઓ મને માફી આપે. હું એ તદ્દન નમ્રભાવે જ રજૂ કરું છું.

કરાંચીની એક રાષ્ટ્રીય શાળા કે જે હાઈસ્કૂલ છે અને મુંબઈ વિદ્યાપીઠ સાથે જોડાયેલ છે, તેમાં હું શિક્ષક હતો ત્યારે એક વર્ષે પ્રથમાના વર્ગમાં નબળા વિદ્યાર્થીઓની ઘણી સંખ્યા આવી ગઈ. એ વિદ્યાર્થીઓને ખાતર હોશિયાર વિદ્યાર્થીઓનો અભ્યાસ લંગડાય અથવા હોશિયાર સાથે નબળાઓએ ઢસેડાવું પડે તે યોગ્ય નહિ, એમ વિચારીને તેના સવાસો વિદ્યાર્થીઓમાંથી ત્રીસેક નબળા વિદ્યાર્થીઓનો એક ખાસ વર્ગ કાઢ્યો ને એનો મને વર્ગશિક્ષક બનાવ્યો. મને બીજી સગવડ એ અપાઈ કે, તે વર્ગનાં ચિત્રકળા, સંગીત અને વ્યાયામ સિવાયના અંગ્રેજી, ગુજરાતી, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, રાષ્ટ્રભાષા, એ બધા વિષયો મને સોંપાયા. એક આખો વર્ગ અને તેના લગભગ બધા વિષયો મને મળ્યા, એટલે મને મારી યોજના અજમાવવાની એક સરસ તક મળી. આ પહેલાં મેં ડૉલ્ટન પ્લૅન વિષે થોડું વાંચેલું ને હવે તે મને અમલમાં મૂકવા મળ્યું. અને વર્ષની આખરે શાળાના આચાર્યશ્રીને મેં બતાવ્યું કે, એ નબળા વિદ્યાર્થીઓનો વર્ગ સારા વિદ્યાર્થીઓની બરાબર હારોહાર આવી ગયો હતો એટલું જ નહિ, પણ તેમણે કંઈક વિશેષ પણ મેળવ્યું હતું.

આવો જ એક બીજો અખતરો ઘણું કરીને એ જ વર્ષમાં, અમારી એ શાળામાં તૃતીયા શ્રેણીના વિદ્યાર્થીઓ પર ગણિતના વિષયમાં અજમાવ્યો હતો. મેં જોયું હતું કે, મારી યોજનાથી — જે ડૉલ્ટન પ્લૅન જ છે — હું ચાળીસ વિદ્યાર્થીઓના વર્ગમાં દરેક વિદ્યાર્થી પર વ્યક્તિગત ધ્યાન આપી શકતો હતો, તેમાંના નબળાઓ હોશિયાર બનતા હતા, તેમને વિષયની યથાતથ સમજ આવી જતી હતી, અને હોશિયાર વિદ્યાર્થીઓ બીજા સંજોગોમાં બગાસાં ખાતા ને કંટાળો અનુભવતા, સમય અને શક્તિનો વ્યય કરતા વર્ગમાં બેઠા હોય, તેમને ઝટપટ આગળ વધવાનો ઉત્સાહ મળતો હતો.

અને આ યોજનામાં, આચાર્યશ્રીની માન્યતા મુજબ, ટાંટિયા લાંબા કરીને બીડી ફૂંકવાની વાત તો એક બાજુએ રહી, પણ એમની 'સરકારી' પદ્ધતિમાં શિક્ષકો — સારા શિક્ષકો પણ — જે આરામ ભોગવે છે, તે ભોગવવા મને નહોતો મળતો. તેમાં તો મારી સેકંડે સેકંડનો ચતુરાઈથી અને કસી કસીને મારે ઉપયોગ કરવો પડતો હતો. કેટલુંક કામ તો મારે હોશિયાર વિદ્યાર્થીઓની મદદ લઈને જ કરવું પડતું હતું — એ વિના પહોંચાતું નહોતું. આમ એ વિદ્યાર્થીઓને એક જુદી બાબતમાં પણ કેળવણી મળતી હતી. ડૉલ્ટન પ્લૅન જો કોઈ શિક્ષક પોતાના વર્ગમાં અજમાવવાનું છોડી દે તો તેનું કારણ આ જ એક કે, તેમાં શિક્ષકને ખૂબ જ શ્રમ લેવો પડે છે. જે લોકો એમ કહે છે કે, વિદ્યાર્થીઓ મોટે ભાગે અભ્યાસ કરવા માટે અનુત્સુક હોય છે, તેમને હું અનુભવ વિના વાત કરનારાઓ માનું છું. હું તો માનું છું કે, બધા જ વિદ્યાર્થીઓ શિક્ષકને મૂંઝવી નાખે તેટલા ઉત્સાહી બની શકતા હોય છે.

અને આ કામ કરતાં અમે— વિદ્યાર્થીઓ અને હું—પરસ્પર ખૂબ એકભાવ અનુભવતા હતા. મારી જ અશક્તિ અને કેટલીક વાર ખોટી સમજણને કારણે કોઈ કોઈ વાર હું વિદ્યાર્થીને મારી બેસતો,— અમારી શાળામાં એમ મારવું પ્રતિબંધિત હોવા છતાં; પણ પાછળથી મને મારી ભૂલ સમજાતી. વિદ્યાર્થી પણ એ સમજી જતો ને અમારી વચ્ચે હમેશાં પ્રેમગાંઠ જ રહી હતી.

આ લખવાનું મુખ્ય કારણ એ કે, નવી વસ્તુને વગોવવાની જે ફેશન ચાલતી હોય છે તેમાં કેટલાક નવીનો પણ તણાઈ જાય છે ને કેટલાક જૂનાઓ પોતાની વાતને ટેકો મળ્યો માને છે. તેઓ તેમ ન કરતાં બંને વાતનો પૂરતો વિચાર કરે, સમભાવપૂર્વક નવીન વસ્તુને જાતે અખતરામાં મૂકે, અને પછી જ તે ફેંકી દેવા લાયક છે કે નહિ તેનો નિર્ણય બાંધે.

હરજીવન સોમૈયા

# ભલામણુ પર ભલામણો!

(જોશી કમિટીના રિપોર્ટ પર પ્રાથમિક શિક્ષણ બોર્ડની ભલામણો)

સરકારી તંત્ર કંઈ અજબ રીતે કામ કરે છે. કમિટીઓ અને કમિશનોમાંથી કેટલાંક કામ ઊંચાં જ આવતાં નથી. સાયમન કમિશન ૧૯૨૭માં નિમાયું. તેની વિચારણા પૂરી થઈને નવા સુધારા આવતાં લગભગ ૮ વરસ લાગ્યાં. કેટલીક બાબતોને તો એમ કમિટીઓને હવાલે સોંપીને, છેવટે તેમને સુવડાવી દેવાની યુક્તિ જ કરવામાં આવે છે. આવું જ હમણાં મુંબઈ ઇલાકાની કેળવણીને અંગે થયું લાગે છે. આ ઇલાકાની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવા વિશે વિચાર કરવા માટે, મહાસભાવાદી પ્રધાનમંડળે ૧૯૩૮ના જાન્યુઆરીમાં શ્રી. કે. જી. જોશીના પ્રમુખપદે એક સમિતિ નીમી હતી, અને તેને ચાર પાંચ માસમાં જ પોતાની ભલામણો રજૂ કરવા સૂચના કરી હતી. તે કમિટીએ ઉતાવળ કરીને પોતાનો રિપોર્ટ રજૂ કર્યો. પણ તે રિપોર્ટ અત્યાર સુધી હજુ કમિટીઓની ઘટમાળમાંથી પસાર થયો નથી. તેની ભલામણો પર પોતાની નવી ભલામણો કરવા માટે તે કામ સરકારના પ્રાથમિક શિક્ષણ બોર્ડને સોંપવામાં આવ્યું. તે મંડળે હમણાં ૧૯૪૧ની આખરમાં બહુ બહુ વિચાર કરીને પોતાની ભલામણો સરકારને સુપરત કરી છે. એ મંડળે ચાળી ચાળીને છેવટે શું રાખ્યું છે તે જોવાનો અહીં ઇરાદો છે.

તે સરકારી મંડળે ઉત્પાદક કામ મારફત બાળકોને કેળવણી આપવાનો વર્ધાયોજનાનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે. (કેળવણીની દૃષ્ટિએ તેનો વિરોધ થઈ શકે તેમ નથી તેથી?) પણ વ્યાવહારિક મુશ્કેલીઓ જણાવીને તે સિદ્ધાન્તને પોતે સૂચવેલા અભ્યાસક્રમમાં નજીવું સ્થાન રહેવા દીધું છે. હાથકામમાં હાથે સીવવાનો ઉદ્યોગ દાખલ કરવા જેવો તેમને લાગ્યો છે અને તેને અઠવાડિયામાં ૨ કલાક આપવાનું સૂચવ્યું છે. તે કામ માટે કેટલાં સાધનો જોઈશે, તેમાં કેટલા પૈસા રોકાશે, માલ પેદા થશે તેનું શું થશે, વગેરે વિચાર કરવાનો કમિટીને સૂઝ્યો નથી કે હજી બાકી હોય એમ જણાય છે. તે કરશે ત્યારે તેની મુશ્કેલીઓ જણાશે અને ત્યારે ખબર પડશે કે, તે ઉંમરનાં નાનાં બાળકો માટે કાંતવા, પીંજવાનું કે સાધારણ બાગકામ બંધ બેસે છે ને વધારે અનુકૂળ છે. કાંતવા, પીંજવામાં બિનઉપયોગી ઉત્પાદનનો સવાલ ઊભો થતો નથી. તેમ સાધારણ બાગકામમાં પણ નકામા વ્યયનો સવાલ નથી. સીવણકામમાં તો બાળકોને ઉપયોગી સીવણકામ ન થાય તો તેનું શું કરવું, એ મોટો સવાલ થાય. અને તે ઉંમરનાં બાળકોને તે કામ કેટલું ફાવે તે પણ સવાલ છે. આ રીતે વિચારવાને બદલે, ગ્રામોપયોગી ઔદ્યોગિક શિક્ષણને સુવડાવી દેવાની ચાલતી ઘરેડમાંથી નહિ નીકળવાની વૃત્તિનું એ બોર્ડની ભલામણમાં દર્શન થાય છે.

તે મંડળે પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવા માટે ખૂબ ભાર મૂક્યો છે. પણ તેમની કલ્પના પ્રમાણેની પ્રાથમિક કેળવણી કેવળ અક્ષરજ્ઞાનથી આગળ જઈ શકે તેમ નથી. તેમણે બાળવર્ગ કાઢી નાખીને ચાર વરસ માટે, ૭ થી ૧૧ વરસના બાળકની કેળવણી માટે અભ્યાસક્રમ સૂચવ્યો છે. દરેક શિક્ષક ઓછામાં ઓછાં બે ધોરણ અને ૫૦ વિદ્યાર્થીઓ સંભાળે અને સવાર બપોર ત્રણ ત્રણ કલાક શાળા

ચલાવે, એવી કલ્પના કરી છે. એ દૃષ્ટિએ તેમણે સ્વતંત્ર અભ્યાસક્રમ સૂચવ્યો છે. તેમાં ચાર વરસમાં રોજના ૩ કલાકની શાળામાં જેટલો અભ્યાસ કરાવવાની આશા રાખી છે, તે વધારાપડતી લાગે છે. ચાર ધોરણ સુધીમાં, એટલે આજનાં ત્રણ ધોરણ સુધીમાં, બાળક સામાન્ય અર્થ કરી શકે કે અરજી લખી શકે? હિસાબની ડાયરી રાખી શકે કે આયાત નિકાસ સમજી શકે? આ બધું ત્રણ કલાકની આજની ત્રીજા ધોરણ સુધીની શાળામાં કેટલે અંશે થાય તે શંકા પડતું છે. તેટલા સમયમાં બાળકો બહુ બહુ તો લખતાં વાંચતાં જ થઈ શકે અને થોડું ઉપલકિયું સામાન્ય જ્ઞાન મેળવે. તેટલું મેળવેલું જ્ઞાન ક્યાં સુધી ટકશે તેની પણ ખાતરી ન અપાય. તેનો આધાર તો પછીના જીવન ઉપર અને વાંચવાની સગવડો ઉપર રહ્યો છે. આના કરતાં બાળકો કામ કરતાં કરતાં થોડું ઘણું લખતાં વાંચતાં શીખે તે સારું નહિ? શાળાનું શિક્ષણ અને મજૂરીનાં કામો વચ્ચે જે અંતર પડે છે અને તેને લીધે ભણતાં કે ભણેલાં બાળકો ઘરધંધાથી વિખૂટાં પડી જાય છે, તે અનિષ્ટ કોઈ પણ ઉપાયે અટકાવવું જોઈએ. એટલે શાળાના સમયમાં અક્ષરજ્ઞાન ઠાંસી ઠાંસીને ભરવાને બદલે બાળકો બુદ્ધિપૂર્વક જાતમજૂરી કરે તે વધારે અગત્યનું છે. આ મંડળે આ દૃષ્ટિએ વિચાર કર્યો નથી. પરંતુ ઓછામાં ઓછા ખર્ચે બાળકોને લખતાં વાંચતાં શી રીતે કરવાં તેનો જ વિચાર કર્યો જણાય છે.

તેમને ખબર છે કે, ૮૨ ટકા છોકરાઓ અને ૬૨ ટકા છોકરીઓ આર્થિક કારણે ભણવા આવતાં નથી. તેથી તેમણે અડધા દિવસની ૩ કલાકની શાળા સૂચવી છે, એમ જણાય છે. પણ આર્થિક કારણનું નિવારણ તો બાળકો તેમના ધંધામાં ઉપયોગી થાય તેવું શિક્ષણ મેળવે તેમાં રહેલું છે. અડધા દિવસની શાળા કરવાથી કેટલાંક બાળકોને સવારે અને કેટલાંક બાળકોને બપોરે ભણવા આવવું પડે. કામની દૃષ્ટિએ બધાને તે અનુકૂળ આવે નહિ. કામને માટે સવારનો સમય અનુકૂળ હોય તો જેમને સવારમાં શાળામાં આવવાનું હોય તેમને ન ફાવે. અને કામને માટે બપોરનો સમય અનુકૂળ હોય, તો જેમને બપોરે શાળામાં આવવાનું હોય તેમને ન ફાવે. આ રીતે કામની દૃષ્ટિએ મુશ્કેલી તો રહેવાની જ. અડધા દિવસની શાળા કરવાથી તે મુશ્કેલી દૂર થાય તેમ નથી. તેનાથી તો શિક્ષકો બચે અને ઓછા ખર્ચમાં વધારે વિદ્યાર્થીઓને વાંચતા લખતા કરી શકાય એટલું જ બહુ તો કરી શકાય. એ જ દૃષ્ટિ આ સૂચનામાં રહેલી હોય તો વિચારવાનું એ છે કે, ઘણાને ઉપલકિયું થોડું ઘણું લખતા વાંચતા કરવા તે સારું, કે બને તેટલાને સારું અને ઉપયોગી શિક્ષણ આપવું સારું? કેળવણીની નિરુપયોગિતા વિષે જે ખ્યાલ લોકોમાં ઘર કરી બેઠો છે તે કાઢવો હોય, તો બીજો જ માર્ગ ઇષ્ટ છે. એ રીતે બાળકોને ગામડાંને ઉપયોગી શિક્ષણ મળતું થશે અને શાળામાં બાળકો ઉત્પાદક કામ કરતાં થશે, તો માબાપો પોતાની મેળે બાળકોને ભણાવતાં થશે, અને શાળાઓ બાળકોના કામમાંથી કંઈ આવક કરતી થશે તો કેળવણીના વધતા જતા ખર્ચનો પણ સવાલ નહિ થઈ રહે. સારી કેળવણી આપવાથી ખર્ચ વધારે ન થાય તોપણ બસ છે. ઉદ્યોગોમાંથી આખી શાળાનું ખર્ચ નહિ, પણ ઉદ્યોગોનું ખર્ચ નીકળી રહે તોપણ એ ફેરફાર પસંદ કરવા જેવો છે. એ રીતે બાળકોને વિના નવે ખર્ચે હાથપગની ઉપયોગી ને કીમતી કેળવણી મળશે. તેઓ બુદ્ધિપૂર્વક હાથપગ વાપરતાં થશે, તેઓ ઘરના કામમાં રસપૂર્વક ફાળો આપતાં થશે, અને તેથી માબાપને કેળવણી આપવી ભારે નહિ પડે.

પણ વાત એમ છે કે, સરકારી મંડળને સરકારના ખર્ચની જ બહુ ચિંતા જણાય છે. જાણે કે પ્રાથમિક શિક્ષણનો વિચાર કરવામાં એ જ એકમાત્ર મુદ્દો હોય! આથી જ તેમણે જ્યાંત્યાં ખર્ચમાં કાપકૂપ કેમ થાય તે દૃષ્ટિને જ પ્રાધાન્ય આપ્યું છે. શિક્ષકોના પગારવધારાની બાબતને પણ બેધડક સંમતિ આપી નથી.

આમ ઓછા ખર્ચની દૃષ્ટિએ ગણતાં દર વરસે સરકાર ૯ લાખ રૂપિયા કેળવણી ખાતે વધારે આપે તો ૧૦ વરસમાં પ્રાથમિક કેળવણી પ્રાંતમાં બધેય મફત અને ફરજિયાત થઈ શકે, એવી ગણતરી તે મંડળે કરેલી છે. આ કેળવણી ૭ થી ૧૧ વરસનાં બાળકોને આપવામાં આવે; દરેક શિક્ષક ઓછામાં ઓછાં બે ધોરણ અને સરાસરી ૫૦ બાળકોને ભણાવે; અને શાળાનો સમય ૩ કલાકથી વધુ ન હોય તો નીચે મુજબ ખર્ચ આવે:

વસતીના વધારાનું પ્રમાણ ધ્યાનમાં લેતાં ૧૯૫૧ સુધીમાં ૨૬૦૫ લાખ બાળકોને ભણાવવાનાં થાય. તેમને ભણાવવાનું ખર્ચ રૂ. ૨૮૪ લાખ થાય. તેમાંથી ૫૬૦૮ લાખ લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ આપે. એટલે બાકી રૂ.।૨૨૭૦૨ લાખ પ્રાંતિક સરકારને જોડવા પડે. આજે તે ખાતે રૂ. ૧૩૭ લાખ સરકાર આપે છે, એટલે છેવટે સરકારને ઉપરની યોજના દસ વરસમાં પૂરી કરવા માટે રૂ. ૯૦૨ વધારે આપવા પડે. દર વરસે રૂ. ૯ લાખની સરકાર જોગવાઈ કરે, તો દસ વરસમાં આ યોજના પૂરી થાય.

આવી મર્યાદિત યોજનાને પણ સરકાર સ્વીકારી લેશે કે કેમ તેની આજે તો શંકા થાય છે. શ્રી. ગોખલેજીએ પણ આવી જ રીતે પોતાની પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાની યોજના બહુ જ મર્યાદિત રૂપમાં સરકાર સમક્ષ મૂકી હતી. આજથી ૩૦ વરસ ઉપર તે સ્વીકારવાની શુભ બુદ્ધિ સરકારને સૂઝી નહોતી. એટલાં વરસોના અનુભવ પછી અને પ્રાંતિક સ્વરાજની લાંબી ચોડી વાતો પછી પણ, હજુ સરકાર આગળ વધી હોય તેમ જણાતું નથી. એટલે એવી યોજનાઓ માટે તો પ્રાંતિક સ્વરાજ્યની નહિ, પણ સાચા પ્રજાકીય સ્વરાજની રાહ જોવી પડશે. અને તેવું સ્વરાજ્ય મળે ત્યારે અડધા સમયની અધૂરિયા અને અક્ષરિયા જ કેળવણી શા માટે આપવી? ગામડાંને અનુકૂળ ઉત્પાદક ધંધા દ્વારા સંગીન કેળવણી કેમ ન આપવી? એટલે સાચો રસ્તો તો એ છે કે, સરકારની તિજોરીની દયા ખાઈને, ચાલતે ચીલે ચાલવાની વાતો કરવાને બદલે, સાચી ઉપયોગી અને ઉત્પાદક કેળવણીની યોજના થવી જોઈએ.

આવી યોજનાઓને અંગે થોડું ખર્ચ વધે તો તેને માટે બહુ ચિંતા કરનાર લોકોને માટે ગોખલેજીએ ૧૯૧૨માં આપેલો જવાબ આજે પણ યાદ કરવા જેવો છે. તેમની યોજના દસ વરસમાં આખા હિંદમાં શરૂઆત તરીકે છોકરાઓને માટે, અને પછી બધાંને માટે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાની હતી. તેને માટે બધાય પ્રાન્તોમાં મળીને દર વરસે ૪૦ લાખનું વધારે ખરચ કરવાનું હતું. પણ તેટલી રકમ ગરીબ હિંદ ક્યાંથી કાઢે, તેવો સવાલ થયો હતો. તેના જવાબમાં વડી ધારાસભામાં તેમણે કહ્યું હતું કે, "જે લોકો, આ કામ માટે જે રકમ જોઈશે તેથી ગભરાય છે, તેમને માટે હું એક જ હકીકત જણાવીશ. આ દેશમાં રાજ્યની જરૂરિયાતને લીધે— આ જરૂરિયાત વાજબી છે કે નહિ તેના વિચારમાં હું અત્યારે ઊતરતો નથી — છેલ્લાં ૩૫ વરસમાં લશ્કરી ખર્ચ ૧૬ કરોડથી વધીને ૩૧ કરોડ થયું છે. એટલે ૧૫ કરોડ વધ્યું છે. લૉર્ડ રીપનની કારકિર્દીમાં તે ૧૬ કરોડ હતું. તે હવે લગભગ ૩૧ કરોડ છે. જો રાજ્યને ઠીક લાગે તો આમ લશ્કરી ખર્ચમાં ૧૫ કરોડનો વધારો કરી શકે છે, તો કેળવણી માટે પણ તેમ થવું જોઈએ. કેળવણી પણ રક્ષણના જેટલી જ ઉપયોગી છે, અને સરકારી આવકવેરામાંથી ભાગ પડાવવાનો તેનો સરખો હક છે.' આમ કહીને તેમણે કેળવણી માટે વધારે ખર્ચ કરવું એ સરકારની શક્તિ બહારની વાત નથી, એમ જણાવ્યું હતું. તે વખતે માનનીય જનાબ ઝીણા સાહેબે પણ તેમાં સાથ પૂર્યો હતો અને કહ્યું હતું, 'આખો પ્રશ્ન એ છે કે તમારો અમલી કાર્યક્રમ શો છે? તમે વાજબી સમયમાં આ દેશમાં સાર્વત્રિક લોકશિક્ષણ દાખલ કરવા માગો છો કે અચોક્કસ મુદત સુધી તેને માટે રાહ જોવા માગો છો?' (આજે જનાબ ઝીણા સાહેબ આ બાબતમાં શું કહે તેની ખબર નથી.)

આજે સરકાર પણ શું કહે? આજે લશ્કરી ખર્ચ તો ૧૯૧૨ કરતાં લગભગ ત્રણ ગણું થઈ ગયું છે. છતાં આવા કામ માટે પાંચ દસ કરોડ કાઢવા પડે તો સરકાર શું કહે? ટૂંકામાં કહીએ તો, આ પ્રશ્નને અંગે મુખ્ય સવાલ પૈસા ખરચવાની શક્તિનો નથી પણ ઇચ્છાનો છે. એટલે પૈસા ક્યાંથી આવશે તેની ચિંતા કરીને અધૂરી અને ઉપલકિયા કેળવણી આપવાની યોજના કરવી તે બરાબર નથી. આ માપે તપાસી જોતાં, સરકારી પ્રાથમિક કેળવણી મંડળની ભલામણો પ્રજાને ઉપયોગી થાય તેમ નથી. એ દૃષ્ટિએ તો જોશી કમિટીની મૂળ સૂચનાઓનો અમલ કરવા જેવો છે. પણ આજે તો એ જૂની નવી બધીય સૂચનાઓ કાગળ ઉપર રહેવાની. યોગ્યાયોગ્યતાની દૃષ્ટિએ વિચારીએ તો જોશી કમિટીની સૂચનાઓ થોડા સુધારા વધારા સાથે પસંદ કરવા જેવી છે.

**વિઠ્ઠલદાસ કોઠારી**

# ગામડાંની હાઈસ્કૂલોનો પ્રશ્ન

['શહેર વિ૰ ગામડું'' એ પ્રશ્ન હિંદી જીવનનાં અનેક ક્ષેત્રોની જેમ માધ્યમિક શાળામાં પણ રહેલો છે. આ પ્રશ્ન એટલે 'સધનતા વિ૰ નિર્ધનતા', એમ ઘણી વાર સમજવામાં આવે છે. એ તદ્દન નાપાયાદાર વાત છે; તેમાં ગામડાંની સુપ્ત છતાં સંગીન શક્તિની અવહેલના રહેલી છે, અને શહેરની પોલી અદ્યતનતાની ભભકની અંજામણી છે. તેથી ગ્રામિક હાઈસ્કૂલો પણ પોતાને છાજતો સંગીન અને સ્વમાની આદર્શ રાખી શકે, એવી હિમાયત કરતો એક લેખ, ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક પરિષદની ચોથી બેઠકમાં, તા. ૨૬-૧૨-૪૧ના રોજ એક વ્યાખ્યાનરૂપે વંચાયેલો, તેમાંથી ટૂંકાવીને નીચે આપવામાં આવે છે. તંત્રી૰ શિ૰ સા૰]

૧

ગામડાંની હાઈસ્કૂલોને પણ સરકારી મદદના કાયદાની ('ગ્રાન્ટ-ઈન-એઈડ કોડ') મર્યાદામાં કામ કરવાનું હોય છે. તે છતાં શહેરના ધમાલિયા વાતાવરણ કરતાં અને ત્યાંની ખાનગી માલકીની શાળાઓની હરીફાઈ કે સ્પર્ધામાં ખર્ચાઈ જતી શક્તિઓનો વિચાર કરતાં, બિનશહેરી શાળાને કેળવણીનું વાતાવરણ જમાવવાની અમુક વિશેષ અનુકૂળતા હોય છે. તેને અનુકૂળ મકાન હોય છે, રમતગમતનું મેદાન હોય છે, જરૂરી રાચરચીલું હોય છે, અમુક શિક્ષકગણ પણ સ્થાયી હોય છે, અને પરીક્ષાનાં પ્રમોશનો વગેરેમાં નિયંત્રણો મૂકવાની છૂટ પણ વધુ હોય છે.

આવી શાળાના આચાર્ય અને શિક્ષકમંડળને અભ્યાસેતર પ્રવૃત્તિઓ શાળામાં વિકસાવવાનો ઉત્સાહ હોય તો તેમને વિદ્યાર્થીઓનો સહકાર પણ હોય છે. તે સાથે બિનશહેરી વિદ્યાર્થીઓની ઋજુતા, શ્રમશીલતા અને વિનયનો ઉપયોગ કરવામાં આવે તો અભ્યાસ બાબતમાં—બૌદ્ધિક વિકાસની દૃષ્ટિએ—નવા નવા પ્રયોગોને પણ સ્થાન છે, અને હૃદયની કેળવણી માટે સમાજસેવા વગેરેને પણ સ્થાન છે.

હિંદ જેવા વિશાળ દેશમાં અહીંતહીં આવેલી ગામડાંની માધ્યમિક શાળાઓ તેમની આસપાસના પ્રદેશનાં સંસ્કૃતિ-કેન્દ્રો જેવી છે, અને જ્યારે આપણું રાષ્ટ્રીય ઉત્થાન વેગીલું ને સક્રિય બનશે ત્યારે રાષ્ટ્ર-વિધાનની એ પ્રવૃત્તિમાં બિનશહેરી માધ્યમિક શાળાએ મોટો ફાળો આપવાનો રહેશે.

ગ્રામિક માધ્યમિક શાળા ધારે તો તે સમાજનું કેન્દ્ર બની શકે. તેના વાતાવરણમાં કામ કરતા એવા આપણે વિચારવાનો એક પ્રશ્ન તો એ રહે છે કે, આપણી શાળાનો આદર્શ શો હોઈ શકે? એમાં પણ આટલું તો ઓછામાં ઓછું હોવું જ જોઈએ, એમ આપણે નક્કી કરી શકીએ ખરા? શહેરની માધ્યમિક શાળાઓની માત્ર વાંદરિયા નકલ જ આપણે કરીશું, કે આપણી મૌલિક દૃષ્ટિએ આ પ્રશ્નનો વિચાર કરીશું ખરા?

૨

ગ્રામિક વાતાવરણની પ્રથમ મુશ્કેલી તે ત્યાં કામ કરનારનો થતો બૌદ્ધિક હ્રાસ છે—Intellectual stagnation—છે. વિષયોનું શિક્ષણ તે ઠીક ઠીક આપી શકે છે પણ વિકસતા જતા કેળવણીના આદર્શની અડોઅડ તે ઊભો રહી શકતો નથી. ગામની ખટપટમાં લપટાઈ જતાં તેનામાં કોઈ અભિજાત કેળવણીકારની નિપુણતા જણાતી નથી.

શહેરની સરખામણીમાં તેનું વાતાવરણ ગ્રામ્ય—ગામડી-લાગે છે. શહેરની અદ્યતનતા અને તરવરાટ ત્યાં હોતાં નથી. વિદ્યાર્થીઓ અને વાલીઓની જ્ઞાનકક્ષા, સંસ્કારકાંક્ષા ને ધ્યેયકાંક્ષા પણ મર્યાદિત હોય છે. કુટુંબ, જ્ઞાતિ ને લોકખટપટના વાડાઓની ત્યાં ગંભીર અસર હોય છે. છાપાં, સિનેમા, રેડિયો, વ્યાખ્યાનો, સભાઓ, સંમેલનો વગેરેનો બહારના જીવનમાં, ને ઘણે અંશે શાળામાં પણ, અભાવ હોય છે. વળી આચાર્ય ને શિક્ષકોની કિંમત પણ તેમની કેળવણીવિષયક દૃષ્ટિ અને શાસ્ત્રીયતા કરતાં યુનિવર્સિટીનાં પરિણામો પરથી વધારે થાય છે. ગામોમાં પક્ષાપક્ષી હોય ત્યાં સરળતાથી કામ કરવું મુશ્કેલ બને છે. ક્યાંક ક્યાંક શાળાના આચાર્ય પણ આવા વાતાવરણમાં, ઉદાર કેળવણીકાર નાયક નહિ, પણ સંહતિવાદી સરમુખત્યાર (Fascist dictator) જેવા બની બેઠા હોય છે. શાળાની સુઘડતા કે સગવડ વાર્ષિક નિરીક્ષણ થવાનું હોય ત્યારે જણાય છે. બાકી બીજા દિવસોમાં રહે છે શાંતિ—રૈક્ષણિક 'સ્થિતપ્રજ્ઞતા'—ખાઈબદેલાઓની ખૂબીમાંથી જન્મતી 'સ્થિતપ્રજ્ઞતા'—પ્રત્યાગામી કે પ્રગતિવિરોધી અને કૂવામાંનાં દેડકાંઓને આત્મસંતોષ આપનારી

૩

આ બૌદ્ધિક ને આધ્યાત્મિક હ્રાસને અટકાવવાની જરૂર છે. શિક્ષણ, જે આપણો દસબ છે, તેની પકડમાં શાસ્ત્રીયતા અને અદ્યતનતા આણવાની જરૂર છે. આપણી જવાબદારીના પૂર્ણ ભાનનું સ્પષ્ટ દર્શન થવાની જરૂર છે. પ્રયોગશીલ ને પ્રયત્નાત્મક બની સ્પષ્ટ દોરવણી આપવાની જરૂર છે અને શાળાની નીતિને ઘડી તેની પર

પોતાના આદર્શોને મૌલિક દૃષ્ટિની મહોર મારવાની જરૂર છે. આચાર્યમાં સૌને સાથમાં લઈને આગળ ડગલું ભરવાની તાકાત હશે, તેની નિષ્ઠા દૃઢ હશે—વૃત્તિ સાચી હશે, પોતાના પ્રયત્નોમાં તેને શ્રદ્ધા હશે, તેનામાં મૌલિકતા, સર્જકતા અને વેધકતા હશે—સહાનુભૂતિ અને અદમ્ય ઉત્સાહ હશે, તો ગ્રામિક વાતાવરણમાંય તે કામ કરી બતાવવાનો. આચાર્ય ને શિક્ષકો વધુ વિદ્વાન, પ્રયોગશીલ, ઉત્સાહપરાયણ, સજીવ અને કાર્યપટુ બની યોજનાબદ્ધ પ્રવૃત્તિઓને વેગ આપી રહે, તો બિનશહેરી શાળાઓ ઘણો ઘણો વિકાસ સાધી શકે.

તેને સારુ શિક્ષકોએ સહકારથી, પરસ્પર મેળ સાધી, એકસૂત્ર બની વર્તવું જોઈએ. જ્ઞાનપિપાસાનો અભાવ, ખોટી અહમહમિકા ને ઈર્ષ્યા, કસબની દૃષ્ટિએ અધતનતા નહિ, જૂની ઘરેડની રૂઢિચુસ્તતા, અનનુનેયત્વ, આ બધા દુર્ગુણો છે, તે કાઢવા જોઈએ.

વળી ઘણી શાળાઓમાં પગાર-ધોરણ ઓછું હોય છે, ઘણે અનિશ્ચિત હોય છે. ઘણે સ્થળે શિક્ષકને પોતાની પસંદગીનો વિષય નથી મળતો. શિક્ષકોની જોરદાર 'કલીક'—ટોળકીના હાથમાં આચાર્ય પ્યાદું હોય તેવી શાળામાં નીચલા શિક્ષકો અને ઉપલા વચ્ચે અસ્પૃશ્યતાની અભેદ્ય દીવાલ ચણાઈ જાય છે. ટયૂશનોનું પ્રલોભન તેને કૈંક વૈવિધ્ય પૂરે. પણ ત્યાંય ગ્રામિક વાતાવરણમાં તો કલહો, વિસંવાદો અને અપ્રમાણિકતા ચિત્રને કલંકિત કરે છે. આ અને આવી ખામીઓને આપણે દૂર કર્યે જ છૂટકો છે.

એટલે આપણે જાગ્રત બનીને, કેળવણીવિષયક અપ્રમાણિકતાનો પરિત્યાગ કરીને, ઝટ ઝટ આપણી મહાન શક્યતાઓને સમજવી તે આવશ્યક છે. આપણી જવાબદારીને, આપણા કસબને, ને આપણા મિશનને આપણે પૂરેપૂરાં સમજી લેવાની જરૂર છે. બિનશહેરી વાતાવરણમાં કામ કરતા આપણે જો કેળવણી-જગતમાં આપણું સ્થાન નક્કી કરી સ્વત્વને પ્રતિપાદિત કરવું હોય, તો આ બાબતમાં આપણી 'attitude'—મનોવૃત્તિ શી છે તે નક્કી કરી, તે શી હોવી ઘટે તે માપવું જરૂરી છે.

શંભુપ્રસાદ હ૦ ભટ્ટ

# ગુજરાત વિદ્યાપીઠનું વાર્ષિક નિવેદન

[ગુજરાત વિદ્યાપીઠના મહામાત્રે પ્રસિદ્ધ કરેલા, તે સંસ્થાના વાર્ષિક નિવેદનમાંથી ટૂંકાવીને નીચેનું આપવામાં આવે છે. જેઓ આખો હેવાલ લેવા માગે તેમણે સંસ્થાના મહામાત્ર પર એક આનાની ટિકિટ બીડી તે મંગાવવા વિનંતી છે. તંત્રી, શિ૦ સા૦]

ઈ. સ. ૧૯૪૦ના જૂનથી શરૂ થઈ ૧૯૪૧ના જૂનમાં ગુજરાત વિદ્યાપીઠનું નવું સત્ર ઊઘડયું ત્યારે પૂરા થતા વર્ષમાં નીચેની પ્રવૃત્તિઓ મુખ્યત્વે થઈ હતી:

૧. ગુજરાત વિનય મંદિર
૨. ખાદી કાર્યાલય
૩. જોડણીકોશનું કામ
૪. વિજ્ઞાનની પરિભાષા-રચનાનું કામ
૫. અન્ય પ્રકાશન કાર્ય
૬. વિદ્યાપીઠ ગ્રંથાલય
૭. હિંદુસ્તાની પ્રચાર
૮. ગ્રામ સેવા સમિતિ હસ્તક કાર્ય

આ ઉપરાંત વિદ્યાપીઠથી અલગ છતાં તેની મદદ અને દેખરેખ નીચે ચાલતું **શ્રી. પૂંજાભાઈ જૈન પ્રકાશન**નું કામ, જેમાં વિદ્યાપીઠના બે સેવકો મુખ્યત્વે કામ કરે છે.

ગ્રામ સેવા સમિતિનું નિવેદન તેના મંત્રી તરફથી અલગ પ્રસિદ્ધ થાય છે, એટલે તે વિષે આ નિવેદનમાં જગા રોકી નથી.

## ગુજરાત વિનય મંદિર

ગુજરાત વિદ્યાપીઠ તરફથી આજે ચાલતા પ્રત્યક્ષ શિક્ષણકામમાં ગુજરાત વિનય મંદિર મુખ્ય છે. તેની સાથે કુમાર મંદિર પણ ચાલે છે. આની પાછળ કલ્પના એ રહેલી છે કે, પાયાના શિક્ષણ માટે ગણાતાં અભ્યાસનાં પ્રથમ દશ-અગિયાર વર્ષોની કેળવણીનો પ્રયોગ કરી જોવો, એ આપણા રાષ્ટ્રની કેળવણીની આજે મોટામાં મોટી જરૂર છે. આથી વિદ્યાપીઠે પોતાની અત્યારે એક મર્યાદા પણ આંકી ગણાય કે, સાર્વત્રિક શિક્ષણને માટેના આ પ્રયોગ તરફ એકાગ્ર થવું અને ઉચ્ચ કહેવાતા શિક્ષણમાં પડવા તરફ અત્યારે ન ખેંચાઈ જવું.

વિનય મંદિર તથા કુમાર મંદિરમાં કુલ સંખ્યા વરસોવરસ લગભગ ૧૦૦ની આસપાસ રહે છે, તેમ જ આ વર્ષે પણ રહી છે. મંદિર પાછળ જેટલો ખર્ચ કરવામાં આવે છે, લગભગ તેટલા જ ખર્ચથી એના કરતાં ચાર પાંચ ગણા વિદ્યાર્થીઓ ભણી શકે. તો જણ દીઠ શિક્ષણ-ખર્ચ યોગ્ય પ્રમાણમાં આવી રહે. આજે તેની પાછળ કરાતો ખર્ચ એક જ રીતે બરોબર છે, અને તે એ કે, તે દ્વારા રાષ્ટ્રીય કેળવણીનો જે પ્રચાર આગળ ઉપર આપણે કરવા ઇચ્છીએ છીએ, તેનાં ધારા-ધોરણ અને આદર્શ ઉદ્દેશોને વફાદાર રહી, વિનય મંદિર દ્વારા પ્રયોગ કરી જોવામાં આવે છે.

આ વર્ષે ૧૦ જણ વિનીત થઈ બહાર પડયા. એટલે ૧૯૩૫-૬માં વિનય મંદિર શરૂ કર્યું ત્યારથી

આજ સુધીમાં કુલ ૧૬ જણ વિનીત થયા છે.

### ખાદી કાર્યાલય

વિનય મંદિરમાં શીખવાતા ખાદીના ઉદ્યોગમાંથી સ્વાભાવિક રીતે આ કાર્યાલયની ઉત્પત્તિ થઈ છે. એને ચરખા સંઘની રીતસરની માન્યતા મેળવીને ચલાવવામાં આવે છે; એથી તે સંસ્થા તરફથી સામાન્યપણે તે પેટે મળતી મદદ પણ મળે છે.

કાર્યાલયથી પ્રત્યક્ષ ખાદી-ઉત્પત્તિનું કામ થવાની સાથે તે દ્વારા તેની તાલીમ આપવાનો જે સંજોગ મળે છે, તે આપણે માટે કીમતી છે. આથી વિનય મંદિરનું ખાદી-શિક્ષણ સારી પેઠે જીવંત અને અનુબદ્ધ કરી શકાય છે.

હવે આવતે વર્ષે એક એવો વિચાર* છે કે, ખાદી કાર્યાલય અને [illegible] ઉમેદવારોની સાથે ખાદી વિદ્યાલય શરૂ કરવું. જેથી ખાદી-સેવકો તથા ખાદી-શિક્ષકોની બેવડી ઊઘડનારી માગને પહોંચી વળી શકાય.

### જોડણીકોશનું કામ

જોડણીકોશની નવી — ચોથી આવૃત્તિની તૈયારીઓ ચાલે છે એને અંગે પ્રથમ બે વસ્તુઓ શરૂ કરી છે: ૧. વ્યુત્પત્તિ અને શબ્દપ્રયોગોની તારવણી કરી નોંધવાનું કામ, ૨. અત્યાર સુધી કોશમાં નહિ સંઘરાયેલા શબ્દોની શોધને માટે સાહિત્ય-વાચન.

ગયે વરસે નિવેદનમાં જણાવેલો 'જોડણી માટે ખિસ્સાકોશ' તૈયાર કરવાનું કામ પૂરું કર્યું છે, અને તેની ૫૦૦૦ની એક આવૃત્તિ લગભગ વેચાઈ જવા આવી છે. તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે.

જોડણી પૂરતા તૈયાર કરેલા આ સસ્તા કોશ પરથી લોકોએ સસ્તા સાર્થ લઘુકોશ માટે માગણી કરતા પત્રો લખ્યા હતા. ગયે વરસે જ હું જણાવી ગયો કે, શાળોપયોગી સસ્તા લઘુકોશની તૈયારીઓ આપણે શરૂ કરી છે. તે કોશમાં બને તેટલી વ્યુત્પત્તિ તથા શબ્દપ્રયોગો આપવાં જોઈએ.

એક બીજી રીતે પણ લઘુકોશનું કામ જલદી થવું જોઈએ. કોશની ત્રીજી આવૃત્તિ હવે પૂરી થઈ રહેવા આવી છે. ચોથી આવૃત્તિ માટેની તૈયારીઓ કાંઈક પૂરી ન થાય ત્યાં સુધી, યા તો જૂનો કોશ ફરી છપાવવો જોઈએ, અથવા મને ઠીક લાગે છે કે, આજની કાગળની મોંઘવારીમાં નાના શાળોપયોગી લઘુકોશ ઉપર પહેલું ધ્યાન આપીને તે બજારમાં મૂકીએ. આવતે વર્ષે આ પ્રકારનો લઘુકોશ તૈયાર કરવાનો ઇરાદો રાખ્યો છે.

* બારડોલીમાં ખાદીવિદ્યાલય શરૂ કરવાથી હાલ આ વિચાર મોકૂફ રાખ્યો છે. તંત્રી

### વિજ્ઞાનની પરિભાષાનું કામ

બેએક વર્ષથી શ્રી. સલારિયા શ્રી. કિશોરલાલભાઈની સલાહ-સૂચના પ્રમાણે પરિભાષાનું કામ કરતા આવ્યા છે. આ દરમ્યાન ગૂજરાત સાહિત્ય પરિષદ તરફથી આ કામના જવાબદાર, શ્રી પોપટલાલ શાહે આપણને લખ્યું કે, વિદ્યાપીઠ આ કામ ઉપાડી લે તો સારું. તેમની સાથે પત્રવ્યવહાર કરી, કાર્યની પ્રારંભ-રેખા આંકવામાં આવી, અને તે પ્રમાણે કામ શરૂ કરવા માટે, અમદાવાદની શાળા કૉલેજના વિજ્ઞાનના શિક્ષકો તથા અધ્યાપકો અને લેખકોની એક સભા બોલાવવામાં આવી. શ્રી. કિશોરલાલભાઈ તેમાં હાજર હતા. સૌએ મળીને, કામ કઈ રીતે કરવું તેના પ્રાથમિક મુદ્દાઓ આંકી લઈ, એક સમિતિ નીમી, અને તેને પરિભાષાના શબ્દો ઘડવાનું કામ સોંપ્યું. આ કામને અંગે સવિસ્તર ખબરો ગુજરાતમાં સૌને મળી રહે અને તેમાં મદદ કરવા ઇચ્છનારાઓ મદદ કરી શકે તે સારુ, આપણા માસિક પત્ર 'શિક્ષણ અને સાહિત્ય'માં તે બધાની જાહેરાત કરવામાં આવી છે.

નવા વર્ષમાં પદાર્થવિજ્ઞાન અને રસાયણ એ બે શાખાઓની (વિનીત કક્ષા પૂરતી) ગુજરાતી પરિભાષા આ સમિતિ તૈયાર કરી લેશે, એવી આશા છે.

સમિતિના સભ્યો અને બીજા શિક્ષકોએ આ કામને પોતાનું ગણી જે ઉત્સાહ અને ઉમંગ બતાવ્યો છે, તથા તકલીફ વેઠીને પણ સમય આપ્યો છે, તેને માટે તેમનો આ પ્રસંગે આભાર માનું છું. ગુજરાતના ભાવી શિક્ષણ માટે આ પ્રકારના કામની કેટલી જરૂર છે, તે બતાવવાની જરૂર ન હોય. ઉપર જણાવેલી બે વિજ્ઞાનશાખાઓના શબ્દો રચાઈ રહે એટલે તેમને પુસ્તિકારૂપે બહાર પાડવા વિચાર છે. જેથી શિક્ષકો તથા લેખકો પોતાના કામને માટે તેને પાસે રાખી શકે.

### બીજાં પ્રકાશનો

કોશકામ ઉપરાંત બીજાં પ્રકાશનોમાં, આ વર્ષે વિદ્યાપીઠ વાચનમાળાનાં નીચેનાં પુસ્તકો તૈયાર કરી પ્રસિદ્ધ કર્યાં, એ મુખ્ય છે:—

૧. ગૂજરાતી ૧લી ચોપડી (નવી)
૨. ગૂજરાતી ૨જી ચોપડી ( ,, )
૩. ગૂજરાતી ૫મી ચોપડી
૪. ગૂજરાતી ૬ઠ્ઠી ચોપડી
૫. ગૂજરાતી ૭મી ચોપડી

(વિદ્યાપીઠ વાચનમાળાની બાકીની ત્રીજી અને ચોથી ચોપડી આવતે મહિને બહાર પડશે.) એટલે 'ચાલજુગાડી' —બાળપોથી—થી માંડીને સાતે ધોરણો માટેની વાચનમાળા પૂરી થઈ જશે.

ઉપરની પાંચ ચોપડીઓને પાઠ્યપુસ્તકો તરીકે સરકાર-મંજૂરી મળી છે, અને બે ત્રણ જિલ્લા લોકલ બોર્ડોએ એ પોતાના જિલ્લામાં વાપરવા માંડી છે.

આ ઉપરાંત પ્રકાશનોમાં—'**જોડણી માટે ખિસ્સા-કોશ**,', અને આ૦ ગિદવાણીમાળામાં, **યંત્રની મર્યાદા** : લે૰ (શ્રી. નરહરિ પરીખ) પસિદ્ધ કરી છે.

ગયે વર્ષે શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી તરફથી, એમનાં વડિયાઈના સ્મારક માટે, રૂા. ૫૦૧)ની રકમ આપણે સ્વીકારી હતી. તે પેટે પ્રૌઢવાચન જોગી એક પુસ્તકમાળા કાઢવાનો વિચાર કર્યો છે, અને આ વર્ષે તેના પહેલા મણકા તરીકે નીચેનું પુસ્તક પ્રગટ કર્યું છે : **ગામગોષ્ઠી** : લે૦ વિઠ્ઠલદાસ કોઠારી અને રાવજીભાઈ પટેલ.

જૈન પ્રકાશન માળામાં શ્રી. ગોપાલદાસે '**શ્રી મહાવીર-કથા**' ગ્રંથ તૈયાર કર્યો છે. નવજીવન તરફથી શરૂ કરેલા '**શિક્ષણ અને સાહિત્ય**' માસિકના કામમાં આપણા ત્રણ સેવકો સંપાદક મંડળમાં કામ કરે છે. એ માસિક તેનું બીજું વર્ષ પૂરું કરે છે.

## ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય

૧૯૪૦ના મે માસની આખરે ગ્રંથાલયમાં ગ્રંથોની કુલ સંખ્યા ૨૪,૨૯૭ હતી. તેમાં ૧૯૪૦-૪૧ના વર્ષ દરમ્યાન ૧,૦૧૧ પુસ્તકોનો ઉમેરો થયો. પરિણામે ૧૯૪૧ મેની આખરે પુસ્તકોની કુલ સંખ્યા ૨૫,૩૦૮ થઈ છે. ભાષાવાર સંખ્યા નીચે મુજબ છે :

| | કુલ | વર્ષ દરમ્યાન થયેલો ઉમેરો |
|---|---|---|
| અંગ્રેજી | ૧૧,૪૧૭ | ૩૩૬ |
| ગુજરાતી | ૫,૬૨૪ | ૨૭૭ (+ ૬૦ હ. લિ) |
| હિંદી | ૧,૬૧૫ | ૧૦૨ (+ ૯ હ. લિ.) |
| મરાઠી | ૮૮૯ | ૩૧ |
| બંગાળી | ૮૮૧ | ૩૮ |
| ઉર્દૂ | ૪૭૨ | ૨૯ |
| સંસ્કૃત | ૨,૮૪૨ | ૧૦ (+૧૬૯ હ લિ) |
| પ્રાકૃત | ४७६ | ૧ (+૧૮૬ હ. લિ.) |
| પાલિ | ૩૩૬ | ૯૯ |
| જર્મન | ૨૬૪ | ૦ |
| ફ્રેન્ચ | ૨૪૧ | ૮ |
| અરબી | ૬૩ | ૫ |
| ફારસી | ૧૩૪ | ૦ |
| પરચૂરણ | ૫૧ | ૫૧ |
| | ૨૫,૩૦૮ | |

હસ્તલિખિતોની ગણતરી અત્યાર અગાઉ જુદી કરાતી હતી હવે ભાષાવાર તેમને જુદાં પાડી તે તે ભાષાની સંખ્યામાં ઉમેર્યાં છે : ગુજરાતી ૬૦, હિંદી ૯, સંસ્કૃત ૧૬૯, પ્રાકૃત ૧૮૬. આ ઉપરાંત કેટલાંક હસ્તલિખિતો અપૂર્ણ તેમ જ અણુકાલાયેલાં છે તેમની સંખ્યા ૫૦ની આસપાસ છે.

ઘેર વાંચવા આપેલાં પુસ્તકોની કુલ સંખ્યા ૨,૯૭૦ છે. જે વાચકો ગ્રંથાલયમાં જ બેસી પુસ્તકોનો ઉપયોગ કરે છે તેમની તથા તેમના ઉપયોગનાં પુસ્તકોની સંખ્યા રાખવામાં આવી નથી. આવતા વર્ષથી એ સંખ્યા પણ વ્યવસ્થિત રાખવા વિચાર છે.

આ વર્ષ દરમ્યાન મુંબઈ સરકારે નીમેલી પુસ્તકાલય સમિતિ આપણું ગ્રંથાલય જોવા તથા તેની આપણી સમિતિને મળવા આવી હતી. તેઓએ આપણો સંગ્રહ જોઈને સંતોષ તથા આનંદ વ્યક્ત કર્યો હતો. ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમાં આપણી સંસ્થા પોતાથી બનતાં મદદ અને સહકાર આપશે, એ જાતની એમની જોડે વાત કરવામાં આવી હતી.

## હિંદુસ્તાની પ્રચાર

હિંદુસ્તાની પ્રચાર અંગે શાળાઓ માટે હિંદુસ્તાનીના શિક્ષકો તૈયાર કરવામાં મદદ કરવાને ઇરાદે ખોલવા ધારેલું 'હિંદુસ્તાની અધ્યાપન મંદિર' ખોલી શકાયું નથી. ગયા વર્ષના નિવેદનમાં જણાવ્યું હતું કે, આ મંદિર ખોલવા બાબત સરકાર જોડે પત્રવ્યવહાર ચાલે છે. એ પત્રવ્યવહારને અંગે તા. ૯-૧૨-૪૦ના સરકારી પત્રમાં આપણને જણાવવામાં આવ્યું કે, અમુક શરતો સ્વીકારો તો તમારી પદવીને સરકારી પદવી બરોબર ગણવામાં આવે. આ શરતોમાં સરકારી નિરીક્ષણ, અભ્યાસક્રમની મંજૂરી, પાઠ્યપુસ્તકો સરકાર ઠરાવે તે લેવાની બલામણ, ઉમેદવારને લેવાની લાયકાત, વગેરે નાની મોટી અનેક બાબતોમાં સરકારી કાબૂ આવતો હતો. તેના જવાબમાં મેં આપણી નીતિની પાછી ચોખવટ કરી, અને હિંદુસ્તાનીનો અભ્યાસ ઉત્તરોત્તર સારો થાય એ વિદ્યાપીઠનો ઇરાદો છે, અને તેને પોતાની રીતે કામ કરવા દેવામાં આવે, એમ લખ્યું. અને એ પણ જણાવ્યું કે, સરકારી અમલદારો કે કોઈ પણ ખાનગી શખસ અમારું કામ જોવા ને સલાહ-સૂચના આપી મદદ કરવા આવે, તો તેમને હમેશ વિદ્યાપીઠમાં આવકાર હોય છે. મંદિરની પરીક્ષા સમિતિમાં એક સભ્ય સરકારી હિંદુસ્તાની બોર્ડનો રહે એ પણ આપણે જણાવ્યું છે. તેને અંગે સરકાર સાથે પત્રવ્યવહાર* ચાલે છે.

હિંદુસ્તાની પ્રકાશનને અંગેનું કામ ચાલે છે. 'ઉર્દૂ લિપિ શિક્ષિકા'ની હાથપ્રત તૈયાર થઈ ગઈ છે. અને 'મારું ગામડું' એ ચોપડીના હિંદુસ્તાની અનુવાદનું કામ ચાલે છે. આ ઉપરાંત 'રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ' હવે વેચાઈ રહેવા આવ્યો હોવાથી, તેની નવી સુધારેલી વધારેલી આવૃત્તિ બહાર પાડવા માટેનું કામ ચાલે છે.

* છેલ્લો સરકારી ઉત્તર હવે આવી ગયો છે કે, સરકારી નિરીક્ષણ ન સ્વીકારતા હોવાથી વિદ્યાપીઠની પદવીને માન્ય કરી નહિ શકાય.

# ધર્મનાં બાહ્ય ચિહ્નોની મહત્તા ને મર્યાદા*

પ્રિય ભાઈ . . . ,

જનોઈ, તિલક જેવાં બાહ્ય ચિહ્નો ધર્મક્રિયાનાં અંગ મનાય છે; તો તેવાં બાહ્ય ચિહ્નો ધારણ કરવામાં ધર્મ પાળવાપણું શી રીતે છે, અને તેવાં ચિહ્નો ધારણ કરવાં કે છોડી દેવાં, તે વિષે મારો શો વિચાર છે, તે હું અહીં જણાવું છું.

પહેલું તો ધર્મ પાળ્યો ક્યારે કહેવાય તે સ્પષ્ટ થવું જોઈએ. હું સમજું છું તે પ્રમાણે, જે આચરણ કે વર્તન કરવાથી, પોતાના તેમ જ જીવમાત્રના અંતઃકરણમાં શાંતિ, પ્રસન્નતા અને સદ્‌ભાવનો વધારો થાય તેવું આચરણ કરવું, એનું નામ ધર્મ પાળવો. નીતિ અને ધર્મમાં તો પછી કઈ રીતે તફાવત છે? એ સવાલના જવાબમાં મને લાગે છે કે, મનુષ્ય-મનુષ્ય વચ્ચેના સદ્-વ્યવહારને આપણે નીતિ કહીએ છીએ. તેવો જ વ્યવહાર જીવમાત્ર પરત્વે, એ ખ્યાલ નીતિની આપણી ચાલુ સમજણમાં નથી સમાતો. ધર્મમાં આ ખ્યાલ સમાય છે; તે ઉપરાંત પોતાની પોતા તરફની જ નીતિ — એટલે કે પોતાના જ અંતઃકરણ કે આત્માનો આંતરિક વિકાસ — તેનો પણ તેમાં સમાવેશ થાય છે.

એટલે આવું ધાર્મિક વર્તન રાખવા માટે જે જે બાહ્ય સાધનો જરૂરી હોય તે સાધનો ધર્મક્રિયાનાં સાધનો ગણાય, અને તે ધારણ કરવાં જોઈએ એ પ્રથમ દૃષ્ટિએ જ સમજાય તેવું છે. પણ આવાં સાધનોમાં જનોઈ, માળા કે ક્રૉસનો સમાવેશ શી રીતે હોઈ શકે, એ પ્રશ્ન તો રહે જ છે. તેનો વિચાર જરા પાછળથી કરીશ.

બને છે એમ કે, ધર્મ જેવો સમજાય છે તેવો પાળી શકાતો નથી, અને ઘણી વાર પળાય છે તેવો સમજાતો નથી. આપણો દરેકનો અનુભવ છે કે, આપણે બુદ્ધિથી સમજીએ છીએ કે આમ કરવું જોઈએ અને આમ ન કરવું જોઈએ; છતાં એવું બુદ્ધિનું જ્ઞાન અપંગ પડ્યું રહે છે અને તેની અવગણના કરીને આપણી લાગણીઓ કે મન, જેને આપણે ન કરવા જેવું સમજીએ છીએ, તે આપણી પાસે કરાવે છે. આ ઉપરથી આપણે સમજી શકીએ કે, ધર્મ પાળવામાં બુદ્ધિની સમજણ સદા ભરોસો રાખી શકાય એવું સાધન નથી. જો માણસોનો કે તમારો પોતાનો નૈતિક અને ધાર્મિક વ્યવહાર તમે બારીકીથી તપાસશો, તો તમારા ધ્યાનમાં આવશે કે, માણસ તેવા વ્યવહારનાં કોઈ પણ પગલાં ભરતાં પહેલાં, નિયમ તરીકે, પોતાની બુદ્ધિ ચલાવીને પછી પોતાનો વ્યવહાર કરે છે, એવું નહિ જણાય. પણ તમે જોશો કે, કોઈક ગૂઢ સંચાલનના બળથી દોરવાઈને તે પોતાના વ્યવહારનાં એક એક પગલાં ભરે છે; અને વિચારવંત હોય તેને આવું કોઈ પણ પગલું ભર્યા પછી જ 'મેં આ ઠીક કર્યું કે નહિ' તેનો વિચાર આવે છે. વિચાર કરી ભવિષ્યમાં અમુક અમુક બાબત ધ્યાનમાં રાખવી એવો નિર્ણય કરે છે; પણ આવો વિચાર અને નિર્ણય રોજના વ્યવહારની અનેક ક્રિયાઓમાં માણસ પહેલેથી કરતો નથી, પણ પાછળથી કરે છે.

એટલે આપણને જીવનપથમાં જે ધકેલ્યે જાય છે તે આપણી બુદ્ધિની સમજણ નથી, પણ આપણી અંદર રહેલી ગૂઢ અંતઃકરણની પ્રેરક શક્તિ છે. અંતઃકરણની જેવી શુદ્ધિ તેવો આપણો વ્યવહાર શુદ્ધ. બુદ્ધિ ખૂબ કેળવાયેલી હોય છતાં તેવા માણસનું જીવન નૈતિક અને ધાર્મિક દૃષ્ટિએ શુદ્ધ નથી પણ હોતું. તેનું આ કારણ છે. એટલે ધાર્મિક જીવન સુધારવા માટે અંતઃકરણ કેળવવું જોઈએ; પણ બુદ્ધિ કેળવ્યેથી જ કંઈ અંતઃકરણ કેળવાતું નથી.

ત્યારે આપણે એમ કહી શકીએ કે, ધાર્મિક વર્તન સુધારવા માટે અંતઃકરણ કેળવવા માટે જે બાહ્ય સાધનો કે ક્રિયાઓ જરૂરી હોય, તેને ધર્મક્રિયાનાં સાધનો ગણી શકાય અને તેવાં સાધનો ધારણ કરવાં જોઈએ.

આગળ ચાલીએ તે પહેલાં ઉપર જે લખ્યું છે તેમાં એક શંકા થાય તેમ છે કે, જો આપણા વર્તનનો આધાર બુદ્ધિની સમજણ ઉપર ઘણો ઓછો રહે છે અને અંતઃકરણની ગૂઢ લાગણીઓના બળો ઉપર મુખ્યત્વે રહે છે, તો પછી બુદ્ધિની સમજણનું આપણા વ્યવહારમાં શું સ્થાન છે? તેની ઉપયોગિતા કેટલી છે? આ પ્રશ્ન આપણી મૂળ વાતને સમજવા માટે જરૂરી નથી, છતાં સમાધાન માટે તેની અહીં સમજણ આપું છું.

બુદ્ધિની સમજણનું કાર્ય દિશાસૂચનનું છે, અને લાગણીઓનું કાર્ય ગતિ આપવાનું છે. મોટર ગાડીની સાથે સરખાવીએ તો, બુદ્ધિ મનુષ્યયંત્રનું 'સ્ટીઅરિંગ વ્હીલ' (વાળવાનું ચક્ર) છે અને અંતઃકરણ કે લાગણીઓ તેનું 'એન્જિન' છે. સામાન્ય મનુષ્યયંત્રની રચના એવી છે કે, જ્યાં સુધી લાગણીઓનું એન્જિન સામાન્ય — અતિ સામાન્ય — ગતિથી જ ચાલતું હોય, ત્યાં સુધી 'સ્ટીઅરિંગ વ્હીલ'નો કાબૂ હાંકનાર રાખી શકે છે; એટલે કે ત્યાં સુધી તેને કામમાં લઈ શકાય છે. પણ ધારો કે ૫૦ કે ૬૦ માઈલની ઝડપથી મોટર હાંકી શકનાર ડ્રાઇવરનું એન્જિન એકાએક ૨૦૦ કે ૩૦૦ માઈલની ઝડપ પકડી દોડવા લાગે, તો હાંકનારના હાથનું 'વ્હીલ' નકામું થઈ પડે

* સ્વ૦ શ્રી. ચિમનલાલ વૈષ્ણવે લખેલો એક અપ્રસિદ્ધ પત્ર આ છે, તે શ્રી. કાંતિલાલ મ૦ ગાંધીએ પ્રસિદ્ધ કરવા મોકલી આપ્યો છે.

તેમ જ આપણું છે. સામાન્ય વ્યવહારમાં પણ આપણી લાગણીઓ એટલી ઝડપથી કામ કરે છે કે, આપણી બુદ્ધિનું ચક્ર આપણે ભાગ્યે જ ઉપયોગમાં લઈ શકીએ છીએ. જ્યારે એ લાગણીઓનો વેગ ન હોય, અથવા બહુ જ ઓછો હોય, ત્યારે જ આપણી સમજણ આપણને મદદગાર બની શકે છે. તેથી જ આપણે 'આમ કર્યું હોત તો આમ ન થાત અને આમ કર્યું હોત તો આમ થાત', એવા વિચાર વધારે કરી શકીએ છીએ.

હવે મૂળ પ્રશ્ન ઉપર આવીએ. બુદ્ધિ પાંગળી બને છે ત્યારે લાગણીઓ અથવા અંતઃકરણનો જ આધાર આપણો મુખ્ય આધાર રહે છે. એટલે અંતઃકરણને દોરનાર કે શુદ્ધ કરનાર સાધનોની કિંમત બુદ્ધિને કેળવનાર સાધનોની કિંમત કરતાં બહુ જ વધારે છે, એ દેખીતું છે. લાગણીઓને સાચે રસ્તે દોરી જાય એ સાધનો અને ક્રિયાઓ ધાર્મિક સાધનો અને ક્રિયાઓ ગણાય.

અંતઃકરણ અથવા લાગણીઓને કઈ બાબતો સહેલાઈથી દોરી શકે છે તે આપણે વિચારવું જોઈએ. ઇતિહાસમાંથી થોડા દાખલા લઈએ: ટ્રફાલ્ગરની લડાઈમાં પોતાના વહાણના સઢને થાંભલે નેલ્સને પાટિયું માર્યું કે, 'England expects every man to do his duty.' (દરેક પોતાની ફરજ બજાવે એમ ઇગ્લેન્ડ ઇચ્છે છે.) અને તે પાટિયે એવું શૂર પૂર્યું કે લડાઈમાં તેનું સૈન્ય જીત્યું. જર્મન યુદ્ધનાં ચાર લાંબાં અને આકરાં વર્ષો સુધી ઇંગ્લંડ લડ્યું અને પૈસે તેમ જ માણસોએ તે ખુવાર થઈ ગયું. તે વખતની વાત છે કે, લડાઈના અઢળક ખર્ચ માટે પાર્લમેન્ટ પાસે પૈસાની મંજૂરી મેળવવા માટે જ્યારે લૉઇડ જ્યૉર્જ ગયો, ત્યારે તેણે શું કર્યું? તે ઊઠ્યો અને નેલ્સનનું પેલું પાટિયું હાથમાં ઝટપી તેણે કહ્યું: 'નેલ્સને તો લખ્યું છે કે, 'England expects every man to do his duty'. પણ આજે સમય એટલો બારીક છે કે હું 'expects' (ઇચ્છે છે) શબ્દની જગ્યાએ compels (ફરજ પાડે છે) મૂકું, તો તે વધારે નહિ કહેવાય.' અને એમ કહી તેણે expects શબ્દ ચેકી નાખ્યો અને compels શબ્દ લખ્યો. તાળીઓના ગડગડાટ વચ્ચે તેની માગણી તુરત જ મંજૂર થઈ. લાકડાના એ નાના પાટિયે બીજી વાર જાદુ કર્યું.

'Thy need is greater than mine' (મારા કરતાં તારી ગરજ મોટી છે.) ફિલિપ સીડનીના આ શબ્દો માણસના અંતઃકરણને કેવું હલમલાવી મૂકે છે? એ શબ્દો કરતાં વધારે સરસ શબ્દો વાપરીએ તોપણ તેના જેવી અસર નથી થતી અને તે જ શબ્દો માણસને જાદુઈ અસર કરે છે, ત્યારે આપણને થાય છે કે, એ વાક્યમાં કંઈ જાદુ હશે કે શું? જ્યારે સત્યાગ્રહ પૂરજોરમાં ચાલતો હતો ત્યારે મુંબઈમાં કેસરી સાડીધારી બહેનોનું સરઘસ જોઈને જોનારનાં હૈયાં હાથ ન રહેતાં અને દેશને માટે હું શું શું કરી નાખું એવી તાલાવેલી થતી. એ કેસરી રંગની સાડીમાં કંઈ જાદુ હશે? 'ખુદા બડા હૈ' એવી બૂમ કોઈ પણ સામાન્ય બૂમના જેટલી જ અસર કોઈ મુસલમાન ઉપર કરશે; પણ તે જ અર્થવાળો 'અલ્લા હો અકબર'નો ધ્વનિ મુસલમાનને ગાંડો કરી મૂકશે. તો 'અલ્લા હો અકબર'ને તાવીજનો મંત્ર કહેવો કે શું? તેવી જ રીતે શીખોનાં રોમાંચ 'સત્ શ્રી અકાલ' સાંભળીને થાય. પણ તે જ મતલબના અન્ય શબ્દો તેવી અસર નહિ કરે. તેવી જ રીતે, 'માતાને હું નમું છું' એ શબ્દો અને 'વંદે માતરમ્' એ શબ્દોનો અર્થ એક જ હોવા છતાં, લાગણીઓ ઉપર તેઓ કેટલી જુદી અસર કરે છે? તો પછી એ શબ્દોને આપણે મંત્ર જ કહેવા કે કેમ?

જેવું અમુક શબ્દોનું તેવું જ અમુક ચિહ્નનું પણ છે. એક લીલા રંગની ધજા મુસલમાનના, કે ભગવી ધજા હિંદુના, યુનિયન જૅક એક અંગ્રેજના, કે રાષ્ટ્રીય ધ્વજ કોઈ હિંદીના હૃદયના તાર શા માટે ઝણઝણાવી શકે છે? એવું જાદુ શું એ રંગમાં છે, કે શું કપડામાં છે, કે શામાં છે? ખમીસનો કોઈ પણ રંગ હોઈ શકે, પણ કાળા ખમીસે ઇટાલીમાં અને વાદળી-ખમીસે જર્મનીમાં શા કારણે શૌર્યના ધોધ વહેવરાવી મૂક્યા છે? મહંમદસાહેબને, ઈશુને કે બીજા પયગમ્બરોને થયે ઘણાં વર્ષો થઈ ગયાં, તેનું અત્યારે શું છે? છતાં મક્કા કે જેરુસલેમ, રોમ કે કાશી કે બુદ્ધગયામાં શું છે કે હજારો લોકોને તે આકર્ષી શકે છે?

આ દાખલાઓ ઘણા થયા અને બીજા હજી ઘણા વધારે તમે ઉમેરી શકશો. એ બધામાં જે ચમત્કારી શક્તિ છે તે શાને લઈને છે તે આપણે વિચારવું જોઈએ. એ શક્તિનું કારણ તે દરેકની પાછળ મહાન વ્યક્તિઓના મહાન આદર્શ માટેનો અમૂલ્ય આપભોગનો પાયો છે. નેલ્સનના પાટિયાનો જાદુ નેલ્સને પોતાની જીવનશક્તિ અને પ્રાણાર્પણથી પૂર્યો છે, અને ફિલિપ સીડનીએ પોતાની બેનમૂન ઉદારતાથી. આર્ય વીરાંગનાઓએ પોતાના આત્મબલિદાનથી કેસરી રંગમાં ચમત્કાર એવો પૂર્યો છે કે તેની અસર હજુ સુધી થાય છે. લાખો માણસોએ ધર્મભાવનાથી આપેલા પ્રાણનું બળ 'અલ્લા હો અકબર'ના ધ્વનિમાં હજી સુધી ગાજે છે. રાષ્ટ્રધ્વજ માટેનાં બલિદાનોની ધારા તો હજુ કોઈ દેશમાં અટકી જ ક્યાં છે? ટૂંકામાં કહીએ તો, જે મંત્રો કે બાહ્ય ચિહ્નો આજે માનવ હૃદયને એક ક્ષણ વારમાં હલાવી શકે છે, તે શબ્દો

# ધર્મનાં બાહ્ય ચિહ્નોની મહત્તા ને મર્યાદા*

પ્રિય ભાઈ . . . ,

જનોઈ, તિલક જેવાં બાહ્ય ચિહ્નો ધર્મક્રિયાનાં અંગ મનાય છે; તો તેવાં બાહ્ય ચિહ્નો ધારણ કરવામાં ધર્મ પાળવાપણું શી રીતે છે, અને તેવાં ચિહ્નો ધારણ કરવાં કે છોડી દેવાં, તે વિષે મારો શો વિચાર છે, તે હું અહીં જણાવું છું.

પહેલું તો ધર્મ પાળ્યો ક્યારે કહેવાય તે સ્પષ્ટ થવું જોઈએ. હું સમજું છું તે પ્રમાણે, જે આચરણ કે વર્તન કરવાથી, પોતાના તેમ જ જીવમાત્રના અંતઃકરણમાં શાંતિ, પ્રસન્નતા અને સદ્ભાવનો વધારો થાય તેવું આચરણ કરવું, એનું નામ ધર્મ પાળવો. નીતિ અને ધર્મમાં તો પછી કઈ રીતે તફાવત છે? એ સવાલના જવાબમાં મને લાગે છે કે, મનુષ્ય-મનુષ્ય વચ્ચેના સદ્-વ્યવહારને આપણે નીતિ કહીએ છીએ. તેવો જ વ્યવહાર જીવમાત્ર પરત્વે, એ ખ્યાલ નીતિની આપણી ચાલુ સમજણમાં નથી સમાતો. ધર્મમાં આ ખ્યાલ સમાય છે; તે ઉપરાંત પોતાની પોતા તરફની જ નીતિ — એટલે કે પોતાના જ અંતઃકરણ કે આત્માનો આંતરિક વિકાસ — તેનો પણ તેમાં સમાવેશ થાય છે.

એટલે આવું ધાર્મિક વર્તન રાખવા માટે જે જે બાહ્ય સાધનો જરૂરી હોય તે સાધનો ધર્મક્રિયાનાં સાધનો ગણાય, અને તે ધારણ કરવાં જોઈએ એ પ્રથમ દૃષ્ટિએ જ સમજાય તેવું છે. પણ આવાં સાધનોમાં જનોઈ, માળા કે ક્રૉસનો સમાવેશ શી રીતે હોઈ શકે, એ પ્રશ્ન તો રહે જ છે. તેનો વિચાર જરા પાછળથી કરીશ.

બને છે એમ કે, ધર્મ જેવો સમજાય છે તેવો પાળી શકાતો નથી, અને ઘણી વાર પળાય છે તેવો સમજાતો નથી. આપણો દરેકનો અનુભવ છે કે, આપણે બુદ્ધિથી સમજીએ છીએ કે આમ કરવું જોઈએ અને આમ ન કરવું જોઈએ; છતાં એવું બુદ્ધિનું જ્ઞાન અપંગ પડ્યું રહે છે અને તેની અવગણના કરીને આપણી લાગણીઓ કે મન, જેને આપણે ન કરવા જેવું સમજીએ છીએ, તે આપણી પાસે કરાવે છે. આ ઉપરથી આપણે સમજી શકીએ કે, ધર્મ પાળવામાં બુદ્ધિની સમજણ સદા ભરોસો રાખી શકાય એવું સાધન નથી. જો માણસોનો કે તમારો પોતાનો નૈતિક અને ધાર્મિક વ્યવહાર તમે બારીકીથી તપાસશો, તો તમારા ધ્યાનમાં આવશે કે, માણસ તેવા વ્યવહારનાં કોઈ પણ પગલાં ભરતાં પહેલાં, નિયમ તરીકે, પોતાની બુદ્ધિ ચલાવીને પછી પોતાનો વ્યવહાર કરે છે, એવું નહિ જણાય. પણ તમે જોશો કે, કોઈક ગૂઢ સંચાલનના બળથી દોરવાઈને તે પોતાના વ્યવહારનાં એક એક પગલાં ભરે છે; અને વિચારવંત હોય તેને આવું કોઈ પણ પગલું ભર્યા પછી જ 'મેં આ ઠીક કર્યું કે નહિ' તેનો વિચાર આવે છે. વિચાર કરી ભવિષ્યમાં અમુક અમુક બાબત ધ્યાનમાં રાખવી એવો નિર્ણય કરે છે; પણ આવો વિચાર અને નિર્ણય રોજના વ્યવહારની અનેક ક્રિયાઓમાં માણસ પહેલેથી કરતો નથી, પણ પાછળથી કરે છે.

એટલે આપણને જીવનપથમાં જે ધકેલ્યે જાય છે તે આપણી બુદ્ધિની સમજણ નથી, પણ આપણી અંદર રહેલી ગૂઢ અંતઃકરણની પ્રેરક શક્તિ છે. અંતઃકરણની જેવી શુદ્ધિ તેવો આપણો વ્યવહાર શુદ્ધ. બુદ્ધિ ખૂબ કેળવાયેલી હોય છતાં તેવા માણસનું જીવન નૈતિક અને ધાર્મિક દૃષ્ટિએ શુદ્ધ નથી પણ હોતું. તેનું આ કારણ છે. એટલે ધાર્મિક જીવન સુધારવા માટે અંતઃકરણ કેળવવું જોઈએ; પણ બુદ્ધિ કેળવ્યેથી જ કંઈ અંતઃકરણ કેળવાતું નથી.

ત્યારે આપણે એમ કહી શકીએ કે, ધાર્મિક વર્તન સુધારવા માટે અંતઃકરણ કેળવવા માટે જે બાહ્ય સાધનો કે ક્રિયાઓ જરૂરી હોય, તેને ધર્મક્રિયાનાં સાધનો ગણી શકાય અને તેવાં સાધનો ધારણ કરવાં જોઈએ.

આગળ ચાલીએ તે પહેલાં ઉપર જે લખ્યું છે તેમાં એક શંકા થાય તેમ છે કે, જો આપણા વર્તનનો આધાર બુદ્ધિની સમજણ ઉપર ઘણો ઓછો રહે છે અને અંતઃકરણની ગૂઢ લાગણીઓના બળો ઉપર મુખ્યત્વે રહે છે, તો પછી બુદ્ધિની સમજણનું આપણા વ્યવહારમાં શું સ્થાન છે? તેની ઉપયોગિતા કેટલી છે? આ પ્રશ્ન આપણી મૂળ વાતને સમજવા માટે જરૂરી નથી, છતાં સમાધાન માટે તેની અહીં સમજણ આપું છું.

બુદ્ધિની સમજણનું કાર્ય દિશાસૂચનનું છે, અને લાગણીઓનું કાર્ય ગતિ આપવાનું છે. મોટર ગાડીની સાથે સરખાવીએ તો, બુદ્ધિ મનુષ્યયંત્રનું 'સ્ટીઅરિંગ વ્હીલ' (વાળવાનું ચક્કર) છે અને અંતઃકરણ કે લાગણીઓ તેનું 'એન્જિન' છે. સામાન્ય મનુષ્યયંત્રની રચના એવી છે કે, જ્યાં સુધી લાગણીઓનું એન્જિન સામાન્ય—અતિ સામાન્ય—ગતિથી જ ચાલતું હોય, ત્યાં સુધી સ્ટીઅરિંગ વ્હીલનો કાબૂ હાંકનાર રાખી શકે છે; એટલે કે ત્યાં સુધી તેને કામમાં લઈ શકાય છે. પણ ધારો કે ૫૦ કે ૬૦ માઈલની ઝડપથી મોટર હાંકી શકનાર ડ્રાઈવરનું એંજિન એકાએક ૨૦૦ કે ૩૦૦ માઈલની ઝડપ પકડી દોડવા લાગે, તો હાંકનારના હાથનું 'વ્હીલ' નકામું થઈ પડે

* ૨૫૦ શ્રી. ચિમનલાલ વૈષ્ણવે લખેલો એક અપ્રસિદ્ધ પત્ર આ છે, તે શ્રી. કાંતિલાલ મ૦ આંપીએ પ્રસિદ્ધ કરવા મોકલી આપ્યો છે.

# ચોખાનો ખોરાક—૨

### હાથછડ અને મિલછડ

ગયા અંકમાં આપણે આહાર વિષે કેટલીક સામાન્ય બાબતો જોઈ આવ્યા. હવે ચોખા વિષે ખાસ વિચાર કરીએ.

પેઢી બે પેઢી ઉપર સૌ કોઈ ઘેર ખાંડણિયા સાંબેલા વડે હાથે ખાંડીને ડાંગરમાંથી ચોખા તૈયાર કરતા હતા; યા ગોલા લોકો પાસે ખંડાવી લેતા. પણ આધુનિક યંત્રયુગ ચોખાની મિલ લાવ્યો અને લોકમાં આળસ પેસવાથી ચોખા મિલમાં તૈયાર થવા લાગ્યા. તેથી અસંખ્ય લોકોનો હાથછડનો ગૃહઉદ્યોગ પડી ભાંગ્યો. પણ આરોગ્યની દૃષ્ટિએ જે મહા નુકસાન થયું તે અહીં આપણે ખાસ જોવાનું છે.

આહારશાસ્ત્રીના મત પ્રમાણે મિલછડના ચોખામાંથી ઘણાં પોષક તત્ત્વો નાશ પામે છે. વળી રાંધવાની જુદી જુદી રીતોને લીધે કેટલાંક ઉપયોગી તત્ત્વો પણ જાણ્યે અજાણ્યે નાશ પામતાં હોય છે. તે સમજવા સારુ ચોખાના દાણાનું સ્વરૂપ જાણવું જોઈએ.

ડાંગરના કણ પરનું પીળું ફોતરું કાઢી નાખો પછી દાણા ઉપર એક બારીક પડ હોય છે, જે ખંડાઈને કુશકી થાય છે. આ પડની અંદર ચોખાની બીજ આવેલી છે. અને વાવીએ ત્યારે દાણાનો જે ભાગ અંકુર-રૂપે ફૂટે છે, (તે બીજાંક કહેવાય છે.) તે ભાગ આ બીજમાં એક જગાએ હોય છે. આ બીજ તેમ જ કુશકીનું પડ, બેઉ પોષક છે. ચોખા તૈયાર કરવામાં એ કેવાં સચવાય છે, તે તેને તૈયાર કરવાની રીત પર આધાર રાખે છે. તે જોઈએ.

### ખાંડવાની રીતો

**(૧) હાથવડે(ખાંડણિયાસાંબેલાથી)ખાંડવાની રીત**—ચોખા ઉપરનાં છોડાં એક વખત ડાંગરને ખાંડી ઝાટકવાથી દૂર થઈ શકતાં નથી. બે વાર ખાંડયે લગભગ સ્વચ્છ ચોખા મળે છે. આ રીતે ખાંડવાથી ચોખાની બીજ અને પડનાં લગભગ બધાં જ નીચેનાં તત્ત્વો સચવાઈ રહે છે.

કોઠો ૧

હાથછડના ચોખામાંનાં તત્ત્વો

| | | |
|---|---|---|
| ૧. 'પ્રોટીન'—પુષ્ટિદ | ૭૧ | ટકા (ગ્રામમાં) |
| ૨. 'કાર્બોહાઇડ્રેટ'—મંડ | ૭૯·૪ | „ „ |
| ૩. ચીકટ ('ફેટ') | ૦·૬ | „ „ |
| ૪. કેલ્શિયમ | ૦·૦૧ | „ „ |
| ૫. ફોસ્ફરસ | ૦·૨૮ | „ „ |
| ૬. લોહ | ૨·૨ | „ (મિલિગ્રામમાં) |
| ૭. વિટામીન એ | ૪ | (આંતરરાષ્ટ્રીય માપમાં) |
| ૮. „ બી૧ | ૧૦ | „ |
| ૯. „ સી | નથી | |
| ૧૦. કેલરી | ૩૫૧ | |

**(૨) ચોખો કાઢવાની બીજી રીત** લાકડાની કે માટીની મોટી ચક્કી વડે ડાંગરને ભરડવાની છે. ભરડવાથી છોડાં જુદાં થઈ જાય છે પછી ઝાટકીને સ્વચ્છ ચોખા જુદા પાડી લે છે. આ રીતથી પણ ઉપર મુજબ જ તત્ત્વો સચવાઈ રહે છે. આવા ચોખાને કરડ કે ભરડો કહે છે. તેમાં પણ બધાં પોષક તત્ત્વો સચવાયેલાં રહે છે.

(૩) કેટલીક જગાએ પ્રથમ ડાંગરને પલાળે છે. પછી સૂકવી નાખ્યા બાદ પાણીમાં ઉકાળે છે, અથવા તો વરાળ આપે છે. ઠંડી થઈ ગયા પછી હાથ વડે છડવાથી, ભરડવાથી કે માત્ર હથેળી વડે મસળવાથી ચોખા નીકળી આવે છે. આ રીત મદ્રાસ, આસામ, બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં પ્રચલિત છે. આ રીતથી વિટામીન અને ક્ષાર દાણાના આંતરભાગમાં પેસી જાય છે. એટલે રાંધતી વખતે તેનો નાશ થવાનો ઓછો સંભવ રહે છે. આપણી હાથછડની રીત કરતાં આ રીત સારી મનાય છે, અને હાથછડના ચોખાની પેઠે પોષક તત્ત્વો જળવાઈ રહે છે.

**(૪) મિલની રીત**—આ રીતથી હજારો મણ ચોખા રોજ સ્વચ્છ થતા હશે. મિલમાં ચોખાને વધારે ઊજળા દૂધ જેવા બનાવવા માટે ખાસ કાળજી લેવાય છે. પણ જેમ ચોખાને વધારે ઊજળા (પાલીસ) કરે છે, તેમ તેનું કુશકીનું કવચ જવાથી, પોષક તત્ત્વો વધારે પ્રમાણમાં નાશ પામે છે. સરવાળે આવા મિલછડના ચોખા ખાવાથી તંદુરસ્તી બગડે છે. કેટલીક વખત ત્રીજી રીત પ્રમાણે તૈયાર કરેલ ચોખાને વધુ પાલીસ કરવા માટે મિલમાં મોકલે છે. નીચેનો કોઠો જોવાથી માલૂમ પડશે કે હાથછડ, બાફછડ, અને મિલછડમાં ચોખાનાં તત્ત્વોમાં કેટલો ફરક પડે છે.

### ખાંડવાનું પરિણામ

કોઠો ૨

| | હાથછડના ચોખામાં | બાફછડના ચોખામાં | મિલછડના ચોખામાં | મિલ બાફછડના ચોખામાં |
|---|---|---|---|---|
| ૧. પ્રોટીન પુષ્ટિદ (ટકા ગ્રામમાં) | ૮·૫ | ૮·૫ | ૬.૯ | ૬.૪ |
| ૨. કાર્બોહાઇડ્રેટ „ | ૭૮·૦ | ૭૭.૪ | ૭૯·૨ | ૭૯·૧ |
| ૩. ચીકટ „ | ૦·૬ | ૦ ૬ | ૦ ૪ | ૦·૪ |
| ૪. કેલ્શિયમ „ | ૦ ૦૧ | ૦·૦૧ | ૦·૦૧ | ૦.૦૧ |
| ૫ ફોસ્ફરસ „ | ૦·૨૮ | ૦ ૨૬ | ૦·૧૧ | ૦·૧૪ |
| ૬. લોહ (ટકા મિલિગ્રામમાં) | ૨·૨ | ૨.૮ | ૧·૦૦ | ૨·૨ |
| ૭. વિટામિન એ (આંતરરાષ્ટ્રીય માપમાં) | ૪ | ૧૫ | ૦ | ૦ |
| ૮. વિટામીન બી૧ ( „ ) | ૬૦ | ૯૦ | ૨૦ | ૬૦ |
| ૯. „ બી૨ | ખૂબ | નથી | ખૂબ | ખૂબ |
| ૧૦. „ સી | નથી | નથી | નથી | નથી |
| ૧૧. કેલરી | ૩૫૧ | ૩૪૯ | ૩૪૮ | ૩૪૬ |

ગુજરાતમાં તો હાથછડના અને મિલછડના જ ચોખા મળતા હોવાથી એ બન્નેનો જ વિચાર અહીં કરીશું. મિલછડના ચોખાને વધુ ઊજળા કરવામાં તેનું કુશકીનું પડ નાશ પામે છે. જ્યારે હાથછડમાં લગભગ ૫૦થી ૭૫ ટકા કુશકી તો રહે છે જ. આહારશાસ્ત્રીઓનું કહેવું છે કે, આ કુશકીમાં ચોખાનાં મહત્ત્વનાં કેટલાંક પોષક તત્ત્વો રહેલાં છે.

કુશકીમાં અને ભીજના બીજકમાં દાણાનું કુલ પુષ્ટિદ અને ક્ષારનો છઠ્ઠો ભાગ રહેલો છે. વિટામીન અને ચીકટ તો પૂરેપૂરાં આ ભાગોમાં જ હોય છે.* આ છઠ્ઠા ભાગમાં અડધાથી વધારે ભાગના ક્ષાર અને ચોથા ભાગનું પુષ્ટિદ છે. હાથછડમાં બીજક તો તદ્દન નાશ પામે છે, પણ કુશકી ૭૫ ટકા રહેતી હોવાથી, આપણે ઉપરના કોઠા (૨)મા જોયું તેમ, તેમાં પુષ્ટિદ, ક્ષાર અને વિટામિનનું પ્રમાણ મિલછડના ચોખા કરતાં વધુ પ્રમાણમાં રહે છે. મિલછડના ચોખામાં વિટામિન બી[1] સારા પ્રમાણમાં ઘટ્યું છે. વિટામીન એ તો તદ્દન અદૃશ્ય થયું છે. ફૉસ્ફરસ અને લોહનું પ્રમાણ ઘટ્યું છે. જ્યારે મહત્ત્વનું પુષ્ટિદ પણ ઠીક ઠીક ઘટી ગયેલું છે. આટલું જાણ્યા પછી હાથછડના ચોખા ખાવાનું મહત્ત્વ દરેકને સહેલાઈથી જણાશે.

ચોખાની મિલો મોટાં શહેરોમાં તો છે જ. અને હવે દિવસે દિવસે ગામડાંમાં પણ પગપેસારો કરતી જાય છે. નીચેના આંકડા ઉપરથી જણાશે કે, હજી હિંદુસ્તાનના કેટલાક પ્રાંતોમાં મિલો મોટા પ્રમાણમાં પૂસી નથી. આ આંકડા ઈ. સ. ૧૯૩૮માં એકઠા કરેલા છે.

કોઠો ૩

| પ્રાંત | ભાતખાઉ લોકોના કેટલા ટકા હાથછડના કે બાફ છડના ચોખા ખાય છે |
|---|---|
| ૧. બિહાર | ૯૦ |
| ૨. આસામ | ૮૫ |
| ૩. મધ્યપ્રાંત | ૮૫ |
| ૪ ઓરિસા | ૮૦ |
| ૫. બંગાળ | ૭૫ |
| ૬. હૈદ્રાબાદ | ૭૦ |
| ૭. ત્રાવણકોર | ૪૫ |
| ૮. મદ્રાસ | ૩૦ |
| ૯ બર્મા | ૨૦ |

આપણા ગુજરાતમાં માત્ર ભાતખાઉ લોકો બહુ ઓછા હશે. પણ ત્રાવણકોર, મદ્રાસ અને બર્મામાં મોટા ભાગના લોકો મિલછડના ચોખા જ ખાય છે. તેમને વિટામીન બી ૧ નહિ જેવું જ મળતું હોવાથી 'બેરી-બેરી' નામનો રોગ લાગુ પડે છે. આ રોગમાં જ્ઞાનતંતુઓ નબળા પડે છે. તેથી સંધિવા, પક્ષઘાત અને હૃદયની નબળાઈ જણાય છે. કેટલીક વખત તો નબળા હૃદયવાળાનું હૃદય બંધ થવાથી મૃત્યુ નીપજે છે. પરંતુ જો આવા દરદીને ચોખાની કુશકી યોગ્ય પ્રમાણમાં ખાવા આપવામાં આવે તો આ રોગ સુધરી જાય છે. કુશકી વિષે વિચાર આવતા અંકમાં કરીશું.

(ચાલુ) નારાયણદાસ સલાવિયા

# ખોવાયેલો માલ

હાન યૂ નામનો ચીનનો એક વિખ્યાત સાહિત્યકાર એક વાર એક મુસાફરખાનામાં કોઈ મુસાફર પાસેથી એક કીમતી સૂક્ષ્મ-ચિત્રણના નમૂનારૂપ ચિત્ર જીતી ગયો. એ ચિત્રમાં ખૂબ થોડી જગ્યામાં એકસોતેવીસ માણસો, ત્યાસી ઘોડા, ત્રીસ બીજાં પ્રાણીઓ, ત્રણ રથ, અને બસો પચાસ બીજી વસ્તુઓ ચીતરેલી હતી.

"એ ચિત્ર મને તો ખૂબ જ કીમતી લાગ્યું. કારણ એક જ માણસે એ ચીતર્યું હોય એમ હું માની જ શકતો નહોતો. એમાં ચીતરેલી વસ્તુઓ એટલી ઉત્તમ હતી! કોઈ મને ગમે તેટલા પૈસા આપત તોયે હું એ વેચવા તૈયાર થાત નહિ.

"એક વરસ પછી હું તે શહેર છોડીને હોચાંગ ગયો. ત્યાં એક દિવસ કેટલાક નવા માણસો જોડે કળાની ચર્ચા કરતાં કરતાં મેં એ ચિત્ર કાઢીને તેમને બતાવ્યું. તેઓમાં શ્રી. ચાઉ કરીને એક અમલદાર હતો. તે ખૂબ સંસ્કારી માણસ હતો. તેણે જ્યારે તે ચિત્ર જોયું ત્યારે તે લાગણીવશ બની ગયો અને આખરે બોલ્યો: 'આ ચિત્ર તો બાદશાહી ચિત્ર-સંગ્રહમાંથી એક ચિત્રની મેં જાતે કરેલી નકલ છે. ફુકીન પ્રાંતમાં મુસાફરી કરતાં આજથી વીસ વર્ષ ઉપર મારાથી એ ખોવાઈ ગયું હતું.'"

હાન યૂએ તરત જ એ ચિત્ર શ્રી. ચાઉને આપી દીધું.

ન૦

# આપણું શરીર

## ૭. લોહી અથવા રુધિર

આ વખતે આપણે લોહી અથવા રુધિર વિષે જાણવાનું છે. આપણે આગળ જોઈ ગયા કે, તે શરીરની સપ્ત ધાતુઓમાંની એક છે. અને તે મુખ્ય છે, કેમ કે તે બીજી બધી ધાતુના પાયાની છે. પહેલી ધાતુ અન્ન-રસ છે ખરી; પરંતુ તે લોહીરૂપે બની જઈને કામ દે છે. જ્યારે લોહી તો પ્રત્યક્ષ શરીરમાં રહે છે અને આખા શરીરનાં ભાત ભાતનાં ને અનેક કામો કરે છે.

વળી આખા શરીરના રૂવે રૂવે—અણુએ અણુએ વ્યાપેલી ધાતુ હોય તો એ છે. શરીરમાં ગમે ત્યાં જરા ટાંકણી સરખી ભોંકાય કે લોહીનું બુંદ દેખા દે જ. એવી બધે વ્યાપેલી ધાતુ હોવાથી, શરીરનાં અનેક કામો એની મારફત થાય છે. એમ માનો કે, શરીરનું અવરજવર ખાતું લોહીને જ હાથ છે. એટલું જ નહિ, શહેરની પાણીની ટાંકી જેવી શરીરની ટાંકી પણ એ જ છે. શરીરને રૂવે રૂવે વહેતી નદી ને નહેર-અને-કાંસ-ખાતું એ છે. અને તમે જાણો છો કે, કશી વસ્તુ જો નદી કાંઠે કાંઠે પહોંચાડવી હોય તો તરાપો કરીને તેમાં નાંખીએ, તો સહેલામાં સહેલી રીતે પહોંચે. આપણા શરીરમાં લોહીની નદી આવું જ કામ દે છે. શરીરને અણુએ અણુએ શુદ્ધ હવા જોઈએ. લોહી-નદીમાં હવા ભરેલી અતિ સૂક્ષ્મ થેલીઓ તરતી મૂકી છે; દરેક જગાએ તેમાંથી જોઈએ તેટલી હવા આ લોહી-નદીમાંથી શરીર લઈ લે છે.

શરીરના અણુએ અણુએ પોષણ પણ પહોંચવું જોઈએ. તે કામ પણ લોહી-નદી કરે છે. નદીમાતા જેમ પોતાના કાંઠાનાં પશુ-પંખી વગેરેને જીવન-જળ આપે છે, તેમ જ શરીરમાં સતત વહ્યા કરતી રુધિર-નદી પણ કરે છે. અરે, લોહી જ શરીરનું જીવન-જળ છે. એની અંદર આપણા શરીરના પોષણ માટે જોઈતાં બધાં દ્રવ્યો એકરસ બનીને રહેલાં છે. શરીરના બધા ભાગો તેને આ નદી-માંથી લઈને પોતાનું પોષણ મેળવે છે. એવી અદ્‌ભુત સવડ ઈશ્વરે લોહી-ધાતુ મારફતે શરીરમાં કરી છે. એ લોહીનું ઘડતર સમજીએ.

લોહી રંગે રાતું દેખાય છે. પણ લાલ શાહી પેઠે તેમાં રાતો કશો પદાર્થ ઓગળ્યો છે, તેથી નહિ. પરંતુ તેમાં તરતા રહેતા અસંખ્ય રાતા સૂક્ષ્મ કણ હોય છે; એટલા બધા કે તેથી કરીને લોહી રાતું દેખાય. એ કણ એવા છે કે ઠરતા નથી, પણ લોહીમાં ડહોળ જેવા બની, જાણે ઓગળેલા હોય એમ, દ્રવાભાસીરૂપે પ્રસરેલા રહે છે. પરંતુ ડહોળા પાણીમાં માટી પેઠે, તે હોય છે છૂટા; નરી આંખે ન દેખાય એવા ઝીણા બારીક છે એટલું જ. આવા ગુણના પદાર્થને વિજ્ઞાનીઓ દ્રવાભાસ કે ડહોળ (colloid) કહે છે.

કેટલા બધા બારીક છે એની કલ્પના આપું. આકારમાં તે ગોળ પૈસા જેવા, ધારે ઊપસેલા ને વચ્ચેથી જરા બેઠેલા, એવા હોય છે. પૈસાની થપ્પી કરી હોય એવી નાનકડી થપ્પીઓ રૂપે લોહીમાં તરતા તે જોવા મળે છે. તે પૈતાનો વ્યાસ ઇંચના ૩,૨૦૦મા ભાગ જેટલો છે. એટલે કે, એકને અડીને બીજો એમ તેમની હાર ગોઠવો, તો ૩,૨૦૦ની હાર એક ઇંચ જેટલી લાંબી થાય! અને તેની જાડાઈ? તેના વ્યાસના ચોથા ભાગની. એટલે કે, એક ઉપર એક ગોઠવીને થપ્પી કરો, તો ૩,૨૦૦ × ૪ = ૧૨,૮૦૦ કણની થપ્પી એક ઇંચ ઊંચી થાય.

અને લોહીમાં ડહોળ રૂપે તે તરતા દ્રવાભાસી કણો એટલા હોય છે કે તેથી લોહી રાતું થઈ જાય છે. પવનથી ધૂળ ઊડે ને જેમ બધું ધૂળ ધૂળ લાગે એમ. વિજ્ઞાનીઓ કહે છે કે, સામાન્ય કદના માણસમાં લોહીના આ રાતા કણ નહિ નહિ તોય દોઢ કરોડ ઉપર હશે! એ રાતા કણ કાઢી લેતાં લોહીનું જે પ્રવાહી રૂપ રહે, તેને અંગ્રેજીમાં 'પ્લાઝમા' કહે છે. 'પ્લાઝમા'નો શબ્દાર્થ થાય છે આકાર, રૂપ. આપણે તેને રુધિર-જલ કહીએ. એ રુધિર-જલ સામાન્ય પાણી કરતાં જરાક જાડું કે ભારે હોય છે; અને પેલા રાતા કણ રુધિર-જલ કરતાં જરાક જ ભારે હોવાથી તે ઝટ જામતા નથી, પણ તરતા રહે છે. આ રુધિર-જલ રંગે ઝાંખું પીળાશ પડતું હોય છે. લોહીના રાતા કણ કોઈ રોગને કારણે — જેમ કે મલેરિયાના જીવાણુ તેમને ખાઈ જાય છે તેથી — શરીરમાં ઘટે, ત્યારે શરીર પીળું પડે છે, તે તો સૌએ જોયું હશે. એ રંગ આ રુધિર-જળનો રંગ છે.

આ રુધિર-જળમાં મુખ્ય તો આપણે પીએ છીએ તેવું ચોખ્ખું પાણી હોય છે. તેમાં શરીરના પોષક પદાર્થો બધા પીગળેલા રહે છે, તેથી તે ચોખ્ખા પાણી કરતાં જરા ભારે થાય છે. આ પદાર્થોમાં પુષ્ટિદ — પ્રોટીન, જરૂરી ક્ષારો, વગેરે ઉપરાંત કામથી શરીરનો ઘસારો થવાથી થતો નકામો કચરો પણ પીગળેલો હોય છે. લોહી-નદી શરીરમાં પોષણ જ વહી જાય છે એમ નથી; તે તેનાં અંગ અંગમાંથી ને રૂવે રૂવેથી ઘસારાનો કચરો પણ વહી જાય છે, અને તે કચરાને ગતે પાડનારાં શરીરનાં ખાસ સફાઈખાતાનાં અંગો છે ત્યાં પહોંચાડે છે. પણ એ વળી નોખો વિષય થઈ ગયો; તેને અહીં ભેગો નહિ કરવો જોઈએ. અહીં એટલું જાણો કે, આ રુધિર-જળમાં અનેક દ્રવ્યો હોય છે. દાક્તરો પિચકારી ઘોંચે છે, તેય આ રુધિર-નદીમાં જ પહોંચે છે; કેમ કે રુધિરમાં પહોંચ્યું એટલે શરીરમાં બધે પહોંચ્યું, એવી અદ્ભુત વહેણ-વ્યવસ્થા રુધિર છે.

એક અજબ મજાની હકીકત છેવટમાં: લોહી ખારું લાગે છે એ તો ખબર હશે. આ ખારાશ તેમાં પીગળેલા રહેતા ક્ષારોને લઈને છે. તે ખારાશની માત્રા વિષે એક અજાયબ વાત એ છે કે, પશુમાત્રના લોહીની ખારાશ એકસમાન હોય છે. અને તેથી અજાયબ તો એ છે કે, આ ખારાશ સમુદ્રના પાણીની ખારાશની બરોબર છે! એટલે, આ ખારાશ જાણે સમુદ્રજળ અને જીવને સાંધનારી ભાતિક સાંકળ ન હોય, એવું લાગે છે.

લોહીમાં તરતા રાતા કણ ઉપરાંત તેમાં ધોળા કણ પણ હોય છે, પરંતુ તે એટલા બધા નહિ. આ બે પ્રકારના કણ કયા કામને માટે નિર્માયા છે, તે વિષે સમજવાનું હવે પછીના હપતા ઉપર રાખીએ.

જીવનમાં એક જ વાર મને ચુપ કરી દેવાયો છે; અને તે ત્યારે એક માણસે મને પૂછ્યું કે, 'તું કોણ છે' ત્યારે.

*            *            *

તું ગાય છે ત્યારે ભૂખ્યો તેના પેટ વડે એ સાંભળે છે.

ખલિલ જિબ્રાન

# ખાદીની ભૂમિકા

હિંદ વિશાળ દેશ છે. મોટા ભાગની વસ્તી ગામડાંમાં રહે છે અને ખેતી પર જીવે છે. જમીનના નાના નાના ભાગલા પડી ગયેલા છે અને માથા દીઠ જમીન પૂરતી નથી. એટલે ખેતીમાંથી માણસને બરાબર નિભાવ થતો નથી અને આખું વરસ ઘણાને પૂરતું કામ મળતું નથી. આથી ઘણા લોકો નવરા બેસી રહે છે અને બેકારી ભોગવે છે.

આ લોકોને કામ આપવું તે દેશનો મુખ્ય પ્રશ્ન છે. આ કામ નાના મોટા ઉદ્યોગોનો વિકાસ કરવાથી થઈ શકે. મોટા ઉદ્યોગોનો વિકાસ કરવો તે અઘરી વસ્તુ છે. તેને માટે રાજ્યની મદદ જોઈએ; નાણાં ઉપર કાબૂ જોઈએ; ચલણ, હૂંડિયામણ, જકાતનીતિ, બેંકો, કાચો માલ વગેરે પર કાબૂ જોઈએ. તે આજે ક્યાં છે? તે કાબૂ નથી. તેથી મોટા ઉદ્યોગોનો જે થોડો ઘણો વિકાસ થયો છે તેમાં કંઈ દમ નથી. તેથી દેશની ગરીબાઈ મટી નથી અને ઊલટું વસ્તી વધવાથી ખેતી પર બોજો વધ્યો છે.

મોટા ઉદ્યોગોને રાજ્યની મદદ મળે તોપણ હજારોને, લાખોને કામ આપવાની તેની શક્તિ નથી. આ બાબત એક મિલ અને ચરખા સંઘના કામની સરખામણી કરવાથી સ્પષ્ટ થાય છે.

હાલ ચરખા સંઘ તરફથી ખાદી પ્રવૃત્તિનું જે કામ ચાલે છે તેમાં લગભગ ૪૦ લાખ રૂપિયાની મૂડી રોકાયેલી છે. તેટલી મૂડીમાંથી સારી મિલ ચાલી શકે. તેનું પરિણામ શું આવે તે જુઓ:

| | મિલ | ચરખા સંઘ |
|---|---|---|
| મૂડી | રૂ. ૪૦ લાખ | રૂ. ૪૦ લાખ |
| મજૂરોને કામ મળે | ૨,૦૦૦ (આખો વખત) | ૨,૭૬,૦૦૦ થોડો થોડો વખત |
| મજૂરને રોજ મળે | ૦–૧૦–૦ | ૦–૨–૬ |
| વ્યવસ્થાપકો રોકાય | ૩૦ | ૨,૯૦૦ |
| વ્યવસ્થાપકનો સરેરાશ માસિક પગાર | રૂ. ૨૫૦ | ૩૦ |
| કાપડ ઉત્પન્ન થાય ચોરસ વાર | ૧ કરોડ | ૧ કરોડ |
| કાપડની કિંમત | રૂ. ૧૫ લાખ | રૂ. ૫૧ લાખ |

આ પ્રમાણે સરખી જ મૂડીમાં રાજ્યની મદદ સિવાય ચરખા સંઘ વધુ લોકોને રોજી આપી શકે છે. તે રોજી પ્રમાણમાં ઓછી છે. કાપડની કિંમત પણ પ્રમાણમાં વધારે છે. પણ ચરખા સંઘના કામની વિશેષતા એ છે કે,

૧. તે કોઈ શહેરમાં ગીચ વસ્તીમાં ચાલતું નથી, પણ છૂટાં છૂટાં ગામડાંમાં ચાલે છે.

૨. તે માટે ઘર છોડીને શહેરમાં જવું પડતું નથી, પણ ઘેર બેઠાં કરી શકાય છે.

૩. ચાલુ ધંધો છોડીને કરવું પડતું નથી, પણ પોતાનો ધંધો સંભાળીને નાનાં મોટાં સૌ નવરાશના વખતમાં કરી શકે છે.

૪. તે શીખવા માટે મહિનાઓ કે વરસો ગાળવાં પડતાં નથી, પણ થોડા વખતમાં સહેજે શીખી શકાય છે.

ખાદીપ્રવૃત્તિ આવી વિશેષતાવાળી છે. હિંદ જેવા દેશમાં કાયમને માટે તેને અગત્યનું સ્થાન છે. સ્વરાજ્ય મળ્યા પછી પણ તેનું મહત્ત્વ ઓછું થવાનું નથી; સિવાય કે હિંદ લાખો ગામડાંનો નાશ કરે, અગર કરોડો ખેડૂતોનું જીવન બદલી નાખે, અને અઢળક બજારો શોધી કાઢે. અને આમ કરવું શક્ય હોય તોપણ તે ઇચ્છવા યોગ્ય નથી, એ આજની લડાઈનો મુખ્ય બોધપાઠ છે.

વિ૦

# માસિક વિવેચન

## શેઠશ્રી જમનાલાલજી

શેઠશ્રી જમનાલાલજી બજાજને આખું હિંદ ઓળખે છે. ગુજરાત અને તેમનો મધ્યપ્રાંત તથા મૂળ વતન રજપૂતાના કાંઇક વિશેષ રૂપે ઓળખે છે, એમ કહેવાય. દેશભરમાં તે મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્ય અને ખજાનચી તથા મહાદાની શેઠ તરીકે જાણીતા છે. પરંતુ એમના નિકટવર્તી લોક, તે ઉપરાંત એમને એક દિલદાર સદ્‌ગૃહસ્થ, કુશળ શ્રેષ્ઠી, અને ધર્મપરાયણ દેશભક્ત તરીકે જાણે છે. ગાંધીજી સાથે એમનું જોડાવું રાજકારણી નહોતું; પરંતુ દિલના ઊંડાણની ધર્મજીવનની ભૂખથી હતું. તેથી જ તેમના જીવનમાં એક ધનીને શોભાવે એવી સદા-જાગ્રત ધર્મબુદ્ધિ વ્યાપેલી જોવા મળતી. તેથી જ તેમના ત્યાગમાં કશી મર્યાદા નહોતી, અથવા હતી તો પોતાની ધર્મબુદ્ધિ આંકે એટલી.

સૌ કોઈ આજ જાણે છે કે, વધી ગાંધી-પ્રવૃત્તિનું કેન્દ્ર બનવાનું કારણ મૂળે જમનાલાલજી છે. તે અગાઉ એ કેન્દ્ર સાબરમતી ને ગુજરાત હતું. ત્યારે પણ જમનાલાલજી એમાં પૂરેપૂરો ભાગ લેતા હતા. ગુજરાત કદાચ ન જાણતું હોય કે, તેમણે એમનાં બાળકોને આશ્રમ અને વિદ્યાપીઠમાં કેળવ્યાં છે; તેઓ સકુટુંબ આશ્રમમાં ઘર કરીને રહ્યા છે; અને ગાંધીજીની ત્યારની બધી પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત રહેતા હતા. ગૂજરાત વિદ્યાપીઠના એ નિયામક હતા, અને આજ સુધી એના ખજાનચી તરીકે છે. નવજીવન સંસ્થાના એ ગઈ કાલ સુધી ટ્રસ્ટી હતા; છેલ્લાં વરસોમાં પોતાની બીમારીને કારણે જ તે થોડા વખત ઉપર એમાંથી મુક્ત થયા હતા.

ધનના દાન કરનારા તો ઘણા મળે. જમનાલાલજી દાની નહિ, ટ્રસ્ટી બન્યા હતા. તેથી તેમનું ધન જ નહિ, સપરિવાર પોતે — એટલે કે પોતાનાં શક્તિ અને સમય બધું જ — દેશની સેવાર્થે સમર્પિત હતાં. એની દીક્ષા એમણે, ઈ. સ. ૧૯૨૦માં નાગપુર મહાસભાથી લીધી તે લીધી; તેને શોભાવી, સફળ કરી. અને ગયા માસની તા. ૧૧મીએ ઓચિંતી દેહ છોડી ત્યાં સુધી તે દીક્ષા અને સમર્પણને પોતે ઉત્તરોત્તર પરિપૂર્ણ જ કરતા રહ્યા.

ગાંધીજીને અનેક અવનવા સાથીઓ મળ્યા છે; ધની સાથીઓમાં શ્રી. જમનાલાલજી વિરલ હતા. 'એક હાથે આપો તે બીજો હાથ ન જાણે' એવું એમને માટે શક્ય બન્યું, તે એથી જ કરીને કે, 'ઊંટ સોયના નાકામાંથી નીકળે તો ધની પ્રભુના દરબારમાં પેસી શકે,' એ ઈશુવાક્યને ખોટું પાડવાની એક જ જે રીત, તે એમણે ગ્રહણ કરી હતી; અને તે એ કે, ટ્રસ્ટી બનીને એમણે તનમનથી એ ધનનો અસ્વર્ગ્ય બોજો ધર્મ કે ઇશ્વરને અર્પીને ખંખેરી નાખ્યો હતો; અનંતની યાત્રા એમ હળવા થઈને એ કાપતા હતા. એવા યાત્રીઓની સફર મરણાતીત હોય છે મરણથી એમને તો એક મજલ પૂરી કરી બીજી શરૂ કરવાપણું જ હોય છે. પ્રભુ એવા આત્માને માટે જરૂર પોતાનાં મંગળ મંદિર ખોલે. આ બાજુ રહેલ આપણે એમના જીવનનો આ બોધ લઈએ.

## મારમીમાંસા

ખેડામાં માધ્યમિક શાળા સંમેલન ગયા ડિસેંબરમાં ભરાયું, તેમાં ચર્ચાયેલા એક નોંધપાત્ર મુદ્દાનો સાર આ અંકમાં આપવામાં આવ્યો છે. સંમેલનના પ્રમુખે પણ આ મુદ્દા ઉપર, જરા જુદી રીતે અને જુદે કારણે, ભાર મૂક્યો હતો. પ્રસિદ્ધ કરેલા લેખે'એ ચર્ચાનો જવાબ આપી, તેમાંથી એક વ્યવસ્થિત વિચાર રજૂ કર્યો છે.

સંમેલનમાં માર અને શિક્ષા વિષે પણ ચર્ચા થઈ. ભાગ્યે જ કોઈ માધ્યમિક શિક્ષક મારની શૈક્ષણિક કિંમત માનતો હશે. હું માધ્યમિક કહું છું તે એટલા માટે કે, પ્રાથમિક શાળામાં કદાચ 'ચમચમ —ધમધમ' ન્યાયની માન્યતા હજુ જીવતી જોવા મળે. પરિષદમાં મેં જાણ્યું કે, માધ્યમિક શાળાઓમાં તો સરકારે નિયમ પણ મૂક્યો છે કે, શાળાના આચાર્ય જ મારી શકે. (આચાર્યના દરજ્જાની કેવી ભારે અને અનોખી કદર!) પ્રાથમિક શાળાઓમાં તો એ પણ મર્યાદા ન હોય; અરે, ત્યાં તો ગાળો બોલી મોં ગંધાવવા ઉપર પણ પ્રતિબંધ છે કે કેમ, તે ખબર નથી. અસ્તુ.

શિક્ષકોને મારની શૈક્ષણિક કિંમત તો નથી

જણાતી; પરંતુ હજી કેટલાકને એમ લાગે છે ખરું કે, કેટલાક વિદ્યાર્થીઓ અને કેટલાક પ્રસંગો ઉપર મારપ્રયોગ નછૂટકે કરવો પડે છે. મારનારા શિક્ષકો પોતાના ક્રોધ આગળ આવો કશો વિવેક રાખવા કે કરવા જેટલો પોતા પર કાબૂ રાખતા હશે કે કેમ, એ માનવું અઘરું છે. કેટલાક તો મારકણા જ હોય છે; પણ જેઓ ઉપર બતાવેલા વિવેક કે વિવેકાભાસનો દાવો કરતા હોય, તેય એ વિચારે કે, મારવાથી લાભ થાય છે કે માત્ર તમે તમારાં ક્રોધ કે અધીરતા યા તેવી ભલતી લાગણીને સોંઘી મોકળાશ જ આપો છો. પ્રાયઃ બીજી જ વસ્તુ હોય છે, એમ જણાયા વગર નહિ રહે.

પણ ખરો પ્રશ્ન તો બીજો છે. શિક્ષકે મારનો તામસિક રસ્તો લેવો જોઈએ? સરકાર કે રાજતંત્ર એ તામસ સાધનમાં માને છે; તેથી પોલીસ, જેલ, તથા સિપાહી ૯૦ સરંજામ તે રાખે છે અને તેના પર પોતે નિર્ભર રહે છે. આજે ત્યાં પણ એ તામસ પર બંધનો સ્વીકારાતાં જાય છે. અને શિક્ષક પોલીસ કે જેલર નથી; તે શિક્ષક છે.

ક્રોધ આવે ત્યારે માણસ મારી બેસે છે, એમ લાચાર દલીલ કોઈ કરે, તેને અંગે ગાંધીજીની સલાહ ઘણાને ખબર ન હોય, તેથી જણાવવા જેવી છે: તેવે પ્રસંગે જરૂર શિક્ષક મારપ્રયોગ કરે, પરંતુ તે પોતા ઉપરઃ યા તો પોતે ક્રોધપાત્ર વિદ્યાર્થીને સોટી આપીને માર ખાય, યા જાતે મારે. રખે કોઈ આ સલાહ હસી કાઢવા જેવી ગણે. શિક્ષણ-માનસ-શાસ્ત્રીઓ એ વિષે ગંભીરતાથી વિચાર તો કરે જ.

છેવટે, એક બીજી વસ્તુ: માધ્યમિક શાળાના આચાર્યને મારવાનો ખાસ હક મળ્યો છે. જ્યારે તે હક વાપરવા તે જાય, ત્યારે આટલો તો વિચાર કરે જ કે, તે સ્થાને. પોતાનો પુત્ર હોય તો તેને મારશે? પોતાના પુત્રને નથી મારવો પડતો, કેમ કે આચાર્યનો હમેશનો વર્તાવ એવો સવિચાર છે, એમ કદાચ દલીલ થાય. તો એવો જ સવિચાર વર્તાવ શિક્ષકોનો હોવો જોઈએ, જેથી માર-પ્રસંગ જ ન જન્મે.

આચાર્ય પાસે આ હક એ સારુ જ મર્યાદિત રખાયો હશે કે, તેથી કરીને માર-પ્રસંગોએ માત્ર ક્રોધવશતા નહિ પણ કાંઈક વિવેકને સ્થાન મળે. ક્રોધ આવે ત્યારે નવ ગણવા જેટલો વિરામ સાધવા પાછળ આ જ રહસ્ય રહેલું છે. કાળ ક્રોધનું અમુક દરજ્જે ઓસડ છે. એટલે ફરિયાદ આવી કે કૂદી પડવું ન ઘટે, તેનો ન્યાય તોળાવો જોઈએ. અને તેમાં વિદ્યાર્થીને બચાવની તક એક અદાલતથી વધુ ધીરજથી ને પ્રેમથી મળવી જોઈએ, અને મારવા-ઠરાવાય ત્યારે પણ આચાર્યોએ ઉપરનો વિવેક તો જરૂર કરવો જોઈએ; તો તે તામસઆધીન થતાં અટકશે જ.

### આ૦ એન. એમ. શાહને વિનંતી

'શિ૦ સા૦'ના જાનેવારી અંકમાં પ્રસિદ્ધ થયેલા, આચાર્ય એન. એમ. શાહના ભાષણ વિષે સીધા અને મારફતે થઈને ચાર-પાંચ પત્રો મને મળ્યા છે. કેટલાક શ્રી. કિ. ઘ. મ.ને મળ્યા, તે ઉપરથી તેમણે લખી મોકલેલ મજકૂર આ અંકમાં પ્રસિદ્ધ થયો છે. ઉપરાંત 'ડોલ્ટન પ્લેન' પરની ટીકા વિષે શ્રી. સોમૈયાએ લખી મોકલ્યું તેમાંથી પણ આ અંકમાં પ્રસિદ્ધ કરું છું. બાકીનું પ્રસિદ્ધ નથી કરતો તે એટલા માટે નહિ કે, મને તેમાંથી વિચારવા યોગ્ય કશું મળ્યું નથી; પરંતુ એમાં નિર્દેશેલા મુદ્દા એક યા બીજે રૂપે આવી ગયા છે; અને તેમાંથી સૌને મારેલું વિચારીને, આ નોંધમાં તે બધાં ચર્ચા-પત્રોને સમેટી લેવા માગું છું.

બધા પત્રો 'નવી કેળવણી'માં કામ કરતા ભાઈઓના હતા. આ૦ શાહે 'નવી કેળવણી' પર સપાટા ચલાવ્યા છે એટલું જ નહિ, એમણે પોતાના સંચાલનની હાઈસ્કૂલો પરેય એ જ આવેશ ઠાલવ્યો છે. એ વિભાગના કોઈએ કેમ પોતાનો કશોય વિરોધ નહિ નોંધાવ્યો હોય, એમ મને થયું. તે ટીકાઓ ઘણે અંશે બરોબર છે, તેથી? કે પછી આ૦ શાહ મુંબઈ યુનિવર્સિટી-રાજકારણના એક પ્રબળ સૂત્રધાર છે; એમની સામે કોણ કશું કહે?— એવી જાતનું કાંઈક કારણ હોય એમ કેટલાક પત્રો પરથી જે કલ્પવાનું મળે છે, તેથી? કે પછી તેઓ આ૦ શાહની પેઠે એમ માનતા હોય કે, ગમે તેવી અમારી શાળાઓ હશે, પણ સમાજમાં તેમની બોલબાલા છે; પ્રબળ રાષ્ટ્રીય શિક્ષણની આંધીમાં પણ એ ટકી ગઈ છે એટલું જ નહિ, એક વારના તેના કેટલાક સંચાલકો એ ત્યાજ્ય તંત્રને આશરે પાછા આવી ગયા છે;

પછી અમારા પેટનું પાણી શું કામ હાલે? સંભવ છે કે, આ૦ શાહની જેમ તેમના સંચાલિત તંત્રમાં પણ આવી સુધારા-વિમુખ યથાસ્થિતતા કે તામસી નિરાંત આવી ગઈ હોય. શું હશે એ તો એમાંથી કોઈ કહે ત્યારે જણાય.

'ડૉલ્ટન પ્લૅન,' 'મૉન્ટેસોરી પદ્ધતિ' ઇત્યાદિ સૌ સુધાર-પંથીને માટે આ૦ શાહે ચિડાવા જેવું કહ્યું છે, એ ઉઘાડું છે. મેં એ કેમ છાપ્યું, એમ પણ ચિડાઈને મને પૂછવામાં આવ્યું છે. બધા પત્રો જોયા બાદ મને એ બાબત પરત્વે કરવાનું કાંઈ કારણ મળ્યું નથી. મને લાગે છે કે, આ બાબતમાં શ્રી. કિ. ઘ. મ. સૂચવે છે એ વૃત્તિ આપણ સૌ સુધારા-વાદીને ઘટે.

આ૦ શાહના ભાષણમાં, અસહકારના જમાનાનો તેમણે 'ભારેલો અગ્નિ' પાછળ રહ્યો ભભૂકતો લાગે છે. ચકોર કેળવણીકાર તેવી વૃત્તિને દાબ-પાત્ર ગણે. તેમ ન કરી, આ૦ શાહે સમજુ વાચક આગળ પોતાનો કેસ ઘણે અંશે ગુમાવ્યો ન હોય તોય લૂલો તો કર્યો છે, એમ મને મળેલા પત્રો પરથી કહું છું. અને હવે હું એમને વિનંતી કરું છું કે, કૃપા કરીને તમે એટલું ન જણાવો કે, કથળેલી હાઈસ્કૂલોની અને તેના શિક્ષકોની બાબતે, તમે તેમના એક જવાબદાર સંચાલક શી રીતે સુધારવા માગો છો ને મથો છો? કે પછી, ઘણે ભાગે દેખાય છે તેમ, સૌ એ અરાષ્ટ્રીય શિક્ષણતંત્રના ચાકબળનાં જ અવશ ચક્રો બની બેઠા છીએ?

સુધારકને માથે, એમાંથી સમાજને બચાવવાનું મહા કામ છે. આ૦ શાહની ગમે તેવી ટીકાઓ પણ તેને ઉતારી પાડી ન શકે; બલ્કે તેને એમ સૂઝવે કે, સુધારાના પંથમાં કેવી કેવી મુસીબતો પડેલી છે. અને અસહકાર આપણા કેળવણી-જગત પરથી ક્યારનો વીત્યો છે, એ આ૦ શાહ જાણે. તે જમાનામાં ઊછરેલા આપણે સુધારકો એ સમજીએ કે, હવે તો રાષ્ટ્રના સ્વરાજની જવાબદારી લેવા માટે કઈ કેળવણી ખરી, તે શોધવાનો અને સર્જવાનો સમય આવ્યો છે. અંધ છતાં જડબળથી પ્રગલ્ભ એવી ગતાનુગતિકતાથી અકળાયે નહિ ચાલે; તેને પહોંચી વળવું પડશે. અને એ અંધ જડતા આપણા સમાજમાં કાંઈક ને કાંઈક અંશે અને કોઈ ને કોઈ રૂપે બધે હોવાથી જ આપણાં પગલાં મંદ થા, પાછાં પડતાં હોય તો, પાછાં પડે છે. એને તેજ કરવાના ભગીરથ કામમાં આ૦ શાહ જેવાઓએ પણ મોઢુંવકેલું જોતાવાનું છે જ, કેમ કે ચાલ્યું છે એમ કર્યું જ આ જગતમાં ચાલ્યા કરતું નથી.

મ૦

## પ્રધાન-પ્રધાનમાં ફેર

આઠમા એડવર્ડ બાદશાહે એક એવી સ્ત્રીને પરણવાનું નક્કી કર્યું, કે જે, ઇંગ્લૅન્ડના વડા પ્રધાનને મતે, એક બાદશાહની બેગમ થવા યોગ્ય નહોતી. આનું પરિણામ એ આવ્યું કે, બાદશાહને પોતાની ગાદી છોડવી પડી.

એ જ સામ્રાજ્યમાં બંગાળના એક પ્રધાન શ્રી. શ્યામપ્રસાદ મુખરજી, હિંદુ મહાસભાના સરકારે મના કરેલા (ભાગલપુર) અધિવેશનમાં સામેલ થવા બિહાર ગયા. કશા શિષ્ટાચાર કે વિવેક વિના બિહારના ગવર્નરે એમને પકડી લીધા અને જરૂર લાગી ત્યાં સુધી કેદમાં રાખ્યા.

એ જ સામ્રાજ્યમાં બ્રહ્મદેશના વડા પ્રધાન શ્રી. યૂ સૉ ઇંગ્લૅન્ડ ગયા. ત્યાં એમણે કદાચ કેટલીક એવી રોકડી વાતો સંભળાવી, જે ઇંગ્લૅન્ડના પ્રધાનમંડળને ખટકી; અને એમને વિષે એવો શક ગયો કે, તે જાપાન જોડે ભળી જવાની કોશિશ કરે છે. તે પોતાને દેશ પાછા આવતા હતા ત્યાં જ, આરોપ મૂક્યા વગર જ, તેમને પકડી લેવામાં આવ્યા.

હિંદ, બ્રહ્મદેશ, તથા ઇંગ્લૅન્ડના પ્રધાનોના દરજ્જામાં જે વિષમ ભેદ છે, તેનો આ નમૂનો છે.

(હિંદી પરથી) કિ. પ્ર. ?

## સુધારો

ફેબ્રુઆરીના (ગયા) અંકમાં નીચેની બે જ રહી ગઈ છે તે વાચક સુધારી લે, એવી વિનંતી છે

પા. ૧૬૪ બીજી કટારમાં નીચે નાગરી પદે લીટીમાં 'ज्ञानवर्ष' છે તે 'ज्ञातवर्ष' જોઈએ.

પા. ૧૭૭, બીજી કટારમાં બીજા ફકરાની બી લીટીમાં '—જીતરતી હોવા છતાં—' સુધારીને 'તેમને જીતરતી માનવા છતાં —' એમ વાંચો.

મ૦

Reg. No. B. 4343

# યંત્રયુદ્ધ વિ૦ હૃદયવિકાસ

ધંધાદારી સિપાહી પાર વગરની નાશક અને આક્રમક શક્તિ છૂટીદોર મૂકે છે, એ બાબતમાં તો સૌ સામાન્યપણે એકમત છે. પરંતુ શત્રુને એક શત્રુ તરીકે તે ધિક્કારતો નથી હોતો. બાથોબાથ ઝપાઝપીમાં, કે સાથી માર્યો ગયાના દુઃખની તાત્કાલિક લાગણીમાં [illegible] તોપ ચલાવ્યાથી થતા નૈતિક અત્યાચારની તીવ્ર લાગણીમાં — આવા પ્રસંગો બાદ કરો, તો તેની મનોભાવના સામાન્યતઃ એક ધંધો લઈ બેઠેલા માણસના જેવી હોય છે. એ ધંધો ભલે ઓછોવત્તો અરુચિકર હો; પણ એ ધંધો જ છે. આ ભાવના આજે એ હકીકતથી વધારે જોરદાર બની છે કે, આજે યુદ્ધ યાંત્રિક બન્યું છે; તેથી તેમાં *વ્યક્તિગતતા રહી નથી; યાંત્રિક શસ્ત્રાસ્ત્રના ગોળા, હાથ,* લીવર અને ગોળા ફેંકવાના અંતર-માપક યંત્રની વાત એ બન્યું છે. આધુનિક સિપાહી વધુ ને વધુ એક કારીગર જેવો બનતો ગયો છે. અને આમાં તે જે અંતરે રહીને લડે છે તે ઉમેરો, તો અંતર એના આ કામમાં એક ખેલ કે રમત જેવું *જબરું* તત્ત્વ દાખલ કરે છે; કાદવવાળા રસ્તા પર દોડની હરીફાઈ ખેલવા જેવી કુશળતા અને હિમ્મતની સ્પર્ધા જેવું એ કામ બને છે. આ જાતની યુદ્ધપદ્ધતિમાં, આધુનિક લડવૈયાને એવું લાગે છે કે, પોતે પક્ષી તાકનાર ખેલાડી છે, અને પક્ષીને તે ધિક્કારતો નથી એ ચોક્કસ વાત છે. અને આ અનુભવ આધુનિક સિપાહીને પૂર્વેના સિપાહી કરતાં વધારે થાય છે.

ધિક્કારની લાગણીને આમ ઓછી કરતી આ જાતની વ્યક્તિગત-રહિતતાના મોટા ભયોમાંનો એક ભય એ છે કે, તે પોતાની સાથે ઓછવાતી જતી દયાની લાગણી આણે છે અને માનવજીવનનાં મૂલ્યોની ભાવનાને મંદ કરે છે. કેમ કે દયા અને ધિક્કારની લાગણીઓ એવી છે કે, તેમનો આધાર તેમનાં પાત્ર બનનાર વ્યક્તિના ભાન ઉપર અવલંબે છે. વિમાની પોતાના નિશાનથી ક્યાંય [illegible] હોય છે; ટૅન્ક કે રણ-ગાડીના અમલદાર વચ્ચે અંતર-પટનો અંતરાય હોય છે; તેથી એક જણ નાશના આવેશ ખાતર આવેશ આત્યંતિક રીતે માણી શકે, કે જે બીજે દહાડે ખેલાડીની ભાષામાં ફેરવી દેવાય: 'સુંદર મજેદાર કુસ્તા-કુસ્તી એ થઈ.' અને સહેલાઈથી આ લાગણી બદલાઈને, ગામનો સદંતર નાશ કરવાની ખાસ આવડતના અભિમાનનો આનંદ બની જાય. કેવો આનંદ? જાણે કે કીડિયારા પર ઊકળતું પાણી રેડવાની મજા લૂંટીએ છીએ! આમ આપણી સામે લગભગ રાક્ષસી ક્રૂરતાની એક દશા જેવું આવીને ઊભે છે — શત્રુ વચ્ચે જેમ અંતર વધે તેમ ક્રૂરતા તે પ્રમાણે [illegible] એટલે ગમે તેમ પણ આટલું સ્પષ્ટ છે કે, લડવૈયાની તૈયારીની બાબતોમાં ધિક્કાર-ભાવ કોઈ આવશ્યક ભાગ નથી.

('સાઇકોલૉજી ઑફ ફિયર ઍન્ડ કરેજ'માંથી) — એડવર્ડ ગ્લોવર

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये



નવજીવન, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય


એપ્રિલ, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૭


## અનુક્રમણિકા



---


### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

લવાજમના દર

દેશમાં પરદેશમાં બહારદેશમાં

રૂા. ૨–૦–૦ શિ. પાંચ રૂા. ૨–૮–૦

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,

શિક્ષણ અને સાહિત્ય

નવજીવન કાર્યાલય,

ઠે. [illegible] અમદાવાદ


### નવાં પુસ્તકો

નિર્ભયતા – લેખક : કિશોરલાલ મશરૂવાળા, કિં. ૦–૧–૬. ટપાલખર્ચ એક આનો.

ત્રીજી ચોપડી (ગૂજરાત વિદ્યાપીઠ) કિં. ૦ ૪–૦. ટપાલરવાનગી ખર્ચ ૦-૧-૬.

ચોથી ચોપડી (ગૂજરાત વિદ્યાપીઠ) કિં. ૦–૫–૦. ટપાલરવાનગી ખર્ચ ૦-૧-૬.

બે ખુદાઈ ખિદમતગાર-લેખક : મહાદેવ દેસાઈ, કિં. ૦–૧૦–૦. ટપાલ રવાનગી ખર્ચ ૦-૧-૬.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩-અંક ૭] અમદાવાદ [એપ્રિલ, ૧૯૪૨

# બુદ્ધિ શી રીતે ખીલે?

### (૪) પ્રસન્નતા

'અયોગીને નથી બુદ્ધિ'ની ઉપરના શ્લોકમાં ગીતામાં કહ્યું છે કે 'પામ્યો પ્રસન્નતા તેની બુદ્ધિ શીઘ્ર બને સ્થિર.' એટલે કે બુદ્ધિને ઊગવાને માટે જેમ યોગ-સમતા-સાહમની જરૂર છે, તેમ તેને ખીલવાને માટે મનની પ્રસન્નતાની જરૂર છે.

જે માણસ આચરણનો કાંઈક પણ નિર્ણય કરી નાખે તેણે બુદ્ધિ ચલાવી એમ તો કહેવાય. પણ એ નિર્ણય સાચોયે હોઈ શકે, ખોટોયે હોઈ શકે; પાકો એટલે સ્થિર — અફર પણ થાય, અને કાચો એટલે થોડા વખતમાં બદલાઈ જનારો પણ થાય. એ તો પરિણામે જણાય.

પણ જેના નિર્ણયો કાચા અને અસ્થિર જ થયા કરતા હોય, તેની બુદ્ધિને આપણે ખીલેલી બુદ્ધિ નહિ કહી શકીએ; કોઈ વાર એવી બુદ્ધિ હોવી ન હોવી સરખું જ લાગશે. પાકા, સ્થિર નિર્ણયો કરનારની જ બુદ્ધિ પ્રફુલ્લ — ખીલેલી કહી શકાશે.

આવી સ્થિર બુદ્ધિ માટે મનની પ્રસન્નતા હોવી જરૂરની છે, એમ ગીતાના શ્લોકનો અર્થ થયો.

અહીં પ્રસન્નતાનો અર્થ સમજી લેવાની જરૂર છે. પ્રસન્નતા એટલે હર્ષ કે આનંદનો ઊભરો સમજવાનો નથી. એમાં શોક, વિષાદ, ઉદ્વેગ વગેરે ન હોય એ કહેવાની જરૂર નથી. મનમાં શોક કે ઉદ્વેગ ભર્યો હોય ત્યારે બુદ્ધિ બરાબર કામ નથી કરી શકતી, એ સમજાવવાની જરૂર નથી. પણ હર્ષ અથવા આનંદના આવેશમાંયે બુદ્ધિનું કાર્ય બરાબર ન ચાલી શકે. સારી કે ખરાબ કોઈ પણ લાગણી માણસને વિકારવશ કરી મૂકે છે; એને આચાર કે વિચારના વિષય પ્રત્યે તટસ્થ રાખી શકતી નથી. આથી હર્ષ કે શોકનો વેગ એ બુદ્ધિને ચાલવામાં વિઘ્નરૂપ છે. માટે હર્ષ-શોકના વેગથી રહિત મન હોય ત્યારે જ બુદ્ધિ બરાબર કામ કરી શકે. ચિત્તની આવી દશા તે જ પ્રસન્નતા. એમાં સ્વાભાવિક, ઊભરા વિનાનો શાંત ખુશ મિજાજ હોય. માણસ વ્યાયામ કરીને ઠંડે પાણીએ નાહીને બેઠો હોય, અથવા કામ કર્યા પછી એકાદ ટેકરી પર જઈ પવનથી થાક ઉતારી નિરાંત કરીને બેઠો હોય, તે વખતે ચિત્તમાં જેવી ખુશાલી લાગે, તેની સાથે પ્રસન્નતા સરખાવી શકાય. બુદ્ધિના વિકાસ માટે એવી પ્રસન્નતા નિરંતર રહેવી જોઈએ.

આ ઉપરથી અનાયાસે એક પ્રશ્નનો નિર્ણય જડી આવે છે. માર, ઠોક, ધમકી, વગેરે વિષાદ કરનારા ઉપાયોના પ્રયોગ જેના પર થાય, તેની બુદ્ધિ કદી સ્થિર થાય નહિ, અર્થાત્ ખીલી શકે નહિ.

પણ તે સાથે, સમજતાં કઠણ લાગે તોયે, એનો સામો છેડો પણ બુદ્ધિના વિકાસને મદદગાર નથી. એટલે કે, આનંદ વગેરેનો ઉન્માદ પણ બુદ્ધિને પોષક નથી. એથી બુદ્ધિ ઊંડી થઈ શકતી નથી. ઉપર ઉપરથી જ નિર્ણયો કરનારી થાય છે. ખાસ કરીને, જ્યારે ઇંદ્રિયો કે લાગણીઓને લલચાવનારાં સાધનોથી આનંદ પેદા કરાવાતો હોય, ત્યારે બુદ્ધિમાં ચાલાકી આવતી લાગે છે, પણ તેમાં ઊંડાપણું હોતું નથી.

આમ બુદ્ધિ અને પ્રસન્નતાનો સંબંધ છે.

### (૫) ઉપસંહાર

આમ આપણે તર્ક અને બુદ્ધિ વચ્ચેનો ભેદ જોયો. એ ભેદ સમજવાની ઘણી જરૂર છે. કારણ કે, સામાન્ય રીતે જે બુદ્ધિમાન પંડિતો ગણાય છે, તે તર્કકુશળ જ હોય છે, એથી ઊલટું અવિદ્વાન, તર્કજ્ઞાનરહિત માણસ ઘણો બુદ્ધિમાન હોવા છતાં એને અજ્ઞાન ગણવાની ભૂલ થાય છે. બુદ્ધિનું ક્ષેત્ર

વિચારનું નહિ, પણ આચારનો નિર્ણય કરવાનું છે, અને તેનું સાધન દલીલો નહિ, પણ ધૃતિ, સાહસ, પ્રસન્નતા વગેરે છે એ યાદ રાખીએ, તો બે વચ્ચે ગોટાળો નહિ થાય.

બુદ્ધિ ચલાવવા માટે ધૃતિ — વસ્તુને વળગી રહેવાની શક્તિ જોઈએ, સાહસ પૂરતી સમતા જોઈએ, અને ચિત્તની પ્રસન્નતા જોઈએ.

આ બધાં માટે પદ્ધતિસર કેળવણી જોઈએ, અને તેનો અભ્યાસ અથવા મહાવરો પડવો જોઈએ.

બુદ્ધિના ક્ષેત્રમાં આચરણનો નિર્ણય કરવાનું આવતું હોવાથી, તેનો મહાવરો મળવા માટે માણસ પાસે કાંઈક ને કાંઈક કામ જાતે પાર પાડવાનું સદાયે હોવું જોઈએ. કામ નાનું હોય કે મોટું તે મહત્ત્વનું નથી. પણ બેઠા બેઠા દલીલો કે ગણતરીઓ જ કર્યા કરવાનું ન હોવું જોઈએ. એ કામ એવું હોવું જોઈએ કે જેમાં આમ કરવું કે તેમ કરવું તેનો નિર્ણય કરવાની વારંવાર જરૂર પડ્યા કરતી હોય. યંત્રવત્ કર્યા કરવાનું ન હોવું જોઈએ.

વળી, કેટલાંક એવાં કામો પણ હોવાં જોઈએ કે જેને દૃઢપણે વળગી રહેવા માટે પોતાના મનને મજબૂત રાખવાની જરૂર પડે. સાથે જ મજબૂત રહેવાની ફરજ પડે એવી પરિસ્થિતિ પણ હોય તો વધારે લાભ થાય.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# તુકારામની વાણી

૫૨

नाहीं संतपण मिळत हें हाटीं ।
हिंडतां कपाटों रानीं वनां ॥ १ ॥
न ये मोल देतां धनाचिया राशी ।
नाहीं ते आकाशीं पाताळीं ते ॥ २ ॥
तुका म्हणे मिळे जिवाचिये साटी ।
नाहीं तरी गोष्टी बोलूं नये ॥ ३ ॥

૫૨

નહીં સંતપણું મળે કોઈ હાટે,
શોધતાં ગુફાએ, રાને, વને.
ના'વે દેતાં મૂલ્ય ધન તણા રાશે[1]
નહિયે આકાશે, પાતાળેયે.
તુકારામ મળે જીવને જ સાટે,
નહિ તો ન મોઢે બોલો વાત.

૫૩

न कळे तो काय करावा उपाय ।
जेणें राहे भाव तुझ्या पायीं ॥ १ ॥
येउनियां वास करिसी हृदयीं ।
ऐसे घडे कई कासयानें ॥ २ ॥
साच भावें तुझें चिंतन मानसीं ।
राहे हें करिसी कैं गा देवा ॥ ३ ॥
लटिकें हें माझें करूनियां दूरी ।
साच तूं अंतरीं येउनि राहें ॥ ४ ॥
तुका म्हणे मज राखावें पतिता ।
आपुलिया सत्ता पांडुरंगा ॥ ५ ॥

૫૩

ન જાણું હું કેવો કરવો ઉપાય,
ભાવ તારે પાય રહે જેથી.
આવીને તું વાસ કરે મુજ હૈયે,
કેમ, ક્યારે કહે, બને એવું?
સાચ ભાવે તારું મનમાં ચિંતન,
રહે પ્રતિક્ષણ, કરો પ્રભુ!
મિથ્યા મારું-તારું કરીને તું દૂર,
સત્ય તું અંતર આવી રહે.
તુકો હું પતિત કરજે સંભાળ,
રક્ષજો, કૃપાળ, નિજ બળે.

---

૧. દગલા વડે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

સાથે એને વિચ્છેદ નહિ જણાય, પરંતુ મેં ઉપર કહ્યું એમ, પૂર્વના કેટલાય વિચારોનું સામાજિક વિવરણ, અથવા સમાજ માટેના યોગનું સામાજિક ભાષ્ય એને જોવા મળશે.

આથી જ, પશ્ચિમના અન્ય સામાજિક ફિલસૂફોમાં એક જે ચીડ ચડે એવી ગોરાઓના ગુરુભારની છીછરી અસ્મિતા અને તજ્જન્ય સંકુચિત સ્વાર્થ અને તુમાખી જોવા મળે છે, તે જૅક્સના આ સમાજ-દર્શનમાં નથી. જેમ ગીતાકાર પોતાનો યોગ નિરૂપતાં ઈશ્વરની આ ચરાચર સૃષ્ટિના કશાનું કલ્યાણ નથી ઉવેખતા કે ભૂલતા, અને જીવને માટે એક સળંગ અને સર્વગ્રાહી જીવનક્રમ ઘડી આપે છે, અને તેને જ એ યોગ કહે છે, તેમ જ જૅક્સ એમના આ સમાજ-ક્રમમાં જીવની સાધનાથી માંડી સર્વ દેશ, જાતિ, પ્રજાઓને આવરી લે છે. કેમ કે એમણે જે સમાજયોગ સૂચવ્યો છે તે એવો મૂલગત ને તલસ્પર્શી છે. માત્ર આ વિચાર તેમણે સમાજ-બિંદુથી વિકસાવ્યો છે એટલું જ.

આપણે ત્યાં બર્ટ્રાન્ડ રસેલ, ડીન ઇન્જ, શૉ, જોડ, હક્સલી, ઇત્યાદિ અર્વાચીનો કાંઈક વધારેપડતા આગળ આવ્યા છે. એમના વિચારો અંગ્રેજી ભણેલા લોકો બહુ વાંચે છે. જૅક્સ એ રીતે નથી જાણમાં આવ્યા એ સારું નથી, એમ હું માનું છું જૅક્સમાં જેવું સર્વતોભદ્ર ઊંડાણ અને માનવ્યની તથા સમાજની સૂક્ષ્મ અધ્યાત્મદૃષ્ટિ છે, તેવું ઉપરના અર્વાચીનોમાં નથી. જૅક્સની સરખામણીમાં તેઓ રહસ્યની બાબતમાં ઊણા લાગે છે. એક જ વાત આ ચોપડીમાંથી ટાંકું. રસેલે સુખને જીવનનું એક મહા મૂલ્ય માની તે ઉપર 'સુખની સાધના'(The Conquest of Happiness) ગ્રંથ લખ્યો. એમ જ યુરોપના કેટલાય લેખકો સુખ, ફુરસદ, નવરાશ, વધુ આરામ, ઇ૦ શબ્દો દ્વારા પોતાની સામાજિક વિચારણા ઘડે છે. વસ્તુતાએ જોતાં આ ઉપરછલી નજર ગણાય, અને તે જૅક્સની નથી. તે વસ્તુના આત્માને પકડી વિચાર કરે છે. તેથી કરીને સુખ વિષે ટૂંકમાં જ તે આમ પતવી દે છે: "સારી સમાજવ્યવસ્થા આપણને સુરક્ષિતતા જરૂર આપે છે; પરંતુ તે જે લાવી આપે છે તે આપણું 'સુખ' છે કે કેમ, એ બાબતમાં મને મોટી શંકા છે. 'સુખ'ની બાબતમાં આપણને સંતોષ આપવો મુશ્કેલ છે. અને આપણે તેની 'સરખી વહેંચણી'ની બૂમો ભલે પાડ્યા કરીએ, પરંતુ તે સરખી રીતે વહેંચાયું કે નહિ, એ કોઈ માણસ કદી કહી શકવાનો નથી. સુખને જ ધ્યેય બનાવવામાં રહેલી અનેક મુશ્કેલીઓમાંથી એ એક છે. કારણ કે, સુખના બીજાઓએ નિયત કરેલા પ્રકારો આપણને ભાગ્યે જ આકર્ષી શકે. આપણે જે સુખ ભોગવીએ, તેમાં હમેશાં આપણું વ્યક્તિત્વ થોડે ઘણે અંશે આપણે દાખવવા ઇચ્છીએ છીએ. પરંતુ સમાજ-વ્યવસ્થા જ જો આપણું સુખ પૂરું પાડતી હોય, તો તે તો અમુક ઢાળેલાં ચોક્કસ બીબામાં જ આપણને પૂરું પાડી શકે . . ." (પૃ. ૧૭૯-૮૦) અહીં હું ગીતાના આ વાક્યનું સામાજિક ભાષ્ય નિહાળવા સૂચવું છું: 'सुखदुःखे समे कृत्वा...'

અર્વાચીન કેટલાક વાદોમાં 'પરિસ્થિતિ' એક બડી પ્રબળ દેવી જેવી શક્તિ લેખાય છે. અને કેટલાય જુવાનો 'તે દેવીનું ખપ્પર અમારા ઉપર છે એટલે શું કરીએ! બાકી અમે તો જબરા માણસો છીએ'—એમ દલીલ કરી પોતાની નવજુવાનીને લજવે છે અને બુદ્ધિને હીણી કરે છે. તેવાને માટે જૅક્સનો નીચેનો વિચાર હું એ સારુ અહીં ઉલ્લેખું છું કે, તે પરથી મારે એ વિચારકનું જે ઊંડાણભર્યું નિરાળાપણું કહેવું છે, તે કાંઈક વાચકને અવગત થાય. જૅક્સ માણસને પરિસ્થિતિનું પરિણામ તેમ જ તેનો ઉત્પાદક બેઉ તરીકે જણાવે છે. (પા ૨૨૦) તે સમન્વયકાર છે. પરિસ્થિતિના સિદ્ધાંતને તે ઇનકારતા નથી; પરંતુ તેની એકાંગિતા અને અકર્મણ્યતા કાઢી નાંખે છે. જો વિચારીએ તો જણાશે કે, વૈજ્ઞાનિક વિકાસ-વાદ-જન્ય આધુનિક પરિસ્થિતિ-વાદ આપણા પ્રાચીન દૈવ-વાદનો જ પુનર્જન્મ છે; નવે અવતારે નવું નામ તો પડે એટલું જ. જૅક્સ કહે છે, મનુષ્ય પરિસ્થિતિનો જન્ય નહિ. જનક પણ છે; તેથી પરિસ્થિતિવાદમાં પુરુષાર્થ સદા અનુસ્યૂત રહેલો બતાવે છે, અને કહે છે, "આ બધી વિચારણાઓને કારણે, 'માણસ તેની પરિસ્થિતિથી ઘડાય છે' એ સામાન્ય સિદ્ધાંતને એક નવું જ સ્વરૂપ જરૂર પ્રાપ્ત થાય છે, જે ડાર્વિનના કે માર્ક્સના ચેલાઓની વ્યાખ્યામાં તેને નથી જ મળતું." (પા. ૨૨૧)

જૅક્સની વિચારપદ્ધતિનો એક વધારે દાખલો ટાંકું: અર્વાચીન સામાજિક ફિલસૂફોની વિચારણામાં, અનેકવિધ તપાસ ને પરીક્ષણ બાદ, સમાજની અવદશાના કારણરૂપે નિદાન બતાવવામાં આવે છે, અને એ વિશ્વાસથી કે, તે દ્વારા આજની સામાજિક અવ્યવસ્થાનો જાણે સાચો તાગ મળી રહે છે. જૅક્સ પરિસ્થિતિ-વાદને જુદી જ રીતે માંડીને જેમ એક નવી સમન્વિત દૃષ્ટિ આપે છે, તેમ આ બાબતમાં પણ કરે છે. તે આ પુસ્તકના ૧૬મા પ્રકરણનો વિષય છે હું એમાંથી થોડુંક જ અહીં વાનગી ખાતર આપું: "ભૌતિકવાદ, પરિગ્રહીપણું, હરીફાઈ—આજની ઔદ્યોગિક સંસ્કૃતિ સામે વારંવાર કરવામાં આવતા આ ત્રણ આક્ષેપોનો અર્થ લગભગ સરખો જ થાય છે...તે આક્ષેપો પાછળ કંઈક મહત્ત્વનો અર્થ જરૂર છે પરંતુ તે કયો?...એ ત્રણે આક્ષેપો पद अथवा ज्याने ઉદ્દેશીને છે, અર્થાત્, ભૌતિક તત્ત્વના મોટા જથા સામે, મિલકતના મોટા જથા સામે, અને

ધનના મોટા જથા સામે છે...કાળ અને ગુણ પ્રત્યે દુર્લક્ષ કરી સ્થળ અને જથાની જ ઉપાસના કરતા જમાનાના એ ત્રણે દુર્ગુણો છે. પરંતુ ભૌતિક તત્ત્વ પ્રત્યે આદર અને ભયની લાગણીવાળો ભૌતિકવાદ, અર્થાત્ ઉદ્યમ વડે તે તત્ત્વમાંથી 'સૌન્દર્ય અને આનંદભરી' ચીજો બનાવવા ઇચ્છતો, તથા ભૌતિક તત્ત્વ આપણા ઉદ્યમના વળતો જવાબ આપશે તથા આપણે તેને જેટલા વફાદાર રહીશું, તેટલું તે પણ આપણને વફાદાર રહેશે, એવી શ્રદ્ધાવાળો 'ભૌતિકવાદ' તો જેટલો વધારે હોય તેટલો સારો, કારણ કે, તે તો માનવ જીવનને ગૌરવ આપનાર સર્વ બાબતોનું ખાસ મૂળ છે. તે જ પ્રમાણે, વાસ્તવિક મૂલ્યોની ભૂખવાળું તથા તેવાં મૂલ્યો ઉત્પન્ન કરીને પોતાનાં બનાવવા ઇચ્છતું પરિગ્રહીપણું પણ આવકારદાયક જ છે...તેમ જ 'જે હરીફાઈ, કોણ વધુ મેળવી જાય છે એ મુદ્દાને બદલે, કોણ વધુ સારું કરે છે એ મુદ્દાની આસપાસ ચાલે, તે હરીફાઈ વડે તો આખી પૃથ્વી છવાઈ જાઓ, એમ જ કહું...સ્થળભાવનાની દુનિયામાં જે ભૌતિકવાદ, પરિગ્રહીપણું, અને હરીફાઈ અનિષ્ટરૂપ છે, તે કાળભાવનાની દુનિયામાં ગુણરૂપ બની જાય છે." (પા. ૨૩૬.)

૨

આ ઉદ્ધૃત વક્તવ્યમાં જેક્સની એક વિચારક તરીકેની વિશેષતા સંતાયેલી છે, અને તેન એ પોતે પણ ઓળખે છે. તેથી જ આ વ્યાખ્યાનોની શરૂઆત તે પોતાની નિરાળી વિચારપદ્ધતિની વિશેષતા સમજાવવાથી કરે છે. તે વિશેષતા એ છે કે, દેશકાલમાં રમતા આ વિશ્વમાં જો વિચાર કરવો હોય તો સ્થળવાચક સ્થિરતાથી નહિ પણ કાળવાચક 'સંસારિતા'નાં ચશ્માંથી કરવો જોઈએ. સ્વર્ગ, નરક, આદર્શ સમાજ, નવી દુનિયાનાં સ્વપ્નો, ઇત્યાદિ સ્થળ-વિષયક કલ્પનાઓ છે. અમુક સ્થિતિ સુખદ, સર્વોત્તમ છે; તે વર્ણવી તે પ્રત્યે લોકરુચિ જગવવી; તેને પહોંચવા માટે પછી કાર્યક્રમ બનાવવો; — આ પદ્ધતિ સમાજના કે માનવના કાર્યની સ્થળ-ભાવનથી કરેલી કલ્પના છે. અને એવી કલ્પના બધા દેશોમાં બધા યુગોમાં ઓછીવત્તી જોવા મળે. પુરાણોનાં સ્વર્ગ, નરક અને અર્વાચીનોનાં 'યુટોપિયા' — સુખાવતીઓમાં આ દૃષ્ટિએ જોતાં કશો ફરક નથી પુરાણકાર કે માર્ક્સ, લેનીન આદિ તે બાબતમાં સરખા સ્થળવાચકો છે. 'સ્થળ-પદ્ધતિવાળો એક અંતિમ સ્થાન અથવા પહોંચવાનું બિંદુ જણાવે છે; કાળપદ્ધતિવાળો ગતિની દિશા જાણવા માગે છે.' તે માને છે કે, સાધ્યની ચિંતા સાધનના પ્રકારથી જ કરી શકાય, અને બીજી રીતે નહિ. તેથી આ બાબતમાં એ ગાંધીજી જોડે એટલા બધા મળતા આવે છે કે, આ પુસ્તકમાં જે વિચારણા તે કરે છે તેમાં લગભગ ગાંધી-દૃષ્ટિ છે, એમ મને લાગ્યું છે. આનું કારણ એ કે, ગાંધીજીની જેમ જેક્સ માનવને તથા તેના સમાજને સ્થળ કે દેશમાં સ્થિરરૂપે નહિ, પણ કાળમાં સદા પ્રયાણ કરતો — પ્રગતિ કરતો જુએ છે તેથી તે તેની રચનાત્મક બાજૂ પર જ મુસ્તાક રહે છે. અને એમાં જેક્સ રસેલ, ડીન ઇન્જ, ટૉની, ઇત્યાદિ અનેક વિચારકોથી પોતાની જુદાઈ ભાળે છે. અને તે યથાર્થ છે. અન્ય લોકો સમાજને રોગ લાગ્યાની પરિભાષાથી વાત કરે છે; કોઈ તેને યંત્રની પરિભાષામાં વર્ણવે છે. જેક્સ કહે છે, 'માનવ સમાજ એ કાંઈ ગોઠવેલી વસ્તુ નથી, પણ જીવંત શરીર છે. એટલે આપણે તો સમાજશરીરમાં રહેલી શક્તિનાં મૂળ, શક્ય હોય તો, ખોળી કાઢવાનો અને પોતાનાથી બને તેટલા તમામ ઉપાયો વડે તેમને દૃઢ કરવાનો માર્ગ લેવો, એ જ ડહાપણ-ભરેલું છે આપણું મુખ્ય પ્રયોજન જ્યાં સમાજ-શરીરમાં આરોગ્યનાં ચિહ્નો દેખાતાં હોય, તે સ્થળોને પુષ્ટ કરવાનું હશે......જો સમાજશરીરની સામાન્ય શક્તિ વધારવામાં સફળતા મળે, તો સમાજ પોતે જ........... રોગમીમાંસકોએ દર્શાવેલા રોગોમાંથી ઘણાને ફેંકી દઈ શકશે' ગાંધીજીની રચનાત્મક કાર્યક્રમની ફિલસૂફી અહીં યાદ કરાવવી બસ થશે.

૩

આ દૃષ્ટિએ વિચારીએ તો માણસ અને તેના ધર્મનું સ્વરૂપ કેવું હોય ? આનું નિરૂપણ એ જેક્સની એક બીજી મહત્ત્વની વાત છે. 'માનવીના હક' એ વસ્તુ પશ્ચિમમાં અપાર ભાવના અને બલિદાનનું કેન્દ્ર બની છે. જેક્સ એ જ શબ્દો લઈને પોતાનું મંતવ્ય રજૂ કરે છે. પહેલું તો તે સાફ જણાવે છે કે, 'હકો અને ફરજો' એ બંને શબ્દોનો નર્યો રાજકીય અર્થ કરવાની ભૂલમાંથી બચવું જોઈએ. એટલું જ નહિ. તે કહે છે કે, રાજકારણ પર સમાજ જીવતો નથી; તે જીવે છે ઉદ્યોગ ઉપર. તેથી નાગરિકની કલ્પના રાજકારણી નહિ, પણ ઔદ્યોગિક હોવી જોઈએ. 'નાગરિક મુખ્યત્વે કામદાર છે.' પરંતુ આજ 'તેના બધાં કર્તવ્યોની ઇતિ મત આપવામાં અથવા મત મેળવવામાં આવી રહે છે; અને સમાજનું કામકાજ કરનાર કામદાર કે સેવક તરીકેની તથા જેને માટે કામકાજ કરવામાં આવે છે એવા સેવ્ય તરીકે તેની કલ્પના કાં તો ખાંચરે પાડી દેવામાં આવે છે કે વિસારી દેવામાં આવે છે' (પા. ૧૧૪) પરંતુ ખરું જોતાં નાગરિક 'એકીસાથે સમાજનો સેવક-કામદાર તથા સેવ્ય છે'. તે પ્રથમ 'ઔદ્યોગિક વ્યક્તિ' છે અને પછી 'રાજકીય વ્યક્તિ' તો બને છે. એટલે તેના હક કે ફરજોનો વિચાર મનુષ્યની આ મૂળ સામાજિક વ્યાખ્યાને નજર સામે રાખીને કરવો જોઈએ. તે કહે છે કે, 'નાગરિક થવું' એનો અર્થ જ એ કે, સક્રિય રીતે જવાબદાર માણસ બનવું.'

વસ્તુ નથી; એ બહુ ભયંકર વસ્તુ છે. આ વાત જો આપણે લક્ષમાં નહિ રાખીએ, તો નાગરિકના હકો અને ફરજો વિષેનો આપણો અભ્યાસ કાંઈ જ કામનો નથી."

૭

જૅક્સના આવા વ્યાપક સમાજ-દર્શનનો કાંઈક ખ્યાલ આપવા માટે મેં સારી પેઠે લાંબું લખ્યું ગણાય. તેને ન્યાય આપવા એટલા લંબાણ વગર છૂટકો નહોતો. અને છતાં, મને લાગે છે કે, પાર વિનાની બીજી મહત્ત્વની વાતો મેં છોડી છે. જેમ કે, આજના યુદ્ધ-કાળમાં જરૂર પૂછવામાં આવે કે, યુદ્ધ માટે જૅક્સ શું કહે છે ઉપરની ફિલસૂફી રજૂ કરી, તે સીધો યુદ્ધપ્રશ્નનો વિચાર નથી કરતા યુદ્ધ અનિષ્ટ છે, ત્યાજ્ય છે, એ તો કોણ નથી માનતુ? પ્રશ્ન એ છે કે તેને કેમ પહોંચી વળવું? આજ લગભગ સૌ એમ માને છે કે, યુદ્ધનો ત્યાગ એ તો આદર્શ છે; પણ યુદ્ધ આવે ત્યારે તેની જંગલી રીતે જ તે લડવું જોઈએ. અને તે દૃષ્ટિ પોતાને શાંતિવાદી કે યુદ્ધનિષેધક મનાવનારા લોકની પણ બની ગઈ છે. જૅક્સ કહે છે, સમાજનો રચનાત્મક કાર્યક્રમ અથવા નાગરિક ધર્મ યુદ્ધને અશક્ય કરે એમ થવું જોઈએ. સર્વોદયની જીવનકલા જો કુશળતાથી સમાજમા ચાલે, તે જો તેનો જીવંત પુરુષાર્થ બને, તો યુદ્ધ અટકે તેને માટે તે વીમા-પદ્ધતિનો અખતરો સૂચવે છે. તેના ગુણાગુણ ચર્ચવાની અહીં જરૂર નથી. એ અહીં કહીને મારે એટલું જ બતાવવું છે કે, યુદ્ધ આવે ત્યાં સુધી સમાજ સૂતો રહે એ બરોબર નથી; તેણે જો ઉપરની અખંડ સમાજયોગ-સાધના શરૂ કરી હોય તો યુદ્ધ આપોઆપ વિલીન થઈ જાય. આ સાધનામાં સમાજનો યા નાગરિકનો પ્રમાદ જ યુદ્ધ-જનક છે.

# બિન-ઓજારી પીંજાઈ

તુણાઈનું કામ બિહારની વર્ધાયોજના શાળાઓમાં શિક્ષકો અને બાળકો સફળતાથી કરે છે એમ બે વર્ષથી સાંભળતો હતો, ત્યારથી એ વસ્તુ તરફ આકર્ષણ થયું હતું. આસપાસના સાથીઓ અને મિત્રો પાસે તે કામ કરાવી પણ જોયું હતું. પણ તેની ખૂબી હાથમાં આવી નહિ અને જે કંઈ પ્રયત્ન કર્યો તેમાંથી વિરુદ્ધ છાપ જ મન ઉપર રહી ગઈ, અને માની લીધું કે બાળકો માટે તે નિરુપયોગી છે. કેમ કે બાળકો રૂના તાંતણા છૂટા કરવાને બદલે ચૂંથી ચોળી નાખે છે. મોટાંઓ માટે તે નકામું છે, કેમ કે તે કામ અતિ મંદ ગતિનું છે.

પરંતુ પૂ. ગાંધીજીએ અને વિનોબાએ આ વિષય ઉપર તાજેતરમાં ઘણો ભાર મૂક્યો. તેની પ્રેરણા નીચે જોયું કે, તુણાઈનો પ્રયત્ન અધૂરો મૂક્યો તે ઠીક કર્યું નહોતું. વિરુદ્ધ છાપોથી તણાઈ જવું ઠીક નહોતું, અને નવેસરથી વધારે ઝીણવટથી આ કામ ખીલવવું જોઈએ.

આવો નિશ્ચય થવામાં બે વિચારોએ મોટો ટેકો આપ્યો: સ્વહસ્તે બનાવેલી પૂણી કાંતવાની ઇચ્છા વખતોવખત થઈને બેસી જતી હતી. પીંજણ, તાંત, તેની કમાનો, તેને માટેની અલગ કોટડી, એ બધું ભેગું કરવાનો અને વ્યવસ્થિત સાચવવાનો ઉત્સાહ ટકાવવો મારે માટે હમેશાં મુશ્કેલ થઈ પડતો. તૂણવાથી લગભગ કંઈ પણ ઓજારોની ધાંધલ વગર પૂણી થઈ શકે, તેમા લાકડાની છરી, છોકરાની રમત જેવી કામડી, વગેરે ઓજારો જોઈએ ખરાં; પણ તે કંઈ ઓજારનું મોટું નામ આપવાને લાયકનાં ન કહેવાય. અને તૂણવાની ક્રિયા હસ્તગત થતાં જે પૂણી બની તે કેટલી સુંદર બની! કીટી કે ગાંઠા-ગળફાનું તેમાં નામનિશાન નહિ. એ પૂણી જેમ જેમ કાંતતો ગયો તેમ તેમ તૂણવા ઉપર પ્રીતિ વધારે ને વધારે થતી ગઈ. સ્વહસ્તની પૂણીનો નિશ્ચય કરવા આજ પહેલાં મન ઉપર એક પ્રકારની અપ્રસન્નતા ફરી વળતી તે હવે ઊડી ગઈ. ભાવતું ભોજન ખાવા માટે કંઈ બળ કરીને નિશ્ચય થોડો જ કરવો પડે છે! તેમ, મન ઉપર લેશ પણ અત્યાચાર કર્યા વિના એક મનગમતા સુખાનુભવની જેમ મારો નિશ્ચય થઈ ગયો.

તૂણવામાં રસ પેદા કરનાર બીજો વિચાર હતો આશ્રમના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓમાં આ વસ્તુ ચાલુ કરવાનો. પોતાના મન ઉપર સવાર થઈ બેઠેલી કોઈ બાબત પોતાના વિદ્યાર્થીઓમાં અને મિત્રોમાં ફેલાવવામાં મારા જેવા એક શિક્ષકને કેટલો બધો સ્વાદ રહે છે, તે શિક્ષકો તો બરાબર સમજી શકશે.

એમ તૂણવાનો આરંભ કરવાને અંદરની અને બહારની પરિસ્થિતિએ પૂરેપૂરું જોર કર્યું.

તૂણવાની ક્રિયા વિષેનાં શ્રી. વિનોબા અને તેમના શિષ્યમંડળનાં લખાણો વાંચ્યાં હતાં. એ તરફથી આવી ચડનાર મિત્રો પાસે તેનો જરાક પદાર્થપાઠ પણ તક મળી ત્યારે લીધો હતો. છતાં પૂરી કલ્પના નહોતી.

કપાસિયા કાઢવા માટે લોઢાનું વેલણ કયાંથી મેળવવું? તે કેટલું લાંબું ને કેટલું જાડું જોઈએ? તે સપાટ જોઈએ કે ઢાળ પડતું, ભારે જોઈએ કે હલકું? એવી મૂંઝવણ ઘડીક થઈ. પણ આ આખી વસ્તુની પાછળ રહેલું તત્ત્વ મન ઉપર બરોબર ઠસ્યું હતું. કશા ઓજારની ગરજ વગર, ઓજારની મુશ્કેલીને લીધે અટકી ન જ પડવું એવા નિશ્ચય સાથે કરવાનું આ કામ છે, એમ વિચારી એક લાકડાની ધારદાર છરીથી જ બિયાં કાઢવા માંડયાં, અને તે છરીથી જ એ તાજું તાજું રૂ તૂણવા માંડયું. તૂણતાં તૂણતાં તે ક્રિયાની ખૂબીઓ રૂનો રેસો પોતે જ, એક પછી એક, કહેવા લાગ્યો.

એમ મહિનોમાસ કર્યો પછી ત્રણ જુવાન અને તેજીલા સાથીઓને આ કામમાં ભળવા આમંત્રણ આપ્યું. ત્યારથી રોજ એક કલાક આ પ્રવૃત્તિ કરવા માંડી અને વ્યવસ્થિત આંકડા રાખવાનું શરૂ કર્યું. રોજ એક તોલો કપાસ લઈ તેના ઉપર સૂતર કાંતવા સુધીની સર્વ ક્રિયાઓ કરવાનું રાખ્યું હતું.

મારા ત્રણ સાથીઓના ૧૦ દિવસના મહાવરા પછીના આંકડાઓ નીચે આપું છું:

**૧ તોલો કપાસમાંથી ૪ાા આની સૂતર કાંતવાના સમયના (મિનિટમાં) આંકડા**

| ક્રિયા | દશરી બહેન ૧૦મે દિવસે મિ૦ | દશરી બહેન ૨૦મે દિવસે મિ૦ | નાનુભાઈ ૧૦મે દિવસે મિ૦ | નાનુભાઈ ૨૦મે દિવસે મિ૦ | કહાનજી ૧૦મે દિવસે મિ૦ | કહાનજી ૨૦મે દિવસે મિ૦ |
|---|---|---|---|---|---|---|
| વેલણથી લોઢવું | ૯ | ૩ | ૮ | ૪ | ૧૧ | ૩ |
| તૂણવું | ૧૦ | ૮ | ૧૧ | ૭ | ૯ | ૮ |
| પીંજવું | ૮ | ૪ | ૬ | ૩ | ૫ | ૪ |
| કાંતવું | ૨૯ | ૨૩ | ૩૦ | ૨૧ | ૨૩ | ૨૩ |
| કુલ | ૫૬ | ૩૮ | ૫૫ | ૩૫ | ૪૮ | ૩૮ |
| સૂતરનો આંક | ૩૫ | ૨૭ | ૩૦ | ૨૨ | ૨૬ | ૨૮ |
| સૂતરના તાર | ૧૬૦ | ૧૨૬ | ૧૩૫ | ૯૭ | ૧૧૯ | ૧૪૧ |

**૧ કલાકની ઝડપો**

| ક્રિયા | આની | આની | આની | આની | આની | આની |
|---|---|---|---|---|---|---|
| વેલણથી લોઢવું | ૨૪ | ૮૪ | ૪૨ | ૬૦ | ૨૪ | ૯૦ |
| તૂણવું | ૨૭ | ૩૭ | ૨૪ | ૪૦ | ૩૦ | ૩૬ |
| પીંજવું | ૩૪ | ૬૦ | ૪૫ | ૮૪ | ૫૪ | ૮૧ |
| રૂમાંથી પૂણી બનાવવી | ૧૦ | ૧૮ | ૧૧ | ૧૬ | ૧૧ | ૧૮ |
| કાંતવાની ઝડપ —તાર | ૩૨૨ | ૩૩૫ | ૨૭૦ | ૨૭૪ | ૩૧૦ | ૨૮૧ |
| સરવાળે ઝડપ —તાર | ૧૭૧ | ૧૯૮ | ૧૪૭ | ૧૫૪ | ૧૪૮ | ૨૨૦ |

દરેક ક્રિયાની ગતિ મહાવરો થતાં અને પદ્ધતિ હાથ પર ચડી જતાં સારા પ્રમાણમાં વધી છે. કપાસિયા કાઢવાની ગતિમાં સૌથી અધિક ઝડપ વધી દેખાય છે, તેનું કારણ એ છે કે, પહેલાં માત્ર લાકડાની છરી વતી આ ક્રિયા કરતા, તેને ઠેકાણે પાછળથી લાકડાનાં પાટલી વેલણ વતી તે કરવાનું રાખ્યું છે.

હાથથી લોઢવાનું, તૂણવાનું, પીંજવાનું વગેરે જુદાં જુદાં કામોમાં કેટલે સુધી ઝડપ આવી શકે છે એવો સવાલ ઘણા પૂછે છે. તેથી ઉપરના કોઠાને છેડે તે ગણી બતાવી છે. તે ઉપરથી જોઈ શકાશે કે એક કલાકમાં —

૧. વેલણ પાટલીથી લોઢવાનું ૪થી ૫ તોલા થઈ શકે છે.

૨. તે રૂ તૂણવાનું ૨થી ૨ાા તોલા થાય.

૩. તૂણેલું રૂ નાની સરખી અને દોરી બાંધેલી કામઠી વતી પીંજવાનું ૪થી ૫ તોલા થઈ શકે.

૪. સામાન્ય રીતે કલાકે ૩૦૦ તારની ઝડપે કાંતનાર માણસ, હાથ-ચરખા તથા પીંજણ પાછળ જતો વખત ગણતરીમાં લે, તો કલાકે ૨૭૫ તાર કાંતી શકે એમ ગણી શકાય. તે જ કાંતનાર આ નવી પદ્ધતિએ કામ કરતાં કલાકમાં ૧૬૦ તારની આસપાસ સૂતર કાંતી શકે છે, એમ પણ આ આંકડાઓ પરથી જોઈ શકાય છે. એટલે કે, ઓજારી કાંતણ કરતાં આ બિનઓજારી કાંતણ સેંકડે ૫૮ ટકા થવા જાય છે. પદ્ધતિમાં સુધારાઓ થતાં આ ટકાઓ ૭૫ સુધી ચડાવવા મુશ્કેલ નથી. એટલે કે, કલાકના ૩૦૦ તારને ઠેકાણે આશરે ૨૦૦

પ્રાયશ્ચિત્ત ન લો તો હું તમારી છોકરીને ઘરમાં રાખીશ નહિ અને મારા છોકરાને ફરી પરણાવી દઈશ.' એટલે દેશમુખને શરણે ગયા વિના બીજો રસ્તો ન સૂઝ્યો. જોકે પ્રાયશ્ચિત્ત લેતી વખતે અને પછી જાહેર રીતે તેમણે ખુલાસો કર્યો કે, 'પુનર્વિવાહને મારી પૂર્ણ માન્યતા છે અને કેવળ છોકરીના ભાવિ માટે પ્રાયશ્ચિત્ત લેવાનું મેં નાટક કર્યું છે.' ઉપરના સાત જણમાંથી વિષ્ણુશાસ્ત્રી, રાનડે તથા મોડક એ ત્રણ જણાએ છેવટ સુધી પ્રાયશ્ચિત્ત લીધું નહિ, અને તે માટે અનેક અગવડો અને યાતનાઓ તેમને સહન કરવી પડી. વિષ્ણુશાસ્ત્રીએ તો ઈ. સ. ૧૮૭૪માં પ્રસંગ ઉપસ્થિત થતાં એક વિધવાનું પાણિગ્રહણ કરી પોતાની નિષ્ઠાની પૂરતી સાબિતી આપી. એ સમય દરમ્યાન પોતાને સહન કરવી પડેલી યાતનાઓનું વર્ણન રાનડેએ સર વિલિયમ હંટરને લખેલા કાગળમાં નીચે મુજબ કર્યું હતું:

'મારી નાની બહેન મારી પાસે મુંબઈ રહેતી હતી, તેને તેનાં સાસરિયાંનાં માણસો તેડી ગયાં અને મહિનાઓ સુધી તેની મારી સાથે મુલાકાત થવા ન દીધી. . . મારો બ્રાહ્મણ રસોઇયો નોકરી છોડીને ચાલ્યો ગયો. . . નવો માણસ લાવીએ તો એ પણ બહિષ્કારની ધાકે નોકરી છોડી જતો રહે. . . તહેવાર કે પર્વને પ્રસંગે અમને કોઈ બોલાવે નહિ. . . ઘરની સ્ત્રીઓ ક્યાંક જાય તો તેમનું અપમાન થાય. તેમનો સંસર્ગ ટાળવાની વૃત્તિ દેખાવા લાગી. કુટુંબમાં કોઈ મૃત્યુ થાય તો પ્રેતસંસ્કાર માટે માણસો મળવાની મુશ્કેલી પડવા લાગી. બહિષ્કાર શરૂ થયા પછી, અગાઉ કરેલી સગાઈઓ પણ તૂટી ગઈ. તોપણ અમે અમારો માર્ગ છોડ્યો નહિ અને બીજા પણ કેટલાક પુનર્વિવાહ ગોઠવ્યા અને પાર પાડ્યા. . .'

ધીમે ધીમે આ બહિષ્કાર શિથિલ થયો અને અસ્ત પામ્યો, અને બહિષ્કૃત લોકો સાથે પૂર્વવત્ વ્યવહાર ચાલુ થયો. રાનડેએ પોતાનો વિધવા-વિવાહનો પ્રચાર તો ચાલુ જ રાખ્યો. કોઈ શહેરમાં કે મોટા ગામમાં ગ્રંથાલય કે તેના જેવી જ કોઈ બીજી સાર્વજનિક સંસ્થા હોય ત્યાં પત્રો લખી તે દ્વારા વિધવાવિવાહની બાબતમાં જાગૃતિ આણવાનો પ્રયત્ન તેમણે કર્યો. બહિષ્કારનું વાવાઝોડું શમ્યા પછી અનેક પ્રાચીન ગ્રંથોના આધાર ટાંકી વિધવા-વિવાહનું મંડન કરતો એક વિસ્તૃત નિબંધ તેમણે લખ્યો.

૨

સામાજિક સુધારા પછી જે બીજા મહત્ત્વના પ્રશ્ન તરફ નવા સ્નાતકોનું ધ્યાન ગયું, તે હતો ધર્મનો પ્રશ્ન. અંગ્રેજી કેળવણીને લીધે હિંદુ ધર્મ ઉપરથી —ખાસ કરીને તેના પરંપરાગત રૂઢ થયેલા આચારાંગ ઉપરથી — તેમની શ્રદ્ધા શિથિલ થઈ હતી કે ઊઠી ગઈ હતી. જેમની શ્રદ્ધા સાવ ઊઠી ગઈ હતી એમાંના કેટલાક તો ખ્રિસ્તી પણ થયા. પણ મોટા ભાગના લોકોને ધર્મભાવનાનો જીવનમાંથી સદંતર લોપ થાય એ ગમતું ન હતું. શ્રદ્ધાનો અભાવ — પછી ચાલુ પરિસ્થિતિમાં તે ભલે રૂઢ ધર્મ વિષેનો હો — તેમને ખટકતો હતો અને તેમના મનમાં અસંતોષ જાગ્યો હતો. ભાંડારકરના કહેવા પ્રમાણે, તેમના સમકાલીન 'વિદ્યાર્થીઓ ઉત્તમ ધ્યેય પોતાની નજર આગળ રાખી વર્તતા.' 'शहाणे करोनि सोडावे सकळ जन' (પોતાનું જ્ઞાન બીજાઓને આપી બધાને ડાહ્યા બનાવી દેવા)નો ઉત્સાહ યુનિવર્સિટીના આ પ્રથમ કાલના સ્નાતકોમાં તરવરતો હતો. ધર્મની બાબતમાં પણ કંઈક રચનાત્મક કાર્ય કરવાની તેમને તમન્ના હતી. એ જ અરસામાં ખ્રિસ્તી મિશનરીઓ જાણે રાફડો જ ન ફાટ્યો હોય તેમ, તેમણે હિંદુ ધર્મની ખરી ખોટી ટીકા કરી તેને ઉતારી પાડી, લોકોને વટલાવવાનું કાર્ય જોશભેર શરૂ કર્યું હતું. એટલે આ નવા સ્નાતકો માટે આ એક પડકાર જ હતો એમ કહેવાય. તેનો સામનો કરવાનું કામ તો ક્યારનું શરૂ થઈ ચૂક્યું હતું. પણ તેનું સ્વરૂપ અત્યાર સુધી આપણા પ્રાન્ત તરફ મુખ્યત્વે ખંડનાત્મક હતું. એક પરમહંસ સભાનો પ્રયત્ન મંડનાત્મક ગણાવી શકાય ખરો. પણ તે સભાની કાર્યપ્રણાલિકા જ ગૂઢ હોવાને લીધે તેની ઝાઝી અસર થવી એ શક્ય ન હતું. એટલે નઃ ઉત્થાન કરવાની જરૂર ઊભી થઈ હતી, અથવા તે મંદ પડેલા અગ્નિને ફરી સતેજ કરવાની જરૂર હતી એ કામ રાનડે તથા તેમના સમકાલીનોએ હાથમાં લીધું. તેમણે હિંદુ ધર્મનો તથા તેનાં તત્ત્વોનો નવેસર અભ્યાસ શરૂ કર્યો. એમ કરતાં હિંદુ ધર્મનું મૂળ સ્વરૂપ અને તેનું પ્રચલિત સ્વરૂપ એ બે તરફ

મોટો ફેર પડેલો તેમને જણાયો. અને પ્રચલિત રૂઢિઓ, ખોટી માન્યતાઓ તથા અબુદ્ધિભર્યા વહેમોનો કાટ ધર્મના મૂળ સ્વરૂપ ઉપર ચડયો હતો તે ખંખેરવાનું કામ તેમણે હાથમાં લીધું.

"જૂનાં ધાર્મિક કર્તવ્યો તો જતાં રહ્યાં અને નવી ધાર્મિક વિધિઓ હજી ઘડાઈ નથી; આવી દશામાં, સુકાન વિનાના નાવની જેમ, આપણી ધર્મભાવના તોફાને ચડી કયા ખડક ઉપર જઈને અથડાશે અને ભાંગશે, તેનું ઠેકાણું નથી;"—એ જાતની લાગણીએ પણ આ લોકોના મનને અસ્વસ્થ બનાવી મૂક્યું હતું, અને તેથી તેમના મનમાં ધર્મના જીર્ણોદ્ધારની કે સંસ્કરણની ધગશ પણ જન્મી હતી.

પણ આ મહાન કાર્યમાં કોઈ પીઢ આગેવાનની જરૂર હતી. રાજા રામમોહનરાય તથા તેમના બ્રહ્મ-સમાજનો દાખલો તો તેમની નજર આગળ હતો જ. અને એમાંથી જ પ્રેરણા લઈને મુંબઈમાં પરમહંસ સભા ૧૮૪૦માં સ્થપાઈ હતી. તે સભાના સિદ્ધાન્તો નવી દૃષ્ટિના પૂરતા સૂચક હતા. અને જોકે એ સભા ૧૮૬૦ના અરસામાં વિખેરાઈ ગઈ, તોપણ તેના કેટલાક સભાસદોમાં પોતાના કાર્ય માટે હજી પૂરતો ઉત્સાહ હતો. ડૉ. આત્મારામ પાંડુરંગ એમાં મુખ્ય હતા. પરમહંસ સભાની બેઠકો એમને ત્યાં કેટલીય વાર ભરાઈ હતી. તે તથા તેમના પરમહંસ સભાવાળા બીજા સાથીઓ જાહેર રીતે કંઈક કરવા માગતા હતા. આ જ અરસામાં, એટલે કે ૧૮૬૪ની સાલમાં, કેશવચંદ્ર સેન મુંબઈ આવ્યા અને તેમનાં ભાષણો અને પ્રવચનોનો કાર્યક્રમ ત્યાં થયો. તેથી પણ કદાચ ધર્મના ક્ષેત્રમાં આ નવીન કાર્ય કરવાની તમન્ના રાખનારાઓને એક વધુ ધક્કો મળ્યો હશે. આખરે તા. ૩૦ ડિસેમ્બર, ૧૮૬૬ને રોજ ડૉ. આત્મારામ પાંડુરંગને ત્યાં, આ પ્રશ્નનો વિચાર કરવા એક સભા બોલાવવામાં આવી અને તેમાં પ્રાર્થના સમાજ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો. અને થોડા જ સમયમાં તેની પહેલી જાહેર ઉપાસના ૩૧માર્ચ, ૧૮૬૭ને રોજ એકાદશીના પર્વ ઉપર થઈ.

સમાજ સ્થાપતી વખતે તેના ઉદ્દેશ અને મૂળભૂત સિદ્ધાંતો નીચે મુજબ હતા: 'પરમેશ્વર એક જ છે અને નિરાકાર છે. તેનું માનસિક ભજનપૂજન કરવું યોગ્ય છે અને તે આપણું કર્તવ્ય છે. મૂર્તિપૂજા એ અસન્માર્ગ છે અને તેથી પ્રભુનું અપમાન થાય છે અને માણસની અવનતિ થાય છે તથા તેને દુરાચરણ પ્રત્યે લઈ જાય છે. તેથી આ અસન્માર્ગ છોડી દઈને લોકોમાં સન્માર્ગની પ્રતિષ્ઠાપના થાય અને જીવનમાં ધર્મ સંબંધી બધાં કૃત્યો આ સિદ્ધાંતને અનુસરીને થાય, તેટલા માટે આ સમાજની સ્થાપના છે."

ડૉ. આત્મારામ પાંડુરંગ સમાજના પહેલા પ્રમુખ નિમાયા અને ૧૮૯૮માં તેઓ ગુજરી ગયા ત્યાં સુધી તેઓ જ તેના પ્રમુખ રહ્યા. સમાજના પહેલા મંત્રી બાળ મંગેશ વાગળે હતા. સમાજના નિયમો વગેરે જ્યારે નિશ્ચિત થયા ત્યારે મંત્રીએ સમાજનો હેતુ નીચેના શબ્દોમાં કહ્યો: 'આ સંસ્થા સ્થાપવામાં આવી તેનું મુખ્ય કારણ એ છે કે, નવા ભણેલા લોકોનો પ્રચલિત હિન્દુ ધર્મ ઉપર તથા તેના બધા આચાર તેમ જ રૂઢિઓ ઉપર વિશ્વાસ નથી. મહંમદી યા તો ખ્રિસ્તી ધર્મ બુદ્ધિને માન્ય થતો નથી, તેથી તેનો સ્વીકાર કરી શકાતો નથી. તેથી ધાર્મિક ભાવના સાવ લુપ્ત થયા જેવું થાય છે. એ વસ્તુ ઇષ્ટ નથી. તેથી પૂરેપૂરો વિચાર કરીને આપણામાંથી કેટલીક વ્યક્તિઓએ અનેક વાર સભાઓ બોલાવી તેમાં ચર્ચા ચલાવ્યા પછી આ સંસ્થા સ્થાપન કરવાનું નક્કી કર્યું અને તે મુજબ એ સ્થાપન કરવામાં આવી છે. આ સંસ્થા આજે તો કેવળ બીજરૂપે છે. આ નાનકડા બીજનું વૃક્ષ થાય એવી અમારી ઇચ્છા છે અને એ હેતુ બર લાવવા માટે અમારા પ્રયત્નો છે.'

જે સભામાં સમાજ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો તેમાં રાનડે, ભાંડારકર વગેરે હાજર ન હતા એ સ્પષ્ટપણે જાણી શકાય છે. જે દિવસે પ્રથમ જાહેર ઉપાસના કરવામાં આવી તે દિવસે પણ રાનડે હાજર હતા કે કેમ તે ચોક્કસ કહી શકાતું નથી. તેઓ ઘણે ભાગે તે વખતે મુંબઈ બહાર હંગામી કામ ઉપર કોલ્હાપુર કે અક્કલકોટ હતા. ભાંડારકર પણ મુંબઈમાં ન હતા. પણ તેઓ આ પ્રવૃત્તિથી આગળથી વાકેફ હતા એ તેમના જ શબ્દોથી આપણને જાણવાનું મળે છે. પાછળથી તેઓએ પ્રસંગવશાત્ કહેલું કે, 'મારું શરીર જોકે ત્યાં હાજર ન હતું,

પણ મારું મન ત્યાં જ હતું. સંસ્થાનો ઉદ્દેશ મને માન્ય હતો અને તેથી હું દોઢ વરસે મુંબઈ આવ્યો ત્યારે તરત જ સમાજમાં દાખલ થયો અને એની સાથે ગાઢ સંપર્ક સાધ્યો.' રાનડેનું પણ એમ જ સમજવું જોઈએ.

રાનડે ભાંડારકર મુંબઈ આવ્યા પછી તરત જ સમાજમાં દાખલ થયા અને સમાજના કામમાં ખૂબ રસ લેવા લાગ્યા. તેમના ધ્યાનમાં એ વાત આવી કે, પ્રાર્થના સમાજનાં તત્ત્વો જોઈએ તેટલાં ઉદાર, સ્પષ્ટ અને વ્યાપક નથી, તથા તે તત્ત્વોની બાબતમાં વધારે ચોખવટની જરૂર છે. એટલે એ ઊણપ દૂર કરવા માટે, સમાજના ધ્યેયનું તથા તત્ત્વોનું પૂરેપૂરું વિવરણ કરતો એક લેખ લખવાનું કામ રાનડેએ માથે લીધું અને A Theist's Confession of Faith (એકેશ્વરનિષ્ઠની કેફિયત) નામનો એક વિસ્તૃત નિબંધ લખ્યો. ભાંડારકરે પણ આગળ જતાં 'ઈશ્વરવિષયક જ્ઞાન' એ વિષય ઉપર એક લાંબો નિબંધ લખ્યો. માધવરાવના લેખમાં, પ્રાર્થના સમાજનાં તત્ત્વો જેને માન્ય છે તેના ધાર્મિક અને તત્ત્વજ્ઞાન-વિષયક બાબતોમાં કેવા વિચાર હોય, તેનું ૩૯ કલમમાં વિવેચન કરેલું છે. આ લેખનું પ્રાર્થના સમાજના ઇતિહાસમાં ખાસ મહત્ત્વ છે, કારણ કે જ્યારે મુંબઈમાં પ્રાર્થના સમાજના મંદિરનો પાયો નંખાયો, તે વખતે એ પાયામાં કુંભ મૂકવામાં આવ્યો તેમાં બીજી કેટલીક વસ્તુઓ સાથે આ લેખની એક નકલ પણ મૂકવામાં આવી. એટલે આ લેખ પ્રાર્થના સમાજના પાયાની ગરજ સારે છે એમ કહેવું વધારેપડતું નથી. આ કેફિયતમાં સૂત્રરૂપે રજૂ કરેલા વિચારો અધિક વિશદ કરી શ્રોતાઓના મન ઉપર ઠસાવવાનો પ્રયત્ન માધવરાવે પ્રાર્થના સમાજમાં વખતોવખત આપેલાં ભાષણોમાં કર્યો.

અહીં બ્રહ્મસમાજ અને પ્રાર્થના સમાજ સંબંધી તથા તેમના અરસપરસ સંબંધને અંગે એક બે પ્રશ્નો ચર્ચીએ તો તે અપ્રસ્તુત નહિ ગણાય. પ્રાર્થના સમાજને જો પરમહંસ સભા મારફત યા તો બારોબાર બ્રહ્મસમાજમાંથી જ પ્રેરણા મળી હતી, તો અલગ સંસ્થા સ્થાપવાનો તેના સંસ્થાપકોએ શું કામ આગ્રહ રાખ્યો? તેમ જ બ્રહ્મસમાજ યા તો પ્રાર્થના સમાજ સ્થાપવામાં કેવળ ખ્રિસ્તી ધર્મનું અનુકરણ કરવાનો તેમના સંસ્થાપકોનો હેતુ હતો ખરો? રાજા રામમોહનરાયે ખ્રિસ્તી ધર્મમાંથી પ્રેરણા લઈને તેના અનુકરણમાં બ્રહ્મસમાજની સ્થાપના કરી, એ જાતના આક્ષેપમાં કશું વજૂદ નથી, એમ રાનડે પોતે જ માનતા હતા. તોપણ બ્રહ્મસમાજની જ એક પ્રતિકૃતિ યા શાખા આ નવી સંસ્થા બને એ તેમને ઇષ્ટ લાગતું ન હતું અને તેથી સ્વતંત્ર સંસ્થા સ્થાપવાનો તેમણે આગ્રહ રાખ્યો. એનું મુખ્ય કારણ તો એ હતું કે, પ્રાર્થના સમાજની સ્થાપના થઈ તે વખતે બ્રહ્મસમાજ એક જુદી નાત જેવો બનીને સમાજથી અલગ પડી ગયો હતો. જ્યારે પ્રાર્થના સમાજ હિન્દુ સમાજથી જુદો પડવા કે પોતાની સ્વતંત્ર નાત બનાવવા માગતો ન હતો. બીજું કારણ એ પણ ગણાવી શકાય કે, વિધવાપુનર્વિવાહ જેવા સામાજિક સુધારા, મૂર્તિપૂજાનો સંપૂર્ણ નિષેધ, વગેરે વસ્તુઓની બાબતમાં આ કાળે બ્રહ્મસમાજમાં શિથિલતા આવી હતી. સમાજસુધારાના કાર્ય ઉપર ભાર દઈને સામાજિક બહિષ્કાર જેવી અગવડો વહોરી લેવા એ સમાજના લોકો તૈયાર ન હતા. ટૂંકમાં, સમાજના મૂળભૂત સિદ્ધાન્તોમાંથી કેટલાકની બાબતમાં ગમે તે ભોગે તે આચરણમાં લાવવા જ જોઈએ એવો ખાસ આગ્રહ રાખવાની વૃત્તિ ત્યારના બ્રહ્મસમાજીઓમાં મંદ પડી ગઈ હોય, એમ બાબુ પ્રતાપચંદ્ર મુઝુમદારના મુંબઈની મુલાકાત દરમિયાન જે વાર્તાલાપો ગોઠવાયા હતા તે ઉપરથી લાગે છે.

૧૮૭૧માં રાનડેની પૂને બદલી થઈ ને તેઓ મુંબઈ છોડી ત્યાં ગયા. તે પછી પણ આ બે સમાજના સંબંધની ચોખવટના કેટલાક પ્રસંગો ઊભા થયેલા. દરેક વખતે રાનડેએ પ્રાર્થના સમાજના હેતુ અને કાર્ય વિશે ખુલાસો આપેલો અને તેમની અને ભાંડારકરની દોરવણીને લીધે જ પ્રાર્થના સમાજનું સ્વતંત્ર અસ્તિત્વ કાયમ રહ્યું. તે પ્રસંગો ટૂંકમાં જોઈએ.

૧૮૭૩માં મિશ્ર વિવાહનો કાયદો પસાર થયો તે વખતે પ્રાર્થના સમાજના કેટલાક સભ્યોના મનમાં હિંદુ સમાજમાંથી જુદા પડવાનો વિચાર આવ્યો. તેમ જ ૧૮૭૮માં પ્રાર્થના સમાજનું નામ બદલીને તે બ્રહ્મસમાજની એક શાખા ગણાય એવી ચર્ચા ઊભી થયેલી, તે વખતે રાનડેએ જણાવ્યું હતું

કે, 'પ્રાર્થના સમાજ એ કોઈ નવો ધર્મ નથી; હિંદુ ધર્મનું જ એ એક સંશોધિત સ્વરૂપ છે. અને આખા સમાજનો ધાર્મિક ઉદ્ધાર કરવો એ એનું લક્ષ્ય છે. બ્રહ્મસમાજની જેમ પ્રાર્થના સમાજીઓની નવી નાત થાય તો ધાર્મિક ઉદ્ધારના સાધન તરીકે કોઈ કાર્યક્ષમતા તેમાં ન રહે. બીજું, બ્રહ્મસમાજ એ નામ આપણા ધાર્મિક સિદ્ધાન્તોને પૂરતું વ્યક્ત નથી કરતું. પ્રાર્થના સમાજની સ્થાપના દ્વૈતમૂલક ભક્તિ ઉપર રચાયેલી છે. એ અવ્યક્ત પણ સગુણ ઈશ્વરની ઉપાસનામાં માને છે. ભક્તિમાર્ગને આગળ ધપાવવા માટે જ પ્રાર્થના સમાજનો જન્મ છે. એને યોગ્ય નામ તો ભાગવત ધર્મ આપી શકાય. પણ તે નામનો એક સ્વતંત્ર પંથ છે, તેથી આપણે તેનો ઉપયોગ ન કરી શકીએ.'

એ જ અરસામાં બંગાળના બ્રહ્મસમાજમાં કેશવચંદ્ર સેનના પંથનો નવો ફણગો ફૂટયો. તેમણે કાઢેલા પંથ ઉપર ખ્રિસ્તી ધર્મની ઘેરી છાયા હતી; બલ્કે તેમાંથી જ તેની ઉત્પત્તિ હતી, એવો મત ડૉ. ભાંડારકરે આ પ્રકરણને અનુલક્ષીને રાનડેને લખેલા કાગળમાં* વ્યક્ત કરેલો છે. એટલે બંગાળના બ્રહ્મસમાજની કઈ શાખા જોડે આપણે જોડાવું એવો રાનડેએ પ્રશ્ન ઉઠાવી પોતાનો મત આપ્યો કે, 'બંગાળના બ્રહ્મસમાજની પક્ષાપક્ષી અને ઝઘડાઓમાં આપણે ન ભેરવાવું એ જ ઇષ્ટ છે.' અને રાનડેએ આપેલા અભિપ્રાયને પરિણામે જ પ્રાર્થનાસમાજનું સ્વતંત્ર અસ્તિત્વ ટકી રહ્યું. રાનડે અને ભાંડારકર પ્રાર્થના સમાજના સ્વયંભૂ આચાર્યો જ ગણાય.

રાનડેએ મુંબઈ છોડયું તે પહેલાં ૧૮૭૧માં ગુજરાતી સમાજમાં પણ એક પુનર્વિવાહ કરાવવાનું શ્રેય તેમણે તથા તેમના મિત્રોએ સંપાદન કર્યું. માધવદાસ રઘુનાથદાસ નામના કપોળ જ્ઞાતિના એક ગૃહસ્થનો તે જ જ્ઞાતિની એક વિધવા સાથે પુનર્વિવાહ ગોઠવવામાં આવ્યો. માધવદાસને હેરાન કરવાનો સમાજે ખૂબ પ્રયત્ન કર્યો અને તેમને સારી પેઠે વેઠવું પડયું. પણ કરસનદાસ મૂળજી, વિષ્ણુશાસ્ત્રી પંડિત તથા રાનડેએ તેમને હૂંફ અને સહાય આપી એ ત્રાસમાંથી તેમને બચાવ્યા.

૧૮૭૧માં રાનડેની પૂનામાં ફર્સ્ટ ક્લાસ સબજજ તરીકે ૮૦૦ રૂપિયાના માસિક પગાર સાથે ન્યાયખાતામાં નિમણૂક થઈ અને મુંબઈ છોડીને તેઓ પૂને ગયા. તે વખતે તેમની ઉંમર માત્ર ૨૯ વરસની હતી. તેમની નિમણૂક જોકે મુનસફ તરીકે જ હતી, તોપણ અપીલો સાંભળવાનો અધિકાર તેમને ખાસ આપવામાં આવેલો. આમાં સરકારની તેમના ઉપર ખાસ મહેરનજર માલૂમ પડે છે. પણ હવે પછીનું કાર્યક્ષેત્ર જુદી જ જાતનું હતું, તેથી થોડા જ વખતમાં તેઓ સરકારના અળખામણા થવાના હતા. એ વાત હવે પછી જોઈશું.

(ચાલુ) પાંડુરંગ દેશપાંડે

* "કેશવબાબુના પંથના વિચારો અને કાર્યપ્રણાલિમાં ઘણી વસ્તુઓ વાંધાભરી લાગે છે. જ્યારે દેવેન્દ્રનો પંથ એમ કહે છે કે, વિધવાપુનર્વિવાહ, જાતિભેદનો નિષેધ ઇત્યાદિ સુધારાઓ સાથે તેને કશી નિસ્બત નથી . . . એ વાત સ્પષ્ટ છે કે કેશવના પંથને ખ્રિસ્તી ધર્મમાંથી પ્રેરણા મળી છે. તેમાંથી જ તેની ઉત્પત્તિ છે વરસો સુધી તેની આખી વિચારસૃષ્ટિ ખ્રિસ્તી ધર્મનાં બીબાંમાં જ ઘડાયેલી છે; અને એનો પંથ ખ્રિસ્તીઓની સહાનુભૂતિ શોધે છે અને એને મન તેમનો સદ્ભાવ જ મહત્ત્વની વસ્તુ છે." થોડા દિવસ ઉપર પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થે પણ એલ્ફિન્સ્ટન કૉલેજ યુનિયન આગળ આપેલા ભાષણમાં કબૂલ કર્યું હતું કે હાલ બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મનાં સાહિત્યોના અભ્યાસને પરિણામે એક નવજીવનનું મોજું દેશમાં ફરી વળ્યું છે. હિંદુઓના ધાર્મિક અને તત્ત્વજ્ઞાનવિષયક વિચારોની યુરોપ ઉપર અસર થવા માંડી છે; એટલે આપણે જ જો એ બાબતમાં ઉદાસીન યા બેદરકાર રહીએ તો તેનું દુઃખદ પરિણામ આવ્યા વિના નહિ રહે. . . .'

કેટલાંક સુખોની ઇચ્છા મારા દુઃખનો અંશ બને છે, એ નવાઈની વાત નથી?

ખલિલ જિબ્રાન

કાંઈક વિગતે જણાવ્યાં છે. અત્રે તે ફરીથી ઉતારવાં એ નાહક પુનરાવર્તન થશે. જિજ્ઞાસુ વાચક તે બધું મૂળ લેખમાં (વર્ષ ૧, અંક ૭, પૃ. ૨૬૧–૩) જોઈ લે.

તે ઉપર બે વર્ષે આવેલા પ્રસ્તુત ચર્ચાપત્રમાં તેના લેખક શ્રી. વજુભાઈ દવેએ જે મુદ્દાઓ ઉઠાવ્યા છે, તે ટૂંકમાં જણાવું.

તે જણાવે છે:

૧. "બાળકેળવણી કે નવી કેળવણીના વિચારો ગુજરાતમાં છેલ્લાં પચીસ વર્ષથી શરૂ થયા છે. પરંતુ તેના સિદ્ધાંતોએ સાર્વત્રિક સ્વરૂપ પકડ્યું નથી. અત્યારનાં બાલમંદિરોની સંખ્યા 'દરિયામાં ખસખસ' જેવી છે. તો પછી હાલના સમગ્ર વિદ્યાર્થી આલમમાં દેખાતા દોષ માટે આ ગણ્યાંગાંઠ્યાં બાળમંદિર શી રીતે જવાબદાર ગણાય?

૨. "નવી કેળવણીવાળાનું એમ ચોકસ માનવું છે કે, સમાજે પોતાની સંસ્કૃતિ વધારવા આજ સુધીમાં વિધવિધ પ્રકારનું જે જ્ઞાન ઉપલબ્ધ કર્યું છે, અને તેમાં જે પ્રગતિ સધાતી જાય છે, તેનું સંરક્ષણ અને અભિવર્ધન કરવાની નૈસર્ગિક ભાવના બાળકમાં છે જ. બાળકમાં, ત્રણ વર્ષનું થાય ત્યારથી જ ઇતિહાસ, ભૂગોળ, ગણિત, ભાષા, વિજ્ઞાન, ભૂમિતિ, વ્યાકરણ, ઉદ્યોગ, મહેનતમજૂરી, સંગીત, ચિત્ર, હસ્તકામ વગેરેમાં આવડત વધારવા અને જ્ઞાન સંપાદિત કરવાની તમન્ના સાહજિક રીતે જ જાગે છે. . . . વર્ષોના પરિપાકરૂપે જગતે જે સાંસ્કારિક વિદ્યા પ્રાપ્ત કરી છે, તેના સંરક્ષક અને સંવર્ધક બાળકને તે જ્ઞાન પ્રાપ્ત કરવાની સાહજિક વૃત્તિ હોય છે.

૩. "એટલે જ્યાં બાળકમાં એથી ઊલટી વૃત્તિ કે નિષ્ક્રિયતા જોવામાં આવે ત્યાં જાણવું કે, તેનો બાલ્યકાળ ખોટી રીતે દોરવાયો છે, તેની આજુબાજુના વાતાવરણમાં દોષ છે, તેને જે જે વિષય કે કાર્યનું નિરૂપણ થયું હોય તે કાં તો અકાળે થયું છે કે નિરૂપણ કરવાની પદ્ધતિમાં ક્યાંક દોષ છે. આજનો વિદ્યાર્થીવર્ગ દિવસે દિવસે નિષ્ક્રિય વૃત્તિનો થતો જાય છે, એ તો હું પણ માનું છું. તો પછી પ્રશ્ન ઊઠે છે કે, શું આખા સમાજનાં બાળકોનો બાલ્યકાળ ખોટી રીતે દોરવાય છે? હા. તેનું કારણ બીજું કોઈ નહીં પણ ઘર છે. અને તે ઘરોના મૂળમાં પણ આજના સમાજની રાજકીય, સામાજિક, આર્થિક અને કેળવણીવિષયક અવદશા છે.

"આપણો ધનિક વર્ગ પશ્ચિમના અનુકરણમાં એશઆરામી બનતો જાય છે. તે વાતાવરણમાં ઊછરતું તેમનું બાળક, ક્રિયાત્મક વૃત્તિનું સ્વભાવતઃ છે જ છતાં, તે વાતાવરણની અસરથી નિષ્ક્રિય સ્વરૂપ લેતું જાય છે. ગરીબો, ખેડૂતો અને સામાન્ય વર્ગને રોટીના સાંસા છે, ધંધા મેળવવાના સાંસા છે, આથી તેમનું નિરાશ માનસ બાળકની ક્રિયાત્મક વૃત્તિને પોષણ આપી શકતું નથી, એટલે ત્યાં પણ બાળક પરાણે નિષ્ક્રિય બને છે.

"ઉપરાંત, આજની કેળવણી ભવિષ્યમાં ધંધો મેળવવામાં મને કાંઈ કામ નથી આવવાની એવી વાતાવરણમાં ફેલાયેલી માન્યતા અને પ્રત્યક્ષ અનુભવ પણ વિદ્યાર્થીને પોતાના ભણતર તરફ નિરાશ કરી મૂકે છે.

૪. "આનું નિવારણ સ્વરાજ્ય, નવી સમાજરચના, અને નવી કેળવણીની સાચી દૃષ્ટિનો અમલ છે.

૫. "વિદ્યાર્થીની અત્યારની નિષ્ક્રિયતાનું કારણ નવી કેળવણી હોવાને બદલે, બાલમંદિર દ્વારા તાલીમ પામેલ વિદ્યાર્થીવર્ગ ઊલટો પ્રમાણમાં ક્રિયાશીલ જણાયો છે . . . એટલું જ નહીં, ઉપર જણાવ્યા પ્રમાણે, જ્યાં ઘર તેમ જ આજુબાજુનું સામાજિક-આર્થિક-કે રાજકીય વાતાવરણ દૂષિત છે ત્યાં પણ તે બધાની અસરોથી સુરક્ષિત રાખી, બાળકને જે વ્યક્તિઓએ બાળમંદિરોમાં સાંગોપાંગ કરાવ્યાં છે, તે બાળકો જ્યારે શાળા કે મહાશાળામાં જોડાયાં છે, ત્યારે તેમના પ્રત્યેક વ્યવહારમાં, વિષયમાં કે કાર્યમાં કર્તવ્યપ્રધાન દેખાયાં છે, એવો સ્વાનુભવ છે.

૬. "બાળકો જ દુનિયાના ફિરસ્તા છે. તે ફિરસ્તાઓની નિષ્ક્રિયતામાં એક ગૂઢ સંદેશ છે. આમ નિષ્ક્રિય બનીને ચાલુ શિક્ષણ પરત્વે તેઓ પોતાનો મૂંગો અને સાત્ત્વિક અસહકાર પોકારી, આપણી આંખ ઉઘાડી, તેઓ જગતને શિક્ષણની નવી પ્રણાલીની શોધ કરવાનો આદેશ આપી રહ્યાં છે.

૭. "બાળકને અનુકૂળ બની તેની જ પાસેથી તેના શિક્ષણના માર્ગ શોધો, એ નવીન કેળવણીના સિદ્ધાંતનું શરણ લેવાથી જ બાળકની ક્રિયાત્મક વૃત્તિને સદાય સતત વહેતી રાખી શકાય છે. જ્યારે બાળક અદી બેઠું હોય ત્યારે જ પોતાનો કક્કો ખરો કરાવવાની આગ્રહી વૃત્તિ રાખવાને બદલે, અથડામણોની પળો ઓસરવા દઈ, બંને વચ્ચેની શાંત પળો આવે ત્યારે પોતાને ગમતું બીજારોપણ કરવું જોઈએ. આવી ધન્ય પળો દિવસમાં કેટલીય વખત આવે છે, અને તેનો ઉપયોગ કરતાં આવડવું જોઈએ. આવા વર્તાવથી બાળક 'પોમલું' બની જશે એનો ડર અવાસ્તવિક છે. ક્રિયાત્મક રહેવું એ જેમ બાળક માટે સાહજિક છે, તેમ મુશ્કેલીઓનો સામનો કરવો તે પણ એટલું જ સાહજિક છે. વળી બાલમાનસના જે પ્રકારો છે તેને અનુકૂળ વર્તાવ બાળક અમુક ઉંમર સુધી જ માગે છે, તે પછી—તેટલું સંરક્ષણ મેળવી બળવાન બન્યા પછી—તે સાહજિક રીતે, સ્વભાવતઃ સામાજિક બની જાય છે, તેવો ધુરંધર કેળવણીકારોનો અને મારા જેવા ઘણાનો અનુભવ છે.

"સારાંશમાં, મને તો એમ લાગે છે કે, ઉપર જણાવેલ કારણો ઉપરાંત નૂતન બાળ કેળવણીના સિદ્ધાંતોનો અભાવ અત્યારની બધીય ચાલુ શાળાઓમાં છે; અને વળી શિક્ષણને જ જીવનધ્યેય તરીકે સ્વીકારનાર સંતુષ્ટ અને પ્રતિભાસંપન્ન વ્યક્તિઓના હાથમાં શિક્ષણનું સુકાન નથી; અને તેથી જ 'બાળકોની નિષ્ક્રિય વૃત્તિનો' કડવો અનુભવ લેખકને થયો છે."

અર્થાત્ શ્રી. દવેના માનવા મુજબ, વિદ્યાર્થીવર્ગમાં સર્વત્ર જોવામાં આવતી આ નિષ્ક્રિયતાનાં મુખ્ય બે કારણ છે: (૧) ઘર અને સમાજમાં પ્રવર્તતી અવદશા, (૨) ચાલુ કેળવણીની દૂષિત પદ્ધતિ.

અને 'સમાજની રાજકીય, આર્થિક, સામાજિક અને કેળવણી-વિષયક અવદશા' સુધારવા માટે 'સ્વરાજ્ય, નવી સમાજરચના, અને નવી કેળવણીની સાચી દૃષ્ટિનો અમલ' આવશ્યક છે, એમ તે જણાવે છે. તેમાંય આખી સમાજરચના અને ઘર પોતે ધરમૂળથી બદલાય ત્યાર પહેલાંય, જો બાળકને ઘર-સમાજની અસરથી છૂટું પાડી, (શી રીતે? નવી કેળવણીવાળાને ઘરમાં નોકરીએ રાખી ચોવીસે કલાક બાળકને તેની સંભાળ નીચે રાખીને?) બાલમંદિરમાં મૂકવામાં આવે, તો શ્રી. દવેને મતે આ રોગનો સો નહિ તો નવ્વાણું ટકા ઉપાય તો થઈ જ જાય. કારણ, તે કહે છે: 'જે વ્યક્તિઓએ બાળકોને બાલમંદિરોમાં સાંગોપાંગ કરાવ્યાં છે, તે બાળકો જ્યારે શાળા કે મહાશાળામાં જોડાયાં છે, ત્યારે તેમના પ્રત્યેક વ્યવહારમાં, વિષયમાં, કે કાર્યમાં કર્તવ્યપ્રધાન દેખાયાં છે.'

અર્થાત્, અત્યારની શાળા-મહાશાળાનો અભ્યાસક્રમ ભલે ખરાબ હોય, તે શાળાઓના શિક્ષક ભલે ગમે તેવા હોય, અને તે શાળાઓનું સંચાલન ભલે તેમને 'કતલખાનાં' એ ઉપનામને લાયક ઠરાવે તેવું હોય, તોપણ, શ્રી દવેને મતે, બાલમંદિરમાં શરૂઆતમાં બાળકે ગાળેલાં એક-બે વર્ષ તેને એ બધી ખરાબીનો સામનો કરવાને લાયક બનાવી દેશે. એટલે, તેમની સાથેની આ ચર્ચા પૂરતું તો, મારે માધ્યમિક શાળાના શિક્ષકો, તેમનો અભ્યાસક્રમ, તેમ જ સમાજ કે ઘરની સારી ખોટી રચના વિષે કાંઈ વિચારવાનું રહેતું નથી. કારણ કે, તેમને મને, એ બધી મુશ્કેલીઓ કે અપૂર્ણતાઓ બાળકને ખાસ હાનિકર કે તેને માટે છેક અનુલ્લંઘનીય નથી; એકમાત્ર હાનિકર છે પેલો પ્રાથમિક શિક્ષક, કે જે પોતાની ભૂલભરેલી પદ્ધતિથી બાળકને તેના પછીના સર્વ વિદ્યાર્થીજીવનને કે ગૃહસ્થજીવનને વણસાડી મૂકે છે. શ્રી. દવે આટલે સુધી આવી જાય, એટલે મારે એટલું જ ઉમેરવાનું રહે છે કે, એ પ્રાથમિક શિક્ષકના શિક્ષણનેય ભૂંડું બનાવનાર જો કાંઈ હોય, તો તે તેણે સ્વીકારેલો અને અમલમાં મૂકેલો પેલો ભૂલભરેલો નવી કેળવણીનો સિદ્ધાંત જ છે. શ્રી. દવે તરત જ બોલી ઊઠશે કે, ના; જેનાથી નુકસાન થાય છે, તે નવી કેળવણીનો સિદ્ધાંત જ નથી; એ તો તેની ગેરસમજ છે; તેમ જ જે બાળશાળા કે શિક્ષકથી ખરાબ પરિણામ આવે, તે સાચી બાળશાળા કે સાચો બાળશિક્ષક જ નથી! તેના જવાબમાં મારે એટલું જ કહેવાનું કે, શિક્ષક જો સારો કે સાચો જ હશે; તો તો તેની પદ્ધતિ નવી હશે કે જૂની હશે, પણ તે અચૂક યોગ્ય રીતે વિદ્યાર્થીને ઘડશે જ. સારો શિક્ષક હમેશાં પોતાના વિદ્યાર્થીને જોઈને પોતાની ખાસ પદ્ધતિ ઊભી કરી જ દે છે. એક વિદ્યાર્થી પ્રત્યે તે દેખીતો કપરો વ્યવહાર રાખે છે, બીજા પ્રત્યે ઉત્તેજનનો, ત્રીજા પ્રત્યે વાત્સલ્યનો, ચોથા પ્રત્યે ઉપેક્ષાનો, પાંચમા પ્રત્યે મજાકનો, છઠ્ઠા પ્રત્યે સમાનતાનો, સાતમા પ્રત્યે ખુશામતનો, ઇત્યાદિ. અમુક નવી પદ્ધતિ કે અમુક સિદ્ધાંતનું તલસ્પર્શી જ્ઞાન કોઈ શિક્ષકને સારો શિક્ષક બનાવી દેશે, કે કોઈ વિદ્યાર્થીને સારો વિદ્યાર્થી બનાવી દેશે, એમ કહેવા કોઈ તૈયાર નહિ થાય. પરંતુ, અમુક નવી પદ્ધતિ કે અમુક નવા કહેવાતા સિદ્ધાંતની બોલબાલા શરૂ કરી દો, તો તેના ઓઠા હેઠળ ગમે તે ધતિંગો શરૂ થઈ જાય, અને તે સર્વત્ર પસરી જઈ, કંઈ કંઈ ઉત્પાતો મચાવવા લાગે. અમુક પદ્ધતિ ઉપર જ નર્યો ભાર મુકાય, ત્યારે એમ જ બને.

એટલે, શ્રી. દવેએ શરૂઆતમાં જે કહ્યું છે કે, બાલમંદિરો દરિયામાં ખસખસ જેટલાં છે, તેથી તેમની અમુક સારી કે માઠી સાર્વત્રિક અસર થઈ છે એમ ન કહેવાય, તેનો જવાબ એ છે કે, બાલમંદિરો ભલે ખસખસ જેટલાં હોય, પણ નવી કેળવણીના કહેવાતા શિક્ષણ-સિદ્ધાંતોએ યોગરાજ પોતાની અસર નથી ફેલાવી એમ કહેવું નિરર્થક છે. અલબત્ત, તે અસર સારી છે કે ખોટી, તે વિષે

મતભેદ હોઈ શકે. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે, માત્ર બાહ્ય પદ્ધતિ અથવા અમુક કે તમુક સિદ્ધાંતના જડ જ્ઞાન ઉપર ભાર મૂકતી આ બધી હિલચાલની અસર ઘણી માઠી નીવડી છે. અલબત્ત, આ નવો પવન એની મેળેય કદાચ પશ્ચિમના બીજા પવનોની પેઠે એમ ને એમ આવત; પરંતુ જેટલે અંશે તેને વ્યાપક કરવા ખાસ પ્રયત્નો ગુજરાતમાં થયા છે, તેટલે અંશે તે નુકસાન ઊંડું તથા કારમું બન્યું છે, એમ મને લાગે છે.

પણ હવે હું બીજા એક અગત્યના મુદ્દા ઉપર આવું. ઘર અથવા બાહ્ય સમાજની પરિસ્થિતિ આદર્શ હોય, તો જ કેળવણીનું કામ સહેલું થઈ પડે, એ વાતની હું ના નથી પાડતો. પરંતુ જગતમાં ક્યાંય કે ક્યારેય એવું બનશે કે બન્યું હતું એવું આપણે નજીકના ભવિષ્યમાં કે નજીકના ભૂતકાળમાં જોઈ નથી શકતા. બધી જ પરિસ્થિતિ પ્રતિકૂળ છે એમ માનીને જ કેળવણીકારને ચાલવાનું છે. સૌથી વધારે પ્રતિકૂળ તો બાળક પોતેય હોય, એમ પણ તેને તરત દેખાઈ આવ્યા વિના નહીં રહે. હું પોતે પુનર્જન્મના સિદ્ધાંતમાં માનનારો છું. દરેક બાળક જન્મે છે ત્યારે કશા લખાણ વિનાની કોરી સ્લેટ જેવું સ્વચ્છ કે નિર્મળ હોય છે, એમ હું નથી માનતો. પુનર્જન્મના ગૂઢ ઘેરા સંસ્કારો લઈને જ દરેક જણ આ કુરુક્ષેત્રમાં પ્રવેશ કરે છે. બાળક ફિરસ્તો કે ગોપાળ છે એ તો કાવ્યની ભાષા થઈ. બાકી તે માનવ બાળ છે — માટીનાં માતપિતાને પેટે અવતરે છે, તેમના દૂધથી ઊછરે છે, તેમના સહવાસમાં રાતદિવસ રહે છે, તથા તે માતપિતાએ સરજેલાં સારાંનરસાં સમાજ કે પરિસ્થિતિની અસર હેઠળ જ મોટું થાય છે. એટલા માત્રથી પણ સમજાઈ જાય છે કે, તે સારી-નરસી બધી મિશ્ર બાબતોનું ચિત્ત લઈને જ જન્મે છે, એટલે તેનું મન તથા શરીર હવે સારા-ખોટા બધા ભાવો અને વૃત્તિઓનું કુરુક્ષેત્ર જ બનવાનાં છે. વયભેદ છોડીએ; બાકી મોટા શું કે નાના શું — માણસમાત્રની સામે આ જ સદસદ્-સંગ્રામનો કાર્યક્રમ છે, એમ નહિ? એટલે, કેળવણીનું કામ તેની ખરાબ વૃત્તિઓ દૂર કરી, તેની સારી વૃત્તિઓને સબળ બનાવવાનું છે.

પરંતુ તેનો કોઈ રાજમાર્ગ છે શું? એ કોયડાનો ઉકેલ તો આ જગતમાં કોઈ વિરલ મનુષ્યે પોતા પૂરતો સાધ્યો હોય તો સાધ્યો હોય. તેના સહેલા કે સુગમ હોવાનો દાવો કરતા જુદા જુદા માર્ગોએ જ આ સંસારમાર્ગની જટિલતામાં ઓછો વધારો નથી કર્યો. બધાને માટે મુક્તિનો કોઈ એક સુગમ કે અમોઘ માર્ગ યા ગુરુચાવી હજુ સુધી કોઈને મળી નથી, અને મનુષ્યનું અંધારણ જ્યાં સુધી છે તેવું રહેશે, ત્યાં સુધી મળવાની પણ નથી, અને તેથી જીવનમાં આનંદ રહેલો છે, એટલે તેમાં દુઃખ પણ માનવું ન જોઈએ. આથી કરીને, જેટલે અંશે કોઈ પણ સિદ્ધાન્ત કે પદ્ધતિને માટે એવો જડ દાવો કરવામાં આવે છે, તેટલે અંશે પરિણામે વધુ જટિલતા અને હાનિ જ નીપજે છે, એમ ઉઘાડું દેખાય છે. અસત્યનું આવરણ દૂર કરી, દરેકના અંતરમાં રહેલા સત્યના પ્રકાશને શી રીતે પ્રગટ કરવો, એ બાબતમાં, મને લાગે છે કે, ગુરુ તેમ જ શિષ્ય બંને અંધારામાં છીએ, એમ માની લેવામાં કશું ખોટું નથી. આપણી સાથે બાળક પણ ગોથાં ખાતું, અથડાતું, કુટાતું મક્કમતાથી માર્ગ કાઢતાં શીખે, એટલી જ અપેક્ષા આપણે રાખી શકીએ. એ વીર સાહસ-કર્મ જીવન છે. કેળવણી તેને માટે બાળકને તત્પર, કટિબદ્ધ કરે તો કૃતકૃત્ય થાય.

વળી શ્રી. દવેને એ યાદ દેવરાવવાની જરૂર નહીં હોય કે, ગુજરાતમાં નવા કેળવણીએ નવા માનસશાસ્ત્ર સાથે પણ છેડાગાંઠ બાંધી છે, અને એને પરિણામે યુવાન-યુવતીના આંતરિક વૃત્તિજીવન સાથે અણઘડ હાથે જે ચેડાં શરૂ થયાં છે, તેનાં પરિણામથી તો કંપી ઉઠાય છે. કામવિજ્ઞાનનું શિક્ષણ આપવાની વાત પણ અહીં યાદ કરવા જેવી છે. નીરોગી, કુદરતી કામવાસના જેવી વસ્તુ સમાજમાંથી — ગુરુમાંથી તેમ જ શિષ્યમાંથી — જ્યાં અદૃશ્ય થઈ છે, ત્યાં છોકરા છોકરીને કામવિજ્ઞાનનું શિક્ષણ આપવાના નવા સિદ્ધાંતે, તેમ જ સાથે સાથે કોઈ પણ નૈસર્ગિક વૃત્તિને માર્ગ આપવાને બદલે તેને દબાવશો તો વિકૃતિનો હાઉ ઊભો કરનાર નવા માનસશાસ્ત્રે આ નાજુક બાબતમાં શો કેર વર્તાવ્યો છે, તે આંગળી કરીને બતાવવાની જરૂર નથી.

પણ આ બધા ઉપરથી મારા કહેવાનો એવો અર્થ હરગિજ ન થાઓ કે, કેળવણીની બાબતમાં નવી પ્રગતિને અવકાશ નથી. જીવનની બધી ક્રિયાઓની જેમ આમાં પણ નવા અભ્યાસ કે નિરીક્ષણથી નવી પ્રગતિને અવકાશ છે જ. પરંતુ અમુક નિયત પદ્ધતિ કે સિદ્ધાંતને હદબહાર મહત્ત્વ આપી દેવા જતાં હમેશાં નુકસાન થવાનો જ સંભવ વધારે છે, એ યાદ રાખવું જોઈએ. કારણ, જીવનને લગતી બધી મહત્ત્વની વસ્તુઓની જેમ કેળવણી પણ જડ પ્રક્રિયા કે પદ્ધતિનો વિષય ઓછી છે.

મેં મારા મૂળ પત્રમાં ચોખ્ખું જણાવ્યું છે કે, 'વિદ્યાર્થી પ્રત્યે શિક્ષકની ખાસ ફરજ છે; તથા શિક્ષકે પોતાના કાર્યમાં એકનિષ્ઠ રહેવું જોઈએ,' એ બાબત ઉપર ભાર મૂકવા પૂરતી નવી કેળવણીની અસર સારી જ થઈ છે. પરંતુ ત્યાં સાથે સાથે મેં એ પણ જણાવ્યું છે કે, એ સ્વતઃસિદ્ધ બાબત રજૂ કરવામાં કંઈ નવી કેળવણીનું નવાપણું નથી. એ કેળવણીએ તો ત્યાંથી આગળ જઈને વિદ્યાર્થીના ઘડતરમાં તથા શિક્ષણના આદર્શમાં જ ઊથલપાથલ મચાવી છે, તથા શાળામાં રસોપાસનાનો એક ક્રાંતિકારી તથા કેળવણી અને સમાજની દૃષ્ટિએ ગંભીર પરિણામો લાવનાર યુગ શરૂ કર્યો છે.

તેથી હું ફરીથી અત્રે કહું છું કે, 'બાળકને ન ગમતું કરાવવા જશો તો તેના શરીર-મનમાં વિકૃતિ થશે, તેની સાહજિક પ્રવૃત્તિ સમાજને જોઈતાં જ્ઞાન-ક્રિયા તરફ જ હશે,' એવી એવી વાતોના વ્યાપક પ્રચાર સામે લાલબત્તી ધરવાની જરૂર છે. બાળકોએ શું, મોટાંએ શું, બધાંએ એક પ્રકારે દાંત ઉપર દાંત દબાવી, વિરોધી વૃત્તિઓ અને પરિસ્થિતિઓ સામે ઝૂઝીને જ પોતાનો માર્ગ સાધવાનો છે; એમ કરવા જતાં ખાસ કશી હાનિ થવાની નથી,— એ વસ્તુ તરફ ભાર મૂકવાની જરૂર છે. અસાધારણ – વિકૃત બાળકોની વિકૃતિના 'અભ્યાસ' ઉપરથી ડરી જઈને એવો સિદ્ધાંત સ્વીકારી બેસવાની જરૂર નથી જ કે, માણસનાં શરીર-બુદ્ધિને કસે એવી વસ્તુ તેની પાસે કરાવવાથી તેનું પરિણામ હમેશાં વિકૃતિમાં જ આવશે. એના કરતાં તો માણસની આંતરિક સર્વશક્તિમત્તા ઉપર વિશ્વાસ રાખી, ઉપર ઉપરથી ન ગમતું કે શકય કે રસિક ન લાગતું પણ ગમતું કરવાનો પ્રયત્ન કરી, તેની શક્તિઓને પડકારીને ઢંઢોળવામાં ને કસવામાં કેળવણીનું કેળવણીપણું છે, એમ જાહેર કરવું જોઈએ. રસ કોઈ વસ્તુમાં નથી; તે તો આપણા પ્રયત્નમાં છે. સૂકો રોટલો પણ ચાવ્યે મીઠો થાય છે, એમ જ આમાં પણ છે. એટલે બાળકને ખૂબીભેર આહ્વાન કરીને, તેની સામે પડેલા કામ માટે પુરુષાર્થ કરતું બનાવવું, એ કેળવણીકારનું કામ છે. આચાર્ય શાહનું વ્યાખ્યાન આપના માસિકમાં તાજેતરમાં પ્રસિદ્ધ થયું હતું. તેમાં તેમણે નિરૂપેલી 'મારની ફિલસૂફી'નો હું એટલો જ અર્થ કરું. બાકી માર મારવાથી આચાર્ય શાહો બનાવી શકાય છે એવું બેહૂદું વિધાન કરવા જીવતો જાગતો કોઈ માણસ તત્પર નહિ થાય. પરંતુ, નાનપણથી, શાળામાં કડક થઈને, બાળકની આરામી સુખ-વૃત્તિને અવગણી, તેની પાસે, દેખતાંવેંત ન ગમતાં કામો કરાવવા પ્રેરતાં, આચાર્ય શાહો પેદા થઈ શકે, એ પાઠ તેમાંથી જરૂર તારવી શકાય. એમાં જે પુરુષાર્થનું તત્ત્વ રહેલું છે તે જાગ્રત કરવું, નહિ કે રસ લાગે તો જ તેમાં પ્રવૃત્ત થવું, એ મારે મન જીવન – એટલે કે શિક્ષણ-શાસ્ત્રનો મૂળ મંત્ર છે. પ્રતિભાવાન મનુષ્યમાં પાંચ ટકા પ્રતિભા અને બાકીના પંચાણું પ્રસ્વેદ હોય છે, એ કહેવત પણ આમ જ શીખવે. પેલી ઉપનિષદ-શીખ અહીં પણ સાચી જ છે કે, જીવન એટલે શ્રેય-પ્રેય વચ્ચે પસંદગી છે. મનુષ્ય-જગતમાં શ્રેય તે જ પ્રેય બનતું નથી. બાળક માટે પણ તે સાચું છે, કેમ કે તે મનુષ્ય-બાળ છે. કેળવણીમાં રસોપાસનાએ આપણા ગુલામ દેશમાં સુલભ એવી પ્રેય-પંથી ફિલસૂફીને વેગ કે સમર્થન તો નથી આપ્યું? એ મારી સૌને વિચારવા માટેની સૂચના છે. તેને લક્ષમાં રાખીને મારું કહેવાનું વિચારવા થી. દવેને વિનંતી કરું છું.

લિ. 'એક શિક્ષક'

# ચોખાનો ખોરાક—૩

કુશકીનાં પોષક તત્ત્વો વિષે વાતથી ગયે વખતે આપણે અટક્યા હતા, તે આગળ ચલાવીએ.

### કુશકીનાં તત્ત્વો

કોઠો-૧

| | ટકા |
|---|---|
| ૧. કેલ્શિયમ, લોહ, ફોસ્ફરસ વગેરે | ૮.૭ |
| ૨. પ્રોટીન–પુષ્ટિદ | ૧૯ |
| ૩. ચીકટ | ૨૦ |
| ૪. કાર્બોહાઇડ્રેટ–મંડ | ૪૩ |
| ૫. રેસાળ પદાર્થો | ૧ |
| ૬. જળતત્ત્વ | ૮.૩ |

૧૧ ભાગ ડાંગરને પાલીસ કરવાથી ૧૦ ભાગ પાલીસ ચોખા અને ૧ ભાગ કુશકી મળે છે. તેથી 'બેરી-બેરી'ના રોગવાળા દરદીએ ૧૦ ભાગ પાલીસ ચોખાના હિસાબે ૧ ભાગ કુશકી ખાવી જોઈએ. મોટી હોય તો કુશકીને પ્રથમ દળી કાઢવી. દક્ષિણ હિંદમાં તે નીચે પ્રમાણે ખવાય છે, તેમ કુનૂરની પ્રયોગશાળા જણાવે છે:

(૧) કુશકીને થોડાં ગોળ અને ટોપરાં સાથે ભેળવી, થોડું પાણી નાખી મસળીને કુલેરની માફક કાચી ખાઈ શકાય છે.

(૨) અથવા ઉપલા મિશ્રણને ઘઉંની કણકની પેઠે બાંધી ભાખરી વણીને તવા કે કલાડા ઉપર શેકીને ખાઈ શકાય છે.

(૩) બિસ્કિટ કે પૂરીની પેઠે તેલ કે ઘીમાં તળીને ખાઈ શકાય છે.

(૪) લાપસી (કંસાર)ની પેઠે બાફીને ઘી કે તેલ સાથે ખાઈ શકાય છે. આવી વાની માટે સામાન્ય રીતે નીચે પ્રમાણે મિશ્રણ કરવું:

| | વજનથી |
|---|---|
| કુશકી (લોટ જેવી ઝીણી) | ૮ ભાગ |
| ગોળ | ૨II ભાગ |
| ખમણેલ ટોપરું | બII ભાગ |

(૫) ઘઉં કે બાજરીની રાબમાં ઉપર કુશકી ભભરાવી લઈને ખાઈ શકાય છે.

(૬) કુશકીના રોટલા બનાવી શકાય.

(૭) દૂધની સાથે કુશકી ભેળવી ચા કે કોફીની પેઠે ગરમ કરી ગરમ પીણા માફક ઉપયોગમાં લઈ શકાય.

(૮) મીઠાઈની સાથે પણ ભેળવી શકાય.

### આર્થિક નુકસાન

ચોખાની મિલોએ આરોગ્યની દૃષ્ટિએ નુકસાન તો કર્યું જ, પરંતુ આર્થિક દૃષ્ટિએ પણ ઘણું જ નુકસાન કર્યું છે. નીચેના આંકડા ઉપરથી સ્પષ્ટ માલૂમ પડશે કે, કેટલા બધા લોકોને મિલ બેકાર કરી શકે છે. ગુજરાતમાં ચોખા ખાંડવાનો ધંધો ગોલા લોકોનો ગણાય છે. તેથી ગોલા લોકોનું તો મિલોએ પારાવાર નુકસાન કર્યું છે.

કોઠો-૨

| સ્થળ | ચોખા તૈયાર કરવાની રીત | ડાંગર સાફ કરવાની (મણમાં) | કામે લગાડેલ માણસોની સંખ્યા | હાથછડથી ચોખા થયા હોત તો કેટલાં માણસને રોજી મળત | કેટલાં માણસોને બેકાર બનાવ્યાં |
|---|---|---|---|---|---|
| ૧. વલસાડ | હાથછડ | ૩II | ૫ | ૫ | — |
| ૨. બારડોલી | મિલછડ | ૧૦૫ | ૫ | ૧૦૫ | ૧૦૦ |
| ૩. તુમસર (મધ્યપ્રાંત) | મિલછડ | ૨૮૦ | ૧૪ | ૪૦૦ | ૩૮૬ |
| ૪ ગંટૂર (આંધ્ર) | મિલછડ | ૩૬૦ | ૪૦ | ૫૧૫ | ૪૭૫ |

### રાંધવાની રીત

રાંધવાની રીતની પણ ચોખાનાં પોષક તત્ત્વો પર અસર થાય છે, તે હવે જોઈએ. ભાત રાંધવાની આપણે ત્યાં બે રીત પ્રચલિત છે: (૧) વધારેનું આધણ ઓસાવીને, અને (૨) જોઈતું આધણ મૂકી બેઠો ભાત રાંધીને.

ચોખાને વારંવાર અને ઘસીને ધોવાથી તેના પડમાં રહેલા ક્ષાર અને વિટામીન મસાઈ જઈ કે પાણીથી ઓગળીને ધોવાઈ જાય છે. પોષક તત્ત્વોનો કેટલો ભાગ ધોવાથી જ નાશ પામે છે, તે નીચેના આંકડા બતાવે છે:

કોઠો-૩

| | |
|---|---|
| ૧. પુષ્ટિદ | ૧૦ ટકા |
| ૨. લોહ | ૭૫ „ |
| ૩. કેલ્શિયમ | ૫૦ „ |
| ૪. ફોસ્ફરસ | ૫૦ „ |
| ૫ ચીકટ | ૫૦ „ |
| ૬. ક્ષાર | ૧૫ „ |

ભાત છૂટો છૂટો કરવા માટે કેટલાક ઓસાવે છે, અને પછી ઓસામણને ફેંકી દેવામાં આવે છે. તેમાં લગભગ મોટા ભાગનાં, ધોયા બાદ બાકી રહેલાં પોષક તત્ત્વો નાશ પામે છે.

હાથછડના ચોખાને ચડતાં વધુ વાર લાગે છે, તેથી તેને પલાળી મૂકવામાં આવે છે. જે પાણીમાં પલાળ્યા હશે તેમાં લોહ, કેલ્શિયમ અને ફોસ્ફરસ તો ઉપરની પેઠે ઓગળી જશે જ. અને તે પાણી રાંધવામાં ઉપયોગમાં લેવાને બદલે ફેંકી દેવામાં આવશે, તો તેવાં તત્ત્વો

નાશ પામશે. ઉપરાંત તેમાંનું વિટામીન બીઃ પણ મોટા પ્રમાણમાં ઓગળીને ધોવણમાં રહે છે, તે નીચેના આંકડા ઉપરથી માલૂમ પડશે:

કોઠો–૪

વિટામીન બી૧નું પ્રમાણ ટકામાં—

| | હાથછડના ચોખા | | મિલછડના ચોખા | | ચોખાની કણકી (પરદેશી) |
|---|---|---|---|---|---|
| | (કાચા છડના) | (બારીક છડના) | (કાચા છડના) | (બારીક છડના) | |
| ૧. ધોવણમાં | ૩૩ | ૧૦ | ૫૫ | ૧૦ | ૬૦ |
| ૨. ઓસામણમાં | ૩૩ | ૩૦ | ૩૦ | ૧૫ | ૧૦ |
| ૩. ભાતમાં | ૩૩ | ૬૦ | ૧૫ | ૪૫ | ૩૦ |

આ કોઠા ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ચોખા વધુ પડતા ધોવાથી અને ઓસાવવાથી ખાવાની દૃષ્ટિએ નકામા થઈ જાય છે. માત્ર નજરને ગમે તેવા છૂટેછૂટા દાણાદાર માલૂમ પડે છે, એટલું જ. આરોગ્યની દૃષ્ટિએ રાંધવાની આ રીત પસંદ કરવા જેવી નથી.

રાંધવાની બીજી રીત બેઠો ભાત કરવાની છે. ધોવણમાં તો, ઉપર ચોથા કોઠામાં જોયું તે પ્રમાણે, ૩૩ ટકા હાથછડના ચોખામાં અને ૫૫ ટકા મિલછડના ચોખામાં વિટામીન બીઃ નાશ પામે છે, કારણ કે તે પાણીમાં ઓગળી જાય છે. વળી ક્ષારો તો અરધ ઉપરાંત નાશ પામે છે. માટે કરડ કે હાથછડના ચોખાને રાંધવામાં જોઈએ તેટલું જ પાણી લઈ, તેમાં પલાળી મૂકી, તે જ પાણીથી રાંધવાથી બધાં જ પોષક તત્ત્વો સચવાઈ રહે છે. રાંધવાની ગરમીથી આવાં તત્ત્વો નાશ પામતાં નથી. આ ભાત ઓસાવેલા ભાતના જેવો દાણાદાર છૂટેછૂટો હોતો નથી, પણ તે ડેફાદાર હોય છે. આંખને ભલે ન ગમે, પણ આરોગ્યની દૃષ્ટિએ તે ઘણો જ કીમતી છે.

હવે આપણે માત્ર ભાતખાઉનો ખોરાક પોષણની દૃષ્ટિએ તપાસીએ. એકલો ભાત પોષક તત્ત્વોની દૃષ્ટિએ અપૂર્ણ છે તે અગાઉ જોઈ ગયા છીએ. કુનુરની પ્રયોગશાળાએ ભાત-પ્રધાન ખોરાકની તપાસ કરી, તેની ખામી દૂર કરી યુક્તાહાર લેવા શું કરવું જોઈએ, તે તપાસી નીચેના કોઠામાં બહાર પાડ્યું છે:

કોઠો–૫

યુખ્ત ઉંમરના ગરીબ માણસનો ખોરાક ઔંસમાં—

| ખાદ્ય પદાર્થ | ખરેખર મળતો ખોરાક | લેવો જોઈતો યુક્તાહાર |
|---|---|---|
| ૧. ચોખા | ૧૫–૨૫ (શેરથી દોઢ શેર) | ૧૫(લગભગ શેર) |
| ૨. દાળ | ૦.૫–૧.૫ (૧I થી ૩II તોલા) | ૩ (૭II તોલા) |
| ૩ દૂધ | નથી મળતું કે નહિ જેવું મળે છે. | ૮ (૨૦ તોલા) |
| ૪. ભાજી | ૦.૫–૧.૦ (૧I થી ૨II તોલા) | ૪ (૧૦ તોલા) |
| ૫. કંદમૂળ(શાક) | ૨–૫ (૫ થી ૧૨II તોલા) | ૬ (૧૫ તોલા) |
| ૬. ફળ | નહિ જેવાં | ૨ ( ૫ તોલા) |
| ૭ ઘી–તેલ | ૧થી ઓછું (૨II તોલાથી ઓછું) | ૨ ( ૫ તોલા) |
| ૮. ઈંડાં, માંસ અને મચ્છી (વઘાર અને તેલના સાથે) | ૦.૫–૧.૫ (૧Iથી૩II તોલા) | ૩ (૭II તોલા) નોંધ: (જો ખોરાકમાં બિલકુલ દૂધ નહોય અને માંસાહારનો બાધ ન હોય તો) |

હવે આપણે જોઈએ કે, ભાતખાઉના ખોરાકમાં કયાં પોષક તત્ત્વો ખૂટે છે. ૭૦૦૦ ગ્રામ એટલે લગભગ ૧II શેર હાથછડના ચોખાના ખોરાકમાં પોષક તત્ત્વોનું પ્રમાણ નીચે પ્રમાણે હોય છે:—

કોઠો–૬

| તત્ત્વો | કેટલું મળે છે? | યુક્તાહારમાં કેટલું જોઈએ? | કેટલું ખૂટે? |
|---|---|---|---|
| ૧. પુષ્ટિદ | ૫૯.૫ ગ્રામ | ૭૩ ગ્રામ | ૧૩.૫ ગ્રામ |
| ૨. ચીકટ | ૪.૨ ,, | ૭૪ ,, | ૬૯.૮ ,, |
| ૩. કાર્બોહાઇડ્રેટ-મંડ | ૫૪૬ ,, | ૪૦૮ ,, | વધારે છે (૧૩૮ ગ્રામ) |
| ૪. કેલ્શિયમ | ૦.૦૭ ,, | ૧.૦૨ ,, | ૦.૯૫ ,, |
| ૬. લોહ | ૧૫.૪ મિ. ગ્રામ | ૪૪ મિ. ગ્રામ | ૨૮.૬ મિ.ગ્રામ |
| ૭. વિટામીનએ | ૨૮ (આં. રા. પ્રમાણે) | ૭૦૦૦ | ૬૯૭૨ |
| ૮ ,, બી૧ | ૪૨૦ ,, | ૪૦૦ | વધારે છે (૨૦) |
| ૯. ,, સી | × | ૧૫૦ મિ ગ્રામ | ૧૫૦ મિ.ગ્રામ |
| ૧૦. કેલરી | ૨૪૫૭ | ૨૫૯૦ | ૧૩૩ કેલરી |

ઉપરનો કોઠો જોઈને સહેજે ખ્યાલ આવશે કે, ચોખાના ખોરાકમાં (૧) પુષ્ટિદ ઓછું ખૂટે છે. ચોખા સાથે થઈ કે બાજરીનું પ્રમાણ થોડું ઉમેરવાથી તે જોઈતું મળી રહે છે. ગુજરાતમાં તો તે પ્રમાણે મોટે ભાગે ભાતની સાથે બીજું અનાજ વપરાય જ છે. (૨) ચોખામાં ચીકટ નહિ જેટલું જ હોવાથી ઘી, તેલ, દૂધ જેવા પદાર્થો લેવાની જરૂર છે. (૩) મંડ તો જોઈએ તે કરતાં વધારે છે. (૪) કેલ્શિયમ–ચૂનાનું તત્ત્વ નહિ જેવું જ છે. તેથી તે પૂરતા પ્રમાણમાં મળી રહે તેવાં શાકભાજી, કંદમૂળ અને દૂધની જરૂર રહે છે. (૫) ફોસ્ફરસ પણ થોડું ખૂટે છે. કેલ્શિયમ વધારનારા પદાર્થો લેવાથી આપોઆપ ફોસ્ફરસનું પ્રમાણ પણ વધશે. (૬) લોહ ઘણું ઓછું કહેવાય. માટે લોહ પૂરતું આપી શકે તેવી શાકભાજી ખાવી જોઈએ. (૭, ૮, ૯) વિટામીન એ અને સી તદ્દન નહિ જેવાં જ હોવાથી આવા ખોરાકની સાથે લીલોતરી, કંદમૂળ, આમળાં, કેરી, પપૈયાં, ટમેટાં, નારંગી જેવાં ફળો લેવાં જોઈએ. જો ખોરાકમાં વિટામીન સી નહિ હોય તો 'સ્કર્વી'

નામનો દંતરોગ લાગુ પડશે. આ રોગમાં ચામડીનાં દરદો થશે અને ખાસ કરીને દાંતનાં પેઢાંમાંથી લોહી નીકળ્યા કરશે. લીંબુ, કાંદા, ટમેટાં વગેરે ઠીક ઠીક પ્રમાણમાં લેવાથી આ રોગ મટી શકે છે. (૧૦) શરીરને ગરમ રાખવા જેટલી કેલરી તો આવા ખોરાકમાંથી મળી રહે છે. સહેજ જ ખૂટે છે.

આ પ્રમાણે મુખ્ય ખોરાક તરીકે ચોખા ખાનાર લોકોએ શરીરની તંદુરસ્તી માટે ખોરાકની ઊણપો જુદી જુદી રીતે પૂરી કરી લેવી જોઈએ. તે પ્રમાણે, તદ્દન ગરીબ લોકો બાદ કરતાં, સામાન્ય રીતે એમને જરૂરી વસ્તુઓનો તોટો નથી નેઓ કરી લે છે. પરંતુ ખાંડવાની અને રાંધવાની બાબતમાં તો સારા ગણાતા સમજુ લોકો પણ ભૂલો કરે છે, અને ધાન્યની ધૂળ કરીને ખાય છે. એ તેમનાં અજ્ઞાનપડળ ખૂલવાં જોઈએ અને દેખીતી સફાઈ અને ખોટા સ્વાદ અને શોખની ખાતર પોષક તત્ત્વોને ગુમાવવાં નહિ જોઈએ.*

નારાયણદાસ સલારિયા

* ચોખા વિષેની આ લેખમાળા તૈયાર કરવામાં નીચેનાં પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે:

૧. Rice — A. I. V. I. A.
૨. Food – Robert McCarrison
૩. Health Bulletin No. 28—Govt. of India
૪. Every-day Science — Scientific Book Club
૫. *Men Who Are Shaping the Future* ,,

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ–૩

## વેદયુગ (ચાલુ)

ગયા અંકમાં આપણે જોયું કે વેદયુગનો આરંભ ઈ. પૂ. ઓછામાં ઓછાં ૪૦૦૦ વર્ષે અને તેનો અંત ઈ. પૂ. ૧૦૦૦ થી ૧૫૦૦ વર્ષે થયો, વેદયુગનો અંત તે જ વેદાંગયુગનો આરંભ, એટલે જ્યોતિષ વેદાંગ રચાયાનો સમય છે. તેથી જ્યોતિષ વેદાંગમાં જેટલું જ્ઞાન આપણને દેખાય છે, તેટલું વેદયુગને અંતે પ્રાપ્ત થયું હતું એમ ગણી શકાય. જ્યોતિષ વેદાંગમાં આવેલી હકીકતોની ચર્ચા આપણે વેદાંગયુગના પ્રકરણમાં કરીશું. અહીં એ વિષે એટલું જ કહીશું કે સૂર્ય અને ચંદ્રની મધ્યમ (સરાસરી) ગતિનું ગણિત વેદાંગમાં આવે છે. સૂર્ય અને ચંદ્ર સિવાય કોઈ ગ્રહનું નામ પણ વેદાંગમાં નથી. સૂર્ય, ચંદ્ર, ૨૭ નક્ષત્રો, ૩૦ તિથિ, ૧૨ ચાંદ્ર માસ અને અધિક માસ, અયનો અને સંપાતો એ બધાનો સ્થૂળ સરાસરી હિસાબ આપ્યો છે.

આટલું જ્ઞાન વેદયુગને અંતે પ્રાચીનોને મળ્યું હોવું જોઈએ. આ ઉપરાંત કેટલીક બાબતોની માહિતી, જે ઈ. પૂ. ૧૫૦૦ સુધીમાં રચાયેલાં પુસ્તકોમાંથી મળે છે, તેમાંથી મુખ્ય મુખ્ય નીચે આપી છે. આ ગ્રંથોમાં સૌથી જૂની ઋક્સંહિતા એટલે ઋગ્વેદના મંત્રનો સંગ્રહ છે. ત્યાર પછી બાકીના ત્રણ વેદોની સંહિતાઓ, પછી બ્રાહ્મણ ગ્રંથો અને પછી ઉપનિષદો આવે છે. કેટલાક વિદ્વાનો અથર્વવેદ અથવા તેના કેટલાક ભાગને ઉપનિષદ પછી રચાયેલો માને છે. અથર્વવેદના કેટલાક ભાગની ભાષા કરતાં કેટલાંક ઉપનિષદોની ભાષા સ્પષ્ટ રીતે વધારે જૂની લાગે છે. વેદો ત્રણ છે એવાં કથનો આપણા પ્રાચીન ગ્રંથોમાં ઘણે ઠેકાણે આવે છે. 'ઉપનિષદ'ને નામે ઓળખાતા કેટલાક ગ્રંથોની ભાષા તો પુરાણોની ભાષા જેવી નથી છે.

આ વિષયના ઘણાખરા ઉલ્લેખો હું શં. બા. દીક્ષિતમાંથી આપું છું.

ઐ. બ્રા. ૧૪, ૬ : स वा एष न कदाचनास्तमेति नोदेति। तं यदस्तमेतीति मन्यन्ते, . . . रात्रीमेवावस्तात्कुरुते, ऽहः परस्तात्। अथ यदेनं प्रातरुदेतीति मन्यन्ते, . . . अहरेवावस्तात्कुरुते, रात्रीं परस्तात्। स वा एष न कदाचन निम्रोचति।

અર્થ : સૂર્ય કદી આથમતો કે ઊગતો નથી. જ્યારે આપણે તેને આથમેલો માનીએ છીએ, ત્યારે તે આપણી બાજુએ રાત કરે છે, પણ આપણા કરતાં ઊલટી બાજુએ દિવસ કરે છે; અને જ્યારે આપણે સવારે તેને ઊગેલો માનીએ છીએ, ત્યારે તે આપણી બાજુએ દિવસ કરે છે, પણ આપણા કરતાં ઊલટી બાજુએ રાત કરે છે. સૂર્ય કદી આથમતો નથી.

ઋ. સં. ૧,૩૩,૮ : चक्राणासः परीणहं पृथिव्याः। આમાં વૃત્રના દૂતોનું વર્ણન છે. 'વેદાર્થયત્ન'ના

કર્તા શંકર પાંડુરંગ પંડિત આનો અર્થ 'પૃથ્વીના પરિઘની આસપાસ ફરતા' એવો કરે છે. દીક્ષિત પણ આવો જ અર્થ કરે છે.

ઋ. સં. ૪,૫૩,૩: प्र बाहू अस्राक् सविता सवीमनि निवेशयन् प्रसुवन् नक्तुभिर्जगत् । અર્થ: પોતાના તેજથી જગતને સુવાડતા અને જગાડતા સૂર્યે પોતાના બાહુ પ્રસાર્યા. આનો સાર એ કે, પૃથ્વી પર ક્રમશઃ જુદી જુદી જગાએ સૂર્ય આથમતો જાય છે અને ત્યાં લોકો સૂવા માંડે છે, ત્યારે બીજી જગાએ સૂર્ય ઊગતો જાય છે અને ત્યા લોકો ઊંઘમાંથી જાગતા જાય છે.

આ ત્રણ ઉલ્લેખો પરથી જણાય છે કે પૃથ્વી ગોળ છે તેનું જ્ઞાન વૈદિક કાલના આર્યોને થયું હતું.

અમુક વર્ષોના સમૂહને 'યુગ' કહેતા હતા. આના અનેક ઉલ્લેખો વૈદિક સાહિત્યમાં આવે છે. વર્ષની ગણના ઋગ્વેદમાં પણ છે: समानां मास आकृतिः । ઋ. સં. ૧૦.૮૫,૫. અહીં સમા એટલે વર્ષ. कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । વા. સં. ૪૦,૨. આ વાક્ય પ્રસિદ્ધ છે, કારણ કે તેમાં કર્મયોગનો ઉપદેશ છે. 'માસ' શબ્દનો ઉલ્લેખ ઉપર આવ્યો છે. વર્ષના ૧૨ માસ, ૩૬૦ દિવસ, ૩૬૦ રાત; બંને મળીને ૭૨૦ એવા ઉલ્લેખો વેદોમાં ઘણી જગાએ આવે છે.

ઋતુ પરથી જ વર્ષગણના અને ચંદ્રકળા પરથી જ માસગણના ઉત્પન્ન થઈ છે, તેથી દરેક દેશમાં શરૂઆતમાં તો વર્ષ આર્તવ (ઋતુચક્રતુલ્ય) અને માસ ચાંદ્ર (ચંદ્રકળાચક્રતુલ્ય) હતાં. વેદોમાં પણ એમ જ છે. વર્ષની વસંતાદિ છ ઋતુઓ અને મધુમાધવાદિ બાર માસ ગણ્યા છે. આ માહનાનાં નામ ઋતુદર્શક છે, પણ તે ચાંદ્ર હતા, કારણ કે અધિક માસના ઉલ્લેખો ઠેઠ ઋગ્વેદથી માલૂમ પડે છે. માસ સૌર (અંગ્રેજી જેવા) હોય, તો અધિક માસની જરૂર રહેતી નથી.

वेदमासो धृतव्रतो द्वादश प्रजावतः । वेदा य उपजायते । ઋ. સં. ૧.૨૫,૮. આમાં ૧૨ માસમાંથી 'ઉપજતા' માસનું વર્ણન છે તે અધિક માસ છે. अंहसस्पतयेत्वा । વા. સં. ૭, ૩૦; तं त्रयोदशान्मासाद-क्रीणन् । ઐ. બ્રા. ૩, ૧; यत्संवत्सरः । तस्य त्रयोदशो मासो विष्टपम् । यथा वा ऋषभस्य विष्टपम् । एवमेतस्य विष्टपम् । તૈ. બ્રા. ૩,૮,૩. આ ઉલ્લેખોમાં અંહસ્પતિ અને ૧૩મો માસ અધિક માસ છે. છેલ્લા ઉલ્લેખમાં કહ્યું છે કે, જેવી બળદની ખૂંધ છે, તેવો જ આ તેરમો માસ વર્ષની ખૂંધ છે.

અધિકમાસ લગભગ અઢી વર્ષે આવે છે. ને રાખવામાં ન આવે, તો દસેક વર્ષમાં ઋતુઓમાં ચાર મહિનાનો ફરક આવે તે જણાયા વિના ન રહે. ચાંદ્રમાસના લગભગ ૨૯ા દિવસ છે, તેની ૩૦ તિથિ ગણવાથી એક વરસમાં ૩૬૦ તિથિના ૩૫૪ દિવસ થાય. આમ વરસમાં આવતો ૬ દિવસનો ફરક ચંદ્રની કળા પરથી તરત જણાય એવો છે. તેથી વરસમાં આ છ દિવસ છોડી દેવા જોઈએ. આના ઉલ્લેખો પણ આવે છે. षड्हैर्मासांत्संपाद्याहरुत्सृजन्ति । તૈ. સં. ૭, ૫, ૬; यथा वै दृतिराध्मात एवं संवत्सरोऽनुत्सृष्टः । તાં. બ્રા. ૫, ૧૦, ૨; उत्सृज्यांनोत्सृज्यामिति मीमांसन्ते ब्रह्मवादिनः । તાં. બ્રા. ૫, ૧૦, ૩. આમાંથી બીજા ઉલ્લેખમાં કહ્યું છે કે, જો વરસમાંથી દિવસો છોડી દેવામાં ન આવે, તો વરસ ચામડાની ધમણ કે મસકની પેઠે ફૂલી જાય. અમુક સમયને અંતરે અમુક દિવસો છોડવા કે નહિ એ વિષેની ચર્ચા વિદ્વાનો કરે છે એમ છેલ્લા ઉલ્લેખમાં કહ્યું છે.

ગયા લેખમાં આપણે જોયું કે, વેદમાં મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન એટલે વર્ષ (હાયન)નો આરંભ (અગ્ર) કહ્યો છે. હવે વર્ષનો આરંભ વસંત ઋતુથી થતો હતો તે માટે નીચેના ઉલ્લેખો જુઓ. मुखं वा एतदृतूनां यद्वसन्तः तै. ब्रा. १, १, २, ६; तस्य ते [संवत्सरस्य] वसन्तः शिरः । ग्रीष्मो दक्षिणः पक्षः । वर्षाः पुच्छम् । शरदुत्तरः पक्षः । हेमन्तो मध्यम् । તૈ. બ્રા. ૩, ૧૦, ૪. આમાં વર્ષને પક્ષીની સાથે સરખાવ્યું છે. તેનું માથું વસંત, જમણી પાંખ ગ્રીષ્મ, પૂછડી વર્ષા, ડાબી પાંખ શરદ અને મધ્ય ભાગ હેમંત છે. આમ મૃગશીર્ષને અગ્રહાયન કહ્યું છે અને અગ્રહાયન એટલે વર્ષનો આરંભ વસંત ઋતુથી થતો, તેથી વેદકાળમાં મૃગશીર્ષ નક્ષત્રમાં વસંત ઋતુ હતી અને આનો હિસાબ કરવાથી ઈ. પૂ. ૪૦૦૦ વર્ષ આવે છે, તેથી વેદના અમુક મંત્રો તો ઈ. પૂ. ૪૦૦૦ વર્ષ જેટલા જૂના છે એમ આપણે કહી શકીએ.

હરિહર ભટ્ટ

# યુદ્ધ અને ખાદી

હાલમાં લડાઈને લીધે ઘણી વસ્તુઓના ભાવ વધી ગયા છે. થોડા સમય પહેલાં છાપાંમાં આવેલું કે, ઘઉંના ભાવ ૨૦ ટકા વધ્યા છે અને તે પ્રમાણે ઘણી વસ્તુઓના ૨૦ થી ૬૦ ટકા સુધી ભાવ વધ્યા છે. હવે તો તેથી પણ વધારે વધ્યા છે. કાપડના ભાવ તો ૧૦૦ થી ૨૦૦ ટકા વધ્યા છે. એટલું જ નહિ, પરંતુ કેટલાક તો એમ પણ કહે છે કે, કાપડના વપરાશ પર અંકુશ મુકાશે. ઈંગ્લંડમાં ઘણાં કારખાનાંનો નાશ થયો છે, અને જે છે તેમનો લડાઈનો સામાન બનાવવામાં ઉપયોગ થાય છે, એટલે ત્યાં કાપડની ભારે તંગી છે. માણસને કપડાં પહેરવા તો જોઈએ જ. એટલે તે કામ હિંદની મિલોને સોંપવામાં આવ્યું છે. જપાન લડાઈમાં ઊતર્યા પછી હિંદની મિલોના કાપડની તંગી વધી છે. આથી કાપડની વપરાશ ઉપર અંકુશ મુકાય તે બનવા જોગ છે. માલિકોને તેથી સારો લાભ મળશે. પણ કાપડ વાપરનારનું શું ? તેને તો અસહ્ય મોંઘવારીના ભોગ થવું પડે છે !

આમ સામાન્ય કાપડની અછત અને મોંઘવારી ઘણી વધી ગઈ છે અને હજીયે વધવા સંભવ છે. પણ તે વસ્તુ ખાદીને લાગુ પડતી નથી. મુંબઈના એક ભાષણમાં ચરખા સંઘના એક ટ્રસ્ટી શ્રી. જેરાજાણીએ ખાતરી આપી હતી કે ખાદીના ભાવ નહિ વધે.

શાના વધે ? ખાદી એ કંઈ વેપારની વસ્તુ નથી. તેમાંથી નફો કરવાનો નથી. પરંતુ ગરીબોને રોજી આપવાની છે. કપાસના ભાવ વધે નહિ કે મજૂરીના ભાવ વધે નહિ તે સિવાય, કેવળ ઘરાકોની છત અછત ઉપરથી ખાદીના ભાવ વધી શકે નહિ. મિલોનો પાયો નફો છે. ખાદીનો પાયો સેવા છે. મિલોમાં ઘરાકોની સ્થિતિનો લાભ લઈ ભાવ વધારે, વધારે નફો કરે, પછી મજૂરો લડીને વધારે પગાર પડાવે. ખાદીમાં મજૂરોને વધારે રોજી અપાય, અગર કપાસના ભાવ વધી પડે, અગર તેમાં વપરાતી રંગ જેવી વસ્તુઓના ભાવ વધે, તો જ ખાદીના ભાવ વધે. માગણી વધે તો વધારે ખાદી ઉત્પન્ન થાય. પણ જે માલ પેદા થાય તેનો ભાવ વધે નહિ. ખાદી અને મિલ-કાપડમાં આ મહત્ત્વનો તફાવત છે. તે આ પ્રસંગે વધારે સ્પષ્ટ થાય છે.

બીજી એક મહત્ત્વની વસ્તુ હમણાં દીવા જેવી દેખાવા લાગી છે તે એ છે કે, આજના રાક્ષસી યુદ્ધના જમાનામાં યંત્રો સલામત નથી, પરદેશ સાથેનો વેપાર સલામત નથી. કોઈ પણ વખતે તે દગો દે. અને જીવનની સામાન્ય જરૂરિયાતો માટે જો પરદેશ ઉપર કે યંત્ર ઉપર આધાર રાખવો પડે, તો કદાચ જીવન મુશ્કેલ થઈ પડે. ૧૯૧૪ના મહાયુદ્ધ પછી યુરોપના દેશોને આ વસ્તુ સમજાઈ હતી, અને તેથી તેમણે યુદ્ધ ખતમ થયા પછી પોતાની આર્થિક રચનામાં મહત્ત્વના ફેરફારો કર્યા હતા, જેથી ફરી યુદ્ધ થાય ત્યારે મુશ્કેલી ન પડે. ઘણા દેશોએ જીવનની સામાન્ય જરૂરિયાતની વસ્તુઓ માટે પરદેશો ઉપર આધાર રાખવાનું છોડી દીધું હતું અને ખેતી જેવા પ્રાથમિક ઉદ્યોગો ઉપર વધારે ધ્યાન આપવા માંડ્યું હતું. આ વસ્તુ હાલ ચાલતા યુદ્ધમાં વિશેષ સ્પષ્ટ થઈ છે અને પરદેશ પર આધાર રાખવાનું કેટલું જોખમભર્યું છે, તેનો વધારે સ્પષ્ટ ખ્યાલ આવ્યો છે. ગયા યુદ્ધ કરતાં આ વખતે કાપડની મુશ્કેલી વધારે દેખાવા લાગી છે. વધુ

કાપડ ઉત્પન્ન કરવા નવી મિલો તો થઈ શકે નહિ. રાતપાલી ચલાવીને પણ મિલોમાં અમર્યાદપણે કાપડ ઉત્પન્ન થઈ શકે નહિ. તેવી અમર્યાદ શક્તિ તો રેંટિયામાં છે. તેની ઉત્પન્ન-શક્તિ ઓછી હોય, તેની ગતિ ધીમી હોય, પણ તેને માટે પરદેશ પર આધાર રાખવો પડતો નથી. તે ઘરેઘરમાં ચાલી શકે છે. એટલે તેને આકાશમાંથી વરસતા ગોળા અટકાવી શકાતા નથી. આથી ખાદીના ભાવ વધારવાની જરૂર નથી. પરંતુ ચરખા સંઘના ધોરણે કાંતનારાની સંખ્યા વધારવાની જરૂર છે. સ્વાવલંબી કાંતનારાની સંખ્યા વધારવાની જરૂર છે.

રેંટિયાની આ વિશેષતા અને શક્તિ આજે જેટલી સ્પષ્ટ થઈ છે, તેવી કોઈ કાળે થઈ નહોતી. પ્રજા તેને ઓળખે, પિછાને, અપનાવે અને સ્થિર કરે.

વિ૰

# દારૂ કેમ ન પીવો?—૪

૧૮૯૨માં ઇંગ્લંડની ગ્રેટ વેસ્ટર્ન રેલવેએ બસો માઈલ ઉપર પહોળા માપ(બ્રૉડ ગેઈજ)ના પાટા કાઢીને સાંકડા માપ (નૅરો ગેઈજ)ના પાટા નાખ્યા, તે કામ બે દિવસમાં પૂરું કરવાનું હતું. આને સારુ ૫,૦૦૦ કારીગરોને ભેળા કર્યા હતા. એમણે ૩૧ કલાકમાં કામ પૂરું કર્યું. પણ પહેલાંના અનુભવ ઉપરથી વ્યવસ્થાપકોએ નક્કી કર્યું હતું કે, કામ ચાલતું હતું ત્યાં દારૂનો છાંટો પણ કોઈને પીવા દેવો નહિ, ને એને ઠેકાણે એક ડોલ પાણીમાં ઓટના લોટના બેત્રણ ખોબા હલાવીને બનાવેલું દૂધ જેવું ધોળું પીણું બધાને આપવું. આમ ૫૦૦ ઉપર કાચા મણ ઓટનો લોટ વાપર્યો હતો, ને આકરી મહેનતમાં લાગતી તરસ છિપાવી હતી.

'ડી આલ્કોહોલફ્રાગ' નામે પુસ્તકમાં ડૉ. હેલેનિયસ લખે છે, કે અકસબ્રિજવાળા એક સજ્જને એને આપેલા આંકડા પ્રમાણે ૧૮૪૧-માં એ પ્રદેશના સૌથી મોટા ઈંટવાડામાં સવા બે કરોડ ઉપર ઈંટ બનાવી તેમાં મોસમ દીઠ

| | ઈંટ બનાવી | |
|---|---|---|
| દારૂ પીનારા માણસે સરેરાશ | ૭,૬૦,૨૬૯ | અને |
| ન પીનારાએ સરેરાશ | ૭,૯૫,૪૦૦ | એટલે |
| ન પીનારાની | ૩૫,૧૩૧ | વધુ થઈ. |
| વળી પીનારાએ વધુમાં વધુ | ૮,૮૦,૦૦૦ | અને |
| ન પીનારાએ વધુમાં વધુ | ૮,૯૦,૦૦૦ | એટલે |
| ન પીનારાની | ૧૦,૦૦૦ | વધુ થઈ. |
| અને પીનારાએ ઓછામાં ઓછી | ૬,૫૯,૦૦૦ | અને |
| ન પીનારાએ ઓછામાં ઓછી | ૭,૪૬,૦૦૦ | એટલે |
| ન પીનારાની | ૮૭,૦૦૦ | વધુ થઈ. |

એ જ પ્રમાણે ડૉ. હેલેનિયસને એક તાંબાની ખાણના વ્યવસ્થાપક કૅપ્ટન પેમ્રિકે કહ્યું, કે ખાણ ઉપર ૧,૦૦૦ માણસ ઉપર કામ કરે છે તેમાંથી ૮૦૦એ દારૂ વર્જ્યો. દારૂ વર્જ્યા પછી એના ઉદ્યોગની કિંમત વર્ષે લગભગ ૫,૦૦૦ પાઉંડ જેટલી વધી ગઈ; એ વધારે મહેનત કરી શકતા, કામ વધારે સારી રીતે કરતા, અને એમને શ્રમ ઓછો લાગતો. વળી વર્ષે વર્ષે ૬,૦૦૦ પાઉંડ દારૂમાં ખર્ચાતા તે બચી ગયા.

અ૰ હૉજે ઉમ્મર તથા કદમાં સરખાં ચાર ગલૂડિયાં લીધાં, ને તેમાંથી બેને ખોરાક ભેળો દારૂ આપ્યો. તે પછી તરત તેણે જોયું, કે સાધારણ કૂતરાં સક્રિય રમત રમતાં હતાં, પણ પીનારાં શાંત પડ્યાં રહેતાં હતાં. પછી બલ, ટક્કર અને શ્રમસહનની કસોટી દાખલ

કૂતરાંને ફેંકેલો દડો લઈ આવતાં શીખવ્યું; એમને વિદ્યાપીઠની કસરતશાળાએ લઈ ગયા,ને કૂતરાં દડો લઈ આવે કે તરત એને સો ફૂટ દૂર ફેંકયો, તથા દડો આણવા ગયેલાં બધાં કૂતરાંની તેમ જ દડો પાછો આણનાર કૂતરાંની નોંધ રાખી. સો સો દડાની એક પરીક્ષા ગણતા, અને એટલા દડા નાખતાં પચાસ મિનિટ લાગતી. પહેલી માળામાં એક પછી એક ૧૪ દિવસમાં ૧૪૦૦ દડા નાખ્યા, તેમાંથી ન પીનારાં કૂતરાં ૯૨૨ લઈ આવ્યાં, ને પીનારાં ફક્ત ૪૭૮ લઈ આવ્યાં. વળી દડો આણવાના પ્રયત્ન પણ ન પીનારાં કૂતરાંએ ઝાઝા કર્યા.

સ્નાયુની જ નહિ પણ મનની ક્રિયાને પણ દારૂ થાંથી કરી નાખે છે. સાદામાં સાદી માનસિક ક્રિયા, જેને ‘પ્રત્યાઘાત સમય’ (reaction time) કહે છે, તેને માપવા સારુ એક યન્ત્ર મોટે ભાગે વપરાય છે તે, જ્યારે રંગ દેખાય કે અવાજ સંભળાય તે જ વખતે ઝટપટ ફરતી સપાટી ઉપર નિશાની કરે છે. નિરીક્ષક એક બટન ઉપર પોતાની આંગળી રાખે છે; અને રંગ દેખાય કે અવાજ સંભળાય એટલે તરત જ બટન દબાવે છે, અને એ જ ક્ષણે વખત નોંધે છે. બે નોંધ વચ્ચેનું અંતર માપીએ, અને સપાટી જે વેગથી ફરતી હોય તે વેગ જાણીએ, એટલે દેખાવ જોતાં કે અવાજ સાંભળતાં નિરીક્ષકને લાગેલો વખત એક સેકંડના હજારમા ભાગ સુધી માપી શકાય છે. અને એમ જોવામાં આવ્યું છે કે દારૂનો નશો ચડતો હોય છે એ વખતે પણ હમેશ કરતાં વધારે વખત લાગે છે, એટલે કે ઉપલબ્ધિ (perception) અને ક્રિયાનો વેગ સામાન્ય વેગ કરતાં થાંથો હોય છે, અને છતાં નિરીક્ષકને મન એવો ભ્રમ રહે છે, કે પોતે હમેશ કરતાં વધારે ઝડપથી કામ કરે છે. આ ઉપરથી જણાય છે, કે સાચો નિર્ણય કરવાની એની શક્તિ પણ ક્ષીણ થયેલી હોય છે (સર લૉડર બ્રંટન, બૅરોનેટ, એમ. ડી., એફ. આર. એસ.).

દે૦ વા૦

# આપણું શરીર

૮. લોહીના કણ — રક્તકણ

આપણા લોહીની લાલાશ તેમાં ડહોળ કે દ્રવાભાસ રૂપે તરતા રહેતા લાલ કણોને લીધે છે, એ આપણે જોઈ આવ્યા. ત્યાંથી આગળ ચાલીએ.

૬

આ રાતો કણ તેની બનાવટમાં રહેલા લોહને લીધે રાતો દેખાય છે. આગળ આપણે જોઈ ગયા કે શરીરની રચનામાં લોહ પણ રહેલું છે. રાતા કણમાં જે લોહનું તત્ત્વ રહેલું છે, તેને ‘હિમો-ગ્લોબીન’ અંગ્રેજીમાં કહે છે. એ નામ તો મોટું છે, પણ તેનો સાદો શબ્દાર્થ એટલો જ છે—લોહીમાં રહેલો, ગોળ બુંદ જેવો રસાયણી પદાર્થ. આપણે એને રક્ત-લોહ કહીએ. લોહીના રાતા કણમાં આ રક્ત-લોહ રહેલું છે, તેથી તેનો રંગ રાતો દેખાય છે.

આ રક્ત-લોહનો એક અજબ ગુણ છેઃ સામાન્ય હવાના પાસમાં એ આવે કે તરત તે હવાની અંદર રહેલા પ્રાણવાયુને—ઑક્સીજનને પકડીને પોતામાં ભરી લે છે, અને તે લઈને આગળ ચાલે છે. હવે તમે કલ્પી શકશો કે, પોતાની કઈ થેલીઓમાં ઑક્સીજન ભરી લઈને લોહી આખા શરીરમાં પ્રાણ પહોંચાડે છેઃ એ થેલીઓ તે લોહીમાં

વહેતા કરોડો લાલ કણ. કુદરતે એમને એવા બનાવ્યા છે કે, તે લોહી-જળમાં ઓગળે નહિ કે ઠરે નહિ, પણ ડહોળ રૂપે તેમાં તરતા જ રહે ! એ કેવી ડહાપણની વાત છે ?

પણ મોટી અજાયબી તો હજી આગળ છે. ફેફસાંમાં લોહી ને હવાનો સંબંધ થાય. ત્યાં પેલા રાતા કણોનું રક્ત-લોહ ઑક્સીજન ઝાલી લે. પણ શરીરમાં જુદી જુદી જગાએ જ્યારે જાય, ત્યારે જેટલી ઝડપે ફેફસાંમાં પ્રાણવાયુ લીધો, તેટલી જ ઝડપે શરીરની પેશીઓને તે આપી દે છે. તેનાથી શરીરની જીવન-પ્રક્રિયા ચાલે છે; પરિણામે કાર્બન દ્વિ-ઑક્સાઈડ કહેવાતો એક વાયુ જન્મે છે. આ વાયુ શરીરને અપથ્ય છે. કેવી સરસ ગોઠવણ કહેવાય કે, પેલો રાતો કણ ફેફસાંમાંથી આણેલો પ્રાણવાયુ આપે છે અને બદલે આ અપથ્ય વાયુ ત્યાંથી ભરી લે છે ! એ વાયુને શરીરમાંથી વહી જવાની નહેર-વ્યવસ્થા પણ લોહીને જ માથે છે. આમ બેઉ બાજુથી લાલ કણ જીવનદાયી કામ કરે છે.

એ ઝેરી વાયુ સાથે લોહી પાછું ફેફસાંમાં જાય છે; ત્યાં રાતો કણ આ વાયુને છોડી પાછો પ્રાણવાયુ ભરી લે છે. આમ જીવન-પ્રક્રિયા લોહી વાટે ચાલ્યા કરે છે.

એટલે ત્યારે રક્તલોહ એ શરીરનો કેવો અગત્યનો પદાર્થ છે ! શરીરમાં કરોડો કોષ છે; તે મરતા જાય છે ને નવા તેમની જગા લેતા જાય છે. જીવવાની પ્રક્રિયા જ આવી છે — જીવવા માટે શરીર અમુક કોષોને વાપરે તેથી તે જીર્ણ થઈને મરે છે, અને પોતાની રસશાળાઓમાં નવા બનાવીને તેમની જગાએ બીજા મોકલી આપે છે. આ કાયદા મુજબ રાતા કોષ પણ મરતા તો રહે જ. એવું લાગે છે કે, એક રાતો કોષ મહિના-માસથી લાંબું નથી જીવતો. એટલે તે કોષનું રક્ત-લોહ મડદું થઈ ગયું. પણ જેમ મરેલ ઢોરનું હાડ-ચામ ચરબી સૌ આપણે કામમાં લઈએ છીએ, તેમ શરીરે રાતા કણના મડદાને કામમાં તો લેવું જ જોઈએ. શરીરની કરકસર ભારે છે. રાતા કણનાં મડદાંનું શરીર બરોળની ગાંઠ પાસે મોકલી તેની પાસે પેલું લોહ પાછું એકઠું કરાવે છે, અને તેનો ઉપયોગ નવા રાતા કણ બનાવવામાં થાય છે. આ નવા કણ હાડકાની અંદર રહેતી મજ્જા-ધાતુમાં બને છે. લોહી પોતાને જોઈતો જથો ત્યાંથી મેળવ્યા કરે છે. એ પુરવઠો ન મળે તો લોહીની તાકાત ઘટે; એ પુરવઠો અતિ વધે તોય સારું નહિ, કેમ કે અતિ ઘણા કણ લોહી-જળમાં તરે તો, હવામાં ગૂંગળાવી મારે એટલી બધી ધૂળ કે ધુમાડો હોય ને જેવું થાય એવું બને. હૃદયને એ બધા વધી પડેલા કણ ધકેલવાને વધારે જોર કરવું પડે. કણ ઓછા થાય, તો શરીરને પ્રાણવાયુ ઓછો મળે. એય આરોગ્યની વાત ન થઈ. એટલે શરીરમાં રાતા કણની જરૂર બરોબર માપસર સચવાવી જોઈએ. તેને માટે મજ્જા-ધાતુ બરોબર કામ કરે તો જ ફાવે. અને રક્ત-લોહ પણ શરીરમાં ખૂટવું ન જોઈએ. તેથી આપણા ખોરાકમાં પણ એવી ચીજો હોવી જોઈએ, જેમાંથી લોહ શરીરને મળે. એવી ચીજોમાં લીલોતરી કે ભાજીપાલો મુખ્ય છે.

૨

હવે લોહીમાંના બીજા — ધોળા કણ વિષે સમજીએ. આ કણ સંખ્યામાં રાતા કણથી ઓછા છે, પણ કદમાં મોટા છે. એક ઇંચમાં ૨૫૦૦ ધોળા કણ અડોઅડ હારમાં આવી શકે, જોકે કેટલાક ધોળા કણ રાતા કરતાં નાના પણ મળી આવે છે. એમનો આકાર ચિત્રવિચિત્ર હોય છે. રાતો કણ ગોળ હોય છે; અને એવો પોચો હોય છે કે જરૂર પડે તો દબાઈને

નાડીમાં વહી શકે. ધોળો કણ એક-કોષી જીવના જેવો છે. ઘણી વાર તે એક જગાએ જ લોહીમાં વળગેલો રહે છે, અને ફાવે તેમ આકાર બદલે છે.

પણ ધોળા કણનું ખરું મહત્ત્વ તો તેના કામમાં છે. તે આપણા શરીરની અંદરનો ખડો પહેરેગીર છે. લોહીમાં કોઈ રોગનાં જીવાણુ પેસે તો ધોળો કણ તેમની ઉપર તૂટી પડે છેઃ તે એમને ખાઈ જાય છે; એમ જાણો કે, રોગ અને આરોગ્ય વચ્ચે યુદ્ધ જ મચે છે. સામાન્ય રીતે તેમની સંખ્યા શરીરમાં નક્કી હોય છે. પણ રોગ સામે યુદ્ધ જામે ત્યારે શરીર નવા ધોળા કણ બનાવીને ભરતી કરે છે. એમ ધોળા કણ રોગથી આવી પડતા યુદ્ધના કામ પ્રમાણે વધે છે. જેમ કે, ત્રિદોષમાં તે સામાન્ય સંખ્યાથી ૧૦–૧૨ ગણા થઈ જાય છે.

ધોળા કણની એક શક્તિ એ છે કે, તે લોહીની નાડીમાંથી પણ નીકળી જઈને યુદ્ધને સ્થાને પહોંચી શકે છે. રાતો કણ લોહીની નાડી છોડીને જઈ ન શકે; તેને કુદરતે સોંપેલા કામ માટે એમ કરવાની જરૂર પણ નથી.

અને એ પહેરેગીર સૈનિકો ક્ષત્રિય પેઠે પલાયન ન કરે એવા અડગ રહે છે. લડતાં લડતાં તેઓ મરી જાય છે, ને નવા નવા ઉત્પન્ન કરી શરીર-રણક્ષેત્રમાં મોકલ્યે જાય છે.

આ કણ રોગના જીવાણુ જ નહિ, શરીરમાં કોઈ પણ પરાયું દ્રવ્ય પેસે તેના પર હલ્લો કરે છે, અને તેને પોતાના શરીરમાં ઓહિયાં કરી દે છે. એટલે, તે સૈનિક હોવા ઉપરાંત પરાયો કચરો-પૂંજો પણ વાળી નાંખે છે. એમ, લોહીને સ્વચ્છ અને રોગમુક્ત રાખવામાં ધોળો કણ આપણો અખંડ જાગ્રત પહેરેગીર છે.

આ ધોળો કણ પણ હાડકાની અંદર મજ્જામાં ઉત્પન્ન થાય છે. લાલ ને ધોળા રક્તકણ જેવી મહત્ત્વની ચીજ ઉત્પન્ન કરવા ઈશ્વરે તેનું કારખાનું પણ કેવું ઊંડાણમાં હાડકાની અંદર રાખ્યું છે! ત્યાં શરીરના અન્ય હલ્લા કે ઉત્પાતોની અસર ન પહોંચી શકે અને જોઈતો પુરવઠો શરીરને નિયમિત મળતો રહી શકે.

કોઈ કારણે જો રક્ત-કણનું કારખાનું અટકે કે મંદ પડે, તો શરીરમાં કેવી ગરબડ થાય તે હવે સહેજે સમજાશે. ઘા થતાં લોહી વહી જવાથી કે ખોરાકમાં પૂરતું લોહ ન મળવાથી આ કારખાના ઉપર આફત આવે. લોહ ઘટે તો કારખાનું રાતો કણ જોઈએ એવડો ન બનાવી શકે; તેથી એવા દરદીના રાતા કણ જો સૂક્ષ્મદર્શકથી તપાસીએ તો પ્રમાણમાં નાના કદના હોય છે. કારખાનાએ કામ તો કરવું જ જોઈએ; એટલે જેટલી સામગ્રી તેટલાથી પણ તે કામ તો કરે જ છે.

મંદાગ્નિ કે પાંડુરોગમાં એવું બને છે કે, જેટલા રાતા કણ નાશ પામે છે તેથી ઓછા નવા બને છે. એટલે પેલા કણના કારખાનાને સતેજ કરવું જોઈએ. તેને સારુ દાક્તરો શરીરમાં ખૂટતો અમુક પદાર્થ દવા તરીકે આપે, તો પાછું કારખાનું કામ દે છે.

ધોળા રાતા રક્તકણ પર શી રીતે અસર થાય છે તેનાં અનેક કારણો છે. તે બધાં આપણે ન જાણી શકીએ. એક કારણ દાંતના રોગનું છે. તેના જંતુ લોહીમાં જઈ કણ પર અસર કરે છે. બાકી તો એમ સમજવું જોઈએ કે, આરોગ્ય બરોબર સાચવવાના નિયમ પાળીએ, તો રક્તકણ પરની ખરાબ અસરો એની મળે અટકે. લોહી કેવી અદ્ભુત રચના છે તે હવે તમે કાંઈક સમજ્યા હશો. આવતે વખતે તેની બીજી વાત હજી બાકી છે તે આગળ ચલાવીશું.

મ૦

# નવું વાચન

**શ્રી હેમ સારસ્વત સત્ર, પાટણ—અહેવાલ** અને **નિબંધસંગ્રહ**: કિંમત, ત્રણ રૂપિયા; પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદ માટે ભારતીય વિદ્યાભવન, અંધેરી, મુંબઈ.

કરાંચી ખાતે (ઈ. સ. ૧૯૩૭) મળેલા સાહિત્ય પરિષદ સંમેલનમાં પસાર થયેલા ઠરાવ અનુસાર 'ગુજરાતના અગ્રગણ્ય જ્યોતિર્ધર અને સાહિત્યકાર શ્રી. હેમચંદ્રાચાર્યનાં સ્મરણો પરિષદની સાથે જોડાયલાં રહે એવાં પગલાં' યોજવા નિમિત્તે પાટણમા 'શ્રી હેમ સારસ્વત સત્ર' તા. ૭-૮-૯ એપ્રિલ, ૧૯૩૯, મિતિ સં. ૧૯૯૫ના ચૈત્ર વદ ૩-૪-૫ના દિવસોમાં ઉજવવામાં આવ્યો હતો. પાટણના જૈન જૈનેતર સાહિત્યના હસ્તલિખિત જ્ઞાનભંડારોને વ્યવસ્થિત અને રક્ષિત રાખવા શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર બંધાવવામાં આવેલું, તેની ઉદ્‌ઘાટનક્રિયા પણ તે જ પ્રસંગે કરવામાં આવી હતી.

સદરહુ પુસ્તકમાં એ સત્રની ઉજવણીનો અહેવાલ તથા તે નિમિત્તે મળેલો-મેળવેલો નિબંધસંગ્રહ છે. શરૂઆતનાં ૬૪ પાનમાં સત્રના વરાયેલા પ્રમુખ, મુંબઈ સરકારના ત્યારના ગૃહસચિવ શ્રી. કનૈયાલાલ મુનશી અમદાવાદથી 'ટ્રેન મારફત સવારે અગિયાર વાગ્યે આવતાં, પાટણના નાગરિકોએ સંખ્યાબંધ સામૈયાથી' સ્ટેશન ઉપર કરેલા તેમના ભાવભીના સત્કારનું ઝીણવટભર્યું ઉત્સાહી વર્ણન ન્યૂસપેપરના રિપોર્ટની શૈલીમાં સંઘર્યું છે; તથા તે પ્રસંગના શ્રી મુનશીજીના જુદા જુદા ફોટોગ્રાફોથી તેને તાદૃશ કરાવવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે. જ્ઞાનમંદિરને ઊભું કરવામાં નિમિત્તભૂત તથા સહાયભૂત થનાર દાતા કુટુંબના પણ પાંચ ફોટાઓ આપવામાં આવ્યા છે, અને તે રીતે તેમના ઋણને અદા કરવાની પણ કાળજી રાખવામાં આવી છે.

આ બધું ગુજરાતી સાહિત્ય પરિષદના ઇતિહાસમાં નવી ભાત પાડનારું લાગે છે, તથા એક વક્તાએ જણાવ્યું કે તેમ, શ્રી. મુનશીનો હસ્તસ્પર્શ થતા કેટલીય સુકાઈ-ચિમળાઈ ગયેલી પ્રવૃત્તિઓ નવીન જીવન, નવીન ઉલ્લાસ, અને નવીન રૂપે-રંગે ખીલી ફૂલી ઊઠે છે, તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ કહેવાય. અને એ નવયૌવન જેટલું બાહ્ય ઉલ્લાસ, રૂપ-રંગ અને નવી નવી દોડમાં પ્રગટે, તેટલું જ આંતરિક મૂલ્યની બાબતમાં પણ ઘેરું બને તો તેથી રૂડું બીજું શું હોય?

પરિષદના મંત્રીઓએ, શ્રી. મુનશીના મનમાં એક બાલ્યકાળથી જ હેમચંદ્રાચાર્યનું પાત્ર કેવી રીતે ઊભું થતું ગયું, અને વિકાસ પામતું પામતું છેવટે આ સત્રમાં કેવી રીતે પરિણમ્યું, તેનો ઇતિહાસ આપ્યો છે. શ્રી. મુનશી પણ પોતાના ભાષણમાં સ્વમુખે જણાવે છે કે, શ્રી હેમચંદ્રાચાર્યને 'ગુજરાતી સાહિત્યમાં પાછા લાવવાના સ્વપ્નાં હું મૂળથી સેવતો હતો. એ ઇચ્છા આજે સફળ થઈ છે, એ સ્વપ્નાં આજે પાર પડયાં છે, અને હેમચંદ્રાચાર્ય આજે આપણી વચ્ચે પાછા આવ્યા છે.'

શ્રી. હેમચંદ્રાચાર્યને પોતે શું માને છે તથા શાથી તેમને 'આપણી વચ્ચે પાછા લાવવાની' આટલી પેરવી કરવી પડી, તેનાં કારણ આપતાં શ્રી. મુનશી પોતાની માનીતી કલ્પના આ પ્રમાણે રજૂ કરે છેઃ

૧. આજે આપણે જેને ગુજરાત કહીએ છીએ, એનો પિતા તો છે સિદ્ધરાજ. શૌર્ય અને વ્યવસ્થાના તે સ્વામીએ ગુજરાતમાં રાજકીય ઐક્ય સ્થાપી સ્વરૂપ આપ્યું.

૨. પરંતુ જેણે ગુજરાતને કલ્પી, શબ્દમાં ઉચ્ચારી, તેને સાહિત્ય વડે સરજી, અસ્મિતા આપી, તે તો છે હેમચંદ્ર.

તે અસ્મિતા એટલે શું તે સમજાવતાં શ્રી. મુનશી કહે છે: 'ગુજરાત પ્રાંત નથી, માત્ર જનસમુદાય નથી, માત્ર સાંસ્કારિક વ્યક્તિ નથી; એ તો પેઢીધર ગુજરાતીઓએ સંકલ્પપૂર્વક સેવેલી, પેઢીએ પેઢીએ નવી સિદ્ધિ પામતી, સામુદાયિક ઇચ્છાશક્તિએ સબળ બનેલી જીવન-ભાવના છે: એ ભાવનાનું તીવ્ર ભાન તે ગુજરાતની અસ્મિતા. એ અસ્મિતા હેમચંદ્રાચાર્યની કલ્પનામાં પ્રગટી, બ્રહ્માના માનસમાંથી સરસ્વતી પ્રગટી હતી તેમ.' (પૃ. ૩૭)

આગળ ચાલતાં તે જણાવે છે: 'સિદ્ધરાજના વિજયોમાં, ધનિકોની વ્યાપારશક્તિમાં, લોકોના ગગનગામી ઉત્સાહમાં, એમની કલ્પનાએ એક અને અપૂર્વ ગુજરાતનું દર્શન કર્યું'. જૈન સાધુને સાહજિક એવું પરિભ્રમણ ત્યાગી એમણે એમની કલ્પનાના ગુજરાતને ચરણે જીવન ધર્યું'. એમની સર્જકતાએ નવી કલ્પનાસૃષ્ટિ રચી.'...... 'એમણે વિદ્વાનો જીત્યા, અગાધ જ્ઞાનને વલોવી કૃતિઓ રચી. એમણે ગુજરાતીઓને સંસ્કૃત સાહિત્યમાં સ્થાન અપાવ્યું. એ મુત્સદ્દીઓમાં ઘૂમ્યા અને રાજ્યાધિકાર પર નૈતિક સત્તા બેસાડી. મહત્ત્વાકાંક્ષાથી ઉછળતા ગુજરાતની મહત્તાને રસ્બદ્દેહ આપ્યો. પણ એ ઉપરાંત એ મહત્તાને કલ્પનાજન્ય અપૂર્વતાનો એમણે ઓપ ચઢાવ્યો...વીરતા સંસ્કાર ને સામર્થ્યથી શોભતી લોકસમૃદ્ધની કલ્પનામાંથી એક અને અવિભાજ્ય ગુજરાત બહાર પડ્યું'

આ કલ્પનાને આગળ કરતાં આજની એક નક્કર હકીકત સાથે જોડી દઈ, આખી વસ્તુને નક્કરતાનો ઓપ આપવાની શ્રી. મુનશીની કુશળતા જોવા જેવી છે:

'ફરીથી ગુજરાતના એક મોઢ વાણિયાએ (અર્થાત્

ગાંધીજીએ: હેમચંદ્રાચાર્ય પણ ધંધુકાના એક મોઢ વાણિયા હતા એ અહીં યાદ રાખવાનું છે.) બળથી, બુદ્ધિથી, મુત્સદ્દીગીરીથી, આત્મબળથી ગુજરાતને અને સાથે હિંદને નવું સ્વરૂપ આપ્યું છે. એની પ્રેરણાથી પ્રતાપ ને સંસ્કાર, સાહિત્ય ને સેવાનો સાગર ઊછળ્યો છે. તેનાં તે નૈતિક શાસનો વધારે સર્વવ્યાપી લિપિએ ફરી લખાયાં છે. સિદ્ધહેમે સરજાવ્યું, તેને ગાંધીજીએ હૃષ્ટપુષ્ટ બનાવ્યું. ગુજરાત આજે ભવિષ્યને આંગણે ઊભું છે: એક વીર, એક સાહિત્યકાર ને એક મહાત્મા એ ત્રિપુટીની શક્તિ, બુદ્ધિ, ને વ્યવસ્થાશીલતાનું ધણી.' (પૃ. ૩૮)

અર્થાત્ શક્તિ, બુદ્ધિ, ને વ્યવસ્થાશીલતા એ ત્રણ પાસાંવાળી ગુજરાતની અસ્મિતામાંથી બુદ્ધિરૂપી પાસાને ઓપાવનાર શ્રી. હેમચંદ્રની સ્મૃતિને ગુજરાતમાં પાછી તાજી કરાવવાની કલ્પના આ સત્ર પાછળ છે, એ સ્પષ્ટ દેખાય છે. શ્રી. મુનશી તો એટલે સુધી કહેવા માગે છે કે, ગુજરાત એવી સ્વતંત્ર વસ્તુનું દર્શન પહેલવહેલું હેમચંદ્રાચાર્યે જ કર્યું; અને તે દર્શનને સ્થાયી તથા મૂર્તિમંત કરવા જ હેમચંદ્રાચાર્યે પોતાના યતિજીવનની શાંતિને પણ જતી કરીને પોતાની સર્વ જીવન-પ્રવૃત્તિ આદરી.

અલબત્ત, હેમચંદ્રાચાર્યે જેને પોતાનું જીવન આપ્યું, તે વસ્તુ ભવ્ય ગુજરાતનું કોઈ અપૂર્વ દર્શન હતું કે રાજ્યસત્તાને આશ્રયે ફતેહમંદ થયેલા પોતાના જૈન સંપ્રદાયનું કંઈક નિકૃષ્ટ દર્શન હતું, એ બાબત ચર્ચાસ્પદ છે. હેમચંદ્રની સાહિત્યપ્રવૃત્તિ પણ, ગુજરાતને અને ગુજરાતીઓને સંસ્કૃત સાહિત્યમાં સ્થાન અપાવવા યા ગુજરાતને 'સાહિત્ય વડે સરજી અસ્મિતા' આપવા સારુ પ્રવર્તી હતી, કે જૈનધર્મીઓ પાસે બ્રાહ્મણધર્મીઓ જેવાં વિવિધ શાસ્ત્રો ન હોવાથી તેમને અન્ય ધર્મીઓનાં શાસ્ત્રો ભણવારૂપી હીણપત ભોગવવું પડતું હતું, તે દૂર કરવાની વૃત્તિથી ઉદ્ભવી હતી, એ બાબત પણ એટલી જ શંકાસ્પદ છે. જોકે, આવી બધી બાબતોને આગળ લાવ્યા વિના કોઈ વ્યક્તિની મહત્તાનું સ્વતંત્ર સ્તવન-કીર્તન થઈ શકે, અને કરવું જ જોઈએ. તોપણ નક્કર પ્રમાણોથીય જો આવી બધી કુશંકાઓનું નિરસન થઈ શકતું હોય તો તે કરી લેવું એ આવશ્યક તથા ડહાપણ-ભરેલું તો છે જ. આખા આ પુસ્તકમાં એ જાતનો પ્રયત્ન થયેલો નજરે ન પડયો.

પુસ્તકના પછીના ભાગમાં આ સત્ર અંગે 'ગાજેલા, આવેલા; સ્વીકારાયેલા, ને ઉદ્બોધાયેલા લેખો, નિબંધો અને ભાષણોનો સંગ્રહ' છે. તે નિબંધોમાં શ્રી. હેમચંદ્રાચાર્યની જીવનકથા, સિદ્ધરાજ કુમારપાળ ઉપરનો તેમનો પ્રભાવ, તેમની સાહિત્યકૃતિઓ, રાજસત્તા દ્વારા વર્તાવેલી અમારિઘોષણા, વગેરે બાબતોનું વર્ણન છે. એમાં હેમચંદ્રાચાર્યની જીવનકથાની કે સાહિત્યપ્રવૃત્તિની એકની એક વિગતોનું જુદા જુદા લેખકોના જુદા જુદા લેખોમાં પુનરાવર્તન અને પિષ્ટપેષણ વારંવાર થયા કરે છે. આવા સ્મારક ગ્રંથો માટે નિબંધો મંગાવતી વખતે, એ વિષયના જુદા જુદા વિભાગો પાડી, તે તે વિભાગના અભ્યાસી કે જાણકાર પાસે (તેમાં પછી પર-પ્રાંત કે પરદેશ એવો ખ્યાલ ન રાખે તોપણ ચાલે) નિબંધો આમંત્રવા જોઈએ. તો આખા ગ્રંથમાં એક સળંગ વસ્તુ ઊભી થતી જાય, નકામું પુનરાવર્તન બચે, અને જુદાં જુદાં પાસાંની યથાયોગ્ય છણણી થાય. તેને બદલે ગમે તેમ 'મળેલા, આવેલા, સ્વીકારાયેલા' બધા લેખોને ભેગા છાપી નાખવાથી કશું અગત્યનું પ્રયોજન સિદ્ધ થતું નથી; ઊલટું પુનરાવર્તન કે પૂર્વાપર વિરોધના પ્રસંગો પણ આવે છે. જેમ કે, પ્રસ્તુત પુસ્તકમાં એક લેખક, હેમચંદ્રાચાર્ય વિષે 'રાસમાળા'માં નોંધાયેલ એક દંતકથા ઉપર, તેવી દંતકથાઓને સંઘરવા — રજૂ કરવા બાબત ટીકા કરે છે. (પા. ૯૩) તે દંતકથામાં એમ જણાવેલું છે કે, શંકરાચાર્યે મહેલ સુધી ઘણાં ઊછળતાં પાણી પોતાની અદ્ભુત શક્તિથી ઉપજાવ્યાં, અને તેમાં એક હોડી તરતી દેખાડી. હેમચંદ્રાચાર્યે ઊછળતાં પૂરમાંથી બચવા ઊંચી બારીએથી તે માયાવી હોડીમાં કૂદકો માર્યો, પરંતુ નીચેની દરસબંધી ઉપર અફળાઈને તે નાશ પામ્યા. જ્યારે બીજો એક લેખક આ જ ગ્રંથમાં (પૃ. ૧૧૯) હેમચંદ્રાચાર્ય વિષેની (દંતકથા કહેવાય તેવી) અનુકૂળ કથાને જાણે સાચી બીના હોય તેવા ખટાટોપથી રજૂ કરે છે. તેમાં એમ જણાવ્યું છે કે, સોમનાથનાં દર્શને ગયેલા કુમારપાળને સોમનાથ મહાદેવે સ્વયં સાક્ષાત્ પ્રગટ થઈને રાજાને કહ્યું કે, તું આ હેમાચાર્યને રખે સામાન્ય જૈન સાધુ માનતો; તે તો પરબ્રહ્મ સાથે એકતા પામેલા મહાત્મા છે, અને એ તને જે માર્ગ બતાવે, તેને તું નિઃસંશય મુક્તિનો સાચો માર્ગ સમજજે.

કેટલીક વાર યોગ્ય વિગતો અને પ્રમાણો આપ્યા વિના જોરશોરથી કરેલા માત્ર અહોભાવની અસર અવળપથા વાચક ઉપર ઊલટી જ થાય છે. એ દૃષ્ટિએ આ ગ્રંથમાં સંગ્રહાયેલા નિબંધોમાં વારંવાર આવતા હેમચંદ્રાચાર્યના અહોભાવની, જેને હેમચંદ્રાચાર્ય વિષે પ્રથમથી કશો ખ્યાલ નથી, એવા વાચક ઉપર શી અસર થાય, તે વિચારવા જેવું છે. આવા સંગ્રહગ્રંથોના સંપાદન વખતે, અને તેમાંય જ્યારે એ વ્યક્તિ કંઈક અંશે ભુલાઈ ગઈ હોય અને તેને નવેસર લોકો આગળ રજૂ કરવાની હોય, કે તે વ્યક્તિ અમુક સંપ્રદાયની હોય અને ઇતર સંપ્રદાયમાં તેના વિષે અમુક વિરુદ્ધ માન્યતાઓ ચાલી આવતી હોય, ત્યારે તો ખાસ ખ્યાલમાં રાખવું જોઈએ.

આ સંગ્રહમાં આવેલા લેખોમાં નિરૂપિત થયેલી હેમચંદ્રાચાર્યની જીવનકથા વાંચતાં અમારા ઉપર જે પડેલી છાપ અમે નિખાલસપણે કબૂલ કરી દઈએ છીએ : તે એ કે, હેમચંદ્રાચાર્યની પ્રવૃત્તિનો મુખ્ય હેતુ, પોતાની અદ્ભુત શક્તિથી તે સમયના પ્રતાપી રાજાને આંજી, તેની દ્વારા પોતાના જિનશાસનની પ્રભાવના કરવાનો હતો. એ રાજાને આંજવા, ખુશ કરવા માટે તેમણે પોતાના યતિધર્મની મર્યાદાઓની સામે પણ જોયું નથી. એ સૂચિત કરતો પુસ્તકમાં આવતો એક દાખલો અહીં ટાંકું. સિદ્ધરાજની માગણીથી લખેલા સિદ્ધહૈમ-વ્યાકરણના આઠ અધ્યાયોના દરેકના ચાર ચાર એમ કુલ ૩૨ પાદોને છેડે તેમણે એક એક શ્લોક મૂક્યો છે. તે દરેકમાં તેમણે સિદ્ધરાજનું તથા તેના રાજવંશનું વર્ણન કર્યું છે. ૧૩મા પાદને અંતે આ પ્રમાણે શ્લોક છેઃ

कुर्वन् कुंतलशैथिल्यं, मध्यदेशं निपीडयन् ।

अङ्गेषु विलसन् भूमेर्भर्ताऽभूद् भीमभूपतिः ॥

અર્થાત્ ભૂમિરૂપી નાયિકા-કામિનીના કુંતલ-કેશકલાપને શિથિલ કરતો, તેણીના મધ્યપ્રદેશ-કટીપ્રદેશને દબાવતો અને તેણીનાં અંગો ઉપર વિલાસ કરતો, ભીમરાજા તેનો યથાર્થ ભર્તા થયો.

આમ, આ શ્લોકમાં એક બાજુ નાયિકા સાથેના સંભોગશૃંગારના ઉઘાડા વર્ણન સાથે બીજી બાજુ શબ્દશ્લેષથી એવો અર્થ પણ વ્યક્ત કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે કે, કુંતલ નામના દેશ ઉપર ચડાઈ કરી, ત્યાંના લોકોને ઢીલા કરતો, મધ્યપ્રદેશના લોકોને પીડા આપતો, તથા અંગ દેશ જીતી ત્યાં વિલાસ કરતો, ભીમદેવ આખી પૃથ્વીનો સ્વામી બન્યો. (પુસ્તકમાં પૃ. ૨૧૫ થી ૨૩૩માં, આ બધા શ્લોકો ભાષાંતર સાથે આપેલા છે.)

અલબત્ત, આમાં આમ તો ખોટું કશું નથી; પરંતુ એક યતિરાજ રાજવંશની પ્રશંસા આ રીતે કરે, ત્યારે તરત સવાલ ઊભો થાય છે. હેમચંદ્રાચાર્યે પોતાનો અભ્યાસકાળ ક્યાં ક્યાં શાસ્ત્રોના પરિશીલનમાં ગાળ્યો હતો, અને તેમના ગુરુએ તેમનું ઘડતર કેવી રીતે કેવા ઇરાદાથી કર્યું હતું, તે પણ આ ઉપરથી જણાઈ આવે છે.

હેમચંદ્રાચાર્યના કુમારપાળ સાથેના તેમના સર્વ-ધર્મસમભાવને લગતા કેટલાક પ્રસંગો પણ આ લેખોમાં નોંધાયા છે. પરંતુ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિતમાં ભવિષ્ય-વાણીરૂપે કુમારપાળની બાબતમાં મહાવીરને મોંએ જે શબ્દો મુકાવ્યા છે, (પૃ. ૯૮-૧૦૦) તે ઉપરથી લાગ્યા વિના રહેતું નથી કે, એ સર્વધર્મસમભાવ પણ ધીરે ધીરે જૈનધર્મી રાજાને પલાળવા ધારણ કરેલો આગંતુક ભાવ નહોતો શું?

ઉપરાંત, હેમચંદ્રાચાર્યના જીવનકાર્ય ઉપર ઇતિહાસે પણ પોતાનો ચુકાદો આપી દીધો છે. જેટલે અંશે રાજસત્તાને વશમાં લઈ હેમચંદ્રાચાર્યે પોતાના જૈન સંપ્રદાયની પ્રભાવના કરવા ઇચ્છ્યું, તેટલા પ્રમાણમાં તે અસ્થિર – ક્ષણભંગુર પણ નીવડી. હેમચંદ્રાચાર્યના અવસાન પછી બત્રીસ દિવસે કુમારપાળના શૈવ ભત્રીજા અજયપાળે વિષપ્રયોગથી કુમારપાળને મારી નાખ્યો, અને જાતે ગાદીએ આવ્યો. ગાદીએ આવીને તરત તેણે જૈનો ઉપર વજતો જુલમ શરૂ કર્યો; પોતાના પુરોગામી રાજાઓએ બંધાવેલા અનેક જૈન પ્રાસાદો તોડાવી નંખાવ્યા અને કુમારપાળના દરબારમાં મહત્ત્વના ગણાતા હેમચંદ્રાચાર્યના શિષ્ય રામચંદ્રને તપાવેલા પતરા ઉપર બેસાડીને મારી નાખ્યો. યાદ રાખવાનું છે કે, હેમચંદ્રાચાર્યનો એક શિષ્ય બાલચંદ્ર જ અજયપાળના પક્ષમાં હતો અને તેની દોરવણીથી જ આ ખૂન થયાં હતાં. (પૃ. ૧૩૩)

અસ્તુ, એ બધો રાજકીય અને સાંપ્રદાયિક ખટપટવાળો ભાગ પડતો મૂકી, હેમચંદ્રાચાર્યનું એક વ્યક્તિ તરીકે સ્વતંત્ર મૂલ્ય આંકીએ તો શું? તો તરત જ તે મહા-પુરુષની અનેકમુખી વિભૂતિ આપણને મુગ્ધ કરી દે છે, અને તે પુરુષ ગુજરાતી હતા એ વસ્તુ આપણામાં અભિમાનનો, અસ્મિતાનો સંચાર કરે છે. તેમના સાહિત્યગ્રંથો એક અનોખી ગુજરાતી ઢબના ગ્રંથો છે. પાછલા લેખકોના બધા ગ્રંથો જોઈ-તપાસી, તેમનું યથા-યોગ્ય તોલન કરી, તેમના વસ્તુને ઉચિત ક્રમમાં ગોઠવી, એક સર્વસંગ્રાહી ગ્રંથ ઊભો કરવાની તેમની ઢબ ધ્યાન ખેંચે તેવી છે. તેમણે સાહિત્ય ક્ષેત્રમાં કેટલોક સ્વતંત્ર ફાળો પણ આપેલો છે. અને તેનું યથોચિત દર્શન આ પુસ્તકના એક-બે નિબંધો ઉપરથી થાય છે.

એ સમર્થ ગુજરાતીનું સંસ્મરણ આપણને જરૂર પ્રેરક નીવડે તેવું છે; અને તેથી, આ રીતે તેમનું સ્મરણ-સત્ર ઊજવવાની કલ્પના કરનાર તથા તેને મૂર્તિમંત કરવામાં ભાગ લેનાર સૌનો આભાર માનવો ઘટે છે.

'અભ્યાસી'

**દેશદેશાંતરમાં** [આપણો ઇલાકો, દેશ અને દુનિયા]: લે૦ વરધભાઈ પટેલ, સોમાભાઈ પટેલ, અને અંબાલાલ ધનામદાર; પ્રકાશક—વોરા ઍન્ડ કંપની. મુંબઈ: પૃ૦ ૧૬૦; કિ. નવ આના.

છેલ્લા દસકામાં ભૂગોળનાં ઘણાં પુસ્તકો લખાયાં છે. અને તે દરેકના લેખકોએ પોતાની પદ્ધતિનું સમર્થન કરવાનો પ્રયત્ન કર્યો છે. છેલ્લા દસકા પહેલાં ભૂગોળના વિષય તરફ પૂરતું ધ્યાન અપાતું ન હતું. પ્રાથમિક શાળાઓમાં તો પર્વતો, નદીઓ, શહેરો વગેરેનાં નામ

શીખવવામાં જ ભૂગોળનું શિક્ષણ સમાપ્ત થયું ગણાતું. પરિણામ એ આવતું કે, પોતે ભૂગોળ શા માટે શીખે છે તે વિદ્યાર્થીને સમજાતું નહિ અને ભૂગોળનું જ્ઞાન વિદ્યાર્થીને કેમ આપવું તે શિક્ષકને સૂઝતું નહિ. છેલ્લા દસકામાં ભૂગોળનાં બહાર પડેલાં પુસ્તકોમાં પોતાની નવી ભાત પાડતું આ પુસ્તક ખરેખર આવકારને પાત્ર છે.

ભૂગોળના શિક્ષણમાં રાજકીય વિભાગોની દૃષ્ટિ જ આજ સુધી રાખવામાં આવતી. પણ ક્ષણજીવી રાજકીય વિભાગોની દૃષ્ટિ નહિ રાખતાં કુદરતી પ્રદેશોની દૃષ્ટિએ શિક્ષણ આપવું એ જ યોગ્ય પદ્ધતિ છે, એમ હવે શિક્ષણશાસ્ત્રીઓએ સ્વીકારવા માંડયું છે. પ્રસ્તુત પુસ્તકમાં પણ તે જ રીતે વિષયની છણાવટ કરેલી છે.

'બાળકને સ્વાભાવિકતા જેટલી રુચે છે તેટલો જ અણગમો તેમને કૃત્રિમ શિષ્ટાચાર માટે હોય છે,' એ શ્રી. વિઠ્ઠલરાય ધારેનું વિધાન અમને સાચું લાગે છે. અને તેથી જ તેમનું 'દેશદેશના લોકો'નું પુસ્તક એ કૃત્રિમ શિષ્ટાચારમાંથી બચી શક્યું અને થોડા વખતમાં જ લોકપ્રિય થઈ શક્યું. વિદ્યાર્થીઓ અને મોટેરાંઓ નવલકથાની જેમ રસથી વાંચી શકે એવી ઢબથી, તે પુસ્તકની જેમ, આ પુસ્તક પણ લખાયું છે. પ્રસ્તુત પુસ્તકમાં શૈલી એકસરખી નહિ રાખતાં દરેક પ્રકરણે તેમાં વિવિધતા આણવાનો લેખકોએ પ્રયત્ન કર્યો છે. શૈલીની ભિન્નતા હોવા છતાં દરેક પ્રકરણમાં નક્કી કરેલા એકમોને અનુલક્ષીને જ જે તે પ્રકરણ તૈયાર કરવામાં આવ્યું છે. દરેક એકમોમાં વસતા લોકોનાં ખોરાક, પહેરવેશ, ઘર, ધંધા, રહેણીકરણી વગેરેની ચર્ચા, તેમની આજુબાજુના ભૌગોલિક સંયોગોનો સંબંધ દર્શાવી, કરી છે. પર્વતો અને હવામાનને લોકજીવન સાથે ગૂંથ્યાં છે. ટૂંકમાં, દરેક એકમનાં મનુષ્યજીવનની સંપૂર્ણ પ્રતીતિ આપણને દરેક પ્રકરણ વાંચ્યા પછી થાય છે.

કેટલીક વસ્તુઓ આંકડાનાં પ્રમાણો કરતાં વિદ્યાર્થીઓ ઘરગથ્થુ દાખલાઓથી ઝટ સમજી શકે છે. પ્રસ્તુત પુસ્તકમાં એવા દાખલાઓનો સારો ઉપયોગ કર્યો છે. જેમ કે 'પૃથ્વીના ગોળાને બાથમાં લેવા માટે ઓછામાં ઓછા બે કરોડ ને ઓગણીસ લાખ માણસો જોઈએ.' [પાનું ૧]; 'અમદાવાદમાં દરરોજ બે હજાર માઈલ સુધી ચાદરની જેમ લાંબું પાથરી શકાય તેટલું કાપડ વણાય છે.' [પાનું ૧૪]; 'ગુજરાતમાં ઠેઠ દમણથી માંડીને મહેમદાવાદ સુધીના બ્રિટિશ મુલકમાં જેટલી વસ્તી છે તેટલી મુંબઈની વસ્તી છે. [પાનું ૫૪]; વગેરે. આ ઉપરાંત મુંબઈ ઇલાકામાં ઢોરની સંખ્યા બતાવવા માટે એક બરાબર દશ લાખ એ પ્રમાણથી ગાય, ઘોડાં, બકરાં વગેરેનું ચિત્ર તૈયાર કરવામાં આવ્યું છે તે પણ વિદ્યાર્થીના મગજમાં ઝટ બેસી જાય એવું છે.

વિદ્યાર્થીનું સામાન્ય જ્ઞાન ખૂબ વધે એ દૃષ્ટિ પણ આ પુસ્તકમાં રખાયેલી છે. 'ભરૂચ તરફના વહોરાઓનો સફેદ ફેંટો, સફેદ પહેરણ તથા ધોતિયું અને સફેદ કે રંગેલી દાઢી દરેકનું ધ્યાન ખેંચે છે' [પાનું ૨૫] અને 'મલબારમાં વર પરણીને સાસરે જાય છે અને બાપનો વારસો દીકરાને નહિ પણ દીકરીને મળે છે' [પાનું ૧૩૦] એવી ઝીણવટથી આપેલી જરૂરી વિગતો આપણને બીજાં પુસ્તકોમાં બહુ જોવા મળતી નથી. શિવાજી, ગાંધીજી વગેરે મહાપુરુષોનાં જન્મસ્થળો, વીજળીની ગાડીઓ, ખાપોલીનું કારખાનું, મરાઠી ખોરાક, દરેક પ્રદેશની જુદી જુદી ખાસિયતો, યરોડાની જેલ અને આપણી સ્વરાજકૂચ, મીરજનું દવાખાનું અને ગુજરાતનો તેની સાથેનો સંબંધ, શેરડી કેમ વવાય, લીલી દ્રાક્ષ ખૂબ ભાવે છે પણ તેનું જતન કરવું કેટલું કઠણ છે તે, વકટ રૅટ વગેરે ગિલ્લીદંડાની રમતમાં વપરાતા શબ્દો ગુજરાતી નહિ પણ કાનડી ભાષાના છે તે, મરીના વેલા હોય છે જ્યારે એલચી સોપારીના છોડ હોય છે, બિજાપુરના ગોળ ગુંબજની પડઘાની ખાસિયત, વગેરે હકીકતો વિદ્યાર્થીના સામાન્ય જ્ઞાનમાં ખૂબ વધારો કરે એવી છે, એ સહેજે સમજી શકાય એમ છે.

પ્રાથમિક શાળાના ચોથા ધોરણના અભ્યાસક્રમ મુજબ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. 'પંચમહાલના ચોધરા અને નાયકડા, ડાંગના જંગલમાં વસતી રાનીપરજ, થાણાનાં જંગલોના વારલી, સહ્યાદ્રિના ડુંગરાઓમાં રહેતા કાતકરી, ભીલ જેવી જંગલી જાતિઓ છે' (પાનું ૩૮), એવું આ પુસ્તકનું લખાણ પ્રાથમિક ચોથા ધોરણના વિદ્યાર્થીઓ વાંચે ત્યારે આ જાતિઓ વિષે તેમના મગજમાં હલકો અભિપ્રાય બેસે એવો ભય લાગે છે. તે જાતિઓને જંગલી તરીકે વર્ણવવી તેના કરતાં ઓછી અથવા બિનકેળવાયલી કહેવી એ યોગ્ય ગણાય. વળી આ પુસ્તકમાં વપરાયેલા શબ્દો, જેવા કે પાવરધા, ખારપાટ, અનેકવિધ, મુહૂર્ત, રોનકદાર, વિસર્જન, રીસ્ત, અવ્યવસ્થિત, અતિરિક્ત, અડચણ વગેરે ચોથા ધોરણના વિદ્યાર્થી માટે અઘરા ગણાય એવા લાગે છે. તેવા શબ્દોની જગાએ ઝટ સમજાય તેવા તેમના પર્યાયો વપરાવા જોઈતા હતા.

પરદેશોની નાની નાની નદીઓ અને તેમની મહત્તા વિદ્યાર્થીને ઠસાવવાનો પ્રયત્ન ઘણા વખતથી થતો આવ્યો છે. પણ સાથે સાથે આપણી નદીઓ વિષે તેમ કરવાનું કેમ ભૂલી જવામાં આવે છે તે સમજાતું નથી. પૂના નજીકની મૂળા અને મૂઠા, કાનડી પ્રદેશની ઘટપ્રભા, મલપ્રભા, શરાવતી, વગેરે નાની નદીઓનો તે તે પ્રદેશના લોકજીવન સાથેનો સંબંધ પ્રસ્તુત પુસ્તકમાં બતાવવામાં આવ્યો છે તે દરેક રીતે યોગ્ય જ છે.

દરેક પ્રકરણને અંતે સ્વાધ્યાય માટે પ્રશ્નો મૂકેલા છે. વળી દરેક કુદરતી પ્રદેશની માહિતીનાં પ્રકરણોને અંતે પુનરાવર્તન માટે પ્રશ્નો આપેલા છે. પાછળનું ભણતર તાજું કરવામાં આ પ્રશ્નો ઠીક ઠીક મદદરૂપ થઈ શકે તેવા છે.

આજે પ્રવર્તતી કાગળ વગેરેની અતિશય મોંઘવારીના જમાનામાં આ પુસ્તકની કિંમત પાઠ્યપુસ્તકના હિસાબે વધારે છે એમ કેમ કહી શકાય? અનુકૂળ સંજોગો થતાં તેની કિંમત ઓછી થશે એવી ખાતરી પ્રકાશકે આપણને આપી જ છે.

દરેક પ્રકરણની વિવિધ શૈલીના કારણે તથા ખાસ વિશિષ્ટ માહિતી આપનારું આ પુસ્તક હોઈ, ગુજરાતના વિદ્યાર્થીઓને આ પુસ્તક ગમશે એમ અમારું માનવું છે. દુનિયાના દરેક મુખ્ય દેશનાં બાળકો મારફત તે તે દેશની ખાસિયતો રજૂ કરતું સંવાદરૂપે લખાયેલું આ પુસ્તકનું છેલ્લું પ્રકરણ બાળકો ભજવી શકે તેવું છે. આવું સારું પુસ્તક તૈયાર કરવા માટે લેખકોને અભિનંદન ઘટે છે અને ભવિષ્યમાં આપણને આવાં પુસ્તકો આપતા જ રહે એવી વિનંતી કરી વિરમીએ છીએ.

શાં. ગાં૦

**કિશોર રામાયણ:** લે: દેસાઈભાઈ નાથાભાઈ પટેલ; પ્રકાશક: યુગધર્મ કાર્યાલય, મુંબઈ.

સ્વ૦ ગાંધી સાકળચંદ નરસિંહદાસ સ્મારકમાળાનું આ ચોથું પુસ્તક છે.

આ પુસ્તકનું નામ કિશોર રામાયણ છે, પણ તે કિશોર અવસ્થામાં પ્રવેશતા અગર તો તેથી પણ એકાદ બે વર્ષ નાનાં બાળકો વાંચી શકે તેવી સરળ ભાષામાં લખાયું છે. ગુજરાતી પાંચમા તેમ જ છઠ્ઠા ધોરણમાં, અને માધ્યમિક શાળાનાં પહેલાં બે વર્ષમાં ઇતર વાચન તરીકે આ પુસ્તક બંધબેસતું આવે એમ લાગે છે. પુસ્તકને શાળોપયોગી બનાવવા થોડાં ઘણાં ટિપ્પણની પુસ્તકને અંતે જરૂર ખરી.

આજ બાલસાહિત્ય, કુમારસાહિત્ય, કિશોરસાહિત્ય વગેરે ઢગલાબંધ છપાઈ બહાર પડે છે; પણ તે તે બધામાં વિષય, ભાષા, અને જે વર્ગ માટે પુસ્તક લખાયું હોવાનો દાવો હોય છે તે વર્ગનું માનસ, એ ત્રણેનો મેળ ખાતો હોય છે એમ નથી જોવા મળતું. કિશોર રામાયણ આ ત્રુટિથી પર છે. આ પ્રયત્ન સ્તુત્ય છે.

બ૦ મા૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**નિરુપમા:** પ્રયોજક: 'મૃદુલ'; પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૨-૦-૦.

**વિજેતા:** પ્રયોજક: મોહનલાલ ચૂ. ધામી, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, ૧-૮-૦.

**હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ:** સંપાદક: ઇન્દુ વસાવડા; પ્રકાશક: ભારતીય સાહિત્ય સંઘ, મુંબઈ અને અમદાવાદ, ૨-૮-૦.

**મહારાજ્યોની યુદ્ધશક્તિ:** લેખક: ડુંગરશી ધરમશી સંપટ; પ્રકાશક: ભારતીય સાહિત્ય સંઘ, મુંબઈ અને અમદાવાદ, ૨-૦-૦.

**નફાકારક હુન્નરો:** પ્રકાશક: મૂળજી કહાનજી ચાવડા, સીનુગરા, અંજાર-કચ્છ, ૩-૦-૦.

**સ્વર્ગોનું દોહન:** પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા, ૧-૮-૦.

**સ્વાતિ:** લેખક: 'કોલક', કવિતા કાર્યાલય, નેહરુ રોડ, વિલેપારલે, મુંબઈ, ૧-૮-૦.

**એશિયા ખંડના મહાન ધર્મો:** લેખક: ધીરજલાલ ટી. દેસાઈ; પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, ૦-૫-૦.

**બાળકોના વિવેકાનંદ:** પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

**ખંડેરનો ઝરૂખો:** લેખક: ભગીરથ મહેતા; પ્રકાશક: ગૂર્જર સાહિત્ય ભંડાર, લાઠી, ૦-૩-૦.

**નીમ ટ્રી (Neem Tree):** લેખક: ભગીરથ મહેતા; પ્રકાશક: એન. એમ. ઠાકરની કં. મુંબઈ, ૧-૦-૦.

પ્રકાશક: દક્ષિણ ભારત હિન્દી પ્રચાર સભા, મદ્રાસ, નાં નીચેનાં પુસ્તકો: સરલ હિન્દી વ્યાકરણ ભાગ ૧લો ૦-૬-૦; ભા. ૨જો ૦-૬-૦.

રંગમં પેલું રહ્યું—પેલા બારણાની પાછળ, પાસેના જ ખંડમાં. પરંતુ હું તેની ચાવી ખોઈ બેઠો છું.

કદાચ મેં મારા ડાબે હાથે ક્યાંક મૂકી દીધી છે!

અખિલ જિબ્રાન

# માસિક વિવેચન

## પરચો આપ્યો

એક મિત્રે નવા 'માનસી'ના અંકમાં આવેલી, તંત્રીની 'વાસરિકા'માંથી એક નોંધ વંચાવી. વાચકને યાદ હશે કે, ગયા વર્ષના ડિસેંબર–અંકમાં 'વિવેચના' પુસ્તક વિષે ભાઈ 'અભ્યાસી 'એ પોતાની સમાલોચના આપેલી. તેમાં એક આવું વાક્ય હતું:

'ઝઘડા અને ગાળાગાળીને વખતે જોવામાં આવ્યું છે કે, મનનો ભાવ અનુરૂપ શબ્દોમાં વ્યક્ત ન કરી શકવાથી, સાચા પક્ષવાળો પણ કઢંગો દેખાઈ ખોટો ઠરે છે. વિવેચનામાં પણ જ્યારે ખામી બતાવવાની આવે કે મતભેદ બતાવવાની જરૂર પડે ત્યારે જોખેલા છતાં સચોટ શબ્દો વાપરતાં ન આવડે તો કાં તો તમારુ કહેવું અસ્પષ્ટ રહી જઈ, વાચકના મનમાં તમારા અભિપ્રાય વિષે શંકા જન્માવે; અથવા જો જરૂર કરતાં વધારે શબ્દો વાપરી નાંખો તો તમે પોતે જ અછકલા ઠરી, તમારો સાચો અભિપ્રાય પણ માર્યો જાય. ......શ્રી. વિજયરાયની ચર્ચાઓ બીજા કારણે દૂષિત છે. ઘણી વાર તેમના બળાપા 'છાજિયાં'ને મળતા જ બની જાય છે. ...' (પા. ૧૧૪)

એમ લાગે છે કે, આ લખાણ વાંચતવિંત શ્રી. વિજયરાયને જે અસર થઈ, તે શમવા દીધા વગર તેમણે એમની તા. ૬–૧૨–'૪૧ની વાસરીમાં તરત ટપકાવી. ને તે હવે બે માસ બાદ 'માનસી 'માં પ્રસિદ્ધ કરી છે. એ વાંચતાં, ભાઈ 'અભ્યાસી' ના નામનું 'મરણોત્તર લૌકિક' જ કરવા તે ન બેઠા હોય, એવું લાગે છે. અને એમ, શ્રી. 'અભ્યાસી 'એ એમની વિવેચન-શૈલી વિષે, ઉપરના ઉતારામાં જે ટીકા કરી છે; તેનો સચોટ પુરાવો પણ આપ્યો છે, એમ ન કહેવાય ?

અંગત ચર્ચામાં પડી જવું એ બરોબર નથી. અમે માત્ર એટલું જ કહીએ કે, વિવેચન જો નિખાલસ થવું ઘટે, તો લેખકોએ શ્રી. વિજયરાયે એમની વાસરીની નોંધમાં બતાવ્યું છે એવું અસહિષ્ણુ આળાપણું ન રાખવું ઘટે. શ્રી. 'અભ્યાસી 'એ એક વિવેચક તરીકે શ્રી. વિજયરાય, શ્રી. ત્રિવેદી, તથા શ્રી. પાઠક વિષે જે વિધાન કર્યું, એમાં કોઈ અંગતતા તો નથી જ. છતાં, તેના જવાબમાં એટલે સુધી કાબૂ ગુમાવવો કે, જાહેર પત્રનાં પાનાંમાં, શ્રી. 'અભ્યાસી' પક્ષી છે કે પશુ છે, એવો વિવેક (?) કરવા સુધી જતું રહેવાય, એ તો અશિષ્ટતાય કહેવાય.

એ નોંધમાં મારા સત્યાગ્રહ-ધર્મનું સ્ખલન પણ બતાવ્યું છે, એ માટે આભાર. પણ પ્રસ્તુત પ્રસંગમાં કોઈ વાચિક હિંસા કર્યાની મને પ્રતીતિ થઈ નથી; પરંતુ 'માનસી 'ની નોંધમાં તો તે ભારોભાર ભરી છે એમ કહું, તો તંત્રી ક્ષમા કરે.

## શું નથી જોઈતું ?

ગયે મહિને ગૂજરાત વિનય મંદિર અને શેઠ ચિ. ન. વિદ્યાવિહારના વિદ્યાર્થીઓએ એક ચર્ચા કરી, ને ઠરાવ પસાર કર્યો કે, પરીક્ષા-પદ્ધતિ ખરાબ છે ને તે બંધ થવી જોઈએ.

સ્વામી રામદાસ લગ્નમંડપ સુધી આવી 'સાવધાન' થઈને નાઠા તેમ, લાહોરમાં મેટ્રિકની પરીક્ષા આપવા વિદ્યાર્થીઓ આવ્યા ખરા, પણ પ્રશ્નપત્ર જોઈ 'સાવધાન' થઈને તે ત્યાંથી ભાગ્યા, ને પરીક્ષા સામે વિરોધ-દર્શક 'દેખાવડા' કર્યા.

લાહોરના વિદ્યાર્થીઓની ખાસ ફરિયાદ 'અઘરી' પરીક્ષા સામે લાગે છે; અને વિદ્યાર્થીની સામાન્ય ફરિયાદ એ છે કે, પરીક્ષામાં નાપાસ થવાય છે. જો પરીક્ષામાં પાસ થવાય તો તો, હું માનું છું કે, કોઈને પરીક્ષા સામે કાંઈ કહેવું નથી, બલ્કે ગમે.

અને લોકશાહી-મિશ્ર-ટોળાશાહીના આ જમાનામાં જો લાહોરના વિદ્યાર્થીઓ પેઠે સૌ કરવા લાગે, તો તો પરીક્ષાઓનું શું કરવું, તે લેવી કેમ કરીને, એ પ્રશ્ન આવી પડે ખરો. અને તો તો તે બંધ જ કરવી પડે ને ! જોઈએ હવે લાહોરના અધિકારીઓ શું કરે છે. અને બીજે બધે સૌ વિદ્યાર્થીઓ વિરોધ કરતા કરતાય અત્યારે તો અભ્યાસે લાગી ગયા હશે, કેમ કે પરીક્ષા આવી છે.

## શિક્ષણ અને યુદ્ધ

બે અઢી વર્ષથી યુદ્ધ ચાલે છે, અને આપણા દેશને તેમાં સંડોવવામાં આવ્યો છે. આ ગાળામાં અનેક શિક્ષણવિષયક મેળાવડા થયા. આપણે ત્યાં જ

એ ત્રણ તો થઈ ગયા. આ બધાનું એક સામાન્ય લક્ષણ એ જોયું કે, આ સંમેલનોમાં યુદ્ધ વિષય નિષિદ્ધવત્ વેગળો જ રહેલો કે રખાતો આવ્યો છે. સામી બાજુએ, વિલાયતનાં છાપાં પરથી જોવા મળે છે કે, ત્યાં શિક્ષણ-જગતમાં પણ યુદ્ધે સારી પેઠે વિચારણા જગવી છે. આ વિચારણા ભવિષ્યનું શિક્ષણ કેવું હોય તેટલે સુધી પહોંચે છે. યુદ્ધો કેમ થાય છે ને શિક્ષણની કઈ ખોડને લીધે તે આવી પડે છે, ને તેનું શું કરવું,—એ પ્રકારના વિચારો ત્યાંના લોક કરે છે. પરંતુ આપણે ત્યાં? જે બેએક મેળાવડા ગયે વર્ષે આપણે ત્યાં થયા તેમાં ભાગ્યે જ, યુદ્ધ ચાલે છે એ હકીકતે તેમની વિચારણા પર કશી અસર કરી હોય! તો એને અંગે ઊઠતા સીધા શિક્ષણના પ્રશ્નો વિચારવાની તો વાત જ શી? આપણે ત્યાંની સરકાર તથા તેણે ગોઠવેલું આ પ્રકારનું જીવન-જડ શિક્ષણ, એ બેઉ પર ઉપરની સ્થિતિ કરતાં વધુ કઠોર ટીકા બીજી શી હોઈ શકે? જીવન-જડતા એ જ ગુલામીનો મોટો શાપ નથી?

## યુદ્ધ સામે જીવનનું યુદ્ધ

યુદ્ધથી જગતને અવનવા અનુભવો થાય છે. પ્રજા અને નાગરિકના સમસ્ત જીવનને તે વલોવી નાંખે છે. માત્ર તેમાંથી નવનીત નહિ, પણ વિનાશ નીકળે છે એટલું જ. છતાં જીવન કદી વિનાશ જાણતું જ નથી; એ તો અમર છે. એટલે યુદ્ધ સામે જગતની દૈવી જીવનશક્તિ પણ યુદ્ધ જ જગવે છે; ગમે તે ભોગે જીવન યુદ્ધ-મરણ સામે ઝૂઝે છે. તેમાં જો વિવેક, જ્ઞાન, અને માનવપ્રેમ હોય, તો યુદ્ધનું ઝેર કાંઈક અંશે યાકૂતી જેમ પણ બને.

યુદ્ધથી અપાર સાધન સામગ્રીના ધુમાડા થાય ને સામે જમા બાજુએ કાંઈ ન મળે. વળી સાધન સામગ્રીનો વેપાર અને અવરજવર બંધ થાય. એટલે જાત જાતની તંગીઓ અનુભવમાં આવે. જીવન-શક્તિએ એમને ઓળંગી જવું જોઈએ; વિજ્ઞાન-શક્તિએ એમાં પોતાનું જીવનદાયી જ્ઞાન અર્પવું જોઈએ; અને મનુષ્યે પોતાની જિજીવિષાને સૌના હિતમાં સંયમવી જોઈએ. દુનિયાનાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં આ પ્રકારે ત્યાંની સરકારો વર્તે છે; લોકો પોતાની આઝાદીની રક્ષા સારુ, તેને માટે બધી રીતે ઉન્મુખ થઈ તત્પરતા ધરાવે છે.

હિંદ પારકાના હાથમાં છે. તેથી તેની સરકાર પોતાનું સામ્રાજ્ય સાચવવાને પોતાનો મુખ્ય ધર્મ માને છે. એટલે પ્રજાને ઉપરના કામમાં સરકારની આગેવાની મળતી નથી. ખમીરદાર પ્રજા આપણે હોઈએ, તો સ્વેચ્છાએ એ આગેવાની આપણે આપમેળે જન્માવવી અને સાર્થક કરવી જોઈએ. ખાદી, ગૃહ-ઉદ્યોગ, કાપડ ને ખોરાકપાણીની કરકસર, વગેરે અંગેનાં કામો તેથી આપણે ત્યાં ઝટ નથી થતાં. છતાં તે કરવામાં જ પ્રજાકીય સ્વરાજ જન્માવવાની તાકાતની કસરત રહેલી છે.

એક એવી બીજી બાબત દવાની છે. વિલાયતમાં યુદ્ધકાળ માટે દવાઓ કઈ વાપરવી, એનો એક રાષ્ટ્રીય નિબંધ બહાર પાડ્યો છે. એ તૈયાર કરવામાં દૃષ્ટિ એ છે કે, તે સ્વદેશી હોય, જેથી પરદેશ પર અવલંબન ન રહે. આમાં આપણા વૈદ દાકતરો માટે ને લોકો માટે ભારે બોધ પડેલો છે. આપણે ત્યાં દાકતરો વિલાયતી દવાઓ જ શીખ્યા; તેના ઉપર જ મોટે ભાગે નભ્યા. પરંતુ આજનો સમો જોઈ વર્તીને જો તેઓ શોધકામ કરી દેશી ચીજોનો વૈદકીય ઉપયોગ કરવા લાગે, તો યુદ્ધ જેવી આકરી ચીજ પણ એટલો તો ફાયદો કરે જ.

## યુદ્ધ અને રમતોના જલસા

ખેલ-દિલી અંગ્રેજોમાં એક નૈતિક ગુણ જેવી વસ્તુ ગણાય છે. તમે કોઈ અંગ્રેજને ધર્મ-રહિત કહો તો એને જેવું ખોટું નહિ લાગે એવું ખોટું જો તેને ખેલ-દિલી વગરનો કહો તો લાગશે. એટલે ખેલ તો યુદ્ધમાં પણ હોય, અને આજ સુધી એમ કહેવાતું કે, ઈટન હેરોના વિદ્યાર્થીઓએ રમતાં રમતાં સામ્રાજ્ય સંપાડ્યું છે. મતલબ કે, રમત અને યુદ્ધ વચ્ચે અંગ્રેજ પ્રજાને વિસંવાદ નથી લાગતો.

પણ આ વસ્તુ આ યુદ્ધે ફેરવી નાખે છે. કૂતરા-દોડ, મુક્કાબાજી જેવી લોકપ્રિય રમતોના મેળાવડા અને એને મળતા અંગત લહેરપાણીના જલસા જેવી બાબતો પાર્લામેન્ટમાં બહુ વિચારનો પ્રશ્ન બની જાય છે: યુદ્ધના કારમા કાળમાં આવી બાબતો નભે ખરી!

ઉઘાડું છે કે, આવા ખેલો ને મોજમજા બધું કરીને જે આરામી ને ધની લોક છે તે જ માણી શકે. પરંતુ યુદ્ધ જેવા સૌ પાસે સમાન સહન અને આપભોગ માગતા કાળમાં, રમતના લહાવા અમુક જ

લોક લૂંટી શકે, એ તો ભારે પંચાતજનક થઈ પડે; તો તો રાષ્ટ્રીય એકતા સંભાળવી વસમી થઈ પડે.

આ બાબતમાં અમેરિકન માસિક ('હાર્પર્સ મેગેઝીન')માં એક લેખક નીચેની બીના લખે છે, તેય અહીં ટાંકવા જેવી છે. સૌને ખબર છે કે, વિલાયતમાં યુદ્ધની તંગીને લીધે જરૂરિયાતની ચીજો ઉપર માપબંધી બેસાડવી પડી છે. એ માપબંધી સરકારે શરૂ કરી તે લોકોની માગણીથી. થયું એમ કે સસ્તું કાપડ ખૂટી પડયું; ને બજારમાં મોંઘું કાપડ રહ્યું, જે મળી શકે, એટલે તે કાપડ ખરીદી શકનારને —એટલે કે ધનીને તેની તંગી ન પડે. પણ સામાન્ય ગરીબ લોકને તો પડે જ. તેવું જ માંસ ઇત્યાદિ ખોરાકી ચીજોનું. મોંઘી વીશી હોટેલોમાં ભાવ વધારે આપો તો જોઈએ તેટલું મળે. પરિણામે ગરીબ લોકે જ સોસવું પડે. પેલો લેખક કહે છે, 'ત્યારે અંગ્રેજ પ્રજાએ માપબંધી માગવા માંડી; સામાજિક ન્યાય સ્થાપવા માટે તેના વિના છૂટકો નહોતો!'

કાંઈક આવી જ પરિસ્થિતિ રમતગમત અને મોજમજાના જલસા બાબત થઈ હોય તો નવાઈ નહિ. કેમ કે, સર સ્ટેફર્ડ ક્રિપ્સે પોતાના પહેલા વ્યાખ્યાનમાં પાર્લામેન્ટના નેતા તરીકે કહ્યું કે, 'આપણા દેશના ઇતિહાસની આ કટોકટીના સમયે પ્રજાનો જે સાચો જુસ્સો અને નિશ્ચય છે, તેની સાથે (ઉપરની જાતના જલસા) તદ્દન મેળ વગરના છે. એટલે ફતેહ મેળવવાનો આ દેશનો જે સંગીન અને ગંભીર હેતુ છે, તેને બાધ કરે એવી આ કે એને મળતી કોઈ ક્રિયાઓ હવે ચાલવા દેવામાં નહિ આવે, અંગત ઉડાઉપણું અને નાના મોટા રૂપે થતો બીજો દરેક રીતનો બગાડ દૂર કરવો જ જોઈએ.'

અને આ સર ઝીલી સર્વને ગૃહમંત્રીએ રમતગમત ઇત્યાદિ બાબત સાફ નીતિ જાહેર કરી કે, જ્યાં જરૂર લાગશે ત્યાં સરકાર નિયમનો મૂકશે.

## પૂર્વ પશ્ચિમની એકતા

જગતના પૂર્વ (દિશામાં જ નહિ, સંસ્કૃતિમાં પણ) દેશો તેના (બેરૂ રીતે) પશ્ચિમ દેશોની સાથે એકતા સાધે, એ શુભેચ્છા અને શુભ પ્રયત્ન બેઉ તરફના સમજણા અને વિચારવંત લોકોનાં રહ્યાં છે. પરંતુ તેઓ તો પોકારતા રહ્યા તે પૂર્વે બીજા એક પ્રકારની એકતા, જગતના બીજી જાતના લોકો મારફત, આજે સિદ્ધ થઈ ગઈ છે: પશ્ચિમની યુદ્ધઆગે પૂર્વને પણ પ્રત્યક્ષ રૂપે હવે ઘેર્યું છે: જાપાને અમેરિકા ઇંગ્લેન્ડ જોડે લડાઈ શરૂ કરી પૂર્વ પશ્ચિમને રાક્ષસી એકતાની તો ભેટ આપી છે.

પૂર્વથી પ્રકાશની પહેલ થઈ પશ્ચિમમાં જાય એ તો કુદરતી ન્યાય થયો. એ પ્રકાશ પાવક અને શામક હતો, અને છે. પરંતુ પશ્ચિમમાંથી જે 'પ્રકાશ' (કે 'ગરમી'?) પૂર્વમાં આવ્યો, તેણે જગતભરમાં ઊલટી ગંગા વહેવડાવી છે. તેનાં વિજ્ઞાન, સમાજ-ફિલસૂફી, અને સંગઠિત યાંત્રિક કામ-કામની-કામવૃત્તિએ (નિરપેક્ષ રીતે તે બધાં ગમે તેવાં સારાં કહો, છતાં સાપેક્ષ જગતમાં) પ્રકાશ કરતાં ગરમી, પવિત્રતા કરતાં આભડછેટ, સમગ્રતા કરતાં અલગતા, મિત્રતા કરતાં શત્રુતા, ન્યાય કરતાં અન્યાય, પ્રેમ કરતાં વેર, એવા પ્રકારનાં માનવ-ચિત્તનાં ઘાતક પાસાંને જ વધારેપડતાં ઉશ્કેર્યાં. અને આ પ્રક્રિયા છેલ્લાં બે સૈકાંમાં લગભગ જગવ્યાપી બની; તેની સાથે, એ પ્રકારની વિભૂતિવાળા પશ્ચિમનો કબજો પણ જડ બનેલા પૂર્વ પર પૂરો બન્યો. એક જાપાન તેમાંથી બચ્યું, તે પૂર્વના પાવક ચેતન-બળે નહિ, પણ 'જૈસેકો તૈસા' ન્યાયે વર્તીને. તેણે દૂર પૂર્વમાં રહ્યા છતાં, દૂર પશ્ચિમના રાહ લીધા. ત્યારે એ પણ યાદ રાખવું જોઈએ કે, પૂર્વ દેશોમાં જાપાન દેશ ચીન કે હિંદની સરખામણીમાં કશી પુરાણુ પરંપરા કે ખાનદાનિયત ધરાવનાર દેશ મનાતો નથી. પોતાના વિકાસને અર્થે એ દેશ સૈકાંથી અને યુગોથી પરદેશ પર આશરો રાખતો આવ્યો છે. છેલ્લે તે હવે લગભગ એક સૈકાથી યુરોપનો અનુયાયી બન્યો છે—પારકા મુલક તથા માલ ઉપર બદદાનતમાં તથા તે અર્થે પોતાની રાક્ષસી શક્તિ વિકસાવવામાં તેણે પશ્ચિમ જેટલી હોશિયારી દાખવી છે. ત્યારે પોતે પ્રવર્તાવેલો રાહ જ સમજી શકવા જેટલા જડ એકાંગી યુરોપીય દેશોએ તેને માગ પણ આપ્યો — જાપાનને જગતના અગ્રગણ્ય દેશોની પોતે ગણેલી હરોળમાંનો એક ગણ્યો. તેણે હવે, આજે જગતની નવી સ્વાર્થી વ્યવસ્થા માટે જે મારામારી અને ખેંચાખેંચી યુરોપમાં

શરૂ થઈ છે, તેમાં ઝંપલાવ્યું છે. આથી બીજી રીતે અત્યારના યુદ્ધની ઇતિહાસ-સંગત સમજ મળી શકતી નથી. છતાં કેટલાક સ્વાર્થી લોકો હકીકત વિરુદ્ધ જઈને પણ અવળા અર્થો કરી ઊંધાં ભણાવવા મથે છે અને કહે છે કે, આ યુદ્ધ તો લોકશાહી અને સરમુખત્યારશાહી વચ્ચે છે. 'આજે લોકો તો બીચારા બધા દેશોમાં લશ્કરશાહીના ભોગ બનેલા છે. અને લશ્કરશાહી લોકશાહી તો નથી જ.

## સામ્રાજ્યની આંતરરાષ્ટ્રીય આવૃત્તિ

અગાઉ એક અંકમાં આબિસીનિયાના રાજા હેલ સિલાસીના દરજ્જા બાબત લખ્યા પછી, હમણાં જુલાઈ, '૪૧ નો 'હીબર્ટ જર્નલ'નો અંક જોવા મળ્યો, તેમાં અંગ્રેજ વિદ્વાન જુલિયન હક્સલીનો એક મનનીય લેખ વાંચ્યો. તેમાં આ યુદ્ધ વિષે વિચારવા માટે સારી પેઠે સામગ્રી મળે છે. તે લખે છે:

'બ્રિટિશ સરકારે આબિસીનિયા બાબતની પોતાની નીતિ ક્યારની જાહેર કરી છે.* બ્રિટિશ સરકારને સ્પષ્ટ લાગે છે કે, આબિસીનિયાને કેટલાક સમય સુધી સારી પેઠે મદદની જરૂર રહેવાની; — સાધનસામગ્રીની મદદ જ નહિ, પણ તદ્વિદોની સલાહની પણ; અને લડાઈ પૂરી થાય કે તરત બ્રિટિશ સરકાર એવો ઇરાદો રાખે છે કે, આ પ્રકારનાં આવશ્યક નિરીક્ષણ અને સલાહ વગેરે સારુ એક આંતરરાષ્ટ્રીય મંડળની ગોઠવણ કરવી.'

અને આ ગોઠવણમાં અમેરિકા પૂરી ભાગીદારી લે એવી તે પૂરા મનથી આશા રાખે છે.

એટલે આબિસીનિયાને ત્યારે આ કીમતી સલાહ અને મદદનો ભોગ બનવું પડશે; અને તે આંતરરાષ્ટ્રીય હશે એટલે શું? કોઈ ને કોઈ મળતિયાં રાષ્ટ્રોનું જૂથ જ ને?

ગયા યુદ્ધે 'મેન્ડેટ' જેવા નામથી પરાયા દેશો મિત્રરાજ્યોને આપ્યા હતા. એ કહેવાઈ સોંપણી, પણ બની બેઠી માલકી! આ યુદ્ધને અંતે પણ 'મેન્ડેટ'ની નવી આવૃત્તિ નીકળશે કે શું?

તે જ લેખમાં હક્સલી આગળ કહે છે:

'દુનિયાના ઉષ્ણકટિબંધ પ્રદેશો જોડેના ઉત્તમ વહેવાર માટે, રાષ્ટ્રીય 'માલકી'ના ધોરણની દોરદોરા અવ્યવસ્થા સારામાં સારો માર્ગ નથી. ઉત્તરોત્તર વધતા જતા સ્વરાજ તરફ તે પ્રદેશોની પ્રજાઓનો વિકાસ કરવાને સારુ એકસરખી નીતિ નક્કી કરવા માટે આંતરરાષ્ટ્રીય નિગ્રહ અમુક અંશે જરૂરી છે. આની વિગતવાર પદ્ધતિ કઈ તે બાબત કશું ચોક્કસ હજી નીવડી સૂઝ્યું નથી. પરંતુ આ નવી ઢબની સામ્રાજ્યવાદી જવાબદારીમાં ભાગ લેવામાં પણ અમેરિકા ખુશી હશે એવી જબરી આશા રાખવામાં આવે છે.' (નાગરી બીબાં અમે કર્યાં છે.)

## પ્રાંતિક હિંદુસ્તાની-પ્રચારનું માધ્યમ

રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીના પ્રચારને અંગે થતી પરીક્ષાઓમાં પસાર થતા વિદ્યાર્થીઓને પ્રમાણપત્રો આપવા માટે ગુજરાતનાં નાનાં મોટાં અનેક ગામોમાં મેળાવડા કરવામાં આવે છે. કેટલીક વાર એનું કામ હિંદુસ્તાનીમાં ચલાવવા પ્રયત્ન થતા જોયા તથા સાંભળ્યા છે. આ પ્રયત્નની પાછળ હેતુ એ હોય કે, તે નિમિત્તે લોકો રાષ્ટ્રભાષા સાંભળે અને બોલનારા બોલી શકે. આ હેતુ ન્યાય્ય છે; પણ એને સાધવા માટે આ મેળાવડો અસ્થાન ગણાવું જોઈએ; તેને માટે બીજા પ્રકારે ખાસ મેળાવડા કે સીધા પ્રસંગો ગોઠવવા ઘટે. એટલે, વર્ધાની રાષ્ટ્રભાષાપ્રચાર સમિતિના મંત્રીની નીચેની નોંધ 'રાષ્ટ્રભાષા સમાચાર'ના ડિસેમ્બર અંકમાં વાંચી મને આનંદ થયો:

'સ્થાનિક કે પ્રાંતીય રાષ્ટ્રભાષા સંમેલનોની બધી કાર્યવાહી પ્રાંતીય ભાષામાં જ થવી જોઈએ. કાર્યનો હેવાલ, જાહેરખબર વગેરે પણ હિંદીમાં ન હોવાં જોઈએ. હા, સંમેલનમાં કોઈ હિંદી ભાષાના વિદ્વાન હાજર હોય તો તેઓ તો હિંદીમાં બોલશે જ. અ-હિંદી પ્રાંતોના લોકોને શુદ્ધ હિંદી સાંભળવાનો મોકો મળે એ સારી જ વાત છે. પરંતુ પ્રાંતીય કાર્યકર્તાઓએ તો પોતાનાં બધાં કામોમાં પ્રાંતીય ભાષાનો જ ઉપયોગ કરવો જોઈએ. અને પોતાના પ્રાંતના લોકોને રાષ્ટ્રભાષાપ્રચારની હિલચાલનું મહત્ત્વ એમની સ્વભાષામાં જ સમજાવવું, એ સ્વાભાવિક અને ઉચિત છે. આપણા પ્રચારકો જોસમાં આવી જઈ રાષ્ટ્રભાષાનો ઉપયોગ પ્રાંતીય કાર્યોમાંય કરે, તો જનતાને એવું કહેવાનો પૂરો હક થઈ જાય કે, રાષ્ટ્રભાષાના આંદોલનથી પ્રાંતિક ભાષાઓને ધક્કો પહોંચશે. આપણે તો પ્રાંતિક ભાષાઓનું ગૌરવ વધારવા ઇચ્છીએ છીએ, ઘટાડવા નહિ. એટલે આ બાબતમાં કોઈ પ્રકારે આપણે ભૂલ કરવી ન જોઈએ.'

ગુજરાતના કાર્યકર્તાઓ આ તરફ ધ્યાન આપે એવી વિનંતી છે.

મ.

* શી તે એ લેખમાં નથી, અને છાપાંમાં અહીં તે પ્રગટ થઈ હોય સો વાંચવા નથી મળી.

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| આર્યની પ્રતિમા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ |
| [illegible] આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| [illegible] | ૧-૪-૦ |
| આઝાદ હિંદુસ્તાન | ૧-૦-૦ |
| આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમભજનાવલિ (પાકું પૂઠું) | ૦-૩-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૧-૦ |
| ઉધઈનું જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૬-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કાવ્યપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૬-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો કોયડો | ૨-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખરી કેળવણી | ૦-૧૨-૦ |
| ખગોળવિદ્યાપ્રવેશિકા | ૦-૧૨-૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગામગોષ્ઠી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૬-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| ગાંધીવિચારદોહન | ૧-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૨-૬ |
| ગીતાપદાર્થકોશ | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગીતામંથન | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | ૦-૪-૦ |
| ,, પાકું પૂઠું | ૦-૬-૦ |
| ,, નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| ચાલણગાડી | ૦-૧-૦ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૬-૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૯-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| જિનાગમકથાસંગ્રહ | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૯-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવલગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૨-૦ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૫-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૭-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૨-૬ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભગવતીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| ,, અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| ,, સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગળપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૪-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| શ્રીમહાવીર-કથા | ૨-૮-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગૅરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૭-૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧-૪-૦ |
| ખાદીનું પૂઠું | ૧-૧૨-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ

Reg. No. B. 4343

# સાંચાકામ વિ૦ માનવ-સ્વાતંત્ર્ય

સાંચકામ, અથવા વધારે સાચું કહું તો, યંત્રોદ્યોગવાદના લાભોના સામા પાસામાં ગેરલાભ મૂકવાના હોય, તો મારે બે નુકસાન મૂક્યા વગર છૂટકો નથી. બેઉ અતિ ગંભીર છે અને ઉત્તરોત્તર કદમાં વધતાં જાય છે. (૧) બળ અને તેના ઉપયોગને યંત્ર વ્યક્તિત્વવિહોણું અને મનુષ્યથી પર એવી દિવ્યતાવાળું ન હોય, એવું કરી મૂકે છે; અને શક્તિ કે બળને માનવજીવનનું એક સર્વોપરી અંગ બનાવે છે. આ પ્રક્રિયા અણરોક ચાલ્યા કરે ત્યાં સુધી જગતમાં આંતરરાષ્ટ્રીય શાંતિ થઈ શકે એમ નથી. (૨) સાંચાકામ કે યંત્ર ઉપર બીજો આક્ષેપ હું એ મૂકું છું કે, સાંચાકામ સ્વભાવથી જ એક ચીજ એવી છે કે, મજૂર કે કારખાનદાર ઉત્પાદકને નફા સિવાય ઉત્પાદનની પાછળ બીજો એકે મહત્ત્વનો હેતુ જ તે ટકવા દેતું નથી. આ પ્રક્રિયા જ્યાં સુધી ચાલુ છે ત્યાં સુધી કોઈ પણ યંત્રોદ્યોગી રાષ્ટ્રમાં આંતરિક શાંતિ થઈ શકે એમ નથી.

* * *

યંત્રે જગતની શાંતિનો નાશ કર્યો છે. યંત્રે સંસ્કૃતિને કાળજ્વરમાં જકડી દઈ વિનાશને પંથે લીધી છે. મનુષ્ય-સ્વભાવમાં રહેલા જે આવેગોએ સમસ્ત માનવ-જીવનને અસ્તવ્યસ્ત કરી નાંખવાની ભયંકર શક્તિ સાંચાકામને અર્પી છે, તે આવેગોએ જે રોગોને જન્મ આપ્યો છે, તેને સાંચાકામ મટાડી શકે એમ નથી. ઊગરવાનો એક જ રસ્તો છે અને તે એ કે, સાંચાકામને નિયમનમાં આણી તેનું જે ગૌણ કામ છે તે સારુ તેને મર્યાદિત કરવું.

* * *

સાંચાકામે સંસ્કૃતિ ઉપર જે અખત્યાર જમાવ્યો છે, તે સામે એક લાંબી જેહાદ શરૂ થયા વગર રહેવાની નથી. કેમ કે, યંત્રવિદ્યા અને માનવ સ્વાતંત્ર્ય વચ્ચે જે ઝઘડો છે તેનો મુદ્દો હવે સાવ સ્પષ્ટ થઈ ગયો છે: એ બેમાંથી જેને આપણે વધારે ચાહીશું તે આપણા ભવિષ્યને દોરનાર થશે.

રૉય હેલ્ટન

(હાર્પર્સ મૅગેઝીન, ડિસેમ્બર, '૪૧)

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાળદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





વર્ષ ૩ — અંક ૯

જૂન — નવજીવન, અમદાવાદ — ૧૯૪૨

# શિક્ષણ અને સાહિત્ય

જૂન, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૯

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઓર્ડર ક્રોસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પેરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂા. ૨–૦–૦ | શિ. પાંચ | રૂા. ૨–૮–૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

## નવાં પુસ્તકો

સુદામાચરિત (કવિ પ્રેમાનંદ અને નરસિંહ મહેતા કૃત) ટિપ્પણ સાથે— સંપાદક: મગનભાઈ દેસાઈ, કિં. છ આના. ટપાલરવાનગી ખર્ચ બે આના.

ત્રીજી ચોપડી (ગૂજરાત વિદ્યાપીઠ) કિં. ૦–૪–૦. ટપાલરવાનગી ખર્ચ ૦–૧–૬.

ચોથી ચોપડી (ગૂજરાત વિદ્યાપીઠ) કિં. ૦–૫–૦. ટપાલરવાનગી ખર્ચ ૦–૧–૬.

(મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ ત્રીજી ચોપડી અને ચોથી ચોપડી પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરી છે.)

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩-અંક ૯] અમદાવાદ [જૂન, ૧૯૪૨


## પ્રત્યક્ષ સેવાનો આનંદ*

પ્રૌઢશિક્ષણનો અર્થ સામાન્ય રીતે બહુ જ ટૂંકો કરવામાં આવે છે — અક્ષરશિક્ષણ. અક્ષર-શિક્ષણ આખી પ્રજાને મળવું જરૂરી તો છે જ, પણ તે તો જ્યારે આખા સરકારી તંત્રને લોકસેવાની ભાવનાથી રંગી એ કામમાં જોડી દેવામાં આવે ત્યારે જ મોટા પાયા ઉપર બની શકે. વ્યક્તિગત માણસો અને સંસ્થાઓ પ્રૌઢશિક્ષણનું કામ પ્રયોગના રૂપમાં નાના પાયા ઉપર જ કરી શકે. પરંતુ તેમના એ નાના પ્રયોગો, જ્યારે મોટા પાયા ઉપર કામ ઉપાડવાનું વાતાવરણ જામશે ત્યારે, ખૂબ જ ખપમાં આવી જશે. કારણકે તેને લીધે સરકાર પાસે એક તૈયાર આંકેલી કાર્યપદ્ધતિ તૈયાર હશે, તેમજ હિલચાલ ચલાવનારા અનુભવી કાર્યકર્તાઓની ટોળી પણ સજ્જ હશે.

પરંતુ એવો અનુકૂળ અવસર કયે દિવસે આવશે એ કોણ કહી શકે? એવો અનુકૂળ અવસર આવે અને આપણે આખી પ્રજાને અક્ષરશિક્ષણ આપી શકીએ ત્યાં સુધી શું આપણે હાથ જોડીને બેસી રહીશું? આપણો હેતુ શો છે? અક્ષરશિક્ષણ આપવું એટલો જ? નહિ. આપણો હેતુ તો છે લોકોનું જ્ઞાન વધારવાનો. સૌ કોઈ જાણીએ છીએ કે, હિન્દુસ્તાનની ગ્રામજનતાનું દરેક બાબતનું જ્ઞાન ઘણું જ પ્રાથમિક અને નહિ જેવું જ હોય છે. તમે તો ભણેલી ગણેલી બહેનો છો. ચાલો મારી સાથે આ ગામના કોઈ હળપતિ-વાસમાં. એ લોકો આટલા બધા અજ્ઞાન છે એ વાત તમારા માનવામાં પણ નહિ આવે. પૃથ્વી ગોળ છે એ વિષે તમને તો હવે શંકા નથી, પરંતુ અમારી હળપતિ બહેનો એ વાત કદી પણ માનશે નહિ, અને તમે એમને સમજાવવા જશો તો તમારા ગાંડપણ પર તેઓ હસશે. આકાશમાં સૂર્ય રોજ પૂર્વથી પશ્ચિમમાં ભ્રમણ કરે છે, એની પાછળ રહેલું સત્ય તમે એ દૂબળી બહેનોને સહેલાઈથી નહિ સમજાવી શકો. પૃથ્વી પર ત્રણ ભાગ સમુદ્ર છે અને માત્ર એક ભાગ જમીન છે, એ વાત પણ તમે તેના મગજમાં નહિ ઠસાવી શકો. આકાશમાં ચમકનારા તારાઓ મોટા મોટા સૂર્ય છે, તેમનું અંતર પ્રકાશ-વર્ષોથી માપવામાં આવે છે, બ્રહ્માંડની અંદર જેટલી ચમત્કૃતિઓ અને વિગતો ભરી છે તે બધી એક ઝીણામાં ઝીણા પરમાણુમાં પણ ભરી છે, એનો કંઈક ખ્યાલ તમને તો છે, પરંતુ એ દૂબળી બહેનોને કયાં છે? વિશ્વ વિષેની એમની કલ્પના બહુ જ અલ્પ, અપૂર્ણ અને ખોટી છે. તો પછી વિશ્વકર્તા વિષેની એમની કલ્પના એવી જ કેમ ન હોય! એ લોકો તો ઈશ્વરને દંડો ફેરવનારો અને એકાદ મરઘી કે બકરીના બલિદાનથી તુષ્યમાન થનારો સિપાઈ જ સમજે છે. સત્ય વગેરે ગુણોની એમની કલ્પના એ જ કારણથી અપૂર્ણ અને વિકૃત રહી જાય છે. એમની ધર્મની કલ્પના પ્રણ બિલકુલ અધર્મ જેવી જ છે.

ગરીબ અભણ માણસને પણ જીવનની એક ફિલસૂફી હોય છે. જાન જાય તોપણ સત્ય પર અડી રહેવું એવી જીવન-ફિલસૂફી આ દૂબળી બહેનની કેમ કરીને બની શકે? એની ફિલસૂફી તો એ જ હોય કે, પેલા સિપાઈ ઈશ્વરને કંઈક લાંચરુશવત ચઢાવીને ખુશ રાખ્યા કરવો. ગરીબાઈમાં પણ માણસ આનંદથી રહીને ઉન્નતિ સાધી શકે છે, પરંતુ એના વિચારો

*ગુ. શા. મહિલા પરિષદ તરફથી સ્વીકાર્ય કરો માટે આશ્રમમાં ચાલતા તાલીમ વર્ગમાં શ્રી જુગતરામભાઈ દવેએ તા. ૫-૫-'૪૨ના રોજ આપેલા વ્યાખ્યાનમાંથી.

આવા અપૂર્ણ અને જૂઠા હોય ત્યાં એને માટે તરણોપાય ક્યાંથી હોય? હિંદનાં વતનીઓ માત્ર ગરીબાઈથી દુઃખી નથી. તેઓ વિચારોથી પણ આવી રીતે પતિત થયેલાં છે.

તમે તો જ્ઞાન-વિજ્ઞાનનો કંઈક સ્વાદ ચાખ્યો છે, એટલે મારું કહેવું સમજવામાં તમને મુશ્કેલી નહિ પડે. ઘણા લોકો એવું માને છે કે, બિચારા ઝૂંપડાવાસીઓને વળી આ બધી મગજમારીમાં શું કામ નાખવા? એમની નજરમાં લોકોને ભણાવવાનો એટલો જ હેતુ છે કે, એમને પોતાની રોજીનો હિસાબ ગણતાં આવડે અને શેઠ-શાહુકારોની સાથે દસ્તાવેજ વગેરે કરવા પડે તે સારી રીતે વાંચી શકે તથા તેના ઉપર પોતાની સહી ચીતરી શકે. આવા ખ્યાલથી દેશનેતાઓ અને સેવકો પ્રૌઢશિક્ષણનો વિચાર કરતી વખતે, માત્ર અક્ષર-શિક્ષણ પર જ ભાર આપતા જોવામાં આવે છે.

પણ તમે જો વિચાર કરી જોશો તો તમારે કબૂલ કરવું પડશે કે, આપણા ગ્રામવાસીઓની આજની દુઃખી અવસ્થા તેઓ સહી અને ગણતરી કરી જાણતાં નથી એ કારણથી જ થઈ નથી. વરાળ, તેલ અને વીજળીના જુદી જુદી જાતના સંચાઓ એમની આંખને કોઈ ભૂતપિશાચ જેવા દેખાય છે. એનો ભૂવો ટોપીવાળો છે, અને એ જ કારણથી એનાથી ડરતા રહેવામાં જ પોતાની સલામતી છે એવો ખ્યાલ ગ્રામવાસીઓના મગજમાં ઠસી ગયો છે. ટોપીવાળાની પાસે શસ્ત્રસરંજામ વગેરે ભરપૂર છે, અને આપણી પાસે છુરી છરી પણ નથી, એ કારણથી તેમનો ભય માનવામાં આવે, તો એટલાથી કદાચ ખાસ નુકસાન ન થાય. જ્યારે લોકો જાગ્રત થશે અને જોશે કે, એમની પાસે જેટલી આપણે માની હતી એટલી બધી શસ્ત્રસામગ્રી નથી, જ્યારે તેઓ સમજશે કે, માણસની અંદર આત્મબળ જેવી કંઈક ચીજ છે, જે હજારો શસ્ત્રોની સામે પણ પોતાનું માથું ઊંચું રાખી શકે છે, તે દિવસે તેમનો એ ભય આપોઆપ ઊડી જશે. આવો ભય તો આપણે લોકોના મનમાંથી પ્રયત્ન કરી કાઢી શકીએ. પરંતુ જ્યાં સુધી તેઓ ટોપીવાળાને કોઈ મોટો ભૂત યા જાદુગર યા કોઈ દૈવતાઈ તત્ત્વ માને છે ત્યાં સુધી તેમને ભયથી મુક્ત કરવા એ કેવળ અશક્ય છે.

શું આ જૂઠા ભયથી લોકોને આપણે આજે ને આજે મુક્ત નહિ કરી શકીએ? જ્યારે રાજ્ય અનુકૂળ થાય અને મોટા પાયા પર આખા મુલકમાં શિક્ષણ ફેલાઈ જાય અને એ લોકો આપણાં પુસ્તકો અને પત્રિકાઓ વાંચવા લાગી જાય, ત્યાં સુધી શું આપણે આ કામની રાહ જોવી? અને લોકોને એક કૃત્રિમ ભયજાળની અંદર સબડ્યાં કરવા દેવા?

કેટલાક સેવકો લોકોનું અનેક વિષયોનું જ્ઞાન વધારવું જોઈએ એમ તો માને છે. પરંતુ તેઓ જ્યારે કોઈ સેવામાર્ગ ગ્રહણ કરે છે ત્યારે ભારે લાંબો અને નીરસ માર્ગ ગ્રહણ કરે છે: તેઓ કોઈ ક્લિષ્ટ શાસ્ત્રપુસ્તક લોકો સામે વાંચવું શરૂ કરે છે, કાં તો લોકોને ન સમજાય એવું ભાષણ ઝૂડવા મંડે છે. પરિણામે લોકો ધ્યાન આપી શકતા નથી અને ઝોકાં ખાવા લાગે છે, અને નિરાશ પણ થાય છે. પણ કોઈ પંડિતને એમ સૂઝતું નથી કે, ગામના ચોકમાં કોઈ સાદું અને સરળ પ્રયોગસાહિત્ય લઈ જઈ લોકોને વરાળ વગેરેના ગુણો સમજાવવા . . . ગ્રામજનતા પ્રતિવર્ષ મલેરિયાથી લાખોની સંખ્યામાં હેરાન થાય છે. પરંતુ કોઈ ભણેલાગણેલા સજ્જનને એમ નથી થતું કે, સામાન્ય સૂક્ષ્મદર્શક લઈને ગામમાં જાઉં અને મચ્છરની ઉત્પત્તિથી અંત સુધીની જિંદગી લોકોને પ્રત્યક્ષ દેખાડું. ગામડાંઓમાં લોકોને એક નાનો સરખો ઉઝરડો થાય છે તો તેને બેચાર દિવસમાં જ તેઓ પકવીને મોટું ચાંદું બનાવી દે છે, અને પછી કોઈ જો કંઈ પાસો બતાવે તે બાંધી દે છે. બે જ દિવસ પર હું એક રાનીપરજ ડોસાનો કેસ જોઈને આવ્યો છું. એની આંગળી પર જરા જેટલું વાગ્યું હતું. આજે ચાર મહિનામાં એનો હાથ સૂજીને રાવણના માથા જેવો થઈ ગયો છે, અને સડો હાડકા સુધી પહોંચી ગયો છે, અને તેની આખી ઝૂંપડી ગંધાઈ ઊઠી છે. તેને દવાખાને જવાની સલાહ તો આપી, પરંતુ આવું તો ગામડાંઓમાં ઘેરઘેર ચાલી રહ્યું છે. ચાંદું જેનાથી પાકી ઊઠે છે તે સૂક્ષ્મ જન્તુ શું છે, તેનું જીવન કેવું છે, એનાથી બચવા માટે શા ઇલાજ લેવા જોઈએ, એ નથી બતાવતો કોઈ ડૉક્ટર કે નથી શીખવતી કોઈ સ્ટેરિસ. કેટલીક વાર કેટલીક સંસ્થાઓએ આવા વિષયની પત્રિકાઓ કાઢ્યાનું સાંભળવામાં આવ્યું છે, પરંતુ

'પ્રયોગ દ્વારા પ્રત્યક્ષ કરાવ્યા વગર લોકો એને એક મોટું ગપ્પું જ માની લે છે. અને એમાં એમનો દોષ પણ શો?

હિન્દુસ્તાનના ગ્રામવાસીઓની દૃષ્ટિ પોતાના ગામની સીમાની બહાર જતી જ નથી. ક્ષિતિજની પેલી પાર કોઈની હયાતી છે કે નહિ એનો વિચાર જ તેમને કદી આવતો નથી. જે બાહ્ય કારણોથી એમનું લોહી ચુસાઈ રહ્યું છે એનું પણ એમને ભાન નથી. તમે તો રાજકારણ, સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હશે. તમે ગામડાંઓમાં જઈ બધાં દુઃખોનો દોષ પરરાજ્ય અથવા મૂડીવાદ અથવા સામ્રાજ્યવાદ ઉપર અસરકારક વાણીમાં ચડાવો છો, પણ લોકો તો તમને જ મગજ ખસેલા, અન્યાયી અને અતાર્કિક માની લે છે. તેઓની માન્યતા આવી છે: 'રાજ્ય રહ્યું એટલે મહેસૂલ લેવાનો એનો હક હોય જ ને! અને રાજ્ય થયું એટલે મોટી ફોજ તો તેણે રાખવી જ જોઈએ ને! જુઓ, તે ચોરને કેવા પકડે છે? આપણને કોઈ લૂંટવા આવતું નથી તેમજ સતાવવા પણ આવતું નથી. આવું રાજ્ય તો न भूतो न भविष्यति। આપણી ઝૂંપડીઓ પર જમાનાઓથી નળિયાં ચડયાં નથી, આપણા ભડકામાં જમાનાઓથી લોટનું પ્રમાણ વધતું નથી, આપણાં બચ્ચાંઓ શિક્ષણ વગરનાં રહી જાય છે, આપણાં શરીરમાં ભૂખ અને રોગે ઘર કર્યું છે, આપણાં ગામડાંઓ ઉકરડા જેવાં બની ગયાં છે. પરંતુ એમાં અંગ્રેજનો શો દોષ? દોષ તો છે આપણા નસીબનો યા આપણાં કમનસીબ ધણિયાણીનો અથવા તો શાહુકારનો. આ કોંગ્રેસવાળાઓ ખાલી ખાલી બિચારા અંગ્રેજોને દરેક બાબતમાં ગાળો આપે છે.' ગ્રામવાસીને કોઈ એની દશાનું અંતર્ગત કારણ બતાવવાની મહેનત લેતું નથી. એથી એનું રાજકારણ માત્ર નસીબનું જ રાજકારણ રહી જાય છે. શું આ જ્ઞાન પણ તેઓ વાંચવા લખવાનું શીખે અને આપણાં છાપાંઓ અને ચોપાનિયાંઓ વાંચે ત્યાર પછી તેઓએ મેળવવાનું?

જો આપણે બધાં એક આવી જ માન્યતા બાંધીને બેસી જઈએ તો આપણા જેવા સેવકો માટે તો એ મોટી શરમની વાત છે. જ્ઞાન વિના લોકોનું જીવન દિન પર દિન નષ્ટ થઈ રહ્યું છે, અને અક્ષરશિક્ષણ આવતાં આવતાં તો ભારતવર્ષ મૃતપ્રાય થઈ જવાનો છે.

લોકોનું પ્રૌઢશિક્ષણ શું અને કેવું હોવું જોઈએ અને એ આપણે કેવી રીતે આજે ને આજે તેમને પહોંચાડી શકીએ, એ વસ્તુનું મેં ઉપર પરોક્ષ રૂપે વિવેચન કર્યું છે. આશા છે કે તમે બહેનો મારા આ વિચારમાં સહમત છો. જ્યારે તમે કામ પર ચડશો ત્યારે અવશ્ય આ કાર્યક્રમને ખ્યાલમાં રાખશો, એવી મને ઉમેદ છે.

અહીં હું સેવા કરવાની કાર્યપદ્ધતિના સંબંધમાં સૂચના આપવા ઇચ્છું છું. ભણેલાગણેલાઓની સેવા કરવાની કોઈ અજબ પદ્ધતિ હોય છે. મને પ્રૌઢશિક્ષણનું કામ કરવાની ઇચ્છા થાય છે ત્યારે હું શું કરું છું? શું હું સીધો અભણ ભાઈ યા બહેન પાસે પહોંચી જાઉં છું? ના! હું તો પહેલાં એક કાર્યાલય ખોલું છું, કાગળો અને તરેહ તરેહના રબર સ્ટાંપ કરાવું છું. પછી શિક્ષણ આપનાર શિક્ષકની તલાશ કરું છું. અરે ભૂલ્યો! શિક્ષક વગર તો થોડો વખત ગબડી શકે, પણ એક કારકુન અને પટાવાળા સિવાય કાર્યાલય કેવી રીતે ચાલી શકે? અને આ શું ગમારોનો ખેલ છે કે કાર્યાલયમાં કટકટ કરનારું સુંદર ટાઈપરાઈટર ન હોય? પછી જો આ બધું ગોઠવાઈ ગયું તો એકાદ માસ્તરને ઢૂંઢી કાઢી વર્ગ પર જોડી દેવામાં આવે છે. તે બિચારો ભૂખનો માર્યો બે રૂપિયાની આશાથી કામ કરવા તૈયાર થાય છે.

તેની પાસે કુશળતાની કે ઉત્સાહની કે વિશાળ દૃષ્ટિની આશા કેમ રાખી શકાય? તે બધું આપણી પાસે કદાચ હોય છે, પરંતુ આપણને ફુરસદ કયાં છે? હા, હું કોઈ કોઈ વખત એ વર્ગની દેખરેખ કરવા જાઉં છું ખરો, પરંતુ એ વખતે પણ શિક્ષકને ઉત્સાહ આપવાની કે માર્ગદર્શન કરાવવાની મને ફુરસદ નથી હોતી. હું તો ઓફિસર બનીને જાઉં છું અને શિક્ષકને ચેતવણીઓ આપી પાછો ચાલ્યો જાઉં છું. થોડા દિવસો પછી ફરિયાદ આવે છે કે, લોકો આળસુ છે, શીખવા તૈયાર નથી, એમની પાછળ ખર્ચ કરવો એ કેવળ ભેંસ આગળ ભાગવત વાંચવા જેવું છે. માત્ર પ્રૌઢશિક્ષણની જ નહિ, દેશસેવાનાં બધાં કામો કરવાની આપણા ભણેલા ગણેલાઓની આ જ પદ્ધતિ થઈ ચૂકી છે.

પછી આશ્ચર્ય છે કે આપણું કાર્ય નિષ્ફળ જાય છે? આપણું કામ માત્ર ઉપર ઉપરનું રહી જાય છે. અંદર પ્રવેશ કરવાના આવા ઢંગ ન હોય.

તમારા હાથમાં પ્રૌઢશિક્ષણનું કામ આવી પડે, અથવા તો કોઈ પણ જાતનું રચનાત્મક કાર્ય આવી પડે, ત્યારે તમે બહેનો કદી આવી પરોક્ષ પદ્ધતિ અંગીકાર ન કરો, પરંતુ સીધી પ્રત્યક્ષ સેવા કરવાનો જ આનંદ ઉઠાવો, એવી મારી તમને વિનંતિ છે. ખરેખર સાચો આનંદ પ્રત્યક્ષ સેવામાં જ છે. ટેબલ પર બેસી પ્રિસ્ક્રિપ્શન લખી આપવામાં શી મઝા છે? મઝા તો છે દર્દીની ઝૂંપડીમાં જઈ એનું માથું દબાવવું, એના પગે ઘી ઘસવું, માથા પર માટીનો પાટો મૂકવો, એને એનીમા આપવી, વગેરે પ્રત્યક્ષ સેવા કરવામાં. સ્વચ્છતાની બાબતમાં સુંદર લેખ લખી, છપાવી વહેંચવામાં શી મઝા છે? સાચી મઝા તો છે ગામડાંઓમાં જઈ જાતે સફાઈ કરવામાં, ઝૂંપડીઓમાં પ્રવેશ કરી દરિદ્ર ઝૂંપડીને પણ સ્વચ્છ, સુંદર અને કલામય કરી દેવામાં. બાળકોને કેવાં રાખવાં જોઈએ, એમને સાફ અને સુંદર કેમ બનાવવાં જોઈએ, એનું ભાષણ સંભળાવવામાં શી મઝા છે? મઝા તો છે કોઈ ગામડામાં પહોંચી જઈ બચ્ચાંઓનો પ્રેમ જીતીને એમને સ્વચ્છ સુંદર કરી દેવામાં, એમના વાળમાંથી જૂ કાઢીને એમને સુખ આપવામાં, એમને સારી વાણી, વિનય અને વિવેકના નિયમો શીખવવામાં, અને આ કામ કરીને બચ્ચાંઓની માતાઓનો પ્રેમ સંપાદન કરવામાં. જો તમને સામાજિક અને આર્થિક પ્રકારની સેવામાં રસ હોય તો લોકોને મોટી મોટી વાતો સંભળાવવામાં શી મઝા છે? કોઈ શાહુકાર પોતાના ગણોતિયાના ખેતરમાં પાકેલો પાક કરજના બદલામાં ઘસડી જતો હોય અને અનાજનો એક દાણો પણ એને માટે રહેવા દેતો ન હોય, એવી જગ્યાએ પહોંચી જાઓ અને ખેડૂતને ખરી તકે તમારી પ્રત્યક્ષ મદદ આપી હિંમત આપો. શાહુકારને સમજાવીને, અરે, તેની સાથે થોડુંક ઝઘડીને પણ તેને અન્યાય કરતો રોકો. કેટલાયે શાહુકારો ખેડૂતોને હિસાબ પણ બતાવતા નથી, ચક્રવર્તી વ્યાજ ચડાવે છે, અને વિવિધ અનીતિઓ કરે છે. તમે માત્ર લેખ લખીને યા એકાદ ભાષણ કરીને અટકી ન જાઓ. એ ખેડૂત પાસે દોડી જાઓ, એને આંગળી પકડી તેના શાહુકારને ઘેર લઈ જાઓ, અને વીનવો, જોઈએ તો ઝઘડો કરો, જે કંઈ આવશ્યક હોય તે કરો, અને ચોખ્ખો હિસાબ બતાવવા અને અન્યાયનાં વ્યાજ ચડાવ્યાં હોય તે કાપવા એને ફરજ પાડો. હજાર વ્યાખ્યાનોથી જે અસર તમે પેદા નહિ કરી શકો તે અસર આવાં એક બે પ્રત્યક્ષ સહાયનાં કામોથી પેદા કરી શકશો. જો તમને રાજકીય કાર્ય કરવાનો ઉત્સાહ હોય તો કોઈ રાજકીય મંડળમાં પેસી ચૂંટણીના દાવપેચ ખેલવાનો રસ્તો ન લો. એ રસ્તામાં તમારા જેવાં નવાં નવાં રાજકારણીઓને એક પ્રકારનો રસ તો જરૂર આવશે. પરંતુ હું તમને જે સાચી રાજદ્વારી સેવા બતાવીશ એની સામે એ રસ ફીકો છે. પહોંચી જાઓ તે જગાએ, જ્યાં સિપાઈ લોકોને કનડીને એમનાં ગાડાં વેઠે પકડી જતો હોય, લોકો પાસેથી મરઘી પડાવવા એમના પર ગુનો ઠોકી બેસાડતો હોય, અને એ રીતે એમને ગેરકાયદે તકલીફ આપી રહ્યો હોય. એને અટકાવો, એને શરમિંદો કરો, અને ખેડૂતોને હિંમત શી વસ્તુ છે એનો પ્રત્યક્ષ દાખલો આપો. જુવાન સેવક-સેવિકાઓ માટે તો આ જ સાચું રાજકારણ છે. તમારામાંથી કોઈ બહેનને ધર્મ-સંસ્કારની પ્રચારિકા બનવાની ભાગ્યે જ ઉમેદ હશે, અને ન હોય એ સારું છે. પણ તમને કોઈને તેવી ઉમેદ હોય તો શું કરશો? શું તમે મંદિર બાંધીને બેસશો? શું તમે કથા પુરાણ સાંભળાવનારાં વ્યાસજી થઈને બેસશો? એ કાર્યમાં પણ સીધી સેવા કરવાનો માર્ગ શોધવો જોઈએ. એવી સેવામાં જ સાચો આત્મસંતોષ મળી શકે છે. તમે એશ-આરામને છોડો અને ત્યાગી જીવનનો આનંદ લૂટો, જેથી લોકોમાં તમારા ત્યાગી જીવનની સુવાસ ફેલાય. તમે તમારા સિદ્ધાંતોની પાછળ ફકીરી ગ્રહણ કરો, જેથી લોકો પણ સિદ્ધાંતની રક્ષા માટે શું કરવું જોઈએ તે તમારા દૃષ્ટાંતથી શીખે. પોતાના સિદ્ધાંતોને ખાતર સત્યાગ્રહના અવસર આવી મળે તો હંમેશા તે માટે તૈયાર રહો, અને લોકોને દૃષ્ટાંતોથી બતાવી આપો કે ધર્મ કોઈ બજારુ વસ્તુ નથી, પણ શિર સાટે આચરવાની ચીજ છે. તમારામાંથી ઘણી બહેનો એવી ધર્મપ્રચારિકાઓ ન બને તો મને કંઈ દુઃખ નથી, પરંતુ તમારામાંથી સુસંસ્કાર અને કલાઓની પ્રચારિકાઓ તો અવશ્ય

ઘણી બહેનોએ થવું જ જોઈએ. તમારામાંથી ઘણી બહેનોએ સંગીતનો અભ્યાસ કર્યો હશે, કેટલીક બહેનોએ ચિત્રકળાનો અભ્યાસ પણ કર્યો હશે. તમે તમારી એકાંત ઓરડીમાં ગીત ગાઈને અથવા તે ઓરડીને ચિત્રોથી શણગારીને ખુશ થશો? તમે ગ્રામોફોનની થાળી સાંભળીને અથવા એ યંત્રમાં તમારું ગીત ફૂંકીને ખુશ થશો? તમારે તો ગ્રામ્ય બહેનો પાસે જઈને એમને સંગીત શીખવવું જોઈએ, એમના ઘરની ભીંતો અને માટલાં અને પેટીઓ ચિત્રોથી સુશોભિત કરી દેવાં જોઈએ, અને એમને આ કળા શીખવવી પણ જોઈએ. ગ્રામ્ય બહેનોના તંદુરસ્ત અવાજથી તમારા ગીતમાં પણ કંઈક તાજગી આવી જશે, તમારી પીંછીમાં પણ કોઈ અદ્ભુત કલા આવશે — તમને એમના સંગથી લાભ થશે અને એમને તમારા સંગથી લાભ થશે.

પ્રત્યક્ષ સેવાનો આવો શોખ તમારા દિલમાં જાગ્રત થઈ જશે તો તમારી સેવાના પ્રકારો પોતાની મેળે બદલાઈ જશે અને એ શોખ તમને નવા અને અણખેડાયેલાં ક્ષેત્રોમાં ખેંચી જશે. હિન્દુસ્તાનની દીન, દરિદ્ર, કચડાયેલી ગ્રામજનતા જ તમારું કાર્યક્ષેત્ર બનશે. શહેરોમાં સભાઓ ભરીને ઠરાવો પસાર કરવામાં, કોઈ નાનું સરખું પુસ્તકાલય ખોલવામાં, કોઈ 'બેબી શો'નો તમાસો કરવામાં, ભરત ગૂંથણ કામની હરીફાઈઓ કરાવવામાં, એવાં નરમ મુલાયમ કામોમાં તમને કદી પણ સંતોષ નહિ મળે.

મને આશા છે કે, આ ગ્રામવાસમાં રહીને તમે આવા નવા ક્ષેત્રમાં કામ કરવાની ઠીક ઠીક તૈયારી કરી જશો. ગ્રામજનતામાં રહેવું અને તેમની સેવા કરવી એ રસપ્રદ વસ્તુ છે એમાં શક નથી; પરંતુ આપણાં શરીર, આપણી આદતો, આપણા શોખ, આપણું બોલવુંચાલવું, આપણું ખાવુંપીવું, આ બધું બદલીએ તો જ આપણે એ આનંદ ભોગવવાનાં અધિકારી થઈ શકીએ. જરા તડકો લાગવાથી શરીર સુકાવા માંડે, થોડી ધૂળ નાકમાં જવાથી શરદી થઈ જાય, ભૂખતરસ, ચા વગેરેની તલપના વેગને જે શરીર સહન કરી શકતું નથી, જેને ભણેલા ગણેલાઓના સહવાસ વગર, સાહિત્યચર્ચા વગર, રાજકીય ચર્ચા વગર, સમાચાર વગર, એક જાતની ગૂંગળામણ લાગે છે, જેને ગ્રામીણોની સાદી સીધી જાડી વાતો પ્યારી નથી, એમના સાદા વિનોદથી જે પેટ પકડીને હસી શકતાં નથી, એમના સહવાસમાં, એમની સાથે ઘરમાં યા ખેતરોમાં કામ કરવામાં જેમને નવલકથા વાંચતાં હોય તેવો આનંદ આવતો નથી, તે પ્રત્યક્ષ સેવાનો સાચો આનંદ કેવી રીતે ભોગવી શકે?

હું પ્રભુને પ્રાર્થના કરું છું કે, તે તમ બહેનોને તેમજ ભારત માતાનાં સર્વ પુત્રો તથા પુત્રીઓને પ્રત્યક્ષ સેવા કરવાની શક્તિ બક્ષે.

# તુકારામની વાણી

૬૦

मज संतांचा आधार । तूं एकलें निर्विकार ॥ १ ॥
पहा विचारूनि देवा । नको आम्हांसवें दावा ॥ २ ॥
तुज बोल न येलवे । आम्हां मांडायाची सवे ॥ ३ ॥
तुका म्हणे हरी । ऐक्य भाव पुरी उरी ॥ ४ ॥

૬૦

મને સંતોનો આધાર, તમે કેવળ નિર્વિકાર. ૧
જો જો વિચારીને, માંવ, હુંથી માંડશો ના દાવ. ટેક ૨
નવ બોલી શકો તમે, ટેવ વઢવાની મને. ૩
તુકો કહે રાખો યાદ, ઐક્યભાવે તૂટે વાદ. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# જીવનનું ધ્યેય શું?

["શોધવાં સર્વ કર્મોને જ્ઞાનીએ યોગથી કરી. (ગીતા ૩. ૨૬)

આમાં જ્ઞાની લોકસેવકની, કર્મોને યોગથી કરવા તથા શોધવાની મર્યાદા શી? શું એણે સંસારાસક્ત મનુષ્યની જેમ પોતાની બુદ્ધિને વેગ આપી નવાં નવાં કર્મો ખોળતા અને હાથમાંનાં કામોને વધારતા રહેવું? કે જાણી જોઈને કામ ખોળ્યા વિના જેટલાં કામ અનાયાસે — પ્રવાહપતિત રીતે — આવી પડે તેટલાંમાંથી ઉચિત કાર્યોને સારી રીતે કરી સંતોષ રાખવો?" — આવો પ્રશ્ન શ્રી. કિશોરલાલભાઈએ પૂ. નાથજીને પૂછ્યો હતો. તે ઉપરથી તેમણે નીચેનો સંપૂર્ણ ચર્ચા કરતો પત્ર લખ્યો. તે અતિશય વિચારપ્રેરક અને સર્વને ઉપયોગી હોવાથી, આખો નીચે છાપ્યો છે. — તંત્રી]

### ૧. આત્મસંતોષ કે અલ્પસંતોષ?

આત્મસંતોષની બાબતમાં તમે જે લખ્યું હતું તે ઉપર મારા મનમાં આવેલા વિચાર જણાવું છું:

વેદાંતની વિચારસરણી પણ કંઈક અંશે આવી જ છે. પોતાના અંતઃશત્રુઓને જીતીને તથા વાસનાઓનો ક્ષય કરીને આત્મસંતોષ સાધવો અને મોક્ષની પ્રાપ્તિ કરી લેવી, એવું જો માનવી જીવનનું ધ્યેય માનીએ, તો આ વિચારસરણી બરોબર છે. સુખ-દુઃખ સર્વે કર્માધીન છે, પોતપોતાનાં કર્મનું ફળ ભોગવ્યે જ છૂટકો છે, તેમાં કોઈ ઓછું વત્તું કરી શકતું નથી, આવી દૃઢ શ્રદ્ધાથી પોતાનાં તથા બીજાનાં સુખદુઃખ વિષે ઉદાસીન વૃત્તિ રાખતાં આવડે; તેમાંયે ક્યારેક સદ્ભાવના ઊઠે જ તો સહેજે બીજા માટે જે કાંઈ થોડું ઘણું થઈ શકે તે કરી નાંખવું, એવી વૃત્તિ સિદ્ધ કરતાં આવડે; અને જન્મ મૃત્યુ, જરા વ્યાધિ વગેરેનાં ભય અને દુઃખને, "હું શુદ્ધ, બુદ્ધ, નિત્ય, નિર્વિકલ્પ છું" એવી આત્મનિષ્ઠાની ધારણાથી શાન્ત કરતાં ફાવે, તો તે મનુષ્ય આત્મસંતોષ મેળવી શકે એમ લાગે છે. છતાં તેનો એ આત્મસંતોષ કાયમ ટકી રહેશે કે નહિ એ વિષે શંકા પણ લાગે છે જેનામાં પહેલાથી જ ભાવનાશીલતા, ક્રિયાશક્તિ અને કર્તૃત્વ વગેરેની ઊણપ હોય તેને તે સ્થિતિ જલદી સિદ્ધ થઈ શકે, છતાં તેનામાં તે આત્મસંતોષની સ્થિતિ કાયમ ટકી રહે એ સંભવનીય લાગતું નથી. પોતાની અશુભ વૃત્તિઓને પૂર્ણપણે વશ કરવી માણસને માટે કદાચ શક્ય છે. પણ ગમે તેટલો પ્રયત્ન કરતાંયે પોતાના ચિત્તમાં શુભ વૃત્તિને ઊઠવા જ ન દેવી, એ સિદ્ધ કરવું શક્ય લાગતું નથી. જેમનામાં ભાવનાશીલતા, ક્રિયાશક્તિ અને કર્તૃત્વ ભરપૂર હતાં એવા પુરુષોએ સંન્યાસ કે ભક્તિમાર્ગનો અંગીકાર કરીને નિવૃત્તિમાર્ગ સ્વીકાર્યો પછીયે, બાહ્યતઃ નિવૃત્તિનું પ્રતિપાદન કરતા રહીનેય કેટલીયે મોટી પ્રવૃત્તિઓ કરી છે. સંસારને માયા સમજી તથા તેને ત્યાજ્ય માનીનેયે નવીન સંસ્કારોવાળા બીજા સંપ્રદાયો તેમણે જ સ્થાપ્યા છે. ભલે તેમણે પ્રતિપાદન બીજું કર્યું હોય, છતાં તેમનામાં રહેલી ભાવનાશીલતા અને ક્રિયાશક્તિએ પોતાનો રસ્તો કાઢ્યો જ છે. આ પરથી એમ જણાય છે કે, જેમનામાં સદ્ભાવના અને ક્રિયાશક્તિનો ઘણે અંશે અભાવ હોય છે તેમને આત્મસંતોષ જલદી સિદ્ધ થાય છે, અને જેમનામાં તેની ઊણપ નથી હોતી તેમને માત્ર ધારણાથી તે સિદ્ધ થતો નથી અને સાધે તોયે ટકતો નથી. એવા પુરુષોને આત્મસંતોષનું ખરું સાધન સંન્યાસ કે ભક્તિ નહિ પણ સદ્ભાવનાયુક્ત કર્માચરણ જ હોય છે. પણ નિરીક્ષણને અભાવે અથવા પહેલેથી પાકી કરેલી ખાસ પ્રકારની દૃઢ સમજણ તથા પૂર્વ સંસ્કારને લીધે આ વાત તેમના ધ્યાનમાં આવતી નહિ હોય.

સદ્ભાવના અને કર્તૃત્વશક્તિનો ઘણે અંશે અભાવ, નિરુપાધિક રહેણી, વેદાંતની વિચારસરણી, મોક્ષની ઉત્કંઠા, વગેરેને કારણે કોઈને આત્મસંતોષ સિદ્ધ પણ થાય તોયે, જો તેનામાં રહેલી જડતા પ્રાકૃતિક નિયમોથી કે બાહ્ય સાત્ત્વિક સંસ્કારથી ઓછી થતી જાય, તો જેમ જેમ તે ઓછી થતી જાય તેમ તેમ તેના ચિત્તમાં ફરક પડવા માંડશે અને ધારણા કરીને ઉપજાવેલું પરિણામ ક્ષીણ થવા માંડશે, અને તે સ્થિતિમાં આત્મસંતોષ ટકાવી રાખવો કઠણ થશે. લાંબા વખતની નિરુપાધિક રહેણીની ટેવને લીધે, કર્મશૈથિલ્યને લીધે તેમજ ખાસ પ્રકારની ધારણાના અભ્યાસને લીધે જો તેના ચિત્તની અવસ્થા એકાદ અપંગ થયેલા મનુષ્ય જેવી બની હશે અને સદ્ભાવના જાગ્રત થયેલી હોવા છતાં તેને કર્મમાં રૂપાન્તર કરવાની શક્તિ નાશ પામી હશે, તો તે સ્થિતિમાં તેના આત્મસંતોષને ટકવું ઓર મુશ્કેલ થશે પણ સદ્ભાવનાની સાથે જ તેની કર્તૃત્વશક્તિ પણ જાગ્રત થઈ ઊઠે, તો તે ગમે તેવી સ્થિતિમાંથીયે પોતાનો માર્ગ કાઢ્યા સિવાય રહેશે નહિ. જે શ્રેયાર્થી હશે, અને જીવનનું સત્ય ધ્યેય સમજીને તેને જ પહોંચવાની ઉત્કટ ઇચ્છા ધરાવતો હશે, તે જો કોઈ કારણથી ધ્યેય પર્યંત પહોંચી ન શકે, તો જેટલે અંશે પહોંચી શકે તેટલાથી તેને જે સંતોષ પ્રાપ્ત થાય, તે તેના પહેલા આત્મસંતોષ કરતાં ખાતરીથી વધારે સાચો અને ટકાઉ હશે

માત્ર પરદુઃખભંજનની વૃત્તિની પાછળ પડવાથી માણસ પોતે કે જગત સુખી જ થાય એમ ન કહેવાય. પરદુઃખભંજનની વૃત્તિમાં જો વિવેક, તારતમ્ય, ઔચિત્ય, યોજકતા વગેરે જરૂરી સદ્‌ગુણોની ઊણપ હોય, તો તે વૃત્તિ પણ પોતાને તેમજ જગતને સુખદાયક થવાને બદલે ઊલટી દુઃખદાયક થવાનો ઘણો સંભવ છે. તે વૃત્તિની સાથે જ બીજા આવશ્યક સદ્‌ગુણોનો અને કર્તૃત્વશક્તિનો સહયોગ ન હોય, પોતાની પાત્રતાથી અધિક કાર્યનો ભાર પોતે ઉપાડી લીધો હોય, કાર્યમાં—યોજનામાં—ક્યાંક પણ દોષ હોય, અથવા પરદુઃખભંજનની વૃત્તિ એક વ્યસન કે તૃષ્ણા જ બની ગઈ હોય, તો તેથીયે તે વૃત્તિને પરિણામે કોઈ સુખી થવાનો સંભવ નથી. પાત્રતાથી વધારે ધનતૃષ્ણાને પરિણામે કોઈ માણસ વેપારનો પસારો વધારી દે તો તેને કે તેના વારસોને જેમ દેવાળું કાઢવાનો વખત આવે, તેમ જ પરદુઃખભંજનની માત્ર વ્યસન કે તૃષ્ણાને પરિણામે પણ થઈ શકે. સદ્‌વૃત્તિ હોય તોયે માત્ર કોઈ એકાદ વૃત્તિનું જ વ્યસન કે અતિશયતા ક્યારેય કોઈને કલ્યાણપ્રદ થાય એ સંભવનીય લાગતું નથી. આવી અતિશયતા તેમજ અત્યંત નિરુપાધિકતા બન્ને છેડાઓનો ત્યાગ કરી માણસે પોતાના કલ્યાણનો માર્ગ કાઢવાનો છે. અનેક સદ્‌ગુણોનું સામંજસ્ય (પ્રમાણસર મેળ) સાધતાં ન આવડે તો તેથી સદ્‌ગુણોનો પ્રભાવ નાશ પામે છે એટલું જ નહિ, પણ તે સદ્‌ગુણો જ પોતાના તેમજ બીજાઓના નાશનું ક્યારેક કારણ બને છે. જો સદ્‌ગુણો આ રીતે દુર્ગુણોનાં પરિણામ ઉપજાવે, તો તેને સદ્‌ગુણ પણ કેમ કહેવાય?

## ૨. આત્મસંતોષ કે સત્ત્વવિકાસ?

મનુષ્યનું ધ્યેય કોઈ પણ માર્ગે આત્મસંતોષ પ્રાપ્ત કરી લેવાનું છે કે પોતામાં રહેલી જડતાનો નાશ કરી માનવી સદ્‌ગુણોથી સંપન્ન થવાનું છે? ધ્યેયના ભેદ પ્રમાણે સાધનો તથા માર્ગમાંયે ભેદ પડશે. પોતામાં રહેલી જડતાનો નાશ કરી, પોતામાં સર્વ પ્રકારે સાત્ત્વિકતા આણવી એ જેનું ધ્યેય હોય, તેણે શરીર, બુદ્ધિ તથા મનને ક્રિયાશીલ કરવાં જોઈએ. ચિત્તમાં ઉત્પન્ન થતા આવેગોને પરિણામે ક્રિયાશીલતા ઉત્પન્ન થાય છે. તે શુદ્ધ અને અશુદ્ધ બન્ને પ્રકારના હોય છે. તે પૈકી અશુદ્ધ આવેગોને રોકી તથા ક્ષીણ કરી શુદ્ધ આવેગોને ગતિ અને પોષણ આપવાં જોઈએ. સદ્‌ભાવના અને સદ્‌ગુણ શુદ્ધ આવેગોનું લક્ષણ છે. તેમને ઉચિત કાર્યોમાં રૂપાન્તર કરવાથી તેની ગતિ તથા શક્તિ વધે છે. આમ તેની ગતિ, શક્તિ અને શુદ્ધિ વધતી રહેવાથી પોતાની જડતાનો નાશ થતો જાય છે. શરીર, બુદ્ધિ કે મનમાં ક્યાંયે જડતાનો અંશ જ્યાં સુધી રહ્યો હોય ત્યાં સુધી માણસના વિકાસ માટે અવકાશ છે, પોતાને આગળ વધવા—ઉન્નત થવા માર્ગ છે. આમ જ્યારે આપણી જડતાનો સંપૂર્ણ નાશ થશે ત્યારે આપણું શરીર, બુદ્ધિ અને મન ત્રણેયે દ્વારા આપણામાં સાત્ત્વિકતા અને ચેતનતા જ પ્રગટ થતી રહેશે. સર્વ બાજુથી—સર્વાંગે—ચેતનસ્વરૂપ થવાનો આ જ યોગ્ય માર્ગ નથી શું? અને જો એ માર્ગ મનુષ્યને સાંપડે અને સિદ્ધ થાય, તો "હું જ નિત્ય, નિર્વિકલ્પ, ચેતનસ્વરૂપ આત્મા છું" એવી ભાવના દૃઢ કરતા બેસવાની કાંઈ જરૂર રહે ખરી? વળી જે આત્મસંતોષની સ્થિતિમાં જડતા રહી અને સહન થઈ શકે છે તેને પૂર્ણ સાત્ત્વિક અને પૂર્ણ ચેતન સ્થિતિ કહી શકાય કે?

મનુષ્યના ધ્યેય અને ઉત્કર્ષનો બીજીયે એક દૃષ્ટિથી વિચાર કરી શકાય. જેમ જેમ મનુષ્યનો સંબંધ વિશાળ અને વ્યાપક થતો જાય, તેમ તેમ તેનાં સદ્‌ભાવનાઓ, સદ્‌ગુણો અને કર્તૃત્વમાં અનેકવિધ વિશાલતા અને વ્યાપકતા દાખલ થતી રહેવી જોઈએ. તેમ વધારો થયા વિના માનવ-જીવન પૂર્ણ થઈ શકશે નહિ. જે કાળમાં મનુષ્યોના સંબંધ સંકુચિત ક્ષેત્રમાં જ સમાયા હશે તે વખતે સદ્‌ગુણો અને કર્તૃત્વને વિશાળ થવાનો અવકાશ જ નહિ હોય. તે કાળે મનુષ્યની ધર્મની કલ્પનાનું સ્વરૂપ પણ સંકુચિત જ હશે. એ સંકુચિત ધર્મકલ્પના તેના અને તેના સમાજના જીવન માટે તે કાળે પૂરતી હશે. પણ પહેલાં કરતાં વધુ વ્યાપક માનવજાતિ સાથે શત્રુત્વ કે મિત્રત્વનો સંબંધ અનેક રીતે નિર્માણ થવા માંડયા પછી ભાવના, સદ્‌ગુણ, ધર્મકર્તવ્ય વગેરે વિષયોની તેની જૂની સમજણો બદલાઈ, તે સર્વેમાં વિશાળતા અને વ્યાપકતા આવ્યા વિના આગળ ચાલી શકાશે નહિ. મને લાગે છે કે, મનુષ્યના ધર્મ અને કર્તવ્યની મર્યાદા જગત સાથેના તેના સંબંધના પ્રમાણમાં વ્યાપક અને વિશાળ થતી સહજ જ માનવી જોઈએ. પણ જે સમાજ એ વાત જાણતો નથી, કે જાણીનેયે તે તરફ ધ્યાન દેતો નથી, અને પોતાના વધતા સંબંધોને અનુરૂપ પોતાની ધર્મકલ્પના અને સ્વભાવ બદલતો નથી, તે સમાજ દિવસે દિવસે અધિક દીન, લાચાર અને આત્મવિશ્વાસ-હીન બનતો જાય છે. સંકુચિતતા ન છોડવાથી તેને અનેક બાજુથી દુઃખ અને અપમાન સહેવાં પડે છે, અને માનવ્ય (મનુષ્યતા)ની દૃષ્ટિએ વ્યક્તિ અને સમાજ એકંદરે અધોગતિ પ્રત્યે જાય છે.

ભારતવર્ષની પ્રજાની પડતીનો ઇતિહાસ તપાસીશું તો આવું બનતું આવેલું નજરે પડશે. જુદા જુદા માનવ-સમૂહો સાથે જેમ જેમ આપણે સંબંધમાં આવતા ગયા તેમ તેમ આપણી પડતી જ થતી ગઈ, એમ ઇતિહાસ પરથી માલૂમ પડે છે. નહિ તો લોકસંખ્યાની આટલી

વિપુલતા અને જીવનનિર્વાહ માટે જોઈતા પદાર્થોની આટલી સમૃદ્ધિ હોવા છતાં, આટલા મોટા રાષ્ટ્રની આવી હીનદીન અવસ્થા શું કામ થવી જોઈએ? આનો વિચાર કરતાં જણાય છે કે, સંકુચિત પરિસ્થિતિમાંથી વ્યાપક પરિસ્થિતિ સાથે આપણો સંબંધ થવાને પરિણામે આપણા જીવનમાં જે વ્યાપકતા આવવી જોઈતી હતી, તે ન આવવાનું જ આ સર્વ પરિણામ હોવું જોઈએ.

પણ, સંકુચિતતામાંથી નીકળી વ્યાપકતા આણવાથી મનુષ્ય તુર્ત સુખી જ થઈ જાય એમ ખાતરીથી કહી શકાય નહિ. માનવ કદીયે દુઃખહીન થઈ પૂર્ણ સુખી થઈ શકશે કે નહિ, અથવા થશે તો કયા ઉપાયથી થશે, તે કહેવું બહુ કઠણ છે. છતાં આટલું આપણે સ્પષ્ટપણે સમજી શકીએ છીએ કે, હીન, દીન અને લાચાર અવસ્થાનાં સુખદુઃખ કરતાં માનવતાની વિશાળતા પ્રત્યે જતાં આવનારાં સુખદુઃખોમાં કોઈક પણ વિશેષતા રહેલી છે. જે સ્થિતિનાં દુઃખોમા દીનતા, વિહ્વલતા, ઉદ્વેગ અને પશ્ચાત્તાપ હોય, તે કરતાં જે સ્થિતિમાં દુઃખની સાથે જ મનની દૃઢતા અને નિશ્ચય કાયમ રહ્યાં હોય, દુઃખ હોવા છતાં ઉદ્વેગ અને પશ્ચાત્તાપ ન હોય, જેમાં નિષ્ઠા, આત્મવિશ્વાસ અને કૃતાર્થતા દુઃખમાંયે મનુષ્યને છોડી જાય નહિ, તે સ્થિતિ દુઃખહીન ન હોય તોયે પહેલી કરતાં કાંઈક વધારે ગૌરવભરી નથી શું? તે જ પ્રમાણે જે સ્થિતિનાં સુખમાં લોલુપતા તથા ઉન્માદ ન હોય, જેમાં કેવળ સ્વાર્થ, તૃષ્ણા કે બીજી કોઈ પણ હીનવૃત્તિ ન હોય, સુખમાંયે જેમાં ધર્મનિષ્ઠા છૂટી જતી ન હોય, તે સ્થિતિ પૂર્ણ સુખમય ન હોય તોયે તેમાંયે કાંઈ વિશેષતા નથી શું? શુદ્ધ, સાત્ત્વિક અને સુખમય જીવન ક્યારેયે આ જ માર્ગે પ્રાપ્ત હોવાનો સંભવ હશે, એમ શું ન કહેવાય? જગતની સ્થિતિ શરૂઆતથી જેવી હતી તેવી ને તેવી જ આજેયે છે, અને તેનાં દુઃખોનો ક્ષય થઈ સુખની વૃદ્ધિ થયેલી જણાતી નથી. તેમ છતાં આ સ્થિતિમાંયે ક્યાંક ક્યાંક મનુષ્યત્વનો યથાર્થ રીતે વિકાસ થઈ રહ્યો છે, એ જ તેની વિશેષતા છે. પ્રત્યેક યુગમાં તે તે કાળની પરિસ્થિતિ પ્રમાણે આવી કાંઈક વિશેષતા દેખાઈ આવે છે. મનુષ્યને હજુ માનવજીવન સંપૂર્ણ રીતે સિદ્ધ થયું નથી એ વાત ખરી છે, છતાં તે માટેનો તેનો પ્રયત્ન ચાલુ છે

### ૩. સાત્ત્વિક મહાનતા

માનવજીવનના વિકાસક્રમની બીજી એક બાજુ આપણા ધ્યાનમાં આવે તો તે મનુષ્યનું ધ્યેય ઠરાવવામાં મદદ કરનારું થશે એમ લાગે છે. શરીર, મન અને બુદ્ધિ દ્વારા પૂર્ણ ચેતનતા સાધતાં સાધતાં, તે પ્રયત્નમાં જ મનુષ્ય પોતાની મહાનતા સાધે છે. તેને કોઈ શિવત્વ કે ઈશ્વરત્વ પણ કહે છે. તે સાધવું તે પણ માનવજીવનનો એક હેતુ છે. પ્રત્યેક જીવને 'પોતાપણા'નું એક ભાન છે. મનુષ્યમાં તે વધારે સ્પષ્ટપણે રહેલું જણાય છે. તે ભાનની સાથે જ મનુષ્યમાં એક પ્રકારની સત્તાવૃત્તિ હમેશાં રહેલી છે જ. તે આત્મભાન અને તે સત્તાવૃત્તિને પોષવાની એક સ્વાભાવિક પ્રેરણા મનુષ્યમાત્રમાં રહેલી છે. આત્મભાન વિનાનો જેમ કોઈ મનુષ્ય હોતો નથી, તેમ જ આ પ્રેરણાથી છૂટેલોયે કોઈ દેખાતો નથી. પોતાનું અલ્પત્વ છોડી મહાનપણું પ્રાપ્ત કરવું એ આ સત્તાવૃત્તિનો સહજભાવ છે. પોતાની પાત્રતા તથા સ્વભાવને અનુરૂપ પ્રત્યેક મનુષ્ય મહાનતા પ્રાપ્ત કરવા પાછળ લાગેલો જ છે. સાત્ત્વિક કે રાજસ ઉપાયો વડે દરેક તે દિશામાં જાય જ છે. પોતાની સત્તા—પોતાનું આત્મત્વ તે અનેક ઉપાયો અને સાધનોથી વધારવા પ્રવર્તે છે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, પરિવાર, રાજ્ય, ધન, માન, ઐશ્વર્ય, વગેરેની પ્રાપ્તિથી મનુષ્ય પોતાનું અલ્પત્વ છોડી મહાનતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. તે જ મહાનતા કોઈ સેવા, કોઈ ઈશ્વરભક્તિ તથા કોઈ જ્ઞાનની સાધનાથી મેળવવા પ્રયત્ન કરે છે. સત્તા મેળવી બાહ્ય જગને પોતાના હાથમાં લઈ પોતે મહાન થવું, અથવા તે સાથે તદ્રૂપ થઈ મહાનતા પ્રાપ્ત કરી લેવી, એ પૈકી ગમે તે ઉપાય કે સાધન લે, પોતાનું અલ્પત્વ ફેંકી દેવાની ઇચ્છા અને પ્રયત્ન દરેક મનુષ્યમાં દેખાઈ આવે છે. સ્વભાવથી જ મનુષ્યની ગતિ તે દિશામાં છે એમ જણાય છે. 'लहानपण देगा देवा। मुंगी साखरेचा रवा॥' (હે ભગવાન, જેવું કીડીનું સાકર-કણ માટે છે તેવું મને લઘુત્વ આપ), આમ તુકારામે કહ્યું છે, તેમાં નિરહંકારતા અને નમ્રતાની પ્રશંસા કરી લઘુત્વ—અલ્પત્વની માગણી કરી છે એમ ઉપર ઉપરથી દેખાય છે. પણ થોડું વિચારીશું તો જણાશે કે, તેમાં તેમની દૃષ્ટિ લઘુત્વ પર નથી, પણ તે દ્વારા થનારા સાકરના લાભ પર છે. ઈશ્વર સાથે મળી ગયા વિના ભક્તિનો છેડો આવતો નથી અને જ્ઞાનથી વિશ્વ સાથે સમરસ થયા વિના જ્ઞાનનોયે છેડો હાથ લાગતો નથી. એમાંયે અલ્પત્વને કાઢી મહાનતા મેળવવાની જ સાધના દેખાઈ આવે છે. સાત્ત્વિક કે રાજસ ઉપાયો અને સાધનાથી મનુષ્ય જ્યાં સુધી પોતાની સત્તાવૃત્તિ—આત્મત્વ સક્રિયપણે વધારી શકે છે ત્યાં સુધી વધારી, તે પછીના હેતુ માટે તે કલ્પના ભાવના કે ધારણાનો આશ્રય લઈ પોતાનું સમાધાન કરવાનો પ્રયત્ન કરે છે. સદ્ગુણ તથા કર્તૃત્વની પોતાની મર્યાદિતતાને લીધે, સક્રિયપણે સમગ્ર વિશ્વ સાથે સમરસ થવું મનુષ્યને શક્ય નથી; છતાં સર્વ ચરાચર વિશ્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ હું જ છું, એવી ધારણા અને ચિંતનથી તે પોતાનું સમાધાન કરવા પ્રયત્ન કરે છે, તે પણ મહાનતાપ્રાપ્તિની જ એક કાલ્પનિક રીત છે. કોઈ પણ મનુષ્યનું

અંતર તપાસીએ તો જણાશે કે તેને અલ્પત્વ સહન થતું નથી. પ્રત્યક્ષપણે ન કરી શકે તો કલ્પનાગીયે તે મહાનતાનું સમાધાન ખોળે છે.

આ બધા પ્રયત્નોમાં માત્ર રાજસ ઉપાય અને કલ્પનાજન્ય ભાવનાનો ભાગ છોડી દઈએ, તો બાકી પ્રત્યક્ષ સાત્ત્વિક ભાવના તથા કર્તૃત્વ રહે છે. તેના વડે મનુષ્યને સક્રિયપણે જેટલો આત્મીય ભાવ દેખાતો હોય, ત્યાં સુધી જ તેની ખરેખરી પ્રગતિ થઈ છે એમ કહી શકાય. તેટલી જ તેને ખરી મહાનતા પ્રાપ્ત થઈ છે એમ કહેવું જોઈશે. રાજસ વૃત્તિના પ્રભાવથી જે આત્મભાવ કે જે સત્તા વધેલી હોય તેથી વ્યક્તિ કે સમાજ એકેયનું કલ્યાણ થવું અસંભવનીય છે. જે સત્તા પ્રાપ્ત કરવા કે કાયમ રાખવા દુષ્ટ મનોવૃત્તિઓનો અને દુષ્ટ સાધનોનો આશ્રય લેવો પડે છે, અને જેના મૂળમાં ઐહિક સ્વાર્થ સિવાય બીજો કોઈ હેતુ નથી, તેવા પ્રકારની સત્તાને સદૈવ બહારથી વિરોધનો ભય રહે છે અને તે કદીયે શાશ્વત ટકી શકય નથી. પણ દયા, ક્ષમા, બંધુત્વ, વાત્સલ્ય, મૈત્રી, ઉદારતા, સત્ય, પ્રામાણિકતા, સમતા, વગેરે સદ્ભાવોના પ્રત્યક્ષ આચરણથી જે સત્તા અને આત્મીયતા વધે છે, તેને ક્યારેય વિરોધનો ભય નથી હોતો. આખું જગત પોતાની સત્તાવૃત્તિનો વિકાસ કરીને પોતાની મહાનતા આ રીતે સિદ્ધ કરે તોયે તેથી જગતમાં સંઘર્ષ થવાને કારણ નથી. તે મહાનતા અશાશ્વત નહિ પણ શાશ્વત રહેશે. સક્રિયપણે જગત સાથે સમરસ થવાનો આ જ શું કલ્યાણપ્રદ માર્ગ નહિ હોય? જડતાને કાઢી સર્વ પ્રકારે અને સર્વ બાજુએથી કર્મો દ્વારા સદૈવ શુદ્ધ-ચેતનપણે પ્રગટ થયા કરવું અને સાત્ત્વિકતાથી સક્રિયપણે જગત સાથે એકરૂપતા—સમરસતા—સાધવી એને જ માનવજીવનનું સાધ્ય માનવાને કાંઈ હરકત છે કે?

કેદારનાથજી

# 'ભણેલા'ના વહેમો

વહેમો સમાજજીવનને કોરી ખાનારી ઊધઈઓ છે. પ્રત્યેક કાળમાં અને પ્રત્યેક દેશમાં જુદી જુદી જાતના વહેમો પ્રચલિત થઈ જાય છે અને એમાં બહુ જ્ઞાની અને બુદ્ધિશાળી ગણાતા લોકો પણ સપડાઈ જાય છે. છતાં આપણે એમ જ માની બેઠા છીએ કે, ગરીબ ગામડાંની અભણ પ્રજા જ વહેમના રોગથી પીડાય છે. ગામડાંમાં અનેક પ્રકારના વહેમો છે એ વાત સાચી. પરંતુ આપણે જો શહેરી જીવન અને 'ભણેલા' ગણાતા લોકના સમાજનો અભ્યાસ કરીશું તો એ પ્રજા પણ વહેમના રોગથી એટલી જ પીડાય છે એનો ખ્યાલ આવશે. વહેમોના પ્રકાર જુદા હોય છે એટલું જ; અને એની વિનાશ-શક્તિ પણ એટલી જ હોય છે. બધા જ વહેમોની આસપાસ અજ્ઞાનનાં જાળાં બાઝેલાં હોય છે અને એમાં સત્ય હકીકતો ગૂંચવાઈ જાય છે. પ્રજા-ઘડતરના કામમાં વહેમોની આ પરંપરાઓ પુષ્કળ વિઘ્નો ઊભાં કરે છે; અને ઘણી વાર એવું બને છે કે, વહેમનાં પડળોને પરિણામે દીવા જેવી સાચી વાત પણ ભલભલા ભણેલાને પણ સૂઝતી નથી — ગોઠતી નથી.

ગામડાની અજ્ઞાન પ્રજાના વહેમો વિષે તો ઘણું લખાયું છે. વીસમી સદીના કેટલાક વહેમોનો નીચે આપેલો પરિચય પણ ઉપયોગી થઈ પડશે. સંભવ છે કે, વહેમોની આ વીગતોથી 'ભણેલા' થોડુંક ચોંકશે. પરંતુ જો શાંતિથી આપણે વિચાર કરીશું તો આ વહેમો આજે શહેરની અને ભણેલાની દુનિયામાં સારા પ્રમાણમાં પ્રવર્તી રહ્યા છે, એ વિષે ભાગ્યે જ કોઈને શંકા રહેશે. વહેમોની આ વીગતો બહુ ટૂંકમાં આપેલી છે. એનું સ્પષ્ટીકરણ કરવા તો પાનાંઓ લખાય. આ વહેમોનો આટલો ટૂંક પરિચય પણ આપણને વિચાર કરતા કરી મૂકે અને એની ભ્રમજાળમાંથી મુક્ત થવાની શક્તિ આપણામાં જાગ્રત કરે, તો આ ટૂંક પરિચય ઉપયોગી નીવડશે.

ભણેલો કહેવાતો સમાજ વહેમથી માને છે કે:

૧. અક્ષરજ્ઞાન જેમને નથી એ બિનકેળવાયેલા છે.

૨. અંગ્રેજી ઝટ જે શીખી જાય તે ચાલાક છે; ને ફટ ફટ અંગ્રેજી બોલી શકે તે વિદ્વાન છે.

૩. મગજમારી બહુ ન કરી શકે એ ડોબ છે.

૪. હાથકારીગરીમાં ગમે તેટલો કુશળ હોય અથવા ઘરકામમાં તેમજ કુટુંબની જવાબદારીઓ અદા કરવામાં ગમે તેટલો હોશિયાર, વ્યવસ્થિત અને ઉદ્યમી હોય, છતાં તે વિદ્વાન ન કહેવાય —'અભણ'માં જ એની ગણતરી થાય.

૫. ખીચોખીચ માહિતીથી મગજને ભરી દેવું, વિતંડાવાદોથી ભરેલી મોટી મોટી દલીલો કરવી, અને

રજૂ થતાં અનુમાનો રચીને પોતાના જીવનમાં ગડમથલ કરી નાંખે એ વિષે ખૂબ સાવચેત રહેવું, એનું નામ જ ડહાપણ અને પંડિતાઈ.

૬. જીવનના વ્યવહારોને શુદ્ધ કરે અને ઉજાળે એવા સંસ્કારોની સાથે વિદ્વત્તા કે પંડિતાઈને કશું જ 'સ્નાનસૂતક' નથી.

૭. 'ચોખા સારા કોને કહેવાય,' 'ખાદી કેમ તૈયાર થાય છે,' 'જાજરૂસફાઈ કેમ થાય,' 'ઢોરનું છાણુ વાસીદું કેમ કરવું,' વગેરે વિષયોને લગતી માહિતીમાં જિજ્ઞાસુ અને કુશળ હોવું એ પંડિતાઈનું લક્ષણ નથી. એમાં અજ્ઞાન રહેવું એમાં જ 'ભણેલા'નું માન સચવાય છે.— એ બધા કંઈ કેળવણીના વિષયો ઓછા જ કહી શકાય છે!

૮. સળી ભાંગીને બે કરવા જેટલો પણ શ્રમ ન કરવો, મંદબુદ્ધિ ગણાતા છતાં જીવનવહેવારમાં કુશળ એવા 'ઠોઠ'ની મહેનત પર જીવનની સગવડો મહાલવી, એ જ 'ભણેલા'નું કર્તવ્ય છે— એમનો એ 'પરીક્ષાસિદ્ધ' અધિકાર છે.

૯. સ્વભાવ ઢંગધડા વિનાનો રહે તે વિષે પૂરેપૂરી બેદરકારી સેવીને પણ પરભાષાની શુદ્ધિ માટે અતિશય કાળજી અને ચીવટ રાખવી, એ જ ભાષાપંડિત અને સાહિત્ય-પ્રેમીનું લક્ષણ છે;— સાહિત્યવિકાસનું એ મહત્ત્વનું અંગ છે.

૧૦ જેટલાં વધારે પુસ્તકોનાં થોથાંમાંથી જેટલી વધારે ધૂર્ત દલીલબાજી કરવાની મગજમારી કરતાં આવડે, તેટલો જ પ્રોફેસર સફળ ગણાય.

૧૧. વિદ્યાર્થીને ઉપયોગી હોય કે ન હોય, એના જીવનના ઉપયોગી વ્યવહારોને એનો સ્પર્શ થતો હોય કે ન હોય, સમાજનું સહેજ પણ કલ્યાણ એનાથી થતું હોય કે ન હોય— એ કશાની બિલકુલ ચિંતા રાખ્યા વિના, પ્રવચનો અને વ્યાખ્યાનો વિદ્યાર્થીઓ આગળ ઠોક્યા કરવાં, એમાં જ ઉત્તમ શિક્ષણની પદ્ધતિ અને સફળ શિક્ષકની કળા સમાયેલી છે.

૧૨. શરીરની જ્યાં વધારે ને વધારે આળપંપાળ થાય, સુખસગવડની જ્યાં વધારેમાં વધારે સામગ્રી ભરેલી હોય, એવા રાચરચીલાવાળી શાળા અથવા કોલેજ એ જ આજના જમાનાની 'ડીસન્ટ' અને ભવ્ય શિક્ષણસંસ્થા ગણી શકાય.

૧૩. વર્ષ દરમ્યાન અધ્યાપકોએ ઠોકેલાં પ્રવચનોથી ખીચોખીચ ભરાઈ ચૂકેલા મગજમાંથી બધું જ— જરા પણ ફેરફાર વિના— પરીક્ષાપોથીઓમાં બહુ સાવચેતીથી અને વ્યવસ્થિત રીતે ઓકી કાઢવામાં વિદ્યાર્થી જેટલી વધારે ત્વરિત ચપળતા બતાવે, એટલી વધુ સફળતા એને પરીક્ષામાં મળે; અને વિદ્યાર્થીજીવનની સાર્થકતા એવી સફળતામાં જ સમાયેલી છે.

૧૪. પ્રેક્ષક વર્ગના ક્ષણિક સંતોષ માટે કુશળતાપૂર્વક પ્રથમથી જ ગોઠવી રાખેલી કૃત્રિમ શાંતિ એ જ શિસ્તની પૂર્ણતા છે.

૧૫. અંતરની ભૂખને સંતોષનાર, અને હૃદયના સ્વાભાવિક તનમનાટને નીડરતાથી પ્રગટ કરનારો વિદ્યાર્થી 'તોફાની અને વંઠેલ' છે.

૧૬. આજનો ડાહ્યો અને વિવેકી વિદ્યાર્થી એ છે જે સ્વમાનને ગૂંગળાવી, શિક્ષકની ખુશામત કરી, શિક્ષકે અને શાળાઓએ સમાજના સ્વાર્થ અને બાહ્ય આડંબરને પોષવા માટે ઊભા કરેલા અભ્યાસ'બીબા'માં વ્યવસ્થિત રીતે આનાકાની કર્યા વિના ગોઠવાઈ જાય છે.

૧૭. સલામતી અને સ્વાર્થનો અંશ માત્ર પણ ભોગ કદી પણ ન આપવો પડે એવી ક્રાંતિમાં માનવું અને એના પોકારો કરવા, એ આજની વિદ્યાર્થીચળવળનું સૌથી મોટું પ્રેરક બળ છે.

દિલખુશ દીવાનજી

વધારે ઝીણવટથી તપાસતાં એમ કહે છે કે, સ્ત્રી વિષેની પુરુષની માનસશાસ્ત્રી શોધો પુરુષની સ્ત્રીઓ સામે જે મુખ્યત્વે કરીને ફરિયાદો હોય છે તે જ છે. આ પ્રકારના પૂર્વગ્રહને પાધરેપાધરો સમજી લેવામાંથી આ પ્રકારની સામાન્ય વાત ઊપજે છે કે, સ્ત્રીઓના માનસનો દાવો નક્કી કરવા જે કોઈ પુરુષ હિંમત કરે છે, તે પછડાવાનો જ.

('સાઇકોલોજી ઑફ ફિયર ઍન્ડ કરેજ') એડવર્ડ ગ્લોવર

# યુવકોની ગ્રીષ્મ-પ્રવૃત્તિ*

આ ગ્રીષ્મવર્ગનો પ્રારંભ કરતાં મને આનંદ થાય છે. આ વર્ગનું ત્રીજું વર્ષ આ છે એ એક સરસ વસ્તુ ગણાય, કેમકે એ ઉપરથી એટલું તો જાણવા મળ્યું જ કે, આ પ્રવૃત્તિમાં યુવાનોને ઉત્સાહ છે અને કાર્યકર્તાઓ તેથી તેને ચાલુ રાખી શક્યા છે. ગ્રીષ્મવર્ગની પ્રવૃત્તિ નિયમિત અને યોજનાબદ્ધ થવામાં આ હકીકત સારો ફાળો આપી શકે મને લાગે છે કે, હવે આ પ્રવૃત્તિમાં કામ કરનારા અને રસ લેનારા સૌ કોઈએ અરસપરસ વિચારો આપલે કરીને, તેને વધારે સંગીન અને સ્થાયી રૂપ આપવા પ્રયત્ન કરવો જોઈએ. ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિને અંગે ગ્રીષ્મવર્ગો કેટલાંક વર્ષોથી ચાલે છે; પ્રતિવર્ષ વિદ્યાર્થી તેમાં જોડાઈને, ધીમે ધીમે એક નિશ્ચિત અભ્યાસક્રમ પૂરો કરી લઈ શકે એવી તેની યોજનામાં સતતતા ને ક્રમિકતા રાખવામાં આવી છે. આથી વિદ્યાર્થી સહેજે પોતાની રજાઓના સમયમાં વ્યાયામનો અભ્યાસ કરીને પ્રમાણપત્ર પણ મેળવી શકે છે. ઉપયોગી ગ્રીષ્મ-પ્રવૃત્તિનો આ નમૂનો આપણે ધ્યાનમાં રાખવા જેવો છે. બીજાં કામોમાં કે ધંધાઓમાં પડેલા લોકો, વચ્ચે વચ્ચે નવરાશ મળે તેમ, આ પ્રકારે પોતાને જોઈતી તાલીમ કે વિદ્યા મેળવી પોતાની પ્રગતિ સાધી શકે, એ લોકશિક્ષણ-પ્રસારનો એક અતિ વહેવારુ માર્ગ છે. આપણે ત્યાં આ માર્ગ યોજી લોકશિક્ષણ ખીલવવા માટે આપણે હવે પછી ભારે પ્રયત્ન કરવો જોઈશે. પ્રૌઢશિક્ષણ એટલે અભણનું માત્ર વાચનલેખન એ વ્યાખ્યા તો તે કામના એકડિયાંના વર્ગ જેવું, બહુ બહુ તો, ગણાય. આપણે ત્યાં તે એકડિયાં વર્ગ પણ નહિ પાર કરેલા કરોડો લોક છે, ત્યાં આગળ ઉપરની વાતો દૂરની લાગે, છતાં યાદ રાખવા જેવી તો છે જ.

તમારો વર્ગ એ જાતનો પ્રૌઢશિક્ષણનો નથી. આ વર્ગમાં તો ઠીક ઠીક નિશાળી ભણતર જેમણે કર્યું છે, તે લોકો આવે છે, અને શાળા મહાશાળામાં મહિનાઓની જે છૂટી મળે છે તેનો સદુપયોગ કરી લેવા ચાહે છે. આ પ્રકારની પ્રવૃત્તિ ધીમે ધીમે ગઈ વીસીનાં છેલ્લાં થોડાંક વર્ષોમાં ઠીક ઠીક વધતી જાય છે, એ આપણા વિદ્યાર્થી-જગતને માટે આશાપ્રદ સુચિહ્ન ગણાય. આ પ્રવૃત્તિની પહેલાં — ૧૯૨૦-૩૦ના દશકામાં, યુવક પ્રવૃત્તિનું મોજું આવ્યું હતું: એ મોજું સાવ ઓસરી ગયું તો નથી; કદાચ આજે વિદ્યાર્થી મંડળોરૂપે એ જ નવજુવાન-શક્તિ કામ કરતી હોય. ૧૯૨૦-૩૦ના દશકાની આ પ્રવૃત્તિ કરતાં ૧૯૩૦-૪૦ના દશકાની આ ગ્રીષ્મવર્ગ પ્રવૃત્તિ ઘણી રીતે સારી અને શોભતી છે, એમાં શંકા નથી. એનાથી સૌને ફાયદો જ છે એ તો ઉઘાડું છે. તે વિષે જો કાંઈ કહેવા જેવું હોય તો એટલું જ કે, આ પ્રવૃત્તિનો ઊગમ વિદ્યાર્થી-જગતની હોંશ અને ઉત્સાહ કે સેવાવૃત્તિમાંથી નથી; એનું શ્રેય આજે પ્રત્યક્ષ કામ કરતા સેવકોને મળે છે. પણ તેથી કાંઈ વાંધો કે દુઃખ માનવાને કારણ નથી. અનેક વિદ્યાર્થીઓ એ પ્રવૃત્તિને અપનાવી લેવા લાગ્યા છે એ જ ઉત્તમ ઉત્સાહજનક વસ્તુ છે.

આ પ્રવૃત્તિ આપણને શું કામ સૂઝી? એનો જવાબ તો ઉઘાડો છે: આજે અનેક ક્ષેત્રોમાં કામ કરતા સૌ સેવકોને લાગે છે કે, ચાલુ શિક્ષણતંત્ર, કેટલીય બધી એવી વસ્તુઓ છે કે જે જરૂરી છે, છતાં શીખવતું નથી; અરે, એમને ફરિયાદ કરવાને કારણ છે કે, ચાલુ તંત્ર કેટલુંય કુશિક્ષણ આપે છે. એટલે તેમને થાય છે કે, આ કુશિક્ષણ વિષે વિદ્યાર્થીઓને જાગ્રત કરી સાવધાન બનાવવા જોઈએ, અને જે જરૂરી બાબતો તેમના શિક્ષણમાં આવતી નથી, તેમની ભરપાઈ કરવી જોઈએ. નહિ તો સ્વરાજ માટે ઝંખતા આપણે લોકો કશું આગળ પગલું ભરી શકીશું નહિ. હિંદના એક અંગ્રેજ ઇતિહાસકારે એક સૈકા ઉપર તેના દેશના યુવકો માટે લખેલું નીચેનું વાક્ય સૌએ સર્વત્ર ધ્યાનમાં રાખવા જેવું છે. તે કહે છે:

'તુચ્છકારમાં જેને છોકરમત કહી વળાય છે તેને અવગણવા કરતાં વધારે ઘાતક બીજી એક ભૂલ

---

* તા. ૧૫-૫-'૪૨ના રોજ ખેડા જિલ્લા લોકશિક્ષણ તાલીમ વર્ગનું ઉદ્ઘાટન કરવા નિમિત્તે શ્રી. મગનભાઈ દેસાઈએ આપેલા વ્યાખ્યાનમાંથી.

નથી. આવા મતોની સાચી કિંમત જૂજ હોય છે એ ખરું; પરિસ્થિતિના ફળરૂપ તે મતો હોય છે; પોતાની બુદ્ધિ વાપર્યા વગર વિશ્વાસથી તે મતો સ્વીકાર્યા હોય છે, અને ખરેખર જીવનના એવા કાળે કે જ્યારે નિર્ણયશક્તિ તદ્દન કાચી હોય છે. પરંતુ તે પરથી આવતા જમાનાનું ભાવી આપણે આંકી શકીએ છીએ; વર્તમાન પેઢીના નવજવાનોનાં મન ઉપરથી ભવિષ્યની પેઢીનો આત્મા અને ભાવી તારવી જોવાનાં હોય છે.'

આજે આપણા યુવકોને જે જે રસના ચસકા થાય છે અને વિચારોના નુસખા તથા તુક્કાતરંગો પીરસાય છે, તેને વિષે દેશના સાચા શિક્ષકો અને સેવકો આંખ આડા કાન ન કરી શકે. અને કરે તો તેમના પોતાના કામને ભોગે; તો તેઓ ઓછા કાર્યદક્ષ પણ ઠરે. ૧૯૨૦–૨૫ના જમાનામાં દેશના આ વર્ગને ગાંધીજીએ ઠીક આકર્ષ્યો હતો. તેમણે એ કબૂલ કર્યું છે કે, 'એમાંથી મને મારા આજના કેટલાય કીમતી સાથી-સેવકો મળ્યા છે, જે દેશનું કામ કરે છે.' ત્યાર બાદ એ એકાગ્ર કામમાં પલટો થયો; એટલી હદ સુધી રાષ્ટ્રીય ચળવળને એકાગ્ર રાખી શકાય એવી શક્તિ સમાજમાં નહોતી. પરિણામે યુવક પ્રવૃત્તિઓમાં એકાગ્રતા અને કાર્યપરાયણતા ઓછી થતાં થતાં એવો વખત આજે આવ્યો કે જ્યારે વિનોદમાં પણ ગાંધીજીએ વિદ્યાર્થીઓને તાજેતરમાં એવું કહ્યું કે, 'તમે મારો બહિષ્કાર કર્યો છે.' આ વાક્ય વિનોદની ટકોર હતી. છતાં એમાંનો વિનોદ બાદ કરતાં એટલું તો અવશ્ય રહે છે કે, વિદ્યાર્થીઓ પહેલાં જેમ રાષ્ટ્રની રચનાત્મક પ્રવૃત્તિમાં ભાગ લેતા નથી ને રસ પણ લેતા નથી. છતાં તેમને છોડી તો કેમ જ શકાય? એટલે ગાંધીજીએ મહિના માસ પર જ 'હરિજન'માં લખેલું (હ.બં., ૫ મી એપ્રિલ, પા. ૯૨), 'ભરતી ઓટ તો થયા કરે. બધું મીઠું મીઠું હું કહી લખી ન શકું; કડવાં વેણ પણ સંભળાવવાં પડે. ત્યારે ઘડીભર કેટલાક વિદ્યાર્થીઓ ખિજાય; પણ એ ખીજ ક્ષણજીવી હોય છે. હું પોતે મને વિદ્યાર્થી ગણું છું, તેથી વિદ્યાર્થી સાથેનો મારો સંબંધ કાયમ રહેવાનો જ છે.'

આ પ્રકારનો સંબંધ રાખવાની ભૂખમાંથી કાર્યકર્તાઓ ગ્રીષ્મવર્ગ-પ્રવૃત્તિમાં પડવા આકર્ષાયા છે, એમ હું માનું છું. પર્વત ન ચળે, તો મોહંમદે પણ તેની પાસે જવું જોઈએ; વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓમાં આજ એવું થયું છે. કાર્યકર્તાઓ તમને મળવા માગે છે; તેમનો રસ તમને ચખાડવા માગે છે. આજનું શિક્ષણતંત્ર તેમને ઉવેખીને ચાલે, તેથી તમે તેમને ન ઉવેખો; અને ઉવેખો તોય તેઓ તો ન જ ઉવેખી શકે.

અને એમાં હું આમ કાર્યકર્તાઓનો પણ લાભ જોઉં છું. તમારાં સુખદુઃખ, આશા-આકાંક્ષાઓ સમજ્યા વગર કાર્યકર્તા પોતે પણ કઈ રીતે તાજો અને સતેજ રહી શકે? તેણે પ્રજાની નાડ પર હાથ રાખવાનો છે. વિદ્યાર્થીઓ કે જેમની તાલીમ પાછળ રાષ્ટ્રનું કેટલુંય ધન ખર્ચાય છે, તેમને તો તે ન જ ભૂલી શકે. આમ આ પ્રવૃત્તિ બેઉ બાજુ લાભદાયી છે. અને તેથી જ તે સાચી પણ છે.

એમાંથી જ ત્યારે આ વર્ગોમાં શું કરવું જોઈએ તેનો ખ્યાલ પણ મળી રહે છે. આ વર્ગો ચાલુ શિક્ષણતંત્રની ઊણપ અને અરાષ્ટ્રીયતામાંથી ઊપજે છે; એ વર્ગો વિદ્યાર્થીના ફાજલ સમયની અને શક્તિની રાષ્ટ્રીય દૃષ્ટિએ વેતરણ કરવા મથે છે; એ વર્ગ દ્વારા, દેશના વિદ્યાર્થીઓને પોતાનું રાષ્ટ્રીય ભવિષ્ય સુધારવાને માટેની મથામણમાં પોતાથી બનતો હાથ દેવાના માર્ગો સૂચવવાનો ઇરાદો રખાય છે. અને એમ કરીને એ આશા રખાય છે કે, તમે તમારા થકી બની શકે એવા સેવાના અને તાલીમના માર્ગો શીખો અને તે મુજબ ચાલો. આ ત્યારે આ પ્રવૃત્તિનો ટૂંકમાં ઉદ્દેશ હોઈ શકે. દેશનાં વિદ્યાર્થી મંડળો આ વર્ગોના શિક્ષણમાંથી પ્રેરણા પામીને પોતાનો વાર્ષિક કાર્યક્રમ બનાવી શકે; તેઓ માત્ર મજૂર-મહાજન પેઠે વિદ્યાર્થી-મહાજન જ ન બને; કેમ કે વિદ્યાર્થી મજૂર નથી અને શિક્ષક તેનો શેઠ નથી. અથવા મજૂર હોય તો રાષ્ટ્રને વિદ્યાશક્તિ દ્વારા મુક્ત કરવાના પ્રયત્નના બેઉ વેતરા છે.

આ ઉદ્દેશ સારવાને માટે આપણા વર્ગો તો હજી પાશેરામાં પહેલી પૂણીય નથી એમ કહેવાય. હજી આ વર્ગો ક્યાં ઠેર ઠેર થાય છે? હજી તેમાં ક્યાં હજારો જુવાનિયા જોડાય છે? હજી ક્યાં તેઓ ગામડે ગામડે પહોંચી વળ્યા છે? હજી ક્યાં તમને ખબર છે કે, તેમને માટે દેશમાં ક્યાં ક્યાં ને કેટકેટલાં

કામો પડેલાં છે? હજી ક્યાં તેઓ જાતમહેનત અને મજૂરી કરવા મનથીય તત્પર છે? — શરીરની તત્પરતાની તો પછી વાત રહી. મને એક મિત્રે કહ્યું કે, એક ખેતી-કુશળ ભાઈએ અમુક ભાગમાં જમીન ધોવાતી જાય છે, તે અંગે કાંઈક કામ કરવા ખેતીના અને ઇજનેરીના વિદ્યાર્થીઓને રજાઓમાં નોતર્યા. તેમાં તેમણે જણાવ્યું કે, હાથે કામ કરવાની તૈયારી કરીને જ આવનારા આવે. તમે માનશો? અર્ધા ડઝને માંડ આવવા મરજી બતાવી! પરિણામે પેલા ભાઈએ પોતાનો ખ્યાલ માંડી વાળ્યો. શું કરે? આપણા દેશમાં નાનાં મોટાં સેંકડો કામો એવાં પડ્યાં છે કે જે સંગઠિત સહકાર અને માત્ર રાષ્ટ્રપ્રેમથી જ ઊકલી શકે. સ્વરાજ સરકાર પણ બીજી રીતે ન કરી શકે. જેમ યુદ્ધનું કામ પ્રજાના ઉત્સાહથી ને ઊર્મિથી જ કરી શકાય છે, એમ જ આ કામો એક પ્રકારનાં શાંત યુદ્ધો જ છે. તેમાં પણ શ્રમશક્તિ અને સેવાધન ધરાવતા પ્રજાજનો ભરતી થઈને જ જીત મેળવી શકે. આ વર્ગો એવાં શાંત યુદ્ધો ક્યાં છે, તે તમને બતાવવા માટે, અને તેમાં કેમ લડવું તેની કાંઈક પ્રાથમિક સૂચનાઓ અને પ્રત્યક્ષ અનુભવ આપવા માટે છે, એમ હું માનું છું. તેથી જ આ વર્ગોની અંદર (૧) દેશનાં વિધવિધ રચનાત્મક કામોનો પરિચય ને સમજ આપવામાં આવે છે; (૨) તેમાંનાં સાવ સાદાં સફાઈ અને કાંતણ જેવાંની પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે; (૩) અને ખાસ તો એ કે, દેશમાં શું ચાલે છે તેનું સામાન્ય જ્ઞાન તમારી આગળ મુકાય છે અને તમારી જોડે તેની ચર્ચા પણ થાય છે. આજનો વિદ્યાર્થી નકામી ચર્ચા કે વિતંડાવાદ બહુ કરે છે અને કામ ઓછું કરે છે કે તેના અવેજમાં જ વિતંડાવાદી વાતો કર્યા કરે છે, એવી ફરિયાદ છે. એ ફરિયાદ સાવ નાપાયાદાર નથી એમ કહું તો તમે દરગુજર કરશો. વિદ્યાર્થીમાં કાંઈક તો આવું હોય જ અને તેને ધીરજ અને કુનેહથી મોટેરાઓએ સાંખી લેવું જોઈએ એટલું જ નહિ, એમની ચર્ચાની ભૂખ તથા શંકાકુશંકાની આદતને અમુક હદ સુધી સંતોષવી પણ જોઈએ, એમ હું માનું છું. છેવટે મનુષ્યને મનમાં જો લાગે તો જ તે આચારમાં ઉતારી શકે છે. એટલે વિદ્યાર્થીઓને અમુક વસ્તુ દસવા માટે જરૂરી પ્રશ્ન-ઉપપ્રશ્ન અને તેનું સમાધાન થવાં જ જોઈએ. આ વર્ગોમાં તેને પણ થોડુંક સ્થાન હોય. પણ મુખ્ય સ્થાન તો કાંઈક જે સૌને માન્ય છે તે કરવાનું અને ન આવડે તો તે કરતાં શીખવાનું હોવું જોઈએ. હું માનું છું કે, સફાઈ અને કાંતણ તથા રાષ્ટ્રભાષાનો અભ્યાસ આવાં કામો છે. સાત જ દિવસ ચાલતા વર્ગોમાં આને અંગે થોડુંક જ થાય એ ખરું. થાય તે પ્રારંભિક થવું જોઈએ એટલું હોય તો બસ. એમાં પ્રવેશ પામેલા વિદ્યાર્થીઓ પછી તેમાં વધારો કરી લઈ શકે. આ વર્ગમાંથી એટલાં ઉત્સાહ અને ઇચ્છા કેળવી જવાય તોપણ ઘણું કહેવાય.

અંતે આ પ્રવૃત્તિથી સાધવું છે તો એ જ કે, આપણી નવજુવાન શક્તિ દેશનો જે મુખ્ય કાર્યક્રમ આઝાદ થવાનો છે તે સમજે, તે પ્રમાણે પોતાના વિચારોને વ્યવસ્થિત કરે, તેને માટે જે કરવા જેવું લાગે તે કરવા મંડી જાય ને આગળ માટે તૈયાર થાય. મને ખબર છે કે, આ વર્ગોમાં આવનારાના ઉદ્દેશો વિવિધ હોય છે, અને તે વસ્તુ સારી છે. તે એ બતાવે છે કે, આ પ્રકારના વર્ગની પ્રવૃત્તિ અનેક દૃષ્ટિએ એક કેળવણીવિષયક જરૂર છે. આ વર્ગ એ જરૂર પૂરી પાડો, તમે તેમાં જોડાયેલા સૌ કોઈ તેમાંથી પૂરો લાભ ઉઠાવી લેવાની વૃત્તિ રાખીને, જે થોડાક દિવસ અહીં રહો તે દરમ્યાનના બધા કાર્યક્રમમાં હોંશ અને ઉત્સાહથી ભાગ લેજો. સમજવાને માટે જેટલું પૂછવું જોઈએ એટલું પૂછજો; શીખવા માટે જેટલી મહેનત કરવી જોઈએ એટલી કરજો. દેશને માટે અને આખા જગતને માટે અતિ કટોકટીનો સમય આવી રહ્યો છે. એમાં આપણે પણ સફળ થવું છે. કોઈ એમ ન માને કે, આપણી દશા બહુ નબળી છે તેથી શું થાય? મારી તમારી દશા ગમે તેવી હોય, સમગ્ર રાષ્ટ્રની દશા વિચારીએ તો નબળી નથી. એમ વિચાર કરો કે, ગાંધીજી જેવો અદ્વિતીય નાયક આપણને મળ્યો છે, જેનો જોટો જગમાં આજે નથી. રાષ્ટ્રોનાં કામ નેતા વગર નથી ઊકલી શકતાં, અને કટોકટીના સમયમાં તો નેતા જ ધારણ આપે છે. ચર્ચીલ વગરનું વિલાયત, હિટલર વગરનું જર્મની, સ્ટાલીન વગરનું રશિયા, ચાંગકાઈશેક વગરનું ચીન આજે કલ્પી શકાય? તેમ જ ગાંધીજી વગરનું હિંદ ન કલ્પી શકાય. એ આપણે સ્વેચ્છાએ

સમજવાનું છે. દુનિયાના બીજા નેતાઓ પેઠે ગાંધીજી કાયદા કે હથિયારને જોરે નેતૃત્વ ન મેળવી શકે — ન પોતે મેળવવા ચાહે. એ અદ્વિતીયતા આપણા દેશને શોભાવે એવી વાત છે; એમાં સાચી લોકશાહી છે. એ સમજીએ; આપણી એ અદ્વિતીય મહત્તાની ખુમારી આપણને હોવી જોઈએ — એ આપણે કેળવીએ અને એ મહત્તાને લાયક થઈએ. ભલે આ વર્ગો એ મહત્તા અને એ સમજણને હિસાબે નજીવા લાગતા હોય; પણ એ બધા છે તો એ જ મહાન વસ્તુને સમજવા માટે. હું સમજું છું ત્યાં સુધી, આ વર્ગના સંચાલકોએ એવી કાંઈક મુરાદ આ વર્ગમાંથી સેવી છે. એ મુરાદમાં પ્રભુ બરકત પૂરે એવી પ્રાર્થનાની સાથે આ વર્ગનો હું પ્રારંભ કરું છું. ઈશ્વર તેને સફળતા આપો.

# ન્યાયમૂર્તિ રાનડે-૫

બીજું લગ્ન થયા પછી રાનડે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોનું નિરીક્ષણ કરવા માટે તેમ જ પોતાની ઇચ્છા વિરુદ્ધ થયેલા લગ્નથી અસ્વસ્થ બનેલા મનને નવાં નવાં સ્થળોના તેમ જ વ્યક્તિઓના દર્શનથી શાન્તિ મળે તે સારુ ચાર માસની રજા લઈ પોતાના કેટલાક મિત્રો સાથે પ્રવાસે ઊપડયા. આ પ્રવાસને પરિણામે હિન્દના જુદા જુદા ભાગોના કેટલાક સમાનશીલ લોકો સાથે તેમનો પરિચય થયો અને દેશની આર્થિક, સામાજિક, ધાર્મિક તથા રાજકીય સ્થિતિથી તેઓ પ્રત્યક્ષ વાકેફ થયા. તેમનું મન પણ સ્વસ્થ થયું અને પ્રવાસ કરીને આવ્યા પછી પૂર્વવત્ પોતાના કામમાં પડયા. એ જ વરસે તેમણે પૂનામાં એક ઘર પણ ખરીદ્યું અને તેઓ પૂનાના ખરેખર વતની બન્યા.

૧૮૭૪ માં સાર્વજનિક સભા મારફતે રાનડેએ 'જવાબદાર રાજ્યપદ્ધતિ'ની માગણી કરતી એક અરજી વિલાયતની પાર્લામેન્ટ તરફ રવાના કરાવી અને તેની નકલો વર્તમાનપત્રોને તેમ જ મોટા હોદ્દા ધરાવનારા સરકારી અધિકારીઓને મોકલાવી. 'જવાબદાર રાજ્યપદ્ધતિ' એ શબ્દપ્રયોગ એક જ હોય તોપણ તે વખતના અને આજના તેના અર્થમાં ઘણો તફાવત છે. તે વખતે તેનો અર્થ ઘણો જ મર્યાદિત હતો. અમુક ધોરણથી ચૂંટાયેલા હિન્દના જુદા જુદા પ્રાન્તના કુલ ૧૮ પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં બેસે અને તેમની સલાહથી હિન્દના પ્રશ્નોનો ફેંસલ કરવામાં આવે, એવો એ અરજીનો સાર હતો. અરજી પાછળ લોકમતનો સારી પેઠે ટેકો છે એ બતાવવા તે ઉપર હજારો લોકોની સહીઓ લેવામાં આવી હતી. આ અરજીમાં કરેલી માગણીનો એકદમ સ્વીકાર થવાની અપેક્ષા રાનડેએ પોતે પણ ભાગ્યે જ રાખી હોય. પણ લોકોની આકાંક્ષાઓ વ્યક્ત કરવાની દૃષ્ટિએ તથા રાજકીય લોકકેળવણીની દૃષ્ટિએ તેમને મન તેનું મહત્ત્વ ખૂબ હતું. કેટલાક લોકોએ આ અરજીની સારી પેઠે ટીકા કરી, પણ ચકોર સરકાર એનું મહત્ત્વ બરાબર સમજી ગઈ અને આ નવીન ઉપક્રમ પાછળ કયાં બળો કામ કરી રહ્યાં છે તે શોધવા મંડી પડી. જનતામાં પણ રાનડેની આ પ્રવૃત્તિ માટે અનુકૂળ મત બંધાતો ગયો.

આ અરજી સાર્વજનિક સભા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી તે જ વરસે ગુજરાતમાં વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડ ઉપર એક મોટી આપત્તિ આવી પડી. ગાદી ઉપર આવ્યાને તેમને માંડ ચાર વરસ થયાં હશે એટલામાં, વડોદરાના અંગ્રેજ રેસિડેન્ટ કર્નલ ફેઅર સાથે તેમને અણબનાવ થયો, અને બન્ને જણા અક્કડ અને ઉદ્દામ વૃત્તિના હોવાથી જોતજોતામાં એ અણબનાવે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. રાજના તે વખતના દીવાન દાદાભાઈ નવરોજીએ બન્ને વચ્ચે સમાધાની કરાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો; પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા અને દીવાનપદનું રાજીનામું આપી છૂટા થયા. આખરે પોતાને વિષપ્રયોગ કરાવ્યાનો આરોપ રેસિડેન્ટ તરફથી મલ્હારરાવ ઉપર કરવામાં આવ્યો, એટલે તેમને ગાદી ઉપરથી તરત ખસેડવામાં આવ્યા અને તેમના હાથમાંથી બધી સત્તા તેમ જ તેમની ખાનગી મિલકત પણ લઈ લેવામાં આવી. મલ્હારરાવ સાવ અકિંચન બન્યા. પોતાનો બચાવ કરવા માટે વકીલ બૅરિસ્ટર રોકવા પૂરતા પૈસા પણ વાઈસરૉયે મંજૂર કરવાની ના પાડી. આ વાતની પૂનામાં જાણ થતાં સાર્વજનિક કાકાએ તરત એક લાખ રૂપિયાની મદદ આપવાનું આશ્વાસન તારથી મોકલાવ્યું અને પૂનામાં જાહેર સભા બોલાવી. વાઈસરૉયને મોકલવા માટે એક અરજી રાનડેએ ઘડી આપી અને સભાએ તે મંજૂર કરી. મલ્હારરાવ સાથે અણબનાવ થયા પછી રેસિડેન્ટે મધ્યસ્થ સરકારને એમ જણાવ્યું હતું કે, મલ્હારરાવ પોતાના બાંધિયાઓ દ્વારા મહારાષ્ટ્રના લોકોમાં રાજદ્રોહનો પ્રચાર કરી રહ્યા છે. પૂનાવાસીઓએ જ્યારે મલ્હારરાવને મદદ કરવાનું નક્કી કર્યું ત્યારે રેસિડેન્ટે આપેલી બાતમી સાચી હોય એમ સરકારને

લાગ્યું. આવી જાતનો સંશય સરકારના મનમાં ઘોળાયા કરે છે એની રાનડેને જાણ થઈ ચૂકી હતી. એટલે તેમણે, પૂનાના નાગરિકો પેશવાની રાજધાનીના વતની તરીકે મરાઠા રાજ્યમંડળના અવશેષ વડોદરા, ઇન્દોર, ગ્વાલિયર, વગેરે દેશીરાજ્યો માટે ખાસ આત્મીયતા ધરાવે છે અને ગાયકવાડને મદદ કરવી એ તેમને માટે પારકાની પંચાત કરવા જેવું નથી, એમ અરજીમાં ખાસ નોંધ કરી અને અરજીની સ્વાભાવિકતા સરકારની નજરે આણી. દુનિયામાં બધે જ રાજકુટુંબના નબીરાઓ ભોગવિલાસ, ઉચ્છૃંખલપણું, ઇત્યાદિ અવગુણો માટે જાણીતા છે. હિંદુસ્તાનમાં તો તેમની સ્થિતિ વિશેષ બગડેલી છે. અહીં રેસિડેન્ટના ગ્રુમતા ભયના માર્યા તેમના પ્રજાજન તેમના સ્વૈરવર્તન ઉપર કશો જ કાબૂ રાખી શકતા નથી. પ્રસ્તુત પ્રકરણમાં તો ગાયકવાડના સ્વૈરવર્તનને રેસિડેન્ટે પોતે અમુક હદ સુધી ઉત્તેજન આપ્યા કર્યું હતું. એટલે ટૂંકમાં દેશીરાજ્યની પતિત દશા માટે બ્રિટિશ સરકાર જ જવાબદાર ગણાવી જોઈએ.

બીજું, કોઈ પણ દેશી રાજ્યના અધિપતિના વ્યક્તિગત વર્તન ઉપર તે રાજ્યની હસ્તીનો આધાર ન હોઈ શકે. જ્યાં સુધી તે દેશી રાજ્યની પ્રજા બ્રિટિશ સરકાર પ્રત્યે બેવફા ન થાય ત્યાં સુધી કોઈ પણ દેશી રાજ્ય ખાલસા કરવું યોગ્ય ગણાય નહિ રાજાના પાપને માટે આખા રાજ્યની પ્રજાને દંડ શી રીતે આપી શકાય? એટલે કે, રાજાની ભૂલ માટે તેનું રાજ્ય ખાલસા ન થઈ શકે એવી સ્પષ્ટ દલીલ અરજીમાં કરવામાં આવી હતી. અન્તે દેશી રજવાડાંઓ અને હાઈકોર્ટ ન્યાયાધીશના હોદ્દા ધરાવનાર અધિકારીઓના બનેલા પંચ મારફતે મલ્હારરાવના પ્રકરણની તપાસ કરવામાં આવે અને તેમને નિષ્પક્ષ ન્યાય મળે, એવી માગણી અરજીમાં કરવામાં આવી હતી.

અરજીનું ઇષ્ટ પરિણામ આવ્યું ખરું. તેમાં માગણી કર્યા મુજબ એક તપાસ-સમિતિ નીમવામાં આવી, તેમ જ વડોદરા રાજ્ય ખાલસા કરવામાં આવશે નહિ એવું જાહેરનામું સરકારે બહાર પાડ્યું. મલ્હારરાવના બચાવ માટે બૅરિસ્ટરની જોગવાઈ કરવામાં આવી. કેસ ચાલતાં તપાસસમિતિના હિન્દી અને યુરોપિયન સભ્યોમાં મતભેદ થયો. યુરોપિયન સભ્યોનો મત ગ્રાહ્ય માનીને સરકારે વિષપ્રયોગનો આરોપ સાબિત થયો માન્યો અને મલ્હારરાવને મદ્રાસ તરફ હદપાર કર્યા. સાર્વજનિક સભા આખા કેસ દરમ્યાન તે તરફ બારીકાઈથી નજર રાખતી હતી અને વખતોવખત પરિસ્થિતિની સ્પષ્ટતા કરવા ખાતર તેણે અરજીઓ પણ કરી. અને છેવટે મલ્હારરાવને પદભ્રષ્ટ અને હદપાર કર્યા બદલ સહકારના નિષેધનો ઠરાવ પણ તેણે કર્યો. પરિણામે સરકારને સભાને વિષે રાજદ્રોહની ગંધ આવી હોય તો તેમાં નવાઈ નહિ.

મલ્હારરાવનું પ્રકરણ પૂરું થયા પછી થોડા જ દિવસોમાં, એટલે કે ૧૮૭૫ના જૂન માસમાં મહારાષ્ટ્રના કેટલાક જિલ્લાઓમાં 'દક્ખણનાં રમખાણો' (Deccan Riots) નામથી જાણીતાં થયેલાં ખેડૂતોનાં હુલ્લડો થયાં; અને તેમાં ધાડ, લૂંટ, આગ વગેરેના બનાવો ઠેકઠેકાણે બન્યા. ક્યાંક ક્યાંક ખૂન પણ થયાં. શાહુકાર વર્ગ જ મોટે ભાગે અત્યાચારોનો ભોગ બન્યો હતો તેથી તેમની સાથેની લેવડદેવડથી ત્રાસીને તેમની પાસેના પોતાનાં દેવાંના દસ્તાવેજો પાછા લઈ અથવા તો તેમનો નાશ કરી તેમના ઉપર વેર વાળવાને ખેડૂતોએ આવા અત્યાચારો કર્યા, એવી સાર્વત્રિક માન્યતા ફેલાઈ. અને ઉપર ઉપરથી જોનારને એ જ એક કારણ પૂરતું સંતોષકારક લાગે તો નવાઈ ન હતી. (આ અવ્યવસ્થિત દશાનો લાભ લઈ બીજા ચોર લૂંટારાઓ પણ એમાં ભળી ગયા હતા.) સરકારે પણ આ માન્યતાને પુષ્ટિ આપી. રમખાણોની જવાબદારીનો ટોપલો શાહુકારોને માથે ઓઢાડવામાં આવે તો બીજાં કોઈ કારણો શોધવા તરફ લોકોનું ધ્યાન ન જાય અને પોતાનો કોઈ દોષ કાઢે નહિ, એમ તેણે કદાચ માન્યું હોય. પણ રાનડે આ રમખાણોનું રહસ્ય બરાબર પામી ગયા હતા. પણ ઉતાવળ કરી સરકારને અકળામણ કર્યાનો આરોપ વહોરી લઈ સાર્વજનિક સભાને મુશ્કેલીમાં ઉતારવા તેઓ તૈયાર ન હતા. તેથી રમખાણો શાંત પડયા પછી તેમણે તે બાબતનું પોતાનું મન્તવ્ય સાર્વજનિક સભા મારફતે અરજી કરીને સરકાર આગળ રજૂ કર્યું. તેમાં રમખાણોની મીમાંસા કરતાં, તેનું કારણ કોઈ ગુનેગારોની ગુનાહિત પ્રવૃત્તિમાં નથી પણ લોકોની—ખેડૂતોની આર્થિક પરિસ્થિતિમાં છે એમ જણાવી, જ્યાં સુધી ખેડૂતને પૈસા ધીરવાની પદ્ધતિમાં સુધારો ન થાય તેમ જ સરકારની મહેસૂલી તેમ જ વહીવટી નીતિમાં યોગ્ય ફેરફાર ન થાય ત્યાં સુધી, આવા અસંતોષના કારણનું નિરાકરણ થવું અશક્ય છે એમ સ્પષ્ટ જણાવ્યું હતું. પાછળથી આને અંગે સરકારે નીમેલી તપાસસમિતિએ પણ આને મળતો જ અભિપ્રાય આપ્યો હતો. આનો ઉપયોગ સરકારે દક્ષિણનો ખેડૂત-રાહતનો કાયદો ઘડયો તે વખતે થયો. તેમાં શાહુકારને લગતી સૂચનાઓનો અમુક પ્રમાણમાં સ્વીકાર થયો ખરો, પણ સરકારે પોતાની મહેસૂલી નીતિમાં કશો સુધારો કર્યો નહિ.

ઉપર જણાવેલા બનાવોને અંગે સાર્વજનિક સભાએ જે વલણ અખત્યાર કર્યું તેથી સરકાર સભા પ્રત્યે રોષે ભરાઈ અને સભાના સૂત્રધારો કોણ છે તે જાણવા તેણે છૂપી પોલીસની એક જાળ પૂનામાં ગોઠવી દીધી. પરિણામે રાનડેની કનડગતની શરૂઆત થઈ.

એ જ વરસે (૧૮૭૫ની શરૂઆતમાં) આર્ય-સમાજના સંસ્થાપક સ્વામી દયાનન્દ સરસ્વતી આખું

ઉત્તર હિન્દુસ્તાન પોતાની આર્યધર્મપુનરુજ્જીવનની હિલચાલથી ગજાવી મૂકી મુંબઈ આવી ચડયા. આવી મહાન વ્યક્તિ મુંબઈ સુધી આવે અને પૂનાના લોકો તેના દર્શનથી પણ વંચિત રહે એ ઠીક ન લાગવાથી રાનડેએ તેમને પૂને આવવાનું આમંત્રણ આપ્યું; અને તેમની સાથે અનેક બાબતોમાં મતભેદ હોવા છતાં તેમના પ્રવચન વગેરેના કાર્યક્રમમાં નિયમિત હાજર રહેવા લાગ્યા. પૂનામાં સ્વામીજીનો મુકામ બે માસ રહ્યો. તેમના મતનું ખંડન કરવા માટે પૂનાના સનાતનીઓ તરફથી તેમ જ વટલાયેલા ખ્રિસ્તીઓ તરફથી સરખો જ પ્રયત્ન કરવામાં આવ્યો. પણ સ્વામીના પ્રભાવ આગળ એ પ્રયત્નોનું કશું ચાલ્યું નહિ, તેથી પૂનાના સનાતની વૃત્તિવાળા લોકોએ પોતાનો વિરોધ વ્યક્ત કરવાનો એક નવો જ તરીકો અખત્યાર કર્યો.

પૂનામાં આર્યસમાજની શાખા સ્થપાઈ, સ્વામીનું કામ પૂરું થયું અને તેમનો પૂના છોડવાનો વખત નજીક આવ્યો, ત્યારે તેમના પ્રશંસકોમાંથી કેટલાકે તેમનું સરઘસ કાઢવાનો વિચાર કર્યો. સનાતની પૂનાવાસીઓને સ્વામીનું સરઘસ કાઢી તેમને આટલું માન આપવાની કલ્પના ગમી નહિ. તેથી એ સરઘસની ઠેકડી કરવા તેમણે એક ગધેડાને સ્વામીનો વેષ પહેરાવી તેનું જ સરઘસ કાઢયું. અને ગર્દભાનંદનો જયજયકાર કરતા તેમણે ગધેડાને આખા શહેરમાં ફેરવ્યું. આ સરઘસની હકીકત સાંભળીને તેમ જ તેનું પ્રત્યક્ષ દર્શન કરીને સ્વામીનું સરઘસ કાઢનારાઓમાંથી ઘણાનો ઉત્સાહ ઠરી ગયો અને હવે શું કરવું તેની ચર્ચા કરવા માટે તેઓ બધા રાનડેને ત્યાં ભેગા થયા. રાનડેએ સ્વામીનું સરઘસ કાઢવું જ ઇષ્ટ છે એમ ભારપૂર્વક જણાવી કહ્યું કે, 'સરઘસ ઉપર પથ્થરનો કે કાદવનો વરસાદ થાય તોપણ ચૂં કે ચા કર્યા વિના તે શાન્તપણે સહન કરવા હું તૈયાર છું. તમે બધા પણ મારી જેમ જ વર્તો એવી મારી તમને વિનંતી છે આજ સુધી કોઈ પણ સુધારો પજવણીની સઠ્ઠીમા તવાયા વિના પ્રતિષ્ઠિત થયો જાણ્યો નથી. સિતમની ચક્કીમાંથી પસાર થવાની તૈયારી સુધારકે રાખવી જ જોઈએ.' આવી રીતે રાનડેની સલાહ મળતાં સરઘસ કાઢવામાં આવ્યું અને અપેક્ષા પ્રમાણે બીજાઓની સાથે રાનડે ઉપર પણ કાદવનો મારો થયો અને તેમનાં કપડાં કાદવથી બરાબર ખરડાયાં પણ તેમની ચિત્તવૃત્તિ જરાય ક્ષોભ પામી નહિ અથવા તો તોફાન કરનારાઓ પ્રત્યે કોઈ અનિષ્ટ વિકારનો તરંગ તેમના મનમાં ઊઠયો નહિ. એટલું જ નહિ, પણ કેટલાક પ્રતિષ્ઠિત મનાતા સદ્-ગૃહસ્થો ઉપર જ્યારે ગુંડાઓને ઉશ્કેરવાનો આરોપ સાબિત કરવા પૂરતો પુરાવો રાનડે પાસે ભેગો થયો અને તેમણે માધવરાવ પાસે આવી તેમનું શરણ શોધ્યું, ત્યારે પોતાના મિત્રોને નાખુશ કરીને પણ માધવરાવે તેમને ક્ષમા બક્ષી અને વિરોધ કરનારા મિત્રોને શાંત પાડવા તુકારામનો એક પ્રસંગોચિત અભંગ તેમણે ગાઈ સંભળાવ્યો.

૧૮૭૬માં ઇંગ્લંડમાં 'કોન્ઝર્વેટિવ' (રૂઢિચુસ્ત) પક્ષ અધિકાર ઉપર આવી સામ્રાજ્યવાદી પ્રધાન ડિઝરાયલીની કારકિર્દી શરૂ થઈ હતી. હિન્દુસ્તાનમાં એ જ પક્ષનો લૉર્ડ લિટન વાઇસરૉયના હોદ્દા ઉપર આવ્યો, અને બ્રિટિશ સામ્રાજ્યશાહીનો ઉદ્દામ અને ભપકાદાર અમલ શરૂ થયો. એક તરફ મધ્ય એશિયામાં થતી રશિયાની સામ્રાજ્યવૃદ્ધિનો સામનો કરવા માટે અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવામાં આવી અને બીજી બાજુ પ્રશિયાના રાજાને 'જર્મનીનો સમ્રાટ' બનાવીને બિસ્માર્કે જેમ બીજા જર્મન પ્રાન્તોના અધિપતિઓનો દરજ્જો ઉતારી પાડી તેમને તેના (પ્રશિયાના સમ્રાટના) અધીન બનાવ્યા, તેવી રીતે બ્રિટનની રાણીને 'હિંદની મહારાણી'નો ખિતાબ આપી બ્રિટિશ હિન્દનો તથા તેની સાથે જ દેશી રાજાઓનો પણ દરજ્જો ઉતારી પાડવાનો પેંતરો ડિઝરાયલીએ રચ્યો. તે માટે ૧૮૭૭ના જાનેવારી માસમાં દિલ્હીમાં દરબાર ભરવાનું જાહેર કરવામાં આવ્યું, તથા એને અંગે ધમધોકાર તૈયારીઓ શરૂ થઈ. દેશમાં ઠેકઠેકાણે કંગાલિયત અને દુકાળની આપત્તિથી લોકો પીડાતા હતા તે તરફ સાવ દુર્લક્ષ કરી, હિન્દની આખી જનતા તથા દેશી રજવાડાંઓની બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યેની રાજ્યનિષ્ઠાનું અથવા તો તેમની ગુલામીનું જ પ્રદર્શન એમાં યોજવામાં આવ્યું હતું, એમ કહીએ તો વધારેપડતું ન ગણાય.

દરબારને અંગે વિચાર કરવા માટે પૂનામાં એક જાહેર સભા સાર્વજનિક સભાના ઉપક્રમથી બોલાવવામાં આવી. તેમાં મહારાણીને આપવાના માનપત્રનો રાનડેએ તૈયાર કરેલો મુસદ્દો રજૂ કરવામાં આવ્યો હિન્દી જનતાના હક તથા હિન્દી રાષ્ટ્રની રાજકીય આકાંક્ષાઓ રાજનિષ્ઠ પણ સ્પષ્ટ ભાષામાં એમાં વ્યક્ત કરવામાં આવી હતી. માનપત્રમાં પ્રજા તરફથી પોતાની ફરિયાદો રજૂ કરવાની ન હોય, અથવા તો કોઈ પણ જાતની માગણીઓને સ્થાન ન હોય; તેમાં તો મહારાણી વિશે રાજનિષ્ઠા વ્યક્ત થાય, તેનાં ગુણગાન હોય, તથા તેનાં દીર્ઘ આયુરારોગ્ય માટે શુભ ચિંતન હોય, એવો એક મત ઍંગ્લોઇંડિયન છાપાંઓના પ્રચારથી ઊભો થયો હતો. એ મતને તોડી પાડવા રાનડેએ તેલંગ વગેરે પોતાના મિત્રોને મુંબઈથી ખાસ પૂને બોલાવ્યા અને પોતાના માનપત્રના મુસદ્દા માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કર્યું. આખરે રાનડેએ ઘડેલો મુસદ્દો સભાએ પસાર કર્યો અને એ માનપત્રનો અર્પણવિધિ સાર્વજનિક સભા વતી કરવા માટે પૂનાથી ખાદીવેષધારી સાર્વજનિક કાકાની દિલ્હી

રવાનગી કરવામાં આવી. તેમણે તે કામ બહુ જ સરસ રીતે પાર પાડ્યું.

માનપત્રમાં પ્રથમ ૧૮૫૭ના રાણીના જાહેરનામાનો ઉલ્લેખ કરી, તે પછીનાં વીસ વરસ દરમ્યાન સરકારે હિંદના વહીવટમાં સૌ કોઈને સરખી રીતે લાગુ પડે એવા વૈયક્તિક કાયદાનો આખા દેશમાં અમલ, લશ્કરી સત્તા ઉપર મુલકી સત્તાનું નિયંત્રણ, કેળવણી, ધાર્મિક બાબતોમા તટસ્થપણું તથા સહિષ્ણુતા, વાણીસ્વાતંત્ર્ય, મુદ્રણસ્વાતંત્ર્ય તથા સંઘસ્વાતંત્ર્ય ઇત્યાદિ જેવા જે કેટલાક સુધારાઓ દાખલ કર્યા હતા તે ગણાવી તે માટે મહારાણીને ધન્યવાદ આપ્યા હતા. અત્યાર સુધી રાણીનો જે ખિતાબ ચાલતો હતો તે જ કાયમ રાખવામાં આવ્યો હોત, તો બ્રિટિશ સામ્રાજ્યના આયર્લૅન્ડ વગેરે બીજા ઘટકોની સાથે હિંદ સમાન દરજ્જો ભોગવે છે એવી હિંદીઓની માન્યતા દૃઢ થાત. છતાં મહારાણીનો ખિતાબ ધારણ કરવાથી હિન્દના દરજ્જા ઉપર કશી અસર થશે નહિ એમ બ્રિટનના વડાપ્રધાને આશ્વાસન આપેલું હોવાથી, હિન્દવાસીઓના મનમાં ઊઠેલી શંકાઓનું નિવારણ થયેલું જ છે એમ જણાવી, પછીના ભાગમાં હિન્દના લોકો પુરાણી પરંપરાના અભિમાની છે, રાજ્યારોહણ કે એવે જ કોઈ શુભ અવસરે રાજા પ્રજાને કંઈ નવા હક બક્ષે, સરદારો વગેરેના દરજ્જામાં વધારો કરે તેમ જ બીજાં લોકહિતકારી કામો શરૂ કરે એવી તેમની અપેક્ષા હોય છે, તેથી તેમની માગણીઓ આપની આગળ રજૂ કરવામાં આવે છે, કે જેથી શાંતિ પ્રગતિ અને સ્વતંત્ર શાસનસંસ્થાના વિજયના પ્રતીક તરીકે આ દરબારનો પ્રસંગ હિન્દના ઇતિહાસમાં ચિરસ્મરણીય બને.

માનપત્રમાં કરેલી માગણીઓ ટૂંકમાં નીચે મુજબ હતી :

સરકાર તરફથી અવારનવાર જે દરબારો ભરવામાં આવે છે તેના જેવી જ કાયદેસરની એક મધ્યવર્તી સંસ્થા ઊભી કરવી, જેમાં બ્રિટિશ મુલકમાંના અધિકારીઓ અને પ્રતિનિધિઓ તથા દેશી રાજાઓ એકત્ર મળે અને વિચારવિનિમય કરે. દેશનું તંત્ર ચલાવવાનું કામ એવા મંડળને સોંપવામાં આવે. (ફેડરેશનની કલ્પનાનો ઊગમ આ સૂચનામાં જોઈ શકાય તેમ છે.)

મુસલમાન બાદશાહોના વખતમાં ગમે તેટલાં જુલમ તથા ધર્માંધતા જોવામાં આવતાં હોય તોપણ મોટી મોટી લશ્કરી તેમ જ મુલકી અધિકારની જગ્યાઓ ઉપર હિન્દુઓની નિમણૂક કરવામાં તેમને કશો બાધ આવતો ન હતો. પણ હિન્દમાં કામ કરતા આપના બ્રિટિશ અધિકારીઓની નીતિ એથી સાવ ઊલટી જોવામાં આવે છે. લશ્કરમાં હિન્દીઓની નિમણૂક થાય તે માટેના પ્રયત્નોનો તીવ્ર વિરોધ કરવામાં આવ્યો છે, અને આખા રાષ્ટ્રને નિઃશસ્ત્ર બનાવ્યાથી તો આ આપત્તિ બહુ જ ખટકે છે. હિન્દી આકાંક્ષાઓને આમ અતિશય સંકુચિત ક્ષેત્રમાં રૂંધી દેવામાં આવી છે. અને તેથી લોકોમાં ભારે નિરાશાની લાગણી ફેલાઈ છે અને આખી પ્રજા નાહિંમત બની બેઠી છે વખત આવ્યે રાજકર્તાઓને મદદ કરવાની તાકાત પણ તેનામાં રહી નથી. હાલની (તે વખતની) આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ એવી છે કે બ્રિટનને ક્યારે યુદ્ધમાં ઊતરવું પડે તે કહી શકાય નહિ. તેથી આ સવાલ તરફ તાકીદે ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

લશ્કરની જેમ સિવિલ સર્વિસમાં જોડાવા માટે કાયદાનો કશો નિર્બંધ ન હોય તોપણ તેમાં પ્રવેશ મેળવવો કોઈ પણ હિન્દી માટે વ્યવહારતઃ અશક્ય બન્યું છે. આ બાબતમાં વધારે ઉદાર નીતિ અખત્યાર કરવાની જરૂર છે.

દેશીરાજ્યો ખાલસા કરવાની બળવા પહેલાંની નીતિ કાયમને માટે મૂકી દેવામાં આવી છે, તેનો ફરી અમલ નહિ થાય, એવું આશ્વાસન ફરી જાહેર કરવાની જરૂર છે. તેમ જ ધાર અને મૈસૂરનાં રાજ્યોની જેમ સાતારાની ગાદી ત્યાંના રાજાના વંશજને સુપ્રત કરવામાં આવે તેમ જ વરાડના પ્રશ્નનો ઉકેલ આણવામાં આવે એવી અમારી વિનંતિ છે.

હવે પાર્લમેન્ટ જ હિન્દની બાબતમાં સર્વસત્તાધીશ સંસ્થા થઈ છે તો તેમાં હિંદના હિતાહિતની બરાબર રજૂઆત થાય એ જરૂરનું છે. તેથી બે વરસ પહેલાં સાર્વજનિક સભાએ જે અરજી કરી હતી તેનો સહાનુભૂતિપૂર્વક ફરી વિચાર કરવામાં આવે એવી વિનંતિ છે.

ધારાસભાઓની બાબતમાં પણ સુધારા કરવાની જરૂર છે. તેમાં લોકોએ ચૂંટેલા તથા તેમને જ જવાબદાર હોય એવા સભ્યોની પૂરતી સંખ્યા હોવાની જરૂર છે. તો તે મુજબ ઘટતા સુધારા કરવામાં આવે.

કાયમી મહેસૂલ પદ્ધતિ હિંદને લાગુ કરવામાં આવે તથા મહેસૂલ ખેતીની ઊપજના રૂપમાં નક્કી કરવામાં આવે તો આજનો આ શુભ પ્રસંગ એકમેવાદ્વિતીયમ્ જેવો થઈ જાય.

છેવટે, ઉપર જણાવેલા સુધારાઓ દાખલ કરી હિંદીઓને બ્રિટિશ રાષ્ટ્રની સાથે સમાન દરજ્જો આપો અને તેમને જવાબદારીભર્યા હક્કો ભોગવવા દઈ હિન્દી લોકોને સ્વાવલંબી અને પુરુષાર્થી બનવાનું શિક્ષણ આપો, એવી પ્રાર્થના કરવામાં આવી હતી.

આ માનપત્ર અર્પણ કર્યા પછી સાર્વજનિક કાકાએ ત્યાં ભેગા થયેલા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોને તેમ જ રજવાડાંઓને ઉદ્દેશીને એક નાનકડું ભાષણ પણ કર્યું. તેમાં આપ હિંદુસ્તાનના એકત્ર રાષ્ટ્રની પાર્લમેન્ટ છો તેમ જ હિન્દનાં બધાં દેશી રાજ્યોના તથા રાષ્ટ્રના રાજકીય સંબંધોનું પ્રતિનિધિત્વ ધરાવો છો એમ કહી તેમનું બધાનું

ગૌરવ કર્યું. આ જ અર્થના કાગળો જુદા જુદા પ્રાન્તના આગેવાનોને લખી રાષ્ટ્રીય મહાસભાની કલ્પના પૂનાની સાર્વજનિક સભાએ લોકો આગળ મૂકી, એની રાવસાહેબ મંડલિકના ચરિત્રમાં નોંધ છે. તે જ વખતે તાજા જ સિવિલ સર્વિસમાંથી નિવૃત્ત થયેલા સુરેન્દ્રનાથ બૅનરજી દિલ્હીમાં હાજર હતા. તેમણે દિલ્હીના દરબાર વખતે જ રાષ્ટ્રસભાની કલ્પના પોતાને પ્રથમ સૂઝી એમ જણાવ્યું છે. પણ તેને મૂર્ત સ્વરૂપમાં આવતાં હજી આઠ વરસની વાર હતી.

આ માનપત્રના અનુસંધાનમાં જ આ વર્ષના એપ્રિલ માસમાં રાનડેએ 'હિંદનું રાજકીય ભાવિ' એ વિષય લઈને એક વ્યાખ્યાન આપ્યું અને તેમાં માનપત્રમાં કરેલી માગણીઓનું વિસ્તારથી વિવેચન કર્યું.

હિન્દુસ્તાન સરકાર દરબારની તૈયારીમાં મશગૂલ બની હતી તે જ વખતે અનાવૃષ્ટિને કારણે મહારાષ્ટ્રના કેટલાક જિલ્લાઓમાં ભયાનક દુકાળ પડયો અને સર્વત્ર હાહાકાર ફેલાયો. પ્રજાની આવી સ્થિતિ થઈ હોવા છતાં પૂર્વનિયોજિત દરબારનો કાર્યક્રમ સરકારે પૂરેપૂરા દમામથી પાર પાડયો.

આ વખતે સાર્વજનિક સભાએ દુકાળના વિસ્તારમાં કામ ઉપાડીને, પોતે કેવળ ઠરાવ પસાર કરીને નિરાંતે બેસી રહેનારી સંસ્થા નથી, પણ તેનામાં કંઈક ચેતન છે, એવું પુરવાર કરી આપ્યું. તેના કાર્યકર્તાઓ દુકાળના પ્રદેશોમાં ગયા અને તેમણે ત્યાંની પરિસ્થિતિ નજરોનજર જોઈ લીધી. સભાની ઉપયોગિતાની અત્યાર અગાઉ મહારાષ્ટ્રની જનતાને સારી પેઠે જાણ થઈ ચૂકી હતી, તેથી દુકાળના મુલકમાં કામ કરતા તલાટીઓ, પોસ્ટમાસ્તરો, તેમ જ શાળામાસ્તરો ઇત્યાદિ લોકો સ્વયંસ્ફૂર્તિથી પોતાના ભાગના અહેવાલો સભાને મોકલી આપી તેના કામમાં મદદ કરવા લાગ્યા. સભાના સેવકોની પસંદગી તથા કાર્યની દિશા નક્કી કરવાની જવાબદારી રાનડેએ પોતાને શિરે લીધી. સભાએ નીમેલા કામદારો પાસેથી અથવા તો ઉપર જણાવેલા લોકો પાસેથી માહિતીનાં કાગળિયાં આવતાં રાનડે દુકાળની પરિસ્થિતિ વિષે નોંધો લખી સરકારમાં મોકલી આપતા. તેમાં કેટલીક વખત સરકારની નીતિ વિષે અથવા સરકારના અમલદારોના કામ બાબત સ્પષ્ટપણે ટીકા કરવામાં આવતી, તેમ જે સરકારનાં જે પગલાં તેમને યોગ્ય લાગે તેની કદર કરી, તે પગલાંને ટેકો આપી તે માટે લોકમત અનુકૂળ કરવા માટે પણ સભા તરફથી પ્રયત્ન કરવામાં આવતો. સરકારની સ્થલાંતરની યોજના આના એક દાખલા તરીકે ગણાવી શકાય. આવી રીતે સભાનો સહકાર સરકારને ખૂબ મદદકર્તા નીવડયો અને સભાના કાર્યની સરકારે કદર પણ કરી. પણ એટલામાં સરકારી અમલદારોના બેગુમાન વર્તનથી દુકાળનાં કામ કરતા મજૂરોએ મોટી સંખ્યામાં સંપ કર્યો, અને આની પાછળ સભાનું કંઈ કાવતરા જેવું છે કે કેમ એવી સરકારના મનમાં શંકા ઊભી થઈ. તે શંકાનું નિવારણ મહા-મુશ્કેલીથી રાનડે કરી શકયા. અમલદારોનું તુમાખીભર્યું વર્તન અને અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર છે એવી વૃત્તિ સ્વાભિમાની મરાઠાની હોય છે અને તેથી પેટ ભરવાનું એકમાત્ર સાધન છોડી દઈ તેણે ચાલતી પકડી, એવું સંપનું એક કારણ તેમણે બતાવ્યું હતું.

માણસોની તો ગમે તેમ કરીને સગવડ થઈ પણ ઢોરોનું શું? રાનડેએ ઢોરોને પોતાને ખરચે સહ્યાદ્રિ કે સાતપૂડાનાં જંગલોમાં પહોંચાડવા સરકારને સૂચના કરી.

દુકાળનો અંત આવ્યો. લોકો પોતપોતાને સ્થાને જતા રહ્યા અને સરકારે દુકાળરાહતનાં કામ આટોપી લઈ અહેવાલની તૈયારી કરવા માંડી. તે જ વખતે રાનડેએ પણ દુકાળની મીમાંસા સરકાર તેમ જ લોકો આગળ રજૂ કરી. અનાવૃષ્ટિને પરિણામે અનાજની અછત એ જ દુકાળનું એકમાત્ર કારણ સરકાર તરફથી બતાવવામાં આવે છે, તે બરાબર નથી એમ તેમણે જણાવ્યું. દુકાળ અનાજનો નથી; તે તો બીજા પ્રાન્તોમાં ઢગલાબંધ પડેલું હોય છે. પણ તે લાવવા માટે તેમ જ ખરીદવા માટે જોઈતી મૂડી ખેડૂત પાસે નથી હોતી, એટલે સંપત્તિનો દુકાળ ખેડૂતને નડે છે. કંગાલિયતનો ભયંકર રોગ તેના હાડમાં ઘર કરી બેઠો છે. તે રોગનું નિવારણ કરવું જરૂરનું છે. અને એ રોગનું મૂળ તો સરકારની નીતિમાં જ પડેલું છે. એટલે સરકારી નીતિમાં ઘટતા સુધારા થાય તો જ દુકાળનો કાયમી ઇલાજ થઈ શકે, એમ તેમણે દાખલા દલીલથી પુરવાર કરી આપ્યું.

આ કાળ દરમ્યાન રાનડેએ બીજી પણ કેટલીક પ્રવૃત્તિઓ હાથ ધરી હતી. દેશી રાજ્યોના કારભારમાં જવાબદારીનું તત્ત્વ ઉમેરાય, એ રાજ્યોમાં ઔદ્યોગિક ચળવળ શરૂ થાય, અને દેશી રજવાડાંઓ, બ્રિટિશ સરકાર, વતનદાર જાગીરદારો તથા સામાન્ય જનતા એક જ રાજકીય સૂત્રમાં પરોવાય, એ તેમની ખાસ આકાંક્ષા હતી. દિલ્હીના દરબારમાં હાજરી આપ્યા પછી સાર્વજનિક કાકાએ ઘણા દેશી રાજાઓની મુલાકાત લીધી અને તે આખા દેશમાં ફરી આવ્યા. ઇંદોરમાં હોલકર સાથે કાપડની મિલ શરૂ કરવા બાબત તેમણે વાટાઘાટ શરૂ કરી હતી. એના જ અનુસંધાનમાં હોલકરે પોતાના દીવાન મારફત રાનડે સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. તેમાંનાં કેટલાંક કાગળિયાં રાનડેના દફતરમાં મળી આવ્યાનું તેમના ચરિત્રકાર જણાવે છે.

આ ઉપરાંત વેદશાસ્ત્રોત્તેજક સભા તથા વસંત વ્યાખ્યાનમાળાની સ્થાપના એ આ કાળની જ નવી

પ્રવૃત્તિ તરીકે ગણાવી શકાય. આપણાં બાળકોને શાળામાં ધાર્મિક શિક્ષણ મળતું નથી. બીજી કોઈ સારી વ્યવસ્થા ન થાય તો તેમને રુદ્રી કે પવમાન જેવાં સૂક્તો પણ મોઢે કરાવવાં એવો મત તેમણે વ્યક્ત કર્યો હતો. આપણા ધર્મગ્રંથોનું કંઈકે જ્ઞાન નવી પેઢીને થાય તેટલા માટે પહેલી સંસ્થા સ્થાપવામાં આવી, જે આજે પણ ચાલુ છે. વસંત વ્યાખ્યાનમાળા મારફતે પણ વરસે વરસે બે માસ દરમ્યાન ભાષણો દ્વારા જ્ઞાનસત્રનો કાર્યક્રમ આજે પણ પાર પાડવામાં આવે છે.

આવી રીતે પૂને આવ્યા પછી છ વરસના કાળમાં રાનડેએ પૂનાના નાગરિક જીવનમાં ભારે ક્રાન્તિ કરી હતી. તેનું દર્શન હવે સરકારને સારી પેઠે ખૂંચવા લાગ્યું હતું. ખેડૂતોનાં હુલ્લડો, દિલ્હીનો દરબાર, ૧૮૭૬નો દુકાળ, મલ્હારરાવ ગાયકવાડનું પ્રકરણ, વગેરે પ્રસંગે સાર્વજનિક સભાએ જે વલણ અખત્યાર કર્યું હતું, તેથી ક્યારેક સરકારને તેના સહકારનો લાભ ભલે મળ્યો હોય, તોપણ તેની રાજકીય સંસ્થા તરીકેની વધતી જતી પ્રતિષ્ઠા સરકારને ગમે તેવી તો ન હતી જ. હવે આ બધી હિલચાલ પાછળ કઈ વ્યક્તિ કામ કરી રહી છે તેની પણ તેને પૂરતી જાણ થઈ હતી. તેથી તે વ્યક્તિને શી રીતે ખસેડી શકાય તેનો વિચાર તે કરવા લાગી અને આખરે સબ-જજ પાંચ વરસ કરતાં વધારે વખત એક ઠેકાણે રહી ન શકે એવો વ્યાપક નિયમ કરીને તેણે રાનડેને પૂનાથી ખસેડી તેમની નાસિક બદલી કરી. એટલે ૧૮૭૮ના જાનેવારીમાં તેઓ પૂના છોડીને નાસિક ગયા.

(ચાલુ)

# દેશભક્ત અધ્યાપક સ્વામીનારાયણ

મારા ગણિતાચાર્ય અ૦ જેઠાલાલ ચિમનલાલ સ્વામીનારાયણનો સં. ૧૯૯૭ના જ્યેષ્ઠ વદ ૩૦ ને મંગળવાર (તા. ૨૪–૬–૧૯૪૧)ને દિને અકાળે દેહાન્ત થયો. તેમના અક્ષરશ્રાદ્ધની સામગ્રીની શોધમાં નીકળેલો હું દૈવયોગે આ કાર્તિક વદિ ૩૦ (તા. ૧૮–૧૧–'૪૧)ને દી કડવાપોળમાં તેમને ઘેર પહોંચ્યો ત્યારે તેમનાં સુયોગ્ય પુત્રવધૂએ 'આજ તો સાહેબની છમાસી છે' એમ કહીને સ્ત્રીજનસુલભ ભાવપૂર્વક મારો સત્કાર કર્યો અને તેમના સુપુત્ર ભાઈ શાન્તિલાલે સ્વામીનારાયણ સાહેબે દસ વર્ષ પૂર્વે લખેલી ટૂંકી આત્મકથા મને બતાવી. એ આત્મકથા તથા મુંબઈ વિદ્યાપીઠનાં દફતરોને આધારે આ લખાણ કરેલું છે.

સ્વામીનારાયણે (સહજાનન્દે) અમદાવાદમાં પોતાનો પંથ ચલાવ્યો ત્યારે જ જે લોકો 'સત્સંગ'માં ભળ્યા તેમાં રણછોડદાસ કરીને એક કડવા પાટીદાર ગૃહસ્થ પણ હતા, તે સ્વામીનારાયણના વડદાદા થાય. રણછોડદાસભાઈએ મશરૂનો વેપાર કરવા માંડચો તે તેમના પુત્ર હરિવલ્લભદાસે ખીલવ્યો, તથા સં. ૧૯૧૪-માં 'બળવો' ફાટી નીકળ્યો ત્યારે પુષ્કળ કમાણી કરી, તેમાંથી તેમણે મંદિરમાં આરસપહાણ પથરાવ્યો. હરિવલ્લભદાસના પુત્ર ચિમનલાલ સં. ૧૯૦૫માં જન્મ્યા હતા. ચિમનલાલભાઈને દીકરો નહોતો, એટલે તેમણે અલવરથી વિદ્વાન બ્રાહ્મણને તેડાવીને અનુષ્ઠાન કરાવ્યું, અને સં. ૧૯૪૦ના ભાદ્રપદ સુદિ આઠમને શુક્રવાર (તા. ૨૯–૮–૧૮૮૪)ને દિવસે આ લેખના નાયક જેઠાલાલનો જન્મ થયો, તેનો તેમની જન્મોત્રીમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે :

'સંવત્ ૧૯૪૧ (?૪૦?) વર્ષે શ્રી શાકે ૧૮૦૬ પ્રવર્તમાને દક્ષિણાયનગતે શ્રીસૂર્યે વર્ષા ઋતૌ શુભકારિ- ભાદ્રપદ માસે શુદ્ધપક્ષે ૮ ઘ ૮ ૫ ૧૭ પરે ૯ જન્મતિથૌ ભૃગુવાસરે ...... સમયે ચમનલાલગૃહે પુત્રજન્મ.'

જેઠાલાલનું નાનપણ બહુ સુખમાં ગયું. પિતાનો વેપાર ધમધોકાર ચાલતો; પેઢીએ અનેક ગુમાસ્તા બેસતા, ને ઘેર રસોઇયો રાખ્યો હતો. જેઠાલાલ પ્રતાપી નીવડશે તે તો કોઈ નહોતું જાણતું, પણ તેનું હુલામણું (લાડનું નામ) પ્રતાપસિંહ રાખ્યું હતું, અને નિશાળે બેસાડતાં જેઠાલાલ નામ ધરાવ્યું હતું.

જેઠાલાલ સને ૧૮૯૯માં પ્રવેશિકા (મેટ્રિક્યુલેશન)-માં પાસ થયા. સરકારી હાઈસ્કૂલના આચાર્ય તલાટી સાહેબ જેઠાલાલ ઉપર બહુ સ્નેહ રાખતા. તેમણે અ૦ આનન્દશંકર ધ્રુવને જેઠાલાલની ભલામણ કરી, અને જેઠાલાલ ગુજરાત કૉલેજમાં આનન્દશંકરભાઈના પણ પ્રિય શિષ્ય બન્યા, તથા ૧૯૦૦માં પ્રથમા (પ્રિવિયસ)ની વિદ્યાપીઠ-પરીક્ષામાં પહેલા વર્ગમાં આવ્યા. 'યવનપાદાક્રાન્ત મેવાડને પુનઃ સ્વતંત્રતા-

સુધારસ ચખાડનાર' મહારાણા હમીરસિંહ વિષે અ૦ સ્વામીનારાયણે ૧૯૧૫માં નાટક લખ્યું તેનું સમર્પણ આનન્દશંકરભાઈ ને આ શ્લોક દ્વારા કર્યું છે :

> वाणी सुधारसमयी प्रणयेन सिक्ता
> कालेन मे परिणता हृदि नाटयरूपा ।
> आनन्दशङ्करगुरोश्चरणारविन्दे
> न्यस्ता प्रमोदममितं विदुषां तनोतु ॥

સ્વામીનારાયણ પ્રિવિયસ ભણતા હતા ત્યારે શેઠ જમશેદજી એદલજી દારૂવાળા ગણિતના અને કોર્ટ કાઉન્સિલ તથા કોંગ્રેસમાં હવે લબ્ધપ્રતિષ્ઠ શ્રી. ભૂલાભાઈ જીવણજી દેસાઈ ઇતિહાસના અધ્યાપક હતા. અને જે વર્ષે એ પ્રિવિયસમાં પાસ થયા એ જ વર્ષે શ્રી. ધીરજલાલ નાણાવટી, શ્રી. નાનાભાઈ ભટ્ટ તથા દી. બ. કાજી પણ પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થયા હતા. શ્રી. (હવે સર) મંગળદાસ નજભૂખણદાસ મહેતા, શ્રી. હસમનરામ કર્પૂરરામ મહેતા, શ્રી. છોટાલાલ પુરાણી, તથા શ્રી. જેઠાલાલ દલીચંદ સંઘવી પણ એ જ વર્ષે પાસ થયા હતા.

૧૯૦૧માં સ્વામીનારાયણ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગયા ને ત્યાંથી મધ્યમા (ઇંટરમીડિયેટ)ની પરીક્ષા પસાર કરી, ત્યારે શ્રી. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા, શ્રી. રણજિતરામ વાવાભાઈ, શ્રી. ફૂલચંદ ઉત્તમચંદ પારેખ અને શ્રી. દોલતરાય નવલશંકર વકીલ તેમના સહોત્તીર્ણ હતા. તે વખતે એલ્ફિન્સ્ટનમાં શ્રી. એ. એલ. કોવર્નટન અંગ્રેજીના અધ્યાપક હતા, જેમની આગળ હું પણ ૧૯૧૨-૧૩માં અંગ્રેજી શીખતો. સંસ્કૃતના અધ્યાપક શ્રી. શ્રીધરપંત ભાંડારકર ને ઇતિહાસના અધ્યાપક શ્રી. એ. વી. મૂલર હતા, તે પણ '૧૨-૧૩માં મારા અધ્યાપક હતા. શ્રી. ફરદુનજી માણેકજી દસ્તૂર ગણિત શીખવતા.

૧૯૦૨માં પણ સ્વામીનારાયણ એલ્ફિન્સ્ટનમાં હતા ત્યાં શ્રી. વિનાયક નન્દશંકર મહેતા તથા શ્રી. મંગળદાસ પકવાસા તેમના ભેળા ભણતા, અને અ૦ પેસ્તનજી અરદેશર વાડિયા દક્ષિણા ફેલો હતા.

૧૯૦૩માં મુંબઈ છોડીને સ્વામીનારાયણ વડોદરા આવ્યા ત્યાં શ્રી. તાપીદાસ દયારામ મહેતા તેમના ગણિતના અધ્યાપક હતા, ને તે વર્ષે એ બી. એ. થયા. ૧૯૦૪માં પોતે વડોદરા કૉલેજમાં ફેલો હતા.

૧૯૦૫માં એમ.એ.નો અભ્યાસ કરવા સ્વામીનારાયણ પૂના ફર્ગ્યુસન કોલેજમાં ગયા, પણ મંદવાડને કારણે અભ્યાસ તરત છોડી દીધો. બાર માસ મંદવાડ ભોગવ્યા પછી ૧૯૦૬ના જૂનમાં અમદાવાદની સરકારી હાઈસ્કૂલમાં માસ્તર રહ્યા. અહીં હજી ત્રણ માસ નહોતા થયા ત્યાં સપ્ટેમ્બરની ચોથી તારીખે દાદાભાઈજયંતીમાં પોતે ભાગ લીધો તે કારણથી રાજીનામું આપ્યું. પછી દાણાપીઠ અંબામામાની હવેલીમાં ગુજરાત હાઈસ્કૂલમાં માસ્તર રહ્યા, 'સ્વદેશી મિત્રમંડળ' સ્થાપ્યું અને સ્વદેશીનો પ્રચાર કર્યો, તેમાં શ્રી. કૃપાશંકર બેચરલાલ પંડિત તથા શ્રી. ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત તેમના સાથી હતા. ૧૯૦૭માં પોતે સુરતની પ્રખ્યાત મહાસભામાં ભાગ લીધો; ત્યાંથી પાછા આવી નોકરી છોડી, અને એમ. એ. નો અભ્યાસ પાછો આદર્યો.

૧૯૦૮માં ચાંદોદમાં ગંગનાથ ભારતીય સર્વવિદ્યાલયમાં પોતે શિક્ષકનું કામ કર્યું. ત્યાંથી કોરા જઈને દીવાસળીના કારખાનામાં ચાર માસ એમ.એ.નો અભ્યાસ કર્યો. એમ.એ.ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યા, તથા શેઠ જમશેદજી અરદેશર દલાલ ('૭૦), અ૦ દસ્તૂર ('૭૩), શેઠ કાવસજી જમશેદજી સંજાણા ('૭૯) અને કામાભાઈ ઓ ('૯૮)ની પરંપરાને સજીવન કરી.

૧૯૦૯માં પોતે ગુજરાત કૉલેજમાં ગણિતના અધ્યાપક રહ્યા. ૧૯૧૦માં હું તેમની આગળ ગણિત શીખ્યો, તે વખતનું મને એટલું સાંભરે છે કે $\log a^{b} \times \log b^{m} = \log a^{m}$ આવું કાંઈક બીજગણિતમાં આવે છે તે ભુલાય નહિ એટલા સારુ રેલગાડી અમદાવાદથી બારેજડી ને બારેજડીથી મહેમદાવાદ જાય છે તે ધ્યાનમાં રાખવા પોતે કહેતા. તે દિવસોમાં અમદાવાદ બારેજડી અને બારેજડી મહેમદાવાદ વચ્ચે સ્ટેશન હજી નવાં થયાં.

બીજું આ સાંભરે છે કે 'પ્રેમિયન'ના પ્રકરણના સંબંધમાં સ્વામીનારાયણ ભાસ્કરાચાર્યના શ્લોક અમને લખાવતા; એવા એક શ્લોકનાં બે ચરણ હજી હું ભૂલ્યો નથી :

> श्रेढीफलादुत्तरलोचनघ्नात् ·
> चयार्धयुग्मान्तरवर्गयुक्तात् ।

આપણા પ્રાચીન ગણિત વિષે પોતે એક વ્યાખ્યાન આપ્યું હતું, જે પુરાતત્ત્વમન્દિરની 'આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા'માં છપાયેલ છે, અને દેહાન્ત પહેલાં થોડે વખતે જ 'ગણિતમાં કવિતા' વિષે પ્રવચન કર્યું હતું. આમ પહેલેથી છેલ્લે લગી આપણા પ્રાચીન ગણિતને પ્રકાશમાં આણવાના સ્વામીનારાયણના પ્રયત્ન ચાલુ હતા.

૧૯૧૯થી '૨૦ લગી પોતે મુંબઈ વિદ્યાપીઠમાં ગણિતના પરીક્ષકનું કામ પણ કરતા હતા.

૧૯૨૦માં ગાંધીજીની હાક દેશમાં વાગી, એને પરિણામે '૨૧ના આરંભમાં સ્વામીનારાયણે અસહકાર કરીને ગુજરાત કૉલેજની નોકરી છોડી દીધી, અને ગુજરાત વિદ્યાપીઠના ગણિતાચાર્ય બન્યા.

૧૯૨૧ના અન્તભાગમાં સ્વામીનારાયણે 'પરાક્રમી પૌરવ' નામે નાટકમાં સિકન્દર સામે સ્વદેશનો બચાવ કરનાર પોરસ રાજાનું ચરિત્રાલેખન કર્યું: આ નાટક

'ખોળે ધરાના જેમણે નિજ પ્રાણ વહાલા છે ધર્યા,
સ્વાધીન પૃથ્વી પર વિચરવા ટેક જેણે આદર્યો;
જ્યોત્સ્નાધવલ કીર્તિ પ્રસારી ભુવન ત્રણ પાવન કર્યાં,
સ્વાર્પણ કરી રણયજ્ઞમાં જે અમરયશભાગી થયા'

એવા અસહકાર-રણયજ્ઞના યાજ્ઞિકોને સમર્પેલું છે, અને એની પ્રસ્તાવના પહેલાં સ્વદેશસેવાદર્શકના સંસ્કૃત શ્લોક આપ્યા છે, તેમાંથી કેટલાક આ નીચે ઉતાર્યા છે:

इमां निबद्धुं धरणीं पवित्रां कृतोद्यमो ग्रीकनृपं जिगाय ।
यामाश्रितः श्रीपुरुवंशकेतुः स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥५॥
स्थिरप्रतिज्ञो महितः प्रतापः संश्रित्य यस्या युयुधे पराक्रमम् ।
स्वधर्ममाश्रित्य ततो ररक्ष स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥६॥
यस्याः प्रभावेण शिवावतारो शूरो दुराक्रान्तभुजो मराठा ।
म्लेच्छान् ममर्दाशु महाप्रतेजाः स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥७॥
निधाय यां चित्तसरोजमध्ये लक्ष्मीश्च राज्ञी करवालहस्ता ।
संघूर्णयामास रिपोर्बलानि स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥८॥
विमोचनार्थं गुरुगोऽधुना या संस्थापिता स्वे हृदयप्रदेशे ।
महात्मना गांधिकुलोद्भवेन स्वदेशसेवैव महाव्रतं
स्यात् ॥ ९ ॥

૧૯૨૩માં મુંબઈ પ્રાંતની ચૂંટણીઓમાં અમદાવાદ જિલ્લા તરફથી પોતે ઊભા થયા તથા પહેલે નંબરે ચૂંટાઈ ગયા. ૧૯૨૬માં સ્વરાજપક્ષે નિષ્ક્રમણ (વૉક-આઉટ) કર્યું તે પોતાને રુચ્યું નહિ, એટલે રાજીનામું આપીને સ્વતન્ત્ર રીતે નવી ચૂંટણીમાં ઊભા થયા અને ફતેહમંદ થયા.

૧૯૨૭માં વિરમગામ તાલુકાની વિઘોટીમાં રૂપિયે પાંચ આના વધાર્યા ત્યારે સ્વામીનારાયણે ખેડૂતોને જગાડીને પોકાર ઉઠાવ્યો, દોઢ વર્ષ લગી એ તાલુકામાં સતત કામ કર્યું, અને ફરી તપાસ કરવા સરકારે નીમેલા અમલદાર આગળ તાલુકાની સાચી સ્થિતિ રજૂ કરી, તેને પરિણામે '૨૯માં સરકારે વિઘોટી-વધારો મુલતવી રાખ્યો.

૧૯૩૦માં દાંડીકૂચ પછી સરકારે ગાંધીજીને મેની પાંચમીએ પકડ્યા એટલે સ્વામીનારાયણે ધારાસભામાંથી રાજીનામું આપ્યું; પછી અમદાવાદ નગરસભાના ઉપપ્રમુખ થયા. તથા પ્રમુખ જેલમાં હતા એટલે પ્રમુખ વતી કામ ચલાવ્યું.

એ જ વર્ષે જૂનની ૨૨મીએ કોઠ તથા ધોળકામાં પોતે ખેડૂતો આગળ કરેલા ભાષણ સારુ સ્વામીનારાયણને ૨૫મીએ સરકારે પકડ્યા, તથા જુલાઈની દસમીએ છ માસ કેદની શિક્ષા કરી.

૧૯૩૧માં છૂટ્યા પછી મંદવાડ આવ્યો એટલે મુંબઈ સર હરકિસનદાસ ઇસ્પિતાલમાં ઉપચાર કરાવ્યા, અને સાજા થયા પછી, જેનો આધાર આ લેખમાં લીધો છે, તે નોંધ લખી.

૧૯૩૩માં અ૦ સ્વામીનારાયણને યજ્ઞપુરુષદાસ નામે સ્વામીનારાયણપંથના સાધુનો સમાગમ થયો, અને એ પંથના ઇતિહાસને ઉદ્દેશીને એમણે સંસ્કૃત-શ્લોકબદ્ધ ગ્રન્થ રચવા માંડ્યો.

છેલ્લાં ચાર વર્ષ પોતે શેઠ લાલભાઈ દલપતભાઈ કૉલેજમાં અધ્યાપક અને મુંબઈ વિદ્યાપીઠમાં એમ. એ. અને એમ. એસસી.ના પરીક્ષક દાખલ કામ કર્યું.

આમ સ્વામીનારાયણ એકલા વિદ્વાન જ નહોતા: એકલા વિદ્વાન જ હોત તો આ લખાણ કરવાનો અવસર જ આવત નહિ. પણ એ જેવા વિદ્વાન હતા એવા જ દેશભક્ત તથા ખાંપાના મેરુ હતા. એટલે આપણે પણ ભણીએ તો સ્વામીનારાયણ જેવું ભણીએ, તથા વિદ્યાના પારગામી બનીએ. અને એમના જેવા દેશભક્ત બનીને ભારતભૂમિને સ્વાતંત્ર્ય-સુધારસનો પુનરાસ્વાદ કરાવીએ.

દેસાઈ વાલજી ગોવિંદજી

# એક વિદ્યાર્થીની મૂંઝવણ

વીસેક વર્ષના એક વિદ્યાર્થીએ પ્રશ્ન પૂછ્યો, જે એના જેવા અનેકને થાય એવો છે. આ વિદ્યાર્થી સેવાભાવી છે; પોતાના ગામમાં અને બીજે ચાલતાં રાષ્ટ્રીય સેવાકાર્યોમાં રસ લે છે અને યથાશક્તિ તેમાં ભાગ લેવાની હોંશવાળો છે. ભણવાની સાથે આ કામો તે કરતો આવ્યો છે. ભણતર મૅટ્રિક સુધીનું કર્યું છે; ઘણું કરીને પરીક્ષા પાસ કરી નથી. આ પ્રકારના વિદ્યાર્થીએ પૂછ્યું, 'મને વિશેષ ભણવાનો વિચાર આવે છે, તેની જ સાથે એમ થાય છે કે કામ કરવાનું તો ચાલુ રહેવું જોઈએ; આ સંજોગમાં મારે શું કરવું ઘટે?'

રાષ્ટ્રીય કેળવણી અને લોકસેવાના વિચારોના વાતાવરણમાં જાગ્રત જુવાનને આ પ્રકારની મૂંઝવણ સહેજે ઊભી થાય. ચાલુ સરકારી શિક્ષણ આગળ ભણાવવાનો આભાસ આપી શકે છે; કેમ કે આવા નવજુવાનોની મનોવૃત્તિ એ શિક્ષણથી તૃપ્ત નથી થતી: તેમને એ કાર્યમાં મોઢીવહેલી અફળ સમય-અને-ધન-ફેડણી લાગે છે. એના દોષો આવા પ્રકારના વિદ્યાર્થીઓને અસહ્ય કડે છે. જો વિદ્યાપીઠ ઉચ્ચ કેળવણી પણ આપતી હોત, તો આવા નવજુવાનો ખુશીથી તેમાં ભરતી થઈ પોતાની પ્રગતિ યથેચ્છ સાધત.

આવા વિદ્યાર્થીઓએ ત્યારે શું કરવું? પોતાની સેવાવૃત્તિને જોખમાવીને તેઓ કહેવાતી ચાલુ ઉચ્ચ કેળવણી લેવા જાય, એ જરૂરનું નથી. જરૂરનું હોય તોય તેઓ પોતાની તે પ્રત્યેના અણગમાની સાચી લાગણીને જડ કર્યા વિના તેમાં ન જઈ શકે. તે વગર તેઓને સંતોષ મળે અને તેમની સાચી ને સંગીન પ્રગતિ થાય, એવું તેમને જોઈએ છે.

આવા વિદ્યાર્થીએ ત્યારે સરકારી પદવીનો મોહ છોડીને વાત કરવી જોઈએ. એનો જો મોહ હોય તો કદાચ તે પોતાની મૂંઝવણ નહિ ટાળી શકે.

આવા વિદ્યાર્થીએ, અને હું તો કહું કે દરેક મોટા વિદ્યાર્થીએ, ત્રણ વસ્તુ પોતાની સમક્ષ રાખવી ઘટે: ૧. જીવનનિર્વાહને અર્થે પોતે શું કરવા માગે છે? ૨. તેની જ જોડે લાગેલો છતાં કાંઈક અલગ વિચારવો જોઈએ એવો બીજો વિચાર એ કે, પોતે કયું કામ કરવા ઇચ્છે છે? જો આ કામ એવું હોય કે તેમાંથી નિર્વાહ પણ મળે અને પોતાને મનપસંદ ક્ષેત્રમાં સેવા પણ થાય, તો આ બે વસ્તુઓ ભેગી એકીસાથે ઊકલે. પણ જો નિર્વાહનો રસ્તો એક હોય અને પોતાને મનપસંદ સેવા તે ઉપરાંત કરવાની હોય, તો આ બે વસ્તુઓ અલગ વિચારવી જોઈએ. માનો કે એક વિદ્યાર્થી પોતાનો બાપીકો ઉદ્યોગ હોય તે કરવા માગે છે; અને તે કરવાની સાથે પોતાના ગામમાં સેવાકામ કરવા ચાહે છે. તો તે નવજુવાને બેઉ વસ્તુઓ અલગ નક્કી કરવી જોઈએ. એક બીજો વિદ્યાર્થી એવો હોય કે જે આજે અનેક નાની મોટી જે સેવાસંસ્થાઓ ચાલે છે તેમાં જોડાઈ જઈ, નિર્વાહ અને મનપસંદ સેવાકામ એ બેઉ વસ્તુઓને ભેગી કરવા ઇચ્છે, તો તેવાને માટે ઉપરની બે વસ્તુઓ ભેગી થાય છે. આ બીજા વિચારવાળાને એક વસ્તુ જણાવવી જોઈએ કે, સેવાસંસ્થામાં જોડાવા ઇચ્છનારાઓની સંખ્યાને મર્યાદા છે; વળી એવી સંસ્થાઓ બહુ નથી, અને જો કાંઈક ત્યાગ અને સંયમની તૈયારી વગર કોઈ જોડાય તો તે તેમાંથી પાછો પડવાનો સંભવ છે. એટલે સામાન્યપણે નિર્વાહનો રસ્તો અલગ વિચારી લેવો એ જ સારું. અને એ રસ્તાને માટે પણ કહેવું જોઈએ કે, તે રસ્તો પોતે પણ સેવા કે ટ્રસ્ટ-ભાવનાથી લેવાયો હોવો જોઈએ. આ વિચાર જરા વધારે ચર્ચવો જોઈએ.

ખરું પૂછો તો વ્યવસ્થિત સમાજના નાગરિકનો જીવન-વ્યવહાર અને જીવન-નિર્વાહ તે સમાજની સેવા જ હોય. પોતાના વૈયક્તિક જીવનથી સમાજની સેવા અલગ નથી, ન હોવી જોઈએ. નાગરિકમાત્ર તે રીતે જ સમાજની સેવા કરે ને કરવી જોઈએ. આજ કેટલાય જમાનાથી એ પ્રકારનો વ્યક્તિ-અને-સમાજ-વ્યવહાર ચાલ્યો નથી અને નાગરિક નામમાત્ર જ નાગરિક છે. બાકી તે તો સમાજદ્રોહ પણ કરીને પોતાનું જીવન ચલાવે છે, તેથી જ ધંધારોજગારથી અલગ અને ખાસ સેવાનો વિચાર જન્મ્યો છે. નહિ તો નાગરિક અને સમાજ-સેવકમાં સામાન્યપણે ભેદ નહિ જણાવો જોઈએ.

આમ હોવાથી કોઈ પણ વિદ્યાર્થી પોતાના જીવનનિર્વાહ માટે પણ નીતિવિરોધી કે સમાજઘાતક ધંધો ન વિચારી શકે. એટલે કે, તે દારૂનો ધંધો ન લઈ શકે. તે જો સમાજવાદી વિચારો ધરાવતો હોય, તો જે ધંધામાં શોષણ હોય તે ધંધો એ ન લે, યા લે તો તેને સુધારવાની નેમથી જ લઈ શકે. આ પ્રમાણે કરવાથી નિર્વાહ અને સેવા ભેગાં થાય છે. આ થયા પછી તેણે પોતાનાથી બનતું જાહેર કાર્ય કરવું જોઈએ. તે તેણે શું કરવું છે તે વિચારવું જોઈએ.

આ બે વસ્તુઓ સાથે ત્રીજી વસ્તુ રહેલી છે અને તે પેલા વિદ્યાર્થીની મૂંઝવણ છે. તે છે આગળ ભણવા અંગે શું કરવું એ. તેનો જવાબ એ છે કે, ઉપરની બે વસ્તુઓનું પુસ્તકિયા તથા પ્રત્યક્ષ જ્ઞાન તેણે મેળવવું જોઈએ. તેને સારુ વર્ધાપદ્ધતિથી કામ લેવું ઘટે; એટલે કે, પ્રત્યક્ષ કામ કરવાની સાથે સાથે તે વિષેનું જ્ઞાન પણ ખપ જોગું મેળવતા રહેવું. તો જ ભણતર અર્થવાળું અને ઉદ્દેશયુક્ત બનશે; તે પ્રત્યક્ષ કામની કસોટીથી કસાઈને મળશે, તેથી પાકું અને પ્રયોગસિદ્ધ હશે; માત્ર પુસ્તકિયા અને ચર્ચા-કે-ડાચા-કૂટિયું નહિ હોય. તેણે હાથપગને નકામા નહિ કર્યા હોય. કોઈ એમ ન કહે કે, આવું તો ન બની શકે. અને આજે તો એ રીતે જીવન ઘડવાની ખૂબ અનુકૂળતા છે. આવા વિદ્યાર્થીઓને હું હબસીઓના કુલગુરુ બૂકર ટી. વૉશિંગ્ટનનું 'આત્મવૃત્તાંત' અને 'મારી વ્યાપક કેળવણી' એ પુસ્તકો વાંચવા સૂચવું છું.

એટલે ત્યારે, મોટા વિદ્યાર્થીઓએ ત્રણ વસ્તુઓનો વેળાસર વિચાર કરી લેવો જોઈએ :

૧. પોતે શો ધંધો કરી નિર્વાહ કરશે;

૨. પોતે સમાજ અને દેશની સેવા શી રીતે કરવા ચાહે છે; અને

૩. પસંદ કરેલા ધંધાની તાલીમ અને સમાજ તથા દેશની સેવાને માટેનું આવશ્યક જ્ઞાન મેળવવા પોતે શું કરશે.

દરેક વિદ્યાર્થી જાણે કે, ત્રીજું કામ જે કેળવણી-નું છે તે આખી જિંદગી વ્યાપેલું છે. જે જીવનમાંથી શીખવાનું કે કેળવાવાનું ગયું છે તે જીવન પ્રગતિકર હોઈ જ ન શકે — તે ભોગના સડાને પંથે પડેલું કે પડનારું લેખાય. તેવા જીવનમાંથી સેવાની કે નાગરિક ધર્મપાલનની પણ આશા ઓછી જ ફળી શકે.

૧૩–૫–'૪૨ મગનભાઈ દેસાઈ

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ–૫

## વેદયુગ (ચાલુ)

વેદયુગમાં વર્ષ અને માસનું સ્વરૂપ આપણે જાણ્યું. આપણે જોયું કે વર્ષ સાયન (ઋતુચક્રતુલ્ય) અને માસ ચાંદ્રસૌર (ચંદ્રકળાચક્રતુલ્ય) હતાં. વૈદિક સાહિત્યમાં 'તિથિ' શબ્દ આવે છે ખરો, પણ તે અત્યારના અર્થમાં વપરાયો નથી, માત્ર 'દિવસ'ના અર્થમાં જ વપરાયો છે. પણ ચંદ્રનો પ્રકાશ મૂળ સૂર્યનો છે તેનું જ્ઞાન આ વખતે હતું તે આ વાક્યથી જણાય છે :— सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वः। (તૈ. સં. ૩, ૪, ૭, ૧.) વિષુવદિન એટલે સંપાત પર સૂર્ય હોય તે દિવસના ઉલ્લેખો ઐતરેય અને તૈત્તિરીય બ્રાહ્મણોમાં આવે છે. રાતદિવસના મળીને ૩૦ મુહૂર્તના ઉલ્લેખો પણ તૈ. બ્રા.માં ઘણી જગાએ આવે છે.

સત્તાવીસ ઉપરાંત બીજાં પણ કેટલાંક નક્ષત્રોના ઉલ્લેખો વૈદિક સાહિત્યમાં આવે છે. આ નક્ષત્રો વિભાગાત્મક નહિ, પણ તારાત્મક હોવાં જોઈએ. આનું એક કારણ એ છે કે ગ્રહગતિનું કોઈ ગણિત વૈદિક સાહિત્યમાં ક્યાંય આવતું નથી. તે પહેલ-વહેલું વેદાંગ જ્યોતિષમાં જ આવે છે. પણ આનું મોટું કારણ તો એ છે કે, નક્ષત્રમાં તારાઓની સંખ્યાનુસાર નક્ષત્રના નામને એકવચન, દ્વિવચન કે બહુવચનમાં વાપરવામાં આવ્યું છે. જ્યોતિષગ્રંથોમાં વિભાગાત્મક નક્ષત્રને હંમેશાં એકવચનમાં વાપરવામાં આવે છે.

ઋગ્વેદમાં મઘા, ફાલ્ગુની, ચિત્રા અને રેવતી નક્ષત્રોનાં નામ આવે છે. તૈ. સં. અને તૈ. બ્રા.માં સત્યાવીશે નક્ષત્રોનાં નામ આવે છે. અથર્વવેદમાં અભિજિત સહિત ૨૮ નક્ષત્રો છે. એ. બ્રા. ૧૩,૯માં રોહિણી, મૃગ અને વ્યાધની કથા છે અને તૈ. બ્રા. ૧,૧ માં એ જ કથા થોડા ફેરફાર સાથે છે.

વૈદિક સાહિત્યમાં ૨૭ સિવાયનાં નક્ષત્રોના પણ ઉલ્લેખો આવે છે. આ નક્ષત્રોનાં નામોના અર્થો કેટલીક જગાએ યુરોપીય એટલે ગ્રીક નામોના અર્થો જેવા જ છે, એ બાબત આપણું ખાસ ધ્યાન ખેંચે છે. अमी य ऋक्षा निहितास उच्चा नक्तं दद्दश्रे कुह चिद्दिवेयुः। ઋ. સં. ૧,૨૪,૧૦. અર્થ:—'આ જે ઋક્ષ (આકાશમાં) ઊંચે મૂકેલા રાતે દેખાય છે, તે દિવસે ક્યાંક જતા હશે.' ઋક્ષ એટલે રીંછ. આ કયા નક્ષત્રનું નામ છે તે માટે શત. બ્રા. ૨,૧,૨,૪માં કહ્યું છે: सप्तर्षीन्तु स्म वै पुरर्क्षा इत्याचक्षते। એટલે "પ્રાચીનકાળમાં સપ્તર્ષિને 'ઋક્ષ' કહેતા હતા." સપ્તર્ષિનું યુરોપીય નામ 'મોટું રીંછ' છે. તૈ. બ્રા. ૧,૧,૨માં कालकञ्जा वै नामासुरा आसन् . . . द्वावुदपतताम्। तौ दिव्यौ श्वानावभवताम्। અથ. સં. ૬, ૮૦માં शुनो दिव्यस्य यन्महस्तेना ते हविषा विधेम। ઋ. સં. ૧૦,૧૪,૧૧માં यौ ते श्वानौ यमरक्षितारौ चतुरक्षौ पथिरक्षी नृचक्षसौ। અથ. સં. ૧૮,૨,૧૨માં પણ આવો જ મંત્ર છે. આપણે જેને હાલમાં 'વ્યાધ' કહીએ છીએ, પણ યુરોપિયનો જેને 'મોટો' અને 'નાનો' 'કૂતરો' કહે છે, તેને માટે આ ઉલ્લેખો હોય એ સંભવિત છે. ઋ. સં. ૧૦,૬૩,૧૦માં दैवीं नावं स्वरित्रामनागसमस्रवंतीमारुहेमा स्वस्तये। આમાં આકાશની નૌકાની વાત છે. અથ. સં. ૭,૬,૩માં પણ આવો જ મંત્ર છે. અથ. સં. ૫,૫,૪ અને ૬,૯૫,૨માં हिरण्मयी नौ हिरण्यबन्धना दिवि। આ દિવ્ય નૌકા યુરોપીય Argo હોય એ સંભવિત છે. પ્રાચીન આર્યો અને યુરોપીયો એકસાથે રહેતા હશે એવું અનુમાન આમાંથી નીકળી શકે.

ઋ. સં. ૫,૪૦,૫થી ૯માં એક સૂર્યગ્રહણનું વર્ણન છે. તે ઘણુંકરીને ખગ્રાસ હોવું જોઈએ. ખગ્રાસ સૂર્યગ્રહણ સામાન્ય માણસને ભયંકર લાગે છે, પણ અહીં આપેલા વર્ણનમાં ભયંકરતા નથી. આ ઉલ્લેખનો છેલ્લો ભાગ આ પ્રમાણે છે:—अत्रिः सूर्यस्य दिवि चक्षुराधात्। स्वर्भानोरपमाया अघुक्षत्। यं वै सूर्यं स्वर्भानुस्तमसा विध्यदासुरः। अत्रयस्तमन्वविन्दन्नह्यन्ये ऽशक्नुवन्। સ્વર્ભાનુ નામનો અસુર સૂર્યને ઢાંકી દે છે, તેથી સૂર્યગ્રહણ થાય છે એવી માન્યતા આ મન્ત્રોમાં છે. 'અત્રિએ સૂર્યના તેજ ઉપર પોતાની આંખો ઠેરવી, સ્વર્ભાનુ અસુર તરફની પીડા ટળી. જે સૂર્યને સ્વર્ભાનુ અસુરે ઢાંકી દીધો હતો, તેને અત્રિઓએ પાછો મેળવ્યો, બીજા તેમ કરી શક્યા નહિ.' આનો અર્થ આમ સમજી શકાય:—'અત્રિએ ગ્રહણોનાં અવલોકનો કરીને તેનું ગણિત શોધી કાઢ્યું હતું. તે ગણિત પ્રમાણે જ ગ્રહણોના મોક્ષ વગેરે થતા હતા. આ ગણિત અત્રિ અને તેના વંશજો જ જાણતા હતા, બીજા તે જાણતા નહોતા.' ગ્રહણોનું ખરું કારણ આ વખતે સમજાયું નહિ હોય, પણ ગ્રહણો આ સમયે ઘણાં પરિચિત થઈ ગયાં હતાં અને તેઓને વિષે સારી પેઠે વિચાર થયો હતો, એટલું તો આ ઉલ્લેખો પરથી જણાય છે.

ગુરુ અને શુક્ર ગ્રહોના ઉલ્લેખો ઋગ્વેદથી માંડીને બધા વૈદિક સાહિત્યમાં ઘણે ઠેકાણે આવે છે. શુક્રને ઘણી વાર વેન કહ્યો છે. આ શબ્દને Venus સાથે ઘણું સામ્ય છે. તે જ પ્રમાણે ગ્રીક Kupris અને લેટિન Cypris શબ્દો શુક્રને મળતા આવે છે. આ પરથી હિંદુસ્તાન અને યુરોપના પ્રાચીન આર્યો એક સાથે રહેતા હશે એમ લોક૦ તિલક કહે છે. મંગળ, શનિ અને બુધ ગ્રહો પણ આ સમયે જાણવામાં હોય એવો ઘણો સંભવ છે.

एकं वा एतद्देवानामहः यत्संवत्सरः। તૈ. બ્રા. ૩,૯,૨૨. દેવોનો એક દિવસ (દિનરાત્રિ મળીને) આપણા એક વરસ જેવડો છે. પૃથ્વીના ધ્રુવ પ્રદેશ આગળ છ મહિનાનો દિન અને છ મહિનાની રાત મળીને એક વરસ થાય છે. તેથી આ દેવો તે ધ્રુવ પ્રદેશમાં રહેતા આપણા પૂર્વજો હોવા જોઈએ એવું અનુમાન લોક૦ તિલક વગેરે વિદ્વાનો કરે છે.

વેદયુગનો અંત તે વેદાંગયુગનો આરંભ એટલે ઈ. પૂ. ૧૦૦૦થી ૧૫૦૦ વર્ષ છે. આ વખતે કેટલું જ્ઞાન હતું એ આપણે વેદાંગયુગની ચર્ચા વખતે જોઈશું. પણ ઈ. પૂ. ૨૦૦૦ થી ૩૦૦૦ વર્ષે પ્રાચીન આર્યોને વરસ, મહિના, અધિક માસ, અયન, સંપાત, ઋતુ, વગેરેના માપનું, બહુ સૂક્ષ્મ નહિ તોપણ, ઠીક ઠીક જ્ઞાન હતું. ગ્રહોનું જ્ઞાન હતું. ચંદ્રના માર્ગમાં આવતાં નક્ષત્રોનું જ્ઞાન તેઓને થયું હતું; અને ૨૭ દિવસમાં ચંદ્ર બધાં નક્ષત્રોમાં ફરી રહે છે, તેથી ચંદ્રના એક દિવસના પ્રવાસની લગભગનું એક નક્ષત્ર, એમ ૨૭ નક્ષત્રોનાં નામ તેઓએ રાખ્યાં હતાં. તે ઉપરાંત આકાશનાં બીજાં કેટલાંક નક્ષત્રોનાં નામ

પણ તેઓએ પાડયાં હતાં. ગ્રહણ વગેરે આકાશના ખાસ બનાવોનો પરિચય એમણે સારી પેઠે કર્યો હતો. અહીં વેદયુગની ચર્ચા આપણે પૂરી કરીએ છીએ. વેદાંગયુગ વિષે આવતા લેખમાં કહીશું. અત્રે આપેલા વૈદિક સાહિત્યના ઉલ્લેખોમાંથી ઘણાખરા અમે સ્વ. શં. બા. દીક્ષિતના 'भारतीय ज्योतिःशास्त्राचा इतिहास'-માંથી લીધા છે, એ વિષે અમે પાછળ કહ્યું છે.

હરિહર ભટ્ટ

# ખુદાનો પેગામ

૨

સ્થળ – મસાણ પાસે એક ઝાડ નીચે.

પાત્રો — ગયા અંકના 'ભગવાનની ભાષા' લેખનાં ચાલુ.

રુસ્તમ — સલામ, દરવેશજી.

ફકીર — આવ, બેટા. તમારા સાથીઓ કયાં ગયા?

રુસ્તમ — એ તો નથી આવતા. હું એકલો જ આવ્યો. હું તમને જોઉં છું તો મને જરથોસ્ત સાહેબની યાદ આવે છે. પેલા દિવસની વાત પર વિચાર કર્યા કરું છું. મને એક સવાલ પૂછવાનું મન છે.

ફકીર — પૂછો.

રુસ્તમ — દરવેશ સાહેબ! તો જૂના જમાનામાં ખુદા કેમ પેગંબરોને મોકલતા, અને હવે કેમ આજની ભાષા બોલવાવાળા પેગંબરો નથી મોકલતા?

ફકીર — (હસીને) પેગંબરો પેદા થવા એક વાત છે, અને લોકોએ તેમને માનવા બીજી વાત છે. હરેક જમાનામાં ઈશ્વરી અવાજ સાંભળનારા અને તેનાં સત્યો પ્રગટ કરવાવાળા ઓલિયાઓ પેદા થાય છે જ. જો ઘણા લોકો તેને માને છે, તો તે અવતાર, પેગંબર વગેરે નામે ઓળખાવાય છે. જો થોડા લોક માને છે તો તેને ભગવાનના ભક્ત, બંદો, સાધુ, સદ્ગુરુ ઇત્યાદિ કહે છે. અને જ્યાં સુધી એને કોઈ માનતું નથી ત્યાં સુધી તે કદીક ઢોંગી પણ કહેવાય છે, અને કયારેક લોકો તેને મારી પણ નાંખે છે. સુકરાત (સોક્રેટીસ), ઈશુ અને બીજા ઘણા વિષે આવું સાંભળવામાં આવે છે. જે સત્પુરુષને બહુએ માન્યો અને જેણે ઘણાં મોટાં કામ કર્યાં તે પેગંબર કહેવાય છે, અને જેને થોડાએ માન્યો તે સદ્ગુરુ, ઓલિયો, બંદો, ભક્ત વગેરે કહેવાય છે, એટલો જ બે વચ્ચે ફરક છે. તેં જરથોસ્ત વિષે ઘણું સાંભળ્યું છે, તેથી તને તે જ મોટા પેગંબર લાગે છે. એ જ રીતે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, વગેરેને પોતપોતાના પરિચિત મહાત્માઓને વિષે ભાવ રહે છે. પણ જેવા તે સત્ય સમજનારા થઈ ગયા તેવા દરેક જમાનામાં પેદા થાય છે જ.

રુસ્તમ — તો પછી બધા એમને જ કેમ માનતા નથી? એમની ભાષા તો આપણે સમજી પણ શકીએ. જૂના પેગંબરોના ગ્રંથો કોઈ સમજી પણ શકતું નથી.

ફકીર — માણસને અક્કલ ચલાવવાનો ભારે શોખ હોય છે. આથી, જેને તે ઓછું સમજે છે, તેમાં ઘણી બુદ્ધિ અને રહસ્ય રહ્યાં હશે એમ માની તેના અર્થ કરતા બેસવામાં તેને બહુ રસ આવે છે. વર્તમાન ભાષાને તો દરેક જણ સમજી શકે. તેમાં વિદ્વાનોની ઝાઝી જરૂર નથી પડતી. એટલે તેને લાગે છે કે, જેમાં વિદ્વાનોને પૂછવું જ ન પડે એમાં શું ગહન જ્ઞાન હોય? આમ તે પુરાણી ભાષા, મુશ્કેલીથી સમજી શકાય એવા ગ્રંથો, અને બહુ મોટા અને કઠણ

શબ્દોવાળાં લખાણોનો વધારે આદર કરે છે. ઘરગતુ ભાષાને અધૂરી નર્હીવી સમજે છે.

રુસ્તમ — પણ, એ પ્રાચીન ગ્રંથોને વાંચ્યા વિના કોઈ ધર્મને માર્ગે ચાલી શકે ખરો?

ફકીર — શું કામ નહિ? મેં કહ્યું ને કે પરમાત્મા પોતે જ આપણને સૌને આપણી અંદર જ રહીને પોતાનો માર્ગ બતાવવા અને આજ્ઞાઓ સમજાવવા હાજર છે, અને તે ક્યારેય કોઈ માનવી ભાષામાં કોઈ સાથે બોલ્યો નથી અને બોલતો નથી; તો પ્રાચીન ગ્રંથોને વાંચવા તથા સમજવા અનિવાર્ય છે એમ કહેવાય જ નહિ. મને તો એ જ આશ્ચર્ય થાય છે કે, માણસો જાતે પરમેશ્વરને સાંભળવા કેમ પ્રયત્ન નથી કરતા, અને જેના અર્થ સમજવા કઠણ છે એવાં હજારો વર્ષ પહેલાં લખાયેલાં પુસ્તકોને ખોળતા બેસે છે, અને જેને પોતે પણ પૂરાં નથી સમજતા, તે પર અભણ લોકોની શ્રદ્ધા પાકી કરાવે છે!

કહ્યું છે કે,

આંધાને આંધો કહે, મેં જોયો એક નાગ;
કાઠી અડતાં મરી ગયો, થયા ત્રણ વિભાગ—
શાને અડયો હશે તે વિચારી લેવાનું!

—ચાલુ કિ. ઘ. મશરૂવાળા

# શબ્દોના વંશ

कडवुं बीजुं
सामा आव्या वैकुंठनाथ.
कहो सदाशिव आ कोण छे.
तमे देखाड्यो आ ठाम.
धाई आवीश त्यां तत्काळ.
तरीश भवसंसार.
कीर्तन भक्ति करे मारी.
देखाडी तेणि वार.
मस्तक साटे मुक्ति.
कृष्णसुं रंग लाग्यो.
गणे तृणावत संसार.
तुं गोराणी में प्रमाणी.
हुंने कह्युं कठण वचन.
पछे मांडयो गृहस्थाश्रम रे.

**सामा** — મૂળ संमुह. 'संमुह' એ વિશેષણ છે. જે દિશામાં મુખ હોય તે દિશામાં જે હોય તેને 'संमुह' વિશેષણ લાગે છે. સંસ્કૃત 'संमुख' અને પ્રા૦ 'संमुह' એ બન્ને એક જ શબ્દનાં જુદાં ઉચ્ચારણ છે. નરજાતિમાં संमुहओ, બહુવચન संमुहआ. એમાંથી 'હ' ઘસાઈ જતાં संमुआ અને તે ઉપરથી सामा. નારીજાતિમાં પ્રથમાનું એકવચન संमुहई — संमुही અને બહુવચન પણ તેવું જ. તે ઉપરથી सामी. નાન્યતર જાતિમાં. संमुह+क — संमुहअ. તેનું પ્રથમાનું એકવચન संमुहउं. એમાંથી 'હ' ઘસાઈ જતાં संमुउं. અને તે દ્વારા 'सांमुं' - सामुं - તેનું બહુવચન सामां. જ્યારે ક્રિયાવિશેષણરૂપે વાપરવું હોય ત્યારે એકલું 'सामुं' વપરાય છે. 'સામસામે', 'સામસામા' કે 'सामासामी' એ બધાના મૂળમાં પણ ઉક્ત 'संमुह' જ છે. વીપ્સા બતાવવા તે 'संमुह' શબ્દ બેવડાઈ તે દ્વારા सामसामे વગેરે શબ્દો નીપજ્યા છે.

**कोण** — મૂળ 'कवण'. 'कवण'નો 'व'નું સંપ્રસારણ થતાં 'कउण' અને તે દ્વારા कोण. નિરુક્તકાર યાસ્કે 'क'નું નિર્વચન કરતાં લખે છે કે 'कः कमनो वा, क्रमणो वा, सुखो वा' ॥ २ ॥ ३२ ॥ — (નિરુક્ત પૃ૦ ૭૩૮, વેંકટેશ્વર પ્રેસની ૧૯૮૨ની આવૃત્તિ) નિરુક્તકારે જણાવેલા कमन કે क्रमण એ બન્ને સાથે 'कवण' શબ્દ વિશેષ સમાનતા ધરાવે છે. સંભવ છે કે, નિરુક્તકારના સમયમાં લોકભાષામાં 'कवण' પદ પ્રચલિત હોય અને તેને સંસ્કારી નિરુક્તકારે कमन કે क्रमण પદની ઘટના કરી હોય. આ ઉપરથી 'कवण'ની વ્યુત્પત્તિ વિષે સ્પષ્ટ પ્રકાશ નથી પડતો છતાં 'कवण'-ની અતિ પ્રાચીનતા તો જણાય જ છે. અને હેમચંદ્રે પોતાના અપભ્રંશ વ્યાકરણમાં જે 'कवण'ની નોંધ કરી છે તે સાધાર છે એમ પણ લાગે છે.—

**देक्खाड्यो** — મૂળ ધાતુ देक्ख. 'देक्ख'ને પ્રેરણા-સૂચક 'आड' લાગ્યા પછી તેનું ભૂતકૃદંત પ્રથમાનું એકવચન देक्खाडिओ. देक्खाडिओનું વધારે સરળ ઉચ્ચારણ તે 'દેખાડ્યો'. જેમ ભમાડ્યો તેમ દેખાડ્યો. સંસ્કૃતમાં કોઈ ધાતુ 'देक्ख'ને મળતો આવે એવો નથી તો પણ 'द्रक्ष्यति' વગેરે રૂપોમાં જે 'द्रक्' અંગ છે તે અને પ્રસ્તુત 'देक्ख' એ બેમાં વિશેષ સામ્ય રહેલું છે.

ठाम — 'સ્થાન' અર્થનો 'थाम' શબ્દ પ્રાકૃત કોશમાં દેશી શબ્દ તરીકે ઉપલબ્ધ છે. સં. 'स्थाम'[૩] શબ્દનો અર્થ 'બળ-શક્તિ' થાય છે એટલે એની સાથે તો પ્રસ્તુત 'ठाम'ને સરખાવી શકાય નહિ. પરંતુ 'સુરસુંદરી[૪] ચરિય'માં ઠેકાણાના અર્થ માટે 'थाम' શબ્દનો ઉપયોગ થયેલો છે, એથી એમ જણાય છે કે, 'સ્થાન' અર્થવાળો 'थाम' શબ્દ તો છે, પરંતુ તેની કોઈ કોશમાં નોંધ નથી. અથવા જેમ 'स्था' ધાતુને 'अन' પ્રત્યય લગાડી 'स्थान' શબ્દ સાધવામાં આવે છે તેમ 'स्था' ધાતુને 'म' પ્રત્યય લગાડી स्थानार्थक 'स्थाम' શબ્દ પણ સાધી શકાય. અથવા 'स्था'નું પ્રેરક 'स्थाप' થાય છે. તેનું પ્રાકૃત ઉચ્ચારણ 'ठाव' થાય છે. તે 'ठाव' અને પ્રસ્તુત 'ठाम' એ વચ્ચે સમાનપણું સંભવી શકે છે અને અર્થ-દૃષ્ટિએ પણ કશો બાધ નથી.

धाई — મૂળ 'धाव्' ધાતુ છે. 'धाव्'[૫] એટલે 'વેગથી ગતિ કરવી' અથવા 'ધોવું'. પ્રસ્તુતમાં 'વેગથી ગતિ કરવી' અર્થનો ઉપયોગ છે. 'धाव्'નું સંબંધક ભૂતકૃદંત 'धाविअ'. આ 'धाविअ' અને પ્રસ્તુત 'धाई' એ બંને એકસરખાં છે. 'धाई' એટલે 'દોડીને'. પુરુષોત્તમ પરમાત્મા ભક્ત નરસિંહના માથે હાથ મૂકી તેને એમ કહે છે કે, દુઃખતે સમયે મને સંભારજે, એ વખતે હું धाई आवीश એટલે સહાય કરવા વેગથી આવીશ.

આપણી ભાષામાં 'ધા નાખના આવ્યા' એવો એક શબ્દપ્રયોગ પ્રચલિત છે. તેમાં પણ 'धाव्' ધાતુ જ છે. 'धावह' અને 'धाह'[૬] એટલે 'તમે દોડો'. જ્યારે કોઈને કાંઈ સંકટ પડે ત્યારે તે સંકટવાળા લોક, બીજાઓને પોતાની સહાયતા માટે બોલાવવા, 'धाह धाह' એમ કહે છે. અર્થાત્ 'દોડો દોડો — અમારી સહાયતા માટે શીઘ્ર આવો.' પ્રસ્તુત 'धाह'નો 'ह' નીકળી જતાં 'धा' પદ બન્યું છે અને તે, 'દોડો, દોડો — અમને બચાવો' એ અર્થમાં પ્રચલિત થયું છે, અને મૂળ ક્રિયાપદ છતાં 'ધાને સાંભળી' એ રીતે નામ તરીકે પણ વપરાવા લાગ્યું છે. જેમ 'धाई'નો સંબંધ 'धाव्' ધાતુ સાથે છે તેમ 'धा'નો સંબંધ પણ 'धाव्' સાથે છે.

**आवीश** — આ ક્રિયાપદ પહેલા પુરુષનું એક વચન છે અને ભવિષ્યકાળ છે. આ૦ હેમચંદ્રે પહેલા પુરુષ એકવચન ભવિષ્યકાળ માટે स्सउं[૭] અને सउं એમ બે પ્રત્યય આપેલા છે 'आवीश'માં ધાતુ 'आव' છે અને તેને લાગેલો 'ईश' અંશ તે 'इस्सउं' કે 'इसउं'નું ઉચ્ચારણાંતર છે. आविस्सउं કે आविसउं — आवीश. પ્રસ્તુતમાં 'आवीश'નો કર્તા પુરુષોત્તમ પરમાત્મા છે.

**तरीश** — આ ક્રિયાપદ બીજા પુરુષનું એકવચન છે અને ભવિષ્યકાળ છે. આ૦ હેમચંદ્રે બીજા પુરુષ એકવચન ભવિષ્યકાળ માટે इस्सहि[૮] કે इसहि એમ બે પ્રત્યયો નોંધેલા છે. 'तरीश'માં ધાતુ 'तर्' છે અને બાકીનો 'ईश' અવયવ इस्सहि કે इसहिનું જુદું ઉચ્ચારણ માત્ર છે. तरिस्सहि કે तरिसहि — तरीश. પુરુષોત્તમ પૂર્ણપુરુષ કહે છે કે, 'મારું કીર્તન ભક્તિ તું કરે તો સંસારને તરીશ — સંસારનો પાર પામીશ.'

**करे** — આમાં 'कर्' ધાતુ સ્પષ્ટ છે અને વિધ્યર્થ કે આજ્ઞાર્થ માટે આ૦ હેમચંદ્રે કહેલો 'ए' પ્રત્યય લાગેલો છે. હેમચંદ્રે આજ્ઞાર્થ કે વિધ્યર્થ માટે બીજા પુરુષ એકવચનમાં इ,[૯] उ અને ए વગેરે અનેક પ્રત્યયો બતાવેલા છે. करे એટલે તું કર.

**तेणिवार** — તે વખતે. જૈન આગમોમાં તેમ જ બૌદ્ધ પિટકોમાં 'તે વખતે'નો ભાવ બતાવવા 'तेणं[૧૦] कालेणं' (જૈન) તેમ જ 'तेन[૧૧] खो पन समयेन' (બૌદ્ધ) એ શબ્દો આવે છે. પ્રસ્તુતમાં વપરાયેલું 'तेणि' પદ અને ઉક્ત तेणं કે तेन એ બધાં એક-સરખાં જ છે. અહીં 'तेणि'માં એક 'इ' વધારે લાગેલો છે. એ 'इ' સપ્તમીનો સૂચક જણાય છે. વખત જતાં 'तेन'નો સપ્તમીસૂચક ભાવ ઘસાઈ ગયો અને તેને બતાવવા ફરી વાર 'इ' દ્વારા સપ્તમીનો ભાવ બતાવવા 'तेणि' પદનો પ્રયોગ થયો. 'इ'[૧૨] સપ્તમીનો પ્રત્યય છે એ તો જાણીતું જ છે.

**साटे** — બદલે. પ્રસ્તુત 'साटे'ની વ્યુત્પત્તિ સ્પષ્ટપણે જણાતી નથી, પરંતુ કેટલાક પ્રાકૃત[13] ગ્રંથોમાં 'બદલા'ના અર્થ માટે 'सट्ट' શબ્દનો પ્રયોગ થયેલો છે. તે 'सट्ट' અને પ્રસ્તુત 'साटे' બન્ને એકસરખાં છે. ભાષામાં પ્રચલિત 'साटुं के साटांपाटां' શબ્દનો 'साटा' શબ્દ પણ ઉક્ત 'सट्ट' સાથે જ સંબંધ રાખે છે.

**कृष्णसुं** — કૃષ્ણ સાથે. હેમચંદ્ર કહે છે કે 'સાથે'ના અર્થ માટે 'सहुं'[14] પદ વપરાય છે. 'कृष्णसहुं' દ્વારા 'કૃષ્ણસું' આવી રહે છે. કોઈ સ્થળે 'सुं' ને બદલે 'शुं' પણ પ્રચલિત છે. જેમ કે 'तुमशुं लागी प्रीत'. सं० सह, प्रा० सह, अव० 'सहुं' અને પ્રસ્તુત 'सुं' એ બધાં એકસરખાં છે.

**तृणावत** — તૃણની પેઠે. 'પેઠે' અર્થ માટે सं. 'वत्' પ્રત્યય વપરાય છે. પ્રસ્તુત 'वत' અને ઉક્ત 'वत्' એ બન્ને એકસરખા છે. અપભ્રંશના[15] સ્વભાવ પ્રમાણે 'તૃણવત્'ને બદલે 'तृणावत' વપરાયું છે.

**गोराणी** — ગુરુસ્થાને. અહીંનો 'ગોરાણી' શબ્દ 'ગુરુ'—'બોધ ગુરુ' અર્થનો વાહક છે. મહેતાજી પોતાની ભાભીને 'ગોરાણી' વિશેષણ આપી પોતાનાં ગુરુરૂપે સ્વીકારે છે.

બ૦ બેચરદાસ દોશી

## ટિપ્પણો

૧. "हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम"॥

આ ઋચામાં આવેલા 'कस्मै' પદનું નિરૂપણ કરતાં શ્રી. પારેકે ઉપરની હકીકત જણાવેલી છે.

૨. પ્રાકૃતમાં પ્રેરણાસૂચક 'आड' પ્રત્યય માત્ર 'भ्रम' ધાતુને લાગે છે: [भ्रमेः आडो वा ८–३–१५१ हे०] ત્યારે લોકભાષામાં તે 'આડ' વ્યાપક થયેલો છે.

૩. "बल-शौर्याणि स्याम शुष्मं च" [અમરકોશ કાં૦ ૨, ક્ષત્રિય વર્ગ શ્લો૦ ૧૦૨]

૪. "सेवालियभूमितले फिल्लुसमाणा य थामथामम्मि" [सुरसुंदरी० પરિચ્છેદ ૨, ગાથા ૧૦૫] અર્થાત્ 'સેવાળવાળી ભોંય ઉપર ઠેકાણે ઠેકાણે ફીસલી પડતા-લપસી જતા.'

૫. "धावूग् गति-शुद्धयोः" [ધાતુપારાયણ ગણ ૧, ધાતુ અંક ૯૨૦]

૬. 'इय धाह धाह धावह रायसुआ विसहरेण डक्कत्ति।
इय कोलाहलसद्दो रण्णो भवणम्मि उच्छलिओ ॥६५
[विजयचंद केवलिचरिय]

અર્થાત્ 'દોડો દોડો દોડો, રાજકુમારીને વિષધરે ડંખી'—એ પ્રમાણેનો કોલાહલ રાજાના ભવનમાંથી ઊછળ્યો.

૭–૮. "वर्त्स्यति स्यस्य सः" [हे० ८–४–३८८]

૯. "हि-स्वयोः इत्–उत्–एत्" [हे० ८–४–३८७]

૧૦. "तेणं कालेणं तेणं समएणं" — કલ્પસૂત્રનો પ્રારંભ.

૧૧. "तेन खो पन समयेन" સુત્તનિપાત, વાસેટ્ઠસુત્તનો પ્રારંભ.

૧૨. સપ્તમીનો 'इ' પ્રત્યય પાલિ, પ્રાકૃત અને સંસ્કૃતમાં પ્રસિદ્ધ છે.

૧૩. "तस्स य सट्टे खग्गं गिन्हह एयं ति सो भणिउं."
— સુપાસનાહચરિય પૃ૦ ૨૩૩, શ્લો૦ ૫૮.

સંભવ છે કે ષષ્ઠીનો સૂચક 'स्य' અને 'પ્રયોજન' અર્થનો વાહક 'अर्थे' (स्य+अर्थे) 'स्यार्थे' સાથે 'सट्टे'ને સરખાવી શકાય. પ્રાકૃત ભાષાઓમાં ષષ્ઠી અને ચતુર્થી એ બંનેના પ્રત્યયો સમાન છે, એટલે અર્થદૃષ્ટિએ બાધ નથી. વળી, 'બદલો' ઉપરાંત કેવળ 'માટે' અર્થ સારુ પણ 'साटे' પદ વપરાય છે. અને મને લાગે છે કે 'साटे'નો 'માટે' અર્થ મુખ્ય છે અને 'બદલા'નો અર્થ લાક્ષણિક છે.

૧૪. "किल-अथवा-दिवा-सह-नहेः किर-अहवइ-दिवे-सहुं-नाहिं." [हे० ८–४–४१९]

૧૫. "स्वराणां स्वराः प्रायः अपभ्रंशे" — [हे० ८–४–३२९]

માણસમાં જે કાંઈ બાલિશ છે તેના ટેકા વગર યુદ્ધની હયાતી હોઈ ન શકે. ('સાઇકોલોજી ઑફ ફિયર ઍન્ડ કરેજ')

એડવર્ડ ગ્લોવર

### ૧૦. રુધિરાભિસરણ

લોહી શરીરમાં હમેશ ફરતું રહે છે તેથી આપણે જીવીએ છીએ. એને ફરતું રાખવાનું કામ હૃદયનું છે. બાળક જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારે તેનું હૃદય કામ નથી કરતું. બાળકનું શરીર માતાના શરીરના એક ભાગ તરીકે જ ગર્ભાશયમાં રહે છે: દૂંટીએ લાગેલા નાળ વાટે માતાનું હૃદય અને માતાનાં ફેફસાં ગર્ભનાં આ અંગોનું કામ કરે છે. ખરેખર, મા અને તેના બાળકનું હૃદય અને પ્રાણ ગર્ભમાં એક જ હોય છે. બાળક જન્મે એટલે માતા-શરીર સાથેનો એ બે શરીરોનો નાળરૂપી પુલ તૂટે છે, અને બાળક પોતાનું સ્વતંત્ર જીવન જગતમાં શરૂ કરે છે. જન્મતાની સાથે બાળકનું હૃદય ફટફટવાનું શરૂ કરે છે અને ફેફસાંમાં નાકવાટે પ્રાણ જવા આવવા લાગે છે, અને આમ જન્મથી શરૂ થતી પ્રક્રિયા જીવનના અંત સુધી ચાલે છે. શરીર જન્મતાંવેંત હૃદય પોતાનું કામ શરૂ કરે છે, તે મરતાં સુધી અવિરત ચાલુ રાખે છે.

શહેરની પાણીની ટાંકી કલ્પો. ટાંકીમાંથી મોટો નળ નીકળે છે; તેમાંથી નાના નાના નળો જોડીને છેવટે ઘરમાં નાની ચકલી જેવા મળે છે. ટાંકી ઊંચાઈ પર રાખવામાં આવે છે. તેથી ટાંકીના પાણીનું વજન નળના પાણી પર દબાણ કરે છે; અને તે દબાણ એટલું હોય છે કે, તેને જોરે નળ જો બરાબર બંધ હોય તો તેમાં પણ પાણી લગભગ મૂળ ટાંકી જેટલું ઊંચું ચડી શકે. આમ શહેરમાં પાણી પહોંચાડવાની વ્યવસ્થા હોય છે.

શરીરમાં બધે લોહી પહોંચાડવાનું કામ આને મળતું છે, પણ આવું સરળ નથી. શહેરની ગટરની જેમ શરીરના વપરાઈને મેલા કે અશુદ્ધ થયેલા લોહીની નળીઓની નોખી જ વ્યવસ્થા નથી. એમ કલ્પો કે, શહેરનું બધું પાણી જેવું વપરાયું કે સીધું ગટરવાટે પાછું ટાંકીએ જાય, ત્યાં તે ચોખ્ખું કરવામાં આવે, અને પાછું શહેરમાં વપરાવા માટે નળ વાટે રવાના કરવામાં આવે. આ કલ્પવું અશક્ય છે; એમ કેવી રીતે બની શકે, એવું લાગશે. પણ શરીરમાં લોહીને માટે ઈશ્વરે આવી જ રચના કરી છે. લોહીની ટાંકી જેવા હૃદયમાંથી મોટી ધોરી નસો વાટે શરીરનાં જુદાં જુદાં અંગોમાં લોહી પહોંચે છે. એ ધોરી નસોમાંથી નાની નાની નસો ફૂટે છે; તેમાંથી વળી નાની નસો નીકળે છે; એમ છેક છેવટે જતાં એટલી નાની નસ બને છે કે, વાળ કે કેશ જેવી બારીક તે હોય છે. તેથી તેને કેશવાહિની કહેવામાં આવે છે. લોહી વપરાઈને મેલું થયેલું ત્યાંથી પાછું ફરે છે. આ અશુદ્ધ લોહી તેને લઈ આવનાર નાની નસોમાંથી મોટી નસોમાં જાય છે, ત્યાંથી વળી મોટી નસોમાં અને છેવટે બધું એકઠું થઈને હૃદયમાં પહોંચે છે. ત્યાંથી ફેફસાંમાં તેને મોકલીને શુદ્ધ કરવામાં આવે છે; એમ શુદ્ધ બનેલું લોહી પાછું તેની વહેતી ગંગામાં મળે છે.

પાણીની ટાંકી પેઠે હૃદય ઊંચે નથી; છતાં તે માથામાં ઊંચે લોહી પહોંચાડે છે, ને નીચે પગમાં બધું ઊતરી પડતું નથી; અને પગમાં વપરાઈને મેલું થયેલું લોહી ઊંચે છાતીમાં પાછું આવે છે. એટલે આ ક્રિયા પાણીના દબાણવાળા નળ જેવી સાદી નથી. એ ક્રિયાનો મુખ્ય આધાર હૃદયનો ધબકારો છે. એ ધબકારાને જોરે લોહીના અભિસરણની આખી ક્રિયા ચાલે છે. તે ધબકારાના જોરનો બરોબર ઉપયોગ થાય તેવી રીતની નાડીઓ અને નસોની રચના કરેલી છે. એ બધું

અટપટું તંત્ર સમજીએ તો આપણને જરૂર ભારે અજાયબી થાય કે, આ આપણે બેદરકારીથી વાપરીએ છીએ એ શરીર તે કેવી કીમતી ને આબાદ રચના છે! એ આપણે બીજા લેખમાં કરીશું. અહીં આગળ પહેલું થોડુંક હૃદય વિષે જાણી લઈએ.

હૃદય છે તો એક માંસનો લોચો, પણ તે એવો ઘડેલો છે કે સતત તે ધબકયા જ કરે. હાથપગ કે જીભના સ્નાયુ જેમ તે આપણા કાબૂમાં નથી. તે સ્વૈર-સ્નાયુ છે— પોતાની મેળે ચાલ્યા જ કરે છે. તેનું કદ લગભગ માણસની મૂઠીને અંદાજે છે. પુખ્ત શરીરના હૃદયનું વજન ૯—૧૦ અધોળ લગભગ હોય છે. પુખ્ત વય સુધી આ વજન વધ્યા કરે છે, પછી ઘડપણ આવે તેમ તે ઘટતું જાય છે.

પુખ્ત શરીરમાં લોહી લગભગ બારેક શેર હોય છે. આને બધો વખત સતત ફરતું રાખવાનું કામ હૃદયને કરવાનું. એટલે હૃદયનો માંસનો લોચો ભારે મજબૂત હોય છે. પણ જોજો માનતા કે, એ ખાલી લોચો છે. તે ખરું જોતાં અતિ અટપટી રચનાવાળો એક અવયવ છે. આખા લોચાને ચપસીને તેની ઉપર એક પાતળું ચામડીનું આવરણ છે; એટલે એમ સમજો કે, હૃદયને બરોબર ગોઠવી દેવા માટે જોઈએ તેવા આકારની એક મોટી થેલી છે; આપણે તે થેલીને 'પરિહૃદ' કહીશું, કેમ કે હૃદયની ચારે કોર તે આવી રહેલી છે. એ થેલી પણ સાવ સાદી ચીજ નથી. તેને બે પડ છે, એક સીધું હૃદય પર લાગેલું અંદરનું પડ, અને બીજું બહારનું પડ. આ બે પડ વચ્ચે પાતળું પ્રવાહી રહેલું છે. તેને આપણે પરિહૃદ-જળ કહીશું. તમને થશે કે, એક સાદી થેલી ચારુ આટલું બધું ઝીણું શું કામ કાંત્યું હશે? આ થેલી હૃદયના રક્ષણને માટે છે. તે હૃદયના ધબકારા ઝીલી લે છે, હૃદય ફટફટ થવા સારુ ફૂલે ત્યારે વધારેપડતું ન ફૂલી જાય તે સારુ ઉપરથી ઝાલી રાખે છે. અને પરિહૃદજળથી આખા અંગને મુલાયમ ખાસ્સી ગાદી મળે છે.

હૃદય પોતે નક્કર લોચો નથી. ઊભે પટે તેના બે મોટા ખંડ છે—જમણી તરફનો જમણો ખંડ અને ડાબી તરફનો ડાબો ખંડ. આ દરેક ખંડમાં પાછા બે ભાગ છે, તે ઉપર નીચે ગોઠવાયેલા છે. ઉપલા ભાગનો આકાર કાંઈક કાન જેવો હોવાથી અંગ્રેજીમાં તે ઉપરથી તેનું નામ છે. આપણે તેને 'કર્ણિકા' યા ઉપલો ભાગ કહીશું. અને નીચલા ભાગને 'રુધિરાશય' કે નીચલો ભાગ કહીશું. આ ઉપલા બેઉ ભાગ કે કર્ણિકાઓ તેમના નીચલા બે ભાગ કે રુધિરાશયો કરતાં પ્રમાણમાં નાના અને નરમ તથા ઓછા મજબૂત હોય છે. (નીચલા ભાગોમાં લોહીનો મુખ્ય જથ્થો રહેવાથી તેમને રુધિરાશય નામ યોગ્ય છે.) એટલે ત્યારે હૃદયમાં ચાર ભાગ છે. ડાબી જમણી બે કર્ણિકાઓ ઉપર આવેલી છે; અને તેમની દરેકની નીચે પોતપોતાના ડાબા જમણા બે રુધિરાશયો ગોઠવાયેલા છે. ખંડના આ બે ભાગો—કર્ણિકા ને રુધિરાશય—વચ્ચે દ્વાર છે, પરંતુ હૃદયના ડાબા જમણા ખંડ વચ્ચે સીધું બારણું નથી, જોકે તેમની વચ્ચે લોહીનો અવરજવર થઈ શકે તેવો નાડીઓનો માર્ગ તો હોવો જ જોઈએ અને છે. હૃદયનું ડાબું પડખું યા ખંડ તેના જમણા પડખા કે ખંડ કરતાં વધારે દૃઢ અને મજબૂત બનાવેલું છે. તે મજબૂત પડખામાં શુદ્ધ લોહી રહે છે, અને ત્યાંથી શરીરમાં જાય છે. જમણા પડખામાં ગટરનું અશુદ્ધ લોહી પાછું આવે છે. અને ત્યાંથી નસ વાટે ફેફસાંની આસપાસની

નસોમાં ફેલાઈ શુદ્ધ થાય છે, ને પાછું ડાબી બાજુના કર્ણિકા ખંડમાં આવીને મુખ્ય જે ડાબી બાજુની નીચલી ટાંકી તેમાં પડે છે. આ રુધિર-યાત્રા આપણે આવતી વખતે વિશેષ સમજીશું. તેની સાથે જેને આપણે નસ અને નાડી કહીએ છીએ તેના ભેદ તથા તેમનાં યોગ્ય નામો પણ જોવાં જોઈશે. અહીં આગળ આપણે નસ નાડી શબ્દો ઝીણવટથી નથી વાપર્યા. પરંતુ રુધિરાભિસરણનું તંત્ર બરોબર સમજવું હોય તો તેમને માટે ચોક્કસ નામો પાડવાં જોઈએ. તે બધું આવતી વખતે આપણે જોઈશું.

મ૦

# રસાયણુવિદ્યાની ગુજરાતી પરિભાષા

[ રસાયણની પરિભાષાનો આગળનો હપ્તો નીચે આપ્યો છે.]

Cadmium કેડમિયમ
Caesium સિઝિયમ ન૦
(To) Calcinate પકવવું સં૦ક્રિ૦; પાકવું અ૦ક્રિ૦
Calcination પાક
Calcium કેલ્શિયમ ન૦ (ચૂનાની ધાતુ)
Calcium bicarbonate કેલ્શિયમનો બાઇકાર્બોનેટ
" Carbide " કાર્બાઇડ
" Carbonate " કાર્બોનેટ
" Chloride " ક્લોરાઇડ
" Hydroxide " હાઇડ્રોક્સાઇડ (ફોડેલો ચૂનો)
" Nitrate " નાઇટ્રેટ
" Oxide " ઓક્સાઇડ, કળીચૂનો
" Phosphate " ફોસ્ફેટ
" Sulphate " સલ્ફેટ
" Sulphide " સલ્ફાઇડ
Calomal કેલોમેલ, રસ-કપૂર
Capsule સંપૂટ
Carbohydrate કાર્બોહાઇડ્રેટ
Carbonate કાર્બોનેટ
Carbon કાર્બન
" Disulphide કાર્બનનો ડિસલ્ફાઇડ
" Dioxide " ડિઓક્સાઇડ
" Monoxide " ઓક્સાઇડ
Carbonic acid કાર્બનનો એસિડ
(To) Cast ભરવું
Casting ભરતર
Cast iron ભરતરલોઢું, બીડ
Catalysis સહાયક્રિયા
Catalyst } સહાયક
Calalytic agent }
Caustic Potash કોસ્ટિક પોટાસ
" Soda " સોડા
Cement સિમેન્ટ
Change (chemical) ફેરફાર
Charcoal (લકડી) કોલસો
Charred દાઝેલું
Chemical decomposition રાસાયણિક વિગઠન
Chemical (adj.) રાસાયનિક
Chemistry રસાયણશાસ્ત્ર
Cerussite સીસાનો કાર્બોનેટ
China-clay ચિનાઈ માટી
Chlorate ક્લોરેટ પું૦
Chloride ક્લોરાઇડ પું૦
Chlorine ક્લોરીન ન૦
(To) Chlorinate ક્લોરવવું
Chlorination ક્લોરવણી
Chlorine Monoxide ક્લોરીનનો ઓક્સાઇડ
Chlorine Peroxide ક્લોરીનનો પરોક્સાઇડ
Chlorine Water ક્લોરીનનું પાણી
Chloric Acid ક્લોરીનનો તેજાબ
Chloroform ક્લોરોફોર્મ
Chromium ક્રોમિયમ ન૦
Cinnabar રસસિંદૂર, હિંગળોક
Citric Acid લીંબુનો તેજાબ
Clamp પકડ
Clay માટી
Coal ખનિજ કોલસો
Cobalt કોબાલ્ટ
Cobalt oxide કોબાલ્ટનો ઓક્સાઇડ
Cobalt Chloride કોબાલ્ટનો ક્લોરાઇડ
Coke કોક પું૦
(To) Combine મળવું, મેળવવું
Combination મેળવણી
Combustion દહન
" Internal અંતર્દહન
" External બહિર્દહન
Combustion tube દહન-નળી
Combustible દહનીય
Component ઘટક
Composition સંગઠન
Compound સમાસ
Concentrated ભડું
Concentration ( Strength of solute) દ્રવ્યમાત્રા
Condensation ઠારણ
Cork બૂચ
Copper તાંબું
Copperas હીરાકસી
Copper Nitrate તાંબાનો નાઇટ્રેટ
Copper Sulphate તાંબાનો સલ્ફેટ
Corundum કુરન્દ ન૦
Crucible મૂસ સ્ત્રી૦
" Support મૂસની બેસણી
Crystal પાસો
Crystalline પાસાદાર
Crystallization પાસવણી
Cupric Chloride તાંબાનો ક્લોરાઇડ
Cupric Hydroxide તાંબાનો હાઇડ્રોક્સાઇડ
Cupric Salts તાંબાના ક્ષારો
Cupric Oxide તાંબાનો ઓક્સાઇડ
Cupric Sulphide તાંબાનો સલ્ફાઇડ
Cuprous Salts તાંબાવાળા ક્ષારો
Cuprous Chloride તાંબાવાળો ક્લોરાઇડ
Cuprous Oxide તાંબાવાળો ઓક્સાઇડ
Cuprous Sulphide તાંબાવાળો સલ્ફાઇડ

# નવું વાચન

**સુવર્ણા** પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઈ દલાલ. પ્રકાશક : 'સ્ત્રી-જીવન' કાર્યાલય, ઝવેરીવાડ, અમદાવાદ. પૃષ્ઠ ૨૪૨, કિંમત રૂા. બે.

'સ્ત્રી-જીવન'ના આ ભેટ-પુસ્તકના 'પ્રયોજક' ભાઈએ એમની 'આગેસે ચલી આતી' ઢબે પ્રસ્તાવના-બસ્તાવનામાં વખત નહિ કાઢતાં, નવલકથાથી જ શરૂઆત કરી છે. આપણે જાણીએ છીએ કે, 'પ્રયોજક' શબ્દની તેમની વ્યાખ્યા કેટલી વિશાળ છે. [ જુઓ 'શિક્ષણ ને સાહિત્ય', પુ. ૧, પૃ. ૩૫૬. ] એટલે આ ગ્રંથની મૌલિકતા વિષે કાંઈ પણ ચર્ચામાં ઊતર્યા વિના સીધેસીધા નવલકથા પર આવીએ તો કહેવું જોઈએ કે, ભાષા, વસ્તુ અને નિરૂપણની દૃષ્ટિએ મોટે ભાગે એ નિર્દોષ ને સરસ છે.

નવલકથા સામાજિક છે. બાળપણમાં જ રૂઢિની વેદિ પર લગ્નને નામે સુવર્ણાનું બલિદાન અપાય છે. પ્રવીણસાગર — સુવર્ણાના પિતા — મુંબઈમાં પ્રોફેસર છે. નારાયણી — સુવર્ણાની માતા — જૂના જમાનાની એક રૂઢિચુસ્ત બ્રાહ્મણી છે. પ્રવીણસાગરના અનેક વારના આગ્રહ છતાં, રૂઢિને ખાતર એ પતિ સાથે ઘર માંડવા કદી મુંબઈ નથી ગઈ. [ પતિ સાથે પરદેશ જવા સામેનો રૂઢિચુસ્તોનો વિરોધ આજથી પચાસ સાઠ વર્ષ પર એવો હતો, એવું સ્વતંત્ર રીતે પણ સાંભળ્યું છે. ] ને પુસ્તકિયા પ્રવીણસાગરે નારાયણીને ભૂલી પુસ્તકો જોડે જ લગ્ન કરી લીધું છે. નિજ સંસારની નીરસતાને એ બાળલગ્નનું પરિણામ માને છે અને બાળલગ્નનો બીજી રીતે પણ એ સખત વિરોધી છે. સુવર્ણાને પોતાના આદર્શો પ્રમાણે ઉછેરવા ને કેળવવા એ એને એક બે વાર મુંબઈ લઈ જવાનો પ્રયત્ન કરે છે. પણ અપરિચિત પિતા સાથે જવાની વાત સાંભળતાં જ સુવર્ણા રડે છે ને ના પાડે છે. એટલે પ્રવીણસાગરના મનના મનોરથો મનમાં જ રહી જાય છે ને 'અદ્વર્યૌ મંત્ર દૈવી'ના ન્યાયે નારાયણી ને પ્રવીણસાગરનાં ડોશી બંને અલદેવારુ પ્રવીણને ઝાંખો મૂકીને આપઅક્કલથી પાસેના ગામના એક વિલાસ નામક બાળક સાથે સુવર્ણાને પરણાવી 'પઈ'ની બનાવી દે છે. વિલાસ નાનો હોઈ માવડિયો છે. એની માતા ને બહેન પિયરની મોકળી હવામાં સ્વતંત્રપણે નાચતા કૂદતા કુસુમ સમી સુવર્ણાને પોતાના કડક શાસનચક્રમાં જૂના જમાનાની પાકી વેતરણ ને યંત્રવત્ હુકમ ઉઠાવતી હાજીહાડી બનાવી મૂકે છે એટલું જ નહિ, પૈસા પડાવવા ખાતર પિયર કદી જવા પણ દેતાં નથી. આ દુષ્ટ લગ્નની ખબર પડતાં પ્રવીણ રહ્યાસહ્યા ઘરસંબંધને નવ ગજના નમસ્કાર કરી દે છે, પણ નિર્વાહ પૂરતાં નાણાં દર મહિને નિયમિત મોકલ્યા કરે છે.

આમ પુત્રી ને પતિ બંને ખોઈ બેઠેલી ભગ્નહૃદયા નારાયણીથી કન્યાનું દુઃખ જોવાતું નથી. એ માંદી પડે છે. એ મરણપથારી પર હોય છે ત્યારે પણ, મરતી માનું મોં જોવા દેવાની અનેક કાકલૂદીઓને સુવર્ણાનાં કર્કશા સાસુજી 'પુત્રીને જોવાની લાલસા' પૂરી કરવાનું ખોટું બહાનું ગણી નકારે છે.

પત્ની મરણપથારી પર છે એવા સમાચારથી પીગળી ઘેર આવેલ પ્રવીણસાગર છેવટે પુત્રીને જાતે તેડવા જવાનું નક્કી કરે છે. પણ એ જાય તે પહેલાં જ સાસુને ન ગણકારી સુવર્ણા માતૃપ્રેમના પ્રબળ આકર્ષણથી મરણપથારી પર પડેલી માતાને મળવા દોડી આવે છે — ને તે સાસરિયાંને થાપ આપીને, છાનીમાની જ!

પુત્રીદર્શન અર્થે જીવતી માને પુત્રીનો ભેટો થયો. પણ એ ભેટાની સાથે જ સુવર્ણાનો સંસાર કાયમ માટે એને રઝળતી મૂકી ચાલ્યો ગયો. નારાયણીના અવસાન પછી જ્યારે પ્રવીણસાગર સુવર્ણાને લઈને જાતે સાસરે મૂકવા ગયા, ત્યારે સાસરિયાં તેને સંઘરતાં નથી એટલું જ નહિ, પણ ભારે અપમાન ને તુચ્છકાર સાથે પાછી કાઢે છે. એટલે ક્રોધાવિષ્ટ પ્રવીણસાગર સુવર્ણાને પોતાની સાથે મુંબઈ લઈ જાય છે. ને એને ભણાવી-ગણાવી સ્વાશ્રયી કરવા ત્યાંથી લઈ એક મિત્રને ત્યાં સુમિત્રા નામ રાખીને દિલ્હી દાક્તરનું ભણવા માટે મૂકી આવે છે.

દિલ્હીમાં જે કુટુંબમાં એ રહે છે એ કુટુંબ સાથે સારો સંબંધ ધરાવતો સુરેશ નામક યુવક ને સુમિત્રા પરસ્પર આકર્ષાય છે. સુરેશ જાણતો નથી કે સુમિત્રા કુંવારી નથી, ત્યક્તા છે; ને સુવર્ણા કહી શકતી નથી કે, હું તો પરણેલી છું, મારી સાથે પ્રેમ કરવો એ ફોજદારી ગુનો છે.

બીજી બાજુ, હવે વિલાસની માતા ગુજરી ગઈ છે ને વિલાસ બી. એ. એલએલ. બી. થઈ ગયો છે. કથાકારે ચીતર્યા પ્રમાણે એનું ચારિત્ર્ય વિલાસી ને ભ્રષ્ટ છે. છતાં પૈસાદાર પિતાની એકની એક સુંદર પુત્રી સાથે ફરી સંસાર માંડવાની એની તીવ્ર ઇચ્છા છે. એ ખાતર, કુલીન છતાં ને અનેક માગાં આવ્યા છતાં, અદ્યાપિ એ ફરી પરણ્યો નથી.

અહીં કબૂલ કરવું જોઈએ કે, વિલાસ જેવો વિલાસી કુલીન યુવક ફરી પરણવાનું મુલતવી રાખે એ માની શકાય એવી બીના નથી; એટલું જ નહિ, વાર્તાના રસ માટે જરૂરીયે છે કે કેમ એવી પણ શંકા કરાવનારી છે.

સુરેશ જેવા સમરસિક યુવાન પ્રત્યેના અંતરના ઉછાળા અને પોતાની કાયદેસરની કહેવાતી કઠોર વચનના વિરોધની મૂંઝવણમાં માંદી પડેલી સુવર્ણા વિલાસની

અભિલાષાઓ દર્શાવતો, ને 'કદાચ' વિલાસના 'હિયે સાચો પલટો પણ આવ્યો હોય. પાછલી ભૂલ સુધારવા એમને તક આપવી જોઈએ એમ તું માને, તો એક તક એમને જરૂર આપજે,' એવા અર્થનો પ્રવીણસાગરનો પત્ર આવતાં જ્યારે એકાએક દિલ્લી છોડવાનો ને મુંબઈ પિતા પાસે રોડી જવાનો નિર્ણય કરે છે, ત્યારે વાર્તાનો ત્રીજો તબક્કો શરૂ થાય છે. આ નિર્ણયની સ્વાભાવિકતા પણ સમજવી મુશ્કેલ છે,—સિવાય કે સુવર્ણાની ઇચ્છા જૂના જમાનાની પતિપરાયણ પત્ની તરીકે વિલાસ જોડે ઘર માંડવાની હોય. પણ લેખક જ કહે છે કે એમ નથી. કેમ કે, સુવર્ણા વિલાસને ત્યાં 'પત્ની તરીકે નહિ, પણ મહેમાન ગણી રહેવા દેવા તૈયાર હો તો જ આવું,' એવી શરત કરીને જાય છે. અને જ્યારે વિલાસ એ શરત તોડવા જાય છે ત્યારે સુવર્ણા તેના ઘરનો ત્યાગ કરી પાછી નાસી જાય છે. વળી એ શરતે પણ વિલાસને ઘેર જવા તૈયાર થવામાં, તે સમયે આવેલો સુરેશનો એક ઠપકાભર્યો પત્ર જ કારણભૂત છે. સુરેશને એ પત્ર માટે શિક્ષા કરવાનો હેતુ એમાં સ્પષ્ટ છે. એટલે સુવર્ણાનો ઉપર્યુક્ત નિર્ણય ન સમજાય એવો છે. પછી, સ્ત્રીઓના મનને કોઈ પામ્યું નથી, કરુણ કથામાં કારુણ્ય તરફ ખસડી જતાં આવાં અગમ્ય તત્ત્વો હોય જ, એવું એવું કહીને છૂટી પડી શકાય એમ તો છે જ, એ જુદી વાત છે.

સુવર્ણા આમ નાસી ગયા પછી વાર્તાનો ચોથો તબક્કો શરૂ થાય છે. પૂર્ણા નદી માઝા મૂકે છે. આજુબાજુ ગ્રામવિસ્તાર પર ભારે રેલસંકટ આવી પડે છે. ને એ સંકટમાં દાક્તરી મદદ પહોંચાડવા ડૉ. સુરેશ એક સ્વયંસેવકદળના સરદાર તરીકે વિલાસના ગામ પાસેના પ્રદેશમાં જ આવીને તંબૂ તાણે છે. નાસી છૂટેલી સુવર્ણા મુંબઈથી થોડી નર્સોને લઈને સેવાની હાકલ સુણી ત્યાં જ જઈ પહોંચે છે. એમ અણધારી રીતે જ સુરેશ ને સુવર્ણાનો ફરી મેળાપ થાય છે. વિલાસ ત્યાં તેનો પીછો પકડે છે, ને એક સંકટગ્રસ્તની મુલાકાતે લઈ જવાનો પેંતરો ગોઠવી હોડીમાં બેસાડી સુવર્ણાનું હરણ કરે છે. સુવર્ણા હોડીમાંથી પડતું નાખે છે ને તેને બચાવવા સુરેશ પણ પૂર્ણામાં પડતું નાખે છે, ને જલપ્રવાહમાં અદૃશ્ય થયેલી સુવર્ણાને ડૂબકી મારી હાથ કરે છે. પણ બરાબર એ જ સમયે પુરુષોચિત ઈર્ષ્યાથી બળ્યોજળ્યો વિલાસ પાછળથી એને પકડે છે. બેધ્યાવસ્થામાં સુવર્ણા છૂટી પડી જાય છે ને સુરેશના સ્વયંસેવકો એને બેભાન દશામાં એક કિનારે ખેંચી કાઢે છે. જ્યારે બીજી બાજુ વિલાસ ને સુરેશનાં શરીરો એક ઝાડને વળગેલાં નજરે પડે છે. અનિલ નામનો એક સ્વયંસેવક, જે સુવર્ણાની સાથે ઉક્ત હોડીમાં ફસાયો હતો ને જેને ચૂપ કરવા વિલાસે એના મોંમાં ડૂચા માર્યા હતા, તે ત્યાં દોડી લઈ પહોંચી જાય છે ને વિલાસના મસ્તક પર હલેસાનો એક ભયંકર પ્રહાર કરે છે. એ પ્રવાહમાં ઊથલી પડે છે ને એ પછીની એની વિશેષ શોધ નિષ્ફળ જાય છે. સુરેશને ખેંચી કાઢવામાં આવે છે. સુવર્ણા ભાનમાં આવે છે ત્યારે પ્રથમ સુરેશની ખબર પૂછે છે; 'એમની મૂર્છા હજી વળી નથી' એવા જવાબ પછી 'પેલા બીજા માણસનું શું થયું?' એમ એ પૂછે છે, ને 'પત્તો નથી, કદાચ એ દેવલોક થયા હશે' એવા જવાબના જવાબમાં એ 'એક દીર્ઘ નિઃશ્વાસ મૂકે છે ને એની બંધ પાંપણોમાંથી અવિરત અશ્રુધારા વહી રહે છે.'

આમ આ કથા પૂરી થાય છે. હિંદુ સંસારમાં કજોડાનો ભોગ બનેલી કન્યા જ્યાં સુધી વિધવા ન થાય ત્યાં સુધી એની મુક્તિ નથી, એ આ સામાજિક પ્રશ્નકથાનો વ્યંગ્યાર્થ દીસે છે.

આગળ જણાવ્યું એમ, ગ્રંથની ભાષા એકંદર સારી છે. વસ્તુની ગૂંથણી પણ મોટે ભાગે સુશ્લિષ્ટ છે. પણ રસધારા એકસરખી ટકાવી શકાઈ નથી. કથાના જે ચાર મોટા ખંડ પાડી શકાય એમ છે તેમાંથી પહેલાની લખાવટમાં નજરે જોયેલી કે અનુભવેલી વાર્તાની જે તાદૃશ્યતા ને શ્રેષ્ઠતા છે, એ બાકીના ત્રણમાં—ખાસ કરીને બીજા વિભાગમાં નથી બીજા વિભાગમાં રસપ્રવાહ નિર્બળ બની જાય છે, તે ઠેઠ ચોથા વિભાગના અંત ભાગ સુધી મોટે ભાગે નિર્બળ જ રહે છે.

સુવર્ણપ્રભા કે સુવર્ણા એવા નામને આ કથામાં એક જગાએ જુનાડ કહેવામાં આવે છે ને સુમિત્રાને નવીન ને સારું ગણવામાં આવે છે, એ સમજાય એવી વાત નથી. એથી આ કથા મૂળે અન્યપ્રાંતીય તો નહિ હોય, એવી શંકા ઊપજે છે. બીજું પૂર્ણા, ભીમપોર અને મુંબઈ જેવાં પરિચિત નામોને લીધે સ્થાનિક ભાષાભેદ પાત્રોની ભાષામાં કેમ આવતો નથી વા આવે છે ત્યારે અનુચિત કેમ આવે છે, ને રેલસંકટમાં દાક્તરી મદદની પડાપડી કરનાર નવા જમાનાનું સ્વયંસેવકદળ અને રૂઢિ ખાતર પતિની સાથે મુંબઈ જેવા નજીકના સ્થળે જવાની ના પાડનાર પત્ની, ને મુંબઈ જતાં જ પહેલી વાર રેલગાડી જોનાર પુત્રી—એ બે જમાના અસંભવિત રીતે એકબીજાની જોડાજોડ તો નથી આવતા, એવા એવા ભૌગોલિક ને કાલાન્વય-વિષયક પ્રશ્નોની શક્યતા પણ રસભંગ કરનારી નીવડે છે.

અંતમાં કહેવું જોઈએ કે, આ કથાનું આલેખન એકંદર સારું ને નિર્દોષ છે ને નવલકથાઓમાં સામાન્ય રીતે ખદબદતી જણાતી વિષયવાસનાના અઘટિત ચિત્રણથી સર્વાંશે મુક્ત છે. જો સિનેમામાં ઉતારાય તો કથામાં રહેલાં નાટકી તત્ત્વો, લાગણીના ઊભરા, ને મુદ્દાસરના પ્રબળ સંવાદો જોતાં આમાંથી એક રસમય છતાં મુકાબલે સારું

'પિક્ચર' થવા સંભવ છે. આ અમે એ કથાને ઉતારી પાડવા નથી કહેતા, પણ એની યોગ્યતાના યથાર્થ મૂલ્યાંકન માટે જ કહીએ છીએ.

ચૂ૦

**રક્ષાબંધન** હિંદીમાં મૂળ લેખક શ્રી. હરિકૃષ્ણ 'પ્રેમી', અનુ૦ ચંદ્રકાન્ત ફૂલચંદ શાહ. પ્ર૦ સરસ્વતી બુક ડેપો, સુરત. કિ. ૧-૦-૦

મેવાડના ઇતિહાસની કહેવાતી એક રોમાંચક કથાનું વસ્તુ લઈને શ્રી. પ્રેમીજીએ આ નાટક તૈયાર કર્યું છે. જે રસ-જમાવટ નાટ્યકારે કરી છે તેને માટે પણ ઐતિહાસિક પ્રમાણ હશે કે કેમ એ શંકા છે. શ્રી. મહાદેવભાઈ આ વિષે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ જ કહી દે છે કે, 'એમાં ઐતિહાસિક સત્ય કેટલું છે એની મને ખબર નથી. પણ લેખનશૈલી અને હિંદુ મુસલમાન પાત્રોને મુખે ઇસ્લામ અને હિંદુધર્મ વિષે કઢાવેલા ઉદ્‌ગારો અને હિંદુ-મુસલમાનના હાર્દિક સંબંધનું આલેખેલું રૂડું ચિત્ર મને બહુ સારું લાગેલું.' અને શ્રી. કાકાસાહેબ પોતાના ઉપોદ્‌ઘાતમાં આ પ્રશ્નનો જ છેદ ઉડાડી દે છે કે, 'ઐતિહાસિક નાટકો અને નવલકથાઓ ઇતિહાસની ઘટનાને વફાદાર રહેવાં જ જોઈએ એ આગ્રહ જ ભૂલ-ભરેલો છે....ઐતિહાસિક કાવ્ય કે નાટકોમાં ઐતિહાસિક વ્યક્તિઓ વિષે લોકો જે જાણે છે અથવા માને છે, તેનો સહેજે મળતો પાયો વાપરીને એના ઉપર કવિ પોતાની પ્રતિભાનું ચણતર ચણે છે. આવે ઠેકાણે કવિ ઇતિહાસને વફાદાર નથી રહેતો, પણ લોકોના ઇતિહાસ-પરિચયનો લાભ લઈ ઇતિહાસ પાસેથી સેવા લે છે.' (હુમાયુ વિષે એમ મનાય છે ખરું કે, તે ઉદાર માનવધર્મી મુસલમાન હતો ?)

ઇતિહાસમાં જે રીતે યુદ્ધો થાય છે અને તેમાં પક્ષો પડે છે તેનો સામાન્ય ક્રમ વિચારીએ, તો હુમાયુનું એક રજપૂતાણીની રાખડીથી પ્રેરાઈ તેના રાજ્યની રાહતે અને એક મુસલમાન સામે ચડાઈ લઈ જવાનું પગલું સમજાતું નથી. અને હુમાયુ રાખડીથી ભાઈ બનશે એમ મોગલોના એક વારના શત્રુની સ્ત્રી શી રીતે માની લે છે, તેય વિચિત્ર છે. લેખક એ વસ્તુ નથી બતાવતા. આ પ્રકારની કાવ્યરસ-ઘાતક લેખાય એવી શંકાઓ -ઢબાવી લઈએ તો આ નાટક વાચકને અસર કરે એવું છે. હિંદીમાં, એક શાળામાં ભજવાયેલું પણ જોયું છે, તે પણ આ વાચનની અસરની સાક્ષી પૂરે છે. પ્રેમીજીએ માત્ર વાચકનો ઇતિહાસનો પરિચય જ વાપર્યો નથી, પરંતુ અત્યારના અનેકવિધ પ્રશ્નોનો પણ લાભ લીધો છે, અને તે અંગેની વર્તમાન ચર્ચાનો ઇસારો કરી સહેજે રસજમાવટ વધારે પ્રચુર કરી છે. પ્રેમીજીએ હિંદુ-મુસ્લિમ પ્રશ્ન જ નહિ, ભાઈબહેનનો પ્રેમ, કર્મવની અને જવાહરબાઈ બે શોકો વચ્ચેનો મીઠો કજિયા-મારક સંબંધ, વૈધવ્ય-જીવન, યુદ્ધનું દુઃખચિત્ર અને યુદ્ધોત્તર વિનાશ, દલિત કોમોનો પ્રશ્ન, ઊંચનીચભાવ, સેવા અને સંકટનિવારણ — આવા આવા અનેક અર્વાચીન પ્રશ્નો મુખ્ય કથાનકની આસપાસ વણી લઈને, અત્યારના વાચકને માટે નાટકની અપીલ રુચિકર કરી મૂકી છે. અરે, યુદ્ધ અને યુદ્ધ-નિષેધની તાત્ત્વિક ચર્ચા, જે આજનો આપણો પ્રશ્ન છે, તેની પણ ચર્ચા લેખકે ખૂબીભેર આમાં કરી લીધી છે.

ભીલ વિધવા શ્યામા કહે છે, 'વૈવિધ્યના સામંજસ્યનું નામ જ જીવન છે. જીવનમાં શાંતિ પણ છે અને યુદ્ધ પણ; વિધ્વંસ પણ છે અને સેવા પણ છે......(સેવાના ભેખધારીઓ) યુદ્ધ કરતાં સેવાને મહત્તર માનવા છતાં પણ યુદ્ધને નિતાંત નિરર્થક અને પૂર્ણ અસત્ય તરીકે નથી પોકારતા.' અને તેનો યુદ્ધકુશળ પુત્ર તેના જવાબરૂપે તેમાં સંવાદી સૂર પૂરે છે, 'હું સૈનિક છું એનું મને ગૌરવ છે, લેશમાત્ર શરમ નથી, કારણ કે હું ન્યાયને માટે લડું છું. વાસ્તવમાં મા, આપણાં બંનેનું લક્ષબિંદુ એક જ છે; તું પીડિતોની સેવા કરવા માગે છે તો હું તેમને સહાય તું એમને સ્વાસ્થ્ય પ્રદાન કરવા માગે છે તો હું એમને સ્વત્વ પ્રાપ્ત કરાવવા માટે માથું મૂકી લડવા માગું છું. ભેદ એટલો જ છે કે, મારા કાર્યનો જ્યાં અંત આવે છે ત્યાં તારા કાર્યનો પ્રારંભ થાય છે.' (પા. ૧૦૨-૩) એટલે શું સેવા એ યુદ્ધની દાસી કે અનુચરી છે ? એ શું 'રેડ ક્રોસ' કામ છે કે જે યુદ્ધને તો સ્વીકારી લે, ને પોતે એના મલમપટ્ટા કરવામાં જ પોતાનું કાર્ય ને કૃતકૃત્યતા સમજે ? અને તે કાળે યુદ્ધ ના-યુદ્ધનો પ્રશ્ન હતો શું ? ઐતિહાસિક નાટક કે નવલ સામે જો ફરિયાદ કરી શકાય તો આવા પ્રકારના કાલક્રમદોષથી જે વિચારસંકર થાય છે તે છે લેખક આજના વિચારો ૧૬મા સૈકાના પાત્રના મોંમાં મૂકવા જાય છે, અને પાત્રનું આખું કાર્ય તો એ જ સૈકાની સંકડામણોમાં છે.

રાજ્યલોભી અને કીર્તિલોભી બહાદુરશાહ મેવાડમાં આશ્રય લેતા તેના ભાઈને પકડવાને મિષે મેવાડ પર ચડાઈ કરે છે. મેવાડમાં મધ્યયુગીન રજવાડાના વાતાવરણને શોભે એવા કજિયા છે; તેમાંથી બચી-જઈ સ્વદેશનું રક્ષણ કરવું અશક્ય જોઈ રાજમાતા છેલ્લા ઉપાય તરીકે હુમાયુને રાખડી મોકલી તેને ધર્મભાઈ કરી પોતાની રક્ષા ચાહે છે. હુમાયુ શેરશાહ સામે ઊભેલી લડત વચ્ચેથી મૂકીને પણ આ બંધુકૃત્ય કરવા મેવાડ ધાય છે, જે તેના મુસ્લિમ સરદારોને રુચતું નથી. તેઓ દીનને નામે દલીલો કરે છે, હુમાયુ ખરા દીનને નામે પોતાનો માનવહૃદયધર્મ આગળ કરે છે, ને મેવાડ જાય છે, પણ મોડો પડે છે : તેની ધર્મબહેને તે અગાઉ

જોહાર કરી દીધો છે. મેવાડમાંથી નાસી છૂટેલા રાજાને ગાદી આપી હુમાયુ પાછો જાય છે.

આ મુખ્ય કથામાં ઉપકથા છે: મેવાડનો એક રાજકુમાર એક ભીલકન્યાના પ્રેમમાં પડી તેને પરણેલો; તેથી તેને મરણોત્તર પુત્ર છે. રાજકુમાર ભીલકન્યાને વિધવા મૂકી મરી ગયો. ભીલકન્યાને રજપૂત-ઘરમાં તો કુલાભિમાની રજપૂતાણીઓ શાની પેસવા દે? ભીલકન્યા પોતાના બાપને ત્યાં વનવગડામાં વિધવા જ રહે છે અને સેવાદીક્ષા લે છે. આવડા મોટા યુદ્ધને લઈને ખુવાર થતાં કુટુંબોની સેવાને એ પોતાનું કાર્ય બનાવે છે. અને એમ કરીને એ પોતાના અપમાનનો ડંખ અને ક્રોધ તથા વૈધવ્યનું એકાંત એકસામટાં જીતે છે. નીચ ગણાતી કોમો પણ ખરેખર નીચ નથી, એવું ગર્ભિત સૂચન લેખકે શ્યામાના પાત્રથી આબાદ કર્યું છે. શ્રી. કાકાસાહેબ તેમના રસિક ઉપોદ્ઘાતમાં સાચું કહે છે કે, 'નાટ્યકારે શ્યામાનું પાત્ર ઘણી શક્તિથી અને કુશળતાથી ચીતર્યું છે.' પરંપરાગત સંસ્કારોના અભાવથી જીવન અને કેળવણીમાં સહેજે રહેતી ઊણપ અને ઓછપ છતાં, શ્યામા નિજ પ્રતિભાથી આસપાસની પ્રકૃતિમાંથી સિંહણ સમાન એકલવીરતા કેળવે છે, અને પેલી ઓછપ તથા ઊણપને ઢાંકે છે એટલું જ નહિ, વ્યક્તિત્વમાં પોતાનું નિરાળાપણું પ્રગટાવે છે, જે નાટકનાં બધાં પાત્રોમાં જોરદાર અને શાંત જોશીલું છે. એની સાથે બેસી શકે એવી કર્મવતી છે: એવું જ જોર, એવું જ જોશ, એવી જ પ્રતિભા; પણ પરંપરાના બીબામાં પડેલી એ બધી સમૃદ્ધિ રજપૂત કુલાભિમાનને માન્ય એવા ચીલામાં જ રગળે છે.

'આખા નાટકમાં એકે ઊતરતું સ્ત્રીપાત્ર નથી.' પણ એકે મુસલમાન સ્ત્રીપાત્ર કેમ નથી? તે પડદામાં રહેતી તેમ જ તેમને લેખકે શું કામ રહેવા દીધી છે? સ્ત્રીવર્ગની ભાવનાઓ પણ મુસલમાન પુરુષવર્ગ જોડે જોડે ચીતરાત તો આખું ચિત્ર વધારે ઉઠાવદાર બનત.

નાટક છેવટે 'અફસોસ, તારી રાખડીનું ઋણ ન ચૂકવી શક્યો' એ હુમાયુના ઉદ્‌ગારથી સમાપ્ત થાય છે. તેની સાથે હુમાયુની તડામાર દોડધામ, કર્મવતી આદિની ચાતકવત્ આતુરતા, ને અંતે નિરાશા ને બલિદાન,—એ બધું એકસામટું મન પર અસર કરે છે. અને જાણે બધું શાણુંટબ થઈ ગયું એમ એક વાર તો લાગે છે. પણ બીજી જ ક્ષણે એ ભસ્મમાંથી ચિરંજીવ ભાવમૂર્તિઓ ઊઠે છે: હુમાયુનો નિષ્કામ મનુષ્યધર્મયજ્ઞ, રજપૂતોનું પ્રેમશૌર્ય અને સ્ત્રીઓને જોહાર દ્વારા બાળી મૂકી ચિંતામુક્ત થઈ મેદાને પડવા સુધીનું ફના થવું, વગેરે. પણ આ બધું છેવટે શું કામ? એક અતિથિના રક્ષણ માટે? કૂતરા માટે યુધિષ્ઠિરના સ્વર્ગત્યાગ જેવું ઉદાત્ત આ નથી લાગતું, અને તેથી આખું રજપૂત કાર્ય અતિ નાજુક તાંતણે ટંગાયેલું લાગે છે. અને પ્રજાકીય દૃષ્ટિએ પણ આ પ્રકારનું કાર્ય કેવું ગણાય? અત્યારના વિચારોથી આ ન નાણી શકાય; ત્યારના ખ્યાલોથી ચારણોને માટે, નાટકની ચારણી કરે છે તેમ, યશોગાન-પાત્ર.

વિક્રમ જેવા વિલાસી કાયરનો મેવાડની ગાદી પર પાછો રાજ્યાભિષેક નાટકને અંતે ન મૂકવામાં લેખકે યોગ્ય કળા વાપરી છે; તેમ થાત તો ઘણી અસર ધોવાઈ જાત. લેખક આ બીનાને જરાકમાં ને વચ્ચે જરાક ઇસારા પૂરતી પતવે છે, એ અચ્છું કલાવિધાન છે.

શાહશેખ બહાદુરશાહનો મુરશીદ છે. તે સાચો સાંઈ છે, પણ વેરથી ધૂંધવાતો બહાદુરશાહ તેની આમન્યા તોડીનેય લડવા જાય છે. તો શાહશેખ તેની હારમાં જ પોતાના ગુરુ-આશીર્વાદ માને છે. હુમાયુની જોડમાં બેસે એવું આ પાત્રવિધાન પણ ઉત્તમ બોધક છે. શ્રી. કાકાસાહેબે તેમના ઉપોદ્ઘાતમાં કરેલી પાત્રચર્ચા નાટકને વધારે શોભાવે છે. અહીં તે બેવડાવવાની ન હોય.

એક ત્રીજો વાર્તાપ્રવાહ પણ મુખ્ય કથાને મળે છે. તે નાટકમાં હાસ્યરસ પૂરે છે. તે છે એક શેઠ કુટુંબ. તે દ્વારા લેખક ધનલોભનું માનસ રાષ્ટ્ર કે જાતિ યા કરી પણ અસ્મિતા આગળ કેવું અભેદ્ય હોય છે તે બતાવે છે. પણ તેની સ્ત્રી પેલી ભીલકન્યાની સાથી છે અને છોકરો બાપની બેવકૂફી પર પણ મલક હરનાર 'મોજીરામ' છે.

આમ લેખકે મજેદાર વાર્તા ગૂંથી તેમાં અનેક પ્રશ્નોને સરસ પ્રમાણબદ્ધ રીતે વણ્યા છે. હિંદી-વિવેચકોએ લેખકના આ નાટકને તેમની ઉત્તમ કૃતિ ઠરાવી છે. તે ઉત્તમતા નાટ્યની કળા કરતાં તેના વસ્તુને વધારે આભારી છે, એમ કહેવું જોઈએ. તેને ગુજરાતીમાં ઉતારવા માટે અનુવાદક પ્રકાશકને ધન્યવાદ ઘટે.

અનુવાદની ભાષામાં મૂળ હિંદી ભાષાની છાયા રહી ગઈ છે. 'ઇજ્જત કરવી', 'પરેશાની', 'ભાડાના ટટ્ટુ જેવા', 'દિલ્લગી', 'સૌથી મહાન દેણુ' વગેરે અનેક પ્રયોગો હિંદી છે, તે ગુજરાતી કરાવા ઘટે. સંવાદની ભાષા બધાં જ પાત્રોમાં સરખી સંસ્કારી છે, તે મૂળ પ્રમાણે જ હશે? ગુજરાતી અનુવાદ સરળ છે; પરંતુ ભાષાની દૃષ્ટિએ કેટલોક સુધારો માગે ખરો. તે જો કરાય તો અનુવાદ વધારે દીપે. પ્રકાશનને નસીબે જો બીજી આવૃત્તિ હોય તો તે સચિત્ર પણ કરવા જેવી. તો આ નાટક ઓર ઉઠાવ પામે. પાકા પૂઠા ને જૅકેટ સાથે સાફ સુથરી છાપનું ૧૨૪+૧૬ પાનનું પુસ્તક આજની મોંઘવારીમાં કિંમતમાં માફકસર ગણાય. પ્રેમીજીનાં બીજાં ઉત્તમ નાટકો પણ આ રીતે પ્રકાશન સંસ્થાએ ગુજરાતીમાં ઉતારવા જેવાં. પણ તે તો આ નાટક વાચક-જગતને કેવું ગમે છે તેના ઉપર અવલંબે.

**મહાભારત** (ગુજરાતી પદબંધ ગ્રંથ-૪. સંપાદક ને સંશોધક: કેશવલાલ કાશીરામ શાસ્ત્રી. પ્રકાશક: ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ. કિં. ૧-૮-૦

જૂનાં હસ્તલિખિતો સંઘરી તેમાંનાં છપાવવા જેવાં લાગે તે છપાવવાં, એવા ફાર્બસ સભાના એક હેતુ અનુસાર આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. આ અગાઉ આ જ સંપાદકે મહાભારતનાં આગળનાં પદબંધ પર્વો ત્રણ ગ્રંથોમાં પ્રસિદ્ધ કર્યાં છે. આ ગ્રંથમાં ભીષ્મ, દ્રોણ અને કર્ણપર્વ આવે છે.

સંપાદકે આ પ્રકારના ગ્રંથ ઓછા 'પ્રચારના' માન્યા જ છે; અને હાથપ્રતનું જેમ બને તેમ જૂનું સ્વરૂપ વધુ ને વધુ રખાવાથી એની છાપપ્રતના પ્રચારમાં બાધાઓ વધી છે. જૂની હાથપ્રતોમાં પદો અલગ લખાતાં નહિ; આજનાં વિરામચિહ્નો તો કોઈ જાણતા જ નહિ: સૌ કોઈ સ્વીકારે છે કે એ બે બાબતોમાં ઘટિત ફેરફાર કરી લેવા. જોડણીની બાબતમાં જૂનાં લખાણોમાં કોઈ ખાસ કાયદો મનાતો જ, એમ લાગતું નથી. પ્રસ્તુત ગ્રંથના સંપાદનમાં પદો છૂટાં પાડી લેવામાં આવ્યાં છે, વિરામચિહ્નો ઉમેરવામાં આવ્યાં છે; અને જોડણી પણ મૂળથી સુધારી હશે એવું લાગે છે, તે એ ઉપરથી કે અનુનાસિક-બોદ પોલા બિંદુના ઉપયોગથી બતાવ્યો છે અને પાછલા વ્યંજનના અનુનાસિકના યુક્તાક્ષર પણ વાપર્યા છે, જે મૂળ હાથપ્રતનું તો ન હોય. પણ 'સાચૂં, કરવૂં' ઇ૦ નું અંત્ય ઊ દીર્ઘ રાખ્યું છે, યશ્રુતિ જ્યાં ત્યાં મૂળમાં હશે તેવી જાળવી રાખી છે. તે "બધું પણ સુધાર્યું" હોય તો તેમાં દોષ નથી. જૂની ભાષાના વ્યાકરણ-પ્રયોગો ફેરવી ન શકાય; ને સંપાદકે તેમ કર્યું પણ નથી તે ઉચિત છે. જોડણીનું તેમ ન મનાય, અને તેમણે અમુક જોડણી તો ફેરવી જ લાગે છે; તે બને તેટલી વધુ સુધારી લેત તો સારું. જોડણી ન જ ફેરવાય એવું તો તેમનું મંતવ્ય લાગતું નથી.

આવાં કાવ્યો ગુજરાતીના ઉચ્ચ અભ્યાસકોને જ કામ લાગી શકે, અને તે છાપપ્રતરૂપે સભા પૂરાં પાડે એ સ્તુત્ય ઉપક્રમ છે.

તે વધારે પ્રચાર પામે એવી રીતે તૈયાર થાય તો વધારે સારું. જૂની હાથપ્રતો સંઘરાઈ જ રહે તે પૂરતું નથી; તેમાંની લોકોપયોગી થાય તે વીણી કાઢી તેમની છાપપ્રતો તૈયાર થાય એ ઉપયોગી છે. સંઘરનાર સાહિત્ય-સંસ્થાઓએ આ કામ યોજનાસર ઉપાડવું જોઈએ.

મ૦

**કાઠિયાવાડના ઘડવૈયા** લેખક: નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. પૃ ૧૭૬; કિં. ૧૨ આના.

કર્મયોગી મોતીભાઈ, કર્મવીર ફૂલચંદભાઈ તથા સાધક ચમનભાઈનાં જીવનવૃત્તાંત રજૂ કરતું આ પુસ્તક સારી રીતે લખાયેલું છે. આપણા સાહિત્યમાં જીવન-ચરિત્રો ખૂબ ઓછાં લખાયાં છે અને તેમાં પણ આના જેવાં ચરિત્રો આંગળીને વેઢે ગણાય એટલાં હોય તોપણ ભાગ્ય. આ પુસ્તકનો વધારેમાં વધારે પ્રચાર થાય તે ઇચ્છવા યોગ્ય છે. આવાં ચરિત્રો જનતાને ધરવા બદલ લેખકોને અભિનંદન.

**વિજેતા** પ્રયોજક: મોહનલાલ ચુનીલાલ ધામી; પ્રકા૦: નવયુગ પુસ્તક ભંડાર. પૃ. ૧૬૪; કિં: ૧। ૧॥.

લેખકે બંગાળની એક નાની કથા કેટલાક સમય પર વાંચેલી તેનું આ અવતરણ છે. લેખકે આ વાર્તામાં જમીનદારીનાં અનિષ્ટો તથા ત્યાંની કચડાયેલી આમ જનતાનું ચિત્ર દોરવાનો પ્રયાસ કર્યો છે. વાર્તા તેમ જ સાહિત્ય હળવા પ્રકારનું ગણાય.

આપણી પ્રાંતીય ભાષાઓમાં ઉચ્ચ કોટિનું જે કાંઈ સાહિત્ય મળે તેને આપણે જરૂર આપણી ભાષામાં ઉતારીએ. પણ ગમે તે વાર્તા કે નવલકથા આપણે વાંચીએ અને તેનું અવતરણ કરી તેને પ્રસિદ્ધિ આપીએ તે કેટલું ઇચ્છવા યોગ્ય છે, એ પ્રશ્ન સહેજે ઊઠે છે.

બ૦ ગાં૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચના માટે મળ્યાં છે:

**હૅમ્લેટ**: અનુવાદક: હંસા મહેતા; પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું. મુંબઈ, ૨-૦-૦

**નગરલક્ષ્મી**: અનુવાદક: રમણલાલ સોની; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ, ૨-૮-૦

**કથામંગલ**: લેખક: રમણલાલ સોની; પ્રકાશક: મોડાસા હાઈસ્કૂલ, મોડાસા, (જિ. અમદાવાદ). ૧-૪-૦

શ્રી સયાજી બાલ જ્ઞાનમાલાનાં પ્રકાશનો: **ગુરુ નાનક**: લેખક: યોગીન્દ્ર જ. ત્રિપાઠી; ૦-૮-૦; **ગુરુ ગોવિંદસિંહ**: લેખક: શ્રી. રસૂલભાઈ ન. વહોરા; ૦-૮-૦; **રેડિયો અને ટેલિવીઝન**: લેખક: ચંપકલાલ પ્રાણશંકર શુક્લ; ૦-૮-૦.

**શરદવંદના**: અનુવાદક: રમણલાલ સોની; પ્રકાશક: એન એમ. ઠક્કરની કંપની, મુંબઈ, ૨-૮-૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં નીચેનાં પુસ્તકો: **મુગલ રાજ્યવહીવટ**: કિંમત ૦-૮-૦; **પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના** ૦-૬-૦; **જીવવિજ્ઞાન** ૧-૦-૦ કાચું પૂંઠું; ૧-૪-૦ પાકું પૂંઠું; **ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ** ૦-૩-૦; **કેનોપનિષદ** ૦-૮-૦; **આપણા કવિઓ** ૧-૦-૦; **બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ** ૧-૦-૦.

# માસિક વિવેચન

## ગૂ. વ. સો.ના હેવાલમાં સુધારો

ગૂ૦ વર્નાક્યુલર સોસાયટીનો ૧૯૪૦–૪૧નો વાર્ષિક હેવાલ હમણાં પ્રસિદ્ધ થયો છે, તેમાં એક બાબત વિષે જાહેર સુધારો અને જાણ કરવાં જોઈએ. તા. ૯–૧૧–'૪૧ના રોજ સંસ્થાની વાર્ષિક સામાન્ય સભા મળી તેનો હેવાલ એમાં આપેલ છે, તેમાં એક આ પ્રકારનું વાક્ય છે —

'એ પછી બ્રહ્મચારી વાડીના નિશાળના મકાનના ભાડા અંગે ચર્ચા થઈ હતી ભવિષ્યમાં વધુમાં વધુ જેટલું ઉપજાવી શકાય તેટલું ભાડું લેવાય એવી સૂચના કરવામાં આવી હતી. ......'

આ ઉલ્લેખ મેં કરેલી એક સૂચના ઉપરથી થયેલો છે, એટલે હું કહી શકું છું કે, મેં આવી નહિ પણ જુદી સૂચના કરી હતી. તે શી હતી તે સમજાવવા તેની બાબત પહેલી ટૂંકમાં કહેવી જરૂરી છે.

૧૯૪૦–૪૧નું વાર્ષિક નિવેદન પસાર કરવા થયેલી એ સભામાં નિવેદન રજૂ થયું તેમાં મેં જાણ્યું કે,

'ચાલુ વર્ષમાં બ્રહ્મચારી વાડી સ્કીમ અંગે બાંધેલી હાઈસ્કૂલ તે ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલના માલિકને સ્કીમ મુજબ વર્તવાની શરતે રૂ. ૪૫૦) અંકે ચારસો પચાસ માસિક ભાડાથી આપવામાં આવી છે. હિંદુ સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાન વગેરેનું જ્ઞાન આ નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓને દરરોજ અમુક સમય સુધી આપવામાં આવે એવી ખાસ શરતે મકાન ભાડે આપવામાં આવ્યું છે, અને તેથી કરી ભાડાની રકમ કંઈક ઓછી રાખવામાં આવી છે.'

તે પરથી મેં સૂચના કરી કે, સામાન્ય મળી શકે એટલા ભાડાનો આંકડો ઠરાવી, તે જમા લઈને તેમાં રોકડા મળતા ભાડાની રકમ વત્તા મજકૂર નિશાળને, તે 'હિંદુ સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાન વગેરેનું જ્ઞાન' આપે છે તે સારુ, 'ભાડાની રકમ કાંઈક ઓછી રાખવામાં આવી છે' એ રકમ જણાવી, તે નિશાળને ગ્રાન્ટ કે મદદ યા જે ઠીક લાગે તે નામે એ રકમ આપી એમ બતાવવું, એ વાજબી હિસાબી રીત છે. આ સૂચના બ્રહ્મચારી વાડી સમિતિને મોકલાશે, એમ જણાવી, પ્રમુખે મંત્રીને નોંધી લેવા કહ્યું.

## હેવાલ રાખવાની અન્યાયી રીત

મારી આવી સૂચનાનો ઉલ્લેખ ઉપર પ્રમાણે હેવાલમાં કરવો એ બરોબર નથી. સભાના એક હાજર સભ્ય ને સૂચનાકાર તરીકે મેં ગૂ૦ વ૦ સો૦ના મંત્રીને વેળાસર લખી તેમાં સુધારો ચાહ્યો. તેને અંગે પત્રવ્યવહાર ચાલુ છે ત્યાં પ્રસિદ્ધ હેવાલમાં તે નથી થયો એ જોઈ મને દુઃખ થયું. અને વિશેષ તો એ વાતથી કે, આ હેવાલ ગૂ૦ વ૦ સો૦ની સામાન્ય સભા પાસે પસાર કરાવ્યા વગર જ સંસ્થાની કાર્યવાહીમાં દાખલ કરવામાં આવ્યો છે, અને તે જ સભાના પ્રમુખ જે હતા તેમણે જ તેની નીચે સહી કરી છે! તે બાબત પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે, સભાની કાર્યવાહી તેની પાસે પસાર કરાવ્યા વગર જ સંસ્થાના ચોપડામાં દાખલ થાય છે, અને તેની તે જ સભાના પ્રમુખ, હાજર સભ્યોને પૂછ્યા વિના, તેની પર સહી કરે છે! આથી ત્યાર પછી ભરાયેલી બીજી સામાન્ય સભામાં તે સુધરી પણ કેવી રીતે શકે?

## તે સુધરવી ઘટે

ગૂ૦ વ૦ સો૦ની બીજી સામાન્ય સભા ૨૮–૩–'૪૨–ના રોજ મળી, ત્યારે મેં આરંભમાં જ ગઈ સભાના હેવાલનો પ્રશ્ન ઊભો કર્યો. સભાનો હેવાલ પસાર ન કરાવવાનો શિરસ્તો છે, એમ જાણવા મળ્યું. અને બીજી પણ અનેક વાતો થઈ, જે અહીં અપ્રસ્તુત હોઈ છોડવી જોઈએ. એ બધાને અંતે મેં સૂચના કરી કે, સભાસંચાલનના સર્વમાન્ય નિયમનો જે ભંગ આમાં છે તે ન થવો જોઈએ; કોઈ સભાએ જે કાર્ય કર્યું તેનો હેવાલ તે સભાની જ સંમતિથી પ્રમાણિત થઈ શકે. તેથી, કોઈ ને કોઈ ઠીક પડતી રીતે, સભાના હાજર સભ્યો પાસેથી તેમાં થયેલા કામનો હેવાલ પસાર કરાવવો જ જોઈએ. આ સિદ્ધાંત તો ગૂ૦વ૦સો૦ના અધિકારીઓને માન્ય હતો; પરંતુ તે પાળવામાં ખર્ચ થાય અને નકામો તે શું કામ કરવો, એવી દલીલ કરવામાં આવી. ઉપરનો સિદ્ધાંત માન્યા પછી આવી દલીલને સ્થાન જ નહોતું; કેમ કે સોસાયટી જો સભા ભરે છે તો તેણે આ ખર્ચ કરવો જ જોઈએ. અને ખર્ચ પણ કેટલો? થોડુંક ટપાલ ખર્ચ માત્ર.* તે ઇચ્છે તો સભાની ભરાયા તારીખ

* સભામાં કેટલાક સભ્યોએ આ પણ બતાવ્યું કે ટપાલખર્ચ બહુ નથી. સભામાં જે સભ્યો હાજર હોય તેઓ જ તેના હેવાલ વિષે ભૂલચૂક કહી શકે, બીજા નહિ. એટલે હેવાલ સુધરાવવાનો હક તેમને જ રહે છે. તેથી હેવાલ સાઇક્લોસ્ટાઈલ કરી યા બીજી રીતે તેમને જ મોકલવામાં આવે, એ જ યોગ્ય અને કાનૂનસર પણ છે.

# ગૂજરાત વિનય મંદિર

અમદાવાદ

ગૂજરાત વિનય મંદિરનું નવું સત્ર તા. ૧૫મી જૂન ૧૯૪૨ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મૅટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલું જ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ, તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત, તથા વ્યાયામ અને કવાયત બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી, ચર્ચાપરિષદ, વગેરે પ્રવૃત્તિઓ, શિક્ષકોની દેખરેખ હેઠળ, વિદ્યાર્થીઓ ચલાવે છે.

વિનય મંદિરની સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ રાખેલી છે. અમદાવાદ શહેર બહાર, નદીની પેલી બાજુ સ્વચ્છ અને ખુલ્લા ભાગમાં આવેલા ગૂજરાત વિદ્યાપીઠના મકાનમાં તે છે. વિદ્યાપીઠના બધા સેવકોના સહવાસમાં છાત્રો રહે છે. નિત્ય-જીવનમાં જાતમહેનત, સુઘડતા, સ્વચ્છતા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

છાત્રાલયનું માસિક ખર્ચ હાલની મોંઘવારીને લઈને રૂા. ૧૨)ના આશરે આવે છે.

આથી વિશેષ માહિતી જોઈએ તો એક આનાની ટપાલની ટિકિટ બીડી નીચેને સરનામે લખશો.

જેમને જૂન ૧૫મીથી શરૂ થતા નવા વરસે વિનય મંદિરમાં દાખલ થવું હોય, તેમણે અરજીનું છાપેલું ફૉર્મ મંગાવી, ૧૦મી જૂન સુધીમાં તે ભરીને મોકલી આપવું. તેની સાથે, પોતાની છેલ્લી શાળાનું પ્રમાણપત્ર પણ બીડવું જોઈશે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ – ૯

વિઠ્ઠલદાસ કોઠારી
આચાર્ય, ગૂજરાત વિનય મંદિર

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| અપંગની પ્રતિભા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| આપવીતી | ૧-૪-૦ |
| આબાદ હિંદુસ્તાન | ૧-૨-૦ |
| આર્ય વિદ્યા વ્યાખ્યાન માળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| ઉદ્યમી જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૬-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કાવ્યપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો કોયડો | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખરી કેળવણી | ૦-૧૨-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૦-૧૨-૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગામગોઠડી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૪-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| गीतापदार्थकोष | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગીતામંથન | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | ૦-૪-૦ |
| ,, પાકું પૂઠું | ૦-૧-૦ |
| ,, નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| ચાલણગાડી | ૦-૧-૬ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| ચોથી ચોપડી | ૦-૫-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૭-૦ |
| જગતનો આગવી ક્રાંતિનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૯-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| जिनागमकथासंग्रह | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૯-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| ત્રીજી ચોપડી | ૦-૪-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવલગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૨-૯ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૬-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૭-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૩-૩ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભગવતીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| ,, અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| ,, સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગળપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૬-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદ્‌ની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| શ્રીમહાવીર-કથા | ૨-૮-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગેરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૮-૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂંઠું | ૧-૪-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ

Reg. No. B. 434

# ભારતનું ભાવિ

એકાદ કોઈ વિશિષ્ટ સુધારો કરવો અથવા તો કેટલાક લોકો કહે છે તેમ જૂના જમાનામાં ચાલતી કોઈ પ્રથાનું પુનરુજ્જીવન કરવું, કોઈ એકાદ વિશિષ્ટ દોષ કે દુર્ગુણ કાઢી નાખવો, એ કંઈ આપણી સમાજસુધારાની હિલચાલનું એકમાત્ર ધ્યેય કે અન્તિમ લક્ષ્ય નથી — ન હોઈ શકે. માણસની બુદ્ધિને જડતાના કવચમાંથી મુક્ત કરી, તેના કર્તવ્યનું ધોરણ વધારે ઊંચું બનાવી અને તેની સઘળી શક્તિઓ પૂરેપૂરી ખીલવી તેના સમગ્ર વ્યક્તિત્વને પુનરુજ્જીવિત કરવું, વિશુદ્ધ બનાવવું અને તેનો સંપૂર્ણ વિકાસ સાધવો, એ આપણો ઉદ્દેશ છે.

આવી રીતે આપણે નહિ કરીએ ત્યાં સુધી, જેમને ભાગે મહાન કાર્યો કરવાનું આવ્યું હતું અને જેમણે તે કાર્યો પાર પાડ્યાં, એવા ઈશ્વરના માનીતા આપણા પૂર્વજો જેવા થવાની આપણે આશા નહિ રાખી શકીએ. આવી ભાવનાથી પ્રેરાઈને કાર્યકર્તા જ્યાં કામ કરતો હોય, ત્યાં તે કઈ દિશામાં કામ કરે છે અને કેવી કાર્યપદ્ધતિ અખત્યાર કરે છે, તે જોવું ગૌણ વસ્તુ બની જાય છે.

આપણું મનુષ્યત્વ બધા નિર્બંધોમાંથી મુક્ત થાય, આપણી આશાની ઊર્મિઓ ઊછળવા માંડે, ફરજ અદા કરવામાં કદી પાછી ન પડે એવી શ્રદ્ધા આપણામાં જાગે, સૌ કોઈ પ્રત્યે સમતાથી વર્તે એવી ન્યાયબુદ્ધિ આપણામાં પ્રગટે, આપણી બુદ્ધિ ઉપરના બધા અંધારપટલ વીખરાઈ જાય, આપણી બધી શક્તિઓ બરાબર કેળવાય, અને આપણા ઉરની પ્રેમગંગા બધાં બંધનોને વટાવી વહેવા માંડે, તો જ આપણા દેશને નવજીવન કે નવજન્મ પ્રાપ્ત થયો કહેવાય. અને ત્યારે જ તે દુનિયાનાં બીજાં રાષ્ટ્રોની હરોળમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકે; તેમ જ આસપાસની પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવી પોતાનું ભાવી પોતાની મરજી મુજબ ઘડી શકે.

આ ધ્યેય આપણે પ્રાપ્ત કરવાનું છે — આ જ આપણે મેળવવાની પુણ્યભૂમિ છે. જેઓ એ ભૂમિની દૂરથી કલ્પનામાં પણ ઝાંખી કરી શકે છે તેઓ ધન્ય છે, જેઓને પોતાના જીવનકાર્ય દ્વારા એ ભૂમિ તરફ જવાનો રસ્તો તૈયાર કરવાની તક મળી છે તેઓ ધન્યતર છે, અને જેઓ આ જ ભવે તે ભૂમિનાં સાક્ષાત દર્શન કરી તેની ઉપર પગલાં માંડી શકશે તેઓ ખરેખર ધન્યતમ થશે. દુકાળ અને રોગ, જુલમ અને દુઃખ ત્યારે દન્તકથાના વિષય થશે, અને આપણા પૌરાણિક યુગની જેમ સ્વર્ગમાંથી દેવો આ ધરતી ઉપર ફરી અવતરશે અને આપણા માનવસમાજમાં હરતાફરતા થશે.

(દસમી સામાજિક પરિષદ, કલકત્તા, ૧૮૯૬) — ન્યાયમૂર્તિ રાનડે

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये






વર્ષ ૩ અંક ૧૦

જુલાઈ નવજીવન, અમદાવાદ ૧૯૪૨

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૪૨

વર્ષ ૩ અંક ૧૦

## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દરેક માસના પહેલા અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક ફરી મોકલવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
|---|---|---|
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ


### નવાં પુસ્તકો

**સુદામાચરિત** (કવિ પ્રેમાનંદ અને નરસિંહ મહેતા કૃત) ટિપ્પણ સાથે— સંપાદક: મગનભાઈ દેસાઈ, કિં. દસ આના. ટપાલરવાનગી ખર્ચ બે આના.

**ત્રીજી ચોપડી** (ગુજરાત વિદ્યાપીઠ) કિં. ૦-૪-૦. ટપાલરવાનગી ખર્ચ ૦-૧-૬.

**ચોથી ચોપડી** (ગુજરાત વિદ્યાપીઠ) કિં. ૦-૫-૦. ટપાલરવાનગી ખર્ચ ૦-૧-૬.

(મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ ત્રીજી ચોપડી અને ચોથી ચોપડી પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરી છે.)

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩ – અંક ૧૦] અમદાવાદ [જુલાઈ, ૧૯૪૨

## ધર્મનું નવનિર્માણ

ધારાસભામાં જ્યારે નવો કાયદો કરવામાં આવે છે ત્યારે તે એ વિષયના જૂના કાયદાઓ અને કલમોને રદ કરી દે છે. પછી તે નવાનો જ આધાર આપી શકાય છે અને જૂનો નકામો થઈ જાય છે. આનો અર્થ એ નથી કે જૂના કાયદાની દરેક કલમમાં ફેરફાર કરવામાં આવે છે અને નવામાં એના કોઈ જ અંશ દેખાતા નથી. પરંતુ કોઈ પણ નિયમના પ્રાચીનપણાને મહત્ત્વ રહેતું નથી. તેની કિંમત તો તેને નવામાં સ્થાન મળવાને લીધે જ થાય છે.

હિંદુ ધર્મમાં એક મોટી ખામી એ રહેલી છે કે, જોકે એમાં દરેક જમાનામાં નવા સદ્ગુરુ, સ્મૃતિકાર, આચાર્ય તથા સુધારકો થયા છે, તોપણ એમાંના કોઈએ જૂની શ્રુતિસ્મૃતિઓ, ભાષ્યો અને રૂઢિઓને આગળ માટે અપ્રમાણ — રદ ઠરાવ્યાં નથી. અથવા એમ કહો કે કોઈને એટલી માન્યતા નથી મળી કે જેથી તેના શિક્ષણ અથવા ઉપદેશથી જુદું અથવા વિરોધી શિક્ષણ આપનારાં ગ્રંથો, વાક્યો, અથવા રૂઢિઓને અપ્રમાણ ગણવામાં આવે. ઊલટું જૂનું અને નવું શિક્ષણ એકબીજાથી વિરુદ્ધ હોય તોયે બંનેને એકસરખું મહત્ત્વ આપવાની અને હઠપૂર્વક બન્નેમાંથી એક જ અર્થ કાઢવાનો પ્રયત્ન કરવાની રૂઢિ છે. આનું પરિણામ એ આવ્યું છે કે, દરેક વિષયમાં અનુકૂળ તેમ જ પ્રતિકૂળ પ્રમાણો આપી શકાય છે. અને 'नैको मुनिर्यस्य मतं न भिन्नम्'ના જેવી વાત થાય છે.

આ વાત કદાચ ઇસ્લામમાં જ પહેલવહેલી થઈ છે. ત્યાં કુરાને અરબસ્તાનના બધા જૂના ગ્રંથો તથા રૂઢિઓને અપ્રમાણિત કરી દીધાં. એમાંથી જે કંઈ સ્વીકારવા જેવું લાગ્યું હશે તેનો કુરાનમાં સમાવેશ કરીને પ્રાચીન શાસ્ત્રો શોધવાની અને વિચારવાની જરૂર કાઢી નાંખી. બલ્કે એવું કરવું દોષપાત્ર પણ ગણાયું. શીખધર્મમાં ગ્રંથસાહેબે પણ ધર્મના એક ક્ષેત્રમાં એવું જ કંઈ કર્યું. પણ મારો ખ્યાલ છે કે એણે જીવનનાં સર્વ અંગો વિષે પોતાની નવી સ્મૃતિ નથી બનાવી.

માનવજીવનનો, ભારતવર્ષના જીવનનો, કૌટુંબિક જીવનનો, વ્યક્તિગત જીવનનો અથવા તો આજુબાજુના સમાજની જોડે સંબંધ હોય એવા કોઈ પણ પ્રશ્નનો જેમ જેમ હું ઊંડો વિચાર કરું છું તેમ તેમ છેવટે હું એ નિર્ણય પર પહોંચું છું કે, દુનિયાના અત્યારના ચાલુ ધર્મ-સંપ્રદાયોમાંથી કોઈમાં પણ આ પ્રશ્નોનો ઉકેલ દેખાડવાનું હવે સામર્થ્ય રહ્યું નથી. માણસો પરની એની પકડ હવે ઢીલી થઈ ગઈ છે. 'સર્વધર્મસમભાવની દૃષ્ટિથી બધા ધર્મમાંથી થોડા થોડા અંશો લઈને એક નવો મિશ્ર સંપ્રદાય બનાવીએ તોપણ તેમાં આ સામર્થ્ય અથવા શક્તિ નહિ આવી શકે. પરમાત્મા અને પરમાત્માથી અભિન્ન એવા આ વિશ્વવ્યાપી જીવનનું મનુષ્યને નવું દર્શન અને નવું ભાષ્ય (interpretation) પ્રાપ્ત થવાની અને તેના આધાર ઉપર માનવજીવનની દરેક બાબતમાં જે કાંઈ સંશોધન કે નવરચના કરવી આવશ્યક થઈ પડે, તે કરવાની હવે જરૂર છે.

એ હું નથી કહી શકતો કે, આ કોણ કરશે, કેવી રીતે કરી શકાશે અને તેમાં કેટલો સમય લાગશે. હું એ પણ નથી કહી શકતો કે, આ નવ દર્શન અને વિવરણમાં કાંઈ ઊણપ નહિ જ રહે, અથવા તે યાવચ્ચંદ્રદિવાકરો ચાલવાવાળી રચના થશે. જેમાં કોઈ ક્રાન્તિકારક સંશોધન કરવું જ ન પડે અને જેનાં ક્યારે પણ નાશ, હ્રાસ કે જીર્ણતા જ ન થાય, કે જેમાં કાંઈ પણ અશુભ તત્ત્વ ન હોય, એવી કોઈ

રચના દુનિયામાં થઈ જ નથી શકતી. પરમાત્મા સદા એકરૂપ અને સનાતન હોવા છતાં દરેક યુગમાં તેના દર્શનમાં નવીનતા હોય છે અને તે નવદર્શનમાંથી નવો ધર્મ અને નવજીવન જન્મે છે. નવું દર્શન થાય તો પ્રાચીન દર્શન અને તેના ઉપર ઊભેલી ધર્મ-રચનાને પકડી રાખવી એ દોષ છે. તે નવામાં પણ દોષો તો હશે જ; તોપણ નવા યુગમાં તે જ કામ આપી શકે, પ્રાચીન નહિ. તે નવામાં પ્રાચીનનું આખું જ સ્વરૂપ નાશ નથી પામી શકતું; પણ તે જેટલું નવા દર્શને અને તેના વિવેચને મંજૂર રાખ્યું હોય અથવા અમાન્ય ન કર્યું હોય, તેટલું જ રહી શકે છે.

વર્તમાન ધર્મસંપ્રદાયોને ઠેકાણે પોતાના જ સત્યના બળના પ્રમાણ પર આધાર રાખનાર નવો ધર્મ નિર્માણ થયા સિવાય મને શુભ પ્રત્યે પ્રગતિ થવાની કોઈ આશા નથી.

સેવાગ્રામ, ૭-૬-'૪૨ કિશોરલાલ ઘ. મશરૂવાળા

# વિદ્યાર્થીઓની ગ્રામસેવા છાવણીઓ

'શિક્ષણ અને સાહિત્ય'કારે વિદ્યાર્થીઓના ગ્રીષ્મ-વર્ગોની હકીકતો જાણવાની ઇચ્છા બતાવી છે. તેના જવાબમાં વેડછી આશ્રમના વિદ્યાર્થીઓએ આ ઉનાળામાં કરેલી પ્રવૃત્તિનો અહેવાલ આ નીચે મોકલું છું.

દિવાળીની રજા દેશદર્શન માટે અને ઉનાળાની જા ગ્રામસેવા માટે ગાળવી એવો કેટલાંક વર્ષોથી મારો નિયમ છે. ગ્રામસેવા એક બહુ શાખા-ળી સર્વવ્યાપી વસ્તુ છે. સમયને અનુસરી કેવી ામસેવા કરવી તે અમે ઠરાવી લઈએ છીએ. ાલુ વર્ષ માટે નીચેનાં કાર્યો કરવાનું રાખ્યું હતું:

૧. તુણાઈનું શિક્ષણ આપવું.

૨. લોકસેના માટે જરૂરી કવાયતનું શિક્ષણ આપવું.

૩. કાંતનારાઓના રેંટિયા દુરસ્ત કરી આપવા.

૪. લોકસ્થિતિ સમજવાની દૃષ્ટિએ આંકડાઓ એકત્ર કરવા.

આ કાર્ય માટે આશ્રમના વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ નીચેનાં ૭ રાનીપરજ વસ્તીનાં ગામોમાં તા. ૨૨ મી એપ્રિલથી તા. ૫ મી મે સુધી છાવણીઓ નાખી.

| | |
|---|---|
| ૧. કોકણવાડ (દેગામા) | ૭ સભ્યો |
| ૨. અંબાચ | ૭ ,, |
| ૩. સુરાલી | ૬ ,, |
| ૪. બાલદા | ૬ ,, |
| ૫. કલમકૂઈ | ૭ ,, |
| ૬. બેડા | ૮ ,, |

દરેક ગામમાં વિદ્યાર્થીઓએ કોઈ પ્રેમાળ ગ્રામ-વાસીએ પોતાની ઝૂંપડીમાં કાઢી આપેલી જગ્યામાં છાવણી નાખી હતી. જેવું જીવન તેઓ આશ્રમમાં વડીલોની દોરવણી નીચે ગુજારે છે, તેને મળતું જ જીવન આ ગ્રામવાસમાં પોતાની આપસૂઝથી ગુજારવાનો તેમણે પ્રયત્ન કર્યો. તેઓએ જાતે પોતાનો સ્વયંપાક કર્યો, નજીકનાં ખેતરોમાં શૌચ પેશાબ માટે કામ-ચલાઉ પાયખાનાં તૈયાર કરી લીધાં, મુકામની આસ-પાસ ઊંચા પ્રકારની સ્વચ્છતા જાળવી. વિદ્યાર્થીઓ પોતાનાં નિવેદનોમાં જરા શરમાતા શરમાતા લખે છે કે, તેમણે વહેલા જાગવાનો આશ્રમ-નિયમ પાળવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં બધા એકસરખું ફાવ્યા નહિ, કારણ કે રોજ સાંજે મોડે સુધી ગામલોકો સાથે કંઈ ને કંઈ કાર્યક્રમ ચાલતો જ હોય.

### તુણાઈ શિક્ષણનું નિવેદન

તુણાઈનો આશ્રમના વિદ્યાર્થીઓએ ઠીક શોખ કેળવ્યો છે. તેઓ કપાસમાંથી સૂતર સુધી સામાન્ય રીતે કલાકના ૨૦૦ તાર કાંતતા થયા છે, અને કેટલાક વધારે ચપળ વિદ્યાર્થીઓ કલાકના ૩૦૦ તાર સુધી પણ પહોંચી શક્યા છે. ગામડાંઓમાં તુણાઈ શીખવામાં શાળાઓમાં ભણતાં બાળકોએ સારો ઉત્સાહ બતાવ્યો. શાળાના શિક્ષકોએ એમાં આનંદથી સાથ આપ્યો.

જે બાળકો તુણાઈ શીખ્યાં તેમણે તે માટેનાં સાદાં ઓજારો પોતાની મેળે ઘડી લીધાં. ઘણાં ગામમાં લોકોએ વેડછી મંડળ પાસે ધનુષ-તકલીઓ પહેલી જ વાર દીઠી. તેઓ એ અવનવી કરામત

જોઈએ પણ જ નિરિમત થયા. બે ગામોમાં તો લોકોએ ગામમાંથી ૯ ધુનકણીઓ બનાવી પણ ખરી.

દરેક છાવણીમાં ધુણાઈ શિક્ષણ ૧૨-૧૩ દિવસ ચાલ્યું. તેમાં ૧૯૮ જણે ઓછાવત્તા દિવસ હાજરી આપી, તેમાંના ૯૦ જણ, જેમણે ૭ દિવસથી વધુ હાજરી આપી, તેઓ ધુણાઈ ઠીક ઠીક શીખ્યા મનાય. છાવણી-વાર આંકડા:

| છાવણી | કુલ શીખનાર | ૭ દિ. ઉપર | ધુનકણી બનાવી |
|---|---|---|---|
| ૧. કોકણવાડ | ૫૧ | ૧૧ | |
| ૨. અંબાચ | ૩૨ | ૭ | ૫ |
| ૩. સુરાલી | ૨૧ | | |
| ૪. બાલદા | ૨૩ | ૨૭ | ૪ |
| ૫. કલમકુઈ | ૩૬ | ૧૬ | |
| ૬. ખેડા | ૩૨ | ૨૬ | |
| | ૧૬૬ | ૬૦ | ૯ |

આમાં મોટો ભાગ વિદ્યાર્થીઓનો છે, અને તેઓ જાતે તૂણીને તગેલાં કાંતતા રહે એ કાર્ય અમારા ખાદી કાર્યાલયે ઉપાડી લીધું છે.

### લોકસેનાની તાલીમ

વેડછી આશ્રમમાં વિદ્યાર્થીઓને તેમના શિક્ષક શ્રી. મણિભાઈ નાયકે કવાયતનો સારો શોખ લગાડેલો છે. વેડછી ગામના લોકો કામ પ્રસંગે આશ્રમમાં આવે જાય ત્યારે એમને એકસાથે ચાલતા અને એકસાથે જાત જાતના હુકમો ઝીલતા જોતા. એમને એ બધું ઘણું જ અદ્ભુત લાગતું હોય એમ તેમની આંખ ઉપરથી જણાતું.

એ ગામલોક પોતે કવાયત શીખે ખરા! હું મનમાં ધારતો હતો કે તેઓ બહુ જ રસથી શીખે. એક વાર વેડછીના લોકોને બોલાવી તેમની પાસે કવાયત શીખવાની દરખાસ્ત મૂકી. તેમને હારમાં ઊભા રહેવા કહ્યું. સીધી હાર આવે જ નહિ! શરીર પણ સીધાં રહે નહિ! માથાં ઢળેલાં, આંખ નમેલી, પગ છૂટા મૂકેલા, છાતી પેસી ગયેલી, ને પેટ બહાર નીકળેલાં! તેમને ગિનતી કરવા કહ્યું. કેવો ગભરાયેલો, તૂટતો એમનો અવાજ નીકળ્યો! તાલીમ લીધેલા વિદ્યાર્થીઓએ એ જ કામ સફાઈથી કરી બતાવ્યું. લોકોને સમજાવ્યું, કોઈ શરમાશો નહિ; એક અઠવાડિયાની તાલીમથી તમે પણ આવા જ સફાઈથી બોલી ચાલી શકશો.

પછી તો એક માસ સુધી ગામના ૪૦ થી ૫૦ ભાઈઓએ રોજ સાંજે કલાક દોઢ કલાક કવાયતની તાલીમ લીધી. મણિભાઈએ એમને ગામયોગીના નિયમો શીખવ્યા, નિશાનો શીખવ્યાં, તાત્કાલિક મુસાફરી પણ શીખવ્યા.

ત્યારથી મને ખાતરી થઈ કે, કવાયત એ પ્રૌઢ-શિક્ષણનો એક ઘણો જ લોકપ્રિય પ્રકાર છે. તેની મારફત ગામલોકોની અંદર જે વસ્તુની ખામી છે તે હોશિયારી, ચપળતા તેમનામાં સહેજે લાવી શકાય છે; નવું શીખવા માટે તેમનામાં એક જાતનો અનુત્સાહ જોવામાં આવે છે તે ઉડાડી અભિમુખતા આણી શકાય છે.

વેડછીના અનુભવથી વિદ્યાર્થીઓની ગ્રામસેવામાં કવાયતની તાલીમનો કાર્યક્રમ દાખલ કરવાની હિંમત આવી. તાલીમનો લાભ નીચે પ્રમાણે લેવાયો:

| છાવણી | કુલ તાલીમ લેનારા | ૭ દિ. ઉપર તાલીમ લેનારા |
|---|---|---|
| ૧. કોકણવાડ | ૫૩ | ૧૩ |
| ૨. અંબાચ | ૪૧ | ૨૧ |
| ૩. સુરાલી | ૩૦ | ૨૬ |
| ૪. બાલદા | ૫૪ | ૩૦ |
| ૫. કલમકુઈ | ૫૩ | ૨૪ |
| ૬. ખેડા | ૩૯ | ૩૯ |
| | ૨૭૦ | ૧૫૩ |

### રેંટિયા-સુધાર

છાવણીવાળાં ગામો પૈકી કોકણવાડ, સુરાલી, ખેડા, એ ત્રણ ગામો રેંટિયાનાં ધામો સમાં છે. વિદ્યાર્થીઓએ ૪૦૦ ઉપર રેંટિયાઓ દુરસ્ત કરી આપ્યા. એટલાં ઘરોની મુલાકાત લેવી અને ઘરવાસીઓ સાથે વાતચીત કરવી, એ એમને માટે ઘણો કીમતી અનુભવ હતો.

### પ્રદર્શન

ચિત્રકાર શ્રી. જગજીવન શાહ, જેઓ કેટલાક વખતથી અમારે ત્યાં આશ્રમજીવનનો અનુભવ લેવા આવ્યા છે, તેમણે વિદ્યાર્થીઓના ગ્રામવાસના કાર્યક્રમ વિષે જાણ્યું ત્યારે તેમણે થોડાં ચિત્રોનું એક નાનું સરખું પ્રદર્શન બનાવવાની કલ્પના કાઢી. તેમણે ધુણાઈ, કાંતણ, લોકસેના, મદ્યનિષેધ વગેરે વિષયોને લગતાં વીસ સુંદર ચિત્રો તૈયાર કર્યાં અને તે લઈને

પોતે દરેક છાવણીમાં ફરી આવ્યા. ચિત્રોના આકર્ષણ સાથે તુણાઈ અને ધનુષ-તકલી પર કામ કરતી વિદ્યાર્થીઓની મંડળીનું આકર્ષણ ઉમેરાયું. લોકો તે જોવા સારી સંખ્યામાં આવ્યા. બહેનોએ આ બધું જોવામાં ભારે રસ બતાવ્યો.

. શ્રી. જગજીવને દરેક ગામમાં ગેરુ, ચૂનો, કોલસો, ગળી, વગેરે ગામડી રંગો વડે કેટલીક ઝૂંપડીઓની ભીંતો ઉપર સુંદર ચિત્રો પણ દોરી આપ્યાં.

**ગ્રામસફાઈ**

વિદ્યાર્થીઓની છાવણી ગ્રામસેવા માટે નીકળે એટલે ગ્રામસફાઈનો કાર્યક્રમ તો હોય જ. ફળિયાં વગેરે વાળવા ઉપરાંત વિદ્યાર્થીઓએ લોકોની પશુશાળાઓ સાફ કરી આપી. ૬ કૂવાઓની ફરતી જમીન સાફ કરી. એક ગામે કૂવાનાં પાણી ખૂટ્યાં હતાં તે ખોદવામાં ગામલોકોને મદદ કરી.

**વિદાય**

આમ ૧૫ દિવસ વિવિધ પ્રકારની ગ્રામસેવાનો અનુભવ આશ્રમના વિદ્યાર્થીઓએ આ ઉનાળાના દિવસોમાં લીધો. તેમના ગ્રામનિવાસે આશ્રમના ખાદી-કામમાં કંઈક વધારે જીવ મૂક્યો. રેંટિયાના ભીતરમાં રહેલું રહસ્ય લોકો કંઈક વધારે સમજતા થયા એમ કહી શકાય. અંબાચ, બાલદા, કલમકૂઈ જેવાં ગામોમાં હજુ રેંટિયાનો સંચાર નહિ જેવો છે, ત્યાં તેને માટે વાતાવરણ તૈયાર થયું લાગે છે.

વિદ્યાર્થીઓનાં નિવેદનોમાં પોતાના ટૂંકા સેવા-નિવાસની વિદાય સંબંધમાં લાગણીના ઊભરા ઠલવાયા છે.

એક લખે છે: 'અમે જ્યારે ૧૪ દિવસ પૂરા કરી પાછા વેડછી આવવાની તૈયારી કરી, ત્યારે અમને એડા છોડવું પણ ગમતું નહોતું. જેમ બાળક માને છોડે તેમ અમે ગામવાસીઓને છોડ્યા. મહિનામાં એકાદ વખત આવવાનું જરૂર રાખજો, એ તેમનો છેલ્લો શબ્દ હજુ અમારા કાનમાં ગુંજ્યા કરે છે.'

એક ટોળી પોતાની કુટિર અને તે એમને માટે ખાલી કરી આપનાર રાધા ડોશીને ભૂલી શકતી નથી. તેમણે એ કુટિરનું નામ રાધાકુટિર પાડ્યું હતું.

બીજી ટોળીને બીજાં ડોશીમા સાંભર્યા કરે છે: 'ગામીતવાડામાં એક ડોશીમા સાથે માતા જેવો સંબંધ બંધાયો. અમને તુણાઈ વગેરેમાં એમણે ખૂબ મદદ કરી. એમનો પ્રેમાળ સ્વભાવ યાદ રહી ગયો છે.'

બે ટોળીઓએ તો પોતાની ઝૂંપડીમાં આશરો આપનાર ભલાં કુટુંબો સાથે વિદાયને દિવસે સહ-ભોજન પણ રાખ્યું.

આ વખતના ગ્રામવાસમાંથી વિદ્યાર્થીઓ સારું શિક્ષણ લઈ આવ્યા એવી છાપ મારા ઉપર પડી છે. અમારા એક કાર્યકર્તા, જે આ ગ્રામવાસમાં વિદ્યાર્થીઓની એક ટોળીની સાથે હતા, તેમણે પણ મારા મતને ટેકો મળે એવો અનુભવ દર્શાવ્યો છે. તેઓ લખે છે: 'આપણે આ પ્રમાણે ગામડાંઓમાં જવાથી લોકોમાં ચેતન આવે છે, અને લોકો સાથેનો આપણો સંબંધ વધે છે. વિદ્યાર્થીઓમાં પણ એથી એકલા કામ કરવાની આવડત આવે છે. આવી રીતે જવાથી લોકોને તેમ જ આપણને લાભ જ છે, એવો અમારો અનુભવ છે.'

ઉપર હું નિર્દેશ કરી ગયો છું કે, વિદ્યાર્થીઓના કાર્યક્રમમાં લોકસ્થિતિને લગતા આંકડાઓ એકત્ર કરવાનું પણ રાખ્યું હતું. તેઓએ ભેગા કરેલા આંકડાઓમાંથી ઘણી રસિક હકીકતો તારવી શકાઈ છે. તે આવતા અંકમાં મોકલીશ.

જુગતરામ દવે

જીવંત દૃષ્ટિએ જોતાં, પદ્ધતિ એ શિક્ષકની શૈલી છે; કેળવણી વિષેનાં તેનાં શ્રદ્ધા અને અનુભવનું બાહ્ય નિરૂપણ છે વિદ્યાર્થી પર તેનું શિક્ષણ જો જીવંત અસરવાળું થવાનું હોય, તો અંતે જોતાં પદ્ધતિએ શિક્ષકની વિચાર પદ્ધતિ, એની લાગણી, અને એની જીવનદૃષ્ટિના વ્યક્તિત્વનું બાહ્યરૂપ થવું જોઈએ. પદ્ધતિના સામાન્ય-નિયમો, ગમે તેવા સંગીન ભલેને હોય છતાં, તેમનો કેવળ ઉપયોગ માત્ર, એ પદ્ધતિ નથી.

('પ્રાઇમરી સ્કૂલ' એ નામના ઇંગ્લંડના કેળવણી ખાતાના એક નિવેદનમાંથી.')

# આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ ને રાષ્ટ્રીય સરકારો

૧

'હવે તો આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ — વિશ્વભારતી જોઈએ' એ નામથી, લંડન વિદ્યાપીઠના અધ્યાપક, જ્યૉર્જ કૅટને એક ચોપાનિયું હમણાં બહાર પાડ્યું છે. એનો વિષય એના નામ પરથી સ્પષ્ટ છે. તે કહે છે, ગઈ યુરોપીય લડાઈ બાદ, ૧૯૨૦ માં રાષ્ટ્રસંઘ જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થા સ્થપાઈ; ત્યારે શરૂમાં તેની શક્તિ ઓછી હતી; પરંતુ માનેલું કે જેમ જેમ આંતર-રાષ્ટ્રીય લોકમત જન્મશે તેમ તેમ ધીમે ધીમે પણ સ્થિરતાપૂર્વક તે સંઘની શક્તિ જામશે; એટલે કે, સંકુચિત દેશાભિમાનને બદલે મનુષ્યમાં વિશ્વ-બંધુભાવ મુખ્ય પ્રેરણા બનશે. પરંતુ આવું કાંઈ બન્યું નહિ. જે પ્રકારનો આંતરરાષ્ટ્રીય લોકમત — અથવા કહો કે વિશ્વબંધુભાવ — જન્મવાની આશા રાખેલી, તે ન જન્મ્યો. અને આજ આપણે જોઈએ છીએ કે, તે સંઘ નામશેષ થયો છે એટલું જ નહિ, યુરોપે બીજા યુદ્ધમાં ઝંપલાવ્યું છે.

અને એમાં કશી નવાઈ નથી. કેમ કે તે સંઘ સ્થાપવા ઉપરાંત કોણે કશો પ્રયત્ન પણ કર્યો હતો? કદાચ છૂટક વ્યક્તિઓ કે સંસ્થાઓએ કર્યો હતો, એમ બતાવી શકાય. પરંતુ મુખ્ય જેણે કરવો જોઈતો હતો તે દુનિયાની — અથવા કહો કે યુરોપની — સરકારોએ શું કર્યું? કૅટન કહે છે, આ સરકારો તો હતી તેવી જ ઈર્ષાળુ, વેરીલી, અને અરસપરસ ડંખતી-ડંખાતી જ રહી. છતાં માનવામાં આવ્યું હતું કે, આજનાં અવરજવર તથા વાતચીત અને વિચારવિનિમયનાં ઝડપી સાધનોને બળે, દેશ દેશના લોકો વધુ ને વધુ હળશે-મળશે ને તેમાંથી રાષ્ટ્રસંઘને ખીલવા માટે જોઈતું બળ મળી રહેશે. આ ભોળપણ આજે અક્ષમ્ય અને હસામણું લાગે છે. કેમ કે, સામે જે શક્તિઓ — અને કેવી જબરી શક્તિઓ! — કામ કરતી હતી, તેની કોઈએ કશી ખબર ન લીધી. આ શક્તિઓમાં કૅટન મુખ્યત્વે આજનાં એ જ અનેકવિધ પ્રચાર-સાધનો ગણાવે છે અને કહે છે:

'આ ૨૦મી સદીમાં આપણે પ્રચાર અને ગર્ભિત સૂચનશક્તિના, પૂર્વે કદી નહોતા એવા ગુલામ બન્યા છીએ, એ વિચારતાં નીચું જોવું પડે છે... ...ઇંગ્લન્ડમાં છાપાં આશ્રયદાતાઓ ને રાજદ્વારી પક્ષોની પકડમાંથી માંડ માંડ નીકળ્યાં, ત્યાં તો ફરી બીજાનાં ભોગ બન્યાં, અને તે જબરા જાહેરખબરી વર્ગોનાં. તેમના વગર તેઓ પોતનાં જબરદસ્ત વેચાણ ન કરી શકે. તે વર્ગો, સાવ થોડાક લોક આંતર-રાષ્ટ્રીય વહીવટ હાંક્યે રાખે, એમ ઇચ્છનારા છે; તો સામે તેમાં જ ભળી જતી ઇચ્છા આમલોકની છે, કે જેઓ સસ્તાં છાપાંની પેલી રાક્ષસી વેચાણ-સંખ્યા જાળવે છે; આમ-લોક છાપાંમાંથી શીખવા નહિ પણ મજા માણવા ચાહે છે, જે આજનાં છાપાં પૂરી પાડે છે. પરિણામે છાપું ૧૯મા સૈકાની તેની આબરૂ ગુમાવી બેઠું છે.'

અને જ્યાં હળીમળીને એકભાવ જમાવવાની મૂળ ઇચ્છા કે સંકલ્પ જ ન હોય ત્યાં માત્ર હળવું-મળવું શું કરી શકે? બલકે, એ હળવું-મળવું છૂપા બાતમીખાતા જેવું જ કામ કરે; અને આ યુદ્ધની તૈયારીરૂપે એવું કેટલુંય કામ કોણે કર્યું હશે એ આજ આપણને ઓછું જ જાણવા મળે એમ છે? એટલે પ્રશ્ન એનો એ જ પાછો ઊભો થાય છે, પેલી એક્યબંધુભાવની ઇચ્છા લોકોમાં શી રીતે જન્માવવી? કેમ કે, એની મેળે તો એ નહિ જ જન્મે.

આ ચોપાનિયામાં કૅટન કહે છે કે, આ બીજા યુદ્ધે એ ઇચ્છા ઉત્પન્ન કરવી જોઈએ. 'એ તો આપોઆપ સમજી જ લેવાની વાત છે કે, આ યુદ્ધને અંતે, ફરી પાછી કોઈ ને કોઈ પ્રકારની આંતરરાષ્ટ્રીય સત્તા સ્થાપવા પ્રયત્ન થશે જ, કે જે સત્તા એટલી પ્રબળ હશે કે નવું વિશ્વ-યુદ્ધ આવતું અટકાવી શકે.' ગઈ લડાઈ બાદની આવી સત્તા જે રાષ્ટ્રસંઘ, તેના અનુભવ પરથી કૅટન એટલું વિશેષ કહે છે કે, આ જે નવી સત્તા સ્થપાય તેને ગયા રાષ્ટ્રસંઘ. કરતાં વધુ અસરકારક બળ હોવું જોઈએ; ને ઉપરાતમાં, એ સત્તાને સામાન્ય લોકની વફાદારી મળવી જોઈએ, કે જે ગયા સંઘને નહોતી.

પણ સામાન્ય લોકની આ વફાદારી શી રીતે મળે? એના ઉત્તરમાં કૅટન વિશ્વભારતી — સાચા

વિશ્વવિદ્યાલયની સ્થાપના સૂચવે છે. એ વસ્તુ સરકારી કરારો ને કાગળિયાં વડે ન બની શકે. એનો રસ્તો તો માત્ર કેળવણી છે. રાષ્ટ્રોએ પોતાની સ્વતંત્રતાનું, અખિલ વિશ્વહિતને માટે જરૂરી હોય તેટલી માત્રામાં, બલિદાન આપવાનો મોંઘો પાઠ શીખવો જોઈએ; આ પાઠ ગયા યુદ્ધથી ન મળ્યો તે ફરી શીખવવા યુદ્ધ આવ્યું છે. રખે એમ કોઈ કહે કે, આ તો કેમ શીખી શકાય! ક્રીટન ઇતિહાસ ટાંકીને કહે છે કે, રાષ્ટ્રપૂજા જગતમાં તાજેતરની જન્મેલી વસ્તુ છે. ૧૫મા સૈકાના સુધાર-યુગ પૂર્વે યુરોપમાં એ વસ્તુ નહોતી. કેનેડા, દક્ષિણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયામાં આ વસ્તુ આપણી જ નજર સામે બની છે. ૧૮૫૭ના કાળમાં હિંદમાં એ અજાણી હતી. એટલે, 'જો અનુકૂળ પરિસ્થિતિ હોય તો યુરોપીય કે વિશ્વવ્યાપી વફાદારી સ્થાપી શકાય, જે તેનાથી નાના એકમોથી પર હોય પરંતુ તેની ઉપરવટ નહિ.' આ કામ હવે પછીના શાંતિસેવકોએ વધારે લક્ષ દઈને ઉપાડવું જોઈએ. એને સારુ સરમુખત્યારોની ઢબે પ્રચારકામ લેવું જોઈએ — છાપાં, સિનેમા, રેડિયો, ને એવી બધી લોકમત-કારી રીતો હોય, તેમને માનવજાત પ્રત્યેની વ્યાપક નિષ્ઠા કેળવવામાં કામમાં લેવી જોઈએ. આને સારુ એક વાત તો એ જરૂરી છે કે, 'યુદ્ધની નૈતિક કિંમત ફરી આંકાવી જોઈએ, જેથી તે માનવજાત સામે ગુના તરીકે બરોબર રજૂ કરી શકાય, અને તે ગુનો જ છે. આની જોડાજોડ આર્થિક અને બીજા ઝઘડાની પણ નવી આંકણી થવી જોઈએ.'

આ કરવું હોય તો બે વાતો તો તેમાં આવે જ: લોકશાહીઓ અત્યાર સુધી માનવજાતના ઉદ્દેશોની બાબત તટસ્થ કે બેપરવા યા ઉવેખુ રહી છે તે નહિ ચાલે. સરમુખત્યારો આ બાબત મક્કમ મનથી નક્કી કરીને વર્ત્યા, તેથી જબરા બન્યા. એટલે 'સામાજિક ન્યાય અને લોકશાહીના પાયા ઉપર સ્થાપી આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા માટેની જેહાદ જો સફળ થવાની હોય, તો આપણે શા ઉદ્દેશો સાધવા મથીએ છીએ તે સ્પષ્ટ હોવું જોઈએ...' બીજી વાત એ છે કે, આ કામ કરવા માટે યોગ્ય કાર્યપદ્ધતિઓ જ્યાં ચર્ચી, ઘડી અને સમજાવી શકાય, એવું એક સ્થાન હોવું જોઈએ. અને આ કામ એક વ્યક્તિ ન કરી શકે; એ ઢબ તો સરમુખત્યારી થઈ. પ્રચારવેડા કે રાજકારણથીય એ કામ ન બને. તે કામ તો કેળવણીથી થવું જોઈએ. કેમ કે એમાં જ લોકશાહી અને સરમુખત્યારીમાં જે મૂળભેદ છે તે છે. અને તેથી કરી આંતરરાષ્ટ્રીય ધોરણે વિશ્વવિદ્યાલય હોવું જોઈએ અને એ વિશ્વવિદ્યાલય સ્થાપવાનો સમય યુદ્ધ દરમિયાન જ છે, કેમ કે અત્યારે જ એની ભૂમિકારૂપ માનસિક વાતાવરણ તૈયાર છે; લડાઈ બાદ કદાચ પાછા હતા તેવી જ રાષ્ટ્રાભિમાની સંકુચિતતામાં લોકો વળી જાય.

આ પ્રકારના વિદ્યાપીઠનું કામ શું હોઈ શકે તેનો ઉદ્દેશ શો? ક્રીટન કહે છે: 'પહેલું તો આવી વિદ્યાપીઠનો હેતુ એ હોવો જોઈએ કે, જગતની એકતાનો વિચાર પ્રવર્તાવવામાં મદદરૂપ એવાં શૈક્ષણિક કામોનું સંગઠન તે કરે, જેથી આજના યુદ્ધ જેવી લડાઈઓ ફરી ન ફાટી શકે. તેથી, તેને આખરી ઇરાદો જોતાં, સામાજિક તથા રાજકીય પ્રશ્નો પ્રત્યે તે ઉપેક્ષા ન ધરાવી શકે, અને તેનું કાર્યક્ષેત્ર પણ અમર્યાદિત નહિ હોય.'

'તેથી, આપણી કલ્પનાની વિશ્વભારતીનું એક મુખ્ય કામ એ હોવું જોઈએ કે, નવી દુનિયાની આવી રચના સાધવામાં જે જે પ્રશ્નો ઊઠે તેમનું સંશોધન કરવા માટે વ્યવસ્થા કરવી જોઈએ, અને તે તે પ્રશ્નના જાણકારો કે સમિતિઓએ કરેલું કામ પ્રસિદ્ધ કરવું જોઈએ. જાણકારોની આવી સમિતિઓની રચના આંતરરાષ્ટ્રીય હોવી જોઈએ, . . . . ; પણ આવું સંશોધન તેના કામનું એક પાસું જ હશે. આ યોજનાને જે રાષ્ટ્રો ટેકો આપે, તેમના નવજુવાનો ને પ્રૌઢોને શિક્ષણ આપવું એ એનાથી મહાન કામ હશે.'

ઉપરાંત, ક્રીટન કહે છે, શિક્ષકો તથા વિદ્યાર્થીઓ આવી વિદ્યાપીઠોમાં અદલાબદલી થતા રહે, જેથી સતત વિચારવિનિમય ચાલ્યા કરે. જેમ કે, 'યુદ્ધ બાદ જર્મનીમાં કે બીજે જ્યાં આવી નવી વિદ્યાપીઠ નીકળે, ત્યાં જર્મન વિદ્યાર્થીઓ ભણે, તો યુરોપની શાંતિની આશાના ટકા વધે.' 'આ બધા ઉપરથી એટલું તો દેખાયું હશે કે, આવી વિદ્યાપીઠ સમવાયી હશે. એની યોજના સ્વીકારતા દરેક દેશનાં મુખ્ય શહેરોમાં એનાં કેન્દ્રો હશે, અને એ કેન્દ્રો જોડે દેશનાં બધાં વિદ્યાલયો સંકળાયાં હશે.'

'વળી તેવી વિદ્યાપીઠનો શિક્ષકવર્ગ નવી પંક્તિ

જ ન હોવો જોઈએ, જોકે શિક્ષણકામનો મોટો ભાગ વિદ્યાપીઠના દરજ્જાને શોભાવે એવા શિક્ષકોએ કરવાનો હશે. પણ તે જ લોકોનો આખો શિક્ષકવર્ગ જો બનેલો હોય, તો મોટો ભય છે . . . . અતિ-કેન્દ્રિતતા અને પાર વગરનાં ઉપચારો ને આજ્ઞાઓ તળે વિદ્યાપીઠ મરી જાય. (આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠની) જેવી હિલચાલ કલ્પી છે તેના મહત્ત્વની બરોબર જો તેની અસર કરવી હોય, તો તેના સંસ્થાપકોને પ્રેરણા આપે એવી જે જેહાદી ધગશ તેમનામાં હોવાની આશા રખાય, તે આખા વિદ્યાપીઠમાં સંઘરાવી જોઈએ, અને તેના ચાર્ટરમાં રહીને, જેમને જગતને કાંઈક સંદેશો આપવાનો છે એવા માણસો તેમાં હોવા જોઈએ. આંતરરાષ્ટ્રીય માનસવાળી જમાતમાં ધર્મ-ગુરુઓ, ધંધાદારી મહાજનો, વેપારીઓ, શરાફો, પત્રકારો, અને રાજકારણીઓ તથા વિદ્વાનો હોય, અને તે બધાએ પોતપોતાથી બનતો ફાળો આ સર્વસાધારણ ધ્યેયના પ્રયત્નમાં આપવો જોઈએ.'

આમ ટૂંકમાં ક્રીટન પોતાની સૂચના રજૂ કરે છે.

૨

જેમ સ્વરાજ વગર રાષ્ટ્રીય કેળવણી ન સંભવે તેમ, જીવંત આંતર-રાષ્ટ્રીય માનસ કે તેને મારની વ્યાપક તમન્ના, અથવા તેમના બળે નીપજી શકતી આંતરરાષ્ટ્રીય રાજસત્તા વગર, સફળ આંતરરાષ્ટ્રીય યુનિવર્સિટી કે વિશ્વભારતી ન નીપજે એ ઉઘાડું છે; છતાં, સ્વરાજ સારુ પણ રાષ્ટ્રીય કેળવણી જોઈએ, એ પ્રકારના રચનાત્મક કામ વગર સ્વરાજ ન સંભવે, તેમ આંતરરાષ્ટ્રીય માનસ અને સત્તા સારુ પણ તેના સાધનરૂપ આંતરરાષ્ટ્રીય કેળવણી જોઈએ, એ પણ એટલું જ સાચું છે, એમ આપણે અનુભવે કહી શકીએ. પણ પ્રશ્ન એ છે કે, ઉપર કહેલી સાચી તમન્ના જરા જેટલી પણ છે ખરી? જગતના માત્ર ગોરાં રાષ્ટ્રો જોતાં કદાચ થોડીક બતાવી શકાય. પણ એ ગોરા-રાષ્ટ્રીય વિદ્યાપીઠ અથવા 'ગોરા-ભારતી' માટે કદાચ બસ થાય. ક્રીટનનું ઉપરનું બયાન આ ટીકાને પાત્ર હોવા ઉપરાંત બીજું પણ તેમાં એવું છે કે જે આપણે તપાસવું જોઈએ.

ઉદ્યોગધંધા ને બીજું ત્રીજું બધું મોટા પાયા પર અને કેન્દ્રિત ઢબે ગોઠવવું, એ પશ્ચિમને કુટેવ પડી ગઈ છે. ક્રીટનની યોજનામાં એ કુટેવની પણ સારી પેઠે અસર છે એમ, તેનો મુખ્ય મુદ્દો યોગ્ય ને માન્ય હોવા છતાં, કહેવું જોઈએ. તેથી જ કરીને તે વિશ્વ-વિદ્યાલયની વાત કરતા છતાં, સદોષ એવા લોકશાહી કે એવા ભળતા મુદ્દા ઉપર જગતના બે ભાગ કરી, એક જે પોતાને પ્રિય ભાગ છે તે જ વિશ્વ, અને સામેનો ભાગ તે તેનો શત્રુ, એમ જ ગણીને ચાલે છે. વિશ્વવિદ્યાલયનો આવો પાયો, ક્રીટન રાષ્ટ્રસંઘની સામે જે ટીકા કરે છે, તેને પાત્ર બને છે. ક્રીટને જાણવું જોઈતું હતું કે, વિદ્યાલયમાં જે શક્તિ છે તેને રાજકારણીઓ હમેશ પોતાના વળમાં કે કાબૂમાં કરતા જ આવ્યા છે, જેથી તે મારફતે પોતાનું ઇચ્છિત કામ સારી શકાય. તેથી જ ઇંગ્લન્ડની યુનિવર્સિટીઓ જેવો કાળ તેવા જુવાનિયા તૈયાર કરતી રહી છે, અને આજ છેલ્લાં બે ત્રણ સૈકાંથી પછાત દેશોને લૂટવાનો જમાનો આવ્યો ને સામ્રાજ્ય ઘડવાના મનોરથ જાગ્યા, ત્યારે એ યુનિવર્સિ-ટીઓ એને માટે યોગ્ય હીણપતવાળું માનસ ઘડવા માટે મથતી થઈ, તેના વિદ્વાનોએ તેને પોષતી વિદ્યાઓ ખીલવી આપી, તેની સરકારોએ તે અર્થે અઢળક ધન રેડયું. ત્યાંની યુનિવર્સિટીઓને સરકારી તંત્રથી અમુક સ્વતંત્રતા હોય છે, એમ કહેવામાં આવે છે. એ સ્વતંત્રતા રાજકીય પક્ષાપક્ષી પૂરતી કદાચ હશે; પરંતુ આખા રાષ્ટ્રની સામ્રાજ્યવાદી લૂંટ તો તે રાષ્ટ્રની જ વસ્તુ બનેલી હોઈ, તેની યુનિવર્સિટીઓ તેનાથી મુક્ત નહોતી. એટલે ક્રીટનની વાત માનતાં છતાં, આ વસ્તુસ્થિતિ તેની આડે આવે છે, તેનું શું? આ પ્રશ્ન ક્રીટનને સૂઝયો જ નહિ તે *તેના 'વિશ્વની' યુરોપીય જ હદ હોવાથી.*

બાકી ખરું પૂછો તો સાચું વિદ્યાલય — ગમે તેવડું નાનું કે ભૂગોળમર્યાદિત ભલેને હોય, છતાં — વિશ્વ જેટલી વ્યાપકતાવાળું અને માનવ જ નહિ, જીવમાત્ર કે સૃષ્ટિમાત્ર જેટલી ઉદારતાવાળું શિક્ષણ આપતું ન હોવું જોઈએ? વિદ્યાલયનો અર્થ જ એ છે કે, તે જીવાત્માને આ જગતને માટે જ નહિ, તેની પારને માટે પણ વિચારતો અને વર્તતો કરે, એવી વિદ્યાશક્તિ આપે. આવી શક્તિ આપવાનું તેનું કામ, તેને આખા જગત જેટલું વ્યાપક બનાવવાથી સારવું અશક્ય મનાવું જોઈએ. કેમ કે, એ પ્રકારનું કેન્દ્રિત વિદ્યાપીઠ કે વિદ્યાતંત્ર જગતની રચના

સામે જ લેખાવું જોઈએ. કુટુંબ, પ્રદેશ, રાષ્ટ્ર, જાતિ, ૪૦ નાનાવિધ સાંસ્કારિક, ભૌગોલિક, કે ઐતિહાસિક કે પ્રાકૃતિક એકમો અલગતા નથી સૂચવતા — ન સૂચવવી જોઈએ; તેઓ એકમેકમાં ઓતપ્રોતતા સૂચવે છે. એ ઓતપ્રોતતા યા વિરાટ પ્રત્યેની વફાદારીના દર્શનથી પ્રેરાઈ નાનામાં નાનો એકમ પણ પોતાનું કામ કરે, તો જ જગતમાં આંતર-રાષ્ટ્રીયતા કે માનવવ્યાપી સંગઠન બની શકે. શાંતિ, સ્વરાજ, અને માનવજાત માટે સ્થિરતા અને ઉદ્ધાર તેમાં જ દેખાય છે. જેને ગાંધીજી 'સ્વદેશી'નો સિદ્ધાંત કહે છે તે આ વસ્તુ છે. મોટા મોટા સમૂહ ઘડી સમૂહગત વ્યવસ્થા કરવી, તેમાં માનવપ્રાણી તેનો આત્મા અને બુદ્ધિ ખુએ એવો પૂરેપૂરો ભય છે; અને આખું તંત્ર એક જબ્બર નોકરશાહી બની બેસે એ સ્પષ્ટ છે. આ બધી બાજૂઓનો વિચાર કરતાં, સાચું એ છે કે, જગતને અવિરોધી રહીને — એટલે કે પોતાની અલગતા ને આપપ્રેમ કે અહંભાવનું રાક્ષસીપણું છોડી દઈ — જ્યાં આપણી કામગીરી પ્રત્યક્ષરૂપે પથરે છે તે પ્રત્યક્ષ ક્ષેત્રમાં એ કરવી, એ આ તત્ત્વનું રહસ્ય છે. પણ તેને બદલે શું જોવા મળે છે? ઑક્સફર્ડ કેમ્બ્રિજ જો હિટલરને ગાળ જ દે, અને મ્યુનીક-બર્લીન પોતામાં જ વિશ્વ પૂરું થયું સમજે, અને મુંબઈ-મદ્રાસ અંગ્રેજનું ગાયું જ ગાવામાં વિદ્યાપીઠ-પણું માને, ત્યાં તેઓ બધાં એકસરખાં પોતાના આદર્શથી ભ્રષ્ટ થયાં છે એમ માનવું જોઈએ. વિદ્યાલય — નાનું કે મોટું — એટલે જ વિશ્વવ્યાપક દૃષ્ટિથી પોતાનું નાનું કે મોટું કામ કરનારી સંસ્થા. તેથી જ શાંતિનિકેતન જેટલી નાની લાગતી વસ્તુ 'વિશ્વભારતી' હોઈ શકે; કે ગાંધીજીનો આશ્રમ માનવમાત્રનું ધામ બની શકે, અને એમની વિદ્યાપીઠ રાષ્ટ્રીય હોવા છતાં માનવપ્રેમ અને અહિંસા-સત્ય જેવી વ્યાપકતા રાખવાથી વિશ્વ માટે છે એમ કહી શકે.

નવાઈની વાત તો એ છે કે, આ ફ્રીટનને શાંતિનિકેતનની એટલીય ખબર નથી કે જેથી તે આ ચોપાનિયામાં તેનો ઉલ્લેખ કરે. તેને ગાંધીજીના વિશ્વવ્યાપી પાયા પર વિચારાયેલી કેળવણીના પ્રયોગોનુંય ભાન નથી. એનું કારણ એ લાગે છે કે, તે આજના યુરોપની સંસ્કૃતિના દૂષિત પાયા અને લૂંટેરુ રાજકારણ, વિલાસી સમાજકારણ અને અંધ વ્યક્તિપૂજાથી પર બની નથી શક્યો. માનવ્યનું ખરું દર્શન કદાચ એને ન હોય; પોતે ગોરાને જ માનવ ગણીને સહેજે વર્તે છે એ એને સૂઝયુંય ન હોય. અને પોતે યુનિવર્સિટીનો પ્રોફેસર છે! એ પણ નથી બતાવતું કે, યુરોપમાં યુનિવર્સિટી વગેરે ચીજો રાજકારણ અને ગોરાના ગુરુભારનાં દાસ બની ગયાં છે? એટલે, માનવ ઇતિહાસમાં હમેશ બન્યું છે તેમ, કોક મહા પુરુષે જ જગતને ધક્કો આપીને નવે માર્ગે ચલાવવું જોઈશે; ત્યાર પછી જ વિશ્વવિદ્યાલયો અને ચાલુ માનવ-દોષોથી રંગાયેલાં એવાં બધાં જંત્રતંત્રો માનવશાંતિનું કામ કરી શકશે. આપમેળે તો, તે જે ચીલામાં પડેલાં છે ત્યાંથી કઈ રીતે નીકળી શકે? હિંદની આખી કેળવણીને સાચા સ્વરાજ અને આંતરરાષ્ટ્રીયત્વના પાયા પર મૂકી, હિંદને ઉગારી તે દ્વારા જગતમાં એક નવું જ પ્રાણદાન કરવાનું કામ ગાંધીજીએ આદર્યું. પરંતુ તેમના એ કેળવણી-વિષયક કામની શી દશા છે? એ પરથી પણ સાર લઈ શકાય કે વિશ્વવિદ્યાલય દ્વારા જ કામ લેવું કઠણ છે. તેથી જ ગાંધીજી સ્વરાજસિદ્ધિ માટે રાજકારણમાં ખેંચાયા; અને આખા રાજ-કારણને જ એક વ્યાપક કેળવણીનું સાધન બનાવી દીધું. ફ્રીટને જાણવું જોઈએ કે, શિક્ષક ધર્મગુરુ બને અને ધર્મગુરુ સાચો સાધક હોય તો કદાચ નવી શક્તિનો ઉદય થાય. એવા પ્રયત્નો અથવા એનાં બીજ દેશદેશમાં ગુપ્ત અને અણુમૂલ્યાં પડ્યાં હશે. આજના જડ લૂંટેરુ ઉછાળાના વાયરામાં એ બીજ ઊગી ન શકે; છતાં એ બીજ જ સાચી વિદ્યાપીઠોનાં મૂળ છે. શિક્ષણનાં ચાલુ તંત્રો તો જડ, ગતાનુગતિક, અને લોભ મોહ ઇર્ષ્યાદિનાં ઘર બન્યાં છે, અને જોઈતું પીરસી પોતાનું કામ ચલાવે છે, એ વસ્તુસ્થિતિ છે; એમાંથી ઊગરવું એટલે નવું દર્શન પામવું. ફ્રીટન એ વસ્તુ ભૂલીને વાત કરે છે. બાકી, સમાજને ઉદ્ધારે એવી મૂળશક્તિ શિક્ષણ યા ધર્મ જ છે. પણ તેને કોણ ઉગારે? કોણ પલટે? ઇતિહાસમાંથી જવાબ એક જ છે — નવું દર્શન અને તેનો પ્રવર્તક.

૧૧-૬-'૪૨ મગનભાઈ દેસાઈ

# ‘નારીની સાધના’

[શ્રી. ક્ષિતિમોહન સેન છેલ્લી વાર ૧૯૪૦ના ઑક્ટોબરમાં અમદાવાદ આવ્યા ત્યારે રોજ મળસકે પોતાને મુકામે પ્રવચન કરતા હતા. છેલ્લે દિવસે ત્યાં આવની બહેનોને લક્ષમાં રાખીને ‘નારીની સાધના’ વિષે તેમણે જે વાત કહી હતી તે સ્મૃતિ ઉપરથી લખી કાઢવાનો મેં પ્રયત્ન કર્યો છે. એમાં બંને કન્યાઓના જવાબ એક એક રત્ન જેવા દુહાના રૂપમાં હતા, પણ એકપાઠી ન હોઈ હું તે બધા યાદ રાખી શક્યો નથી, એટલે અહીં તેનો અર્થ જ આપ્યો છે. —મ૦]

સંત દાદુ દયાળને નાનીબાઈ અને માતાબાઈ નામે બે કન્યાઓ હતી. જ્યારે તેઓ પરણવા લાયક ઉમ્મરની થઈ ત્યારે માતપિતા તેમનાં લગ્નનો વિચાર કરવા લાગ્યાં. આજે પણ જો છોકરી મોટી થાય છે, તો માબાપને ચિંતા થવા માંડે છે, તો તે પ્રાચીન જમાનામાં તો પૂછવું જ શું? પણ આ સંસારી સાધુની બંને દીકરીઓએ તો કુંવારી રહેવાનો નિશ્ચય કરેલો હતો. આજે પણ છોકરીઓને કુંવારી રાખવાની માબાપોની હિંમત ચાલતી નથી, તો તે જમાનામાં તો ક્યાંથી જ ચાલે? વળી કુંવારી રહેવામાં છોકરીઓમાં પણ આજના કરતાં તે જમાનામાં વધારે હિંમત જોઈતી જ હશે તો.

આ બંને બહેનોને લગ્ન કરવાનું સમજાવવાના અનેક પ્રયત્નો થયા. પહેલાં તો એમના પિતાએ જ એમને કહ્યું, ‘બેટા, હવે તમે મોટી થઈ છો. તમારે હવે લગ્નનો વિચાર કરવો જોઈએ.’ ત્યારે આ પુત્રીઓએ જવાબ આપ્યો, ‘પિતાજી, તમારી સાધનાધારા અને વંશધારા બંને સાચવવાં અમારે માટે શક્ય નથી. ગમે તે એક જ અમારાથી સચવાય એમ છે. તો બેમાં કયું શ્રેષ્ઠ? અમે તો તમારી વંશધારા આગળ ચલાવવાને બદલે સાધનાધારા જ આગળ ચલાવીશું.’

પછી પિતા શું બોલે?

આ પછી માતાએ એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું, ‘બેટા, આપણે સ્ત્રીઓને વળી સાધના શી? એ તો પુરુષોને શોભે. આપણે તો આપણો સંસાર ભલો. તમે હવે ઝટ સંસાર માંડો.’

પુત્રીઓએ જવાબ દીધો, ‘માતા, સંસાર જો માંડવો હોય તો સંસારમાં મન જોઈએ. અમારું મન તો તપસ્યામાં — સાધનામાં છે. મન વિનાનો વિવાહ એ તો વ્યભિચાર જ કહેવાય.’

માતા પણ પાછી પડી. આ બંને બહેનો ઉપર એમના ભાઈની ખૂબ અસર હતી; તેના પ્રોત્સાહનથી જ બંને સાધનાને માર્ગે ચડી હતી. માતાપિતાએ એ ભાઈને પણ ઠપકો આપ્યો કે, લે હવે, બહુ ચડાવી મૂકી છે તે જો. ભાઈને પણ થયું કે, લાવને હું પ્રયત્ન કરી જોઉં.

તેણે જઈને બંને બહેનોને કહ્યું, ‘બહેન, તમે સાધનામય જીવન ગાળવા માગો છો એમાં તો કંઈ ખોટું નથી, પણ મારે માત્ર એક જ વસ્તુ વિષે તમને પૂછવું છે. માણસની દેહની ભૂખ કંઈ જેવી તેવી નથી હોતી. એ ક્ષુધા ખૂબ પ્રબળ હોય છે અને એને જીતવી એ અતિ મુશ્કેલ વાત છે. માણસનો સ્વભાવ જ અધોગામી છે. તો એ અધોગામી સ્વભાવને જીતશો શી રીતે?’

ત્યારે આ બહેનોએ જવાબ આપ્યો, “ભાઈ, તું અમને એમ પૂછે છે કે અમારામાં રહેલો શિવ (દૈવી અંશ) અમારા જીવ (પાશવી અંશ)ને શી રીતે જીતી શકશે? — માનવની સ્વાભાવિક ગતિ જે અધોગામી છે તેને અમે ઊર્ધ્વગામી શી રીતે કરીશું? એ તો ખૂબ સહેલું છે. ‘દીપ લગાય તેલ જસ ચડિ હૈ.’ તેલની સ્વાભાવિક ગતિ અધોગામી જ છે. કોઈ પણ પ્રવાહી નીચે જ વહેવાનું. પણ જ્યાં વાટને મોઢે દીવો પેટાવ્યો કે તરત જ તેલની ગતિ ઊલટી થઈ જવાની — ઊર્ધ્વ ગતિ થઈ જવાની. તે નીચે જવાને બદલે ઊંચે ચડવા માંડવાનું. એમાં મુશ્કેલી શી?”

ભાઈ શો જવાબ આપે?

આમ ભાઈ પણ સમજાવી ન શક્યો, એટલે પછી સખીઓને માથે એ કામ આવી પડ્યું. તેમણે જઈને કહ્યું, ‘બહેન, સ્ત્રીઓએ તે કદી સાધના કરી છે? આપણાથી તે વળી સાધના થતી હશે? માટે તમે એ વાત પડતી મૂકો અને પરણી જાઓ.’

બહેનોએ જવાબ દીધો, “બહેન, સ્ત્રીઓને

મારનાર સ્ત્રીઓ જ હોય છે. સ્ત્રીથી કશું થાય નહિ, સ્ત્રી તો નમાલી, એવું કહેતાં તમને શરમ નથી આવતી? અમે તો પૂછીએ છીએ કે જગતે સ્ત્રી પાસે માંગ્યું છે ક્યારે? જગતે ક્યારે સ્ત્રી પાસે ઉચ્ચ વસ્તુનો દાવો કર્યો છે કે સ્ત્રી તે આપે? સ્ત્રી પાસે એવી માગણી થઈ હોય અને છતાં તેણે તે પૂરી ન કરી હોય તો ખરું કે સ્ત્રીથી કશું થતું નથી અને થવાનું નથી. પણ એમ ને એમ શા માટે સ્ત્રીને વગોવો છો? 'નારસે કછુ હોત નહીં; અસ દાવા કછુ આહી?' એ તો જેમ ગોરખે જઈને મત્સ્યેન્દ્ર પાસે માગણી કરી તો મત્સ્યેન્દ્રને આપવું પડ્યું.

પ્રસંગ એવો છે કે મત્સ્યેન્દ્રનાથ એ ભારતવર્ષના અતિ પ્રસિદ્ધ યોગી હતા. ખૂબ ઉચ્ચ ભૂમિકાએ ચડેલા હતા. એમને ગોરખનાથ નામે એક શિષ્ય હતો. મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા કામરૂ દેશમાં જઈ ચડ્યા. ત્યાં તો સ્ત્રીઓનું જ રાજ્ય. યાં ગયા પછી અસાવધતા આવતાં મત્સ્યેન્દ્ર ખૂબ ોગવિલાસમાં ડૂબી ગયા: તેમની ખૂબ અધોગતિ ઈ; આખો વખત સ્ત્રીઓમાં જ પડી રહેવા લાગ્યા. યારે ગોરખનાથને કાને આ વાત આવી ત્યારે તેને ારાવાર દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે મારે ારા ગુરુને પાછા ઉપર લાવવા. તે તરત જ કામરૂ શ જવા ઊપડ્યો. ત્યાં પહોંચી તેણે મત્સ્યેન્દ્રને ળવા પ્રયત્ન કર્યો, પણ એને કોઈએ અંદર જવા ીધો નહિ. આખરે એણે દેવડીએ પડેલા નગારા પર ચોબ ચલાવ્યા અને તે અવાજ સાંભળી ત્સ્યેન્દ્ર એકદમ બહાર આવ્યા.

'કોણ છે?'

'જાગ મછેન્દર, ગોરખ આયા.'

પોતાના શિષ્યને આટલા દૂરના પ્રદેશમાં આવેલો જોઈ ગુરુનું વત્સલ હૃદય જરા પલળ્યું. પૂછ્યું, 'શું છે? કેમ આવ્યો છે?'

'મારે તમારી પાસે ઉપદેશ જોઈએ છે.'

મત્સ્યેન્દ્રે નિખાલસતાથી અને ઊંડા દર્દથી કહ્યું. 'બેટા, હવે આ કંઈ પહેલાંનો મત્સ્યેન્દ્ર રહ્યો નથી. હું તને ઉપદેશ નહિ આપી શકું.'

'તે ન ચાલે. આપવો જ પડશે. હું તમારો શિષ્ય છું, તમે મારા ગુરુ છો. ગોરખ માગે અને મછેન્દર ના પાડે એ બને જ નહિ.'

બસ, મછેન્દર જાગી ગયો. તેનું ભોગજીવન ક્ષણમાં સાપની કાંચળીની જેમ ઊતરી ગયું. બાળકનો જન્મ થયા પછી તેની નાડી માતાની નાડીથી સ્વતંત્ર થઈ જાય છે, માતૃનાડીનો સંબંધ જેમ બંધ થઈ જાય છે, તેમ પલકમાં મછેન્દર પાછો પૂર્વભવનો મછેન્દર થઈ ગયો અને ગોરખની સાથે ચાલી નીકળ્યો. અહીં જેમ શિષ્યે દાવો કર્યો તો ગુરુએ પાત્રતા મેળવી તેને સંતોષવો પડ્યો, તેમ સ્ત્રી પાસે જે માગણી કરવામાં આવે તો તે પણ જરૂર સંતોષે. માણસ પોતા પાસે પણ જેટલી માગણી કરે તેટલું જ એને મળે."

હવે સખીઓને પણ કશું કહેવાનું રહ્યું નહિ.

દાદુ દયાળના એક ભક્ત રાજા ભગવંતદાસ કરીને હતા. તેમણે આ બહેનોને સમજાવવાનો પ્રયત્ન કરી જોયો. તેમણે કહ્યું, 'સ્ત્રી જાતે કોમળ છે. એનાથી કઠોર સાધના નહિ થઈ શકે, માટે તમે જીદ છોડી દો."

ત્યારે બહેનોએ જવાબ વાળ્યો, "અંકુર કોમળ હોય છે, કૂંપળ કોમળ હોય છે, પણ એ જ કોમળ કૂંપળ 'પાખણકો માખણ કરે ગાંઠ ગાંઠ લહરાઈ'— પથ્થર જેવી કઠણ ડાળીઓને ભેદીને તેની ગાંઠેગાંઠને નવપલ્લવથી મર્મરિત કરી મૂકે છે, અને એ જ કોમળ અંકુર ધરતીના પડને ચીરીને ઉપર આવે છે. એટલે સ્ત્રીઓ કોમળ છે એમ કહીને સ્ત્રીઓ નિર્બળ છે એવું સાબિત કરવા મથશો નહિ."

પણ આ રાજા એમ હારે એવા નહોતા. એ બુઢ્ઢાએ નવો પ્રશ્ન પૂછ્યો. 'ભલે. પણ તમે હજી નાની છોકરી છો, તમારી તે શક્તિ કેટલી? સાધના કેટલી? ગજું કેટલું?'

બહેનોએ કહ્યું, "મહારાજ, બીજ કેટલું નાનું હોય છે! અગ્નિનો તણખો કેટલો નાનો હોય છે! અને છતાં એ બીજ જ ધરતી નીચે દબાયું હોય છે ત્યાંથી એ બાધાને વટાવીને, પોતાનો માર્ગ કરીને સૂર્ય સામે પોતાનો બાહુ વિસ્તારે છે; એ અગ્નિનો તણખો જ પ્રબળ જ્વાળા પ્રગટાવે છે — લાકડાનો ખડકલો નકામો હોય છે. બાધાને જીતવી એનું નામ જ પ્રાણ — 'બાધાજિત નિત પ્રાણ.'"

આટલાથી પણ રાજા ધરાયા નહિ. એમણે વળી પ્રશ્ન કર્યો, 'પણ તમારી સાધનાની રીત તો જરા બતાવો.'

ત્યારે આ બહેનોએ કહ્યું, "સાધનાની વળી રીત શી? સાધના એ તો સ્વાભાવિક વસ્તુ છે—સહજ વસ્તુ છે. એ કાંઈ મારી બાંધીને બળજબરીથી પાળવાની વસ્તુ નથી. શિશિર ઋતુમાં વૃક્ષોમાંથી નવપલ્લવ ફુટાડવા માટે કોઈ લાખો કુહાડી ચલાવે પણ ડાળી ભેદીને એક પણ કૂંપળ ન કાઢી શકે. પણ જ્યાં વસંતનો મલયસમીર વાવા માંડે કે લાગલી જ કોમળ કૂંપળો એ ડાળીઓને ભેદી ભેદીને ડોકિયાં કરે છે.

'હારે લાખ કુહાડી તૌંહ જીતે મલયસમીર'—એમ અમારી સાધના પણ મલયસમીર જેવી સહજ જ હશે."

કશું જ ન ચાલ્યું ત્યારે રાજાએ એક છેલ્લો પ્રશ્ન પૂછ્યો, 'સારું. પણ તમારી સાધનાનો ક્રમ—plan—યોજના શી છે તે તો મને કહો.'

ત્યારે એ બહેનોએ કહ્યું, 'આગળથી તૈયાર કરેલા નકશા પ્રમાણે તો મકાનો જ ચણી શકાય, ઝાડ ન ઉગાડી શકાય. ઝાડ તો પોતાની—સ્વૈર સહજ—રીતે જ ઊગે. તેમ સાધના અને જીવનનો પણ નકશો તૈયાર ન હોય; એ તો જીવંત વસ્તુ રહી એટલે એ તો ઊગે—પોતાની સહજ ગતિએ વધે અને વિકસે.'

રાજાની અને સૌની ખાતરી થઈ ગઈ કે, આ બહેનોને પોતાના નિશ્ચયમાંથી ચળાવવી એ અશક્ય પણ છે અને અનાવશ્યક પણ છે.

**નગીનદાસ પારેખ**

# ન્યાયમૂર્તિ રાનડે-૬

રાનડેની પૂનાથી નાસિક બદલી થતાં પૂનાવાસીઓએ ભારે હૈયે તેમને વિદાય આપી. રાનડેને પૂનાથી દૂર ખસેડવાથી પૂનાનું જાહેર જીવન ગૂંગળાઈ જશે એવી સરકારની ધારણા હતી. પણ રાનડેએ પ્રગટાવેલી જ્યોત એમ એકાએક હોલવાઈ જાય તેવી ન હતી. બદલીને લીધે પૂના સાથેનો તેમનો સંબંધ સાવ તૂટી ગયો એમ પણ ન કહેવાય. બીજું, તેમનો આ દેશવટો લાંબા કાળ સુધી ટક્યો પણ નહિ. અને ત્રણ વરસમાં જ તેઓ ફરી પૂને શી રીતે આવ્યા અને પૂર્વવત્ ત્યાંના સાર્વજનિક જીવનના સૂત્રધાર બન્યા, તે આપણે આગળ જોઈશું.

૧૮૭૮ના જાનેવારીમાં રાનડે નાસિક ગયા, પણ પોતાનાં કૌટુંબિક કામોની વ્યવસ્થા કરવા માટે તેમ જ સતત પરિશ્રમને લીધે ક્ષીણ થયેલી તબિયતને આરામ આપવા માટે રજા લઈને ફેબ્રુઆરીની શરૂઆતમાં જ તેઓ પૂને આવ્યા. કામની તાણમાંથી આરામ મળતાં જ તેમની તબિયત એકાએક લથડી ગઈ અને વિષમજ્વરના હુમલાથી પટકાઈને તેઓ પથારીવશ બન્યા, અને આ માંદગીમાંથી તેઓ ઊગરશે કે કેમ એવી ચિંતાના ઓળા સર્વત્ર ફેલાયા.

આપણે જોઈ ગયા કે, રાનડેના ધાર્મિક તથા સામાજિક મતો માટે પૂનામાં સારી પેઠે વિરોધ હતો અને દયાનંદ સરસ્વતીના સરઘસ વખતે પૂનાના લોકોએ તેમની કેવી વેવડી કરી હતી. પણ રાનડેને કોઈના પ્રત્યે પણ શત્રુભાવ ન હતો અને લોકહિતનાં કાર્યોમાં તેમની સતત મદદ મળ્યા કરતી તેથી મતભેદનો પ્રશ્ન લોકો સાવ ભૂલી ગયા, અને 'પ્રભુ આ મહાપુરુષને દીર્ઘાયુષ્ય બક્ષો' એવી એકમાત્ર ભાવના તેમના મનમાં પ્રબળ બની, અને લોકોનો સતત પ્રવાહ તેમના ઘર તરફ તેમની માંદગીના સમાચાર જાણવા વહેવા લાગ્યો. તેમની તબિયત વિષે સાવ જ નિરાશા પેદા થઈ ત્યારે લોકોએ પોતાના ઉપાસ્ય દેવતા આગળ અનુષ્ઠાનો શરૂ કર્યાં અને મહારાષ્ટ્ર તથા ગુજરાતમાં પણ કેટલેક ઠેકાણે તેમના આયુરારોગ્ય માટે જાહેર પ્રાર્થનાઓ કરવામાં આવી. આપણે ત્યાં સાર્વજનિક કાર્યકર્તા માટે આવી જાતની લાગણી આટલા વ્યાપક પ્રમાણમાં આ વખતે પ્રથમ વાર જ વ્યક્ત થઈ હશે. માંદગી ખૂબ ગંભીર થઈ હતી તે વખતે પણ રાનડેની માનસિક સ્વસ્થતામાં ખલેલ પડી નહિ. તેમણે ચારિત્ર્યવાન બ્રાહ્મણને બોલાવી તેની પાસે 'વિષ્ણુસહસ્રનામ'નો અખંડ પાઠ ચાલુ કરાવ્યો અને ઈશ્વરની વિવિધ વિભૂતિઓનું શ્રવણ અને સ્મરણ શરૂ કર્યું. તેમની ઉંમર ૩૬ વરસની હતી. સાર્વજનિક કામમાં પડ્યાને તેમને માત્ર ૭ વરસ જ થયાં હતાં. એટલામાં તેમણે પોતાના ચારિત્ર્યબળથી લોકોનાં મન ઉપર આટલી છાપ પાડી એ જેવી તેવી વસ્તુ તો નથી જ. એમના ચારિત્ર્યનાં પાસાં વિવિધ હતાં અને તેમણે જે દૈવી સંપદ કેળવી હતી તેનો તો સ્વતંત્રપણે વિચાર કરવો ઘટે. એટલે એ વિચાર હાલ મુલતવી રાખી તેમની જીવનકથાનો પ્રવાહ આપણે આગળ તપાસીએ.

રાનડેનું નાસિકનું સ્થલાંતર બીજી રીતે ગમે તેટલી અનિષ્ટ વસ્તુ બની હોય, પણ એક રીતે ખાસ ઉપકારક

નીવડ્યું. રાનડેનું બીજી વારનું લગ્ન થયું તે વખતે વધૂ રમાબાઈની ઉમર કેવળ ૧૧ વરસની હતી તે આપણે જોઈ ગયા છીએ. એક સારા ખાનદાનનાં હોવા માટે જ તેમની પસંદગી કરવામાં આવી હતી. લગ્નવિધિ થયા પછી તરત જ, પોતાને યોગ્ય એવી સહધર્મચારિણી તૈયાર કરવા માટે, રાનડેએ તેમને તાલીમ આપવાનું નક્કી કરી એકડો ઘૂંટાવવાનું કામ જાતે શરૂ કર્યું. એ જમાનામાં સ્ત્રીકેળવણી માટે અનુકૂળ વાતાવરણ તો હતું જ નહિ. અને જોકે રાનડેનાં બહેનને તેમના પિતાએ લખી વાંચી શકવા જેટલી કેળવણી આપી હતી, તોપણ આ નવપરિણીત વધૂને પોતાના પતિ પાસે બેસી ભણતી જોવા તે તેમ જ તેમનાં સાવકાં માતા ભાગ્યે જ તૈયાર હતાં. તેમને તેમાં પોતાની આમન્યાનો ભંગ થતો લાગતો. એટલે વધૂ રમાબાઈ પોતાના પતિની ઇચ્છાને કોઈ પણ રીતે નિષ્ફળ બનાવી દે, પતિને મોઢે હાએ હા ભણી કશું કરે જ નહિ, એવી સલાહ આપવા લાગ્યાં; અને એ સલાહ કામ કરતી નથી એમ જોઈને તેમણે વિવિધ પ્રકારે તેમની કનડગત શરૂ કરી. રમાબાઈની સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી થઈ. આખો દિવસ ઘરની વડીલ સ્ત્રીઓની સોબતમાં પસાર કરવાનો અને રાતે પતિ પાસે બેસી પાઠ તૈયાર કરી તેમને સંતોષવાનો પ્રયત્ન કરવાનો. તેમને પોતાને ભણવાની ખૂબ હોંશ હોવા છતાં એ કામ દિવસે દિવસે વધારે મુશ્કેલ બનતું હતું. પતિને સાચી વાત કહેવાય નહિ, તેમ જ અભ્યાસ પડતો પણ મુકાય નહિ. પતિ આવે ત્યારે પ્રસન્ન મોં રાખવાનું. તેમના પિતાએ આપેલા ઉપદેશનું એક વાક્ય તેમણે હૃદયમાં કોતરી રાખ્યું હતુ: 'ચાડી કદી ખાઈશ નહિ. ચાડી ખાવાથી એક કુટુંબ તો શું પણ મોટાં મોટાં રાજ્યો પણ પાયમાલ થયાં છે.'

એમની આવી કફોડી સ્થિતિની રાનડેને જાણ થઈ ચૂકી હતી અને તેમને પણ ભારે મૂંઝવણ અને માનસિક વેદના થતી હતી. પોતાનાં સંસ્મરણોમાં શ્રી. રમાબાઈ લખે છે, 'આવી જ રીતે જો વધારે દિવસ ચાલત તો મહા મુસીબતે મન ઉપર રાખેલો કાબૂ તૂટી જાત અને ભારે ઉત્પાત થાત. પણ અમારું નસીબ સારું કે ટૂંક વખતમાં જ અમારી બદલી નાસિક થઈ.' એટલે માંદગીમાંથી સાજા થઈ રાનડે પત્ની રમાબાઈ તથા બે સાવકા ભાઈઓને લઈને નાસિક ગયા અને રમાબાઈને સ્વતંત્ર વાતાવરણનો લહાવો અને પોતાના અભ્યાસમાં ઉમંગથી ઝપાટાભેર આગળ વધવાની તક સાંપડયાં.

નાસિક ગયા પછી ત્યાં પણ પોતાની રાષ્ટ્રહિતવર્ધક પ્રવૃત્તિઓ રાનડેએ શિથિલ થવા દીધી નહિ. ઊલટું નવું ક્ષેત્ર મળતાં ત્યાં કઈ નવી વસ્તુઓ હાથમાં લેવા જેવી છે તેનું તેમનું ચિંતન ચાલુ જ હતું. તેમની પાસે અનેક ઉમેદવાર લેખકો પોતાનાં હસ્તલિખિતો તેમ જ છાપેલાં પુસ્તકો લઈને તેમના અભિપ્રાય માટે આવતા, તેથી લેખકોને નડતી હાડમારીઓની તેમને સારી પેઠે જાણ થઈ હતી. એટલે સારા લેખકોને સહાય મળે અને મરાઠી સાહિત્યનો વિકાસ થાય તે માટે એક સંસ્થા સ્થાપવાનું તેમણે નક્કી કર્યું અને 'મરાઠી ગ્રંથોત્તેજક મંડળી' નામની એક સંસ્થા 'ઇતિહાસ, વિજ્ઞાન, બોધક ચરિત્રો, ધર્મ, રાષ્ટ્રઘડતર . . .' ઇત્યાદિ વિષયોને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાના ઉદ્દેશથી સ્થાપવાની જાહેરાત કરી, અને મે માસની રજામાં પૂને આવતાં તેની રીતસરની સ્થાપના કરી. પુસ્તકો પસંદ કરવા માટે ત્રણ વિદ્વાન ગૃહસ્થોની એક સમિતિ નીમી અને ૫૦૦ ગ્રાહક મળતાં સંસ્થાનું કામ શરૂ કરવાનું ઠરાવવામાં આવ્યું. મરાઠી ગ્રંથકારોનું એક સંમેલન પણ આ જ મે માસ દરમ્યાન રાનડેની પ્રેરણાથી ભરવામાં આવ્યું; પણ તે ખાસ સફળ થયું નહિ. ઉપસંહાર દાખલ કરેલા ભાષણમાં રાનડેએ 'સંસ્થા કાઢીને તે લોપ થાય તો પણ તેથી છેવટે લાભ જ છે' એ શબ્દોમાં પોતાનો આશાવાદ વ્યક્ત કર્યો હતો.

મહારાષ્ટ્રમાં ગ્રંથકારોને સહાયભૂત થવાના હેતુથી ઉપર જણાવેલી સંસ્થા સ્થપાઈ તે જ વખતે ગણેશ વાસુદેવ જોશી ઉર્ફે સાર્વજનિક કાકા કલકત્તામાં પત્રકારોનું સંમેલન ભરવાની ધમાલમાં પડયા હતા. કલકત્તામાં આ સંમેલનને અંગે આગેવાનીભર્યો ભાગ ભજવનાર સુરેન્દ્રનાથ બૅનરજી હતા. હિન્દના બધા પત્રકારોનું એક સંમેલન ભરવાનો વિચાર પૂનાની સાર્વજનિક સભાના ચાલકોએ કર્યો અને તે મુજબ એવું એક સંમેલન તેમણે કલકત્તામાંગોઠવ્યું. લૉર્ડ લિટને છાપાંને ગૂંગળાવી દેવા યોજેલો કાયદો એ આ સંમેલન ભરવાનું તાત્કાલિક નિમિત્ત ગણાય. આ કાયદાના નિષેધને નિમિત્તે બધા પત્રકારોને એકઠા કરી તેમનું એક સંગઠિત બળ ઊભું કરવાની કલ્પના રાનડેની હતી. હિન્દી રાષ્ટ્રના ઘડતર માટે રાષ્ટ્રીય વૃત્તવિવેચન, રાષ્ટ્રીય શિક્ષણ, તથા રાષ્ટ્રીય ધર્મસંસ્થા (national press, national education & national church) એ ત્રણ વસ્તુઓ જરૂરી છે, એમ રાનડેએ ટિળક આગરકર ઉપર લખેલા કાગળોમાં સ્પષ્ટ પણે કહેલું છે. પત્રકારોમાં રાષ્ટ્રીયતાની ભાવના પેદા કરવા માટે લિટન સાહેબનો કાયદો એક સુંદર તક હતી અને એ તકનો લાભ લઈ કલકત્તામાં સંમેલન ભરવામાં આવ્યું. એ સંમેલન પૂરું કરી સાર્વજનિક કાકા ફરતા ફરતા પાછા આવ્યા પછી મુંબઈમાં પણ એવું જ એક સંમેલન ભરવામાં આવ્યું. પંજાબમાં પણ એવું સંમેલન ભરવાનો કાકાએ પ્રયત્ન કર્યો, પણ તેમાં તેઓ સફળ થયા નહિ. પત્રકારોને સંગઠિત કરવાનો આપણે ત્યાં આ

પ્રથમ પ્રયત્ન ગણાય.

આ સંમેલનના ઠરાવો પાછળ આખા દેશનો લોકમત છે એ સરકારની નજર ઉપર ઠસાવવા, રાનડે જ્યારે મે માસમાં પૂને આવ્યા ત્યારે સાર્વજનિક સભાના ઉપક્રમથી પૂનાના નાગરિકોની એક જાહેર સભા બોલાવવામાં આવી અને તેમાં છાપાંને ગૂંગળાવનાર કાયદાનો નિષેધ કરવામાં આવ્યો. આ સભામાં રાનડે સાથે બીજા સરકારી અમલદારોએ પણ હાજરી આપી હતી. નિષેધનો ઠરાવ રાનડેએ જ ઘડી આપ્યો અને તે વાઇસરોયને મોકલવામાં આવ્યો. હિન્દી પ્રજામાં રાજદ્રોહની સરકારને જે ગંધ આવી અને જે માટે આ કાયદો કર્યાનું સરકાર જણાવે છે તે માટે કશો જ આધાર નથી, એમ આ ઠરાવમાં જણાવવામાં આવ્યું હતું.

ઉનાળાની રજા પૂરી થતાં રાનડે પાછા નાસિક ગયા. સભાઓ, ભાષણો દ્વારા લોકશિક્ષણનો કાર્યક્રમ તો શરૂ થઈ ચૂક્યો જ હતો; પણ નાસિકમાં વાચનાલય, નગર-ભવન (ટાઉનહૉલ), પ્રાર્થનાસમાજની શાખા, વગેરે સ્થાપન કરવાનાં કામો પણ તેમણે હાથમાં લીધાં. નાસિક પૂના કરતાં પણ વધારે સનાતની વૃત્તિવાળું એક શહેર અને તેમાંય વળી તીર્થક્ષેત્ર રહ્યું! એટલે રાનડેની ધાર્મિક તેમ જ સામાજિક સુધારાની હિલચાલથી ત્યાંનું વાતાવરણ સારી પેઠે ગરમ થયું. ત્યાંના સનાતની શાસ્ત્રીપંડિતો, ગોરમહારાજો, વગેરેમાં નરી જડતાનું વાતાવરણ જોઈને તેમણે અંગ્રેજી વિદ્યા વિષેના પોતાના વિચારો એક જાહેર ભાષણમાં વ્યક્ત કર્યા. તેમાં આપણી જાહોજલાલીના વખતમાં પણ આપણી વિદ્યાઓ બાલ્યાવસ્થામાં જ હતી; શંબુકના વધનો દાખલો આપી રામરાજ્યમાં પણ પ્રજાની સ્થિતિ બહુ સારી ન હતી; આપણા રાજ્યપંડિતો રાજાઓની ખુશામતમાં જ પોતાના જીવનની ઇતિકર્તવ્યતા માનતા, તેથી આગળ કશું કાંઈ તેમને દેખાતું નહિ, અને આજે તો આપણી સંસ્કૃતિની સાવ જ વિપન્નાવસ્થા થઈ છે; વગેરે કડવાં સત્યો સંભળાવી લોકોને સારી પેઠે વિચાર કરતા કરી મૂક્યા. વધારામાં તેમણે જણાવ્યું કે, આજે તો માણસમાત્રને સાચું જ્ઞાન મેળવવું હોય તો તે માટે અંગ્રેજી વિદ્યા — આધુનિક વિજ્ઞાન, સમાજ-શાસ્ત્ર વગેરે જાણવાના સાધન તરીકે — શીખ્યા વિના બીજો ઉપાય નથી. અહીં અંગ્રેજોનું રાજ્ય છે એટલે નોકરી મેળવવા માટે કે અંગ્રેજ અમલદાર સાથે હરતફરતન (રોકટોક) કરવા માટે અંગ્રેજી વિદ્યા આપણે હાંસલ કરવી જોઈએ, એમ હું નથી કહેવા માગતો. પણ તે વિદ્યા પોતાની કરી લઈ આપણા મહાન દેશકાર્યમાં તેનો ઉપયોગ કરવાનો છે. એ વસ્તુ સતત ધ્યાનમાં રાખી આપણે અંગ્રેજી વિદ્યા કેળવવાની છે, એવી ખાસ ચેતવણી તેમણે આપી.

આ જ વરસો જેની ઊણપ રાનડેને ઘણા વખતથી ખટકતી હતી એવું એક ત્રૈમાસિક સાર્વજનિક સભા તરફથી શરૂ કરવામાં આવ્યું. સભા તરફથી જાહેર હિતનાં કામો સરસ રીતે ચાલતાં જ હતાં. તેથી લોકહિતના પ્રશ્નોને અંગે પોતાનો મત વ્યક્ત કરવા તેમ જ દેશના રાજકીય, આર્થિક ઇત્યાદિ પ્રશ્નોને અંગે લોકોમાં જ્ઞાનપ્રચાર કરવા માટે એક ગંભીર વિષયોને ચર્ચતા ત્રૈમાસિકની આવશ્યકતા ક્યારની જણાતી હતી. તેથી આ વરસના જુલાઈમાં તેનો પ્રથમ અંક બહાર પાડવામાં આવ્યો. પહેલા જ અંકમાં માધવરાવે મુંબઈ સરકારની દુકાળ-નીતિ વિષે લાંબો નિબંધ લખી, એ બાબત સભા તરફથી સરકાર સાથે વખતોવખત જે પત્રવ્યવહાર થયો હતો તે પ્રગટ કર્યો. તેની તે વખતે જનતા પર ભારે અસર થઈ.

૧૮૭૯નું વર્ષ રાનડે માટે તેમ જ આખા પૂના શહેર માટે ભારે ત્રાસદાયક ગયું. રાનડેને નાસિક ગયાને એક વરસ થવા આવ્યું હતું, એ જ વખતે મહારાષ્ટ્રના ઇતિહાસમાં 'ફડકેનો બળવો' નામથી જાણીતો થયેલો બનાવ બન્યો.

પેશવાઈના અંત પછી રામોશી, ભીલ વગેરે કોમના લોકોએ અંગ્રેજી સત્તા સામે બહારવટું ખેડ્યાના છૂટા-છવાયા દાખલા મહારાષ્ટ્રના ઇતિહાસમાં મળી આવે છે. જોકે ૧૮૫૭ના જાણીતા બળવામાં મહારાષ્ટ્રે કશો ખાસ ભાગ ભજવ્યો ન હતો. મહારાષ્ટ્રમાં જે બહારવટાના બનાવો બન્યા તેની પાછળ કશી વ્યાપક બુદ્ધિશક્તિ કે સમજણ નહિ જેવી જ હતી, તેથી અંત સાથે માથું અફડાવા જેવો જ અનુભવ એ બળવા-ખોરોને થયો. પ્રત્યક્ષ પરિણામની દૃષ્ટિએ ફડકેનો બળવો કંઈ વધારે સફળ થયો એમ તો ન જ કહેવાય— અને એ સફળ થયો હોત તો તે 'બળવો' શાનો કહેવાત!— પણ એ બળવાએ લોકોને વિચાર કરતા જરૂર કરી મૂક્યા.

વાસુદેવ બળવંત ફડકેનો જન્મ ઈ. સ. ૧૮૪૫માં કોંકણમાં પનવેલ તાલુકામાં થયો. પ્રાથમિક શિક્ષણ કલ્યાણમાં પૂરું કર્યા પછી તેમણે ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં વૈદકનો અભ્યાસ શરૂ કર્યો પણ તે પૂરો થાય તે પહેલાં આર્થિક પરિસ્થિતિને લીધે તેમને લશ્કરી હિસાબ ખાતામાં નોકરી લેવી પડી. પણ નોકરીમાં તેમનું ચિત્ત ચોંટ્યું નહિ. આપણો દેશ પરદેશીઓની ગુલામીમાં પડ્યો છે અને તેની હાલત કંગાલ બની છે, તેમાંથી તેને મુક્ત કરવો જોઈએ, એ જાતના વિચારો તેમના મનમાં ઘોળાવા લાગ્યા. પરદેશીઓ માટે તેમના મનમાં ભારે તિરસ્કાર પેદા થયો. અને રાત ને દિવસ એ જ વિચારને લીધે તેમની ઊંઘ પણ ઊડી ગઈ અને તેઓ પાગલ જેવા બન્યા. એમ તેમણે અદાલત આગળ કરેલા નિવેદન ઉપરથી જાણવા મળે છે. આવી મનોદશામાં નોકરીનો કડવો

અનુભવ તેમને થયો. કોઈ મિત્રની ગંભીર માંદગીને પ્રસંગે તેને મળવા જવાની રજા જ્યારે તેમણે માગી ત્યારે તેમને રજા મળી નહિ અને મિત્રનું મૃત્યુ થયું. આવા અનેક પ્રસંગોથી તેમણે નોકરીનું રાજીનામું આપ્યું અને તેમના મત પ્રમાણેનો દેશસેવાનો માર્ગ તેમણે લીધો. સરકારી નોકરી દરમ્યાન શસ્ત્રો વાપરવાનું ખપ પૂરતું જ્ઞાન તેમણે મેળવી લીધું હતું. પ્રથમ તો ભાષણો દ્વારા ભણેલા વર્ગમાં જાગૃતિ આણવાનું કામ તેમણે શરૂ કર્યું. પણ ૧૮૫૭ ના બળવાનો પ્રસંગ હજી સાવ ભુલાયો ન હતો; એટલે એવું જોખમ ખેડવા તૈયાર ભણેલાઓ તેમને ન મળ્યા. આથી ભણેલા વર્ગ ઉપરથી ફડકેનો વિશ્વાસ ઊઠી ગયો. આ જ અરસામાં દુષ્કાળના ખેડૂતોનાં હુલ્લડો થયાં હતાં અને ક્યાંક ક્યાંક લૂંટ ને ધાડના પ્રસંગો બન્યા હતા. એ પરિસ્થિતિનો લાભ લઈ રામોશી, ભીલ વગેરે કોમોને હાથમાં લેવાનો ફડકેએ વિચાર કર્યો, અને શરૂઆતમાં ચાળીસ જેટલા રામોશીઓ તેમને આવીને મળ્યા. ફડકેનો હેતુ તો ધાડો પાડી ધન એકત્ર કરવું, તેને જોરે વધારે માણસો પોતાના મંડળમાં ભેગા કરવા, અને તેમની મદદથી સરકારને હંફાવવી, એવો હતો. પણ રામોશીઓમાં એવી ધ્યેયનિષ્ઠા હતી જ નહિ. તેઓ તો લૂંટની લાલચથી ફડકે સાથે જોડાયા હતા; અને ટલાકોએ તો ફડકેને નામે ધાડો પાડવાનું પણ શરૂ કર્યું. એટલે ચોતરફ ફડકેના બળવાના પડઘા સંભળાવા લાગ્યા.

એટલે જ્યારે ૧૮૭૯ના મે માસમાં રાનડે પૂને આવ્યા ત્યારે ફડકેની તેમ જ તેમના નામથી બીજાઓની ધાડોની પ્રવૃત્તિ પૂર જોશમાં હતી. તેથી પૂનાની આસપાસનાં ગામડાંઓમાંથી મિલકતવાળા અનેક લોકો પૂનાને આશરે આવતા હતા; અને બળવાની સાચી ખોટી હકીકતોથી તેમણે પૂનાનું આખું વાતાવરણ ગરમી મૂક્યું. અને જોકે ફડકેની ધાડોથી પૂનાને કશો જ ત્રાસ થયો ન હતો, તોપણ ગમે ત્યારે એ ધાડ પૂના ઉપર આવશે એવી ભીતિથી આખું શહેર વ્યગ્ર તો બન્યું જ હતું.

રાનડે પૂને આવે એટલે તેમનું મકાન અનેક જાતની મંત્રણાઓ અને પ્રવૃત્તિઓનું કેંદ્ર બની જ જવાનું. બહારગામના લોકો પૂને આવતા અને પોતપોતાના કાર્યના અહેવાલો તેમની આગળ રજૂ કરી તેમની પાસેથી ભાવિ કાર્ય માટે માર્ગદર્શક સૂચનાઓ માગતા, યા તો તેમની પાસેથી ઉત્તેજનના બે બોલની અપેક્ષા રાખતા. સરકારના અમલદારોને આ વસ્તુ ભાગ્યે જ ગમે એવી હતી.

એવામાં ૧૩મી મેની રાત્રે પૂનામાં આવેલા પેશવાના બુધવારવાડા અને વિશ્રામબાગવાડા નામના બે મહેલોને એકાએક આગ લાગી અને આખા શહેરમાં ભારે કોલાહલ મચી ગયો. સાર્વજનિક સભાના ચાલકોએ તેમ જ નાગરિકોએ આગ હોલવવાના કામમાં સરકારી માણસોને સારી પેઠે મદદ કરી, અને તેમની મદદને લીધે જ વિશ્રામબાગવાડો ઠીક ઠીક બચવા પામ્યો. આગ તો ઠંડી પડતી ગઈ, પણ સરકારના મનમાં શંકાનો તણખો મૂકતી ગઈ. આ આગ પાછળ ભણેલા વર્ગનું, બ્રિટિશ રાજ ઉથલાવી પાડવાનું, યોજનાપૂર્વકનું કાવતરું હોવું જોઈએ, એમ તેણે પોતાના મન સાથે નક્કી કરી દીધું, અને તેનો ફડકેના બળવા સાથે સંબંધ પણ જોડી દીધો. તેમાંય ઍંગ્લો-ઇન્ડિયન છાપાંવાળાઓએ સરકારના સંશયાગ્નિમાં ઘી હોમ્યું. તેમણે પૂનાના બ્રાહ્મણો જ આ બધા કાવતરા પાછળ છે એમ ઇસારો કરી તેમના ઉપર ખાસ જાપતો રાખવા સરકારને સૂચના કરી. સર રિચર્ડ ટૅંપલને તથા તેમની સરકારને વધારે વિચાર કરવાપણું રહ્યું જ નહિ અને પૂના શહેર ઉપર દમનનો કોરડો વીંઝાવા લાગ્યો. વધારામાં જ્યારે વાડાઓને આગ લગાડનાર માણસ રાનડે નામનો નીકળ્યો ત્યારે તો મુંબઈના 'ટાઈમ્સ' જેવા પત્રે પણ માધવરાવ રાનડેનું નામ દઈ ગમે તેવા આરોપોનો ઇસારો કરવાની શરૂઆત કરી. હવે માધવરાવ જરૂર સરકારના રોષના ભોગ બનવાના જ, એવી સૌ કોઈની ધારણા થઈ. અને લોકોની ધારણા સાવ પાયા વગરની તો હતી જ નહિ, એ તે વખતના મુંબઈના હાકેમ સર રિચર્ડ ટૅંપલે રાજીનામું આપી વિલાયત ગયા પછી '૧૮૮૦નું હિંદુસ્તાન' નામના પોતાના ગ્રંથમાં કરેલા વિધાન ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય તેમ છે: 'એ બ્રાહ્મણ આગેવાન અને તેના નજીકના અનુયાયીઓ સરકાર સામે કાવતરું કરી રહ્યા હતા એમાં શંકા જ નથી.'

પણ માધવરાવ સંપૂર્ણપણે સ્વસ્થચિત્ત જ હતા. તેમણે ઝીણવટથી આગ બાબત તપાસ કરી અને સાચો ગુનેગાર શોધી કાઢ્યો. રાનડે અટકવાળો તે એક કારકુન હતો અને પોતે કરેલી સરકારના પૈસાની અફરાતફર છુપાવવા તેણે બે વાડામાં સરકારી કચેરી હતી તે સળગાવ્યો હતો. આ વાત તેણે કબૂલ કરી એટલે રાનડેને આગના પ્રકરણમાં સંડોવવાને અવકાશ રહ્યો નહિ. પણ સરકારનો રોષ કંઈ એટલેથી શાંત પડ્યો નહિ. એક અઠવાડિયાની અંદર પૂના છોડી ધૂળિયા જવાનો તેમને હુકમ આપવામાં આવ્યો. રાનડેની બદલી વાસ્તવિકપણે હાઈકોર્ટ મારફતે થવી જોઈતી હતી, પણ સરકારને આ વખતે એવી કશી ઝીણવટની દરકાર ન હતી. તેણે હાઈકોર્ટના અધિકારની અવગણના કરી માધવરાવને તાબડતોબ પૂનેથી ખસેડી દીધા. આ એક ભારે અન્યાય છે, ધૂળિયાની ગરમ હવા મારી નબળી આંખને અનુકૂળ નહિ આવે, ઇત્યાદિ કારણો બતાવી બદલીનો હુકમ રદ કરવા સરકારમાં અરજી કરવા

તેમના મિત્રોએ ઉપરાઉપરી રાનડેને કહ્યું, ત્યારે તેમણે એવું કશું કરવાની ના પાડી, અને 'જ્યાં સુધી મારે સરકારી નોકરી કરવી છે ત્યાં સુધી કોઈ પણ બહાનું કાઢી વિનંતિ કરવા હું નહિ જાઉં; એવો વખત આવશે તો રાજીનામું આપી છૂટો થઈશ, એ માર્ગ હું વધારે પસંદ કરું.' એમ જણાવ્યું.

ધૂળિયા ગયા પછી એમની ટપાલ ઉપર સરકારે જાસો મૂક્યો. જે કેટલાક કાગળો તોડ્યા વિનાના મળતા તેમાં નીચે ફડકે કે બીજા કોઈ બહારવટિયાની સહી હોવાની જ. આવા કાગળો આવતાંવેંત રાનડે તે પોલીસ અમલદાર પાસે મોકલી આપતા. આવું બે મહિના સુધી ચાલ્યું. છેવટે ધૂળિયાનો ગોરો આસિસ્ટન્ટ કલેક્ટર એક દિવસ રાનડેને ત્યાં આવી તેમને પોતાની સાથે ફરવા લઈ ગયો અને તેમની ટપાલ ઉપર પોતે નજર રાખવાનું કામ કર્યાં બદલ તેણે તેમની આગળ દિલગીરી પ્રદર્શિત કરી. એ જ વખતે ફડકે દક્ષિણમાં ગાણગાપુર પાસે પોલીસના હાથમાં આવ્યા, અને તેમની તપાસ થતાં રાનડેનો તેમ જ પૂનાના બ્રાહ્મણોનો તેમના બહારવટા સાથે કશો સંબંધ નથી એવું સરકારને જણાઈ આવ્યું અને માધવરાવ વિષેનો સંશય લોપ પામ્યો. આ પ્રકરણ બાબત માધવરાવે પ્રસંગવશાત્ ગોખલે આગળ નીચે મુજબ મત વ્યક્ત કર્યો હતો : 'આજની પરિસ્થિતિમાં આવી ગેરસમજો તો ડગલે ને પગલે થયા જ કરવાની. આપણે આ જગાએ હોત તો આપણે હાથે વધારે આતતાયીપણું ચોક્કસ થાત એ યાદ રાખજો.' બીજા એક મિત્રને તેમણે કહ્યું હતું કે, 'સરકારના મનમાં ગમે તેટલો સંશય હોય તોપણ કેવળ સંશયને જોરે તે મારું કશું નુકસાન કરી શકવાની નથી. તેનો તે સંશય ધીમે ધીમે લોપ પામશે અને પોતાની ભૂલનું તેને યથાકાળે જ્ઞાન થયા વિના નહિ રહે.'

ફડકે ગિરફતાર થયા ત્યારથી તેમનો કેસ ચાલી સજા થઈ ત્યાં સુધી પૂનામાં સરકારે લશ્કરી કાયદો ચાલુ રાખ્યો અને આખા શહેરમાં ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાયું. જેની સાથે સંબંધ હોવાના કેવળ સંશયને પરિણામે આટલી હેરાનગત થતી હોય ત્યાં તે માણસ સાથે નવો સંબંધ બાંધવા તૈયાર કોણ થાય? ફડકેનો બચાવ કરવા માટે કયો વકીલ તૈયાર થાય? છેવટે બીડમાં સપડાયેલાઓની વહારે ધાવું એ જેમને વ્રત જેવું બન્યું હતુ એવા સાર્વજનિક કાકા તે કામ કરવા આગળ આવ્યા. ફડકેએ અખત્યાર કરેલો માર્ગ ગમે તેટલો ભૂલભરેલો હોય તોપણ તેની દેશદાઝ સંશયાતીત હતી અને તેની આગળ માથું નમવું જોઈએ, એવી કાકાની માન્યતા હતી. તેથી જ્યારે કોઈ તેમને, તમારા આ સાહસનું શું પરિણામ આવશે તે જાણો છો કે, એમ પૂછ્યું, ત્યારે કાકાએ વરત જવાબ આપ્યો, 'પરિણામ વળી શું આવવાનું હતું? સરકાર મારી ઉપર રોષે ભરાશે એટલું જ ને? પણ તે ગમે તેટલી ગરમ થાય તોય વાસુદેવ બળવંત (ફડકે) સાથે ગણેશ વાસુદેવ (જોશી)ને ફાંસીને માંચડે લટકાવવાથી વધારે તે શું કરી શકવાની હતી?' આમ પોતાની જાતને જોખમમાં નાખી કાકાએ ફડકેનું વકીલાતનામું લીધું,* અને કદાચ તેથી જ ફડકે ફાંસીમાંથી બચી ગયા અને તેમને દેશનિકાલની સજા થઈ. તેમને એડન મોકલવામાં આવ્યા, જ્યાં તે ચાર વરસ પછી ગુજરી ગયા.

ન્યાયાસન સમક્ષ ફડકેએ જે નિવેદન કર્યું તેમાં તેમણે પોતાની પ્રવૃત્તિનો ઉદ્દેશ નીચેના શબ્દોમાં જણાવ્યો હતો :

'. . . ચાર ચાર માણસની ટુકડી એક એક મહિના અગાઉ રવાના કરીને . . . આખા દેશમાં નાના નાના બળવાઓ જગાડીશ. આટલું થાય તો અંગ્રેજોના મનમાં ડર પેદા થયા વિના નહિ રહે. . . . આવા બળવાઓને પરિણામે તાર, ટપાલ તથા આગગાડીનો વ્યવહાર બંધ પાડી શકાશે. . . . એટલે જેલો ખુલ્લી કરી શકાશે. . . . આવા નાના નાના બળવા દેશભરમાં થાય તો. . . ચમત્કાર જેવું બનશે; અને અંગ્રેજોને હાંકી કાઢી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો આપણો હેતુ પાર પડશે.'

ફડકેના બળવા કે બહારવટા વિષે રાનડેનો સ્પષ્ટ અભિપ્રાય શો હતો તે આપણને જાણવા મળતું નથી. પણ તેમના ચરિત્રકારે તે વખતનું સાહિત્ય ફેંદીને એવો મત આપ્યો છે કે, ફડકેએ અખત્યાર કરેલો માર્ગ તેમને ગમે તેટલો અસંમત હોય તોપણ તેમની દેશભક્તિ, અંતિમ બલિદાનની તૈયારી, ઇત્યાદિ ગુણો વિષે તેમને પૂરનો આદર હતો અને એ ગુણોનું સ્મરણ રાષ્ટ્રે સંઘરવું જોઈએ એમ તેઓ માનતા હતા. હિન્દી રાષ્ટ્રીય સભાના સંસ્થાપકોને — ખાસ કરીને તેના જનક હ્યૂમને — ફડકેના નિવેદનના ભણકારા જરૂર સંભળાયા હોવા જોઈએ, અને તેથી જ આવી જાતની શક્તિને વધારે સુરક્ષિત અને કાયદેસર

* રાષ્ટ્રહિત સાધવા ગમે તે જોખમ ખેડવા સાર્વજનિક કાકા તૈયાર હતા તેનો બીજો એક દાખલો ટીપમાં આપવા જેવો છે. લૉર્ડ લિટનની સરકારે અફઘાનિસ્તાન સાથે યુદ્ધ કરવાનું નક્કી કર્યું ત્યારે, અફઘાનિસ્તાન જવાની મને રજા મળે તો અમીરને મળીને બ્રિટિશ સરકાર સાથે તેની મિત્રતાનો સંબંધ સ્થાપવાનો પ્રયત્ન કરવા હું તૈયાર છું, એમ કાકાએ મધ્યસ્થ સરકારને લખી જણાવ્યું હતું. એક મહત્ત્વના રાજકારણનો પ્રશ્ન કોઈ હિન્દીના હાથમાં સોંપવા સરકાર તૈયાર થવાનો ઓછો જ સંભવ હતો. તેણે કાકાની શુભ નિષ્ઠા માટે આભાર માની પોતાની નક્કી કરેલી નીતિ પ્રમાણે અફઘાનિસ્તાન ઉપર ચઢાઈ કરી.

તંત્રબદ્ધ માર્ગે દોરવાના ઉદ્દેશથી તેમણે મહાસભાની સ્થાપના કરી, એમ માનવામાં આવે છે.

આગ, લૂંટ અને ધાડો તથા ફડકેના બળવાથી પ્રક્ષુબ્ધ થયેલું વાતાવરણ, ફડકેને દેશનિકાલની સજા થઈ અને તેમની એડન રવાનગી થયા પછી, શાંત પડ્યું એટલે રાનડેએ તેમની હંમેશાની પદ્ધતિને અનુસરીને એ આખા પ્રકરણનો બોધ તારવી કાઢી સાર્વજનિક સભાના ત્રૈમાસિક દ્વારા સરકાર અને લોકો આગળ રજૂ કર્યો. આ બધા બનાવો પાછળ સરકારને જે રાજદ્રોહની ગંધ આવતી હતી તે એકલા ફડકેને બાદ કરતાં બાકીની બધી બાબતમાં બિનપાયાદાર હતી. ફડકેને નામે લેભાગુ બહારવટિયાઓ ધાડો પાડતા અને લૂંટો કરતા. ધાડના અનેક કેસોનું માધવરાવે પૃથક્કરણ કરી આ વસ્તુ પુરવાર કરી આપી. લોકોની કંગાલિયત એ જ આખી પરિસ્થિતિનું મૂળભૂત કારણ તેમને જણાયું. અને એ કંગાલિયત તો સરકારની આર્થિક અને મહેસૂલી નીતિને જ આભારી હતી. બીજું, લોકો પાસેથી શસ્ત્રો ઝૂંટવી લઈ તેમને સરકારે સાવ અસહાય બનાવ્યા છે તેથી પણ તેઓ ધાડપાડુઓનો સામનો કે પોતાનું રક્ષણ કરી શકતા નથી. એટલે હથિયારબંધીનો કાયદો શિથિલ કરી લોકોના હાથમાં પ્રતિકારનાં સાધનો આપવાં જોઈએ, એમ રાનડેએ સરકારને ભલામણ કરી.

આ અસ્વસ્થતાના કાળ દરમ્યાન રાનડેએ જે પ્રવૃત્તિઓ કરી તેમાંથી બેની અહીં સ્વતંત્ર નોંધ લેવી ઘટે છે. દક્ષિણનો ખેડૂત રાહતનો કાયદો ઘડાયો તેમાં રાનડેનો સરકાર અને પ્રજા બેઉ પક્ષ તરફથી સારા પ્રમાણમાં ફાળો હતો. તેમણે જ તે કાયદાની સતત હિમાયત કરી; અને વખતોવખત તેમાં થયેલા સુધારાઓનું શ્રેય પણ મોટે ભાગે તેમને જ આપવું ઘટે. એ કાયદાનો વિચાર કરી તેમાં યોગ્ય સુધારાઓ સૂચવવા માટે સાર્વજનિક સભાએ આ વખતે એક સમિતિ નીમી હતી તેમાં રાનડેએ પ્રમુખ તરીકે કામ કર્યું.

બીજું કામ તે ચિપળૂણકર, ટિળક તથા આગરકર ઇત્યાદિ જુવાન દેશસેવકોને કેળવણીની નવી સંસ્થા સ્થાપવામાં સલાહ દોરવણી આપી મદદ કરવાનું. આ નવા લોકોમાંના ચિપળૂણકરે તો છ સાત વરસ સરકારી નોકરી કરી હતી, અને પોતાની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જ્યારે તે નડતરરૂપ થવા લાગી ત્યારે તેમણે તે નોકરીનો ત્યાગ કર્યો. ટિળક આગરકર તો મહાવિદ્યાલયનું શિક્ષણ પૂરું થતાં જ રાષ્ટ્રીય કેળવણીના કામમાં જોડાવા તૈયાર થયા. એ ત્રણેએ મળીને પૂનામાં નવી શાળા કાઢી. આ મંડળીની પ્રવૃત્તિમાંથી જ મહારાષ્ટ્રમાં આગળ જતાં જહાલ કે ગરમ રાજકારણનો ઉદય અને વિકાસ થયો. આ નવા ઉત્સાહી મંડળની પ્રવૃત્તિમાં રાનડેને મહારાષ્ટ્રના સાર્વજનિક જીવનની પ્રગતિ જ દેખાતી હતી. તેથી જ્યારે કોઈ જૂના લોકો આ જુવાનોની ટેકડી કરતા ત્યારે, હવે પોતાના જીવનનો આખો સમય દેશસેવા પાછળ આપનાર નવી પેઢીનો ઉદય થયો છે અને અમારાથી તેઓ જરૂર આગળ વધ્યા છે, એમ તેઓ હંમેશ કહેતા અને પોતાની સમયજ્ઞતા તથા વ્યાપક દૃષ્ટિનું ભાન કરાવતા.

ફડકેનું પ્રકરણ પૂરું થતાં રાનડેને ઘેરતાં સંશયનાં વાદળ ધીમે ધીમે વિખેરાઈ ગયાં; વિલાયતમાં ડિસરાયલીનું પ્રધાનમંડળ ભાંગી પડ્યું, તેને પરિણામે અહીં લૉર્ડ લિટન વાઇસરૉયના પદનું તથા ટેંપલ સાહેબ મુંબઈના ગવર્નરના પદનું રાજીનામું આપીને જતા રહ્યા અને સરકારના આખા તંત્રમાં પરિવર્તન થઈ ગયું. રાનડે વિષેનો સરકારી પૂર્વગ્રહ પણ રહ્યો નહિ એટલે ધૂળિયાથી બદલી કરી તેમને ૧૮૮૧ ના જાનેવારીમાં મુંબઈના પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટના હોદ્દા ઉપર મોકલવામાં આવ્યા, અને ત્યાંથી ત્રણ જ માસ પછી પાછા તેમના પ્રિય પૂના શહેરમાં તેમના મૂળ હોદ્દા ઉપર પાછા નીમવામાં આવ્યા.

મુંબઈનિવાસ દરમ્યાન આ વખતે તેમણે ધાર્મિક વિષયો ઉપર પ્રાર્થના સમાજની અંગભૂત 'સંગત સભા'માં ભાષણો આપ્યાં તથા ચર્ચામાં પણ સારી પેઠે ભાગ લીધો. મરાઠી ગ્રંથોત્તેજક મંડળના મંત્રી તરીકે તેમણે તે મંડળનો અહેવાલ એક સભા આગળ રજૂ કર્યો અને મરાઠી સાહિત્ય વિષે એક બોધક ભાષણ આપ્યું. તેમાં સાહિત્યવિકાસના માર્ગમાં મોટો અંતરાય કયો છે તે જણાવતાં તેમણે કહ્યું, 'આપણા કાર્યનો પાયો જ કાચો છે. અમુક જાતિના જ માણસો વિદ્યાની ઉપાસના કરે, બીજાઓને તેનો અધિકાર જ નથી, એ માન્યતા આપણે ત્યાં રૂઢ થઈ તેને લીધે આવું પરિણામ આપણે જોઈએ છીએ. આ ભૂલ આપણે સુધારવી જ જોઈએ. આપણા શાસ્ત્રી પંડિતોએ કેવળ બારવાદકોનું જ કામ કર્યું. વસ્તુનું સ્વરૂપ સમજી લેવાની તેમણે દરકાર કરી નહિ. ......આટલી બધી અનાસ્થા આપણે પોતાના સાહિત્યની બાબતમાં સેવતા આવ્યા છીએ. તેથી માનવ સૃષ્ટિમાં ધરતીકંપ થઈને તેનાં બધાં આંતરડાં બહાર નીકળી પડે, ત્યારે જ આ સ્થિતિમાં કાંઈક સુધારો થાય તો થાય!'

(ચાલુ)

પાંડુરંગ દેશપાંડે

# પ્રાથમિક શિક્ષક મંડળ માટે કાર્યક્રમ

[સુરત જિલ્લા પ્રાથમિક શિક્ષક મંડળની વાર્ષિક પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી. ઝીણાભાઇ દેસાઈ 'સ્નેહરશ્મિ'એ આપેલા વ્યાખ્યાનમાંથી એક ભાગ અહીં આપ્યા છે, બીજો હવે પછી. —તંત્રી]

૧

આપની પરિષદના પ્રમુખ તરીકે આપે મારી વરણી કરી તે માટે હું આપ સહુનો ઋણી છું. આપના સંઘના પ્રમુખશ્રીએ મને કેટલુંક સાહિત્ય મોકલ્યું હતું. તે જોઈ જતાં મારા મન પર જે છાપ પડી છે તે એ છે કે, આ અને આવી પરિષદો મુખ્યત્વે કરીને શિક્ષકોના સામાજિક અને આર્થિક દરજ્જાની સુધારણાની ચર્ચા કરે છે. એટલે કે, પારિભાષિક શબ્દોમાં કહેવું હોય તો, આ જાતની પરિષદોના પ્રયાસ એક પ્રકારનું મહાજન (ટ્રેડ યુનિયન) ઊભું કરવા પરત્વેના છે. આ જાતનું મહાજન થવું જોઈએ એ વિષે બે મત ભાગ્યે જ હોઈ શકે; પણ એની પદ્ધતિમાં એકબીજાથી વિરુદ્ધ એવા ઘણા મતો હોવાનો સંભવ છે. આ વસ્તુ વધુ સારી રીતે સમજાય એ રીતે મૂકવી હોય તો એમ કહી શકાય કે, હિંદુસ્તાનને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઈએ એ વિષે આજ તો ઇંગ્લંડમાં પણ મતભેદ નથી. અને અમેરિકા પણ કહે છે કે મળવી જોઈએ, ને આખું હિંદુસ્તાન પણ કહે છે કે મળવી જોઈએ. મતભેદ એ કેવી રીતે મળવી જોઈએ તે પર છે. એટલે સાધ્ય અને સાધન એ બંને કોઈ પણ પ્રવૃત્તિનાં અતિ અગત્યનાં અંગો છે. એ બંને પરત્વે જેટલી એકવાક્યતા સાધી શકાય, તેટલી તે પ્રવૃત્તિ વધુ જોરદાર બની શકે.

આપણો શિક્ષકોનો પ્રશ્ન પણ કંઈક આવો છે. આપણે સમાજના સૌથી વધુમાં વધુ ઉપેક્ષિત વર્ગમાંના છીએ, શોષિત છીએ, અપમાનિત છીએ, કલંકિત છીએ, એ હકીકત છે. એ માટે રાજ્ય અને સમાજની હૃદયશૂન્યતાની આપણે આકરામાં આકરી ટીકા કરતા આવ્યા છીએ. આપણા જેવી અનેક પરિષદોએ એવી કડવામાં કડવી ટીકાઓ અનેક વાર કરેલી છે, અને એમ કરી આપણે બધા પક્ષોમાં એક બાબત પરત્વે તો એકવાક્યતા સાધી શક્યા છીએ કે, પ્રાથમિક શાળાના શિક્ષકની આજની સ્થિતિ અતિ હીન છે અને તેમાં મૌલિક ફેરફાર થવા જ જોઈએ. આપણી પરિષદોએ આજ સુધીના પ્રયત્નો દ્વારા સાધેલું આ કાર્ય મહત્ત્વનું છે, પણ એ દ્વારા આપણે માત્ર એક પૂર્વભૂમિકા જ સાધી શક્યા છીએ. એનાથી આપણે હવે ઘણા આગળ જવું પડશે. આપણે આપણી સ્થિતિની સુધારણા માટે બીજાના તરફ જોવાનું છોડી આપણી જાતની તરફ જ જોવું જોઈએ. હું ચોક્કસપણે માનું છું, મારો અટલ વિશ્વાસ છે કે, આપણે શિક્ષકો સાચા જ્ઞાનપૂર્વક જે દિવસે દૃઢ સંકલ્પ કરીએ કે આપણે અપમાનિત, શોષિત અને દીનહીન નથી રહેવું, અને તે સંકલ્પ પાર પાડવા માટે આવશ્યક જાતમહેનત કરવા અને જરૂરી ભોગ આપવા તત્પર થઈએ, તે દિવસે દુનિયા પર એવી કોઈ તાકાત નથી જે આપણને ઘડીભર પણ તિરસ્કૃત કે દીનહીન દશામાં રાખી શકે.

એ સંકલ્પનું પહેલું પગલું તો આપ ભરી ચૂક્યા છો. અને તે પગલું તે આ પરિષદ. આજના જગતમાં સંઘબળ વિના છૂટીછવાઈ વ્યક્તિઓ માટે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાનું મુશ્કેલ છે, એટલે આપના સંઘને આપ જેટલો વ્યવસ્થિત બનાવશો, એના જેટલા વધુ સક્રિય સભ્ય નોંધશો, એટલી આપ આ દિશામાં વહેલી સફળતા પ્રાપ્ત કરી શકશો.

૨

આ જાતનું સંઘબળ ગુણ અને સંખ્યા બંનેની દૃષ્ટિએ ખૂબ પ્રાણવાન બનવું જોઈએ. સંખ્યા વધારવાનું કામ દેખાય છે એટલું સહેલું નથી, પણ સંઘને ઉત્સાહી મંત્રીઓ મળતા રહે તો તેઓ સંખ્યા-બળ તો સારી રીતે વધારતા રહે. પણ ગુણની દૃષ્ટિએ સંઘને બળવાન બનાવવાનું કામ દરેક સભ્યની કાર્યપરાયણતાની અપેક્ષા રાખે છે. આપણને

ગમે કે ન ગમે, પણ આપણે એ કબૂલ કરવું પડશે કે, એ જાતની કાર્યપરાયણતાની આપણી માત્રા જેવી જોઈએ તેવી નથી. આ માટે હું સૈકાઓ પહેલાં થઈ ગયેલા આપણા ઋષિમુનિઓનાં ઉદાહરણો આપવા ઇચ્છતો નથી. તેમનો સમાજ જુદો હતો, સંજોગો જુદા હતા, અનુકૂળતાઓ જુદી હતી. એટલે કોઈ આપણને કહે કે, તમારું તો શિક્ષણનું પવિત્ર કાર્ય છે, અને તે પ્રાચીન ઋષિમુનિઓના સુપાત્ર વારસને શોભે તેવું તમારે કરી બતાવવાનું છે, તો હું કહું કે, અમારું કાર્ય પવિત્ર છે એ ખરું, પણ તે ઋષિમુનિઓની કક્ષાએ પહોંચવાનું અમારે માટે લગભગ અશક્ય છે. ઋષિમુનિઓની સરખામણીના મોહમાં પડી મારા કથનને કોઈ બિનઅનુભવી, અતિ ઉત્સાહી સ્વપ્નદ્રષ્ટાના તરંગ જેવું ગણાવવાનું જોખમ વહોરવા કરતાં વધુ નક્કર જમીન ઉપર ઊભા રહેવાનું હું પસંદ કરીશ. અને વધુ દૂર નહિ, માત્ર અડધા પોણા સૈકા ઉપર જ આપણા દેશમાં પ્રાથમિક શિક્ષકોનો જે એક માનનીય વર્ગ હતો તે તરફ આપનું ધ્યાન ખેંચીશ. એ પ્રાથમિક શિક્ષક માત્ર એનાં નાનાં બાળકોનો જ શિક્ષક ન હતો, એના ગામનો પણ એ શિક્ષક હતો. અક્ષરજ્ઞાનની શાળામાં તો એણે આપણા જેટલી પણ કદાચ તાલીમ લીધી ન હોય, પણ વ્યાવહારિક જ્ઞાન અને ડહાપણની શાળામાં તો તેણે સ્નાતક અને અનુસ્નાતક સુધીનો અભ્યાસ પૂરો કર્યો હતો. ગામના અનેક લોકોનો તે વિશ્વાસપાત્ર હતો, અનેક સામાજિક સંબંધોનો તે પ્રણેતા હતો. ગામના અનેક નાના મોટા ઝઘડામાં તે લવાદ હતો, તે ભજનિક હતો, વર્તમાનપત્ર હતો, વૈદ્ય હતો, ઢોરોનો ડૉક્ટર હતો: અનેક જણની અનેક પ્રકારની મુશ્કેલીઓ અને ગૂંચોનો ઉકેલ કરી આપનાર આ આપણો પ્રાથમિક શિક્ષક આપણા ગ્રામજીવનનો નેતા હતો. આપણું એ પદ આજે આપણે ગુમાવ્યું છે. એનાં અનેક કારણો બતાવી શકાય. પણ તેની વિગતોમાં ઊતરવા કરતાં એ પદ પાછું આપણે કેમ મેળવી શકીએ, એ આપણે વિચારવાનું રહે છે. એ માટે કંઈ નિષ્ણાતોની સમિતિ બેસાડવાની જરૂર નથી. આપણે સહેજે સમજી શકીએ એવો એનો ઉકેલ છે, અને તે આપણે પક્ષે સાચો પ્રયત્ન અને પરિશ્રમ. આપણા કાર્યમાં આપણને રસ પડે, આપણા બાળકો માટે આપણા દિલમાં સતત ઉમળકાની ભરતી આવતી રહે અને આપણા લોકોને આપણે સમજી શકીએ, ને તે સમજ ઉપર સમાજ સાથેનો આપણો સંબંધ યોજીએ, તો હું માનું છું કે આપણે આપણું એ પદ થોડા સમયમાં પાછું મેળવી શકીએ.

## ૩

પણ મારું વિધાન હું રજૂ કરું છું ત્યાં આપનામાંથી અનેકનાં મનમાંથી અસ્પષ્ટ ઉદ્‌ગારો નીકળતા હું સાંભળું છું કે, 'એ બધું ખરું, પણ દારિદ્ર્યદોષો ગુણરાશિનાશી એની તમને ખબર છે? અમને મળતું ક્ષુદ્ર વેતન જુઓ અને પછી એ બધી ડાહી ડાહી વાતો કરો.' હું કબૂલ કરું છું કે આ મુશ્કેલી ઘણી મોટી છે. ગરીબાઈ અને દારિદ્ર્ય વચ્ચેનો ફેર હું સમજું છું. પ્રાથમિક શિક્ષકના મોટા વર્ગને દારિદ્ર્યની સ્થિતિમાં જીવન ગાળવું પડે છે પણ એ સ્થિતિ ટાળવા માટે પણ સતત પરિશ્રમની જરૂર છે. એ પુરુષાર્થ આપણે કરવાનો રહે છે. અને અંતે પણ એવું તો નથી બની શકવાનું કે આજની આર્થિક સ્થિતિમાં કોઈ મોટી ક્રાંતિ આવી જાય. એવી ક્રાંતિ આજે તો શું પણ અનેક વર્ષો સુધી શક્ય નથી. એનાં કારણો સ્પષ્ટ છે, પણ તે આપણે બરોબર સમજી લેવાં જોઈએ. ગરીબાઈ એ આ દેશમાં સેંકડે નેવું ટકાનો વારસો હશે. માત્ર દશ ટકા લોકો જ શ્રીની અનેક કૃપાઓનો વૈભવ માણતા હશે, એ આપ એ ઉપરથી જોઈ શકશો કે, આપણા દેશના એક અતિ ધનાઢ્ય શહેર અમદાવાદની પાંચ લાખની વસ્તીમાંથી માસિક રૂ. ૧૫૦) કે તેથી વધુ આવક ઉપર આવકવેરો ભરનારી મૂઠીભર વ્યક્તિઓ છે. બાકીનામાંથી હજાર, સો અને દોઢ સોની આવકવાળા હશે, વળી કેટલાક પચાસ અને સોની આવકવાળા હશે, પણ ઘણો મોટો વર્ગ માસિક પંદર અને વીસ રૂપિયાની આવક ઉપર નભનારો હશે. આ તો શહેરની વાત થઈ, પણ ગામડાંઓમાં! ત્યાં તો વળી એથી પણ વિષમ સ્થિતિ છે. આવા સંજોગોમાં જ્યાં સુધી આપણે રાષ્ટ્રીય આવક વધારી શકીએ નહિ, અથવા આવકની નવેસર વહેંચણી કરી શકીએ નહિ, ત્યાં સુધી આર્થિક સ્થિતિમાં બીજી કંઈ

રીતે ફેરફાર થઈ શકે, તે હું નથી સમજી શકતો. આવકની નવેસરની વહેંચણી કરવી એ તો એક અતિ મહાભારત કાર્ય છે. આપણા દેશમાં જ નહિ પણ જગતભરમાં સ્થાપિત હિતો કેટલાં બળવાન છે એ કોઈનાથી અજાણી બીના નથી. પણ ઘડીભર માની લઈએ કે, એ સ્થાપિત હિતોને પોતાની આવકમાંથી થોડીકનો ત્યાગ કરવા આપણે સમજાવી શકીએ, તોપણ પરિસ્થિતિમાં બહુ મોટો ફેરફાર થાય એમ માનવાને કારણ નથી. કારણ કે, આપણા કરોડોની વાર્ષિક આવકવાળા અને આપણા ભિખારીઓ એ સર્વની સરેરાશ આવકના જે જુદા જુદા આંકડા નક્કી થયા છે, તેમાંનો એક જે સર્વમાન્ય લેખાય છે તે જો સ્વીકારીએ, તો આપણી જણ દીઠ માસિક આવક રૂા. ૬) છે. આ મુજબ બે બાળકો, પત્ની અને પોતે એવા ચાર જણાના એક કુટુંબને માસિક રૂા. ૨૪) મળે. પણ આ સ્થિતિ આજે શક્ય છે ખરી? અને આપણા દેશની આ કંગાળ સ્થિતિનું મહાત્મા ગાંધીજી સિવાય બીજાને વધુ સારી રીતે ભાન છે? એમ છતાં ગાંધીજીએ કહ્યું છે કે ગામડાના શિક્ષકને માસિક રૂા. ૨૫) જેટલું વેતન મળવું જોઈએ. આ દરખાસ્ત એમણે આવકની નવી વહેંચણી થશે એમ માનીને નહોતી કરી, પણ આપણે આપણી રાષ્ટ્રીય આવક વધારી શકીશું એ ગણતરીએ કરી હતી. એટલે એ દિશામાં આપણે શું કરી શકીએ તે આપણી આવી પરિષદોએ સતત વિચારતા રહેવું જોઈએ, અને આપણી વિચારણાનાં પરિણામો સરકાર અને લોકો સમક્ષ વારંવાર મૂકવાં અને જાહેર મત કેળવવા પ્રયત્ન કરવો. હું આશા રાખું છું કે આપણી પરિષદ આ બાબતમાં સક્રિય વિચાર હાથમાં લેશે.

૪

આ આર્થિક પ્રશ્ન અંગે એક વસ્તુ ઉપર આપનું ધ્યાન જાય એ જરૂરનું લેખું છું. આજે આપણા દેશમાં ત્રણ વર્ગો છે — એક ધનિક, બીજો મધ્યમ, અને ત્રીજો ગરીબ. આપણે આપણી જાતને મધ્યમ વર્ગમાં લેખીએ છીએ. બગીચામાં કામ કરનાર એક માળી રૂા. ૨૦) કમાતો હોય અને આપણે મહિને રૂા. ૧૫) કમાતા હોઈએ, એમ છતાં માળી ગરીબ વર્ગનો લેખાય છે અને આપણે આપણી જાતને મધ્યમ વર્ગના માની તેને અનુરૂપ આપણો જીવનક્રમ રાખવા પ્રયત્ન કરીએ છીએ. એટલું જ નહિ, પણ આપણી આગળ આદર્શ તરીકે તો ધનિક વર્ગની રહેણીકરણી હોય છે. આનાં પરિણામો સ્પષ્ટ છે. આથી માળી પોતાની ટૂંકી આવકમાં જે જાતનું જીવન ગાળી શકે છે, અને જિંદગીમાંથી જે થોડો ઘણો પણ આનંદ મેળવી શકે છે, તે તો આપણે નથી જ મેળવી શકતા; પણ એથી ઊલટું આપણા જીવનમાં સતત વિષાદ જ હોય છે. આ સ્થિતિમાં પણ ઝટ ફેરફાર થવો જોઈએ. આપણો આ કહેવાતો મધ્યમ વર્ગ આજે અતિ કફોડી હાલતમાં છે. એના પર ઉત્તરોત્તર આપત્તિઓ આવતી જ જાય છે. અને છેલ્લી આ વિશ્વયુદ્ધની છે. આપણે ત્યારે વિચારી લેવું જોઈએ કે, આ મધ્યમ વર્ગ આમ કેટલો વખત ટકી શકશે? મને નથી લાગતું કે આમ લાંબો વખત ચાલે. તો આપણે શા માટે વસ્તુસ્થિતિનો સ્વીકાર કરી લઈ આપણી જાતને ગરીબ વર્ગની ન લેખીએ? એમ કરતાં અનેક ખોટી અને ખર્ચાળ સામાજિક રૂઢિઓમાંથી આપણે બચીશું, પણ તે સાથે જીવન તરફના આપણા વલણમાં પણ મૌલિક ક્રાંતિ થશે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, આજનો મધ્યમ વર્ગ થોડા વખતમાં લુપ્ત થઈ આપણા દેશમાં બે જ વર્ગો રહેશે — ધનિક અને ગરીબ. તો આજથી બીજા વર્ગમાં ભળી જઈ તેની બૌદ્ધિક નેતાગીરીની જવાબદારી લઈ આપણા દેશની નવી સમાજ-વ્યવસ્થા રચવામાં આપણે આપણા સંઘબળથી મોટો ફાળો આપી શકીએ તો કેવું? આપણામાં એ શક્તિ છે. બીજા કોઈને માટે નહિ તો આપણા પોતાના જ હિતમાં આપણે આપણી શક્તિનો આ રીતે ઉપયોગ કરવો જોઈએ.

આમ આ પરિષદ જેવી સંસ્થાઓનો કાર્યપ્રદેશ ઘણો વિશાળ છે, પણ એની બધી પ્રવૃત્તિઓ રચનાત્મક કાર્યક્રમની દિશામાં થવી જોઈએ એમ હું માનું છું, અને એમ થશે ત્યારે જ આ પરિષદ સાચી તેજસ્વિતા પ્રાપ્ત કરશે.

(ચાલુ)

# ગ્રીષ્મપ્રવૃત્તિનાં કેટલાંક બયાનો

ઉનાળામાં ભરાયેલા તાલીમ-વર્ગોમાંથી પાંચનાં બયાન મને મળ્યાં છે. તેમાંનું શ્રી. જુગતરામભાઈ દવેનું તેમના વિદ્યાર્થીઓના કામનું બયાન અલગ લેખરૂપે આપ્યું છે. બીજાં જે ચાર મળ્યાં છે તેમાંથી સૌને જાણવા જેવો ભાગ નીચે આપું છું.

૧

મટવાડથી (જિ. સુરત) શ્રી. લલ્લુભાઈએ તેમના 'પગપાળા ગ્રીષ્મવર્ગ'ના મજેદાર અનુભવ લખી મોકલ્યા છે. તેની સાથે તેમની યાત્રી-વર્ગની સૂચના છે તેય વર્ગ-વ્યવસ્થાપકોએ વિચારવા જેવી છે. આજના વસમા સમયમાં, ગ્રીષ્મની રાહ જોયા વગર, યુવકો જો નવરાશ કાઢી પોતાની આસપાસની એકકોસી, પંચકોસી, દશકોસી ફરી વળે, તો સંપ, બળ, અને હૂંફ તથા લોકની તૈયારી અને તાલીમ વધે. મટવાડના યુવકો આની પણ આગેવાની લે ને અનુભવો અમને મોકલે.

"અમારા ગામમાં અમે એક નાનકડું વિદ્યાર્થીમંડળ સ્થાપ્યું છે, તે છેલ્લાં પાંચેક વર્ષથી ગામમાં થોડું થોડું કામ કરે છે. દેશમાં વિદ્યાર્થીમંડળો હોય છે, પણ તે બધાં રાજકીય ઠરાવો કરવાનાં કામોમાં જ ગૂંથાઈ ગયાં હોય એવું લાગે છે. વિદ્યાર્થીઓ શું કરી શકે અને ખાસ કરીને ગામડામાં શું કરી શકે, તેનો તેઓ ઓછો વિચાર કરે છે. અમે અમારી મર્યાદા પ્રથમથી જ નક્કી કરેલી: ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિમાંથી શક્ય હોય તેને રજામાં હાથ ધરવી. તેની પાછળ કોઈ પણ વાદનો પ્રચાર કરવાનો ઉદ્દેશ નથી.

"મંડળના પ્રયત્નથી ગામમાં એક પુસ્તકાલય ચાલુ કરવામાં આવ્યું છે. એ પ્રવૃત્તિ બાદ કરતાં મંડળની બીજી પ્રવૃત્તિઓ રજામાં જ શક્ય છે. મંડળના બધા જ વિદ્યાર્થીઓ ખાદીધારી છે. થોડા બાદ કરતાં બધા જ કાંતે છે. છેલ્લી લડતમાં ત્રણેક જેલ પણ જઈ આવ્યા છે. દરેક રજામાં જુદો જુદો કાર્યક્રમ હાથ ધરવામાં આવે છે. ખાદીફેરી, ગામડાના રસ્તાની સુધારણા, પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ, વગેરે કાર્યક્રમો હાથ ધરવામાં આવે છે. આસપાસનાં સાતેક ગામોમાં ખાદીફેરીના કાર્યક્રમ વેળા અમે આશરે રૂ. ૧૨૦૦ની ખાદી અગિયાર દિવસમાં વેચેલી. પ્રૌઢશિક્ષણના વર્ગો એક માસ ચલાવ્યા ત્યારે વર્ગમાં ૫૦થી ૬૦ બહેનો આવતી. તેમાંની કેટલીક સારી રીતે લખતાં વાંચતાં શીખી ગઈ છે. અમારા એ વર્ગોમાં અમે અક્ષરજ્ઞાન પર જ ભાર મૂક્યો ન હતો. છાપાના સમાચાર, વાર્તાકથન અને જીવનને આવશ્યક કેટલીક માહિતીઓ આપતા. ગામડાના લોકના સહકારથી, ખોદાઈ ગયેલા રસ્તાઓ પૂરીને સુધારવાનું પણ કામ કર્યું. ગ્રામસફાઈ અને સમૂહકાંતણ તો દરેક રજામાં હોય જ. સમૂહભોજનનો કાર્યક્રમ ઘણો આકર્ષક ગણાય. એમાં ગામના મોટેરા, યુવકો, બાળકો બધા જ ઘેરથી રોટલા અથાણું વગેરે બાંધી લાવે. મંડળ તેમને સામાન્ય શાક આપવાની વ્યવસ્થા કરે. બધા ભેગા મળીને જમે અને અંતમાં અંતકડીનો કાર્યક્રમ રખાય. આ સમૂહભોજનમાં હરિજન યુવકોને પણ આમંત્રીએ. તેઓ પણ આવે. બધા સાથે બેસી જમીએ. લોકોના મનોરંજન માટે જુગતરામભાઈનાં 'આંધળાનું ગાડું', 'ગધ્ધમસરની ચાલ' જેવાં ગ્રામજનને રસ પડે તેવાં નાટકો પણ ભજવીએ છીએ.

"આ ઉનાળાની રજામાં અમે એક કાંઠાની સફાઈયાત્રાનો કાર્યક્રમ યોજ્યો. કરાડી-મટવાડ, સામાપુર, દાંડી, બોરીફળિયા, ઓંજલ, આટ, કાયમદી, પેથાણ, બોદાલી, મછાડ—આ ૧૨ ગામોની સફાઈ કરવાનું નક્કી કર્યું. પંદર વિદ્યાર્થીઓની એક ટુકડી આ સફાઈ અંગે નીકળી. નાનકડું બિછાનું, કપડાં અને રેંટિયો બધાએ સાથે જ રાખવાનાં. જે ગામે જઈએ તે ગામે રાતવાસો કરવો. તે ગામના જ અમે અતિથિ ગણાતા. ગામો દૂર હોય અને અમે કદાચ પહોંચ્યા હોઈએ તો શીંગચણાથી પણ ચલાવી લેતા. સવારે પાંચ વાગ્યે ઊઠતા. એકાદ કલાકમાં શૌચ, દાતણપાણી, પ્રાર્થના વગેરે પતાવી ઝાડુઓ લઈ સફાઈ કરવા નીકળી પડતા. ૧૧ વાગ્યા સુધી સફાઈ ચાલતી.

"અમારી સફાઈયાત્રાના સંઘનો કાર્યક્રમ અમે છપાવીને પ્રસિદ્ધ કરેલો હોવાથી કઈ તારીખે કયા ગામમાં અમે જઈશું એની લોકોને ખબર હતી. તેથી અમારા અમે જઈશું તે પહેલાં જ કેટલાંક ગામોમાં થોડી થોડી સફાઈ થઈ ગઈ હતી. સંઘની અસર લોકોમાં ઠીક ઠીક થઈ. શાળા મહાશાળામાં ભણતા પરગામના વિદ્યાર્થીઓ આવીને તેમના ગામની ગંદકી સાફ કરે એ યોગ્ય નથી, એ વિચારે દાંડી અને બોરીફળિયા જેવાં ગામના યુવકોએ આખા ગામને આગળથી સાફ કરી દીધું હતું. અમારા સંઘને જોઈને જ કેટલીક જગ્યાએ સ્ત્રીઓ પોતપોતાનાં આંગણાં અને શેરીઓ સાફ કરવા મંડી પડતી. નાનાં બાળકો પણ દૂરથી ભળતાં. લોકોએ આવું દશ્ય જોયેલું ન હોવાથી તેમનામાં એક પ્રકારની અકળામણ અને કુતૂહલ હતાં.

'અરે ! આ ભણેલા છોકરાઓ શું કરે ? તેમના હાથમાં કલમ અને ચોપડી શોભે, ભંગીનાં ઝાડુ શોભે ?' આ ગામોમાં દરેક વિદ્યાર્થીનાં સગાંવહાલાં હોય જ. આવું 'નીચ કર્મ' અમે કરીએ તે તેમનાથી સહન થતું ન હતું. "આવું 'ઊંચું શિક્ષણ પામેલા' વિદ્યાર્થીઓ આવી ગામની ગંદકી કાઢે એથી ગામની લાજ જાય." બહેનોની અકળામણની તો વાત જ શી કરવી ? 'આવા સોના જેવા છોકરાઓ આપણી શેરી વાળે એ કેમ જોવાય,' કહેતી અમને અટકાવે. અમને ઝાડુ ભરવા ન દે. અમે ન અટકતાં કામ ચાલુ રાખીએ એટલે તેઓ જાતે અમારું કામ કરવા મંડી પડતી.

"અમારી પ્રવૃત્તિ પાંચ છ કલાકની સફાઈથી જ પૂરી થતી ન હતી. સામાન્ય રીતે જમવા માટે અમે આઠ દશ ઘરે વહેંચાઈ જતા. અલગ્યા ઘરે જવાથી નવા માણસોના સંબંધમાં આવતા. અમારી પ્રવૃત્તિની બધી વાતો કરતા. ઉપરાંત, શક્ય હોય ત્યાં ગામનાં સ્ત્રીપુરુષોની એક સભા પણ રાખતા. તેમાં સામાજિક પ્રશ્નો, આધુનિક વિશ્વયુદ્ધ અને કૉંગ્રેસ એ વિષયો અંગે લોકોને સમજ આપતા.

"ગ્રીષ્મપ્રવૃત્તિ અંગે અંતમાં મારી એક સૂચના છે: આવા વર્ગો એક સ્થાને ન ચલાવતાં અમારી યાત્રાના સંઘની જેમ ચાલુ રાખવા. દરેક ગામે સફાઈ થાય, કાંતણ પણ થાય. અમે દરેક ગામે સમૂહકાંતણ રાખતા. અભ્યાસ પણ થઈ શકે એમ મારું માનવું છે. જીવનમાં થોડું ખડતલપણું હોય, નાની નાની મુશ્કેલીઓનો સામનો કરવા જેટલી હિંમત અને ઉત્સાહ હોય, તો આવા ચાલુ વર્ગો ઠીક લાગે છે. એનો આનંદ પ્રવાસીઓના આનંદ જેવો અનેરો છે. જુદાં જુદાં ગામોના જુદા જુદા પ્રકારના લોકોનો સહવાસ, તેમનાં સહાનુભૂતિ અને વિરોધ એ કીમતી અનુભવ છે. ગ્રામ-પ્રજા-માનસનો પરિચય કરવાની, મારે મન, આ એક સુંદર રીત છે. ભિન્ન ભિન્ન વિષયો પર જે વ્યાખ્યાન રાખવામાં આવે છે તે વિવિધ ગામોમાં રાખી શકાય. આપણા પ્રવાસ પ્રમાણે વ્યાખ્યાતાને તે ગામે બોલાવવાની વ્યવસ્થા પણ થઈ શકે. આવા ફરતા સંઘથી એક પ્રકારનું નવું વાતાવરણ આખા વિભાગમાં ઊભું થાય છે એ અનુભવે જોયું."

## ૨

બીજો હેવાલ બોરિયાવીના (જિ. ખેડા) લોકસેના તાલીમ વર્ગના કાર્યકર્તાઓએ મોકલ્યો છે. એના નામ પરથી એની ખાસિયત જણાઈ આવે છે.

"મહાસભાના આદેશ મુજબ ગામેગામ ઊભાં થયેલાં સંરક્ષણ દળોની પ્રવૃત્તિ સંગઠિત, તાલીમબદ્ધ અને વ્યવસ્થિત થાય એ હેતુથી બોરિયાવીના ગ્રામસેવક શ્રી. સુરેન્દ્રજીની દોરવણી અને દેખરેખ હેઠળ આ વર્ગ કાઢવામાં આવ્યો હતો.

"આ વર્ગમાં લાઠી તથા છરાના હુમલા સામે તથા હાથોહાથની લડાઈમાં સ્વરક્ષણ કેમ થઈ શકે એ શીખવવામાં આવ્યું હતું, તથા શિસ્ત અને વ્યવસ્થા ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો હતો.

"આજના હુલ્લડોના કાળમાં અકસ્માત કે શારીરિક ઈજા થવાનો ખૂબ ભય છે, તેથી આ વર્ગમાં 'તાત્કાલિક ઉપચાર' અને 'સ્ટ્રેચર ડ્રિલ'ની તાલીમ આપવામાં આવી હતી. ઉપરાંત પોતાના ગામમાં જઈ ગામનાં છોકરાંને વ્યવસ્થિત રીતે રમતો રમાડી તેમની સંઘપ્રવૃત્તિ યોજી શકે એ હેતુથી કેટલીક દેશી બિનસાધની રમતો પણ શીખવવામાં આવી હતી.

"આ ઉપરાંત દેશની હાલની પરિસ્થિતિને અનુકૂળ એવાં વ્યાખ્યાનો પણ રાખવામાં આવ્યાં હતાં. આ વ્યાખ્યાનો 'અહિંસા તથા રચનાત્મક કાર્યક્રમ એ ક્રિયાત્મક શક્તિ છે અને જો એ શક્તિનો વિકાસ કરવામાં આવે તો એ પણ એક પ્રચંડ શક્તિ છે' એ વાત ઠસાવી શકાય એ હેતુથી જ રાખવામાં આવ્યાં હતાં. અને તે માટે રવિશંકર મહારાજ, મગનભાઈ દેસાઈ, નગીનદાસ પારેખ, બબલભાઈ મહેતા, દેસાઈભાઈ પટેલ, ગોવિંદરાવ ભાગવત, રાવજીભાઈ મણિભાઈ, તથા ઇન્દુલાલ યાજ્ઞિકને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં અને તે માટે 'ઉનાળામાં ખોલાતા આવા તાલીમવર્ગોનો હેતુ', 'ગ્રામસેવકનાં લક્ષણો', 'જીવનમાં શિસ્તની જરૂર', 'હાલની રાજકીય પરિસ્થિતિ', 'ગામડાનાં આરોગ્ય અને સ્વચ્છતા', 'કવિવર ટાગોર', 'લોકમાન્ય ટિળક', 'જીવનવિકાસ કેમ થાય', 'અહિંસા જ કેમ', 'રેંટિયો રાષ્ટ્રીય પ્રવૃત્તિના કેન્દ્રમાં શાથી', 'રચનાત્મક કાર્યક્રમનાં અંગો', 'અહિંસક પ્રતિકાર', 'આપણો આહાર', 'આધુનિક શસ્ત્રાસ્ત્રો', વગેરે વિષયો રાખવામાં આવ્યા હતા.

"વર્ગમાં આવેલા વિદ્યાર્થીઓની ગામવાર અને જ્ઞાતિવાર માહિતી નીચે મુજબ છે:

"છોકરાઓની સંખ્યા ૫૦); કેટલાં ગામનાં ૧૫); મૅટ્રિક ઉપરના ૩); મૅટ્રિક ૯); અંગ્રેજી પાંચ ધોરણ ઉપરના ૨૯); અંગ્રેજી પાંચ ધોરણથી નીચેના ૬); ફક્ત ગુજરાતી ભણેલા ૩).

"બ્રાહ્મણ ૭), વાણિયા ૪), પટેલ ૨૭), મુસલમાન ૨), બારૈયા ૧), મિસ્ત્રી ૮, સુથાર ૧) — કુલ ૫૦).

"આ વર્ગ અંગેનું સામાન્ય ખર્ચ રૂ. ૧૭૫ થયું હતું. અને એ બધું જ ગામલોકોએ ઉઠાવ્યું હતું.

"આ જાતના વર્ગો એક દૃષ્ટિએ જોતાં અતિ ખર્ચાળ ગણાય અને એ ગામેગામ ન થઈ શકે. એથી જો આ જાતની તાલીમ માટે, જે ગામના પુખ્ત વયના પંદર

છોકરાઓ તૈયાર હોય તેમને ત્યાં જ, થોડા સરસ રીતે તાલીમ પામેલામાંથી એક કે બે જઈ શીખવે, તો આ પ્રવૃત્તિ વિકસે એવો સંભવ છે ખરો. સંભવ એટલા માટે કે, આજે ગામડામાં ૧૬ વર્ષની ઉપરના વિદ્યાર્થીઓ આવી જાતની તાલીમ લેવા આવતાં શરમાય છે."

૩

અબ્રામા હાઈસ્કુલના હેડમાસ્તર તેમના મંત્રીપણાથી ચાલેલા ગ્રીષ્મ વ્યાયામ વર્ગની ખબર આ પ્રમાણે મોકલે છે :

"ગયા મે માસમાં શ્રી વસંત આશ્રમ, અબ્રામામાં શ્રી કા. વ્યા. પ્ર. મંડળના આશ્રય નીચે એક વ્યાયામ વર્ગ ખોલવામાં આવેલ હતો. વ્યાયામ મંડળના અભ્યાસક્રમ મુજબ પ્રથમ, દ્વિતીય, તૃતીય ને ચતુર્થ વર્ષ (વ્યાયામ વિશારદ) ના અભ્યાસની તાલીમ આપવામાં આવી હતી. ૧૪૫ ભાઈઓએ વર્ગનો લાભ લીધો હતો. જેમાં પ્રથમ વર્ષમાં ૮૫, દ્વિતીય વર્ષમાં ૫૦, તૃતીય વર્ષમાં ૪ અને ચતુર્થ વર્ષમાં ૬ ભાઈઓ હતા. વર્ગમાં સુરત જિલ્લામાંથી ૧૧૬, કાઠિયાવાડમાંથી ૨, રાજપીપળા સ્ટેટમાંથી ૭, વડોદરા સ્ટેટમાંથી ૫, મુંબઈમાંથી ૪, ભરૂચ જિલ્લામાંથી ૩, અને ઈડર સ્ટેટ, ખાનદેશ, પંચમહાલ, ખેડા અને અમદાવાદ જિલ્લામાંથી ૮ ભાઈઓ આવેલ હતા. વર્ગ અંગેના વ્યવસ્થા તથા ભોજનખર્ચ મળી કુલ ૧૭ રૂ. લેવામાં આવ્યા હતા.

"વર્ગ ઉપરાંત શ્રી. ગુણવંતરાય ભટ્ટે એક અઠવાડિયાનો સ્કાઉટ ટ્રેનિંગ કેમ્પ' પણ ચલાવ્યો હતો.

"અબ્રામા હાઈસ્કૂલ તથા આશ્રમની જગ્યા, મેદાનો, વ્યાયામ મંદિર, તથા સાધનોથી આ વર્ગમાં વિદ્યાર્થીઓને સુંદર સગવડો મળી હતી."

૪

છેલ્લે ખેડા જિલ્લાના લોકશિક્ષણ તાલીમવર્ગ, કરમસદનું બયાન ભાઈ બબલભાઈએ મોકલ્યું છે. આ વર્ગના ઉદ્‌ઘાટન નિમિત્તે થયેલું વ્યાખ્યાન ગયા અંકમાં આવ્યું હતું. તેની પૂર્તિમાં આ તેના કામકાજનું બયાન બોધક નીવડશે :

"છેલ્લાં ત્રણ વર્ષથી આપણે આવો વર્ગ ઉનાળાની રજાઓમાં કાઢીએ છીએ. પહેલે વર્ષે ઉત્તરસંડામાં, બીજે વર્ષે ઉમરેઠમાં અને આ ત્રીજે વર્ષે આપણે કરમસદમાં ભેગા મળ્યા છીએ આ વર્ગમાં રોજ સાડાત્રણ કલાક માટે કાંતણ, પીંજણ વણાઈ, અને સફાઈની પ્રત્યક્ષ તાલીમ લેવાનો ક્રમ ગોઠવ્યો હતો. અહીં આવેલાં લગભગ ૭૦ ભાઈબહેનોમાંથી એકેએક ધનુષ્ય-તકલી પર કાંતતાં શીખી ગયાં છે. એ બધાંને થોડું ઝાઝું પીંજતાં અને વણતાં પણ આવડ્યું છે. અમને ગામ તરફથી મળેલાં આલેશાન મકાનો અને બાગ સારી રીતે સ્વચ્છ અને સુઘડ રાખી શક્યા છીએ, એ તો તમે જોઈ શક્યા જ હશો. એક દિવસ માટે અમે કરમસદ ગામની સફાઈ રાખી હતી. અને એમાં જોડાયેલા ભાઈઓમાંથી કોઈએ નાકનું ટેરવું પણ ચડાવ્યા વિના ટોપલાબંધ ગંદકી ઉઠાવી, એની હું સહર્ષ નોંધ લઉં છું. આમ અમારા વર્ગના હેતુઓ અને કાર્યપદ્ધતિ જુદાં છે.

"કવાયત અને રમતો પાછળ અમે ૧।। કલાક આપતા. અમે માનીએ છીએ કે, આપણા સમાજને સમૂહમાં રહીને વ્યવસ્થિત કાર્યો કરવાની તાલીમ મળવાની ખહુ જરૂર છે. એ હેતુ આ બન્નેથી સધાય છે.

"વ્યાખ્યાનો પાછળ અમે રોજ લગભગ ત્રણ કલાક આપતા. એ ઉપરાંત સવાર સાંજની પ્રાર્થના અને ત્યાર બાદ થતાં પ્રવચનો તો જુદાં. રોજ અડધા કલાક માટે આમ જનતામાં ઉપયોગી અને રોચક થઈ પડે એવાં પ્રેરણાદાયી ભજનો શીખવવામાં આવતાં.

"ટૂંકમાં કહીએ તો, આપણી શાળા કૉલેજની કેળવણી મારફત જે જરૂરની વસ્તુઓ નથી આપવામાં આવતી, એ ઊણપ આ વર્ગ મારફત પૂરી કરવાના અને ચાલુ કેળવણીથી જે અનિષ્ટો આવ્યાં હોય છે તેને દૂર કરવાના પ્રયત્નો અમે કરીએ છીએ.

"અમને તો હજુ આ વર્ગમાં ઘણી ઊણપો દેખાય છે. અમે તો એવું પણ માનીએ છીએ કે, વર્ગમાં આવેલા ભાઈઓને જાતે રાંધતાં, વાસણ માંજતાં અને જીવનની જરૂરિયાતનાં એવાં બધાં કામો ચીવટથી કરતાં આવડવું જોઈએ. જ્યારે આપણે આપણા સમાજમાં ક્રાન્તિ કરવા બેઠા છીએ, આપણા સમાજમાં રૂઢ થઈ ગયેલી એવી કેટલીયે જૂની અને સડેલી પ્રથાઓને દૂર કરવા માગીએ છીએ, ત્યારે આપણે ઘણી બાબતમાં નવો ચીલો પાડી બતાવવો પડશે. અને એમ કરવું હોય તો આપણા ખાવા પીવામાં, રહેણી કરણીમાં બધે જ ફેરફારો કરવા પડશે. એટલું જ નહિ, પણ આપણે ગાંધીજીની કલ્પના પ્રમાણેની જે નવી સમાજરચના ઊભી કરવા માગીએ છીએ, જે નવી ટેવો પાડવા માગીએ છીએ, એ બધાની કાયમી અસર પાડવી હોય અને એમાં આવતા વિષયોની બરાબર છણાવટ કરવી હોય, તો આવો વર્ગ ફક્ત ચાર કે સાત દિવસોનો નહિ પણ એકાદ મહિનાનો હોવો જોઈએ. એ આર્થિક બાબતમાં સ્વતંત્ર હોવો જોઈએ. એ વર્ગ માટેનું સ્થળ પણ આપણી તાલીમને અનુકૂળ થઈ પડે એવું હોવું જોઈએ. આ બધું કરવા જતાં સંખ્યા ભલે મર્યાદિત થઈ જાય, પણ એની કિંમત આના કરતાં અનેક ગણી વધી જશે.

"આ વર્ગનો અભ્યાસક્રમ પણ ઉત્તરોત્તર આગળ વધે એવો બે ત્રણ વર્ષનો સળંગ ગોઠવાવો જોઈએ. પણ

આ તો અમારા અનુભવોમાંથી ઊઠેલા વિચારો છે. એને મૂર્ત સ્વરૂપ મળશે ત્યારે મળ્યું ગણાશે. કેમ કે જે જમાનો આવી રહ્યો છે એ જોતાં કઈ ક્રાન્તિ આપણે કરીશું કે કઈ ક્રાન્તિ આપણા પર આવી પડશે એ જ સમજ પડતી નથી. એમ છતાં માણસની મર્દાઈ તો પ્રયત્નોમાં જ છે. એટલે અમારાં દિલની મનોભાવના એવી ખરી કે ઉપરોક્ત સ્વપ્ન સાચું પાડવું. એ વિષે નિશ્ચિત યોજના ઘડી કાઢીશું ત્યારે યથાસમયે અમે રજૂ કરીશું.

"ચાલુ વર્ગમાં તાલીમ લેવા માટે જુદાં જુદાં ૨૪ ગામોનાં ૪૭ ભાઈઓ અને ૬ બહેનો મળીને કુલ ૫૩ ભાઈબહેનો આવ્યાં છે. એમાંનાં ૨૪ મૅટ્રિક અને એ ઉપરનો અભ્યાસ કરેલાં, ૧૯ મૅટ્રિક નીચેનાં, ૪ વ.ફા. થયેલા શિક્ષકો, ૧ વેપારી અને ૧ ખેડૂત છે.

"આ ઉપરાંત વર્ગમાં ૧૯ મહેમાનો, ૧૦ વ્યાખ્યાતાઓ અને ૭ કાર્યકર્તાઓ આવ્યા. આમ છાવણીમાં રહીને કુલ ૮૯ ભાઈબહેનોએ ભાગ લીધો. વ્યાખ્યાનો સાંભળવા કે બીજા કાર્યક્રમાં ભાગ લેવા ગામનાં બીજાં ભાઈબહેનો આવતાં એ તો જુદાં.

"સાત દિવસમાં કુલ ૧૭ વ્યાખ્યાનો, ૮ પ્રવચનો, ૫ પ્રશ્નોત્તરીઓ અને ૩ મનોરંજક કાર્યક્રમો યોજાયા. ૨ નિવેદનો રજૂ કરવામાં આવ્યાં. પ્રાર્થના સમયે ૧૩ ભજનો ગવાયાં અને વર્ગમાં બીજાં ૧૫ ગીતો શીખવવામાં આવ્યાં. વર્ગ દરમ્યાન ૭૫ ધનુષ્ય તકલીઓ વેચાઈ અને પાંચ દિવસમાં કુલ ૬૭૨૩૩ તાર સૂતર કંતાયું.

"વિગતમાં જાણવું હોય તો નીચે પ્રમાણે દિનચર્યા અને વ્યાખ્યાતાઓના વિષયો હતા :

### તાલીમ વર્ગનો નિત્યક્રમ

૪॥ થી ૫॥ શૌચ, મુખમાર્જન
૫॥ થી ૬ ઉપાસના વગેરે
૬ થી ૬॥ કવાયત અને આસનો
૬॥ થી ૭ સફાઈ, પાણી ભરવું, વ.
૭ થી ૭॥ નાસ્તો
૭॥ થી ૮ સમૂહકાંતણ
૮ થી ૯ કાંતણ, પીંજણ, તુણાઈ
૯ થી ૧૦॥ નાહવું ધોવું
૧૦॥ થી ૧૧ વ્યાખ્યાન
૧૧ થી ૨ ભોજન, આરામ, નોંધ
૨ થી ૨॥ ભજનો
૨॥ થી ૩॥ કાંતણ, પીંજણ, તુણાઈ
૩॥ થી ૪॥ વ્યાખ્યાન
૪॥ થી ૫॥ વ્યાખ્યાન
૫॥ થી ૬॥ રમતો
૭ થી ૮ ભોજન
૮॥ થી ૯॥ પ્રાર્થના, પ્રશ્નોત્તરી અને મનોરંજક કાર્યક્રમો

### તારીખવાર થયેલાં વ્યાખ્યાનો

| | | |
|---|---|---|
| તા. ૧૫ | વર્ગ મારફત આપણે શું સાધવું છે ? | શ્રી. બબલભાઈ મહેતા |
| | નિવેદન | શ્રી. બબલભાઈ મહેતા |
| | ઉદ્‌ઘાટન વ્યાખ્યાન | શ્રી. મગનભાઈ દેસાઈ |
| | રેંટિયો કેંદ્રમાં કેમ છે ? | શ્રી. શિવાભાઈ ગો. પટેલ |
| | પ્રશ્નોત્તરી | શ્રી. મગનભાઈ દેસાઈ |
| તા. ૧૬ | આપણો ઇતિહાસ કયો છે ? | શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ |
| | ગુણોની કેળવણી | શ્રી. બબલભાઈ મહેતા |
| | રેંટિયાનો વિકાસ | શ્રી. દેસાઈભાઈ ના. પટેલ |
| | આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને તેનાં કારણો | શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ |
| તા. ૧૭ | હિંસાની નિષ્ફળતા | શ્રી બબલભાઈ મહેતા |
| | ગાંધીવાદ અને સમાજવાદની તુલના | પ્રો. દાંતવાલા |
| | હિંદુ-મુસલમાન પ્રશ્ન | શ્રી. ચંદ્રકાન્ત શાહ |
| | આપણા દેશની ખાસિયતો | શ્રી. ગોવિંદરાવ ભાગવત |
| | પ્રશ્નોત્તરી | પ્રો. દાંતવાલા |
| | રચનાત્મક કાર્યક્રમ | શ્રી દેસાઈભાઈ ના. પટેલ |
| તા. ૧૮ | અહિંસક પ્રતિકાર કેમ થાય ? | શ્રી. બબલભાઈ મહેતા |
| | અંગ્રેજો અને આપણો દેશ | શ્રી. ગોવિંદરાવ ભાગવત |
| | ગ્રામદૃષ્ટિની જરૂર | શ્રી. બબલભાઈ મહેતા |
| તા. ૧૯ | નિર્ભયતા કેમ કેળવાય ? | શ્રી. બબલભાઈ મહેતા |
| | જીવનની કેળવણી | શ્રી. રવિશંકર મહારાજ |
| | વિદ્યાર્થીઓની ટેવો | શ્રી. રવિશંકર મહારાજ |
| | પ્રશ્નોત્તરી | શ્રી. રવિશંકર મહારાજ |
| | જાહેર સભા (ગ્રામ સંગઠન) | શ્રી. રવિશંકર મહારાજ |
| તા. ૨૦ | અંતરશુદ્ધિના કાર્યક્રમ | શ્રી. સુરેન્દ્રજી |
| | અહિંસક પ્રતિકાર | શ્રી દિલખુશભાઈ દીવાનજી |
| | ચાલુ કેળવણીનાં અનિષ્ટો | શ્રી. દિલખુશભાઈ દીવાનજી |
| | પ્રશ્નોત્તરી | શ્રી. દિલખુશભાઈ દીવાનજી |
| | જાહેર સભા, સેવાકાર્યમાં કેમ ઝુકાવ્યું ? | શ્રી. રાવજીભાઈ મ. પટેલ |
| તા. ૨૧ | ખાદી અને કેળવણી | શ્રી. દિલખુશભાઈ દીવાનજી |
| | નિવેદન | શ્રી. બબલભાઈ મહેતા |
| | પૂર્ણાહુતિ વ્યાખ્યાન | શ્રી. દરબાર સાહેબ |
| | છેલ્લી શિખામણ | શ્રી. રવિશંકર મહારાજ" |

મ૦

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ—૬

### વેદાંગયુગ

વેદનાં ૭ અંગ છે, તેને ‘વેદાંગ’ કહે છે. તેમાંથી એક અંગ જ્યોતિષ છે. હાલમાં આપણને ઋગ્વેદ અને યજુર્વેદ એ બે વેદનાં જ્યોતિષ વેદાંગ મળે છે. આ બંને લગભગ એકસરખાં જ છે. માત્ર થોડીક જગાએ પાઠમાં થોડો ફેર છે. ઋગ્વેદના અને યજુર્વેદના વેદાંગ જ્યોતિષમાં અનુક્રમે ૩૬ અને ૪૪ શ્લોકો છે.

આપણે જોયું કે વેદોમાં ૧૨ માસ, અધિક માસ, ૩૦ તિથિ, વગેરે ગણના છે, પણ ગ્રહગણિત નથી. જ્યોતિષ વેદાંગમાં પણ સૂર્ય અને ચંદ્ર એ બેનું જ ગણિત છે અને તે પણ ‘મધ્યમ’ એટલે એકસરખું સરાસરી ગણિત છે. આપણે જાણીએ છીએ કે, તેઓની ગતિ હંમેશાં એકસરખી નથી, પણ તેમાં હંમેશાં વધઘટ થયા કરે છે. આ વધઘટવાળા ગણિતને ‘સ્પષ્ટ’ ગણિત કહે છે અને તે પ્રમાણે જ તેઓ પ્રત્યક્ષ આકાશમાં દેખાય છે.

આમ છતાં ભારતીય ખગોળશાસ્ત્રનું સૌથી પહેલું ગ્રહગણિત (ભલે સૂર્યચંદ્રનું જ અને તે પણ મધ્યમ) જ્યોતિષ વેદાંગમાં મળે છે, તેથી ભારતીય ખગોળ-શાસ્ત્રનું સ્વરૂપ અને ઇતિહાસ સમજવા માટે જ્યોતિષ વેદાંગ અત્યંત મહત્ત્વનો ગ્રંથ બને છે અને તેથી ભારતીય ખગોળશાસ્ત્રના બધા સંશોધકોએ જ્યોતિષ વેદાંગને બહુ મહત્ત્વ આપ્યું છે, તે પર ટીકાઓ લખી છે અને વિસ્તારથી ચર્ચાઓ કરી છે. થીબો, વેબર, વગેરે પશ્ચિમના વિદ્વાનોએ અને લોક૦ તિલક, શં. બા. દીક્ષિત, સુધાકર દ્વિવેદી, શામશાસ્ત્રી, વગેરે હિંદુસ્તાનના વિદ્વાનોએ જ્યોતિષ વેદાંગ પર પુસ્તકો, ટીકાઓ અને લેખો લખ્યા છે.

પહેલાં આપણે વેદાંગ જ્યોતિષ રચાયાના સમયનો વિચાર કરીએ. વેદાંગ જ્યોતિષની યોજના પ્રમાણે સૂર્ય વિભાગાત્મક ધનિષ્ઠા નક્ષત્રમાં ઉત્તરાયણે પ્રવેશ કરે છે. અલબત્ત, આ પ્રમાણે વેદાંગસમયમાં જ બનતું હતું, હાલ બનતું નથી. પણ આ કથન પરથી વેદાંગસમય કાઢી શકાય છે. પણ તે માટે વિભાગાત્મક નક્ષત્રો કેવી રીતે ગણાતાં હતાં એ નક્કી કરવું જરૂરનું છે. કેટલાક વિદ્વાનો એમ માને છે કે, વિભાગાત્મક નક્ષત્રોની ગણના વેદાંગસમયથી જ થઈ, તેથી તેઓ ધનિષ્ઠાયોગતારા (આલ્ફા ડેલ્ફિની)ને વિભાગાત્મક ધનિષ્ઠાને આરંભે માનીને વિભાગાત્મક નક્ષત્રો નક્કી કરે છે. પણ આ મત ભૂલભરેલો છે, કારણ કે આપણે જોઈ ગયા કે મૈત્રેયી ઉપનિષદમાં ‘મઘાદ્યં શ્રવિષ્ઠાર્ધમ્’ એ વાક્ય આવે છે. આનો અર્થ એ છે કે, તે સમયમાં દક્ષિણાયન વિભાગાત્મક મઘાને આરંભે અને ઉત્તરાયણ વિભાગાત્મક ધનિષ્ઠાને મધ્યભાગે હતું. આ સંજોગો વેદાંગની પહેલાં લગભગ ૫૦૦ વર્ષે હતા, કારણ કે સંપાતભ્રમણને લીધે સંપાતભ્રમણના ૨૬૦૦૦ વર્ષના ચક્રને હિસાબે સંપાતની ઊલટી ગતિ અનુસાર ધનિષ્ઠાના મધ્યભાગે ઉત્તરાયણ આવ્યા પછી લગભગ ૫૦૦ વર્ષે તે ધનિષ્ઠાને આરંભે આવે. આ પરથી સ્પષ્ટ છે, કે વિભાગાત્મક નક્ષત્રોની વ્યવસ્થા વેદાંગ રચાયા પહેલાં ઓછામાં ઓછાં ૫૦૦ વર્ષે થઈ હતી અને તેથી ધનિષ્ઠાયોગતારા વિભાગાત્મક ધનિષ્ઠાને આરંભે નથી. ત્યારે વિભાગાત્મક નક્ષત્રો કયા પાયા પર નક્કી થયાં? આપણે જોઈ ગયા કે વેદયુગમાં વર્ષનો આરંભ વસંત ઋતુથી થતો. વસંત ઋતુ પ્રાચીન કાળમાં મૃગશીર્ષમાં આવતી, પણ તે વખતે વિભાગાત્મક નક્ષત્રો હોવાનો કોઈ ઉલ્લેખ મળતો નથી. વિભાગાત્મક નક્ષત્રનો સૌથી પહેલો ઉલ્લેખ મૈત્રેયી ઉપનિષદમાં મળે છે, તે અમે ઉપર આપ્યો છે. તેમાં કહ્યા પ્રમાણે મઘાને આરંભે દક્ષિણાયન હોય, તો કૃત્તિકાનું એક ચરણ (૪ ભાગ) ગયે વસંતસંપાત આવે. તેથી કૃત્તિકાયોગતારાને વિભાગાત્મક કૃત્તિકાને આરંભે, મધ્યે કે અંતે ગોઠવીને વિભાગાત્મક નક્ષત્રો ગોઠવાયાં હશે એમ લાગે છે. આ અનુમાનનાં બીજાં કારણો પણ છે. સિદ્ધાન્ત-ગ્રંથોમાં નક્ષત્રચક્રારંભે (વિભાગાત્મક અશ્વિનીને આરંભે) માનેલો સ્થિર રેવતીયોગતારા (ઝીટા પિસ્યમ)થી માપતાં કૃત્તિકાયોગતારા (ઇટા ટોરી) ૪૦ અંશ પૂર્વે એટલે વિભાગાત્મક કૃત્તિકાને અંતે આવે છે. બીજું પણ એક કારણ છે. ક્રાંતિવૃત્ત પર ૪ તારા આવ્યા છે: મઘા, પુષ્ય, શતભિષક અને રેવતી. એ બધામાં મઘા સૌથી ચળકતો છે એટલું જ નહિ, પણ આકાશમાં આવેલા પ્રથમ મહત્ત્વ (મૅગ્નિટ્યૂડ)ના ૨૦ તારામાંથી તે એક છે. મઘાયોગ-તારા (રિગ્યુલસ) એ કૃત્તિકાયોગતારાથી ૯૦ અંશ પૂર્વે આવેલ છે, તેથી જ્યારે કૃત્તિકાયોગતારા પર

વસંતસંપાત હોય, ત્યારે મઘાયોગતારા પર દક્ષિણાયન આવે. તેથી જ્યારે મઘા તારા પર દક્ષિણાયન અને કૃત્તિકા તારા પર વસંતસંપાત હતો, ત્યારે કૃત્તિકા તારાને કૃત્તિકા વિભાગને અંતે ગોઠવીને વિભાગાત્મક નક્ષત્રો ગોઠવાયાં હોય એવો સંભવ છે. વેદમાં 'कृत्तिकाः प्रथमम्' ઇત્યાદિ વચનો પણ આ અનુમાનને પુષ્ટિ આપે છે. સિદ્ધાન્તગ્રંથોએ અશ્વિન્યાદિ નક્ષત્રવ્યવસ્થા કરી, તે જૂની કૃત્તિકાદિ વ્યવસ્થાને અનુસરીને જ કરી હોવી જોઈએ. તેથી આ બંને વ્યવસ્થાના પાયારૂપ રેવતી અને કૃત્તિકાના યોગતારાઓનો મેળ બેસવો જ જોઈએ અને તે બેસે છે જ, એમ આપણે જોયું. આ વિષય ભારતીય ખગોળશાસ્ત્રના સંશોધનમાં સૌથી વધુ અગત્યનો છે, કારણ કે આપણું વિભાગાત્મક અશ્વિની ક્યાંથી ગણવું તેનો આધાર આ વિષય પર છે. આ વિષય એટલે જ અયનાંશનો વિષય અને તે પર ખૂબ ચર્ચા થઈ છે અને પુસ્તકો લખાયાં છે. અમે ઉપર જે કહ્યું તે પરથી હાલ ૧૯ અયનાંશ આવે છે. આ અયનાંશ રેવતી–કૃત્તિકા–મઘાને અનુસરીને છે. કેટલાકના ૨૩ અયનાંશ, જેનો આધાર ચિત્રા–ધનિષ્ઠા પર છે, તે કેટલા નિર્મૂળ છે તેનો સહેજ ખ્યાલ અમે ઉપર આપ્યો છે. આ વિષય પર આ વિષે ઘણું વધારે લખી શકાય, પણ જગાને અભાવે અહીં જ અટકવું પડે છે.

પણ આટલી ચર્ચા પરથી એક મહત્ત્વની બાબત આપણને મળી ગઈ અને તે એ કે જ્યારે કૃત્તિકાયોગતારા પર વસંતસંપાત હતો ત્યારે કૃત્તિકા વિભાગને અંતે કૃત્તિકાયોગતારાને મૂકીને વિભાગાત્મક નક્ષત્રો ગોઠવાયાં છે. આ ઉપરથી વિભાગાત્મક નક્ષત્રો ક્યારે શરૂ થયાં તે આપણે કાઢી શકીશું. કૃત્તિકા તારો રેવતી તારાની પૂર્વે ૪૦ અંશે છે અને અત્યારે સંપાત રેવતી તારાની પશ્ચિમે ૧૯ અંશે છે. તેથી વિભાગાત્મક નક્ષત્રો શરૂ થયાના સમયથી માંડીને હાલના સમય સુધીમાં સંપાત ૪૦+૧૯=૫૯ અંશ ખસ્યો. ૨૬૦૦૦ વર્ષમાં ૩૬૦ અંશને હિસાબે ૫૯ અંશ ખસવા માટે લગભગ ૪૩૦૦ વર્ષ લાગે. તેથી આજથી લગભગ ૪૩૦૦ વર્ષ પહેલાં, એટલે ઈ. સ. પૂર્વે ૨૪૦૦ વર્ષના અરસામાં વિભાગાત્મક નક્ષત્રો શરૂ થયાં.

હવે વેદાંગ જ્યોતિષનો સમય કાઢીએ. વેદાંગના સમયમાં ધનિષ્ઠાને આરંભે ઉત્તરાયણ હતું, એટલે વસંતસંપાત ભરણીના ત્રીજા ચરણને અંતે હતો. તેથી વસંતસંપાત અશ્વિનીના આરંભથી ૧$\frac{3}{4}$×૧૩$\frac{1}{3}$ =૨૩$\frac{1}{3}$ અંશ પૂર્વે હતો; અત્યારે વસંતસંપાત અશ્વિનીના આરંભથી ૧૯ અંશ પશ્ચિમે છે. તેથી વેદાંગના સમયથી હાલના સમય સુધીમાં વસંતસંપાત ૨૩$\frac{1}{3}$+૧૯=૪૨$\frac{1}{3}$ અંશ ખસ્યો. ૨૬૦૦૦ વર્ષમાં ૩૬૦ અંશને હિસાબે આટલું ખસવા માટે લગભગ ૩૦૦૦ વર્ષ લાગે. તેથી વેદાંગ જ્યોતિષ રચાયાનો સમય આજથી લગભગ ૩૦૦૦ વર્ષ પહેલાં એટલે ઈ. પૂ. ૧૧૦૦ વર્ષના અરસામાં હતો.

૧૯ અયનાંશને બદલે ૨૩ અયનાંશ લેવામાં આવે, તો ઉપલી તારીખો કરતાં લગભગ ૩૦૦ વર્ષ વધારે જૂની તારીખો આવે, કારણ કે સંપાતને ૪ અંશ ખસતાં લગભગ આટલો વખત લાગે. એટલે આ હિસાબે વિભાગાત્મક નક્ષત્રોની શરૂઆત ઈ. પૂ. ૨૭૦૦ અને વેદાંગ જ્યોતિષનો સમય ઈ. પૂ. ૧૪૦૦ ની લગભગ આવે છે.

વેદાંગ જ્યોતિષના ૮ મા શ્લોકમાં કહ્યું છે કે, વરસ દરમિયાન લાંબામાં લાંબાં દિવસ અને રાત ૧૪ ક. ૨૪ મિ. નાં અને ટૂંકામાં ટૂંકાં ૯ ક. ૩૬ મિ. નાં છે. આ ઉપરથી હિસાબ કરતાં જણાય છે કે આ પ્રમાણે ૩૫ અક્ષાંશ ઉપર બને છે. તેથી વેદાંગ જ્યોતિષ રચાયાનું સ્થળ ૩૫ અક્ષાંશ પર આવેલું હોવું જોઈએ. હિંદુસ્તાનમાં આ અક્ષાંશમાં કાશ્મીરનો ઉત્તર ભાગ આવે છે. આર્યો આ સમયે આ પ્રદેશમાં રહેતા હશે. આર્યો હિંદુસ્તાનની ઉત્તરના કોઈ પ્રદેશમાંથી હિંદુસ્તાનમાં આવ્યા અને ધીરે ધીરે દક્ષિણ તરફ આવતા ગયા એમ આ ઉપરથી જણાય છે. વેદાંગ જ્યોતિષ જેવું પુસ્તક સંસ્કૃતિના કેન્દ્ર જેવે સ્થળે જ રચાય, તેથી ઈ. પૂ. ૧૦૦૦ વર્ષની લગભગમાં આર્યોનો કેન્દ્રપ્રદેશ કાશ્મીર — પંજાબની આજુબાજુ હોવો જોઈએ એમ આ પરથી લાગે છે.

વેદાંગ જ્યોતિષ રચાયાનાં સ્થળકાળ વિષે અહીં વિચાર કર્યો. તેમાં આપેલાં ગણિત વિષે આવતા લેખમાં કહીશું.

હરિહર ભટ્ટ

# ‘પ્રૉક્સી’થી મત આપવાની પદ્ધતિ

ગૂ૦ વ૦ સો૦ના એક આજીવન સભ્યે નીચેનું ચર્ચાપત્ર મોકલ્યું છે:

‘ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સામાન્ય સભાની છેલ્લી નોટિસ જોતાં મને જણાયું કે, તેમાં પ્રૉક્સીથી (મુખત્યારથી) મત આપી શકાય છે. આ પદ્ધતિના ગુણદોષ શા છે તે પ્રશ્ન દરેક સભ્યે નિષ્પક્ષપાત દૃષ્ટિએ વિચારવા જેવો જણાવાથી, આપના માસિક દ્વારા તે વિષે યોગ્ય છણાવટ થાય એવી આશા રાખું છું.

‘આ સંસ્થામાં આ પદ્ધતિ કેવી રીતે અને ક્યારથી આવી તેની મને જાણ નથી. પણ મારું પોતાનું નમ્ર માનવું એવું છે કે, પ્રૉક્સીની પદ્ધતિ ઇષ્ટ નથી. કોઈ ખાસ વિશિષ્ટ કાર્ય માટે એ પદ્ધતિનો રીતેસરનો આશરો યોગ્ય ગણાય છે એમ હું જાણું છું; પણ એનો સામાન્ય ઉપયોગ ઘણો હાનિકર્તા અને અનિષ્ટોત્પાદક ગણાવો જોઈએ.

‘જે લોક આ સંસ્થામાં સભ્યો થયા હોય તે આ સંસ્થામાં સક્રિય રસ લેતા ત્યારે જ થાય, જ્યારે આ પદ્ધતિનું નિરંકુશ અનુસરણ બંધ કરવામાં આવે. આ પદ્ધતિનો ઉપયોગ કાયદેસર અને યોગ્ય મર્યાદા વિના કરવામાં આવે, તો તેમાં સભ્યના મતાધિકારની વિડંબના થવાનો સંભવ રહે છે. મત આપવાનો અધિકાર તે દરેક સભ્યનો અંગત હક છે, અને આ હક જેમ વધારે અંગત રીતે વાપરવામાં આવે તેમ તેમાં લોકશાહી તત્ત્વની શોભા અને સમૃદ્ધિ છે, એમ એના જાણકારો કહે છે.

‘આ સંસ્થામાં આ પદ્ધતિ ચાલતી આવી છે માટે ચાલવા દેવી તે દલીલ વાજબી જણાતી નથી. આ પદ્ધતિના કંઈ જ ગુણ કે ફાયદા નથી એમ કહેવાનો આશય નથી, પણ તે સાવ દોષરહિત છે એમ જણાતું નથી. વળી એ વાત સાધારણ માણસ પણ સમજી શકશે કે, મનુષ્યસ્વભાવ કોઈ પણ પદ્ધતિના ગુણનો લાભ ઉઠાવવા કરતાં તેના દોષની બરદાસ્ત જલદી ઉઠાવે છે અને જીવનનાં અનિષ્ટ તત્ત્વોમાં ઉમેરો કરે છે આ પરિસ્થિતિમાં, મારું માનવું એવું છે કે, મુખત્યારની પદ્ધતિના ગુણદોષનો વિચાર બધા સભ્યોના અભિપ્રાય મંગાવી કરવો; પણ સભ્યોનો અભિપ્રાય માત્ર હા કે નામાં આવે તેથી કાર્ય સરતું નથી. તેનો તુલનાત્મક વિચાર કરી આ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિએ તેમાં યોગ્ય ફેરફાર કે મર્યાદાઓ મૂકવી જોઈએ એમ મને લાગે છે.

તા. ૧૫-૬-’૪૨ વિ. મં. ભટ્ટ’

આ પ્રસિદ્ધ કરતી વખતે વાચકને આ પત્રમાં તે અગાઉ પ્રસિદ્ધ કરેલી ચર્ચા યાદ દેવડાવું: જુઓ શિ૦ સા૦ વર્ષ ૨, અંક ૮ પા. ૨૯૧

ચર્ચાકાર પૂછે છે કે, આ પદ્ધતિ કેવી રીતે અને ક્યારથી સંસ્થામાં આવી. તે તો મનેય ખબર નથી. કોઈ જાણકાર આ બાબત લખી મોકલશે એવી વિનંતી કરું છું. અને આ ચર્ચાપત્રમાં બીજા જે મુદ્દા ઉઠાવ્યા છે તે વિશે પણ સંસ્થાના સૌ હિતચિંતકો ચર્ચા ઉપાડે, તો તે દ્વારા તેઓ તેની સેવા જ કરશે.

ચર્ચાકારે પોતાના પત્રમાં નહિ ચર્ચેલો એક ઉમેરો કરવો જોઈએ. અને તે એ કે, દરેક સભા માટે મળતા હકની પ્રૉક્સીની પદ્ધતિ સંસ્થા-સંગઠનના કાયદાથી મળતી સત્તા કરતાં પણ વધુ સત્તા ભોગવે છે, અને તેથી જ શ્રી. ભટ્ટ જે ભીતિ બતાવે છે તે સાચી ઠરે છે. રખે કોઈ માને કે, હું તે પદ્ધતિને કાનૂન-બહાર કહું છું. મારું એ કહેવું છે કે, ૧૮૬૦નો કાયદો — જે અન્વયે ગૂ૦ વ૦ સો૦ રચાઈ છે — તે કાયદો સંસ્થાના મૂળ બંધારણમાં ફેરફાર કરવા માટે જો ખાસ સભા મળે, તો તેવા વિશિષ્ટ કામને માટે સભ્યોને ‘પ્રૉક્સી’ કે અવેજમતનો હક આપે છે. પરંતુ તે સભા બંધારણમાં ફેરફાર કરી ન શકે. તે તો તેનો વિચાર કરી ફેરફારની દરખાસ્ત ઘડે. એ ઘડવા માટે કુલ સભ્યોની ૩/૫ બહુમતી જોઈએ. એટલી હાજરી થઈ શકે તે માટે પણ કાયદાએ પ્રૉક્સીની સગવડ રાખવી જોઈએ. પરંતુ પ્રૉક્સી-વાળી તે સભાથી તે દરખાસ્ત પસાર કરી બંધારણ સુધારી ન શકાય. કાયદો કહે છે કે, પ્રથમ ખાસ સભાએ ઘડેલી દરખાસ્ત છેવટની પસાર કરવા નવી ખાસ સભા બોલાવવી જોઈએ; અને તે સભામાં પ્રૉક્સી-હક મળી ન શકે. તે સભાના હાજર સભ્યો જ પોતાને ઠીક લાગે તે ઠરાવ બહુમતીથી કરે. એટલે તેઓ પહેલી સભાની સૂચના ઉડાવી દઈ પણ શકે. મતલબ કે, કાયદામાં અપાયેલો અવેજમત-હક કોઈ રીતે નિર્ણાયક નથી; તે ગૌણ છે.

જે પ્રૉક્સી-હક સામે ચર્ચાકાર લખે છે, તે ૬૫૨નો કાયદાનો નથી; તે સામે થતું વ્યર્થ છે,

થવા જરૂરેય નથી. નિંઘ તો સંસ્થાની હરેક સામાન્ય સભામાં જે પ્રૉક્સી-હક મળે છે તેનો સંસ્થાએ પોતે કરેલો નિયમ છે. અને એની રૂએ સભાનાં સામાન્ય કામોના પણ છેવટના નિર્ણયો થઈ શકે છે. અને આ હક ઉપર બીજી સભાનું કે કશું નિયંત્રણ નથી. માત્ર એને જોરેય સંસ્થાનું કામ ચલાવી શકાય. એટલે બને છે એવું કે, પ્રૉક્સી-રાજ્ય ચાલી શકે છે. જેમ કે, વાર્ષિક કાર્યવાહક સમિતિની ચૂંટણી વખતે પ્રૉક્સીથી તે ચૂંટાય છે. તેથી ગઈ સભામાં કેટલાક સભ્યોએ રજૂ કર્યું કે, એક બે જ સભ્ય પાસે પ્રૉક્સીની સંખ્યા એટલી છે કે આખી હાજર સભાને તે બેએક સભ્યો જ માત કરી શકે; એ સંજોગોમાં સમિતિની ચૂંટણી ફારસ જ છે. અને એમ જણાવી તે સભ્યોએ ચૂંટણીમાં ભાગ ન લીધો.

આશા છે કે આ કુરૂઢિ તરફ સોસાયટીના સંચાલકો ધ્યાન દેશે.

મ૦

# નરસિંહ મહેતા કૃત સુદામાચરિત

આપણી ભાષામાં બે લોકપ્રિય સુદામાચરિત છે— પ્રેમાનંદનું લોકરસભર્યું એક, ને બીજું નરસૈંયાનું ભક્તિ-રસભર્યું. તેમાંનું પહેલું થોડા વખત ઉપર જૂની હાથપ્રતો પરથી સંપાદન કરી, વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયું છે. તેની જ સાથે મહેતાજીનું પણ નાનકડું સુંદર સુદામા-ચરિત હોય તો ચોપડીની શાળોપયોગિતા વધે એમ વિચારી, તે પણ પુરવણીરૂપે આપ્યું હતું, જેનો પાઠ ચાલુ કાવ્યદોહનનો જ લઈ લીધેલો. ત્યાર બાદ મહેતાજીકૃત 'કુંવરબાઈનું મામેરું'ની હાથપ્રત જોતાં, તે જ પોથીમાં ભેગું તેમનું 'સુદામાચરિત' હતું તેય જોયું. તો ચાલુ કાવ્યદોહન-પાઠમાં ઘણા ને મહત્ત્વના ફેરફાર જોવા મળ્યા. તે ઉપરથી તેની વધુ હાથપ્રતોની તપાસ કરતાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને તાજેતરમાં મળેલી બે વધુ પ્રતો છે એમ જણ્યું. આમ ચાર હાથપ્રતો થઈ:

ડા૦ ૧ તે ડાહીલક્ષ્મી લાયબ્રેરી (નડિયાદ)ની વિ. સં. ૧૮૫૪ની લખેલી પ્રત. ગુજરાતી લિપિમાં ચોખ્ખી લખેલી છે ને તે આધારપાત્ર પ્રત લાગી છે. બધીમાં જૂનામાં જૂની છે.

ડા૦ ૨ તે જ લાયબ્રેરીની વિ. સં. ૧૮૭૩ના અરસાની લખેલી. માથા વિનાના નાગરી અક્ષરમાં ઠીક સાફ લખેલી છે.

ગૂ૦ ૧ ગૂ. વર્નાક્યુલર સોસાયટીની વિ. સં. ૧૯૦૭ની લખેલી પ્રત. સારો ચોખ્ખો મદદરૂપ પાઠ મળે છે.

ગૂ૦ ૨ તે જ સંસ્થાની હાથપ્રત. ૫૦–૬૦ વર્ષથી જૂની ન હોય. (વર્ષ લખ્યું મળતું નથી.) કાગળ મિલના જેવો લાગે છે.

ઉપરાંત બૃહત્કાવ્યદોહનનો પાઠ (સંજ્ઞા કા૦) ઈ. સ. ૧૮૯૦ના અરસામાં પ્રસિદ્ધ થયો છે.

આ સામગ્રીમાંથી પ્રમાણભૂત પાઠ તૈયાર કરીને 'સુદામાચરિત'ની પુરવણીરૂપે અપાયો હોત, તો આ લેખ અલગ ન કરવો પડત. પરંતુ તે ચોપડી બહાર પડ્યા પછી આ શોધન કરવાનું બન્યું, એટલે અહીં લેખરૂપે આપી ત્યાર બાદ નાની અલગ ચોપડીરૂપે બહાર પાડવામાં આવશે. પેલી ચોપડીના ખરીદનાર આ ચોપડી પણ લે એવી ભલામણ છે.

ચાલુ પાઠમાં કેટલાંય એવાં સ્થાનો છે, જેમનો અર્થ અસ્પષ્ટ ને અગમ્યવત્ છે. છતાં શિક્ષકો કઈ રીતે તેનો અર્થ અટસટ ગોઠવતા હશે, એ એક ગમતની વાત છે. આ પાઠથી એવાં ઘણાં સ્થાનો સુધરે છે, ને પાઠ સરળ બને છે. પરંતુ મોટો ને મહત્ત્વનો સુધારો તો બીજો છે:

ચાલુ પાઠમાં આઠમું પદ જૂની ત્રણે હાથપ્રતોમાં નથી; કુલ ૮ પદમાં ચરિત્ર પૂરું થાય છે એમ ઉલ્લેખ છે. વધારાનું તે પદ ગૂ૦ ૨ માં જ તે છે. અને તે પદનો અર્થ જુઓ તો પ્રેમાનંદી ચરિતનો ભાવ તેમાં ઘુસાડેલો સ્પષ્ટ લાગે. આમ આ પદ ચોખ્ખું ક્ષેપક ઠરે છે; તેની સાથે નરસિંહ કૃત ચરિત નિર્ભેળ ભક્તિરસનું કાવ્ય ને શ્રીમદ્-ભાગવતને પૂર્ણ અનુસરતું માલૂમ પડે છે. આ એક મોટી બીનાનો સુધારો આ પાઠથી થાય છે.

આઠમું (ક્ષેપક) પદ ગૂ૦ ૨માં મળે છે. એટલે ઈ. સ. ૧૯૦૭ પછીનો ઘુસાડો તે ઠર્યો. કા૦ માં તેનો પાઠ ગૂ૦ ૨થી જુદો છે. એ ક્ષેપક પદ મુખ્ય પાઠાંતર સાથે આમ છે:

'વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી,
    ચિત્તમાં શોચ વિચાર કરતો:
આપ્યું તો કાંઈ નહિ, ત્રીઠ જાણી નહિ,—
    તે વળી શોચ હૃદયે જ ધરતો. ૧

અષ્ટ મહાસિદ્ધિ ધણી, નવે તે નિધ તણી,
સુખસંપત્તિ રહ્યો ભોગ માણી,
કામિની વચને[1] કરી આંહીં હું આવિયો,
અમ તણી પીડ[2] તે નવ જાણી. ૨
'દીનદયાળ જાણી હું આવ્યો'તો જાચવા',
મન વિષે વિપ્રને દુઃખ લાગ્યું;
'અંતરજામીએ મન જાણ્યું નહિ,
તે કને મુખથી શું રે માગું ? ૩*
હું મિત્ર મોહન તણો, મુને કાંઈ આપ્યું નહીં,
કામિનીને ઉત્તર શું રે કહીશું ?
બાળગોપાળ સહુ વાટ જોતાં હશે,
તેને તે અમો જઈ શું રે દઈશું ? ૪
નયણે આંસુ ઝરે, મુખ નિસાસા ભરે,
કર્મ તણી વિધિ એ વાત ધારી,
નરસૈંના નાથ તો અતિ ઘણો લોભિયો
એક પીતાંબર આપ્યું તે લીધું ઉતારી.'[3] ૫

આટલી પ્રસ્તાવના પછી, જે પાઠ પ્રમાણિત કરે છે તે હવે લઈએ : મ૦

## 'સુદામાજીના કેદારા'[1]

૧

જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા,
જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ,
મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦ ૧
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ,
વસ્ત્ર ને અન્નથી રહે છે ઊણા;
નિર્ધન સરજ્યાં તે પુરવ કીધા વિના,
કર્મના દોષ તે આવી પૂગ્યા. જદુ૦ ૨
જગતપતિ જાદવો ભક્તિવશ[2] માધવો,
કરશે કરુણા પ્રભુ, દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાસશે,
નીરખતાં કૃષ્ણજી[3] પ્રેમ આણી. જદુ૦ ૩
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી,
જાણશે પ્રીત[4] તે અંતરજામી;
વીનતી મન ધરો, આળસ પરહરો,
સાહ્ય થાશે નરસૈંનો સ્વામી. જદુ૦ ૪

૨

સાંભળો ભામિની, શ્રવણ ધરો કામિની,
કોણ હું ! કિંકર કૃષ્ણ પાપી;
ત્રિભુવનતાત તે મહીપતિ માધવો,
ત્યાં કેમ બોલાય મેં વાત ચાંપી ? સાંભળો૦ ૧
દિવસ ઘણા થયા બાલપણને ગયાં,
નરપતિ ન[1] જાણે પ્રીત જૂની;
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો,[2] —
નવ લહે[3] ચોકસી ખોટી ચૂની. સાંભળો૦ ૨
ઉગ્રસેન, અક્રૂર, ને ત્યહાં ઓધવ,
બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા ત્યહાં, ઊભો જઈ રહું કહાં ?
કોણ આવી મારો હાથ સહાશે ? સાંભળો૦ ૩
રત્નજડિત્ર મણિ કાંતિ ભાસે ઘણી,
તિમિર નાશે તેની જ્યોત પાસે;
કેમ બોલી શકું ? વેણ વદતો થકું,[4]
ધમણ ધમી રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦ ૪
મૌન બેસી રહો, સુખદુઃખ સહુ સહો,
કીધલું કર્મ તે ભાગ્ય ચોંટ્યું;
દુરિજન લોક તે મુખ[5] હસતાં રહે,
નરસૈંના નાથનું નામ મોટું. સાંભળો૦ ૫

---

૧. 'કપને હું દ્વારિકા.' કા૦
૨. 'ત્રીઠ દો' કા૦
* આ ટૂંક આખી કા૦માં નથી, ગૂ૦ ૨ માંથી છે.
૩. કા૦માં ૪-૫ ટૂંક આમ છે—
'બાળગોપાળ જે વાટ જોતાં હશે,
તેહને જોઈ અમો શુંય કહીશું ?
મિત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે,
કામિનીને ઉત્તર કેમ દઈશું ?
એમ ચિન્તા કરે, નેત્રથી નીર ઝરે,
કર્મની વાત મન માંહી ધારી;
નરસૈંના નાથ તો . . . . ,
પીતાંબરી પણ લીધી ઉતારી.'

૧

૧. 'સુદામાજીના પરભાતી'—ગૂ૦ ૧; 'સુદામાજીનાં પરભાતિયાં'—ગૂ૦ ૨.

૨. 'ભક્તવત્સલ ભક્તો'—હા૦ ૨. ૩. 'કૃષ્ણજી'—ગૂ૦ ૧; 'કૃષ્ણજીને'—ગૂ૦ ૨. ૪. 'પ્રીત'—ગૂ૦ ૧; 'પ્રીત પ્રભુ'—ગૂ૦ ૨.

૨

૧. 'જાણે શું'—ગૂ૦ ૨; 'નવ પ્રીછે'—કા૦ ૨. 'શ્રીપતિનાથ એ, રંક હું બાપડો'—ગૂ૦ ૨ ૩. 'લહે'—કા૦; 'જેમ ચોકસીને ઘેર ખોટી ચૂની'—ગૂ૦ ૨. ૪. 'થો'—ગૂ૦ ૧, ૨. ૫. 'મન'—ગૂ૦ ૧.

૩

સ્વામી સાચું કહું, બોલવું હવે રહ્યું,
કંથનાં વચન તે વેદવાણી;
ભવ તણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
તેણે હું પ્રીછવું સ્નેહ આણી.[1] સ્વામી૰ ૧
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળે,[2]
રાય ને રંક ત્યાં એક ધારે;
કોટિધ્વજ લખપતિ મંન નાવે રતી,
શક્ર સરખા ત્યહાં નહિ રે સારે. સ્વામી૰ ૨
બ્રહ્માના[3] દેવ દયાળ શ્રીકૃષ્ણજી,
નિજ જન જાણીને શુધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી,
બાળક્રીડા તણાં ચરિત્ર કહેશે. સ્વામી૰ ૩
નથી કાંઈ પહેરવા, ભેટ લઈને[4] જવા,
કેમ કરી જાણશે કૃષ્ણ કામી[5]?
દત્ત નથી આપણું, વદન લજામણું,
જાચતાં[6] લાજું નરસૈંનો સ્વામી. સ્વામી૰ ૪

૪

વીનતી વળી કહું, ભેટ લાવી દઉં,
પોતિયે તાંદુલ-ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજન તણું,
ધન્ય શ્રીકૃષ્ણશું સ્નેહ સાંધ્યો. વીનતી૰ ૧
ભીલડીનાં બોર તે ભાવે આરોગિયાં,
જૂઠડું અન્ન આહીરનું લીધું[1];
ભક્ત વિદુરની ભાજી પ્રેમે[2] જમ્યા,
ભૂપનું નોતરું પાછું કીધું. વીનતી૰ ૨
પેરે પેરે પાંડવ[3]-કષ્ટ નિવારિયાં,
ભક્ત કારણ કંઈ દુષ્ટ માર્યા;
ઊચ ને નીચનું એને છે પારખું,
પતિત અધર્મી કંઈ કોટિ તાર્યાં. વીનતી૰ ૩
ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે ભળે,
સમો વર્તે, નવ ચૂકે ટાણે[4];
સંત સમરે ત્યહાં આવી ઊભો રહે,
ભક્તના મન તણો ભાવ જાણે.[5] વીનતી૰ ૪
જાઓ[6] વેગે કરી, જુઓ[7] મુક્તિપુરી,
ધન્ય ધન્ય તારુણી, સંદેહ[8] ટાળ્યો;
નરસૈંના નાથને નીરખું[9] નિશ્ચય કરી,
કામિની કંથને બાંહે[10] ઝાલ્યો. વીનતી૰ ૫

૫

ચાલિયો વાટમાં જ્ઞાનના ઘાટમાં,
મિત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય તું નાર, અવતાર સફળ કર્યો,
કૃષ્ણ તું, કૃષ્ણ તું, એમ કહેતો. ચાલિયો૰ ૧
માગવું મૃત્યું પ્રમાણ[1] છે પ્રાણીને,
લોભ કીધે ત્યહાં પ્રીત તૂટે;
મન અબળા સુખે વાટ જોતી રહે,
માગતાં બાંધવ મર્મ[2] છૂટે. ચાલિયો૰ ૨
વાટ જોવી નથી, માગવું મેં નથી,
ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિ નાથને રંક હું સરજિયો[3],
એમ કરતો જદુ[4]-દ્વાર આવ્યો. ચાલિયો૰ ૩
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્‌ગદ થયો,
કોટિ શશી અર્કની જ્યોત ભાસે;
રત્નજડિત્ર મણિ કાંતિ[5] ભાસે ઘણી,
પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો૰ ૪*

---

૩

૧. 'જાણી'—ગૂ૦ ૧; 'પ્રેમ આણી'—ગૂ૦ ૨. ૨. 'મળ્યા'—ફા૦ ૨; કા૦. ૩. 'બ્રાહ્મણ'—ફા૦ ૧; 'બ્રહ્મના'—ગૂ૦ ૧; 'બ્રહ્મના દીન . . .'—ગૂ૦ ૨; 'બ્રહ્મણ્ય . . .'—કા૦. ૪. 'લઈ જવાને'—ફા૦ ૨, ગૂ૦ ૧; 'ત્યાં લઈ જવા'—ગૂ૦ ૨. ૫. 'સ્વામી'—ફા૦ ૨. ૬. 'નીરખતાં લાજે . . .'—કા૦

૪

૧. 'ખાધું'—ફા૦ ૨. ૨. 'ભાવે'—કા૦. ૩. 'પાંડવનાં'—ગૂ૦ ૧, ૨.

૪. 'ટાણું'—ફા૦ ૨, ગૂ૦ ૧ ૫ 'જાણું'—ફા૦ ૨. ૬. 'જાઉં'—ગૂ૦ ૧, ફા૦ ૨. ૭ 'જોઉં'—ગૂ૦ ૧, ફા૦ ૨; 'નીરખો'—કા૦. ૮. 'સ્નેહ ન્યાળો'—કા૦; 'ધન્ય તે નાથશું સ્નેહ તમારો'—ગૂ૦ ૨; 'સંદેહ હાલ્યો'—ફા૦ ૧. ૯. 'નીરખા'—ફા૦ ૧; 'નયને નીરખું કરી (ફરી ?)'—ફા૦ ૨ ૧૦. 'બાહાર ભાલો (ભાળ્યો ?)'—ફા૦ ૨.

૫

૧. 'પ્રમાણે'—ગૂ૦ ૧. ૨. 'મામ'—ગૂ૦ ૧. ૩. 'શ્રીપતિનાથ એ, રંક હું બાપડો'—ગૂ૦ ૨; 'શ્રીપતિનાથે મને રંક સરજાવિયો'—કા૦; (લીધેલો પાઠ ત્રણે પ્રતોમાં એકસમાન છે). ૪. ફા૦ ૧ માં 'ધ્વજ' જેવો અસ્પષ્ટ પાઠ છે; પણ તે 'દ્વિજ' નથી; 'દ્વિજ દ્વાર'—કા૦; 'કૃષ્ણદ્વાર'—ગૂ૦ ૨; 'દુજ બાહાર'—ગૂ૦ ૧. ૫. 'ભુવન શોભા ઘણી'—ફા૦ ૨.

* ગૂ૦ ૨ માં આ ટૂંકનાં ચરણોનો ક્રમ જુદો છે. ઉપરનાં ૩, ૨, ૧, ૪ ચરણો ત્યાં અનુક્રમે ૧, ૨, ૩, ૪ છે.

મંદિરમાં[1] તેડિયા, ચાલીને બેટિયા,
ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને લઈ ને બેસાડિયા,
તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલિયો૦ ૫

તેલ ફુલેલ મર્દન કરાવિયું,
ઉષ્ણોદક લેઈને સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી,
કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો૦ ૬

પીતાંબર પટ નવ ઘટ[7] પહેરાવિયું,
કંચનથાળ રામાએ દીધા;
ભાવતાં ભોજન કૃષ્ણ સાથે કર્યાં,
લીધાં આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો૦ ૭

શ્રીકૃષ્ણે પર્યંક[8] પર પોઢાડિયા,
દધિસુતા વીંઝણે વાયુ ભરતાં;[9]
સત્યભામા-આદદઈ[10] નાર નીરખી રહી,
નરસૈંયો નાથ ચરણસેવા[11] કરતા. ચાલિયો૦ ૮

૬

ભાગ્ય જોજો, રે, આ કૃપણ ભિક્ષુક તણું,[1]
રુક્મિણી આદદઈ[2] નાર બોલે;
હળધર જોગ તે ભોગ પમાડિયો,
અજ-અંબરીષથી અધિક તોલે. ભાગ્ય૦ ૧

તન દુર્બળ ઘણું, વદન લજામણું,
મલિન વસ્ત્ર ને અંગ ચૂતો;
ત્રિગુણને દુર્લભ સેજ રમા[3] તણી,
વશ કરી નાથને પલંગ સૂતો. ભાગ્ય૦ ૨

અંગોઅંગ ક્રમક્રમે, ધમણ મોંએ ધમે,
અસિત ઝરવાળિયે નાક લોહતો[4];
શામળે સેજ પર પ્રેમે પધરાવિયો[5],
સનક નારદ થકી કીધો મોટો[6]. ભાગ્ય૦ ૩

જોજો કૌતુક હરિ, દેહદશા ફરી,
કૃપણ તે કૃષ્ણને સંગ[6] સૂતો;
ભક્તને વશ તે વશ નહિ કોઈને,
દ્વિજ તણા ત્રિવિધના તાપ છૂટયો. ભાગ્ય૦ ૪*

પોઢીને ઊઠિયા, આસને બેસાડિયા,
વદન પખાળવા વારિ[7] દીધું;
કનક-ઝારી ભરી મિષ્ટ જળ આપિયું,
સ્વાદ સુધા થકી અધિક પીધું[8]. ભાગ્ય૦ ૫

શ્રીમુખે બોલિયા, કહોજી બાંધવ તમો,
બ્રહ્મચારી હુંને[9] ગૃહસ્થ કીધો;
કુશળ છે બાળગોપાળ જે તમ તણાં?
ભાગ્ય મોટું, હુંને ચિત્ત દીધો.[10] ભાગ્ય૦ ૬

ગૃહસ્થના ધર્મમાં હું જ લબદી[11] રહ્યો,
હું ને મારું તેમાં[12] જગત ભૂલ્યો;
મિત્ર સુદામાની શુધ લીધી નહિ,
કામિની-કેફમાં[13] હું જ ફૂલ્યો. ભાગ્ય૦ ૭

સાંદીપનિ ગોરને ત્યાં આપણે બે ભણ્યા[14],
ધન્ય ધન્ય, વીર, તે સફળ દહાડો;
એક રેણી રહ્યા[15] વંનમાં આપણે,
સરપણ ભાગતાં મેઘ ત્રાડયો. ભાગ્ય૦ ૮

અન્ન લીધા વિના ભૂખ્યા બેસી રહ્યા,
ગોરાણીએ આપણી ત્રીઠ જાણી;
વીસરી ગયું કે[16] વીર, તુંને સાંભરે,
સાંદીપનિ[17] ગોરની અચળ વાણી? ભાગ્ય૦ ૯

---

૧. 'મંદિરમાં,— હા૦ ૧, ૨, ગૂ૦ ૧, ૨; કા૦ એ છંદ સાચ 'મંદિરે' કરી લીધું લાગે છે. ૭. 'ઘાટ'— હા૦ ૧. ૮. 'પલંગ પરે'— ગૂ૦ ૧; 'શ્રીકૃષ્ણજીએ પ્રેમે પલંગ પોઢાડિયા'— ગૂ૦ ૨. ૯. 'કરતાં'— ગૂ૦ ૨. ૧૦. 'સત્યભામાદિક'— કા૦; 'સત્યભામા આદિ'— ગૂ૦ ૨, ત્રણે જૂની પ્રતોમાં મળેલું બહુરૂપ (છંદ સાચ) ઉપર સંઘર્યું છે. ૧૧. 'સેવા જ'— હા૦ ૨, ગૂ૦ ૨; કા૦ માં (છંદ સાચ?) 'પાસેવ' કર્યું છે.

૬

૧. '. . . ભાઈ, ભૂરચાં (પૃથ્વીનાં?) માનવી'— હા૦ ૧; 'રે આ' બદલે 'ભાઈ'— ગૂ૦ ૧; 'ભાઈ'— ગૂ૦ ૨, કા૦. ૨. જુઓ ટીપ ૩; 'આદિ સૌ'— ગૂ૦ ૨, કા૦. ૩. 'રમાપતિ'— ગૂ૦ ૨. ૪. 'ઉધરસે ને વળી નાક લૂતો'— કા૦, ચારે પ્રત ઉપલો પાઠ જ આપે છે.

૫. આ લીટી કા૦ માં નથી, ચારે પ્રતોમાં તે છે. ૬. 'પલંગ'— ગૂ૦ ૨. ૭. 'ઉદક'— ગૂ૦ ૧; 'પાણી'— ગૂ૦ ૨. ૮. 'કીધો'— ગૂ૦ ૨. ૯. હા૦ ૧, ૨ તથા ગૂ૦ ૧ માં 'તુંને ગૃહસ્થ' પાઠ મળે છે. અર્થ સ્પષ્ટ નથી; કા૦ એ અર્થ કલ્પીને (?) આવો પાઠ કર્યો હશે— 'કે ગૃહધર્મ'? ગૂ૦ ૨ માં —'બ્રહ્મચારીએ તુંને ગૃહસ્થ કીધો'— છે તે પણ ઉપરને મળતો જ પાઠ છે. ૧૦. 'લીધો'— ગૂ૦ ૨, કા૦. ૧૧. 'બૂડી'— ગૂ૦ ૧; 'લુબધો' (લુબ્ધ? લબદી?) — ગૂ૦ ૨. ૧૨. 'તેમાં જ ભૂલ્યો'— ગૂ૦ ૨. ૧૩. 'દેહ'— કા૦; 'દે'— ગૂ૦ ૨. ૧૪. બધે મળતા 'સાંદીપ'નું 'સાંદીપનિ'— કા૦ પછી મેં કરેલું છે. ૧૫. 'વહી ગઈ વનમાં રજની'— ગૂ૦ ૨. ૧૬. 'કે' પહેલાં 'તે' વધારે કા૦ માં છે તે છંદ બહાર? ૧૭ 'સાંદીપ' મળતા પાઠનું 'સાંદીપનિ' કા૦ પ્રમાણે કર્યું છે.

* ગૂ૦ ૧ માં આ આખી ટૂંક નથી; ગૂ૦ ૨ માં ઉત્તરાર્ધ ને ચરણ જુદાં છે —'ધનદ કુબેરથી અધિક ભોગ પમાડિયા, દ્વિજને ત્રિવિધ. . . .'

ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી
  ભાવશું, ભાઈજી, લાગે મીઠી;
સંકોચતાં ગાંઠડી વિપ્ર આણી[18] ધરે,
  નરસૈંના નાથે તે નજરે[19] દીઠી. ભાગ્ય૦ ૧૦

૭

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં !
  આપતાં મન સંકોચ આવે;
જોઈએ તે સર્વ આવી મળે કૃષ્ણને,
  તાંદુલ ભેટ ત્યાં તુચ્છ કહાવે. છપ્પન૦ ૧
ધાઈ લીધા હરિ, મુષ્ટિ[1] તાંદુલ ભરી,
  પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇન્દ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો,
  રુક્મિણી કર ગ્રહ્યો શીશ નામી. છપ્પન૦ ૨
'એક રહ્યાં અમો, એક બીજા તમો,
  ભક્તને અઢળક દાન દેતાં;'
પ્રેમદા પ્રીતનાં વચન એવાં કહ્યાં,
  હાથ સાહ્યો ત્રીજી મૂઠ ભરતાં. છપ્પન૦ ૩
વીનતાનાં વચન તે વિપ્ર સમજ્યો નહિ,
  ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે [2]જઈ દ્વાર વળાવિયો,
  મન તણી આરત સર્વે ભાગી.[3] છપ્પન૦ ૪*

૮

ધન્ય તું, ધન્ય તું, રાય રણછોડજી,
  દીન જાણી હુંને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ મેં ભોગવ્યા,
  અજ-અંબરીષથી અધિક કીધું.[1] ધન્ય૦ ૧
કનક-આસન પરે મુજને બેસાડિયો,
  રુક્મિણી વચન તે હાથ સહાતાં;
હેત આણી હરિ ચરણ તળાંસિયાં,
  ખટ-રસ ભોજન સંગ કરતાં. ધન્ય૦ ૨
નાનપણા[2] તણો સ્નેહ નવ વીસર્યો,
  મિત્ર મોહન તણી પ્રીત સાચી;
દીન જાણી હુંને દયા કીધી ઘણી[3],
  રંક બેસાડિયો કનક-માંચી. ધન્ય૦ ૩
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંતસેવા કરી,
  ધ્યાન[4] ધરતો નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત્ર મણિ ભવન[5] શોભા ઘણી,
  દેવ શું દ્વારિકા[6] ફરીને લાવ્યો ! ધન્ય૦ ૪
કનકની ભૂમિ ને વિદ્રુમના થાંભલા,
  અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ત્યહાં,
  કામીજન નીરખતાં કામ હીસે.[7] ધન્ય૦ ૫*
સમનવ વરસની દીઠી ત્યાં સુંદરી,
  નવલજોબન ત્યહાં નાર નીરખી;
સોળ શણગાર ને વસ્ત્ર સુંદર ધર્યાં,
  દેવ વિમાનથી રહ્યા રે નીરખી. ધન્ય૦ ૬
સહસ્ર દાસી વળી નાર વીંટી મળી,
  કામિની કંથની પાસ આવી;
સ્વામી, સ્વામી, હું તો દાસી છું તમ તણી,
  મંદિર પધારીએ પ્રેમ લાવી. ધન્ય૦ ૭
ગોમતીસ્નાન ને નીરખવું[8] કૃષ્ણનું,
  પુણ્ય પ્રગટ થયું, પાપ નાઠું;
આ[9] કલિકાલમાં જંતુ સહેજે તરે,
  જેને શ્રીકૃષ્ણશું હોય ધાડું.[10] ધન્ય૦ ૯
શ્રીકૃષ્ણ-માહાત્મ્ય લહી ઘેર આવ્યો વહી[11],
  નવલ-જોબન થયાં નર તે નારી;
વારતા કથતાં રજની વીતી ગઈ,
  નરસૈંના નાથની[12] પ્રીત ભારી. ધન્ય૦ ૧૦*

---

૧૮. 'અલગી'—હા૦ ૧., ૧૯. ૪. 'નયણે'—હા૦ ૨.

૭

૧. 'મૂઠ'—હા૦ ૨. ૨. 'દુર્બળપણું ટાળિયું'—કા૦ ૩. 'ભૂખનાં દુઃખની ભીડ ભાગી'—કા૦

* આ પછી ફક્ત ગૂ૦ ૨માં (ને કા૦માં) એક પદ વધારે છે (જુઓ શરૂમાં), જે ક્ષેપક છે. અર્થદૃષ્ટિએ પણ વિસંવાદી જ છે.

૮

૧. 'ક્રીધો'—ગૂ૦ ૧.

૨. 'બાળપણા'—ગૂ૦ ૧; 'નાનપણનો'—હા૦ ૧, ૨, ગૂ૦ ૨ ૩. 'હેતથી હળીમળી માન દીધું મને'—કા૦. ૪. 'એમ કરતાં'—ગૂ૦ ૨ ૫. 'કાંતિ ભાસી (શોભે ગૂ૦ ૨) રહી'—હા૦ ૨, ગૂ૦ ૧. ૬. 'ફેરી દ્વારકાં જ લાવ્યો'—ગૂ૦ ૨. ૭. 'કામની જનના કામ હીસે'—ગૂ૦ ૨. ૮. 'કૃષ્ણશું (કૃષ્ણને ગૂ૦ ૨) નીરખવું'—ગૂ૦ ૧ ૯. કા૦માં આ લીટી આમ છે—

'તે થકી સમૃદ્ધિ આ સકલ તેં સાંપડી,
  મટી ગયું આપણું ભાગ્ય માઠું.'

બધી હાથપ્રતોમાં ઉપરની જ લીટી છે. ૧૦. 'ધાડું'—ગૂ૦ ૨; 'સાચું'—હા૦ ૨ ૧૧. ૪. 'સહી'—ગૂ૦ ૧. ૧૨. 'સ્વામીના ગુણ વિસ્તારી'—ગૂ૦ ૨.

* આ આખી ટૂંક (૫મી, ૧૦મી) હા૦ ૨માં પડે છે.

# સ્થાનિક સ્વરાજ

સ્વરાજ શબ્દ તમે ખૂબ વાર સાંભળ્યો ને વાંચ્યો તથા બોલ્યા હશો. સ્વરાજ એટલે આપણું પોતાનું રાજ. આપણા દેશનો રાજકારભાર આપણે પોતે આપણા પ્રતિનિધિઓ ચૂંટીને અને આપણને હિતકર લાગે એ રીતે ચલાવીએ તે સ્વરાજ. આવું રાજ ચલાવવાની શરૂઆત આપણા પોતાના સ્થાનથી કે ગામથી જ શરૂ થાય છે. આખા દેશનું કારભારું કરવાની સાથોસાથ દરેક ગામને પોતાને લગતાં અનેક જાતનાં નાનાંમોટાં કામો હોય છે; જેવાં કે, ગામની સ્વચ્છતા, ગામની સુખાકારી, લોકોની તંદુરસ્તી, અવરજવરનાં સાધનો અને રસ્તા, બાળકોની કેળવણી, માંદાની દવા તથા બરદાસ ચાકરી, સુવાવડ, વગેરે. આ બધાં કામો દરેક સ્થાનને અંગે કરવાનાં હોય છે. તેમને માટે નાણાંની જોગવાઈ કરવી, સાધન-સામગ્રી મેળવવી અને તેને બરોબર જોગવવી તથા વાપરવી, વગેરે કરવું જોઈએ. આ બધું તે તે સ્થાનના લોકો ભેગા મળીને સહકારથી કરે તો જ સરસ થાય. એ કામો પણ લોકો પોતાની ખુશી પ્રમાણે કરે તો તે મારફત તેમને સ્વરાજ ચલાવવાની તાલીમ પણ મળે અને ગામનું કામ પણ ચાલે. તેથી કરીને આ જાતના સ્થાનિક કામને પણ સ્વરાજ કહેવામાં આવે છે, અને દેશના સ્વરાજથી તેને જુદું પાડવા માટે તેને સ્થાનિક સ્વરાજ કહેવામાં આવે છે.

ઘણા પ્રાચીન કાળથી આપણા દેશમાં આવી જાતની વ્યવસ્થા ચાલતી હતી, એમ ઇતિહાસ પરથી જણાય છે. આપણે એ વ્યવસ્થાને ગ્રામપંચાયત કહીએ છીએ. ગામની સુખસગવડ અને બધી તરેહની સુખાકારી સાધવા મથવાની સાથે ગ્રામપંચાયત કામ પણ કરતી. આથી કરીને ન્યાય ચૂકવવાનું કામ આજ જેમ ખૂબ મોંઘું અને થોકબંધ વધી પડ્યું છે, તેવું ત્યારે નહોતું. ગામના પંચ મારફતે જ કજિયા ચૂકવાતા, તેથી તે ઝટ પતતા અને સમન્સ આવે ત્યારે લોકોને તાલુકે આવજા કરવાની ખટપટ પણ નહિ પડતી. ગામના પ્રશ્નો બાબત મોટે ભાગે ગ્રામપંચાયત જ બધું જોઈ લેતી.

આ જાતની વ્યવસ્થા યુરોપમાં યોજનાર રોમન પ્રજા છે. બ્રિટનમાં તેઓ ગયા ત્યાં પણ તેમણે રસ્તા, હોજ, નવાણ, મેદાનો ઇત્યાદિની ગોઠવણો કરી, જેના અવશેષો આજેય મળે છે.

તમે પૂછશો કે, આપણા દેશમાં આજે જિલ્લામાં લોકલ બોર્ડ તથા શહેરોમાં મ્યુનિસિપાલિટીઓ કામ કરે છે તે બધી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ન કહેવાય? બરોબર છે; તે સંસ્થાઓ સ્થાનિક સ્વરાજનું જ કામ કરે છે. અમુક મતાધિકાર ધરાવતા લોકો પોતાના પ્રતિનિધિઓ ચૂંટે છે; તેઓનું લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટી બને છે. તેમનું કામ શું, કામ કરવાને માટે નાણાં ક્યાંથી મળે, કઈ મર્યાદામાં તેમણે કામ કરવું જોઈએ, એ બધી બાબતો નક્કી કરવાને માટે સ્થાનિક સ્વરાજનો કાયદો સરકારે કર્યો છે. તે મુજબ આ સંસ્થાઓના સભ્યોને લોકો ચૂંટે છે; તેઓ પછી લોકોનાં સ્થાનિક કામો કરવાને માટે ગોઠવણ કરે છે.

પરંતુ આમાં આખા જિલ્લાનું એક મંડળ હોય છે. [illegible] ગામનું ગ્રામપંચાયત જેવું મંડળ એ [illegible] હવે સરકારે એને સારુ પણ [illegible] ને ૨૦૦૦ ઉપર વસ્તીનાં ગા[illegible] નીમવી એમ

ઠરાવ્યું છે. આથી કરીને ગામલોકને સ્વરાજની તાલીમ મળી શકશે. જો તેઓ સહકારથી અને સચ્ચાઈથી કામ કરે, તો ગામને અને તેની પ્રજાને ખૂબ લાભ મળે. પણ તેની શરત એ છે કે, લોકોમાં સંપ, પ્રામાણિક બુદ્ધિ, અને સેવાભાવ તથા ન્યાયબુદ્ધિ હોવાં જોઈએ. એ જ ગુણો દ્વારા દેશનું સ્વરાજ પણ ચલાવી શકાય. આ ગુણો કેળવવા માટે સ્થાનિક સ્વરાજ સારી નિશાળ ગણાય. જો પ્રજા સ્વરાજ ચહાતી હોય, એણે આ ગુણો તો કેળવવા જ જોઈએ.

મ૦

# આપણું શરીર

## ૧૧. હૃદયની મજૂરી

ગયા લેખમાં એક ભૂલ ગઈ છે તે પહેલી સુધરાવું. ગર્ભમાં બાળકનું હૃદય બંધ હોય છે એમ તેમાં કહ્યું છે તે બરોબર નથી; ફેફસાં બંધ હોય છે. માતાના નાળ સાથે સંબંધમાં ગર્ભ-હૃદય કામ કરે છે; સામાન્ય હૃદય કરતાં તેની રીતમાં કેટલોક ફેરફાર હોય છે ખરો. અસ્તુ. હવે આગળ ચાલીએ.

છાતીની ડાબી બાજુ ઉપર હાથ મૂકી જુઓ, તો તમને હૃદયના ધબકારા માલૂમ પડશે. આ ધબકારાથી લોહી આખા શરીરમાં ફરે છે. કલ્પના કરો કે, આ ધબકારો એટલું જોર કરે છે કે, તેને લઈને ડાબા રુધિરાશય-માંથી લોહી સેકન્ડે બે ફૂટના વેગથી નીકળે છે; અને શરીરમાં દૂર દૂર પડેલી બારીક કેશવાહિનીઓ સુધી જતાં સુધીમાં, આ જોર ઘટી ઘટીને પૂરું થવાને બદલે ૬૦૦મા ભાગ જેટલું રહે છે, અને ત્યાંથી તે હૃદયની જમણી કર્ણિકામાં પાછું ફરે છે. આ આખી યાત્રા પૂરી કરવા માટે લાગતા સમયની પણ ગણતરી કરવામાં આવી છે કે તેમાં ૧॥ મિનિટ જ લાગે છે! ૧॥ મિનિટમાં લોહી આખા શરીરના અણુ અણુએ પહોંચી વળીને પોતાનું કામ પૂરું કરી પાછું જમણી કર્ણિકામાં આવી જાય છે! પણ આ ઉપરથી એમ નથી સમજવાનું કે, બધું જ લોહી બધે જ શરીરમાં ફરી આવે છે. શહેરની પાણીની ટાંકીનું પાણી છોડે ને શહેરના દૂરમાં દૂર ભાગ સુધી ઘેર ઘેર પહોંચે તેના જેવું તે છે. શહેરની નળીઓ જેમ એક મોટા નળમાંથી ચોગરદમ ફૂટતી શરીરમાં નાની મોટી અસંખ્ય રુધિર-નળીઓ છે, તે બધી થઈને કુલ કેટલી લાંબી થાય છે તેય જાણવું જોઈએ — લગભગ ૧૦ હજાર માઈલ! શરીરની બધી રુધિર-વાહિનીઓ માપી તેમનો સરવાળો કરો તો તેમની કુલ લંબાઈ કાશ્મીરથી કન્યાકુમારી સુધીના અંતરથી પાંચ ગણી થાય! એ બધી આપણા શરીરના નાનકડા ક્ષેત્રમાં ગોઠવાઈને રહી છે; અને તે બધા વિસ્તારમાં હૃદય પોતાના ધબકારાથી ૧॥ મિનિટમાં જીવન-જળ-જળ કરી મૂકે છે!

અને એ ધબકારા તો સતત ચાલ્યા જ કરે છે. તમારા હાથની નાડી જુઓ તો મિનિટે કેટલા ધબકારા થાય છે તે તમે ગણી શકશો. આ ધબકારા મુખ્યત્વે ઉંમર પ્રમાણે ઓછા થતા જાય છે, અને જીવની જોડે જડેલા છે.

| ઉંમર | સંખ્યા * |
|---|---|
| જન્મ વેળા | ૧૨૦ થી ૧૪૦ |
| ૧ વર્ષ | ૧૧૫ થી ૧૩૦ |

* આ સંખ્યાના ૪ થા – ૫ મા ભાગ જેટલી વાર દરેક જણ એક મિનિટમાં શ્વાસ લે છે.

| | |
|---|---|
| ૨ વર્ષ | ૧૦૦ થી ૧૧૫ |
| ૭ મા વર્ષમાં | ૮૫ થી ૯૦ |
| ૧૪ મા ,, | ૮૦ થી ૮૫ |
| પુરુષ | ૭૦ થી ૮૦ |
| વૃદ્ધ | ૬૦ થી ૭૦ |

આ અંદાજી સંખ્યા માનવી સ્વભાવ, ખોરાક, કસરત, દિવસની આબોહવા તથા કયે સમયે જુઓ છો તે, અને એવાં નાનાંમોટાં બીજાં કારણોથી આ સંખ્યામાં વધઘટ થોડીક થાય છે. જેમ કે, દોડીએ ત્યારે હૃદય ખૂબ ફટફટે; પણ અટક્યા કે તે બનતી ઝડપે પાછી પોતાની રવાલે આવી જશે. ઘોડાની પેઠે રવાલે કામ કરતાં કરતાં હૃદયને પોતાના સતત કામમાં આરામ પણ મળતો જાય છે. એક ધબકારા પછી સેકન્ડના કેટલાયમા અંશ જેટલી વેળા મળે છે, તેમાં તે આરામ લઈ લે છે. વળી હૃદયનો આખો ભાગ એકસાથે નથી ધબકતો; તેમાંય એક પ્રકારની તાલગતિ હોય છે; અને તાલગતિથી કામ અને વિશ્રામ ખૂબીભેર વહેંચાઈ જાય છે — એમાં જ સતત થાક પણ મળ્યા કરે છે. જાયક કામ કરનારા લોકોએ હૃદય પાસેથી આ પાઠ શીખવા જેવો છે.

અને આમ તાલથી કામ લેતાં હૃદય રોજ — ૨૪ કલાકમાં કેટલું બધું કામ કરે છે! વિજ્ઞાનીઓએ ગણી કાઢ્યું છે કે, ૧૨૦ ટન વજન જમીનથી એક ફૂટ ઊંચું કરવા જેટલું એ જોર છે! ૧૨૦ ટન — ૨૧૦ ખાંડિયાં, ૬૭૨૦ મણ! આટલું કામ રોજ તે કરે છે ત્યારે આપણે જીવીએ છીએ. એ પરથી વિચાર કરીએ તો, ખરેખર, જીવન એ સંગીતના તાલ સાથે થતી સતત કર્મયાત્રા નથી? કે જેમાં શ્રમ એ જ વિશ્રામ છે ને વિશ્રામ-શ્રમ જોડે જડાયેલાં રહે છે.

મ૦

# એક યુવકના વેવલા મનોરથ

એકવીસ વર્ષના એક નવજુવાનના એક લાંબા પત્રમાંથી નીચેનો ભાગ છે :—

"હું ૨૧ વર્ષનો ઉત્સાહી કુમાર છું. ત્રણ વર્ષથી સંપૂર્ણ ખાદીધારી થયો છું. ગયે વર્ષે મુંબઈ યુનિવર્સિટીની શાળાંત પરીક્ષામાં નિષ્ફળતા સાંપડી છે. હવે આગળ એ 'કેળવણી' લેવા વિચાર નથી.

"મને પ્રથમથી જ સેવાકાર્ય તેમ જ ગુજરાતી સાહિત્ય પ્રત્યે ખાસ આકર્ષણ છે. અને મારો વિચાર સાહિત્ય-સેવા તેમ જ લોકસેવા પાછળ મારું સમગ્ર જીવન વ્યતીત કરવાનો છે.

"યુવાવસ્થામાં પ્રવેશતા દરેકને કંઈક અનન્ય ઉત્સાહ તો જરૂર આવે છે; મને પણ એવો જ ઉત્સાહ આવ્યો હોય. પણ આ ઉત્સાહ ક્ષણિક તો નથી જ, એવો મને અનુભવ થયો છે. અને તેથી જ મારા સાહિત્યપ્રિય સ્વભાવના વિકાસ માટે મારે . . ., કોઈ સેવાસંસ્થામાં દાખલ થઈને મારા જીવનની સાર્થકતા પૂરી કરવી.

"મારા પૂ૦ પિતાજી ઇજનેર છે. હું પણ એ જ કાર્યમાં જોડાઉં એવી એમની ઇચ્છા છે. છતાં મારા વિચારને તેઓ રોકશે નહિ. . "

આવા પ્રકારની ઇચ્છા અને વિચારણા ધરાવતા બીજા અનેક યુવકો દેશમાં હશે. સંદરહુ નવજુવાન અપરિણત છે. સાદા જીવનને તે પસંદ કરનારા છે; અને 'આજના ઉચ્છૃંખલ યુવકોથી તો જરૂર જુદો પડું એમ છું, એટલું સગર્વ' પોતાને માટે જણાવે છે. એમના આખા પત્રમાં પ્રામાણિકતા અને શુભ નિષ્ઠા ભરપૂર જોવા મળે છે.

આવા યુવકને શી સલાહ આપવી? એને કેમ કરીને સમજાવવું કે, તારાં ઉત્સાહ અને નવજુવાની ત્યારે ભણતરમાં — જો તેમાં તું પડ્યો જ તો પછી — કેમ ન જણાયાં? લીધેલા કામમાં — ભણતરમાં કેમ સફળતા ન મળી? 'નિષ્ફળતા સાંપડી છે' —

એવો બેજવાબદાર ઉદ્ગાર શું કામ? એ સાંપડવામાં પોતે જવાબદાર છે, એ તે કેમ કરીને સમજે? ૨૧ વર્ષની ઉંમરે મૅટ્રિક સુધી જ તે કેમ પહોંચ્યો છે?

ઉપલા અવતરણમાં વાચક જોશે કે, 'કેળવણી' શબ્દ લેખકે ખાસ ચિહ્નિત કર્યો છે. કદાચ એમ સૂચવવા કે, સરકારી કેળવણી ત્યાજ્ય છે અને તે હવે લેવી નથી? તો એમાંય પોતે પેલી ખાટી દ્રાક્ષવાળી શિયાળ પેઠે આત્મવંચના તો નથી કરતો, એ પણ તે યુવકે જાતે તપાસવું જોઈએ. આ કે એને મળતા બીજા પ્રકારની ગૌરવાભાસી આત્મવંચના આજકાલના યુવકોમાં બહુ જોવામાં આવે છે, તે ઊંચે ચડાવનારી નથી, એ સમજવાની—સમજાવવાની બહુ જરૂર છે.

અને લોકસેવા તથા સાહિત્યના કયા ખ્યાલો સેવીને પ્રસ્તુત યુવક ઉપરના પત્રમાં વાત કરે છે? લોકસેવાને માટે પણ તાલીમ અને આવડત જોઈએ; એ એક દીક્ષા છે, અને તેને માટે પણ કેળવાવું પડે છે;—આવી કશી સમજણ વગર તો વાત થતી ન હોય, એમ બીક રહે છે. ભણતરમાં ન ફાવેલો માણસ બીજા ક્ષેત્રમાં ન જ ફાવે, એમ નથી. આજે જે ભણતર મળે છે, એને માટે તો એ કહેવું બરોબર છે. બલ્કે ઘણી વાર એ ભણતર ભણનારની કેટલીય આકાંક્ષાઓને વિકૃત અને દેશદ્રોહી તથા સમાજવિરોધી બનાવે છે, એમ પણ અમુક અંશે બતાવી શકાય.

લોકસેવા એ ધંધો નથી, પણ એક ભાવના છે, કે જેને આપણે જે કોઈ ધંધો કરવા માગીએ તે મારફત સેવી શકીએ છીએ. સરકારી નોકર ખરું જોતાં પ્રજાસેવક મનાયો છે. પરંતુ આપણા ગુલામ દેશમાં તે રાજા બને છે; ભારે મોટા પગારો ખાવાની આશા રાખે છે; લાંચરુશવત પણ કોઈ કોઈ તો ખાય છે; અને અમલદાર કે અધિકારી તો સૌ કોઈ બની બેસે છે. આવા વાતાવરણથી જ લોકસેવાના અલગ ધંધા જેવું કાંઈક જે જોવા મળે છે તે મળે છે. તે એક ઇષ્ટાપત્તિ માનવી પડે તે છતાં એ આપત્તિ જ લેખાય. બાકી, વ્યવસ્થિત અને સ્વરાજ-ભોગી સમાજમાં સૌ કોઈ પોતપોતાને સ્થળેથી ને પોતાના કાર્ય દ્વારા લોકસેવા કરતા હોવા જોઈએ. આજના યુવકે આ વસ્તુ સમજીને પોતાનું જીવન વિચારવું ઘટે. કોઈ પ્રામાણિક અને સમાજને માટે આવશ્યક ધંધો કરવામાં કશું ખોટું નથી; પણ તે કરવા તૈયાર થવું જોઈએ; અને તેમાં પોતાની સેવાભાવનાને પ્રત્યક્ષ કરવી જોઈએ. ઇજનેર જો ઇચ્છે તો શું કામ લોકસેવક પણ ન બની શકે? અને સેવકને પણ તેની સેવકાઈનો અધિકાર છે; અને ઇજનેરને મળતો પગાર તેની સેવકાઈ લેખાવો જોઈએ. આજે આપણે એમ નથી લેખી શકતા તેનું કારણ પગારની ઘાતક મોટી રકમ અને તેમાં જોવાતી ખોટી મોટાઈ જ છે. લોકસેવા કરવા ઇચ્છતો મોટો પગારદાર પોતાના સાદા જીવનથી ધન બચાવે તે સેવાનાં કામમાં અર્પણ કરીને એ આજની પરિસ્થિતિમાંથી માર્ગ કાઢી શકે: પણ આજે તો ભણતર બધું જુદું જ શીખવી રહ્યું છે. સદરહુ યુવક પોતાને તેમાંથી બચાવી લેવા બાબત જાગ્રત હોય એમ લાગે છે, તેને માટે તેને મુબારકબાદી ઘટે.

છેવટે રહે છે એમની સાહિત્યસેવાની ઇચ્છા બાબત. સદરહુ યુવક પોતાના સ્વભાવને 'સાહિત્યપ્રિય' જણાવે છે. એટલે શું? તે આજકાલના લઘુ-નવલ-કથાઓમાં જોવા મળતા કલ્પનાતરંગો અને ઢંગધડા વગરના તુક્કાઓ ઉડાડી શકે એવી બુદ્ધિવાળા છે એમ? તો એમણે પોતાની સાહિત્યની વ્યાખ્યાઓ પણ ફેરવવી ઘટે. આ પ્રસંગે મને એક હાઈસ્કૂલના છોકરાઓનું સાહિત્ય-મંડળ યાદ આવે છે. તેઓ હસ્ત-લિખિત ચલાવે છે. તે મને દેખાડ્યું. તેમાં કાવ્યો ને કથાઓ મોટે ભાગે જોવા મળ્યાં. જેમાં કસણી અને બુદ્ધિની કસરત જોઈએ એવા લેખો ન મળે. ન મળે વિજ્ઞાન, ન મળે ઇતિહાસભૂગોળ, ન મળે અન્ય અનેક વિષયો. તે છોકરાઓનાં કાવ્યકથાઓમાં પણ ચાલુના નકલીવેડા જ લાગ્યા. આ પ્રકારની અતિશયતાને યુવક માનસનો રોગ લેખવો જોઈએ; એટલે હું તો એનો ઇલાજ સમાજે શોધવા ઝટ કરવું જોઈએ એમ કહું. યુવકના આવા મનોરથો જીવનની અસ્થિરતા અને વેવલાપણું જ સૂચવે છે. એમની શક્તિ એ રીતે સંઘરાશે નહિ. પ્રત્યક્ષ મજૂરીનાં જાહેર સેવાકાર્યોમાં આજે તો તે રેડાય, તો જ કેળવણીનો અને યુવકોનો ઓધારો છે, એમ ચોક્કસ કહેવું જોઈએ.

૩૧-૫-'૪૨ મગનભાઈ દેસાઈ

# નવું વાચન

**મોતીભાઈ અમીન—જીવન અને કાર્ય:** લેખક: પુરુષોત્તમ છગનલાલ શાહ. પ્રકાશક: મંત્રીઓ, મોતીભાઈ અમીન સ્મારક સમિતિ, આણંદ. પા. ૩૦ + ૬૬૪. કિ. ૨–૮–૦

ગુજરાતની (ખાસ કરીને વડોદરા રાજ્યની) આજની ભણેલી પ્રૌઢ પેઢીને ઘડનારાં અનેકમાં મૂંગામાં મૂંગું છતાં સચોટ એક બળ તે સ્વ. મોતીભાઈ અમીન. એમનું એ કામ આ જીવનચરિતથી એને છાજે એવી કદર પામ્યું છે. એ જોઈ સૌ તેમની સ્મારક સમિતિને ધન્યવાદ આપશે ને તેનો આભાર માનશે. જીવનચરિત-સાહિત્ય ઇતિહાસ રચવા માટે સધ્ધર સાધન હોય છે. ગુજરાતના અર્વાચીન સૈકાનો (૧૮૩૭ પછીનો) ઇતિહાસ ઘડનાર ફરિયાદ કરી શકે કે, આપણે લોકોએ આપણા નાના મોટા સેવકોની હકીકત સંઘરવા સારુ પૂરતી કાળજી કે ચીવટ રાખી નથી. એ દૃષ્ટિએ આ ગ્રંથ કેવો કીમતી ગણાય? મોતીભાઈ 'સાહેબ' ૧૮૭૩માં જન્મ્યા. ત્યારના કાળનો અમુક ખ્યાલ આ સેવામય વ્યક્તિના જીવનમાંથી ઇતિહાસકાર પામી શકે.

ગ્રંથના પાત્ર વિષે કહેવાનું બાકી નથી; 'ગુજરાતના મોતી'ની કદર સૌએ ભરી ભરીને કરી છે. આ ગ્રંથ વિષે બે શબ્દ કહેવા જોઈએ. મોટો ગ્રંથ જોઈ કોઈ વાચક ભડકે નહિ, કેમ કે બોસ્વેલની ઢબે કામ કરતાં ઢગબંધ સાહિત્ય એકઠું કરી, તેમાંથી જોઈતું વીણી લઈ, લેખકે અતિ પ્રવાહી શૈલીએ આ ગ્રંથ લખ્યો છે. તેનું હકીકતો અને ભાવોથી ભરેલું વર્ણન વાંચતાં પાનાં ઝટ ઝટ ઊકલતાં જશે, અને એમાંથી સ્વ. 'સાહેબ'ની મૂર્તિ સહેજે મન પર આલેખાતી જશે. આ દૃષ્ટિએ લેખકનો આ પહેલો પ્રયાસ ભારે સફળ ને સ્તુત્ય છે; તેનું છૂપું કારણ તો એ છે કે, લેખક પોતાના ગ્રંથના પાત્રના ભક્ત-શિષ્ય છે. તેથી ગ્રંથમાં વાચક તેના પાત્રની સ્વતંત્ર મુલવણી કે ચર્ચાત્મક વિવેચન નહિ જોવા પામે. તેમાં શરૂમાં મેં કહી તે પ્રકારની વ્યાપક ઇતિહાસદૃષ્ટિ પણ જોવા મળતી નથી. પરંતુ તે આ ગ્રંથની ટીકા નથી, કારણ કે આ ગ્રંથને તૈયાર કરવા પાછળ તેવો ઉદ્દેશ નહોતો.

સ્મારક સમિતિએ, માફક જ નહિ પડતર કરતાંય કદાચ ઓછી કિંમતે, આવડો મોટો ને સુંદર ગ્રંથ, સરસ છપાઈ અને ઉત્તમ સજાવટ સાથે આપ્યો તે માટે તે અને લેખક બેઉ ધન્યવાદને પાત્ર છે. ગુજરાતમાં દરેક પુસ્તકાલયે પુસ્તકોએ જ ઘડેલી ને તેના જ આશક સમી આ સેવામૂર્તિનો જીવનગ્રંથ સંઘરવો જોઈએ. જુવાનિયા તે વાંચી તેમાંથી ખંત, ચારિત્ર્યની નિખાલસ નિર્મળતા અને સેવાનો મંત્ર પામે. સેવકો તેમાંથી સેવા માટે જરૂરી એવી સૂક્ષ્મ કાર્યદક્ષતા, ચીવટ, ખંત, અથાક શ્રમ, પારદર્શક પ્રામાણિકતા અને હેતુમત્તા, તથા અજાત-શત્રુ મૃદુતા નિહાળે. શિક્ષકો તેમાંથી પોતાના ધંધાને શોભાવનાર એક સામાન્ય જ ગણાય એવા માણસની પણ પ્રતિભા કેમ શોભી, તે જોઈ ધૈર્ય ધરે ને પોતાના કામમાં ગૌરવ લાવે. સરકારી નોકરો, ખુશામત કે લાગવગ નહિ પણ નિર્મળ કામ ને નોકરીથી, કેટલે ઊંચે સુધી ચડી શકાય છે તે જોઈ, આજે નોકરીમાં જે અધમ વસ્તુઓ ઘૂસી ગઈ છે તે કાઢે, ને છતાં પોતાનો ઊંચામાં ઊંચો લાભ સાધી શકાય એ રીતે.

**સ્વામી રામતીર્થ**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બહાર પડેલી 'સ્વામી રામતીર્થની જીવનકથા' પરથી ટૂંકાવેલી આ કથાના સંયોજક સદ્ રત્નેશ્વર વકીલ છે. પ્રકાશક: રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ, પાન ૨૮.

હિંદની આધ્યાત્મિક કીર્તિ અમેરિકા સુધી લઈ જનારા બે ભારતપુત્ર, એક સ્વામી વિવેકાનંદ અને બીજા રામતીર્થ. બેઉ જણ શંકરાચાર્ય પેઠે ભર જુવાનીમાં ગયા. પરંતુ કામ તો ભરચક કરતા ગયા. આ બે જણે આ સૈકાની શરૂની વીસીના અનેક હિંદીઓને, અંગ્રેજી ભણતરના અર્ધદગ્ધ બુદ્ધિવાદી કેફથી અનાત્મવાદી, નાસ્તિક કે શૂન્યવાદી થતા કે થયેલા બચાવ્યા છે. આ નાનકડી ચોપડી એવા પુરુષના જીવનમાં રસ લગાડવા માટે છે. આજના વિદ્યાર્થીઓએ વધુ નહિ તો આ બે મહાપુરુષોનો સાદો પરિચય પણ મેળવવો જોઈએ; તેમાં આ પુસ્તિકા મદદ કરી શકે.

**રણમલ્લછંદ અને તેનો સમય:** મૌલવી અબુજફર નદવી, ગુ૦ વ૦ સોસાયટી, અમદાવાદ. પા. ૨૦; કિં. ૦–૪–૦

ગુ. વ. સો. ના સંશોધન વિભાગ તરફથી આ ચોપાનિયું બહાર પડ્યું છે. માત્ર નામ સાંભળીને માનેલું કે, તે કાંઈક જબરો ઐતિહાસિક ગ્રંથ હશે, અને 'છંદ' પરથી કલ્પેલું કે, તે શું છંદશાસ્ત્ર અંગે કાંઈક હશે? પુસ્તિકા વાંચી ગયે લાગ્યું કે, તે ભૂલ જ હતી. સંશોધન માસિકમાં લેખરૂપે ખપે એવો ને જેવડો એક નાનો અભ્યાસ જ આ છે.

શ્રીધર નામના મધ્યયુગીન એક કવિના 'રણમલ્લછંદ' નામના કાવ્યના સમયના મુસલમાન સૂબાઓ વિષેની ઐતિહાસિક ટૂંક નોંધ આ છે.

ગુજરાતના મુસલમાન સૂબાઓ "સાથે ઈડરના રણમલ્લ રાજાએ જે વિજયો પ્રાપ્ત કરેલા, તે બધાનું વર્ણન 'રણમલ્લછંદ'માં કરવામાં આવ્યું છે." ફારસી

સાધનો તપાસી લેખક કહે છે કે, 'આશ્ચર્ય'ની વાત છે કે ઇસ્લામી ઇતિહાસમાં એ વિષેનું કશું વર્ણન નથી.' અને સદરહુ કાવ્યમાં કશું ન મળ્યાનો આ પ્રકારનો ઉલ્લેખ આ છૂટક નોંધો જેવા લાગતા ચોપાનિયામાં બેચાર જગાએ કાવ્યની બેચાર પ્રસ્તુત વાતોને અંગે છે. અને એ ઉપરાંત આ કાવ્ય વિષે વધુ હકીકત કાંઈ નથી આપી. તેને બદલે આ કાળના મુસલમાન સૂબા તથા દિલ્હીપતિના ઇતિહાસનું જ ટૂંક વર્ણન આપી, સદરહુ કાવ્યના સમયની કેટલીક ઐતિહાસિક માહિતી આમાં આપી છે. તે રીતે જોતાં ચોપાનિયાનું નામ જરા ભ્રામક પણ ન ગણાય ?

મૂળ કાવ્યનું આમેય મારું અજ્ઞાન, તેમાં આ ચોપાનિયું બહુ સુધારો નથી કરતું. જો ચોપડીરૂપે આ લેખ પ્રસિદ્ધ થયો તો તેની સાથે તે કાવ્યનો વિશેષ પરિચય પણ અપાત, તો સામાન્ય વાચકને આશીર્વાદરૂપ થાત. અને જરા વિશેષ લંબાણે ને વિગતે તથા પ્રકરણવાર જો આ (૧૪મા) સૈકાનો ઇતિહાસ આલેખાયો હોત તો સ્વતંત્ર રૂપેય સારું થાત

'ઝબરદસ્ત', 'કાસિદ', 'કતલના બારામાં', 'ખેર' જેવા પ્રયોગો લેખકના ફારસી-જ્ઞાનની અસરથી અનુવાદમાં રહી ગયા મનાય.

**તા. ક.** ઉપરનું લખ્યા પછી, કુતૂહલવશ થઈ, મૂળ કાવ્ય જોવા મેળવ્યું. જોયું કે તે ૭૦ ટૂંકનું નાનું કાવ્ય છે. ગૂ. વ. સો.એ જ તે સ્વ. દી. બ. ધ્રુવ પાસે સંપાદન કરાવી પ્રસિદ્ધ કર્યું છે–'પ્રાચીન ગુર્જર કાવ્ય.' અને તે વિદ્વાને પોતાની રીત પ્રમાણે તેની પ્રસ્તાવનામાં ઐતિહાસિક ચર્ચા પણ કરી છે. સદરહુ ચોપાનિયામાં એનો ઘટતો ઉલ્લેખ કે ઉપયોગ થયો લાગતો નથી. બલ્કે મહત્ત્વની કેટલીક બાબતોમાં એવો ફેરફાર મળે છે કે જે વાંચી સામાન્ય વાચક મૂંઝાય જ. પણ નવાઈ તો એ ગણાય કે, આ લેખમાં એ ફેરફારોની નોંધ કે ચર્ચા યા નિરસન કશું જ જોવા મળતું નથી. સ્વ. ધ્રુવ કહે છે કે, રણમલ્લને અને ઝફરખાનને ઈ. સ. ૧૩૯૮માં યુદ્ધ થયું તે 'રણમલ્લછંદ'માં વર્ણવ્યું છે.[1] આ ચોપાનિયામાં કહેવામાં આવ્યું છે કે, (પા. ૧૦, ફકરો ૫) "રણમલ્લછંદના કાવ્યમાં જે મલિક મુફર્રહ સુલતાનીનું વર્ણન કરવામાં આવ્યું છે. તે આ જ છે. ए ज लडाई माटे आ काव्य लखवामां आवेल छे." . . . અને પા. ૧૫, ફકરા ૫માં જણાવ્યું છે કે, "આશ્ચર્યની વાત છે કે ઇસ્લામી ઇતિહાસમાં એ વિષેનું કશું વર્ણન નથી. . . . 'રણમલ્લછંદ'ના લેખકે લડાઈનું વર્ણન તો બરાબર કર્યું છે, પણ કયા વર્ષમાં . . . તે બતાવ્યું નથી. વસ્તુસ્થિતિનો પૂરેપૂરો વિચાર કરતાં તે યુદ્ધ ઈ. સ. ૧૩૯૦ (હિ. સ. ૭૯૩)માં થયાની અટકળ બાંધી શકાય. આ વખતે મલિક મુફર્રહના રાજ્ય-અમલની છેલ્લી ઘડીઓ ગણાઈ રહી હતી."

વળી (પા. ૫, ફકરો ૫) જણાવ્યું છે કે, "ઝફરખાનને દિલ્હી હાજર થવાનો હુકમ મોકલ્યો. ઈ. સ. ૧૩૭૮માં તે દિલ્હી પહોંચ્યો. 'રણમલ્લછંદ'ના લેખક શ્રીધરે આ જ ઝફરખાનને હાર આપ્યાની વાત જણાવી છે. ઇસ્લામી ઇતિહાસમાં તેને ક્યાંયે ટેકો મળતો નથી. ઠેઠ દક્ષિણના લોકો જે માણસની ધાકથી ડરતા રહેતા હતા, તે ઈડરના રાજાથી હારી જાય એ વાત સ્વીકાર્યા પહેલાં વિચારવા જેવી છે !" (એટલે 'રણમલ્લછંદ' ખોટું કરે ?)

અને (પા. ૧૮, ફકરો ૮) વળી જણાવ્યું છે કે, 'આ કાવ્યમાં સૌથી છેલ્લું નામ ઝફરખાનનું આવે છે. પણ તે કયા ઝફરખાનનું નામ છે તે બરાબર કળી શકાતું નથી. . . . અલબત્ત, એક ત્રીજો ઝફરખાન છે, કે જેણે મલિક મુફર્રહ સાથે લડાઈ લડી (ક્યારે તે નથી લખ્યું.) અને ગુજરાતની સલ્તનતનો પાયો નાખ્યો. .'

આવી જ એક બીજી બાબત છે, જે વિષે આ ચોપાનિયું કાંઈ કહેતું નથી. સ્વ. ધ્રુવ કાવ્યના સંસ્કૃત પૂર્વાલાપની પાંચમી આર્યામાં તૈમૂરનો ઉલ્લેખ બતાવે છે:–

'शकशल्ये रणमल्ले ममतुल्ये तिमिर लिंगे यत्।'

અને ઝફરખાન ઈડર ઉપર ગયો તે જ વખતે 'તાતંરી વિજેતા તૈમૂર એકાએક દાવાનળની પેઠે આવી દિલ્હી બાળી . . . સ્વદેશ પાછો વળી ગયો હતો. પરાભવ પામેલો લોદી (?) બાદશાહ પાણીપતના મેદાનમાંથી પલાયન કરી ગયો હતો; અને તખ્ત ખાલી રહ્યું હતું. આ સંજોગોનો લાભ લેવાનું તકાવતો ખાન રણમલ્લ સાથે સુલેહ કરી પાટણ પાછો ફર્યો.' અને સ્વ. ધ્રુવ પછી કહે છે કે, એ જ ખાન ત્રણ વર્ષ બાદ સ્વતંત્ર બની સુલતાન મુઝફ્ફરશાહ થયો. પ્રસ્તુત ચોપાનિયું તૈમૂર વિષે વાત કરતું નથી, અને ધ્રુવના મતે જે ઝફરખાન રણમલ્લ જોડે લડ્યો ને આ કાવ્ય નીપજ્યું, તેને વિષે પૂરી સાશંકતા જ બતાવી છે.

આ અને આવી અનેક બાબતો મનમાં ઊઠતાં ચોપાનિયાના વાચનની છાપ અપ્રસન્ન બની જાય છે. આ બાબતો કોઈ પ્રાચીન ગુજરાતીના કે ઇતિહાસના જાણકાર યા સંશોધક તરીકે નથી લખી, કેમ કે એમાંનો એકે હું નથી. પણ એક વિદ્યાર્થી તરીકે આ વાંચતાં જે અસર થઈ તે એક સવાલરૂપે પૂછી છે. આ ચોપાનિયું સ્વતંત્ર ચોપડી-આકારને લાયક તો નથી જ એમ કહેવું જોઈએ.

૧. શ્રી મુનશી અને ઝવેરીના સાહિત્યના ઇતિહાસોમાં (કદાચ સ્વ. ધ્રુવને અનુસરી) આ જ તારીખ ને બીના અપાઈ છે. શ્રી કે. કા. શાસ્ત્રીના 'આપણા કવિઓ – ૧'માં આ ચોપાનિયાને અનુસરવામાં આવ્યું છે પરંતુ ચોપાનિયાની સંશયતાને બદલે ત્યાં કાંઈક નિશ્ચયાત્મકતા જોવા મળે છે.

લડાઈને કારણે યુનિવર્સિટીની આર્થિક દશા ચાલુ વર્ષે કથળવા જેવી નથી લાગતી.

આ પરથી મને વિલાયતની પબ્લિક સ્કૂલોની હમણાં બહાર પડેલી ખબર યાદ આવી. યુદ્ધવેરાઓને લઈને આ શાળાઓની આવક એવી ઘટી ગઈ કે, અમીરોના છોકરાની જ તે શાળાઓને મદદને માટે સરકારને શરણે જવું પડ્યું; એટલે સરકારે એ શરત સ્વીકારાવી કે, ગરીબ તથા મધ્યમ વર્ગના લાયક છોકરા પણ તમારે માગી લેવા પડશે, કેમ કે પ્રજાનાં નાણાં નહિ તો આપી ન શકાય. લડાઈના કાળમાં આ રીતે, વર્ગાવર્ગીની અદેખાઈ કે ચડસાચડસી ઓછી થાય, એ ફાયદો ગણાય. એટલે, કેટલાક સમાજવાદી કેળવણીકારો જે ક્યારથી માગતા હતા તે ફેરફાર લડાઈએ કરાવ્યો! પણ 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના'—યુદ્ધ બાદ કેવું થાય છે તે જોવાનું રહ્યું.

વિલાયતમાં આમ ચાલે છે ત્યારે આપણે ત્યાં શું છે? પબ્લિક સ્કૂલ—એટલે કે ધનિક અને અમલદાર વર્ગોનાં છોકરાં માટેની અંગ્રેજી શાળાઓ—આપણે ત્યાં વધતી જાય છે. ભારે ફી લેવાય છે અને ખર્ચાળ રહેણીકરણી ત્યાં કેળવાય છે, તથા વરણાગીના ચટકા, સારી આદતોને નામે; વખાણ પામે છે. અને એ જ લોકો પછી પરદેશી રાજની જરૂર અને કિંમત ગાય છે! યુદ્ધની અસર મુંબઈ યુનિવર્સિટીના બજેટ જેમ આ ઊંધા રાહ પર પણ નથી થતી, અને બધું મજામાં ચાલે છે, ને આપણે માનીએ છીએ કે, અમે કેળવણી લઈએ છીએ!

## સ્વ. મણિલાલ ઇચ્છારામ દેસાઈ

સ્વ. સાક્ષરશ્રી ઇચ્છારામ સૂર્યરામના પુત્ર અને એમની સ્થાપેલી 'ગુજરાતી' પ્રેસ સંસ્થાના વારસ શ્રી. મણિલાલ દેસાઈ ગયે મહિને મુંબઈમાં દેવલોક પામ્યા. શ્રી. મણિલાલ ગુજરાતના પત્રકારોમાં જાણીતા એક હતા. ગઈ પેઢીના એક આગેવાન સામાહિક—મુંબઈ 'ગુજરાતી'—ના તે સંચાલક હતા. ગુજરાતે પત્રકાર પરિષદના પ્રમુખ ચૂંટીને તેમનાં કામ અને શક્તિની કદર કરી હતી. આપણી એક જૂનામાં જૂની પ્રકાશન-સંસ્થાના સંચાલક તરીકે ગુજરાત એમને યાદ કરશે. પ્રભુ એમને શાંતિ આપો.

## પ્રગતિશીલ હો તો—

અમદાવાદ શહેરમાં, અને કાંઈક બહાર પણ, બે નિમણૂકો અંગે તાજેતરમાં સારી પેઠે ઊહાપોહ થયો. એક મ્યુનિસિપાલિટીના નવા ચીફ ઑફિસરની, અને બીજી શેઠ લા. દ. કૉલેજના પ્રિન્સિપાલની. પ્રાથમિક દશાના લોકમાનસને ચલીવટી વસ્તુ શિક્ષણના કરતાં વધારે ગૌરવ અને માન પાત્ર લાગે એ ન્યાયે, પહેલી બાબતમાં ખૂબ ગરમાગરમી થઈ. તેટલું કશું બીજીને માટે ન થયું, એ લોકશાહીના સાચા પાયાનું અજ્ઞાન જ ગણાય.

બેઉ બાબતમાં ચર્ચાનો એમુદ્દો એક હોય એમ લાગ્યું કે, આ પદ પર ગુજરાતી હોવો જોઈએ; અને આજે ફૂંકાતા પ્રાંતીય અસ્મિતાના વાયરે એમાં જોર પૂર્યું. પહેલી નિમણૂક બાબત અહીં ચર્ચવાની હોય નહિ; બીજી બાબત ચર્ચવી ઘટે; અને તેમાં શરૂમાં જ કહી દઉં કે, વિદ્યાક્ષેત્રમાં તો સંકુચિત પ્રાંતીયતા કે દેશીયતા ન હોય; વિદ્યા તો શુદ્ધ માનવ કલ્યાણનો કે શ્રેયનો અને પ્રગતિનો વિચાર કરીને ચાલે. એટલે પ્રાંતીયતાને નાતે પ્રિન્સિપાલની બાબતમાં કાંઈ કહેવાનું હોય નહિ. પણ એક બીજી બાબત છે.

શિક્ષણમાં માધ્યમનો પ્રશ્ન આજ આખા તેના સુધારામાં કેન્દ્રે વર્તે છે. બધી જ કક્ષાઓમાં માધ્યમ સ્વભાષા જ હોવી જોઈએ એ સર્વમાન્ય સિદ્ધાંત છે. પ્રગતિશીલ લોકોએ તેનો અમલ શરૂ કરવો જોઈએ; કાંઈ નહિ તો તેનો અમલ નજીકમાં કરવાનો છે એ તેમના કાર્યનું તાત્કાલિક ને અસરકારક ધ્યેય બનવું જોઈએ. અમદાવાદ કેળવણી મંડળ, કે જે આ કૉલેજ ચલાવે છે, તેનો દાવો મોટો છે; તેઓ સાંગોપાંગ સાચી કેળવણી રચવાનો ઇરાદો સેવે છે. તો તેમણે પોતાની કૉલેજમાં માણસો સંઘરતા અગાઉ, બીજું કાંઈ નહિ તો આટલું તો વિચારવું જોઈએ કે, નવો લેવાનાર માણસ ઉપરને ધોરણે પ્રગતિશીલ છે? તે આપણી ભાષા યા રાષ્ટ્રભાષા જાણે છે? યા બનતી ત્વરાએ એ જાણી લઈ, તે દ્વારા પોતાનું શિક્ષણકામ કરવા માટે મથનાર અભ્યાસી છે? નવું નીપજતું સ્વાભિમાની ને સ્વતંત્ર રાષ્ટ્ર તે ચાહે છે? ને તેમાં પોતા થકીનો ફાળો કૉલેજ દ્વારા આપવા તે મથશે? કે જૂની કીર્તિને જોરે જ તે સંઘરાય છે? અમદાવાદ કેળવણી મંડળ જો ગતાનુગતિક ચીલેચલુ કામ કરી સોંઘી કીર્તિ જ કમાવા માગતું હોય, તો તો કાંઈ કહેવાપણું ન હોય. ઉપરનો વિચાર પ્રગતિશીલ સુધારક કેળવણી મંડળ માટે છે. મ.

Reg. No. B. 4343

# સાહિત્ય માટે સોનાનું ચલણ

અર્થશાસ્ત્રનો એક સિદ્ધાંત છે કે, ચલણમાં નાણું જેટલું વધે તેટલું તેનું મૂલ્ય ઘટે. શબ્દ એ સાહિત્યનું ચલણી નાણું છે. અને લેખકો છાપખાનાંને લીધે તે નાણાંમાં ગમે તેટલો વધારો કરી શકે છે. અગાઉ સાહિત્યમાં સોનાના ચલણને મળતી કોઈક વસ્તુ હતી. લહિયાઓ રોકી તેમની પાસે હાથે લખેલા પુસ્તકની નકલો કરાવવાનું કામ ભારે ખરચાળ હતું; અને તેથી લેખકોને પોતાના વિચારો શબ્દોના બળતા તણખાઓમાં ઠાંસીને ભરવા પડતા. ધાર્મિક ગ્રંથો કેટલા બધા અર્થઘન હોય છે! પૂર્વ તરફનો ફિલસૂફ પોતાનું જ્ઞાનસર્વસ્વ એક નાનકડી સૂત્રાવલિમાં ભરી દઈ વ્યક્ત કરી શકતો. કપિલ, પતંજલિ કે લાઓત્સેનાં સૂત્રોનો વરસો સુધી નિદિધ્યાસ કરે તોય માણસ તેના રહસ્યને ભાગ્યે જ પામી શકે છે. ખરેખર, જો કોઈ માણસ તેમાંનું એક સૂત્ર પણ પૂરેપૂરું આત્મસાત કરી શકે, તો તેનામાં પોતાની સ્વતંત્ર ફિલસૂફીઓ રચવાની શક્તિ આવે. જેની અર્થઘનતાની શક્તિ પ્રાચીન ઋષિઓને તોલે આવે એવો એક બ્લેક જ આધુનિક જમાનાનો કવિ થઈ ગયો. તે પોતાનાં કાવ્યો જાતે લખતો એટલું જ નહિ, પણ નકશી, ચિત્ર, રંગ વગેરેથી તેને શણગારી પોતે જ તે છાપીને પ્રસિદ્ધ કરતો. શબ્દોની અતિવિપુલતાથી સાહિત્યને એટલું નુકસાન પહોંચ્યું છે કે, સોનાના ચલણ ઉપર આવીએ તો જ તે ઊગરી શકે. સાહિત્યના ચલણમાં આવી રીતે ઘટાડો કરવામાં આવે તો અનેક લોકોનો વૃત્તિચ્છેદ થશે ખરો; પણ આવા બલિદાન કે ત્યાગ દ્વારા જ સાહિત્યનો ઉદ્ધાર થઈ શકશે. . . . . .

દરેક લેખક પોતે જ પોતાની કૃતિનો મુદ્રક તેમ જ પ્રકાશક થાય એવો આગ્રહ રખાવો જોઈએ. એટલે જેની પાસે સાચી પ્રતિભા છે અને બોલ્યા વિના જેનાથી રહી શકાતું નથી — જીવવું વસમું લાગે છે, એવો પુરુષાર્થી માણસ જ આવી આકરી કસોટીમાંથી પાર ઊતરશે. તેને ઓછામાં ઓછા શબ્દોમાં વધારેમાં વધારે અર્થ ભરવો પડશે. અને એમ થાય ત્યારે ઓરડાનું રાચરચીલું, પાત્રોનો પહેરવેશ, તેમના શરીરનું સૌંદર્ય અને હાવભાવ, તેમની પીગંડાવસ્થાની ચેષ્ટાઓ તથા પ્રેમકિસ્સાઓનું વર્ણન કરી, ભાવનાનું છેલ્લું ટીપું નિચોવી દેતી અને ક્યાંય પણ જેનો છેડો આવતો નથી એવી નવલકથાઓ આપણે નહિ વાંચવી પડે.

અલબત, આ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો સાહિત્યસર્જન કરીને ભાગ્યે જ કોઈ પોતાનું ગુજરાન ચલાવી શકે. પણ કોઈ પણ વ્યક્તિ સાહિત્યને પોતાની આજીવિકાનું સાધન બનાવે એ જ યોગ્ય છે, ખરું? આજીવિકા માટે તો બીજો કોઈ ધંધાનો આશ્રય લઈ પોતાની કળાને સંપૂર્ણપણે સ્વાર્થનિરપેક્ષ બનાવે એ વધારે સારું નથી લાગતું શું? પ્રાચીન કાળના એક ઋષિએ અનાસક્તિની આખી ફિલસૂફી એક જ વાક્યમાં વ્યક્ત કરી છે: कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । मा कर्म फल हेतु र्भूः । જો તમે કીર્તિ, બડાઈનો પ્રસાર કે પોતાની કૃતિમાંથી મળતી આવકનો વિચાર કરતા થાઓ તો અનાસક્ત વૃત્તિમાંથી તમે ભ્રષ્ટ થવાના જ. પછી તમે જે કંઈ કરો તે તમારી અને તમારા પ્રભુની વચ્ચેના મૂક સંવાદરૂપે નહિ રહે. તેમાં બીજાની ખુશામત કરવાનો, તેમને મોહની જાળમાં ફસાવવાનો પ્રયત્ન હશે. અને તમે સત્ય, શિવ અને સુંદરથી ચ્યુત થઈ અવળે રસ્તે ફંટાશો. . . . . .

પણ હું કંઈ કહું તેથી સાહિત્યના ચલણમાં ઘટાડો થશે એવી મને મુદ્દલે આશા નથી. નિયતિની અનિવાર્યતાને પરિણામે જ એ તો બનવાનું છે. સો વરસની અંદર કાગળ બનાવવા માટેનાં જંગલો કપાઈને ખલાસ થશે, અને બહુ જ કીમતી વિચારો સિવાય બીજા કશા માટે કાગળ વાપરી શકાશે નહિ. આપણે ફરી પાછા સાહિત્યમાં સુવર્ણચલણની પદ્ધતિ ઉપર આવીશું; અને યોગદર્શનકાર ભગવાન પતંજલિ વિદ્યાપીઠોમાં સૌથી આદરણીય તત્ત્વજ્ઞ ગણાશે; અને જેમાં અર્થ અને ભાવનાનાં ઉત્કટતા અને ગાંભીર્ય હશે એવું જ સાહિત્ય પ્રસિદ્ધ કરવામાં આવશે.

એ. ઈ. (જ્યૉર્જ રસેલ).

('ધ લિવિંગ ટૉર્ચ')

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાળદાસ પટેલ
નગીનદાસ પારેખ
મણિભાઈ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)





અંક ૧૧

નવજીવન, અમદાવાદ ૧૯૪૨

# શિક્ષણ અને સાહિત્ય

ઑગસ્ટ, ૧૯૪૨

અંક ૧૧

## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાશે.

દર માસના પહેલા અઠવાડિયાનો અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં, ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતી છે.

સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોએ પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

મુંબઈના ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની મુંબઈ શાખા (130, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

પોસ્ટલ ઑર્ડર ક્રૉસ ન કરવા વિનંતી છે.

**લવાજમના દર**

| દેશમાં | પરદેશમાં | બ્રહ્મદેશમાં |
| --- | --- | --- |
| રૂ. ૨-૦-૦ | શિ. પાંચ | રૂ. ૨-૮-૦ |

છૂટક નકલ, ચાર આના.

વ્યવસ્થાપક,
શિક્ષણ અને સાહિત્ય
નવજીવન કાર્યાલય,
પો. બૉક્સ ૧૦૫, અમદાવાદ

### નવાં પુસ્તકો

હિંદુ જીવનદર્શન કિં. ૦-૧૦-૦; પોસ્ટેજ ૦-૨-૦. સર્વોદયની જીવનકળા કિં. ૨-૦-૦; પોસ્ટેજ ૦-૪-૦. મનુષ્યની સર્વાંગી કેળવણી અનુ. ગોપાળદાસ પટેલ. કિં. ૦-૧૨-૦; પોસ્ટેજ ૦-૩-૦. સ્વરાજ્યશાસ્ત્ર કિં. ૦-૬-૦; પોસ્ટેજ ૦-૧-૬. ખેડૂતનો શિકારી (જુગતરામ દવે) કિં. ૦-૪-૦; પોસ્ટેજ ૦-૧-૬. સુદામાજીના કેદારા (નરસિંહ મહેતાકૃત) કિં. ૦-૧-૬; પોસ્ટેજ ૦-૧-૦. ઉર્દૂ લિપિ શિક્ષિકા કિં. ૦-૬-૦; પોસ્ટેજ ૦-૧-૦.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૩–અંક ૧૧ ] અમદાવાદ [ ઑગસ્ટ, ૧૯૪૯

## કેળવણીનું દર્શન*

આચાર્ય જેકસની ખ્યાતિ મેં સાંભળી હતી, પણ એમનું કોઈ લખાણ વાંચ્યું નહોતું. "શિક્ષણ અને સાહિત્ય"ના એક અંકમાં "ફુરસદનું શાસ્ત્ર અને કળા" નામના, આ પુસ્તકના એક પ્રકરણનો અનુવાદ મારા વાંચવામાં આવ્યો અને તે મને વિચારપ્રેરક લાગ્યો અને ગમ્યો. આથી એ લેખકની વધારે પ્રસાદી આપવાની મેં તંત્રીને વિનંતિ કરી. જવાબમાં તેમણે જણાવ્યું કે, આચાર્ય જેકસનાં બે પુસ્તકોનો અનુવાદ શ્રી. ગોપાળદાસ તૈયાર કરી જ રહ્યા હતા. તે પૈકી એક પુસ્તક "સર્વોદયની જીવનકળા" અને બીજું આ. આ વિનંતિને પરિણામે આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવાની ફરજ પણ મારી ઉપર જ નાંખવામાં આવી.

આ પુસ્તકનો વિષય 'કેળવણી'નો છે, છતાં તે શિક્ષકો માટે જ યોજાયેલું કોઈ પાઠ્ય-પુસ્તક છે એમ સમજવાનું નથી. જેટલું તે અધ્યાપકો માટે છે, તેટલું જ, બલ્કે વધારે, સામાન્ય માણસો માટે છે. કારણ કે, એમના મત પ્રમાણે, "કેળવણી એટલે ધંધાદારી વૈતરાઓ દ્વારા ચલાવાતી, તથા જેનો નીરસ ગણ-ગણાટ શાળા-કૉલેજોની દીવાલોની અંદર ચાલ્યા કરે છે, તે પ્રવૃત્તિ" નથી, પણ "આખા સમાજે આદરવાની એક મુખ્ય પ્રવૃત્તિ છે." "દરેક નાગરિકને તેમાં ખાસ લેવાદેવા હશે, અને તે (કેળવણી) પણ થોડા સમય પૂરતી નહીં, પણ આખા જીવન સુધી વ્યાપેલી. તેનું ક્ષેત્ર વિશ્વવ્યાપી હશે; આદિથી અંત સુધી તે માણસનું સર્વાંગીણ ઘડતર કરવા મથતી હશે; તથા તેનું ધ્યેય જ્ઞાનસર્વસ્વને માનવ કુશળતામાં પરિણમાવવાનું તથા તેને સામાજિક પ્રવૃત્તિના દરેક વિભાગમાં ઉત્તમતાની ઉપાસનામાં યોજવાનું હશે." (પૃ. ૧૩–૧૪). વર્ધા યોજનાની પરિભાષામાં કહીએ તો, દરેક ઉદ્યોગનો ત્રણ રીતે વિચાર કરી શકાય: કેળવણીના વાહન તરીકે, નિર્વાહના સાધન તરીકે, અને કળા તરીકે. એટલે આત્મવિકાસ અને આત્મતૃપ્તિના સાધન તરીકે. દા. ત. કાંતણ કે ખેતી તે સૌ બાળકોની પાયાની કેળવણીના વાહન તરીકે યોજી શકાય; નિર્વાહના સાધન તરીકે ભલે તે કોઈ બીજો ઉદ્યોગ કરવાનો હોય કે કરતો હોય; અને આત્મવિકાસ તથા આત્મતૃપ્તિ માટે એ કોઈ ત્રીજી જ પ્રવૃત્તિ કરે: જેમ કે, ચિત્રકારની. તે જ પ્રમાણે નિર્વાહના સાધન તરીકે માણસ કડિયા કે દાક્તરનો ધંધો કરી શકે, પણ તે પાયાની કેળવણીના વાહન તરીકે યોજી શકાય કે નયે યોજી શકાય, અને આત્મવિકાસ અને આત્મ-તૃપ્તિને અર્પે કે નયે અર્પે. આચાર્ય જેક્સ કેળવણીનો જે રીતે વિચાર કરે છે તે માણસમાત્રને જન્મથી મરતાં સુધી કરવાની તે પ્રવૃત્તિ છે, જે તેને આત્મ-વિકાસ અને આત્મતૃપ્તિ માટે કર્યા કરવાની છે, જે તેની પાયાની કેળવણીના અને નિર્વાહના ઉદ્યોગસુધ્ધાંને વ્યાપે છે, અને તે ઉદ્યોગોની બહાર પણ વ્યાપે છે. "આ જાતની વ્યાપક કલ્પનામાં કેળવણી એ તો . . . (દરેક માણસનો) ધંધો બની જાય છે. . . કેળવણી એ પ્રમાણે શાળા-કૉલેજની વસ્તુ મટીને સામાજિક વસ્તુ બની જાય, ત્યારે જ તેને યુદ્ધના અવેજ તરીકે રજૂ કરી શકાય; ત્યારે જ તે એવી વસ્તુ બને કે જેને માટે મરવું ઉચિત ગણાય અને તેથી તેને માટે જીવવું પણ યોગ્ય મનાય." (પૃ. ૧૪)

આવી 'કેળવણી' તે કઈ? આપણે બધા જ 'કેળવણી, કેળવણી'નો પોકાર તો કરીએ છીએ

* 'મનુષ્યની સર્વાંગીણ કેળવણી' નામની, તાજેતરમાં પ્રસિદ્ધ થનાર ચોપડીની પ્રસ્તાવના.

અને આપણા દેશની 'કેળવણીમાં પછાત'પણાની સ્થિતિનો બળાપો કરીએ છીએ. 'ફરજિયાત કેળવણી', 'પ્રાથમિક કેળવણી', 'પ્રૌઢ - શિક્ષણ', 'ઉચ્ચ શિક્ષણ', 'પાયાની કેળવણી', 'રાષ્ટ્રીય શિક્ષણ', 'સાંસ્કૃતિક શિક્ષણ', 'ધાર્મિક શિક્ષણ', 'ઔદ્યોગિક શિક્ષણ', 'વેપારી કેળવણી', 'વહેવારુ કેળવણી', વગેરે વગેરે અનેક નામો અને ભેદો દ્વારા આપણે કેળવણીના ઝપાટાબંધ પ્રચાર માટે ઝંખના અને પ્રવૃત્તિ કરીએ છીએ. છતાં, કેળવણીનો ચોક્કસ અર્થ શો, અને તે કેમ અપાય તે વિષે આપણા મતો હજુ અસ્પષ્ટપણે અંધારામાં ગોથાં ખાય છે, એમ કહેવામાં હરકત નથી. આ સ્થિતિ આપણા જ દેશની નથી, પણ સુધારાની ટોચે પહોંચેલી લેખાતી અને સોએ સો ટકા નિરક્ષરતાનિવારણ કરેલી પ્રજાઓની પણ છે.

માણસ ધ્યેયો અને આશાઓથી ભરેલો જન્મે છે, અને તેને એક પછી એક સિદ્ધ કરવા ઉપાયો અને સાધનો યોજે છે. તે સાધનોમાં 'કેળવણી' પણ એક આવશ્યક ઉપાય છે એમ માની તે કેળવણીની પાછળ મંડે છે. એ કેળવણી તેની આશાઓને વધારતી અને પોષતી જણાય છે, અને શરૂઆતમાં સફળ કરતી અથવા કરવાનો માર્ગ બતાવતી જણાય છે. પણ પછી એ અનુભવ આવવા માંડે છે કે, આશાઓ તો વધી છે, ધ્યેયો પણ કાંઈક વધારે સમજાયાં કે ખીલ્યાં છે, પણ તેને સિદ્ધ કરવાનો કોઈ માર્ગ દેખાતો નથી. પોતાનાં અને બીજાઓનાં ધ્યેયો અને આશાઓ વચ્ચે મેળ ખાતો નથી. એકનાં ધ્યેયો અને આશાઓને બીજા તોડે છે. અને બીજાઓનાંનો પોતે ભંગ કરે છે. અથવા, એકનું ધ્યેય બીજાઓની પીઠ પર સવાર થઈને જ સિદ્ધ કરી શકાય છે. અને દરેકને આયુષ્યને અંતે કાં તો કોઈક ને કોઈક વિષયમાં "મનકી મનમાં હી રહી" એમ લાગે છે, અથવા પ્રયોજન વિના આયુષ્ય ખેંચાયા કરતું જણાય છે; આયુષ્યનો ઉપયોગ જણાતો નથી. પરિણામે જગત એક નંદનવન નહિ, પણ હિંસ્ર પશુઓથી વસાયેલું, વારંવાર દાવાનળથી સળગી ઊઠતું, અથવા મારવાડના રણ જેવું લાગે છે. લાખોમાંથી એકાદ મનુષ્યને જ જન્મારાને અંતે તે સફળ થયેલો લાગે છે,' અને કરોડોમાંથી એકાદ જ સમગ્ર જીવનને સફળપણે ઉત્તરોત્તર ચડતી સીડી જેવું

જ્યારે આમ થાય છે ત્યારે ફરીથી તે વિચારમાં પડે છે, અને ક્યાં ભૂલ થઈ તે શોધવા મથે છે. અને હંમેશાં છેવટે એ નિર્ણય પર આવે છે કે, એ ભૂલ 'હાલની કેળવણી'માં જ છે; એટલે કે, કેળવણીના અભાવમાં છે અથવા ખોટી કેળવણીમાં છે. પછી તે કેળવણીની યોજના ફેરવવા મથે છે. આમ દુનિયામાં કેળવણીની અનેક યોજનાઓ ઉત્પન્ન થઈ છે. પણ હજુ જીવનને સફળ કરનારી કેળવણી કઈ તે શોધી શકાયું નથી.

ત્યારે સ્વાભાવિક રીતે શંકા ઊઠે છે કે, ઘાંચીના બળદની માફક માણસ ભણી ભણીનેયે જ્યાંનો ત્યાં જ રહે છે એ શું? જીવનનાં અનેક વર્ષો જાત જાતની વિદ્યાઓ પ્રાપ્ત કરવામાં અને ખેડવામાં ગાળ્યા છતાં સરવાળામાં કેમ કાંઈ જડતું નથી? મીંડાં તો ઘણાં નજરે પડે છે, પણ આંકડો કેમ દેખાતો નથી?

જમાનાઓથી આ પ્રશ્ન વિચારાતો આવ્યો છે. એ વિચારમાંથી જ વિવિધ દર્શનો અને તત્ત્વજ્ઞાનો નીપજ્યાં છે. તેમાંથી જ અનેક પ્રકારની રાજકીય, સામાજિક, આર્થિક વ્યવસ્થાઓ પેદા થઈ છે અને થાય છે. તેમાંથી જ વારંવાર ક્રાંતિકારી ઊથલપાથલો અને ભયંકર રણસંગ્રામો ઉદ્‌ભવ્યાં છે. દરેકે કાંઈક કાંઈક નવો પ્રકાશ નાંખ્યો છે. એ પૈકી કેટલીક વસ્તુઓનો લાભ પણ મનુષ્યજાતિને મળ્યો છે. પણ ઘણી વાર એ દર્શનો અને તત્ત્વજ્ઞાનોમાંનું કેટલુંક બરાબર દૃઢ થયેલું ન હોવાથી પાછું ભુલાઈ ગયું છે, અથવા કેટલુંક દૃઢ થયા પછી અધૂરું માલૂમ પડ્યું છે, પણ દૃઢ થવાને લીધે જ સહેજે ભૂલી શકાતું નથી. એટલે કે, કાં તો 'કેળવણી' કાચી રહેલી માલૂમ પડી છે અથવા ખોટી અપાયેલી માલૂમ પડી છે. આમ, આ શોધ હજુ પૂરી નથી થઈ અને, ઘણુંખરું, માનવવંશ ચાલશે ત્યાં સુધી પૂરી નહિ થાય.

૨

જીવન શું, તેનું પ્રયોજન અથવા યોગ્ય ધ્યેય શું, અને તેને સિદ્ધ કરવાનો સાધનમાર્ગ શો, તેની દરેક નવી અને સ્વતંત્ર વ્યવસ્થાને 'દર્શન' કહેવામાં આવે છે. આત્મા અથવા જગતને-નામે-જીવન એ સૌનો શોધનો સમાન વિષય હોવાથી, એ સર્વે દર્શનો જીવનનાં — અથવા, ઘણુંખરું, માત્ર માનવ જીવનનાં ... છે. પણ દરેકનો દૃષ્ટિકોણ અથવા તો

સાધનમાર્ગ જુદો હોવાથી, તે વિશેષતા પ્રમાણે દરેકને જુદું જુદું નામ મળે છે. આ રીતે ન્યાયાદિ વૈદિક દર્શનો, જૈન બૌદ્ધ વગેરે અવૈદિક દર્શનો, તથા વિવિધ અતિ પૂર્વ તથા પશ્ચિમનાં પ્રાચીન તથા અર્વાચીન દર્શનો પ્રસિદ્ધ છે. કાકાસાહેબે કેળવણીને પણ એક સ્વતંત્ર દર્શન માન્યું છે, અને આ પુસ્તક જોતાં આચાર્ય જેકસ પણ 'કેળવણી દર્શન'ના એક વિવેચક કહી શકાય.

જીવન – અથવા આત્માનું સ્વરૂપ – 'અખંડ જ્ઞાન' છે, અથવા 'અખંડ યોગ' છે, અથવા 'સતત ચાલતી કેળવણી' છે, વગેરે પ્રયોગો એક અર્થમાં ઠીક જ છે. એવાં બીજાં પણ ઘણાં પ્રતિપાદનો કરી શકાય. જેમ કે, કોઈકે કહ્યું છે તેમ, તે 'અનુભવની મહાન શાળા' છે, અથવા 'સતત સંગ્રામ' છે, 'સતત વિકાસ' છે, 'અજ્ઞાન, અસત્ય, અશુભ, મૃત્યુ, શોક, વગેરેમાંથી જ્ઞાન, સત્ય, શુભ, અમરતા, આનંદ વગેરે પ્રત્યે જનારો મહાન પ્રવાહ' છે; અથવા ગાંધીજી કહે છે તેમ 'સત્યની અવિશ્રાંત શોધ' છે, વગેરે વગેરે. આ બધાં પ્રતિપાદનો સાચાં છતાં અધૂરાં છે. જેમ મકાનના જુદા જુદા ખૂણાઓ પરથી લીધેલાં ચિત્રો, દરેક સાચું હોવા છતાં, એક એક ખાસ ખૂણા પરથી જ દેખાતું ચિત્ર હોય છે, પણ એકેય મકાનનું સંપૂર્ણ ચિત્ર ખડું કરી શકતું નથી, તેમ આ પ્રતિપાદનોનુંયે છે. અને આથી જ તેટલા જ એક ચિત્રને મુખ્ય ગણી તેને આધારે વર્ણવેલો સાધનમાર્ગ પૂરો બની શકતો નથી. તેનું દોષનિવારણ બીજા ખૂણાઓ પરથી લીધેલાં ચિત્રો દ્વારા જ કરી શકાય. આમ દરેક દર્શન બીજાં દર્શનોની કાંઈક કાંઈક ખામીઓ પૂરનારું અને કાંઈક જીવનને સમજાવનારું છે. અને છતાં બધાં દર્શનો મળીનેયે જીવનનું પૂરું દર્શન કરાવી શકતાં નથી. કારણ કે જીવન તે જીવન જ છે; અને ચિત્રો — દર્શનો તે ચિત્રો અને દર્શનો જ છે. એની વિશાળતા તેમ જ સૂક્ષ્મતા બન્ને કલ્પનાતીત છે. એક અમેરિકન લેખક, એમરેમ શાઇનફેલ્ડ (Amram Scheinfeld) કહે છે તેમ, "આકાશ તરફ જોઈને વિશ્વની અનંત મહત્તાનો ખ્યાલ કરવા તમે કદાચ ટેવાઈ ગયા હશો: સૂર્ય પૃથ્વીથી કરોડો માઈલ દૂર છે; તેજનાં ટપકાં જેવા દેખાતા તારાઓ પૃથ્વી કરતાં અબજો ગણા મોટા હોવા સંભવ છે; અમુક તારાનું જે કિરણ તમે આજે જુઓ છો તે છ હજાર વર્ષ પર સળગી ગયેલા પદાર્થમાંથી નીકળ્યું હશે; અને આપણાં મોટામાં મોટાં દૂરબીન બતાવી શકે તેનાથીયે પાર આકાશ રહેલું છે, અને તેમાં કદાચ અબજો તારાઓ (એટલે સૂર્યમંડળો) ભમે છે: આ બધું માનવાની તમારી તૈયારી થયેલી છે. આ તમારી બહાર રહેલી સૃષ્ટિની અનંત મહત્તા છે. હવે તમારી અંદર રહેલી સૃષ્ટિ પ્રત્યે વળો. ત્યાં અનંત સૂક્ષ્મતાનો વાસ છે." (*You and Heredity*) એના કદનો વિચાર કરવા માટે એક ચણાની દાળ જેટલી જગ્યાનો વિચાર કરો. તેમાં બે અબજ (એટલે આખી દુનિયામાં જેટલી મનુષ્યસંખ્યા છે) તેટલાં માનવ જેવાં પ્રાણીઓ નિર્માણ કરી શકનારાં 'સર્જક બીજો' રહી શકે છે. એક એક સર્જક એકેક સૂર્યની જેમ અનેક ગ્રહો અને ઉપગ્રહોનો મંડળાધીશ છે. દા. ત. માનવ-સર્જકમાં અડતાળીસ 'ઉપસર્જકો' હોય છે. અને તે દરેક ઉપસર્જકમાં સેંકડો સુધી સૂક્ષ્મ 'જનકો'ની લંગર રહે છે. આટલે સુધી જ સારામાં સારા સૂક્ષ્મદર્શક દૂરબીનની દેખાડવાની શક્તિ છે. પણ તેવો દરેક સૂક્ષ્મ 'જનક' પણ વધારે સૂક્ષ્મ જીવોની માળા હોવાનો સંભવ છે. આવા એક સૂક્ષ્મ જનકની શક્તિનો વિચાર કરીએ તો એ જનકો વચ્ચે રહેલો કોઈ સૂક્ષ્મ ભેદ બે માણસોમાં પ્રહ્લાદ અને હિરણ્યકશ્યપ જેવા દૈવ-આસુર સ્વભાવભેદ નિર્માણ કરી શકે. વિશાળતાની જેમ જીવનની સૂક્ષ્મતા પણ આવી કલ્પનાતીત છે. પરિમિત માનવ તેનું સમગ્ર દર્શન ન કરી શકે તેમાં શી નવાઈ?

હિંદુસ્તાનના કોઈ જૂના ગામડામાં જોઈએ તો તેમાં ઘણી વાર બહુ અવ્યવસ્થિત વસવાટ થયેલો માલૂમ પડે છે. ઘરો ગમે તેમ બાંધેલાં છે; ગલીઓ વાંકીચૂકી છે; હવા, અજવાળું, આવવાજવાની સગવડ, સીધાણ, ઢાળ કશાનો કોઈએ વિચાર કરેલો જણાતો નથી. જેના મનમાં જેમ આવ્યું તેમ, બીજાઓની સગવડ-અગવડની દરકાર કર્યા વિના, બાંધી દીધું છે. ગામોની આવી દશા જોઈ આપણા સુધરેલા ઇજનેરો હવે ગ્રામરચનાના નકશાઓ કરી રહ્યા છે. પણ તેઓયે એકેક ગામને જ એકેક સ્વયંપૂર્ણ સ્વતંત્ર વસતિ સમજીને જ તે નકશા કરે છે. એવાં ૫–૬

નજીકનાં ગામો ભેગાં થઈને એક શહેર બની જાય તો, સંભવ છે કે, દરેક ગામ વ્યવસ્થિત બંધાયેલું હોવા છતાં, આખું શહેર ઢંગ ધડા વિનાનું બનેલું નીવડે. કારણ કે, ગ્રામરચના વખતે બીજાં ગામો સાથેના જોડાણનો અને શહેરરચનાનો વિચાર જ નહોતો.

આવી જ વાત 'કેળવણી' દ્વારા માનવજીવનની રચનાની થયેલી છે. કરોડો પ્રકારની સૂક્ષ્મ અને લાખો પ્રકારની સ્થૂળ જીવયોનિઓ મળીને સંસારમાં જીવન પ્રકટ થયેલું દેખાય છે. તે સર્વેની આપણે પૂરી કલ્પનાયે નથી કરી શકતા તો ઓળખાણ તો ક્યાંથી જ હોય? જેટલાંને જાણીએ છીએ તે સૌનોયે પરસ્પર સંબંધ આપણે સમજતા નથી. ક્યાંક સમજીએ છીએ તો તે અધૂરો અથવા વિરોધાત્મક સંબંધ; મેળનો સંબંધ જાણતા નથી. આવી અનેક યોનિઓમાંની એક માનવયોનિ; તેનાયે સમગ્ર જીવનનો આપણને પૂરો ખ્યાલ નથી. બહુ બહુ તો આપણને તેની છૂટક વ્યક્તિઓના કે નાનાં નાનાં જૂથોનાં જીવનના કેટલાક અંશોનું જ્ઞાન છે. જીવનરચનાના નકશા દોરવા માટે આપણા કુશળમાં કુશળ ઇજનેર પાસેયે આટલી જ જ્ઞાનસામગ્રી છે.

એવા પરિમિત નવા દર્શનકારો પણ અનેક વર્ષે એકાદ ખૂણામાં જ પાકે છે, અને તેમની અસર પરિમિત ક્ષેત્રમાં કે કાળ સુધી જ પહોંચે છે. આથી, વ્યવસ્થિત જીવનરચનાના છૂટાછવાયા પ્રયત્નો છતાં, એકંદરે માનવજીવન હજુ વ્યવસ્થા વિનાનાં હિંદનાં ગામડાં જેવું જ બેડોળ, ગંદું અને અગવડો ભરેલું છે. કવિઓએ સુંદર અને આહ્લાદક ગામડાંઓની કલ્પના કરી છે ખરી, પણ પ્રત્યક્ષ અનુભવમાં તે ગામની અન્દર નથી મળતી. ત્યાં તો ધૂળ, ઉકરડા, દુર્ગંધ, અને ગીચોગીચ વાંકાંચૂકાં ઝૂંપડાંઓના ઢગલા જ દેખાય છે. સુંદરતા અને પ્રસન્નતા ગામ વહાર છે. એ જ પ્રમાણે આપણે પણ જીવનની સુંદરતા અને પ્રસન્નતા જીવનની વહાર, કલ્પનાના ક્ષેત્રમાં, પરલોકમાં, કરીને રહ્યા છીએ. જીવનની અન્દર, આ લોકમાં, તો દુઃખ અને શોકનો દરિયો જ મનાયો, વર્ણવાયો અને અનુભવાયો છે.

ઘણુંખરાં દર્શનોએ જીવન દુઃખરૂપ જ છે એવો નિશ્ચિત મત બાંધ્યો છે. માટે સુખની તૃષ્ણા એ ખોટાં ફાંફાં જ છે; વધારેમાં વધારે દુઃખનો નાશ જ સાધી શકાય, અને તે છૂટીછવાઈ વ્યક્તિઓ જ કરી શકે; અને તે પ્રત્યક્ષપણે સ્થૂળ દુઃખોને કાઢીને નહિ, પણ તેમની અવગણના કરવાની ચિત્તને કેળવણી આપીને જ. તેમના મત પ્રમાણે, નિત્યસુખનો વસ્તુતઃ અભાવ હોવાથી એ ધ્યેય જ થઈ શકતું નથી. બીજાં કેટલાંક દર્શનો નિત્યસુખનો અભાવ માનતાં નથી, અને તેની પ્રાપ્તિને જીવનનું ધ્યેય માને છે ખરાં, પણ તેઓ પણ તેનું દર્શન આ ભૌતિક લોકમાં નહિ, પણ પોતાના આધ્યાત્મિક જીવનમાં અને પરલોકમાં કરે છે. એમના મત પ્રમાણેયે આ ભૌતિક લોક તો દુઃખરૂપ છે.

મોટા મોટા અવતારો, બુદ્ધો, તીર્થંકરો, પેગંબરો અને અનેક જ્ઞાની સદ્ગુરુઓએ જે વાત ઠોકીઠોકીને કહી છે તેમાં શ્રદ્ધા ન રાખવાનું કે શંકા લેવાનું સામાન્ય માણસનું શું ગજું? અને સંસારમાં દુઃખનો અનુભવ છે જ એ વાત તો મૂઢ જીવ પણ જાણે છે, એટલે શંકા લેવાનું પ્રયોજન પણ શું?

છતાં, એ વાતમાં શ્રદ્ધા રાખતાં, બોલતાં અને અનુભવતાં છતાં, જીવમાત્રના મનમાં સુખ મેળવવાની અને દુનિયામાં સુખ ઉપજાવવાની આશાએ અડગ સ્થાન કરી રાખેલું છે. કેટલીક વાર એવા માણસો મળે છે ખરા કે જે જાણે દુઃખો અનુભવવા માટે જ સર્જાયેલા જણાય. પણ કોઈ એવો માણસ નહિ મળે કે જે પોતાને કાયમ દુઃખ ખમવાને જ લાયક માનતો હોય. દરેકને લાગે છે કે પોતે છે તો સુખને પાત્ર, માત્ર કેટલીક કમનસીબ ઘટનાઓને લીધે જાણ્યે અજાણ્યે દુઃખનું પાત્ર બન્યો છે; પણ આશા રાખે છે કે, દુઃખનો દહાડો જઈ પાછું સુખ આવશે, અને જ્યારે પણ કાંઈક તેનો ઉપાય જોવામાં આવે ત્યારે તેને અજમાવવા તે તૈયાર થઈ જાય છે.

આત્માના સ્વરૂપની વ્યાખ્યા કરવામાં જુદા જુદા ધર્મો અને દર્શનોમાં ગમે તેટલો ફરક હોય, છતાં આત્મા-અનાત્મા-વિવેક અથવા જીવ-શરીર-ભેદ સર્વેમાં કરવામાં આવે છે, અને તેના પર ભાર મૂકવામાં આવે છે. અમુક શક્તિઓ, ભાવનાઓ, સંસ્કારો, વિષયો આધ્યાત્મિક ક્ષેત્રનાં અને અમુક ભૌતિક ક્ષેત્રનાં, અમુક વસ્તુઓ પરલોકની અને અમુક આ લોકની — એવો ભેદ કરવાની અને તેને અનુસરી જીવનનાં આદર્શો અને કર્મોનો વિચાર કરવાની અને

તેનાં અભિમાન પોષવાની રૂઢિ સર્વત્ર છે, અને જાણે સ્વયંસિદ્ધ સત્ય હોય તેમ સ્વીકારાયેલી છે. છતાં, આ વાત વિચારવા અને સમજવા જેવી છે.

સમુદ્ર અને તરંગ વચ્ચે ભેદ છે એ આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ. તરંગને સમુદ્ર ન કહી શકાય, પણ સમુદ્રનો તરંગ છે એ વાત સમજવી કઠણ નથી. છતાં તરંગનું સમુદ્રને છોડીને દર્શન કરવું શક્ય નથી, કલ્પનાયે થઈ શકે નહિ. સમુદ્રની તરંગ વિના કલ્પના કરી શકાય, પણ દર્શન થતું નથી. એક, બે, એમ તરંગોની ગણતરી તમે ભલે કરો, પણ કોઈ તરંગને સમુદ્રથી જુદો પાડીને ઉઠાવી શકતા નથી. તરંગોને ખેડવામાં એક રીતે સમુદ્ર ખેડાઈ જ જાય છે. પણ તરંગોને ખેડ્યા વિના એકલો સમુદ્ર ખેડવા ઇચ્છો તો તે થઈ શકે નહિ; એથી ઊલટું સમુદ્રને ખેડવાનું લક્ષ્ય ન રાખતાં, માત્ર તરંગને જ ખેડો તો તમે ઊંચા નીચા કે આગળ પાછળ હાલ્યા કરી શકો છો, પણ આગળ વધી શકતા નથી. આમ સમુદ્ર અને તરંગનાં અન્વય-વ્યતિરેક છે.

આત્મા અને દેહ વચ્ચે આવો સમુદ્ર-તરંગ જેવો સંબંધ છે. દેહોની—અથવા ભૌતિક—કેળવણીમાં એક રીતે આધ્યાત્મિક કેળવણી પણ થઈ જ જાય છે. પણ દેહોને અવગણીને એકલી આધ્યાત્મિક પ્રગતિ સાધવા ઇચ્છો તો તે થઈ શકે નહિ. એથી ઊલટું અધ્યાત્મ તરફ લક્ષ જ ન રાખતાં માત્ર દૈહિક—ભૌતિક—પ્રગતિ કરો, તો તમે કેવળ ઊંચા-નીચા કે આગળ-પાછળ હાલ્યા કરી શકો, પણ પ્રગતિ કરી શકતા નથી.

આમ આત્મા-અનાત્મા-વિવેકમાં માત્ર બે વચ્ચેની વિલક્ષણતા જ સમજવા જેવી વસ્તુ નથી, પણ એ વચ્ચેનો ગાઢ અન્વય પણ ખ્યાલમાં રાખવાની જરૂર છે.

પણ એને ખ્યાલમાં રાખવાવાળા પણ બંનેના પરસ્પર ઓતપ્રોત સંબંધનો ખ્યાલ રાખવાનું ભૂલી જાય છે. આધ્યાત્મિક જીવનનું ક્ષેત્ર જુદું, ભૌતિક ક્ષેત્રનું જુદું. એકનો વિચાર કરતી વખતે બીજાને ભૂલવું એમાં તેઓ કાંઈ દોષ જોતા નથી; ઊલટું એકમાં બીજાને ભેળવી દેનાર દોષપાત્ર મનાય છે. ગાંધીજીએ સત્ય, અહિંસા વગેરે આધ્યાત્મિક જીવનના ગુણોને ભૌતિક ક્ષેત્રમાં દાખલ કરવાથી બધી અનવસ્થા કરી મૂક્યાનો એમના ઉપરનો આક્ષેપ પ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે, ભૌતિક વિદ્યાની શોધોને અનુસરી અધ્યાત્મજ્ઞાનના ક્ષેત્રમાં આવતા વિષયોનું સંશોધન કરવામાંયે એટલી જ અરુચિ રહે છે. વિજ્ઞાનની પ્રયોગશાળામાં વ્યાખ્યાન આપનારો શાસ્ત્રી અને મંદિરમાં પ્રવચન આપનાર શાસ્ત્રી — બંને એક જ વ્યક્તિ હોય તોયે જાણે જુદા જુદા માણસોની માફક વર્તે છે. આ પણ શરીર અને આત્મા વચ્ચેના અન્વયને ન સમજવાનું પરિણામ છે. આચાર્ય જૅકસ કહે છે તેમ —

"મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય, તો ભૂતકાળમાંથી ચાલ્યો આવતો એક હાનિકારક ભ્રમ સૌથી પ્રથમ આપણે તજવો પડશે. એ ભ્રમ એટલે માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયેલા અંશોનો બનેલો છે, એવું માનવાનો ભ્રમ, તે બેમાંથી પછી મનરૂપી અંશ જ દૈવી ગણી લઈ, તેનો કેળવણીના ક્ષેત્રમાં સમાવેશ કરવામાં આવે છે; પરંતુ શરીરને તો ઇહલૌકિક પાર્થિવ વસ્તુ માની, શરીરવિજ્ઞાનીઓ કે વૈદો માટે પડતું મૂકવામાં આવે છે. એ ભ્રમને અનુસરવાનું છોડી આપણે તો વિકાસને દરેક પગથિયે શરીર-મનને એક અભેદ્ય એકમ માનીને, તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી પડશે." (પૃ. ૧૮–૧૯)

જીવનને જુદા જુદા ઓરડાઓમાં વહેંચી દેવાની ટેવ ભૌતિક કેળવણીનાયે જુદા જુદા વિષયોમાં ફેલાયેલી છે. આચાર્ય જૅકસે પોતાની કેળવણીનું આપેલું નીચેનું વર્ણન આજની કેળવણીની પદ્ધતિનેયે બરાબર લાગુ પડે છે:

"આપણા કેળવણીકારોને મનુષ્યના ભાગલા પાડી નાખીને જ પોતાનું કામ કરવાની આદત પડી છે, અને તેથી તેમની આખી પ્રક્રિયા તૂટક જ હોય છે. સૌથી પ્રથમ તો કેળવણીને જુદા જુદા 'વિષયો'માં ભાગી નાખવામાં આવે છે. પણ તે બધાનું એકીકરણ કરે એવો કોઈ વ્યાપક હેતુ તેમની પાછળ હોતો નથી. . . . શિક્ષકોનો એક વર્ગ શાળાના ઓરડામાં અમારાં મનને તાલીમ આપતો; અને બીજો વર્ગ કે જે નર્યો અણઘડ હતો, તે અખાડામાં કે રમતના મેદાનમાં અમારા શરીરને તાલીમ આપતો; એક ત્રીજો સદ્‌ગૃહસ્થ-કે જે ધર્મશિક્ષક કહેવાતો, તે અમારા ચારિત્ર્યને કેળવતો. . . . પરંતુ તે ત્રણેમાં એકલક્ષીપણું

હરગિજ નહોતું. માનસિક ખાતું, શારીરિક ખાતું, ચારિત્ર ખાતું કે આધ્યાત્મિક ખાતું — એ બધાં ખાતાં વચ્ચે કશો જ સહકાર નહોતો. શાળાના વર્ગો, રમતનાં મેદાનો, અને ધર્મપીઠ એ ત્રણે એકબીજાને મદદ કરવાને બદલે એકબીજાને નડતર કરતાં હતાં. આ બધી તૂટક પ્રક્રિયામાં એક જ બીના પ્રત્યે સળંગ દુર્લક્ષ કરવામાં આવતું, અને તે એ કે, વાસ્તવિક મનુષ્ય . . . તો મન, શરીર, ચારિત્ર અને જીવાત્મા — એ બધાનો મળીને બનેલો છે. . . . અમે વર્ગમાં, મેદાનમાં કે દેવળમાં જે કાંઈ ટુકડા તૂટક તૂટક શીખ્યા હોઈએ, તેમને અમારાથી બને તેટલા સાંધી લઈ, તેમનું એકીકરણ કરવાનું કામ અમારા ઉપર જ છોડવામાં આવ્યું હતું. . . ." (પૃ. ૨૫-૨૬)

ઉપર 'મનને તાલીમ આપનારા' શિક્ષકોનો વર્ગ કહ્યો તેમના 'વિષયો'માંયે સમન્વય જોવાની આશા રાખી શકાતી નથી. કેવળ ગણિતના ત્રણ જ વિભાગ — અંકગણિત, બીજગણિત અને ભૂમિતિ — લઈએ, તો અંકગણિતમાં જે પ્રકરણ વર્ગમાં ચાલતું હોય, તેને લગતું બીજગણિતનું પ્રકરણ છ મહિના કે વર્ષ પછીયે શીખવાય, અને ભૂમિતિનું તો તેનો વારો આવે ત્યારે. તે જ પ્રમાણે ઇતિહાસ તથા ભૂગોળનું, વિજ્ઞાન તથા આલેખનનું, વગેરે.

"શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન વગેરે જુદાં જુદાં શાસ્ત્રોમાંથી એકઠા કરેલા ટુકડાઓ એકબીજા સાથે સાંધીને કે ચોટાડીને મેળવેલી મનુષ્ય વિષેની કલ્પના લઈને આપણે તેની કેળવણી યોજવા જઈએ, તો મારે છબરડો જ વાળી મૂકીએ. આજે આપણામાંના કેટલાક વસ્તુતાએ તેમ જ કરે છે. આપણને તો મનુષ્યજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય જોઈએ છે, અને તે જ વસ્તુ આપણને હજુ મળી નથી." (પૃ. ૩૧)

આ ખોટને પૂરી પાડવાનો પ્રયત્ન કરવો એ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે, અને આચાર્ય જૅક્સે જે સરસ રીતે એ પ્રયત્ન કર્યો છે તે 'કેળવણીકાર' તેમ જ 'સામાન્ય વાચક' બન્નેને સરખો બોધપ્રદ અને વિચારપ્રેરક થાય એવો છે. તેઓ આને મનુષ્યની 'સર્વાંગીણ કેળવણી' કહે છે. તેમનાં કેટલાંક પ્રતિપાદનો નીચે મુજબ છે:

૧. જ્ઞાનમાત્ર 'આજ્ઞાર્થક' છે. 'આમ છે, તેમ નથી' એવી માહિતી એ જ્ઞાન કે કેળવણી નથી, પણ 'આમ કરો, તેમ ન કરો' એવી આજ્ઞા જ્ઞાન આપે, અને કેળવણી ટેવ પાડે.

૨. "મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય તો. . . . માણસ શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ જોડાયેલા અંશોનો બનેલો છે એવું માનવાનો ભ્રમ . . . છોડી . . . વિકાસને દરેક પગથિયે શરીર-મનને એક અભેદ એકમ માનીને તેમના એક-સરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી જોઈએ. (પૃ. ૧૮-૧૯)

૩. કેળવણી એ વ્યક્તિના આયુષ્યનો એક નાનકડા ભાગનો કાર્યક્રમ નથી, પણ જન્મથી મૃત્યુ પર્યંત ચાલનારી એક અખંડ સાધના છે. તે તેનાં સર્વે ઠામોમાં — મહેનતમાં તેમ જ ફુરસદમાં, સુખના તેમ જ દુઃખના પ્રસંગોમાં — સાધવાની છે, અને તે દ્વારા જીવનની સફળતા મેળવવાની છે. એમાં દેહ કે મન, ધર્મ અર્થ કામ કે 'મોક્ષ' એકેયની અવગણના ન કરી શકાય, તેમ તે સર્વેને એકેકથી અળગાંયે ન વિચારી શકાય. તેમાં વ્યવસ્થા, સુઘડતા અને સુંદરતા પણ જોઈએ જ. એ કેળવણી શ્રમને વિરોધી ન હોય અને ફુરસદનો દુરુપયોગ કરનારી ન હોય. એ જીવનને એવું ધ્યેય પૂરું પાડનારી હોવી જોઈએ કે "જેને માટે (મનુષ્યે) મરવા પણ તૈયાર થવું જોઈએ, તેમ જ જીવવા પણ તૈયાર થવું જોઈએ."

આ તો એમનાં પ્રતિપાદનોનો થોડોક જ ભાગ મેં મૂકયો છે. આખું પુસ્તક અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલું છે, અને વિચારને નવી જ દિશા આપે છે. એથી કેળવણી કે જીવનનો ચોખ્ખો અને છેલ્લો નકશો મળી જાય છે એમ તો ન કહેવાય; કારણ કે, શરૂઆતમાં કહ્યું તેમ, જીવન એટલું સર્વવ્યાપી છે કે તેનું સમગ્ર દર્શન શક્ય જ નથી. એક ખૂણેથી તેના નાનકડા ભાગનું જ આપણને તેનું આકલન થાય છે. દા. ત. આપણાં સર્વે દર્શનો હજુ મનુષ્યને વિશ્વથી અને સમગ્ર માનવજીવનથીયે જુદી પાડી શકાય એવી એક એક સ્વતંત્ર વ્યક્તિ સમજીને જ નિરૂપણ કરે છે. મોક્ષ અને ભોગ, ઉદ્ધાર અને બંધન, ઉન્નતિ -વિકાસ-પ્રગતિ કે અવનતિ, હ્રાસ અને નિષ્ફળતા, એ સર્વેમાં વ્યક્તિને જ એકમ સમજીને આપણે વિચારી અને વર્તી રહ્યા છીએ. પ્રત્યગાત્મા તથા

બ્રહ્મના વસ્તુતઃ અભેદનું પ્રતિપાદન કર્યું છે ખરું; પણ, છતાં, પ્રત્યગાત્માના કોઈક રીતે બ્રહ્મથી અલગ અસ્તિત્વ, વિકાસ, બંધન, મોક્ષ વગેરેને આપણે ભૂલી શકતા નથી. પરિણામે, જેમ આપણે કેળવણીને અંગે વિચારાતા ભિન્ન ભિન્ન વિષયોનો સમન્વય સાધી શકતા નથી, તેમ જ વ્યક્તિઓ અને સમાજ, સમાજે અને સમગ્ર માનવજીવન, માનવજીવન અને વિશ્વજીવન વચ્ચે પણ સમન્વય સાધી શકતા નથી. પહેલા સમન્વયને અભાવે દરેક માણસને પોતાના મનમાં જ રાતદિવસ ઝઘડો ચાલ્યા કરે છે; બીજા સમન્વયને અભાવે બાહ્ય સંસારમાંયે ઝઘડો ચાલ્યા જ કરે છે. એ સમન્વય કરી આપનારું દર્શનશાસ્ત્ર તો જ્યારે નિર્માણ થાય ત્યારે ખરું. આવાં પુસ્તક તે શોધ પ્રત્યે જવામાં પગથિયાં રૂપ ગણી શકાય. આમ કહેવામાં આ પુસ્તકની કિંમત ઘટાડતો નથી, પણ સત્યની શોધ કેટલી ગહન છે તે જ સૂચવું છું.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

સેવાગ્રામ ૨૬ જૂન, ૧૯૪૨

# છાત્ર અને જ્ઞાતિ-છાત્રાલય

જ્ઞાતિ-છાત્રાલયોમાં રહ્યાનો અનુભવી એક વિદ્યાર્થી અમદાવાદથી નીચે પ્રમાણે પોતાના પત્રની પ્રસ્તાવના કરે છે, અને ત્યાર બાદ પ્રશ્નો રૂપે પોતાનો અનુભવ કહી તેમના ઉત્તર ચાહે છે:

"આજકાલ ગરીબ વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો જેવી ઘણી જ સંસ્થાઓ શહેરોમાં કે જ્યાં વિદ્યાભ્યાસની સારી સગવડ હોય ત્યાં ચલાવવામાં આવે છે. આવાં છાત્રાલયો ખાસ કરીને અમુક કોમને માટે જ ખુલ્લાં હોય છે. આ છાત્રાલયોનો ઉદ્દેશ પોતાની જાતિના ગરીબ યુવાનો ઉચ્ચ કેળવણી લઈ શકે અને સાથોસાથ તેમનામાં સમાજ પ્રત્યે તેમ જ દેશ પ્રત્યે કાંઈ પણ કરી છૂટવાની વૃત્તિ પેદા થાય, એવો હોય છે. આ છાત્રાલયો સમાજના પૈસાદાર લોકોની મદદ ઉપર નભે છે. મેં આવાં ત્રણ ચાર છાત્રાલયોનો અનુભવ લીધેલો છે અને તેની અંદર મને નીચેની બાબતો માલૂમ પડી છે. આ સિવાય ઘણાં છાત્રાલયોની મુલાકાત પણ મેં લીધી છે અને ત્યાંના છાત્રોના સારી રીતે સમાગમમાં આવીને છાત્રાલયો વિષે ઘણી માહિતી મેં એકઠી કરી છે. આ માહિતીઓ અને અહેવાલો ઉપર વિચાર કરતાં મને લાગ્યું કે, હું જે નીચે આપને પ્રશ્નો પૂછું છું તેના જવાબો જો આપના* તરફથી જાહેરમાં મૂકવામાં આવે, તો આવાં છાત્રાલયોમાં રહીને ગરીબ વિદ્યાર્થીઓને સહન કરવી પડતી મુશ્કેલીઓ તેમ જ અપમાનોનો ઉકેલ આવી જશે."

બધા પ્રશ્નો એકસાથે પહેલાં આપી દઉં, જેથી સમગ્રતાએ આ વિદ્યાર્થીને શું કહેવું-પૂછવું છે તે સમજાય ત્યાર બાદ ઉત્તર આપવા ઠીક પડશે.

"૧. પૈસાદાર લોકો છાત્રાલયોને મદદ કરવામાં કે સ્થાપવામાં સમાજ ઉપર ઉપકાર કરે છે કે ફક્ત પોતાની ફરજ બજાવે છે?

૨. છાત્રાલયની અંદર ભણનાર ગરીબ વિદ્યાર્થીઓ પોતે ગરીબ છે એટલે ગુલામવૃત્તિ કેળવીને શું ફક્ત ઘેટાં અને બકરાં જેવું વર્તન રાખવાને માટે બંધાયેલા છે?

૩. છાત્રાલયોના ગરીબ વિદ્યાર્થીઓને (વાણી-સ્વાતંત્ર્ય) 'Freedom of speech' ખરું કે નહિ? અને જો હોય તો તેના પ્રત્યે છાત્રાલયના સંચાલકોએ તિરસ્કારવૃત્તિ બતાવવી તે શું યોગ્ય છે? અને જો કોઈ પણ છાત્ર પોતાનો એ હક હાંસલ કરે, તો તે શું ઉદ્ધતાઈને પાત્ર છે?

૪. છાત્રાલયમાં રહેતા છાત્રો કૉંગ્રેસની અથવા તો શહેરોની અંદર ચાલતાં વિદ્યાર્થી મંડળોની સામાન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લઈ શકે કે નહિ?

૫. છાત્રાલય એ સાર્વજનિક સંસ્થા છે અને તેની અંદર ગરીબ વિદ્યાર્થીઓને પોષવામાં આવે છે, એટલે આવી સંસ્થામાં પોતાને થતાં અન્યાય, અપમાન કે પોતાને નડતી મુશ્કેલીઓ સામે પોકાર કરવો, એ છાત્રોનો હક નથી — આવું કથન મને અમદાવાદની અંદર ચાલતા . . . જૈન છાત્રાલયની. વ્યવસ્થાપક સમિતિના સભ્ય . . . તરફથી સંભળાવવામાં આવ્યું છે. આ વસ્તુ શું યોગ્ય છે?

* આ પત્ર ગાંધીજીને લખવામાં આવેલો, તેમના તરફથી તે મને રવાના થયો ને સૂચના મળી કે મારે તે જવાબો 'શિ. સા.'માં આપવા. મ૦

૬. ઉપર જણાવેલ પોતાના હકો ઉપર જે તરાપ મારવામાં આવતી હોય, તો ગરીબ વિદ્યાર્થીઓ તેની સામે 'પ્રોટેસ્ટ' કરી શકે કે નહિ?"

અને અંતે પોતાનું એક મંતવ્ય લખે છે:

"છાત્રાલયના સંચાલકો છાત્રાલયની અંદર આનીને છાત્રોની મુશ્કેલીઓને જાણવા પ્રયત્ન કરતા નથી અને છાત્રાલયના ગૃહપતિઓના રિપોર્ટ ઉપર જ ધ્યાન આપે છે. ગૃહપતિઓ પોતાની 'પોઝિશન'ને જાળવી રાખવા માટે એકતરફી અને તદ્દન પક્ષપાતી વલણ દાખવે છે. આથી છાત્રોને ઘણું જ સહન કરવું પડે છે. ગૃહપતિઓ તરફથી છાત્રોની વિરુદ્ધમાં જે કાંઈ રિપોર્ટ કરવામાં આવે તેની સત્યાસત્યતા ઉપર છાત્રોને કાંઈ પણ પૂછવામાં આવતું નથી, અને છાત્રો જો કોઈ પણ જાતની ગૃહપતિ સામે ફરિયાદ કરે તો તેને ધ્યાનમાં લેવામાં આવતી નથી. સંચાલકો મોટે ભાગે પૈસાદાર લોકો જ હોય છે. તેમનામાં ગરીબ છાત્રોની મુશ્કેલીઓ સાંભળવા જેટલી સહિષ્ણુતા પણ હોતી નથી અને તેમનો તિરસ્કાર કરવામાં આવે છે. છાત્રોને પણ સ્વમાન જેવી વસ્તુ હોય છે તે તેઓ તદ્દન ભૂલી જાય છે આવા સંચાલકોમાં ઘણા તો . . . અહિંસાના પૂજારી અને સ્વતંત્રતા તથા સ્વમાનના ઉપાસક હોવા છતાં પણ છાત્રોની બાબતમાં ઘણું જ આપખુદીવાળું વર્તન દાખવે છે."

અનુક્રમે હવે ઉત્તરો જોઈએ.

૧. ખરું જોતાં, સમાજ એવી મોટી ને વ્યાપક ચીજ છે કે, માતાની પેઠે, તેના ઉપર કોઈ નાગરિક ઉપકાર કરી જ ન શકે; પોતાની પરનું તેનું ઋણ ફેડી બને એટલી કૃતકૃત્યતા જ મેળવે ને પોતાને ધન્ય થયેલો માને. એટલે પૈસાદાર લોક શું કે સેવક લોક શું; સૌ પોતપોતાની ફરજ જ બજાવે છે, એ નિઃસંદેહ વાત છે.

અને ઉપકાર મનાવવાની વસ્તુ નથી, માનવાની વસ્તુ છે; સામો માણસ કૃતજ્ઞતા સમજે, એ આવશ્યક છે. તેથી, ઉપકાર કરનાર તે મનાવવાની ઉતેજારી રાખીને જો કરે, તો તે ઉપકાર કરતો નથી, સામા પર સપાટું ચડાવે છે, એમ કહેવાય છે. આ બેમાં ફરક છે, જેવો ચોખ્ખા દૂધ અને ઝેરના ટીપાવાળા દૂધમાં છે.

૨. બીજા પ્રશ્નનો ઉત્તર સાવ સાદ છે—હરગિજ નહિ. પણ એક વસ્તુ છે: ગરીબ વિદ્યાર્થી એક વસ્તુ મનમાં સંઘરે કે, સમાજનું એના ઉપર વિશેષ ઋણ છે; તે ફેડવા તેણે જિંદગીમાં બરોબર ખ્યાલ રાખવો જોઈએ. આ ઋણ પૈસાથી જ ફેડાય એવું જડ કે જોખી શકાય એવું નથી, એ કહેવા જરૂર નથી. પહેલા ઉત્તરમાં કહેલી વસ્તુ અહીં પણ સમજી લેવી જોઈએ.

૩. વાણી-સ્વાતંત્ર્યનો હક ગરીબાઈ કે અમીરાઈ પર અવલંબતો નથી — તે માનવી હક છે. સૌ કોઈ તેનું હકદાર છે. એ હક સામે તિરસ્કારે રાખવામાં માણસાઈ જ રૂંધાય.

પણ દરેક હક સાથે ફરજ તેના બીજા પાસા પેઠે નિકટ જોડાયેલી છે. વાણીના હક સાથે વિવેક, વિનય, અને સત્યપરાયણતા જોઈએ. મનમાં જે જેવું સૂઝ્યું તે તેવું ટીપીએ અને તેને વાણીસ્વાતંત્ર્યમાં ખપાવવા જઈએ, તો ખોટા પડીએ. જો આપણા કહેવામાં સામા પ્રત્યે રાખવાં જોઈતાં વિવેકમર્યાદા ન હોય, તેને માટે જરૂરી ભાષા અને મન ઉપર કાબૂ ન હોય, તો હક આપણને ભોગવતાં આવડતો નથી એમ થાય. કોઈ વાર અધિકાર વગર વાણી વાપરીએ તો તેય સત્યનો ભંગ થાય. આવા પ્રકારની કોઈ ને કોઈ ઊણપથી જ કેટલીક વાર સામાવાળો તેવી વાણીને ઉદ્ધતાઈ સમજે છે. પોતાનો અધિકાર જોઈ સમજીને તથા સત્ય- અને વિવેકમર્યાદા- પૂત વચન કદીક કોઈ ઉદ્ધત માને; પરંતુ જો તે કાઢનારમાં પૂરી નમ્રતાભરી મક્કમતા અને સત્યની ખાતરી હોય, તો કાજે કરીને સામાવાળિયો સમજે, ને ન સમજે તોય તેનો દોષ વચન કાઢનારને નથી. આટલા ઉપરથી, આ વ્યાપક પ્રશ્નનો ઉત્તર વિચારી લેવો જોઈએ

૪. છાત્રાલયના છાત્રો અને સામાન્ય બીજા વિદ્યાર્થીઓમાં આ બાબતમાં કશો ભેદ હોવા કે કરવાને કારણ નથી. કદાચ એમ બને કે, અમુક છાત્રાલય — એટલે કે તેનું સંચાલન મંડળ — અમુક પ્રવૃત્તિ પસંદ ન કરતું હોય, અને તેથી પોતાના છાત્રોને તેમાં જતાં રોકે. પણ આવી સ્થિતિ તો શાળા મહાશાળા આદેય હોય ખરી ને? તેઓ પણ અમુક પ્રવૃત્તિ પસંદ કરતી ને અમુક ન પસંદ કરતી હોય એમ બને. એટલે છાત્રાલયના અને ઘરના છાત્રોમાં આ બાબતમાં ખાસ ભેદ ન કરાય.

હવે પ્રશ્ન ઉપર આવું: વિદ્યાર્થીઓનું મુખ્ય અને મૂળ કામ વિદ્યાભ્યાસ છે; બીજું બધું તેની આસપાસ ને તે અર્થે મદદમાં હોવું ઘટે. એટલે, આજકાલ બહુ જોવામાં આવે છે તેમ, તે વિદ્યાર્થી-મંડળ રચી રાજકારણ કે બીજું કોઈ કારણ ન ખેલે.

આજ વિદ્યાલયો કહેવાતી સંસ્થાઓમાં જે વિદ્યા મળે છે તે અધૂરી અને કેટલીક વાર અનરાષ્ટ્રીય એટલે કે અવિદ્યા હોય છે. તેની ખોટ ભાગવા કે દોષ દૂર કરવા વિદ્યાર્થીઓ પોતાનાં સંગઠન કરી પ્રયત્ન કરે, એ જરૂરી છે.

આજ વિદ્યા સેવાનું શિક્ષણ નથી આપતી; તેમાંથી 'જોબ', 'કરિયર'— દરજ્જો ને ભોગ શોધાય છે. આથી વિદ્યાની જે જીવનઘડતરની શક્તિ છે તે જ હણાય છે. પછી જે રહે છે તે માત્ર 'જોબ'ની ધંધાદારી તાલીમ જેવું જ રહે છે. આજનું ઉચ્ચ કહેવાતું બધું શિક્ષણ મોટે ભાગે આવું જ થઈ રહ્યું છે. વિદ્યાર્થીઓ આ ઊણપ પણ સમાજસેવાનાં કામો કરવા દ્વારા દૂર કરે ને કરવી જોઈએ.

ઉપરની દૃષ્ટિએ જે પ્રવૃત્તિઓ મદદગાર હોય તેમાં વિદ્યાર્થીઓ તે દૃષ્ટિએ અને તે અર્થે ભળે. કોઈ તેમને રોકી ન શકે. ભલું કરતાં, સાચી વિદ્યા મેળવતાં કોઈ રોકે ખરું?

૫. પ્રશ્નમાં જણાવ્યા પ્રમાણે જો કહ્યું હોય, તો એ તો ન સમજાય એવું લાગે છે. અન્યાય અને અપમાન તથા નડતી મુશ્કેલીઓ બાબત છાત્રે તેના સંચાલકને ન કહેવું તો કોને કહેવું? માણસ ગરીબ છે, માટે તેને સ્વમાન શું ને ન્યાય શો — એમ તો કોઈ સમજુ માણસ આજે છાતીભેર કહેવા નહીં નીકળી શકે. વાણી-સ્વાતંત્ર્ય પેઠે, સ્વમાન એ માનવી પરત્વે છે, તેની કોઈ ઉપાધિ પરત્વે નથી.

પ્રશ્નમાં 'સામે પોકાર કરવો' એવા શબ્દ છે. તે ઉપરથી એમ સમજવાનું છે કે, જાહેરમાં, એટલે કે છાપાં દ્વારા? જો એમ હોય તો તેમાં થોડુંક વિચારવાનું રહે ખરું. જાહેર પોકાર એક જલદ ઉપાય હોઈ, બાકીના બધા હળવા ઉપાયો અને વાટાઘાટો કર્યા બાદ, અને પોતાનો અધિકાર સમજી લઈને, કરવો જોઈએ. અને છાત્ર જો છાત્રાલયમાં જ રહેતો હોય, તો ગૃહપતિને જાણ કરીને; અથવા સારું તો એ કે, એવા અન્યાયી અને અપમાનકારક તંત્રનો ત્યાગ કરીને, તેને જાહેરમાં ચર્ચવાનો અધિકાર મેળવીને. ડરીને છૂપું–નનામું કાંઈ ન કરવું; હીણા સળીસંચા કે દ્વેષભરી વક્તા પર ન ચઢી જવાય.

૬. ઉપર બતાવેલી મર્યાદામાં રહ્યા છતાં, જો વાંધો ઊભો જ રહે તો 'પ્રોટેસ્ટ' નહિ, સત્યાગ્રહ કરવાનો અધિકાર છે. અને સત્યાગ્રહ એટલે જેમાં પોતે સહન કરી સામાને પોતાનાં ન્યાય અને સત્ય સમજાવવાં છે. ન્યાય કે સત્ય ન હોય તો તે સત્યાગ્રહ નહિ, ત્રાગું કે શિરજોરી બની જાય.

છેવટે, વિદ્યાર્થીએ છાત્રાલયવ્યવસ્થા વિષે લખેલા પોતાના મંતવ્ય બાબત:

આ ભાગને અંતે વિદ્યાર્થી જે ટાણો મારે છે, તેના જેવો જ, જો પત્ર લખનાર સંચાલક કે ગૃહપતિ હોત તો, સામેથી છાત્રો માટે મારત. એટલે એ ચર્ચામાં અહીં ન પડું. પછી જે બાકી રહે છે, તે દરેક તંત્ર વિષે જોવામાં આવતી બીના છે — તંત્રના ભોગી એક વાત કરે અને તંત્રના ચાલકો બીજી, અને પછી એમાં સનાતન ખેંચાખેંચી અને કડવાશ તથા તેથીય આગળનું પરિણામ. વિદ્યા-સંસ્થાઓમાં આ દ્વંદ્વ ન પેસે એ એની શોભા છે; એના કામની સફળતા માટે પણ એ જ સ્થિતિ જરૂરની છે. ત્યાર પછી જે ગેરસમજો, મુશ્કેલીઓ, કે પ્રશ્નો રહે, તેમનો ઉકેલ સહેજે થતો રહેશે — ફરિયાદનો વિષય તો નહિ જ રહે. આ બાબતમાં ખૂટતો જવાબ, વિદ્યાર્થી આ જવાબોને સમગ્રતાએ વિચારશે તો, તેમાંથી જાતે મેળવી શકશે.

તા. ૧૭–૭–'૪૨ મગનભાઈ દેસાઈ

# હાઈસ્કૂલો માટે ગુજરાતીનું ધોરણ

[વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદ, માં ચાલતા શિક્ષણ માટે અભ્યાસક્રમ વિચારી કાઢવા નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવી હતી: શ્રી. નરહરિભાઈ પરીખ, કિશોરલાલ મશરૂવાળા, દાદાભાઈ અમીન, સુભદ્રાબહેન શ્રોફ, દેસાઈભાઈ પટેલ. તે સમિતિએ પોતાનું નિવેદન બહાર પાડયું છે. કેળવણીની — ખાસ કરીને સ્ત્રી-કેળવણીની — પુનર્ઘટના વિચારનારા તથા તેમાં રસ લેનારા સૌને આ નિવેદન, વિદ્યાલયના આચાર્ય પાસેથી મંગાવીને, જોવા મારી ભલામણ છે. સમિતિએ ચાલુ શિક્ષણક્રમ તથા જમાનાની અને સુશિક્ષણની સાચી જરૂરિયાતો વિચારી નવું શિક્ષણ પણ વિચાર્યું છે. વાનગી ખાતર તેમાંથી એકબે વસ્તુઓ અહીં પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેનાં બધાં મંતવ્યોમાં સૌ એકસરખા સંમત કદાચ ન થાય એમ બને; પરંતુ કેળવણીનો સુધાર જેમને હૃદયે વસે છે, તેઓને વિચારવા માટે સારી પેઠે સામગ્રી મળશે એમ ચોક્કસ કહી શકાય. તંત્રી, શિ૦ સા૦]

ગૂજરાત વિદ્યાપીઠના વિનયમંદિરમાં વિનીત માટે ગુજરાતીનું ધોરણ કેટલું અને કેવું રાખવું જોઈએ, એ વિષે સન ૧૯૨૯માં કરેલી શ્રી. નરહરિભાઈની નોંધ તેમણે અમને આપી છે, તે માર્ગદર્શક નીવડશે એમ માની અહીં આપી છે:

"ગુજરાતી ભાષા ઉપર કાબૂ આવે અને રૂઢ વિચારો સાથે પરિચય થાય એટલા પૂરતું જ જૂના લેખકો અને કવિઓનો પરિચય થાય. જૂના સાહિત્યનો સંગીન અભ્યાસ તો મહાવિદ્યાલયમાં જ થઈ શકે. વિનયમંદિરમાં તો શિષ્ટ, સરળ અને પ્રચલિત સાહિત્યનું અધ્યયન થાય એ જ યોગ્ય છે. એકલું ચળવળિયું અથવા ગૂઢ ધર્મની ચર્ચા કરતું સાહિત્ય વિનયમંદિરમાં દાખલ ન થાય તો સારું. અર્થક્ષીણ વાગાડમ્બરવાળું સાહિત્ય જ્યાં ત્યાં વધી પડયું છે, તેથી શુદ્ધ સાહિત્યની બરાબર કલ્પના વિદ્યાર્થીઓમાં રહી નથી. તે બરાબર બંધાય એ તરફ ખાસ ધ્યાન આપી સાહિત્યની પસંદગી થવી જોઈએ. ભાષાના અધ્યયનમાં વ્યુત્પત્તિ તરફ હાલ અપાય છે તેના કરતાં ઘણું વધારે ધ્યાન આપવાની જરૂર છે. વ્યુત્પત્તિથી ભાષાના ખેડાણમાં વધારેમાં વધારે મદદ થાય છે, એ ધ્યાનમાં રહેવું જોઈએ.

વ્યાકરણથી શરૂઆત થાય એ જરાય ઠીક નથી. પણ ભાષાનું સ્વરૂપ તથા એનો સ્વભાવ ચોક્કસ રીતે સમજવા માટે વ્યાકરણ આવશ્યક છે. માટે ચોથા અને પાંચમા વર્ષમાં વ્યાકરણને સ્થાન અપાય.

નિબંધલેખન વિષે ઘણા શિક્ષકોને મૂંઝવણ હોય છે. અમુક ઉંમર પહેલાં વિદ્યાર્થીઓ પાસે નિબંધલેખન પૂરતી ભાષા અથવા વિચારો હોતા જ નથી. પછી વિચારસંકલન તો હોય જ ક્યાંથી? આ મુશ્કેલી ઉપરાંત ઘણાખરા શિક્ષકો પોતે જ નિબંધલેખનમાં અસમર્થ હોય છે. નિબંધ એ વસ્તુ શી છે એનો જ એમને બરાબર ખ્યાલ નથી હોતો.

નિબંધલેખન એ સંગીત, ચિત્રકળા અથવા મૂર્તિનિર્માણ જેવી સ્વતંત્ર અને મહત્ત્વની કળા જ છે. શિક્ષક પાસે જો એ કળા વિષે પોતાનો ખ્યાલ હોય તો જ એ વિદ્યાર્થીઓને કાંઈક આપી શકે. ઉચ્ચ અભિરુચિ અને કંઈક વ્યક્ત કરવાની ઉત્કંઠા એ બે હોય ત્યારે જ નિબંધ સરસ થઈ શકે છે. નાની ઉંમરે પણ નિબંધની શક્તિ કાંઈક કેળવી શકાય છે. આજકાલ જેમ શિક્ષકો વિષય આપીને અથવા બેચાર મુદ્દાઓ સૂચવીને ઘેરથી નિબંધ લખી લાવવાનું કહે છે, તે ઢબે આ કળા ખીલવાની નથી. વર્ણનાત્મક નિબંધ લખવો હોય તોપણ શિક્ષક પોતે વિદ્યાર્થીઓને સાથે લઈને ફરવા કે મુસાફરી કરવા જાય, જતાં જતાં વ્યાખ્યાનો આપતો ન જાય પણ મુસાફરીનો પોતે આસ્વાદ લે અને આસ્વાદ લેવા લાયક મનોરંજક અને બોધપ્રદ પ્રસંગો તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચે, વચમાં વિનોદ, અભિપ્રાય, ટીકા, સરખામણીઓ, સુધારાઓ વગેરે વેરતો જાય. આમાં નિબંધની તૈયારીનો સ્પષ્ટ કે છૂપો ઉદ્દેશ જરા સરખો ન રાખવો. નિરીક્ષણ અને આસ્વાદનો જ એકમાત્ર ઉદ્દેશ રાખવો. ત્યાર પછી કેટલાક દિવસ જવા દઈ (આ શરત જરૂરી છે) એ જ પ્રવાસ કે

સહેલ ઉપર નિબંધ લખવાનું છોકરાઓને કહેવું. પછી દરેક વિદ્યાર્થીનો નિબંધ લઈ શિક્ષકે તે નિબંધનું મુખ્ય મંતવ્ય અને ખૂબી પારખી લઈ એનો સ્વીકાર કરવો અને એ દૃષ્ટિ કાયમ રાખી નિબંધમાં ઝીણા ઝીણા સુધારા કરી, ગાય જેમ પોતાના વાછરડાને ચાટે છે તેમ, ચાટી ચાટીને નિબંધ રૂપાળો કરવો. આ રીતે અભિરુચિ અને એને લગતી ભાષા કેળવાય છે.

ચર્ચાત્મક નિબંધ લખાવવો હોય ત્યારે બની શકે તો શિક્ષકોમાંથી બે સ્નેહીઓએ વિદ્યાર્થીઓના દેખતાં જાતજાતની ચર્ચા કરવી, જેથી દરેક વિષયનાં જુદાં જુદાં પાસાંઓ, દરેક સિદ્ધાંતની તાત્ત્વિક અને વ્યાવહારિક બાજુઓ તેમ જ દલીલો અને ઝીણવટ વિદ્યાર્થીઓ આગળ પ્રત્યક્ષ રીતે ખડાં થાય. આ પછી કેટલાક દિવસ જવા દઈને વિદ્યાર્થીઓ પાસેથી નિબંધ માગવો.

જે વિદ્યાર્થીઓને આટલું કર્યા છતાં નિબંધ લખવાનું સૂઝતું જ નથી એવાઓનો અલગ વર્ગ કરી પરિચિત વિષય કે પ્રસંગ ઉપર શિક્ષકે પોતે જ એક નિબંધ લખાવવો. શિક્ષક એક એક વાક્ય લખાવતો જાય અને વિદ્યાર્થીઓને નવા નવા મુદ્દાઓ પૂછતો જાય. વિષયના સંકલનમાં કયો મુદ્દો ક્યાં શોભે છે એ આ રીતે બરાબર બતાવી શકાય. પોતે જ પોતાના નિબંધમાં કેટલાંક વાક્યો ફેરવે, સુધારે અને એનાં કારણો કહી દે. આમ કરતાં વિદ્યાર્થીઓની નિબંધ-લેખનની બુદ્ધિ જાગ્રત થશે. માટીનાં પૂતળાં બનાવનાર શિલ્પી જેમ કામ કરતો જાય અને પોતાના શાગિર્દોને એની ખૂબી બતાવતો જાય, એ પ્રમાણે નિબંધનું પણ થઈ શકે.

માહિતી મેળવવી એ એક વાત છે અને મેળવેલી માહિતી સુઘડ રીતે અને કોક કોક વાર શણગારીને મૂકવી એ વાત જુદી છે. બંને સ્વતંત્ર રીતે શીખવવાં જોઈએ.

કવિતામાં વિશેષ એ ધ્યાનમાં રાખવાનું કે, ઉત્તમ સાહિત્ય જેટલું વધારે કંઠસ્થ થાય તેટલી ભાષા ઉપર પ્રભુતા વિશેષ આવવાની છે."

# વર્ધા કેળવણીનો પ્રયોગ—થામણા

[થામણામાં વર્ધા કેળવણીનો પ્રયોગ, શ્રી. નરહરિભાઈ પરીખની દોરવણી પ્રમાણે અને થામણાના ગ્રામસેવક શ્રી. બબલભાઈ મહેતાની પ્રત્યક્ષ નજર તળે, આજ ચાર વર્ષથી ચાલે છે, તે ગુજરાતનું શિક્ષણ-જગત તો જાણે છે. તેની શરૂઆત ૧-૯-'૩૮ થી થઈ. ૩૧-૩-'૪૨ સુધીના તેના કામનો હેવાલ શ્રી. નરહરિભાઈએ એક પત્રિકારૂપે બહાર પાડ્યો છે. સૌની જાણ માટે, તેમાંથી નીચેનો ભાગ ટૂંકાવીને આપ્યો છે. પ્રયોગની સમગ્ર અસર વર્ણવતો પહેલો હપતો આ છે. બીજા હપતામાં અભ્યાસક્રમ અને તેની વિશેષ અસર તથા આર્થિક બાજુના વિચારવાળો બાકીનો ભાગ આવતા અંક ઉપર રાખું છું. આખું નિવેદન જોઈએ તેમણે આચાર્યને (રાષ્ટ્રીય ગ્રામશાળા, થામણા) લખવું.

તંત્રી, શિ૦ સા૦]

આજ સુધીની શિક્ષણપદ્ધતિની બધી જ વિગતોમાં — કેળવણીના હેતુમાં, શાળાના વાતાવરણમાં, અભ્યાસક્રમમાં, સમયપત્રકમાં, શિક્ષણની પદ્ધતિમાં, એમ નાની તેમ જ મોટી દરેક વિગતમાં — ફેરફાર કર્યા વિના પાયાની કેળવણી, જે મોટે ભાગે વર્ધા કેળવણીને નામે ઓળખાય છે, તેનો પ્રયોગ કોઈ પણ સ્થળે દાખલ ન થઈ શકે. ફેરફાર કરવા માટે કેવળ વિદ્યાર્થીઓની જ નહિ પણ તેમનાં માબાપોની તથા પ્રયોગનો અમલ કરનાર શિક્ષકોની પૂરેપૂરી તૈયારી જોઈએ. નવા પ્રયોગનું રહસ્ય કદાચ બધા શિક્ષકોના સમજવામાં પૂરેપૂરું ન આવ્યું હોય, તોપણ ચાલુ પદ્ધતિ કરતાં આ નવી વસ્તુ સારી છે માટે શ્રદ્ધાપૂર્વક તેનો અમલ કરવાનો ઉત્સાહ તો તેમનામાં હોવો જ જોઈએ. આ કેળવણીનું ધ્યેય ગામડાંનાં બાળકોને ઉદ્યોગ મારફત તથા તેમના આસપાસના વાતાવરણને અનુરૂપ કેળવણી આપી ગ્રામપ્રેમી તથા નમૂનેદાર ગ્રામવાસી બનાવવાનું હોઈ, એનો પ્રયોગ કોઈ પણ ગામડામાં જ સારી રીતે થઈ શકે.

થામણાની વસ્તી લગભગ બે હજાર માણસની છે; તથા બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, મુસલમાન, સુથાર, લુહાર, કુંભાર, ઘાંચી, મોચી, હજામ, ઢેડ, ભંગી એમ બધી કોમનાં ઘર ગામમાં છે. ગામનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેડૂતો ઉપરાંત ગામડાનો આવશ્યક કારીગર વર્ગ પણ ત્યાં હોઈ, આ ગામ ધારે તો અથવા એને જરૂર પડે તો સહેજે સ્વયંપૂર્ણ થઈ શકે એવું છે.

### શાળાનું નવું મકાન

જૂની શાળા ભાડાના મકાનમાં બેસતી તેમાં સારી પેઠે સંકડાશ હતી. જોકે ગામલોકોએ પ્રયોગ શરૂ થયા પછી ધર્મશાળા તથા પુસ્તકાલયનો થોડો ભાગ

શાળાને ઉપયોગમાં લેવા માટે આપ્યો, છતાંયે મકાનની અગવડ ઓછી ન થઈ. આ કારણથી એક સગવડભરેલા મકાનની શાળાને જરૂર ઊભી થઈ.

એ વખતના મુંબઈ ઇલાકાના વડા પ્રધાન શ્રી. ખેર સાહેબ આ શાળાની મુલાકાતે આવેલા. તેમની સાથે આ અંગે વાતચીત થઈ અને તેમણે શાળા બંધાવવા માટે સરકાર તરફથી મદદ આપવાની આશા આપી. ગામલોકોએ ગામની ભાગોળે આવેલ ૬ એકર અને ૯ ગુંઠા જમીન શાળાના મકાન તેમ જ ખેતીને અંગે આપવાનું કબુલ કર્યું જ હતું. આ વિશાળ જમીનના ચોગાનમાં વીસેક આંબા છે તે પણ શાળાના વિદ્યાર્થીઓના ઉપયોગ માટે જ સુપરત થયા છે. હવે ત્યાં સાત વર્ગો બેસી શકે એવું શાળાનું મુખ્ય મકાન, વણકરનિવાસ, શિક્ષકનિવાસ, પીંજણવર્ગો, પ્રાર્થનામંદિર, સામાન માટે ત્રણ ઓરડી, પંપની ઓરડી, હોજ વગેરે ખૂબ સગવડભરેલાં મકાનો બાંધવામાં આવ્યાં છે. રમતની વિશાળ જગ્યા અને બાળકો માટે ક્રીડાંગણ છે. થામણા ગામની આબાદીના પ્રતીકરૂપ આ મકાન ગામમાં પેસતાં જ જણાઈ આવે છે. નવું મકાન થયા પછી ગામમાં કન્યાશાળા જુદી ચાલતી તેને છોકરાઓની શાળા સાથે ભેગી કરી દીધી છે.

આવી જાતના પ્રયોગની સફળતા–નિષ્ફળતાનો આધાર અનેક વસ્તુઓ ઉપર રહે છે. માબાપોનો સહકાર તથા ઉત્સાહ, શિક્ષકોની સમજણ તથા ઉત્સાહ, અને વિદ્યાર્થીઓનો ઉમંગ, એ એમાં મુખ્ય છે.

## ગામ ઉપર અસર

પ્રયોગ પછી આ ગામની અંદર એક નવી જ જાતની ભાવના દેખાઈ આવ્યા વગર રહેતી નથી. શાળાના વિદ્યાર્થીઓ ગ્રામસફાઈ જેવાં કાર્યો કરે તેમાં માબાપો વિરોધ નથી કરતાં બલ્કે સાથ આપે છે. આખા ગામનું સ્વચ્છતાની દૃષ્ટિનું ધોરણ બદલાયું છે. ઉચ્ચનીચભાવના તેમ જ અસ્પૃશ્યતાની સૂગ, એમાં ફેર પડવા માંડ્યો છે. સ્વદેશીની ભાવના બળ પકડતી જાય છે. ખાદી અને રેંટિયાનું પ્રમાણ ઠીક છે. જોકે તેમાં ભરતી ઓટ આવ્યાં કરે છે. છતાંયે અત્યારે ગામની અંદર ૭૦ રેંટિયા ચાલે છે. પૂર્ણ ખાદીધારી તેમ જ ખાદીમાં સ્વાવલંબી એવી વ્યક્તિઓ પણ સારી પેઠે મળી આવે છે.

ગામમાં હવે ધાર્મિક ઉત્સવોનું સ્વરૂપ ફેરવાઈ ગયું છે. હોળી જેવા ઉત્સવો, જે ગામડાંમાં ખૂબ જ બીભત્સ રીતે ઊજવાય છે, તે હવે સંસ્કારી રીતે ઊજવાવા માંડ્યા છે. આવા ઉત્સવોને દિવસે સંવાદો, રમતગમતો રાખી ગામની અંદર સ્વચ્છ વાતાવરણ જમાવી ગામલોકોને જ્ઞાન સાથે ગમ્મત આપવામાં આવે છે.

ગામમાં સંપનું પ્રમાણ થોડુંઘણું વધેલું જણાય છે. ગામમાં થતાં અનેક સાર્વજનિક કાર્યો ઉપરથી આ વસ્તુ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. આ પ્રયોગ શરૂ થયા પછી અનેક મોટા તેમ જ નાના મહેમાનો આવે છે. તેમનું ભાવપૂર્વક સ્વાગત ગામલોકો કરે છે. જોકે ગામ બહુ સમૃદ્ધ ન કહી શકાય, છતાં આ પ્રયોગને અંગે આવી પડતો આર્થિક બોજો સહન કરવા લોકો તત્પર રહે છે.

એક વસ્તુ અમારે સ્પષ્ટ કરવી જ જોઈએ કે, આ બધું અહીં પ્રયોગ દાખલ થયો તેને જ આભારી છે એમ નહિ કહી શકાય. કારણ કે અહીં તો બબલભાઈ જેવા એક ઉત્તમ ગ્રામસેવક સેવાનું કામ કરી રહ્યા છે. તેમના વિના શાળા ગામ ઉપર આટલી અસર પાડી શકી હોત કે કેમ, એ કહેવું મુશ્કેલ છે. આમ કહેવાનો અર્થ એવો તો નથી જ કે શાળાના શિક્ષકોએ કંઈ નથી કર્યું. તેમણે ઘણુંયે કર્યું છે. શિક્ષકો ઉપર માબાપો પૂર્ણ વિશ્વાસ મૂકી શકે એવું વાતાવરણ પણ પેદા થયું જ છે. શિક્ષકો અને માબાપોનો સંબંધ કુટુંબ જેવો બનાવવાના પ્રયત્નો પણ ગતિમાન છે ને તેમાં થોડી થોડી સફળતા પણ પ્રાપ્ત થઈ છે. છતાં બબલભાઈ અહીં હોવાથી તે ગામ અને શાળા વચ્ચે અત્યારે તો સાંકળરૂપ બની રહ્યા છે. તેથી જ, ગામનું કેવળ વિહંગાવલોકન કરતાં પણ ગામ આકર્ષક લાગે છે, તે કેવળ શાળાને લીધે જ છે એમ નહિ કહી શકાય. શાળા ઉપરાંત દવાખાનું, પુસ્તકાલય, મુતરડીઓ, બજાર વગેરે પ્રવૃત્તિઓ પણ શરૂ થઈ છે, અને એ પ્રવૃત્તિઓ તથા સાધનો દિનપ્રતિદિન વધતાં જાય છે.

## શિક્ષકો

પ્રયોગનાં ત્રણ વર્ષ દરમ્યાન શિક્ષકોની ફેરબદલી બહુ થઈ છે. આવા પ્રયોગોમાં શિક્ષકોની પસંદગી ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. પ્રયોગને અનુકૂળ વાતાવરણ જમાવવામાં, વિદ્યાર્થીઓમાં શ્રમ પ્રત્યે અભિરુચિ કેળવવામાં, તેમનું ચારિત્ર્ય ઘડવામાં, ટૂંકામાં તેને સાચો ગ્રામજન બનાવવામાં વિદ્યાર્થીઓ સમક્ષ નમૂના તરીકે શિક્ષક ઊભો હોય છે; એટલે જ શિક્ષકોમાં એન્તર, શિસ્ત, અખંડ ઉત્સાહ, ઉત્તમ ચારિત્ર્ય અને વિદ્યાર્થીઓની સાથે ઓતપ્રોત થઈ જવાની શક્તિ, એ મહત્ત્વની વસ્તુઓ છે.

હાલમાં સ્કૂલ બોર્ડમાંના ત્રણ જૂના, બોર્ડમાંના જ પણ તાજેતરમાં મૅટ્રિક થયા પછી ક્વારગામ મુકામે વર્ધા યોજનાની તાલીમ લીધેલા ત્રણ ભાઈઓ, તેમ જ પ્રયોગની શરૂઆતથી જ કામ કરતા એક શિક્ષક, અને એક મુંબઈ યુનિવર્સિટિના ગ્રૅજ્યુએટ ભાઈ— એમ કરીને

આઠ શિક્ષકો છે. ઉદ્યોગ માટે જુદા શિક્ષકની જરૂર શરૂમાં હતી તે હવે રહી નથી.

શિક્ષકોમાં ઉત્સાહ તથા પ્રયોગ કરવાની ઇચ્છા પણ છે. પણ પ્રયોગ વિષેની તેમની સમજણ અને આવડત હજી વધુ કેળવાવાની ખૂબ જરૂર છે.

વિદ્યાર્થીઓની દૃષ્ટિ વિકસાવવામાં વિવિધ માહિતીઓ તેમને આપવી જોઈએ અને તે માટે શિક્ષકોએ પોતાનો જ્ઞાનભંડોળ ખૂબ વધારવાની પણ એટલી જ આવશ્યકતા છે. છતાં એક વાત સાચી છે કે, શિક્ષકોએ ખૂબ કર્યું છે, શક્ય એટલો ભોગ આપ્યો છે, પ્રસંગોપાત્ત અંગત અગવડની પરવા કર્યા સિવાય પોતાથી બનતું કરી છૂટ્યા છે.

અને હાલના વાતાવરણમાં શિક્ષકો પાસેથી ત્યાગ-વૃત્તિ, ઉત્સાહ અને શિક્ષણ પ્રત્યે પૂર્ણ પ્રેમની આશા રાખવી કઠણ છે. એનાં કારણો પણ અનેક છે: તેમનો વિકાસ કરવાને તેમને જે સગવડો આપવી જોઈએ તે નથી આપવામાં આવતી; બીજી સંસ્થાઓનો અનુભવ મેળવવાની તેમને તક નથી મળતી; કોઈ પણ જાતના અખતરા કરવાની છૂટ નથી હોતી. આ સ્થિતિમાં પણ અગવડો સહન કરીને તેઓ પ્રયોગમાં સાથ આપે છે એ જ ઘણું છે.

### વિદ્યાર્થીઓ પર પ્રયોગની અસર

વિદ્યાર્થીઓ ઉપર આ પ્રયોગની ઘણી સારી અસર થઈ છે એમ ખાતરીથી કહી શકાય એમ છે. વિદ્યાર્થીઓમાં મુખ્ય ફેરફારો નીચે મુજબ જોવામાં આવે છે:

૧. તેમનામાં સ્વચ્છતા, શાન્તિ, નિયમિતતા તથા શિસ્ત વધ્યાં છે. હળીમળીને સહકારથી કામ કરવાની તથા બીજાઓને મદદ કરવાની વૃત્તિ તેમનામાં કેળવાતી જાય છે.

૨. વિદ્યાર્થીઓમાં તેજ અને નીડરપણું આવ્યાં છે તેમનામાં સ્ફૂર્તિ જોવામાં આવે છે, અને સ્વાતંત્ર્યની ભાવના જાગી છે. સ્વાતંત્ર્યની ભાવના જૂના વિચારના કેટલાકને તો વધારે પડતી પણ લાગે છે, કારણ કે તેઓ શિક્ષકોના ખોટા ધાકમાં રહેતા નથી તેમ જ ગોખણપટ્ટીવાળું 'લેસન' બરાબર તૈયાર નથી કરતા.

૩. રમતગમત તથા કસરત અને કવાયત તરફ તેઓ વધુ ધ્યાન આપે છે અને તેમની તંદુરસ્તીમાં દિનપ્રતિદિન સુધારો માલુમ પડતો જાય છે.

૪. જેમાં હાથપગ ચલાવવા પડે એવું કાંઈ કામ કરવું વિદ્યાર્થીઓને જેટલું ગમે છે તેટલું વાંચવા લખવાનું નથી ગમતું. આશ્રમની અને વિદ્યાપીઠની શાળાઓમાં મને થયેલા અનુભવોને ગામડાની સાધારણ શાળાના અનુભવથી પુષ્ટિ મળે છે. મોટા મોટા કેળવણીકારોએ તો આ વાત પુકારી પુકારીને કહી છે. બાળકની કેળવણી-માંથી અથવા તો બાળકના જીવનમાંથી મહેનત અથવા ઉદ્યોગ કાઢી નાખવાથી એની બધી શક્તિઓ કુંઠિત થઈ જાય છે, એ વસ્તુનો તો કેળવણીકારનું નામ ધારણ કરનારથી ઇનકાર થઈ શકે એમ નથી. પણ આજના કેળવણીકારોના પોતાના જીવનમાં જાતમહેનત રહી નથી અને બહુજનસમાજ સાથેના પ્રત્યક્ષ સંબંધ વિનાના સંકુચિત વર્તુળમાં તેઓ રહે છે; એટલે તેમણે કોઈ પણ જાતના ઉત્પાદક ઉદ્યોગને બદલે તેની અવેજીમાં જાતજાતની ખર્ચાળ રમતો અને પ્રવૃત્તિઓ નિશાળમાં દાખલ કરવા માંડી છે, અને એવી શાળાઓ નવી ઢબની શાળાઓ કહેવાય છે. આવી નવી શાળાઓ ભારે ખર્ચાળ હોઈ તેનો લાભ ઉપરના વર્ગના થોડા જ લઈ શકે છે. વળી ખરો ઉદ્યોગ કરનારને જે જીવનસત્ત્વ અને તેનો આનંદ મળે છે, તેથી તો ત્યાં પણ બાળકો વંચિત જ રહે છે. અમને આ પ્રયોગમાં એ અનુભવ થયો છે કે, બાળકોને ઉદ્યોગ ગમે છે એટલું જ નહિ, પણ જીવન સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવતા ઉદ્યોગથી બાળકને વધારે સાચી અને સંગીન કેળવણી મળે છે. પ્રયોગ પહેલાંની સ્થિતિમાં અને પછીની સ્થિતિમાં બાળકની રીતભાતમાં, ટેવોમાં તથા એના માનસમાં અને એની બુદ્ધિમાં જે ફેરફાર થયો છે, એના સાક્ષી તરીકે આ વસ્તુ હું કહું છું.

૫. વિદ્યાર્થીઓમાં સાર્વજનિક પ્રવૃત્તિઓ કરવાની ટેવ ઠીક પ્રમાણમાં પડતી જાય છે. ઉત્સવો, મેળાવડાઓ, વગેરે પ્રસંગે તેઓ દરેક કાર્યમાં હાજર રહી તેમનાથી બનતો સાથ આપવા ઉત્સુક રહે છે. સંવાદો વગેરેમાં શિક્ષકો તથા વિદ્યાર્થીઓ ભેગા મળી ગામલોકો સમક્ષ મનોરંજનના કાર્યક્રમો રજૂ કરે છે. વિદ્યાર્થીઓ સ્વેચ્છાએ ગ્રામસફાઈમાં ભાગ લે છે અને તળાવના આરા, કૂવા, વગેરેની સફાઈ કરે છે. ગમે ત્યા પેશાબ ન કરવો જોઈએ, ગંદકી ન કરવી જોઈએ, એવી ટેવો વિદ્યાર્થીઓમાં દાખલ થતી જાય છે.

૬. આ પ્રયોગ પછી વિદ્યાર્થીઓમા ધીમે ધીમે ઉન્નત ભાવનાઓ ખીલતી જાય છે. સ્વમાન, નીડરપણું, સાચાબોલાપણું વગેરે આવતું જાય છે. જવાબદારીનું ભાન સમજતા જાય છે. શાળામાંથી જડેલી વસ્તુ કે બહારથી મળેલી વસ્તુ શાળાના આચાર્યને સોંપવાની વૃત્તિ આવી છે.

આ રીતે વિદ્યાર્થીઓ ઉપર એક જાતની સારી અસર થતી જાય છે. જોકે સમાજની બદીઓ, દૂષણો, માબાપોની બાળકો પ્રત્યેની બિનકાળજી તેમ જ આજુબાજુનું પ્રતિકૂળ વાતાવરણ ભારે વિક્ષેપરૂપ હોઈ, ઉપર જણાવેલી ભાવનાઓ ખીલવાની ગતિ બહુ મંદ રહેલી છે.

એ રીતે તેના જ્ઞાનની જુદી જુદી શાખાઓ વચ્ચેનો આવશ્યક સંબંધ તોડી નાખે છે, તે પોતાની જાતની અંદર જ્ઞાનની સાચી ભૂમિકાનો જ નાશ કરે છે એટલું જ નહીં, પણ એ જાતની ભૂમિકાનું પ્રયોજન પણ ખોઈ બેસે છે, અને સત્યની સાચી કિંમત આંકવાને અશક્તિમાન બની જાય છે.'

બાળકોનાં શરૂઆતનાં વર્ષો વિષે બોલતાં તે જણાવે છે: 'આ ઉંમરે તેમની શક્તિ અને અનુભવ વધારે હોય છે, પરંતુ માનસશાસ્ત્રના નિયમોથી વિપરીત રીતે ચાલતી આપણી શાળાઓ, વસ્તુતાએ, કુદરત પોતે તેમના જીવનમાં જે શક્તિ અને અનુભવ અર્પે છે તેનાં તમામ પરિણામોનો નાશ કરવા માટે ઊભાં કરેલાં રુંધક યંત્રોનું જ કામ કરે છે. બાળકને શાળામાં ન મોકલીએ ત્યાં સુધીનાં પહેલાં પાંચ વર્ષ સુધી તો આપણે બાળકને કુદરતનો સંપૂર્ણ ઉપભોગ કરવા દઈએ છીએ. આપણે કુદરતની દરેક અસરને તેમના ઉપર કામ કરવા દઈએ છીએ. તેઓ પોતાની શક્તિનો અનુભવ કરે છે. નિર્બાધ સ્વાતંત્ર્ય અને તેની બધી ખૂબીઓનો બધો આનંદ તેઓ પૂરેપૂરો જાણી ચૂકે છે. ઇંદ્રિયપ્રધાન, સુખી અને અનિયંત્રિત પ્રાણી પોતાના વિકાસ દરમ્યાન સ્વતંત્ર રીતે જે કુદરતી વલણ અખત્યાર કરે, તે વલણે તેમનામાં પોતાની ચોક્કસ નિશ્ચિત દિશા પકડી લીધા હોય છે, અને આ રીતે તેમણે પાંચ વર્ષ સુધી ઇંદ્રિય દ્વારા જ્ઞાન મેળવ્યાનો આનંદ ભોગવ્યા બાદ, આપણે એકદમ તેમની આસપાસની તમામ કુદરતને તેમની આંખ આગળથી લુપ્ત કરી દઈએ છીએ; તેમના નિર્બાધ સ્વાતંત્ર્યનો ખુશનુમા રાહ બળજબરીથી બંધ કરીએ છીએ, ઘેટાંની પેઠે તેમને વાડામાં પૂરી દઈએ છીએ; આખાં ટોળાં ને ટોળાં ગૂંગળામણવાળી ઓરડીઓમાં સંકડાવીને ખડકી દઈએ છીએ; નિર્દયતાથી કલાકો, દિવસો, અઠવાડિયાં, મહિનાઓ, અને વર્ષો સુધી તેમને કૃત્રિમ અને અનાકર્ષક અક્ષરો ચિંતવ્યા કરવાના કામે, તથા તેમની પહેલાંની સ્થિતિની તુલનામાં ગાંડા બનાવી મૂકે તેવા જીવનકાર્યક્રમમાં, તેમને નિર્દયતાથી જકડી દઈએ છીએ.'

પેસ્ટાલોઝી પછી ફ્રોબેલે પણ એ વસ્તુ આગળ ધપાવી. બાલમાનસ તથા ક્રિયા તરફના તેના વલણની કલ્પના તેણે વિસ્તારથી નિરૂપિત કરી. તેના મતે, એ બાબતો કેળવણીનું પ્રારંભબિંદુ બનવી જોઈએ. કેળવણી ઇંદ્રિયોના ઉપયોગ દ્વારા, સાદા રચનાત્મક કામકાજ દ્વારા, કુદરતના અભ્યાસ દ્વારા, અને કિંડરગાર્ટન દ્વારા[1] વધુ સારી રીતે આપી શકાય તેની રજૂઆત પણ તેણે કરી. આ બધા સિદ્ધાંતો હવે આધુનિક કેળવણીશાસ્ત્રીઓ સ્વીકારે છે. પરંતુ હિંદુસ્તાનમાં તો તેમનું સન્માન સિદ્ધાંતમાં જ વધારે છે, વ્યવહારમાં નહીં.

અહીં આપણે જેની સાથે લેવાદેવા છે તે રચનાત્મક કામની બાબતમાં ફ્રોબેલ કહે છે: 'નિરાકાર વસ્તુ ઉપર માણસના આત્માએ ભમ્યા કરવું જોઈએ, અને તેને એવી રીતે ગતિમાન કરવી જોઈએ કે જેથી તે પદાર્થ ઘાટ અને આકાર પ્રાપ્ત કરે, તથા પોતાનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને જીવન મેળવે; કામકાજ અને ઉદ્યોગ, તથા ઉત્પાદક અને સર્જનાત્મક પ્રવૃત્તિનો આ જ ઉચ્ચ અર્થ, ઊંડું રહસ્ય તથા મહાન હેતુ છે. જે ઉદ્યોગ અને ઉદ્યમ તથા કામકાજ કરતી વેળા આપણને એવો સ્પષ્ટ ખ્યાલ કે આછો આભાસ પણ હોય છે કે, એની દ્વારા આપણે અંદર રહેલી વસ્તુને બહાર પ્રગટ કરીએ છીએ, આત્માને શરીર પહેરાવીએ છીએ, વિચારને મૂર્તિમંત કરીએ છીએ, કે અદૃશ્યને દૃશ્ય કરીએ છીએ, તે કામકાજ કરવા દ્વારા આપણે સાચેસાચ ઈશ્વર સમાન બનીએ છીએ."

વળી તે કહે છે: 'હવે એવો સમય આવ્યો છે, જ્યારે તમામ કામકાજને સ્વયંસ્ફૂર્તિથી થતી પ્રવૃત્તિરૂપ બનાવી દેવું જોઈએ, અર્થાત્ તેને ચેતન ક્રિયા કરી મૂકવી જોઈએ. પરંતુ એને માટે, બધી સર્જનાત્મક પ્રવૃત્તિ જે નિયમને અનુસરે છે, તેને પામવો જોઈએ, અને સમજણપૂર્વક તેનો અમલ કરવો જોઈએ. અત્યાર સુધી તેનો અમલ વણસમજ્યે થતો આવ્યો છે. મારી પદ્ધતિમાં મેં ઉદ્યોગની જે સાધનસામગ્રી યોજી છે, તે એવી જાતની છે કે, તેનાથી બાળક તે નિયમનું વણસમજ્યે અમલ કરતું કરતું કળામાં આગળ એવી રીતે વધે છે કે જેથી ધીમે ધીમે તે નિયમ તેની સમજમાં આવતો જાય છે, અને પછી

૧. પદાર્થપાઠો, રમતો આદિ દ્વારા બાળકોને તાલીમ આપવાની શાળા. તે જર્મન શબ્દનો મૂળ અર્થ 'બાળકોનું ઉદ્યાન'—બાલવાડી થાય છે.

તે નિયમને તે તમામ પ્રકારના સર્જનના માર્ગદર્શક અને નિયામક તરીકે સ્વીકારે છે. માનવ કામકાજને બીજી કોઈ રીતે સ્વયંસ્ફૂર્ત પ્રવૃત્તિમાં બદલી શકાય તેમ નથી. અત્યાર સુધી યાંત્રિક રીતે કરવામાં આવતું કામકાજ ચેતન ક્રિયા રૂપે ત્યારે જ પરિણમે, જ્યારે હાથનો ઉદ્યોગ સાથે સાથે મનનો ઉદ્યોગ પણ બને: વર્તમાન સમયમાં તો માત્ર કળાને વસ્તુતાએ સ્વયંસ્ફૂર્ત ક્રિયા કહી શકાય તેમ છે; પરંતુ મનુષ્યનું તમામ કામકાજ ઓછે યા વત્તે અંશે સર્જનક્રિયાને મળતું હોય છે, અને માણસને જો તેના દિવ્ય સર્જકની પ્રતિકૃતિરૂપ બનાવવો હોય, તો તેમ હોવું આવશ્યક પણ છે.'

*ઇંદ્રિયજ્ઞાન અને સર્જનાત્મક કામકાજ દ્વારા કેળવણી* આપવાના આ નવા ખ્યાલોએ કેળવણીને વિજ્ઞાનશુદ્ધ તથા ફળદાયક બનાવી છે એટલું જ નહીં, પરંતુ જેનો પહેલાં કદી પ્રયત્ન કરવામાં નહોતો આવ્યો તે કેળવણી — અર્થાત્ અપંગ, બહેરાંમૂંગાં, આંધળાં બાળકોની કેળવણી — પણ તેનાથી શક્ય બની છે. હુન્નર-ઉદ્યોગની કેળવણીએ અપંગોને આર્થિક સ્વાતંત્ર્ય આપ્યું છે, અને તેની સાથે સ્વમાન અને સ્વાશ્રય પણ બક્ષ્યાં છે. તેના વડે વળી, વહી ગયેલાં બાળકોને પણ કેળવણી દ્વારા પાછાં સુધારવાની વસ્તુ શક્ય બની છે.

૨

પરંતુ કેળવણીના ક્ષેત્રમાં ઊભા થયેલા સુધારકો કેળવણીના સિદ્ધાંત સાથે લેવાદેવાવાળા માત્ર ફિલસૂફો જ ન હતા. તેમાંના ઘણાએ કેળવણીનો સામાજિક અને રાજકીય સુધારાની દૃષ્ટિએ વિચાર કર્યો છે, અને તે જાતની કેળવણીની સંસ્થાઓ સ્થાપી છે તથા ચલાવી છે. તેઓ જુદી જુદી વિચારસરણીના છે, તથા તેમની કલ્પનાઓ પણ જુદી જુદી છે. કેટલાક માનવ વ્યક્તિ તથા જાતિના આધ્યાત્મિક લક્ષ્યના દૃષ્ટિબિંદુથી કેળવણીનો વિચાર કરે છે. જ્યારે બીજા કેટલાક ભૌતિકવાદીઓ અને સમાજવાદીઓ છે. તેઓ મજૂરવર્ગના દૃષ્ટિબિંદુથી વિચાર કરનારા તથા ક્રાંતિ દ્વારા વર્ગહીન સમાજની સ્થાપના ઇચ્છનારા છે. જ્યારે બીજા કેટલાક કોઈ ખાસ સિદ્ધાંતને સ્વીકાર્યા વગર, તેમ જ અત્યારની સમાજવ્યવસ્થાનો પાયો ક્રાંતિથી બદલી નાખવાની ઇચ્છા કર્યા વગર, કેળવણીને માત્ર વધુ વિજ્ઞાનશુદ્ધ તથા બાળક તથા કિશોરના સ્વભાવ તથા માનસશાસ્ત્રના નિયમોને અનુસરતી બનાવવાના વિચારવાળા છે. તેમનો ઇરાદો જ્ઞાનની પ્રાપ્તિ, જ્ઞાનનો પ્રચાર અને જ્ઞાનનો વિકાસ વધુ અસરકારક બને, વધુ સ્વાભાવિક બને, અને વધુ ફળદાયક બને, એ છે. પરંતુ તે કેળવણી-સુધારકો ગમે તે વિચારસરણી કે ફિલસૂફીને અનુસરતા હોય, પણ તે બધા જ કેળવણીને વધુ નક્કર, વધુ વાસ્તવિક તથા ઓછી શાબ્દિક બનાવવાની બાબતમાં, તથા 'बाबावाक्यं प्रमाणं'ના નિયમને ઓછી અનુસરતી બનાવવાની બાબતમાં એકમત છે. તેઓ બધા જ અખતરા અને પ્રયોગની પદ્ધતિની હિમાયત કરે છે. *પ્રયોગશાળામાં કે હુન્નરશાળામાં વ્યાવહારિક અને* સર્જનાત્મક પ્રવૃત્તિની કિંમત ઉપર તેઓ સૌ ભાર મૂકે છે.

કેળવણીને આધ્યાત્મિક દૃષ્ટિએ વધુ અસરકારક બનાવવાના પક્ષનો જર્મનીનો રોમન કૅથલિક સંપ્રદાયનો એક લેખક લખે છે: "રોજ રોજ જેમ જેમ આપણે 'ઉદ્યોગ-શાળા' એટલે શું એ સમજતા જઈએ છીએ, તેમ તેમ આપણને દેખાતું જાય છે કે, આ જાતના સુધારાનો વિરોધ કરવો એ મૂર્ખાઈ છે. દરેક યુગ સંસ્કૃતિનાં તત્ત્વોને નવી રીતે ગોઠવતો આવે છે. વર્તમાન યુગ એવું માગે છે કે, ધર્મ જીવન સાથે સંકળાવો જોઈએ, ધર્મ મજૂરી સાથે સંકળાવો જોઈએ, અને ધર્મ સ્વદેશના બારીક અભ્યાસ સાથે સંકળાવો જોઈએ. આપણા અખતરાએ આપણને ઉદ્યોગ દ્વારા કેળવણી હાંસલ કરી આપવી જોઈએ, તેમ જ તેને પોતાના વતનની પ્રાદેશિક શાળા દ્વારા સાધી આપવી જોઈએ."

અહીં આપણને જીવનનાં અમુક પાસાં, કે જેમના તરફ કૅથલિક ધર્મગુરુઓએ દુર્લક્ષ કર્યું હતું, પરંતુ જે અત્યારના યુરોપના જીવનની મુખ્ય માગણીઓનો વિષય બનેલ છે, તે જોવા મળે છે. તે પાસાં તે ઉદ્યોગ અને રાષ્ટ્રીયતાનાં પાસાં. કૅથલિક સંપ્રદાય ભિન્ન-રાષ્ટ્રીય ધર્મ હોવાથી, તેણે હંમેશાં રાષ્ટ્રીય સરહદોથી પર રહેવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ ઉપર ટાંકેલા લેખકને મતે, પ્રાદેશિક સ્વદેશાભિમાન, અને મજૂરી તથા અંગમહેનત માટે સંમાનવૃત્તિ, એ બે વસ્તુઓ કૅથલિક કેળવણીની બે મુખ્ય ઊણપો છે;

અને જો કેળવણીને નવા ઔદ્યોગિક યુગમાંના જીવનની માગણીઓને અનુકૂળ બનાવવી હોય, તો તે ઊણપો દૂર કરવી જોઈએ. કેળવણીને એ રીતે આજના દિવસની જરૂરિયાતોને અનુકૂળ બનાવવાથી વિદ્યાર્થીઓ વધુ આધ્યાત્મિક બનશે, એમ એ લેખકનો મત છે.

બીજી બાજુ મ્યૂનિકની જાહેર કેળવણીનો વ્યવસ્થાપક કુશેનસ્ટીની (Kushensteinei), કે જેને ધર્મ સાથે કાંઈ લેવાદેવા નથી, પણ જે બીજા દરેક જર્મન ફિલસૂફની પેઠે નાગરિકધર્મ અને રાજ્ય-વ્યવસ્થાની પરિભાષામાં જ વિચાર કરે છે, તે જણાવે છે કે, પ્રાથમિક શાળાની વયે બાળકનું મુખ્ય વલણ શારીરિક ક્રિયા તરફ હોય છે. 'તેથી કરીને શારીરિક મજૂરી કાળજીપૂર્વક, પ્રામાણિકતાથી, તથા ચીવટથી બરાબર કરવામાં આવે, એ બાબત ઉપર ઔદ્યોગિક કેળવણીએ ખાસ ભાર મૂકવો જોઈએ. આ જાતની શારીરિક મજૂરીમાં અમુક પ્રકારનાં સહકાર અને વ્યવસ્થાશક્તિની જરૂર પડે છે જ. તેથી એના વડે બાળકને સ્વાભાવિક રીતે નીતિધર્મ અને નાગરિકધર્મના નિયમો શીખવા મળે છે.' ઉપરાંતમાં તે એમ પણ માને છે કે, ઉદ્યોગશાળાનું રહસ્ય એ બતાવી આપવામાં રહેલું છે કે, નાગરિકધર્મને લક્ષમાં રાખી કરેલી મજૂરીમાંથી ઓછામાં ઓછી સાધનસામગ્રી વડે વધારેમાં વધારે જ્ઞાન, કુશળતા અને આનંદ પ્રાપ્ત કરી શકાય.

કોઈ પણ ખાસ સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યા સિવાય માત્ર કેળવણીકારની દૃષ્ટિથી લખતાં લે (Lay) પોતાના પુસ્તકમાં[1] પોતા વિષે જણાવે છે. 'હું એવા નિશ્ચય ઉપર આવી પહોંચ્યો કે, બહારનું પ્રત્યક્ષ જ્ઞાન ગ્રહણ કરવું, મન વડે તેને આત્મસાત્ કરવું, અને પછી બાહ્ય કર્મ કરવું, એ ત્રણે ક્રિયાઓ એક જ આખી પ્રક્રિયા રૂપ છે; અને તેથી શિક્ષણ આપતી વેળા એવી રીતે સમજીને ચાલવું જોઈએ કે, સ્થૂલ પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન ગ્રહણ કરવું, અને મન વડે તે બધાને આત્મસાત્ કરવું, એ બે ક્રિયાઓ આપણી આસપાસની વસ્તુસ્થિતિને આપણી પોતાની આગળ રજૂ કરવાનાં સાધનો છે, અને અનેક પ્રકારનું બાહ્ય કર્મ એ તો બાહ્ય જગતની વસ્તુસ્થિતિ સામેનો આપણો પ્રત્યાઘાત અથવા તેને અનુકૂળ થવાનો પ્રયત્ન છે.'

બીજે સ્થળે તે જ લેખક જણાવે છે: 'અહીં આપણી સામે ત્રણ બાબતો પડેલી છે: નિરીક્ષણ, માનસક્રિયા અને બાહ્ય કર્મ. કેળવણીને લાભદાયી કરવી હોય, તો તે ત્રણેને તેમાં એકઠી કરવી જોઈએ. તો જ કેળવણી સક્રિય બની શકે, અને જૂની કેળવણીની નિષ્ક્રિયતાનું અપલક્ષણ ફેંકી દઈ શકે.'

છેક આધુનિક સમયમાં અમેરિકાના ફિલસૂફી અને કેળવણીશાસ્ત્ર વિષેના લેખક જૉન ડ્યૂઈએ કેળવણીના સિદ્ધાંતના ક્ષેત્રમાં ભારે ફાળો આપ્યો છે. તે સમાજવાદી છે. તેની ફરિયાદ એ છે કે, શાળાની આધુનિક આયોજના સમાજની અત્યારની રચના તથા આજના સમયની જરૂરિયાતોને બંધબેસતી નથી. તે કહે છે, 'સંસ્કાર અને સાંસ્કારિક કેળવણી સાથે સંકળાયેલા આજના લગભગ બધા ખ્યાલો એવા જૂના સમયથી ઊતરી આવેલા છે કે જે વેળા ફુરસદવાળા વર્ગનું મજૂરવર્ગો કરતાં આત્યંતિક ચડિયાતાપણું સ્વયંસિદ્ધ તરીકે સ્વીકારી લેવામાં આવતું હતું.'

ડ્યૂઈ પોતાની કેળવણીસુધારની કલ્પનાનો ઉપ-સંહાર નીચેના ત્રણ સિદ્ધાંતોનું નિરૂપણ કરીને કરે છે:

'પ્રથમ, દરેક માણસ સ્વમાન જાળવી શકાય તેવું, પોતાની આજીવિકા ચાલી શકે તેવું, તથા જેમાં પોતાની બુદ્ધિ વાપરવી પડતી હોય તેવું કામ કરતાં જાણતો હોવો જોઈએ — અર્થાત્ દરેક માણસે પોતાને માટે તથા પોતાની મહેનત ઉપર આધાર રાખનારાંઓ માટે આજીવિકા મેળવવી જોઈએ એટલું જ નહીં, પણ તે આજીવિકા મેળવતી વેળા, પોતે જે ઉદ્યોગ કરતો હોય તેની બુદ્ધિયુક્ત સમજ તેને હોવી જોઈએ તથા પોતાનું કામ સારી રીતે કરવા જેટલો તેમાં તેને બુદ્ધિયુક્ત રસ પડવો જોઈએ. આ વસ્તુ પહેલાં કદી ન હતી તેટલી અગત્યની આજે બનેલી છે.

'બીજું, એક માણસનું કામ બીજાઓની ક્ષેમ-કુશળતા ઉપર આટલા મોટા પ્રમાણમાં અસર કરતું હોય તેવું આજ પહેલાં કદી બન્યું ન હતું.

'ત્રીજું, યંત્રોદ્યોગી પદ્ધતિઓ અને પ્રક્રિયાઓ આજે પ્રકૃતિવિજ્ઞાન અને સમાજવિજ્ઞાનની ઘટનાઓ અને નિયમોના જ્ઞાન ઉપર જેટલા મોટા પ્રમાણમાં આધાર રાખે છે, તેટલો પહેલાં કદી નહોતી રાખતી.

1. Formation of the New Method.

આપણી રેલવેઓ, આગબોટો, કારખાનાં અને ખેતરો, અરે, આપણા ઘરનાં સામાન્ય સાધનો પણ પોતાના અસ્તિત્વ માટે ગણિતશાસ્ત્રને લગતી, પદાર્થવિજ્ઞાનને લગતી, રસાયનશાસ્ત્રને લગતી અને પ્રાણીવિજ્ઞાનને લગતી ઊંડી સમજ ઉપર અવલંબેલાં છે. તેમનો સારામાં સારો ઉપયોગ પણ સામાજિક જીવનની ઘટનાઓ અને સંબંધોની સમજ ઉપર આધાર રાખે છે. તેથી મજૂરોનો મોટો સમુદાય જે યંત્રો ઉપર કામ કરે છે તે યંત્રોના નિર્જીવ દાંતા કે ચક્કર રૂપ તેમને ન થઈ રહેવું હોય, તો તેમણે તે યંત્રોની આગળની અને પાછળની ભૌતિક અને સામાજિક ઘટનાઓની કાંઈક સમજ મેળવી લેવી જોઈએ.'

વળી તે કહે છે : 'આપણે તમામ સુતારીકામનો, લુહારીકામનો, વણવાના, સીવવાના અને રાંધવાના કામનો, જીવન અને કેળવણીની પદ્ધતિ તરીકે ઉપયોગ કરવો જોઈએ; તેમને ખાસ વિષયો કે હુન્નરો ગણી કાઢવા ન જોઈએ. જે પ્રક્રિયા દ્વારા સમાજ નભે છે, તેના તે બધા વિશિષ્ટ પ્રકારો છે, તથા સમાજજીવનની કેટલીક મુખ્ય આવશ્યકતાઓ, તથા માણસની સમજ તથા કુશળતા વધતી ગઈ તેમ તેમ તે જરૂરિયાતો કેવી રીતે પૂરી પાડવામાં આવી છે તેના માર્ગો, બાળકના ધ્યાન ઉપર લાવવાનાં તે બધાં સાધન છે. એ રીતે તે બધી ક્રિયાઓનું સામાજિક રહસ્ય આપણે વિચારવું જોઈએ. અર્થાત્, બાળકે પોતે એ જીવન-ઉદ્યોગમાં કેવી રીતે સાધનભૂત થવાનું છે, એ વસ્તુ તેના ધ્યાન ઉપર લાવવી જોઈએ. જેથી શાળા પોતે પણ સક્રિય સમાજજીવનનું સાચું સ્વરૂપ અખત્યાર કરે, નહીં કે પાઠ શીખવા માટે જુદી રાખેલી જગાનું સ્વરૂપ.'

બહુ જૂના સમયથી જુદા જુદા પ્રકારના સમાજવાદીઓએ દરેક સાચી કેળવણીના પાયા તરીકે ઉદ્યોગ અને ક્રિયાને સ્વીકાર્યાં છે.

માર્ક્સ કહે છે : 'કેળવણીનો અર્થ આપણે માટે આ છે : (૧) બૌદ્ધિક વિકાસ, (૨) શારીરિક વિકાસ, (૩) તથા વિવિધ હુન્નરઉદ્યોગની કેળવણી — કે જે કેળવણી માલના ઉત્પાદનની બધી પ્રક્રિયાઓના સામાન્ય વૈજ્ઞાનિક સિદ્ધાંતોને લગતું જ્ઞાન આપે, તથા સાથે સાથે બાળકો અને યુવાનોને ઉત્પાદનની બધી શાખાઓનાં પ્રાથમિક ઓજારોનો ઉપયોગ કરવાની તાલીમ આપે.' આ પરથી, માર્ક્સે શાળાઓ માટે કઈ જાતની ઔદ્યોગિક કેળવણી વિચારી હતી, તે વાચકના ધ્યાનમાં આવ્યું હશે : તે કાંઈ મોટી મિલો કે કારખાનાંઓના કામની વાત નથી કરતો, પરંતુ 'પ્રાથમિક ઓજારો'નો ઉપયોગ શીખવવાની વાત કરે છે. અહીં કોઈ અમુક ઉદ્યોગ શીખવવાની વાત નથી, પરંતુ 'ઉત્પાદનની બધી પ્રક્રિયાઓના સામાન્ય વૈજ્ઞાનિક સિદ્ધાંતો શીખવવાની વાત છે.'

વળી પોતાના પુસ્તક 'કૅપીટલ'ના પ્રથમ ભાગમાં માર્ક્સ લખે છે : 'જોકે કારખાનાના કાયદાની કેળવણીને લગતી કલમો બહુ દૂરગામી નથી, તેમ છતાં તેઓમા એ જાહેરાતનો સમાવેશ તો થાય છે જ કે, બાળકોને મજૂરીએ લગાડવામાં આવે તો તેની સાથે સાથે તેમને પ્રાથમિક કેળવણી પણ આપવામાં આવે. આ કાયદાની એ બાબતની સફળતાએ એ પ્રથમ સાબિતી પૂરી પાડી કે, કેળવણી અને શારીરિક વ્યાયામને મજૂરી સાથે જોડી દઈ શકાય; તથા બીજી બાજુ મજૂરીને કેળવણી તથા શારીરિક વ્યાયામ સાથે જોડી દઈ શકાય. શિક્ષકોને પૂછપરછ કરતાં કારખાનાના નિરીક્ષકોને થોડા જ વખતમાં માલૂમ પડયું કે, દિવસના ચાલુ વિદ્યાર્થીઓને જે શિક્ષણ આપવામાં આવે છે, તેમના કરતાં માત્ર અર્ધું જ શિક્ષણ કારખાનામાં કામ કરતાં બાળકોને મળતું હોવા છતાં, તે બાળકો ચાલુ વિદ્યાર્થીઓ જેટલું જ કે ઘણી વાર તો તેમના કરતાં પણ વધુ શીખતાં હતાં. આનું કારણ એ આપી શકાય કે, દિવસનો અર્ધો ભાગ જ તેઓ શાળામાં રહેતાં હોવાથી તેઓ હંમેશાં તાજાં તથા શિક્ષણ મેળવવા તત્પર તથા ઉત્કંઠાવાળાં રહેતાં. અર્ધો વખત મજૂરી અને અર્ધો વખત શાળા, એ પદ્ધતિએ કામ કરતાં તેમને તે બંને વસ્તુઓ અરસપરસ એકબીજા માટે આરામ અને મન છૂટું કરાવવાની ગરજ સારતી. પરિણામે, એક જ બાબત ઉપર ચાલુ લાગેલા રહેવા કરતાં બંને બાબતો કરવાની હોય એ વસ્તુ બાળકને વધુ ફાવતી આવે છે.'

મહાન્ ક્રાંતિવાદી લેખક પ્રિન્સ ક્રોપોટ્કીન શિક્ષણની ચાલુ પદ્ધતિઓમાં ફેરફાર કરવાની વકીલાત કરતાં કહે છે : 'મગજનું કામ કરનારા અને શારીરિક મજૂરી કરનારા, એવા સમાજના બે વિભાગ

પાડવાની સામે અમે બંને પ્રવૃત્તિઓને એકઠી કરવાની વાત રજૂ કરીએ છીએ; તથા હુન્નરઉદ્યોગ શીખવવાની શાળા, કે જે મગજનું કામ અને શરીરની મજૂરી વચ્ચેનો આધુનિક વિભાગ કાયમ રાખે છે, તેને બદલે અમે તે હાનિકારક વિભાગોને દૂર કરતી સર્વાંગીણ કેળવણીની વકીલાત કરીએ છીએ. સ્પષ્ટ ભાષામાં કહીએ તો, આ યોજના હેઠળની શાળાનો હેતુ આ હોવો જોઈએ: બાળકને એવી કેળવણી આપવી, કે જેથી ૧૮ અથવા ૨૦ વર્ષની વયે શાળા છોડતી વખતે દરેક છોકરા કે છોકરીને વિજ્ઞાનનું પૂરેપૂરું જ્ઞાન મળી ગયું હોય — એવું જ્ઞાન કે જે તેમને વિજ્ઞાનના ક્ષેત્રમાં ઉપયોગી કાર્યકર્તા બનાવે — તથા સાથે સાથે તેમને ઉદ્યોગહુન્નરની કેળવણીના પાયામાં રહેલી બાબતોનું સામાન્ય જ્ઞાન મળી જાય, તથા એકાદ ખાસ ઉદ્યોગમાં એવી કુશળતા મળી જાય કે જેથી તે દરેક જણ સંપત્તિના ઉત્પાદનની શારીરિક મજૂરીની મહાન દુનિયામાં પોતાનું સ્થાન લઈ શકે.'

(ચાલુ)

# પ્રાથમિક શિક્ષક મંડળ માટે કાર્યક્રમ—૨

[સુરતજિલ્લા પ્રાથમિક શિક્ષકપરિષદને પ્રમુખસ્થાનેથી આપેલા શ્રી. 'સ્નેહરશ્મિ'ના વ્યાખ્યાનમાંથી એક હપતો ગયા અંકમાં આવી ગયો. ત્યાર બાદ તે આખું વ્યાખ્યાન 'પ્રસ્થાન' માસિકમાં પ્રસિદ્ધ થયું છે; એટલે તે વ્યાખ્યાનનો બાકીનો ભાગ કાંઈક વિશેષ ટૂંકાવીને જગા બચાવી લઉં તો વાંધો ન જણાય. એ ભાગના ચર્ચાના મુખ્ય મુદ્દા આ બાકીના ભાગમાં આવી જાય છે. —તંત્રી, શિ૰ સા૰]

૧

હું જાણું છું કે, અભ્યાસક્રમ, પાઠ્યપુસ્તકો, અને કેળવણીને લગતા બીજા વ્યાપક પ્રશ્નોને હજુ સુધી આ પરિષદમાં જેવું જોઈએ તેવું મહત્ત્વ આપવાનું નથી બની શક્યું. અને એનાં કારણો પણ હતાં. પણ એ પ્રશ્નો શિક્ષકો સિવાય બીજા કોઈ હાથમાં લે અને તેનો નિકાલ લાવે તે બહુ ઇચ્છનીય નથી. આપણે આપણા કાર્યના શા માટે નિષ્ણાત ન બનીએ? શા માટે આપણે આપણી ઊગતી પેઢીને કેવી બનાવવી છે તે સંબંધીની વિચારણામાં રાજ્યના પ્રેરણાબળરૂપ ન બની રહીએ?

એ ખરેખર શોચનીય છે કે, આપણે ત્યાં કેળવણીનું સંચાલન એવા લોકોના હાથમાં છે, જેમને કેળવણી સાથે સીધો સંબંધ બહુ ઓછો હોય છે. આ પરિસ્થિતિ અસહ્ય છે. હું તો આગ્રહપૂર્વક માનું છું કે, પ્રાથમિક શાળાનું સૂત્રસંચાલન પ્રાથમિક શાળાઓના શિક્ષક સંઘ અને એ શાળાઓના મુખ્ય શિક્ષકોના સંઘના પદ્ધતિપૂર્વક ચૂંટાયેલા પ્રતિનિધિઓ તથા માધ્યમિક અને ઉચ્ચ કેળવણીના ક્ષેત્રના તેમ જ સ્થાનિક સંસ્થાઓના પ્રતિનિધિઓ અને નિષ્ણાતોની બનેલી પ્રાથમિક કેળવણી સમિતિ જેવા કોઈ સત્તા ધરાવનાર મંડળના હાથમાં હોવું જોઈએ. આવાં મંડળમાં પ્રાથમિક શાળાઓના શિક્ષકોનું પ્રતિનિધિત્વ ઘણું મોટું હોવું જોઈએ. આપણી પરિષદોએ આ દિશામાં જાહેર મત કેળવવા સતત પ્રયત્નો કરવા જોઈએ, અને જ્યાં સુધી આ જાતની વ્યવસ્થા અમલમાં ન આવે ત્યાં સુધી જરાય જંપવું જોઈએ નહિ.

પ્રાથમિક કેળવણીના વિશિષ્ટ પ્રશ્નો છે. એ કાર્યમાં પંડિતાઈ કરતાં ઝીણવટ, ધીરજ, સહાનુભૂતિ, માનસશાસ્ત્રનું સારું જ્ઞાન અને બારીક વિવેકશક્તિની જરૂર છે. આ દૃષ્ટિએ પ્રાથમિક શિક્ષકનું કાર્ય ઘણું મોટું છે. એ કાર્ય અંગેના કેટલાક પ્રશ્નો આપણી વિચારણાની રાહ જોઈ ખડા રહ્યા છે તે બધાને આપણે બાજુએ મૂકીએ તો આપણો સંઘ બહુ સામાન્ય બની જશે. આ પરિષદનું કાર્યક્ષેત્ર માત્ર આર્થિક પ્રશ્નોની ભુલભુલામણીમાં જ ન ગૂંચવાઈ જવું જોઈએ. કેળવણીના પ્રશ્નોને પોતાનાં અનુભવ, જ્ઞાન અને શક્તિના જોરે ચોક્કસ સ્વરૂપ આપવામાં એણે પોતાનો ફાળો આપવો જોઈએ. દાખલા તરીકે, થોડાંક વર્ષો ઉપર સરકારે વર્ધાયોજના અનુસાર આપણા પ્રાંતમાં કેળવણીમાં ફેરફાર સૂચવવા એક સમિતિ નીમી હતી. એવે પ્રસંગે આવી પરિષદોનો એ ધર્મ નથી થઈ પડતો કે, આવી સમિતિઓને આપણા જેવી પરિષદો પાસે માર્ગદર્શન માટે આવવા ફરજ પાડવી? એ કાર્ય કોઈ બીજાએ કરવાનું છે, અને આપણે તો

તેઓ જે કહે કે સૂચવે તે મુજબ અમલ કરવાનો છે, એ મનોદશા મને રોગિષ્ઠ લાગે છે.

૨

આ દૃષ્ટિએ મારી એક સૂચના એ છે કે, વધુ દૂર ન જતાં આજના આપણા પાઠ્યક્રમની તો આપણે વિચારણા કરવી જ જોઈએ. એ વિચારણામાં આપણે જોઈ શકીશું કે, આપણાં બાળકોને આજે જે રીતે શીખવવામાં આવે છે તે બધામાં કોઈ પણ જાતની વ્યવસ્થિત યોજના નથી; બાળક એક રાષ્ટ્રીય થાપણ છે એવો ક્યાંય ખ્યાલ નથી, પણ બાળક એક અળખામણી બલા છે એવી જ માન્યતાનું પ્રદર્શન છે.

પ્રાથમિક શાળામાં નહિ જેવી ઇતર પ્રવૃત્તિઓ હોય છે. સંગીત, ચિત્ર, ઉદ્યોગ આદિ પણ નામનાં જ હોય છે. એ બધાંને વ્યવસ્થિત કેમ કરી શકાય, કેમ પ્રાણવાન બનાવી શકાય, તે આવી પરિષદો સમક્ષના અગત્યના પ્રશ્નો હોવા જોઈએ.

બાળકોનું આરોગ્ય એ પણ એક અતિ અગત્યનો પ્રશ્ન છે. આપણામાંથી કેટલાએ એ દિશામાં જરા જેટલો પણ વિચાર કર્યો હોય છે? દાખલા તરીકે, આપણને કોઈ પૂછે કે સાત વર્ષના કોઈ એક બાળકનું શરીર આપણા દેશના હવામાનની દૃષ્ટિએ કેવું હોવું જોઈએ, એટલે કે, તેનું વજન, તેની ઊંચાઈ, તેની છાતીનું માપ, તેના અવયવોનો વિકાસ, તેનું બળ વગેરે કેવાં હોવાં જોઈએ, તો આપણામાંથી કેટલા એનો જવાબ આપી શકીશું? આ દિશામાં આપણે કંઈ ન કરી શકીએ? તેમ કરી સામાન્ય જનતાની પણ કેટલી મોટી સહાનુભૂતિ આપણે ખેંચી શકીએ, અને આપણાં બાળકોનું કેવું મોટું કલ્યાણ સાધી શકીએ?

આપણાં મોટા ભાગનાં બાળકોને ખોરાક મળે છે તે પોષક તત્ત્વ વગરનો મળે છે. એ દિશામાં આપણે ધારીએ તો કેટલું બધું થઈ શકે! આપણે ત્યાં ગમે તેવી ગરીબાઈ હોય છતાં આપણે પંખીઓને ચણ નાખીએ છીએ, ઢોરો માટે પાંજરાપોળો બંધાવીએ છીએ; તો શું આપણાં આ ઉપેક્ષિત બાળકો માટે આપણી પ્રજા થોડું ઘણું પણ ન કરી શકે? શું એમ ન કહી શકાય કે, ગામની શાળામાં ભણનાર પ્રત્યેક બાળકને દરરોજ દોઢ પાશેર જેટલું દૂધ ગામ તરફથી મળે? આટલું અમલમાં મૂકવા પ્રયત્ન કરીએ તો થોડા વખતમાં આપણે આપણા પોતાના દરજ્જામાં અને શિક્ષણના ક્ષેત્રમાં મોટી ક્રાન્તિ લાવી શકીશું.

આ જ પ્રમાણે બાળકોનાં કપડાં માટે પણ કરી શકાય. આપણે ત્યાં જે ગરીબ બાળકો આવતાં હોય, તેમનાં કપડાં સ્વચ્છ રાખવાનો ખર્ચ, અને ખૂબ ગરીબ બાળકોને મફત પૂરાં પાડવાનો ખર્ચ ઉપાડવાની, આપણામાં જો શિક્ષણ માટે સાચો પ્રેમ હોય તો, ગામલોકોને આપણે જરૂર પ્રેરણા આપી શકીએ. આ રીતે આપણે અનેક કાર્યો વિચારી શકીએ અને આખા ગામનો એમાં સહકાર મેળવી શકીએ. આમ થતાં શાળા ગામના કેંદ્રરૂપ બની જશે; એ તેનું હૃદય લેખાશે, અને ગામના સાંસ્કારિક જીવનની ધબક ત્યાં સાંભળી શકાશે. આપણી આ પરિષદ આવાં પ્રજા-ઘડતરનાં પ્રાણપોષક અંગોને પોતાનાં બનાવે અને આપણે માત્ર આપણાં બાળકોના જ નહિ પણ સમાજના સાચા શિક્ષક બનીએ.

૩

પ્રાથમિક શિક્ષણના સામાજિક દરજ્જાનું અને સમાજમાંના તેના સ્થાનનું આ મારું સ્વપ્ન છે. તેનું કાર્ય કોઈ ધંધાદારીનું નથી; એક અનન્ય રાષ્ટ્રસેવકનું એ કાર્ય છે. અને એ દૃષ્ટિએ એની જવાબદારી પણ ઘણી મોટી છે. રાષ્ટ્રની જે જે મૂંઝવણો છે તે સૌ એની છે; અને જેટલી સમજપૂર્વક, જેટલા સંભાવપૂર્વક તે એ મુસ્કેલીઓને સમજશે, તેટલું તેનું કાર્ય અસરકારક બનશે. એક જ ઉદાહરણ લઈએ. સ્વરાજ માટે સૌથી અગત્યનું કાર્ય નિરક્ષરતાનિવારણનું છે. આપણે થોડા જ વખતમાં આખી પ્રજાને લખતાં વાંચતાં શીખવવું છે. અને એ દૃષ્ટિએ આપણે દરેકે વધુમાં વધુ બાળકોને એક સાથે કેમ ભણાવી શકાય તેની આવડત કેળવી લેવી જોઈએ એટલું જ નહિ, પણ એવા કોઈ કાર્યમાં ગૌરવ લેતાં શીખવું જોઈએ.

વળી એક જ ધોરણનાં ઘણાં બાળકોને ભણાવવાની આવડત મેળવવી એ એક કાર્ય છે, જ્યારે જુદાં જુદાં ધોરણનાં અનેક બાળકોને એકસાથે ભણાવવાં એ જુદું જ કાર્ય છે. આ બંને કાર્યોમા ખાસ આવડતની જરૂર છે. આ પ્રશ્ન માત્ર આપણા

જ દેશનો નથી, દરેક દેશે આ પ્રશ્નને એક અથવા બીજા સ્વરૂપમાં વિચારવાનો હોય છે. દાખલા તરીકે, યુરોપના કોઈ કોઈ દેશોમાં એક પ્રાથમિક શિક્ષકને ૬૦ જેટલાં બાળકોને ભણાવવાં પડે છે. આ માટે ઑસ્ટ્રેલિયાનું ઉદાહરણ જાણવા જેવું છે.

આપણને નવાઈ લાગશે કે, ઑસ્ટ્રેલિયામાં એક શિક્ષિકાને કેટલીક વાર સાત ધોરણો એકીસાથે ભણાવવાનાં હોય છે. ઑસ્ટ્રેલિયા પાસે પૈસા નથી એમ નથી, પણ પૂરતાં બાળકો નથી. એટલે કોઈ વર્ગમાં કોઈ વાર બે તો કોઈમાં ચાર બાળકો હોય. એટલાં બાળકો માટે એકેક શિક્ષિકા રોકવાનું કેમ પરવડે ? એટલે ત્યાં આપણા કરતાં જુદા જ કારણે અનેક વર્ગો સાથે લેવાના આવે છે. પણ ત્યાંની શિક્ષિકાઓ આ મુશ્કેલીને રાષ્ટ્રીય પ્રશ્ન તરીકે સમજે છે અને તેને પહોંચી વળવાની પોતાની ફરજ સમજી પોતાના કાર્યમાં વધુ એકાગ્રતા લાવે છે. પરિણામે પ્રજાને લાભ જ થાય છે.

વળી ઑસ્ટ્રેલિયાની બીજી મુશ્કેલી એ છે કે, કેટલાક પ્રદેશોમાં એક ખેડૂતનું ઘર અને બીજા ખેડૂતના ઘર વચ્ચે વીસ પચીસ માઈલ જેટલું અંતર હોય છે. આવા પ્રદેશોમાં કોઈ પણ જાતની પ્રાથમિક શાળા શક્ય જ નથી હોતી, તો ત્યાંનાં બાળકોની કેળવણીનું શું ? એ મુશ્કેલીને પહોંચી વળવાની શક્તિ પણ ત્યાંના પ્રાથમિક શિક્ષકોએ દાખવી છે. એક અદ્‌ભુત અખતરો ત્યાં ચાલી રહ્યો છે. અને એ ટપાલ દ્વારા શિક્ષણનો. પ્રાથમિક શિક્ષણ ટપાલ દ્વારા આપી શકાય એ સહેજે ન મનાય એવી બાબત છે. પણ એ હકીકત ખરી છે. આ બાબતમાં એમ શંકા થવા સંભવ છે કે, માબાપ બાળકને ભણાવતાં હશે; પણ તે સાચું નથી. હા, માને લખતાં વાંચતાં આવડે એ જરૂરનું છે, તે એટલા માટે કે, શિક્ષક જે સ્વાધ્યાય લખીને મોકલે તે બાળકને વાંચી સંભળાવવા જેટલી તેનામાં આવડત હોવી જોઈએ. આવી રીતે અનેક બાળકોને ઑસ્ટ્રેલિયામાં તાલીમ મળે છે. અને ત્યાંના કેળવણી ખાતાના એક જવાબદાર અધિકારીની માન્યતા મુજબ, એ તાલીમ શાળામાં ભણતાં બાળકોને મળતી તાલીમ કરતાં અનેક રીતે વધુ સારી માલૂમ પડી છે. આનો જશ ત્યાંના પ્રાથમિક શિક્ષકોને ફાળે જાય છે. તેમણે પ્રાથમિક શિક્ષણને રાષ્ટ્રીય જવાબદારી તરીકે સ્વીકારીને તેને સારામાં સારી રીતે અદા કરવાનો નિર્ણય કર્યો, અને તેનું એ પરિણામ આવ્યું.

આપણી મુશ્કેલી તો આના કરતાં અનેક ગણી અને અનેકવિધ છે, એટલે આપણો સંકલ્પ તો ખૂબ જ મજબૂત હોવો જોઈએ. બળવાન હૃદયથી, એકનિષ્ઠાથી અને પ્રજાના અનન્ય સેવક તરીકે એ કામ આપણે ઉપાડી લેવાનું છે. એમાં જ આપણી, આપણી પ્રજાની, અને આજની અને ભવિષ્યની આપણી અસંખ્ય પેઢીની સાચી મુક્તિ રહેલી છે. એમાં જ સાચું કલ્યાણ છે. એમાં જ સ્વરાજની ચાવી છે.

# ભારતીય ખગોળશાસ્ત્રનો ટૂંક ઇતિહાસ—૭

### વેદાંગયુગ (ચાલુ)

જ્યોતિષ વેદાંગ ક્યારે અને ક્યાં રચાયું તે આપણે ગયા લેખમાં જોયું. તે ઈ. પૂ. ૧૦૦૦થી ૧૫૦૦ સુધીમાં કાશ્મીર કે પંજાબમાં રચાયું હોવું જોઈએ, એમ પણ આપણે જોઈ ગયા. હવે વેદાંગના ગણિતનો વિચાર કરીએ.

વેદાંગ જ્યોતિષમાં સૂર્ય અને ચંદ્ર એ બેનું જ ગણિત આપ્યું છે; શુક્ર વગેરે કોઈ ગ્રહ કે તારાનું ગણિત આપ્યું નથી. સૂર્ય અને ચંદ્રનું ગણિત પણ મધ્યમ એટલે ત્રિરાશિને હિસાબે થઈ શકે એવું આપ્યું છે; મતલબ કે, તેઓની ગતિ હંમેશાં એક-સરખી માની છે. આ ગણિત આ પ્રમાણે છે: ૩૬૬ દિવસનું એક સૌર વર્ષ; એવાં પાંચ સૌર વર્ષનો, એટલે ૧૮૩૦ દિવસનો એક યુગ માન્યો છે. આવા દરેક યુગની શરૂઆતમાં માઘ સુદિ ૧, ઉત્તરાયણની શરૂઆત અને સૂર્ય તથા ચંદ્રનો ધનિષ્ઠા નક્ષત્રમાં પ્રવેશ માન્યો છે. એક યુગમાં ચાંદ્ર-સૌર એટલે અમાસથી અમાસ સુધીના ૬૨ માસ ગણ્યા છે. આ ૬૨માંથી દર ૩૦ માસે, એટલે ૨ાા વર્ષે એક અધિક માસ રાખ્યો છે; એટલે એક યુગમાં બે અધિક માસ આવે છે. ચાંદ્ર-નાક્ષત્ર માસ એટલે ચંદ્ર ધનિષ્ઠામાં હોય ત્યાર પછી ફરી તે ધનિષ્ઠામાં

આવે ત્યાં સુધીના માસ ૬૭ રાખ્યા છે. ઉત્તરાયણ, વસંતવિષુવ. દક્ષિણાયન અને શરદવિષુવ પણ ૩૬૬ દિવસના સૌર વર્ષમાં સરખે અંતરે, એટલે દર ૯૧॥ દિવસે આવે છે. એક ચાંદ્રસૌર માસમાં સરખી લંબાઈની ૩૦ તિથિઓ, એક ચાંદ્રનાક્ષત્ર માસમાં ચંદ્રનાં સરખી લંબાઈનાં ૨૭ નક્ષત્રો, અને એક સૌર વર્ષમાં એટલે ૩૬૬ દિવસમાં સૂર્યનાં સરખી લંબાઈનાં ૨૭ નક્ષત્રો ગણ્યાં છે. આમ વેદાંગનું ગણિત તદ્દન સીધું અને સહેલું છે.

હવે વેદાંગના આ ગણિતને ખરેખરા સૂક્ષ્મ ગણિત સાથે સરખાવીએ. ખરા નાક્ષત્ર અને સાયન વર્ષ વચ્ચે ૨૦ મિનિટનો ફરક છે અને એ દરેકની લંબાઈ લગભગ ૩૬૫। દિવસ છે. પણ વેદાંગનું વર્ષ ૩૬૬ દિવસનું હોવાથી દર વર્ષે અયન, સંપાત અને ઋતુમાં ૦॥। દિવસનો ફેર પડે; તે ૪૦ વર્ષમાં જ એક મહિના જેટલો થઈ જાય અને તે લક્ષમાં આવ્યા વિના ન રહે. વેદાંગ પ્રમાણે એક યુગમાં એટલે ૧૮૩૦ દિવસમાં ચાંદ્રસૌર માસ ૬૨ છે. સૂક્ષ્મ ગણિત પ્રમાણે ૬૨ ચાંદ્રસૌર માસના લગભગ ૧૮૩૦.૯ દિવસ થાય છે. આમ એક યુગમાં આવતા .૯ દિવસના ફરકથી પાંચ યુગમાં એટલે ૨૫ વર્ષમાં ચારપાંચ તિથિનો ફરક આવે, તે ચંદ્રની કળા ઉપરથી પકડાયા વિના રહે નહિ. વેદાંગ પ્રમાણે ૬૭ ચાંદ્રનાક્ષત્ર માસના ૧૮૩૦ દિવસ થાય છે. સૂક્ષ્મ ગણિત પ્રમાણે ૬૭ ચાંદ્રનાક્ષત્ર માસના લગભગ ૧૮૩૦.૫૫ દિવસ થાય છે. આમ યુગમાં પડતા .૫૫ દિવસના તફાવતથી દસ યુગમાં એટલે ૫૦ વરસમાં ચંદ્રમાં પાંચ-છ નક્ષત્રનો ફરક પડે, તે પણ આકાશમાં જણાયા વિના રહે નહિ. આમ બધી રીતે જોતાં લાગે છે કે, વેદાંગના ગણિતમાં રહેલી સ્થૂળતા એટલી મોટી છે કે તે પચાસ વર્ષની અંદર કોઈના પણ લક્ષમાં આવ્યા વિના રહે નહિ.

આપણે આવતા લેખમાં જોઈશું કે, વેદાંગની ગણિતપદ્ધતિ પછી સૌથી પ્રહેલાં જૂના સિદ્ધાન્ત ગ્રંથોની પદ્ધતિ ઈ. સ. ૦ના અરસામાં અમલમાં આવી. તેથી વેદાંગપદ્ધતિ ઓછામાં ઓછાં ૧૦૦૦ વર્ષ સુધી અમલમાં રહી હોવી જોઈએ. આટલા વખત સુધી તે તેના મૂળ સ્વરૂપમાં અમલમાં ન આવી શકે તે આપણે ઉપર જોયું. તેમાં વખતો-વખત અમુક ફેરફારો કરવામાં આવ્યા હોવા જ જોઈએ. આ ફેરફારો મૂળ સ્વરૂપમાં કયાં કયાં અને કેવી કેવી રીતે થયા હોવા જોઈએ એ બાબત-માં 'ઇન્ડિયન એફિમરીઝ'ના વિદ્વાન લેખક કન્નુ પિલ્લાઈ જણાવે છે કે, વેદાંગપદ્ધતિમાં અધિક માસ રાખવાની જે મોટી સગવડ રાખવામાં આવી છે, તેનો લાભ લેવામાં આવ્યો હોવો જોઈએ. અધિક માસ આવવો જોઈએ તે કરતાં વેદાંગપદ્ધતિમાં વહેલો આવે છે; તો અમુક વરસ પછી આવતો એક અધિક માસ છોડી દેવાથી મહિનાઓ અને ઋતુઓની વચ્ચેનો મેળ જાળવી શકાય. ઉપર જણાવ્યા પ્રમાણે વેદાંગની તિથિ ખરી તિથિ કરતાં સહેજ ટૂંકી છે, તેથી અમુક સમયને અંતરે એક તિથિની વૃદ્ધિ કરવાથી તિથિઓ પણ બરાબર આવે. અયનો, વિષુવો અને સૂર્ય તથા ચંદ્રનાં નક્ષત્રોમાં આવતા ફરકો પણ આ પ્રમાણે જ વખતોવખત પ્રત્યક્ષ અવલોકનો કરીને તે પ્રમાણે સુધારી લેતા હોવા જોઈએ. ગણિત અને પ્રત્યક્ષ વચ્ચે આવતા ફરકનો વિચાર કરીને ગણિત સુધારી લેવા માટે ઋષિઓની સભાઓ ભરાતી, એવા ઉલ્લેખો વૈદિક સાહિત્યમાં કેટલીક જગાએ આવે છે. ઉપર જણાવેલા સુધારા કેટલા કેટલા સમયને અંતરે કરવા પડતા હશે તેનું ખૂબ વિસ્તારવાળું ગણિત પણ શ્રી. પિલ્લાઈ આપે છે. પણ એટલી બધી વીગતમાં આપણે અહીં ઊતરવાની જરૂર નથી.

વેદાંગયુગમાં, એટલે ઈ. પૂ. ૧૫૦૦થી ઈ. સ. ૦ની લગભગના સમયમાં, એક બીજું પુસ્તક ઉલ્લેખ કરવા લાયક છે, અને તે ગર્ગસંહિતા. આ પુસ્તક તેના મૂળ સ્વરૂપમાં મળતું નથી, પણ તેના ઉલ્લેખો ઘણાં પુસ્તકોમાં માલૂમ પડે છે, અને તે બહુ મહત્ત્વના હોય છે. આ ઉલ્લેખો પરથી આ પુસ્તકનો સમય ઈ. પૂ. ૯૦૦ થી ૭૦૦ સુધીમાં આવે છે. અહીં એક બીજી બાબત યાદ રાખવાની જરૂર છે કે, એક બીજો ગર્ગ ઈ. સ. ૨૦૦ની લગભગમાં થઈ ગયો તેની આ વાત નથી. આ બીજા ગર્ગ વિષે જ્યારે તેનો સમય આવશે, ત્યારે ચર્ચા કરીશું. આ બંને ગર્ગને જુદા સમજવા માટે ઘણી વાર પહેલા ગર્ગને 'વૃદ્ધગર્ગ' અને બીજા ગર્ગને 'ગર્ગવરાહ' કહે છે. ભારતીય ખગોળશાસ્ત્રમાં એક અગત્યનો ફાળો

વૃદ્ધગર્ગે આપ્યો છે અને તે તેના અસમાન નક્ષત્ર વિભાગો. આપણે આગળ ઉપર જોઈશું કે, જૈનોએ ગર્ગના આ અસમાન વિભાગો કાયમ રાખ્યા છે. ગર્ગને અસમાન વિભાગો શા માટે કરવા પડ્યા તેનું કારણ પણ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનું છે. આ કારણ ગર્ગે પોતે બહુ સૂચક રીતે આપ્યું છે. વેદાંગમાં ઉત્તરાયણ ધનિષ્ઠારંભે કહ્યું છે, પણ અયનગતિને લીધે તે ગર્ગના વખતમાં ધનિષ્ઠાની પાછળ હઠી ગયું હતું. ગર્ગને આનું કારણ સમજાયું નહિ, કારણ કે તેને અયનગતિનું જ્ઞાન નહોતું આથી તેને જે ચિંતા થઈ તે તેણે નીચેના શબ્દોમાં બતાવી છે:

यदा निवर्ततेऽप्राप्तः श्रविष्ठामुत्तरायणे ।
आश्लेषां दक्षिणेऽप्राप्तस्तदा विद्यान्महद् भयम् ॥

આ મોટા 'ભય'નું કારણ તેણે એવું કલ્પ્યું કે, આકાશનાં નક્ષત્રો સમાન અંતરે નહિ હોવાથી અને વિભાગાત્મક નક્ષત્રો સમાન હોવાથી ઉત્તરાયણ ધનિષ્ઠામાં આવતું નથી. તેથી તેણે નક્ષત્રવિભાગોને અસમાન બનાવ્યા. તે તેણે એવી રીતે ગોઠવ્યા હોવા જોઈએ કે, તેની નવી વ્યવસ્થા પ્રમાણે તેના સમયનું ઉત્તરાયણ બરાબર ધનિષ્ઠારંભે આવે પણ અયનો તો ત્યાર પછી પણ ખસતાં જ રહ્યાં, તેથી ત્યાર પછી બનેલી જૈન પદ્ધતિએ ગર્ગની અસમાન પદ્ધતિ રાખી હોવા છતાં, અયનોનો મેળ મેળવવા માટે ગર્ગની પદ્ધતિમાં પણ થોડો ફેરફાર કર્યો, એ વિષે આપણે આવતા લેખમાં જોઈશું.

હરિહર ભટ્ટ

# રચનાકાર્ય* —૧

૧

જેલમાં ગયેલા મહાસભાના અનેક કાર્યકર્તાઓએ પોતાનો સમય રચનાત્મક કાર્યક્રમની વિવિધ બાબતો પર વિચાર કરવામાં ગાળ્યો જણાય છે. કેટલાક લોકોને માટે જેલ વિદ્યાપીઠનું કામ કરે છે. બહાર જાતજાતનાં કામકાજમાં મંડ્યા રહેવું પડે છે, એટલે વાંચવા વિચારવા માટે બહુ ઓછો સમય મળે છે. જેલમાં તેને માટે પૂરતી ફુરસદ મળી રહે છે અને ગંભીર કાર્યકર્તાઓ તેનો સારો લાભ લે છે. ઘણુંખરું એમ જોવામાં આવ્યું છે કે સામ્યવાદ, ગાંધીવાદ, ગીતા, કુરાન અને જ્યોતિષ (!) — જેલ-વિદ્યાપીઠના માનીતા છે. આ વખતે ગાંધીવાદના અહિંસા અને રચનાત્મક કાર્યક્રમ પર વધારે ધ્યાન આપવામાં આવ્યું હોય એમ લાગે છે. શ્રી બાલુભાઈ મહેતાએ રચનાત્મક કાર્યક્રમ પર મરાઠી ભાષામાં એક પુસ્તક લખ્યું છે જે છપાય છે. યરવડા જેલમાંયે કેટલાક મિત્રોએ એ જ વિષય પર મરાઠીમાં એક નાનકડો માર્ગદર્શક નિબંધ તૈયાર કર્યો છે. બીજી જેલોમાં પણ ભિન્ન ભિન્ન ભાષાઓમાં આ જ જાતનો કાંઈ ને કાંઈ પ્રયત્ન થયો જ હશે. આ બધાં શુભ ચિહ્નો છે.

રચનાત્મક કાર્યક્રમનો આપણા દેશની રાજનીતિ સાથે શો સંબંધ છે, એ વિષે મહાસભાના ઘણા કાર્યકર્તાઓના મનમાં હમેશાં શંકા રહી છે. તેથી આ કાર્યક્રમમાં તેમને રસ નથી પડતો અને ગાંધીજી રાતદિવસ એ જ કાર્યક્રમ પર ભાર મૂકે છે તેમાં, તથા તે કાર્યક્રમ માટે સત્યાગ્રહીઓ પર રોજ રોજ નવી નવી શરતો લાદે છે તેમાં — તેમને કાંઈક દુરાગ્રહની ગંધ પણ આવે છે. સામ્યવાદી મિત્રો ગાંધીજીના આ આગ્રહની ખુલ્લેખુલ્લી ટીકા કરે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરંતુ બીજાઓ અથવા 'ગાંધી'-પક્ષનાયે ઘણાક કાર્યકર્તાઓ ઘણી વાર દબાયેલે અવાજે રચનાત્મક કાર્યક્રમની મજાક ઉડાવતા જોવામાં આવે છે.

આનો અર્થ એ જ કે હજી આ વિષયને વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. ગાંધીજીએ બતાવેલા રચનાત્મક કામને યુદ્ધનીતિ અને દેશની સ્વતંત્રતા સાથે શો સંબંધ છે એ સમજાય નહિ ત્યાં સુધી એ વિષે અશ્રદ્ધા અને ઉદાસીનતા રહે એ સ્વાભાવિક છે. જે વસ્તુ પર માણસનો વિશ્વાસ નથી બેસતો તેને વારંવાર યાદ દેવડાવવાથી તે વસ્તુ પર તેને અણગમો થવા લાગે છે. માટે આ વિષય બુદ્ધિયુક્ત લાગે એ રીતે સ્પષ્ટ કરવાના પ્રયત્નથી ફાયદો જ થશે. પ્રસ્તુત લેખમાળામાં આ જાતનો પ્રયત્ન કરવાનો છું.

* આ લેખમાળાનું નામ મૂળમાં તો 'રચનાત્મક કાર્યક્રમ' જ રાખેલું હતું; પણ દરમ્યાન 'ગાંધીજી તથા રાજેંદ્રબાબુના આ નામના નિબંધો છપાઈ ગયેલા હોવાથી નામમાં આટલો ફેરફાર કર્યો છે. કિ. ઘ. મ.

## ૨

આપણી સમક્ષ આજે બે મોટા પ્રશ્નો ખડા છે: 'અંગ્રેજ સરકાર પાસેથી આપણે આપણી સ્વતંત્રતા કઈ રીતે લઈએ?' અને 'જો જાપાનનું આક્રમણ થાય જ તો તેનો મુકાબલો કઈ રીતે કરીએ?'

કેટલાક લોકોના મત પ્રમાણે પહેલો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે, અને કેટલાક લોકો માને છે કે આજની પરિસ્થિતિમાં તો બીજો જ પ્રશ્ન વધારે જરૂરી અને મહત્ત્વનો છે. હું એની ચર્ચામાં પડવા નથી માગતો. માની લો કે બંને પ્રશ્નો એકીસાથે આપણી સામે ખડા છે. ધારો કે એક વરુ હરણોના એક ટોળાને કનડે છે. એટલામાં નજીકમાં જ સિંહની ગર્જના સંભળાય છે. પેલું વરુ નથી હરણોને છોડવા માગતું અને નથી સિંહને હાથે મરવા માગતું. તે જેમ મૂંઝવણમાં પડી જાય છે એ જ જાતની મૂંઝવણમાં અત્યારે અંગ્રેજ સરકાર પડેલી છે. હરણોની મૂંઝવણ અને સંકટ તો એથી પણ ભારે છે. તેઓ નથી વરુનો શિકાર થવા માગતાં અને નથી સિંહનો શિકાર થવા માગતાં. તેમને તીક્ષ્ણ અને મોટા મોટા દાંત કે પંજા નથી. શીંગડાં પણ બધાંને નથી હોતાં. તેમ છતાં બંનેનો મુકાબલો કરવાની તેમનામાં હિંમત છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ સાથે તથા જર્મની-જાપાન સાથે હિંદુસ્તાનનો કાંઈક આ જ જાતનો સંબંધ છે. આ ઉપમામાં એક બહુ મોટો ફરક અવશ્ય છે. તે એ કે વિરોધ હોવા છતાં આપણે બધાં એક જ માનવયોનિનાં પ્રાણી છીએ. હરણ અને વરુ તથા સિંહની પેઠે આપણી વચ્ચે હમેશાં ભક્ષ્ય-ભક્ષકનો સંબંધ હોવો આવશ્યક નથી. દેશ, ભાષા, ધર્મ, સંસ્કૃતિ, સ્વાર્થ વગેરેના ભેદોને કારણે માણસોમાં ક્યારેક ક્યારેક અત્યંત ઉગ્ર ઝઘડા ભલે થતા રહેતા હોય, તોપણ માણસ માણસના ઝઘડા કદી સ્થાયી નથી હોતા. ભલે તેઓ અહિંસાનું નામ પણ ન જાણતા હોય તોપણ કડવા ઝઘડા પછી સુલેહ-સમજૂતી થાય જ છે અને કેટલાક સમય સુધી, શાંતિના દિવસોમાં, વિરોધીઓમાં પણ મીઠો સંબંધ રહે છે.

પરંતુ અત્યારે દુનિયામાંથી મીઠાશ જતી રહી છે. અવિશ્વાસ અને સ્વાર્થનું સામ્રાજ્ય ચારે દિશાએ વ્યાપી ગયું છે. અત્યારે હિંદુસ્તાન જ એક એવો મુલક છે જે, જો પોતાનું ઘર બરાબર કરી લે તો, આખી દુનિયામાં મીઠાશના દિવસો લાવવાની પરિસ્થિતિ નિર્માણ કરી શકે.

પરંતુ આ 'જો' એક બહુ મોટી ખાઈ છે. આપણે આપણું ઘર બરાબર ન કરી શકીએ ત્યાં સુધી આપણે માટે સ્વાભિમાનપૂર્વક જીવન ગાળવું સંભવતું નથી, તેમ જ જગતમાં પણ શાંતિ રહેવી સંભવતી નથી. આપણી પરતંત્રતા કેવળ આપણાં જ દુઃખોનું મૂળ નથી, બલ્કે આખા જગતનાં દુઃખોનુંયે કારણ છે.

એટલે જર્મની કે જાપાનનું આક્રમણ એ આપણે માટે તાત્કાલિક મહત્ત્વનો પ્રશ્ન હોય કે ન હોય, પણ આપણી સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ તો ઘણા જ મહત્ત્વની વાત છે. વિદેશી આક્રમણનો ભય નિકટ આવી પડવાથી આ પ્રશ્નના મહત્ત્વમાં કાંઈ ફેર નથી પડતો. અને આજે સૌ કોઈ માને છે કે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે આપણે હિંસાનો રસ્તો ન લઈ શકીએ.

## ૩

ત્યારે આપણે એ જાતની અહિંસક યોજના ઘડવી જોઈએ જે આપણને સ્વતંત્ર કરે અને તેની સાથે જ વિદેશી આક્રમણનો મુકાબલો કરવામાં પણ સહાયક થાય. જો જનતાને સારી રીતે સમજાઈ જાય કે ગાંધીજીનો કાર્યક્રમ આ બેવડી કસોટી પર ખરો ઊતરે છે તો તે કાર્યક્રમને માટે અશ્રદ્ધા, ઉદાસીનતા અને ઘૃણાની ભાવના નહિ રહે.

જ્યાં સુધી ઓછામાં ઓછા લગભગ બેત્રણ કરોડ લોકોને માટે સ્વતંત્રતા જ જીવનનું એવું મહાન ધ્યેય ન બની જાય કે જેને માટે તેઓ પોતાની પૂરેપૂરી શક્તિ વાપરે અને પોતાના જીવનમાં આવશ્યક પરિવર્તન કરે, ત્યાં સુધી આપણે સ્વતંત્ર ન થઈ શકીએ, એ સમજાવવાની જરૂર નથી. કેવળ દેશભક્તિની ગાથાઓ સાંભળવા અને સંભળાવવાથી, દેશભક્તિનાં ગીતો ગાવાથી, આઝાદીનાં સૂત્રો પોકારવાથી કે ધ્વજવંદન કરવા-માત્રથી સ્વતંત્રતા નહિ મળે.

તે ઉપરાંત, વચ્ચે વચ્ચે સત્યાગ્રહની હિલચાલ શરૂ કરીને લાખ સવાલાખ સત્યાગ્રહીઓના જેલ જવાથી પણ પૂર્ણ સ્વરાજ્ય નહિ મળે. આપણ પોતાના સાર્વજનિક જીવનમાં જે ખામીઓ દાખલ થવાથી આપણે પરાધીન થયા છીએ, તે ખામીઓ દૂર કરીને જ આપણે સ્વતંત્રતાનો આસ્વાદ લઈ

શકીએ. મુઠ્ઠીભર માણસોના જીવનમાંથી આ ખામીઓ દૂર થઈ જાય અથવા જનતા થોડા વખત માટે તે ખામીઓ દૂર કરવાના ઢોંગ કરે એ પૂરતું નથી. પણ કરોડો લોકોના જીવનમાંથી તે ખામીઓ હમેશને માટે દૂર થઈ જવી જોઈએ. ભારતીય જીવનની પરાધીનતા-પોષક ખામીઓ દૂર કરીને સ્વાધીનતા-પોષક ટેવો વધારનારી બધી રીતો પર અમલ કરવો તેનું જ નામ રચનાત્મક કાર્યક્રમ.

એક સમયે ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમનું સ્વરૂપ ચતુર્વિધ એટલે ચાર પ્રકારનું કહ્યું હતું, હવે તેર પ્રકારનું કહે છે. આમાં સંખ્યા મહત્ત્વની નથી. તેની બધી વીગતો કોઈ એક જ શબ્દથી વ્યક્ત કરી શકાય અથવા તેને માટે જુદા જુદા પચાસ શબ્દોનો પણ ઉપયોગ કરી શકાય. એ તો સમજાવવાની અને અમલ કરવાની સરળતાનો જ પ્રશ્ન છે. મુખ્ય ચીજ આપણા ખાનગી અને સાર્વજનિક જીવનમાં મળી આવતી ઊણપો ભરી કાઢવાની છે.

૪

આપણા સામાજિક જીવનમાં સૌથી મોટી ત્રુટિ એ આવી ગઈ છે કે આપણે હળીમળીને બહુ ઓછું કામ કરી શકીએ છીએ. એક ગામ, એક જિલ્લો, એક પ્રાન્ત કે એક દેશમાં રહેવાને કારણે જે એકતાનો અનુભવ થવો જોઈએ તેના કરતાં એક જાતિ, ધંધો કે પક્ષની એકતા આપણે વધારે અનુભવીએ છીએ. તે ઉપરાંત, કોઈ માણસમાં થોડી પણ વિશેષ શક્તિ હોય છે તો તે તેને એક જુદો ગોળ ઊભો કરવામાં જ વાપરે છે. આપણા સ્વભાવમાં એક મનોવૃત્તિ બહુ ઊંડી પેસી ગઈ છે કે, આપણી સાથે રહેનાર આપણો બરોબરિયો ન હોવો જોઈએ, પણ આપણાથી નાનો અને આપણને આધીન રહેનારો હોવો જોઈએ. આપણું ધાર્મિક, સામાજિક, રાજનૈતિક, આર્થિક કે સાહિત્યિક, ગમે તે ક્ષેત્ર લો, આ જ સ્વભાવ જોવામાં આવશે. આ કારણથી આપણો સમાજ મધમાખોના એક સુવ્યવસ્થિત સમાજ કરતાં ધરની માખોના સમૂહ સાથે વધારે મળતો આવે છે. જેમાં ઘરની ફૂટ ન હોય અને આખું કુટુંબ અનેક શરીરોમાં એક આત્માની પેઠે રહેતું હોય એવાં કુટુંબો વિરલ જ હશે. આવી એકદિલીવાળાં ગામો તો કુટુંબોથી પણ ઓછાં મળશે. આપણા પક્ષભેદો સિદ્ધાંતો કરતાં વ્યક્તિગત દ્વેષ પર જ વધારે ઊભા કરવામાં આવે છે. ઘણુંખરું, તાત્ત્વિક મતભેદનું તો કેવળ બહાનું જ હોય છે.

મારી દૃષ્ટિએ રચનાત્મક કાર્યક્રમનો મુખ્ય ઉદ્દેશ એ છે અને હોવો જોઈએ કે, તેનાં વિવિધ અંગો દ્વારા આખા હિન્દુસ્તાનની જનતામાં આપણે એક નક્કર ઘનિષ્ઠતા સ્થાપી શકીએ. હજારો વરસ પહેલાં વેદના પ્રાચીન ઋષિએ મનુષ્યને સંગઠનના મહાન મંત્રનો ઉપદેશ આપ્યો —

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥

(ઋગ્વેદ અ૦ ૮, મં. ૧૮)

[ હે ભક્તો, તમે સૌ ( संगच्छध्वं ) એક થઈને પ્રગતિ કરો. ( संवदध्वं ) ઉત્તમ પ્રકારે સંવાદ કરો. ( वः मनांसि ) તમારા બધાનાં મન ( सं जानतां ) ઉત્તમ સંસ્કારોથી યુક્ત થાઓ. તથા ( पूर्वे ) પૂર્વકાલીન (संजानाना देवाः) ઉત્તમ જ્ઞાની અને વ્યવહારકુશળ લોકો (यथा) જે રીતે (भागं) પોતાના કર્તવ્યનો ભાગ (उप-आसते) કરતા આવ્યા છે, તે જ રીતે તમે પણ પોતાનું કર્તવ્ય કરતા જાઓ.

એક થઈ જાઓ, હળીમળીને રહો, માંહોમાંહે ઉત્તમ પ્રેમપૂર્વક વાણી બોલો, સંવાદ કરીને સર્વ સંમતિથી વસ્તુઓનો નિર્ણય કરો, તથા પોતાનાં મન સુસંસ્કારયુક્ત કરો. જે રીતે તમારા પૂર્વકાલીન જ્ઞાની લોકો પોતપોતાનાં કર્તવ્યનો ભાગ અદા કરતા આવ્યા છે એ જ રીતે તમે પણ પોતાના કર્તવ્યનો ભાગ ઉત્તમ રીતે પૂરો કરો. ]

પરંતુ આ મંત્ર આપણા સમાજમાં કોઈ પણ જમાનામાં સંપૂર્ણ રીતે જીવનમાં ઊતર્યો હતો કે નહિ તેની ખબર નથી. આજે તો તે લગભગ લુપ્ત થઈ ગયો છે. તેને સિદ્ધ કર્યા વગર સ્વરાજ અસંભવિત છે. તેથી આપણે વિચાર કરવો જોઈએ કે આપણે 'સાથે ચાલવાનું શિક્ષણ મેળવવા માટે શું કરીએ! સાથે બોલવાની તાલીમ કઈ રીતે પ્રાપ્ત કરીએ! આપણો વિચારપ્રવાહ સમાન કઈ રીતે બનશે!' ઇત્યાદિ ઇત્યાદિ. આ ધ્યેય પૂર્ણ કરવા માટેનો દરેક ઉપાય અહિંસક રચનાત્મક કાર્યક્રમનું અંગ છે.

(જાન્યુ., '૪૨ના હિંદી 'સર્વોદય'માંથી) કિશોરલાલ ઘ. મશરૂવાળા

# રસાયણવિદ્યાની ગુજરાતી પરિભાષા

[રસાયણની પરિભાષાનો આગળનો હપતો નીચે આપ્યો છે.]

(To) Decant નિતારવું
Decantation નિતારણ
Decanted Liquid નિતાર
Decomposition વિગઠન
(To) Decrepitate તડતડવું
Decrepitation તડતડાટ
Deflagrating spoon પળી
Dehydration જલહરણ
Dehydrator જલહારક
(To) Dehydrogenate નિર્હાઇડ્રોજનવું
Dehydrogenisation નિર્હાઇડ્રોજનન
Deliquescence ભેજદ્રવણ
Deliquescent ભેજદ્રવી
Delivery tube નિકાસણી
(To) Desiccate સૂકવવું
Desiccation સુકવણી
Desiccator સુકવણું, –ણો
Detonating mixtures ફોડવાનું મિશ્રણ
Detonation ધડાકો થવો
(To) Dialyse ચાળવું
Dialyser ચાળણી
Dialysis (colloid)નું ચાળણ
Diamond હીરો
Diatomic દ્વિ-પરમાણુક
(To) Dilute પાતળું કરવું
Dilute (adj.) પાતળું
Dioxide દ્વિ-ઓક્સાઇડ
(To) Dissolve ઓગળવું (અ૦ક્રિ૦) ઓગાળવું (સ૦ક્રિ૦)
Distillary આસવની ભઠ્ઠી
(To) Distill આસવવું
Distillation આસવન
Distilled water આસવેલું પાણી
Double decomposition વ્યત્યગઠન
Ebullition ઉકળણ
(To) Effervesce ખુદખુદવું
Effervescence ખુદખુદાટ
Effervescent ખુદખુદાઉ
Efflorescence જળત્યાગ
Efflorescent જળત્યાગી
Elements મૂળતત્ત્વ

Emerald પન્નું
Emery એમરી
Enamel ઇનેમલ
Enzyme આથવણ
Epsome Salts વિલાયતી મીઠું
Equation સમીકરણ
Erbium એર્બિયમ ન૦
Ether ઈથર પું૦
Evaporating dish બાષ્પાયનની વાડકી
Exhaust-pipe ઉચ્છ્વાસ-નળ
Explosion ધડાકો
Explosive ધડાકિયું
Family વર્ગ, કુટુંબ
(To) Ferment અથાવું, આથવવું
Fermentation આથો
Ferric Chloride લોહાનો ક્લોરાઇડ
Ferroso-ferric Oxide વધારે લોહાનો ઓક્સાઇડ
Ferrous Hydroxide લોહાવાળો હાઇડ્રોક્સાઇડ
Ferrous Sulphate લોહાવાળો સલ્ફેટ, હીરાકસી
Fertiliser ખાતર
Filament તંતુ
Film તર (પ્રવાહીમાં), પોપડી, પડ
(To) Filter ગાળવું
Filteration ગાળણ
Filter ગળણી
Filter-paper ગાળવાનો કાગળ
Filtrate ગાળણ
Fireworks દારૂખાનું
Flame જ્યોત
Flask ચંબુ
Flint ચકમક
Flower of sulphur ગંધકનાં ફૂલ
Fluorescence પ્રતિપ્રકાશન
Fluorescent પ્રતિપ્રકાશક
Fluorine ફ્લોરીન
Foil પતરું
Formic acid કીડીનો તેજાબ
Formula સૂત્ર

Fractional વિભાગીય
Fumes ધુમાડો
Fuming sulphuric acid ધુમાતો ગંધકનો તેજાબ
Fungi ફૂગ
Funnel ગળણી
Furnace ભઠ્ઠી
„ reverberatory પડતરની ભઠ્ઠી
Furnace Blast લોખંડ ગાળવાની ભઠ્ઠ
Galena ગેલીના પું૦
(To) Galvanize જસતવું
Galvanized જસતેલું
Gas Carbon ગેસકાર્બન
Gas-generator વાયુદાની
Gaseous વાયુરૂપી
Gas-jar વાયુપાત્ર
German Silver જર્મન સિલ્વર
Glass કાચ
„ Bohemian બોહીમિયાનો કાચ
„ Crown ક્રાઉન „
„ Hard કઠણ „
„ Flint ખિલોરી „
„ Soda } બારીનો „
„ Window }
„ Soft પોચો „
„ Gena જેના „
„ Ground ઘૂંઘળો „
Glauber's Salt સોડિયમનો સલ્ફેટ
Glaze ઓપ
(To) Glaze ઓપવું
Globule બુંદ
Glowing Splinter ઊંબાડિયું
Glycerine ગ્લિસરીન ન૦
Gold સોનું
(To) Graduate આંકવું
Graduated આંકેલું
Grannuler દાણાદાર
Graphite ગ્રેફાઇટ ન૦
Green Vitriol હીરાકસી
Group વર્ગ
Gun metal તોપની ધાતુ

# નર થવું કે નારાયણ ?

૩

[સંવાદનાં સ્થળ તથા પાત્રો જૂન અંકના લેખ 'ખુદાનો પેગામ' પા. ૩૪૫ મુજબ સમજવાં.]

રામજી—પાયલાગણ, મહારાજ. આજ એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું. આજ્ઞા હોય તો પૂછું.

ફકીર—ખુશીથી પૂછ, બેટા.

રામજી—શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્ય જ ઈશ્વર થઈ જાય છે. મને એમ થાય છે કે તે કેમ થઈ શકે? કેટલા દોષોથી હું ભર્યો પડ્યો છું. હું શી રીતે આશા કરું કે હું ક્યારેયે ઈશ્વર થઈ શકીશ?

ફકીર—કયા શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્ય ઈશ્વર થઈ જાય છે?

રામજી—શું આપે આ કહેવત નથી સાંભળી કે, 'નર કરણી જો કરે, નરકા નારાયણ હો જાય!'

ફકીર—હા, એ કહેવત તો મેં સાંભળી છે. પણ કહેવત કાંઈ શાસ્ત્ર ન કહેવાય.

રામજી—તો શું એ કહેવત શાસ્ત્ર પ્રમાણે નથી?

ફકીર—એનો તો વિચાર કરવો જોઈશે. નારાયણ થવું એટલે શું થવું?

રામજી—ઈશ્વર, ભગવાન, ખુદા, અલ્લા બની જવું! ભગવાનમાં અને પોતામાં કશો ભેદ ન રહેવો!

ફકીર—ભગવાન, ખુદા, અલ્લાહ એટલે કોણ?

રામજી—કોણ કેમ? તે જ જેણે આ સર્વ દુનિયા રચી છે!

ફકીર—ઠીક, ત્યારે જો કોઈ નરનો નારાયણ થઈ જાય, એટલે તે પણ શું દુનિયા રચવા લાગી જાય છે? જગતનું સર્જન, પાલન અને સંહાર કરવાની શક્તિ પામે છે?

રામજી—એ..મ તો . . . નથી લાગતું. પણ આત્મા અને ભગવાન અસલમાં એક જ છે, એ વાત શું સાચી નથી?

ફકીર—જો અસલમાં બંને એક જ છે, તો પછી કરણી કરીને થવા ન થવાની વાત નથી રહેતી! તું તો કરણી કરીને નારાયણ બનવાની વાત કરે છે. આથી જ પૂછું છું કે નારાયણ થવું છે એટલે શું બનવા ઇચ્છા છે?

રામજી—તો આપણે કયા ધ્યેયથી પુરુષાર્થ કરવો જોઈએ?

ફકીર—આત્મા અને ભગવાન વચ્ચે નિશ્ચિત કેવો સંબંધ છે તેનો નિર્ણય કરવાની ભાંજગડમાં જ ન પડો. તમે આ વખતે મનુષ્ય છો એટલો તો નિશ્ચિત અનુભવ કરો છો ને?

રામજી—જી, હા.

ફકીર—ઠીક. તો હવે ઉત્તમ મનુષ્ય કોને કહેવાય, એ વિષે તમારો શો મત છે?

રામજી—બુદ્ધ, મહાવીર, રામ, કૃષ્ણ, ઈશુ જેવા મહાપુરુષોને હું ઉત્તમ મનુષ્યના નમૂના સમજું છું.

ફકીર—અને સિકંદર, નેપોલિયન, હિટલર જેવાને કેવા સમજો છો?

રામજી—એ ઘણા બહાદુર અને પરાક્રમી તો કહેવાય, પણ મને આદર્શ નથી લાગતા.

ફકીર—કેમ? આદર્શમાં તમે કેવા ગુણ આવશ્યક માનો છો?

રામજી—પવિત્ર જીવન, સંયમ, પરદુઃખ-ભંજન, નિર્ભયતા, જ્ઞાન, તથા બીજા ચારિત્રને ઊંચે ચડાવનારા ગુણો.

ફકીર—અને પરાક્રમ, સાહસ, વીરતા, નીડરતા વગેરે જરૂરી નથી માનતા?

રામજી—હા, એ પણ જોઈએ. પણ તે

સાથે ક્રૂરતા, સ્વાર્થ, લોભ, દ્વેષ વગેરે ન હોવાં જોઈએ.

ફકીર — એટલે કે, તમે ક્રૂરતા, લોભ, સ્વાર્થ, દ્વેષ વગેરેને ઉત્તમ મનુષ્ય બનવામાં દોષરૂપ અને પવિત્રતા, સંયમ, પરદુઃખભંજન, નિર્ભયતા, જ્ઞાન, ઉચ્ચ ચારિત્ર વગેરેને યોગ્ય સમજો છો? અને, તેથી, સિકંદર વગેરે પરાક્રમી હોવા છતાં તમને મનુષ્યના આદર્શથી દૂર થયેલા લાગે છે?

રામજી — જી હા.

ફકીર — હવે નરના નારાયણ થવું, અને નરના નરોત્તમ થવું એટલે મનુષ્યનું મનુષ્યત્વ વધારવું, એ બેમાંથી કયું ધ્યેય તમે સહેલાઈથી સમજી શકો છો, અને ધીમે ધીમે કે ઉતાવળે પ્રાપ્ત કરવાની આશા કરી શકો છો?

રામજી — મનુષ્યત્વ વધારવાનું.

ફકીર — બરાબર છે. તો નારાયણ બનવાની ચિંતા છોડી દો, અને નારાયણની કૃપાથી ઉત્તમ નર બનવાની જ ઇચ્છા અને પુરુષાર્થ કરો.

કિ૦ ઘ૦ મશરૂવાળા

# દારૂ કેમ ન પીવો?–૬

## ૨૩ (ક)

### પીનારા પોતાને ને બીજાને અકસ્માતમાં સપડાવે છે

૧૯૮૦માં અઠવાડિયાના નોખા નોખા દિવસમાં નોંધાયેલા અકસ્માત વિષે ડૉ. એ. જી. મિલરે હેવાલ લખ્યો છે, તે ઉપરથી જણાય છે કે સ્કૉટલૅન્ડમાં પીઠાં રવિવારે બંધ હોય છે, એટલે પગાર થાય તે પછી શનિવારે જ અતિપાન થાય છે.

| દિવસ દીઠ | અકસ્માતની | |
|---|---|---|
| | સરેરાશ સંખ્યા | ૫.૬૫ |
| દર શનિવારે | ,, | ૮.૩૮ |
| શનિ મધરાત ને રવિ સવાર વચ્ચે | ,, | ૧.૮૮ |
| શનિ ને શનિ રાતે એકંદર | ,, | ૧૦.૩૬= |

(આડા દિવસથી લગભગ બમણા)

શનિવારે સાંજે છ તથા રવિવારે સવારે છની વચ્ચે સરેરાશ અકસ્માત ૬.૦૮ થયા, પણ રવિવાર સાંજ ને સોમવાર સવાર વચ્ચે સરેરાશ અકસ્માત એકથી ઓછા (.૯) થયા. આડી રાતે માથાને ઇજા થાય તેના કરતાં શનિવારે રાતે ચાર ગણી વધારે થઈ, ને રવિવારે લગભગ મુદ્દલ ન થઈ.

બેલ્જિયમની ખાણો તથા કારખાનાંમાં અકસ્માત થયા તેમાંથી ૪૩ ટકા દારૂને લીધે થયા (હોર્સ્લી તથા સ્ટર્જ ઉપરથી).

## ૨૩ (ખ)

### સોમવારે ત્રણ અકસ્માત, બીજે દિવસે બે

ઝૂરિકની 'બિલ્ડિંગ ટ્રેડ્સ સિક ક્લબ'ના હેવાલ ઉપરથી જણાય છે કે સોમવારે સરેરાશ ૨૨.૧ ટકા અકસ્માત થયા, અને બીજે દિવસે સરેરાશ ૧૫.૭ ટકા અકસ્માત થયા. દારૂથી જ્ઞાનતંતુ અસ્થિર થાય છે, અને નિર્ણય કરવાની શક્તિ ક્ષીણ થાય છે. શનિવારે રાતે ને રવિવારે કારીગર બહુ દારૂ પીએ, એના પૂછડાનો ઝપાટો સોમવારે વર્તાય.

## ૨૩ (ગ)

### પીનારા કરતાં ન પીનારાને ત્રૈ ઓછા અકસ્માત નડે છે

લાઈપઝિકની 'સિક બેનિફિટ ક્લબ'ના હેવાલમાં સાડા નવ લાખ વીમા-વર્ષનો હિસાબ કરીને બતાવ્યું છે, કે સાધારણ મજૂર કરતાં પીનારા મજૂરને બેથી ત્રણ ગણા અકસ્માત નડે છે.

ફ્રાંકલિંગન (જર્મની)માં લોખંડપોલાદનું

કારખાનું છે ત્યાં જોયું તો ન પીનારા મજૂરોને હજારે ૮ અકસ્માત નડતા, પણ સાધારણ પ્રમાણ હજારે ૧૨ નું હતું.

૨૪

**વીમો ઉતરાવેલા માણસોમાંથી દારૂએ કેનો ઘાણ કાઢયો**

અમેરિકાની પ્રુડેન્શલ વીમા કંપનીએ એક લાખ મરણોની નોંધ ઉપરથી કોઠા બનાવ્યા છે, તે ઉપરથી જણાય છે, કે પીઠાંના નોકરોમાં સોએ ૬.૭ મરણાં અને પીઠાવાળામાં ૪.૪ મરણાં દારૂને લીધે થયાં, પણ ધંધા-માત્રમાં એકંદર દારૂથી સોએ ૧.૫ ટકા જ મરણાં થયાં.

૨૫ ને ૪૪ વર્ષની વચ્ચે બધા ધંધામાં સરેરાશ મરણાં સોએ ૩૧.૭ ટકા થયાં, પણ પીઠાવાળા ૪૮ ટકા ને પીઠાંના નોકર ૭૨ ટકા મૂઆ.

૨૫

**પીનારાના રોગ**

ન્યૂ યોર્કની બેલ વ્યૂ હોસ્પિટલમાં ૯૦ દારૂડિયા પુરુષો અને ૩૫ સ્ત્રીઓનાં મરણાં થયાં એને લગતા હેવાલમાં ડૉ૦ લૅમ્બર્ટ લખે છે, કે એમાંથી ૯૦ ટકાને હૃદયનો રોગ હતો, ૫૦ ટકાને પેટનો ચિરસ્થાયી સોજો હતો, અને ૭૫ ટકાનો પિત્તાશય બગડેલો હતો.

૨૬

**પીનારા માંદા વધારે થાય છે**

લાઇપઝિક 'સિક બેનિફિટ ક્લબ'ના હેવાલમાં લખ્યું છે, કે ૨૫ ને ૩૪ વર્ષની વચ્ચે ૧,૦૦૦ વીમા-વર્ષ દીઠ સરેરાશ મંદવાડ ૩૬૮ આવતા, પણ પીનારાને ૯૭૩, એટલે ૨.૬૪ ગણા મંદવાડ આવ્યા. ૩૫ ને ૪૪ વર્ષની વચ્ચે પીનારાને સરેરાશથી ૨.૮૩ ગણા તથા ૪૫ ને ૬૪ વચ્ચે સરેરાશથી ૨.૯૩ ગણા મંદવાડ આવ્યા.

દે૦ વા૦

# ઘર-માખી

માખી અનેક જાતની હોય છે. મધ દેનારી માખીને આપણે મધમાખી કહીએ છીએ. પણ ઘેરેઘેર ત્રાસ આપતી ને ઘરમાં જ રહેતી માખીને આપણે માખ કે માખી કહીએ છીએ. તે અને મધમાખ એક જાત નથી. એક મધ જેવો મિષ્ટ ખોરાક આપણને તારજી આપે છે; બીજી માખ અમૃત જેવા ખોરાકમાં ઝેર રેડવાનું જ જાણે કામ કરે છે. એક ફૂલના સુગંધી પરાગ પર જીવે છે; બીજી ગંધાતા સડા અને મળમૂત્રાદિ પર જીવે છે. એટલે તેને આપણે જુદું નામ ઘરમાખી કે રોગમાખી એવું આપવું જ જોઈએ. રોગની જનેતા જેવી આ રોગ-માખ કે ઘર-માખ વિષે સૌએ જાણવું જોઈએ, કેમ કે સ્વચ્છતા અને આરોગ્ય સાચવવા માટે તે પાયારૂપ છે.

આજના વૈજ્ઞાનિક જમાનામાં જીવવિદ્યાના આધારે કહી શકાય કે, ઘર-માખી ટાઇફૉઇડ, કૉલેરા, મરડો વગેરે રોગો ફેલાવે છે. આ વિષે હવે જરાય શંકા રહી નથી. કોઈ પણ સ્થળનું ઉપરના રોગોને કારણે થતું મરણ-પ્રમાણ તપાસો તો ઝટ લઈને ખબર પડશે કે, આવા રોગો માખીની વધવાની ઋતુમાં (જૂનથી ઑક્ટોબર) કે ત્યાર પછીના બેત્રણ માસ દરમિયાન પોતાનું જોર દાખવે છે. કલોલમાં કૉલેરા ૧૯૪૧ના ઑક્ટોબરમાં જ ફાટી નીકળ્યો હતો અને ચારપાંચ દિવસમાં જ લગભગ ૧૨૫ મરણો નીપજ્યાં હતાં.

માખી આવા ભયંકર રોગોના જીવાણુ-

ઓની વાહક સાબિત થઈ છે, છતાં હજી આમ-પ્રજાના ધ્યાન પર તેની ભયંકરતાનો ખ્યાલ આવ્યો લાગતો નથી. ઘણુંયે ઘરોમાં માખીઓ બણબણતી અને ખાધાખોરાકીની ચીજો બગાડતી આજે પણ માલૂમ પડે છે; ઘણુંયે બાળકોનાં મોં ઉપર માખીઓ બણબણ્યા કરે છે; છતાંય તેનો ઉપદ્રવ કેમ ઓછો થાય તેવા ઉપાયો યોજાતા નથી. માખીનો ઉપદ્રવ ઓછો કરવાને મોટી ધાડ મારવાની નથી. પણ સામાન્ય સફાઈ અને સ્વચ્છતાના નિયમોનો અમલ કરતા લોકો બની જાય તો તેનો ઉપદ્રવ થોડાં જ વર્ષોમાં મોટે ભાગે કમી કરી શકાય. ખાસ કરીને મળમૂત્રનો અને ઘરના પૂંજાનો યોગ્ય નિકાલ કરવા ઉપર જ ધ્યાન દેવામાં આવે, તો માખીની ઓલાદ ઘટી જવા પામે તેમ છે. ઉકરડા અને ખાતર-પૂંજાના ઢગલા ખુલ્લામાં રહેવા દેવાની તેમ જ ખુલ્લામાં જ મોટે ભાગે ઝાડે ફરવાની ટેવને લીધે, માખીને વધવા યોગ્ય સ્થાન મળી રહે છે.

જે પ્રાણીઓ એકીસાથે અસંખ્ય પરિવાર ઉત્પન્ન કરી શકે છે, તે પોતાનાં બાળબચ્ચાંની યોગ્ય સંભાળ લઈ શકતાં નહિ હોવાને કારણે, ઈશ્વરે પહેલેથી જ તેમને એવી જગાએ જ બચ્ચાં કે ઈંડાં મૂકવાની ગંધ-પારખની સહજ-બુદ્ધિ આપેલી છે, કે જ્યાંથી તેમના વંશ-પરિવારને અમુક અસહાય સ્થિતિ દરમિયાન પોતાનું જીવન ટકાવી રાખવા પૂરતો ખોરાક સહેલાઈથી મળી રહે. આપણી ઘર-માખી પણ આ ન્યાયે સહજબુદ્ધિને લઈને પોતાનાં ઈંડાં ઉકરડા, ખાતર પૂંજાના ઢગલા અને ખુલ્લી મળમૂત્રવાળી જગાએ મૂકી આવે છે, કેમ કે અહીં તેનાં ઈંડાંમાંથી ઉત્પન્ન થતા કણાને અમુક સમય સુધી જોઈતો ખોરાક મળી રહે છે.

માખીનો ખોરાક મંડ (ખાંડ, ગોળ, મેંદા જેવાં ખાદ્યો) અને અર્ધપક્વ પુષ્ટિદનો છે. આપણાં રસોડાં કે એઠવાડની ડોલ કે ચાટમાંથી તેમને મંડ (કાર્બોહાઇડ્રેટ) પૂરતા પ્રમાણમાં મળી રહે છે, જ્યારે અર્ધપક્વ પુષ્ટિદ તો પ્રાણીઓનાં મળ કે છાણમાંથી જ મળે છે — જે ઉપર જણાવેલી જગાએથી તેને મળી રહે છે.

માખી કીટકવર્ગનું દ્વિપાંખી ( Diptera ) પ્રાણી છે. તેથી તે મચ્છર સાથે સંબંધ ધરાવે છે. મચ્છરની પેઠે ઈંડાળમાંથી માખી થતાં સુધીમાં, તેને ચાર અવસ્થા પસાર કરવી પડે છે. તેમ જ ઈંડાં મૂકયા પછી કદી તેમની સંભાળ લેવા તે આવતી નથી. માખીને નરી આંખે જોતાં છ પગ, બે જાળીદાર પાંખો, દરેક ૪૦૦૦ પેટા-આંખોની બનેલી એવી બે પડખે એકેક આંખ, મોઢું, છાતી, અને બંગડીના ખડકલા જેવું ચૂડીદાર પેટ હોય છે. નર કરતાં માદા માખીની આંખો વચ્ચેનું અંતર જરા વધુ હોય છે. ઉપરાંત માથાની ઉપર બીજી ત્રણ ત્રિકોણાકાર સાદી આંખો હોય છે. મચ્છરની પેઠે સૂંઢ નહિ હોવાથી, મનુષ્યશરીરમાંથી તે લોહી ચૂસી શકતી નથી. પરંતુ પોચા હોઠ હોવાને કારણે તેમ જ દાંતના અભાવને લીધે પ્રવાહી ખોરાક જ લઈ શકે છે. તેના દરેક પગે અને લગભગ આખા શરીરે રુવાંટી અને કાંટા જેવા વાળ હોય છે. વળી દરેક પગને છેડે એવી ગાદી હોય છે કે જેમાંથી ચીકણો પદાર્થ ઝરે છે, જે તેને દીવાલ ઉપર ઊંધે માથે ચોંટીને બેસવામાં મદદ કરે છે. આ રુવાંટી, કાંટા અને ચીકાશ જ મળમૂત્રના જીવાણુઓને વહી લાવવાનું કામ કરે છે.

હવે માખીની પેદાશ સમજીએ. એક જ માદા સહજબુદ્ધિને કારણે ઉપર કહી તેવી

જગાએ એકીવખતે લગભગ બસો ઈંડાં મૂકે છે. આ વસ્તુનો પ્રયોગ કરી ખાતરી કરેલી છે. એક ઢગલા ઉપર ચૂનો ભભરાવેલો. થોડા સમય પછી જોયું તો ઘરમાં ફરતી ઘણીખરી માખીઓ (ઈંડાં મૂકી આવેલી તેથી) આખા શરીરે ચૂનાવાળી જણાઈ હતી. માખી થોડુંક ખોતરીને ઈંડાં મૂકે છે અને પછી તેની ઉપર ધૂળ વાળી દઈ કદી ફરી સામું જોતી નથી. એ ઈંડાળને સેવાવા યોગ્ય ગરમી તે ઢગલામાંના પદાર્થોની આથવણી (fermentation)ને લીધે થતી રાસાયણિક પ્રક્રિયા દ્વારા મળી રહે છે. ઋતુ પ્રમાણે, આ ઈંડાળમાંથી આઠથી ચોવીસ કલાકે ધોળા ઇયળ જેવા કણા (maggots) બહાર પડે છે. ઠંડી ઋતુ કરતાં ગરમ ઋતુમાં તે વહેલા બહાર પડે છે. આ બીજી અવસ્થા દરમિયાન, અનુક્રમે ચોવીસ અને અડતાલીસ કલાકે, તે બે વાર ખોળ ઉતારે છે, અને લગભગ ૦ા ઇંચ લાંબા પગ વિનાની બની રહે છે. માથા તરફનો ભાગ અણીદાર આંકડા જેવો હોવાથી હલનચલન કરવામાં અને ખોરાકના ટુકડા તોડીને ખાવામાં મદદ કરે છે. શ્વાસ લેવાનાં બે આંખ જેવાં છિદ્રો છેક છેડે તેરમી ચૂડી ઉપર આવેલાં છે. ઉપરાંત ૬થી ૧૨મી ચૂડી સુધીમાં નીચેના ભાગમાં ગાદીવાળા વળેલા કાંટા હોય છે, જે કીડાની પેઠે પેટ ઘસડીને ચાલવામાં મદદ કરે છે. આ અવસ્થા દરમિયાન ખોરાકનો તેને તોટો જ પડતો નથી; બલકે કહો કે ખોરાકની વચ્ચે જ જીવન પસાર કરે છે. આ કણા પોતાની મેળે લગભગ છથી આઠ ઇંચ ઊંડે જમીનમાં ચાલ્યા જાય છે, અને ચારથી આઠ દિવસનું ટૂંકું જીવન વિતાવી ત્રીજી અવસ્થામાં પ્રવેશે છે. આ વખતે તેની આસપાસ એક કઠણ કવચ બનાવી દે છે, અને તેની અંદર ખાધાપીધા વિના ટૂંટિયું વળી ગોળ બની જઈ ઊંઘવાની તપશ્ચર્યા કરે છે. આ વખતે તેનો રંગપલટો થઈ ધોળાને બદલે ઘેરો તપખીરિયો બની જાય છે. આ મૂર્છાવસ્થામાં કણો લગભગ ત્રણથી પાંચ દિવસ કોશેટામાં રહે છે. આટલા સમય દરમિયાન અંદર ને અંદર સંપૂર્ણ માખી બની જાય છે. આમ પંદરેક દિવસમાં ઈંડાળમાંથી માખીઓ ગરમ ઋતુમાં થાય છે; જ્યારે ઠંડી ઋતુમાં તો ઈંડાળમાંથી માખીઓ થતાં ત્રણેક માસ લાગે છે. કવચમાંની ગરદી, અંધારું અને બફારાથી કંટાળી તે પોતાના હંગામી 'સાધન વડે કવચ તોડીને બહાર નીકળે છે. આ હંગામી લાલો (Ptilinum) એક નાની કોથળી જેવો હોય છે કે જે ધારે ત્યારે લંબાવીને તીક્ષ્ણ ભાલા જેવી બનાવી શકે છે. હવે અંધારામાંથી અજવાળે આવવા માટે ઉકરડાની ધૂળ ઉથલાવવા માંડે છે અને છથી આઠ ઇંચનું પડ ભેદીને બહાર જલદી નીકળી આવે છે. આમ બહાર આવી ઊડવા માટે પાંખો પ્રથમ અશક્ત જણાય છે. ચાર પાંચ દિવસના નકોરડા ઉપવાસને અંતે તે ઘણી જ ખાઉધરી થાય છે. એટલે, જલદી જલદી શક્તિ મેળવવાને અને મોટી થવાને માટે, પોતાના નાનકડા શરીરના કુલ વજનના લગભગ ૭૦ ટકા જેટલો ખોરાક પહેલે જ ભડાકે ખાઈ લે છે. આટલું બધું શી રીતે પેટમાં સમાવી શકતી હશે તે જાણવા માટે, તેના શરીરમાંના પાચનતંત્રના અવયવો જોવા પડશે. તે વિષે હવે પછીના અંકમાં જોઈશું.

—ચાલુ

નારાયણદાસ સતારિયા

# નવું વાચન

**સ્વરાજ્યશાસ્ત્ર :** લેખક : વિનોબા ભાવે; મરાઠી પરથી અનુવાદક : પાંડુરંગ દેશપાંડે. પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. પૃષ્ઠ સંખ્યા ૧૦+૭૧. કિંમત રૂ. ૦–૬–૦.

ગાંધી સાહિત્યમાં આ પુસ્તકને ગાંધીજીના 'હિંદ સ્વરાજ' પછી પહેલું સ્થાન આપવું પડે. ગાંધીજીએ પોતાનું પુસ્તક દરિયાની સફર દરમ્યાન લખ્યું; વિનોબાએ આ પુસ્તક જેલયાત્રા દરમ્યાન લખ્યું છે. ગાંધીજીએ 'હિંદ સ્વરાજ' એક હાથે કરીને લખ્યું; વિનોબાએ 'સ્વરાજશાસ્ત્ર' બીજાને હાથે લખાવ્યું. હિંદ સ્વરાજ સવાલજવાબના રૂપમાં લખાયું છે; આ સ્વરાજ્યશાસ્ત્ર પણ પાંચ સવાલના જવાબરૂપે લખાયું છે. ગાંધીજીનો દીક્ષાગ્રંથ ઋષિની શ્રદ્ધાઘન શૈલીમાં લખાયો છે; વિનોબાના આ 'પ્રશ્નોપનિષદ'માં આચાર્યની તર્કપ્રધાન શૈલી છે. ગાંધીજીની કહેલી વસ્તુઓ જીવનસિદ્ધ હોવા વિષે ખાતરી થાય છે; વિનોબાનાં મંતવ્યો તર્કશુદ્ધ જણાઈ આવે છે. ગાંધીજીની લેખનશૈલીમાં પ્રસન્નતા ઓતપ્રોત ભરેલી છે; વિનોબાનું શાસ્ત્ર સુશ્લિષ્ટ અને નક્કર પ્રવચનશૈલીથી શોભે છે. વિનોબાએ પોતાના પુસ્તક ઉપર એક વિસ્તૃત ભાષ્ય લખવું જોઈશે; ગાંધીજીની બાબતમાં તેમનું પ્રયોગમય, સત્યનિષ્ઠ, ભારતવ્યાપી જીવન જ તેમના 'હિંદ સ્વરાજ'નું મહાભાષ્ય છે.

આ પુસ્તકમાં જે પ્રશ્નોનો વિચાર કરવામાં આવ્યો છે, તેમાંનો પ્રથમ પ્રશ્ન પ્રાથમિક સ્વરૂપનો ગણાય. બીજા પ્રશ્નમાં મુખ્ય વસ્તુ તેના મહત્ત્વની દૃષ્ટિએ સાવ ખૂણામાં પડેલી લાગે છે. પુસ્તકનું ખરું તેજ ત્રીજા પ્રશ્નથી ઝળકવા લાગે છે. આ પ્રશ્નમાં આપણી વર્ણવ્યવસ્થા બાબત જે વર્ણન કરવામાં આવ્યું છે તે બહુ જ સંક્ષિપ્ત છે. ભારતીય સમાજવ્યવસ્થાની આ ભારતભવ્ય કલ્પનાની મીમાંસા વધારે સારી રીતે કરવી જોઈતી હતી. ચોથા અને પાંચમા પ્રશ્નમાં હિંસાની નિષ્ફળતા જેટલી સુંદર અને સચોટ રીતે પુરવાર કરવામાં આવી છે, તેટલી સુંદર રીતે અહિંસાની સફળતા સિદ્ધ કરવામાં નથી આવી. પણ આ દોષ મીમાંસાનો ન કહેવાય. હિંસાની આત્મઘાતક શક્તિ દુનિયાનાં બધાં જ રાષ્ટ્રો પોતાના અલૌકિક પુરુષાર્થ વડે સિદ્ધ કરી રહ્યાં છે. અહિંસાની આત્મોદ્ધારક તથા વિશ્વોદ્ધારક શક્તિ હજી સિદ્ધ થવાની છે.

પ્રાર્થના સાથે આશા રાખીએ કે, ભારતવર્ષની સાધના એ અહિંસાની સિદ્ધિમાં સહાયભૂત થાઓ.*

---

* આ સમાલોચના શ્રી. કાકા સાહેબે હિંદી 'સર્વોદય'માં કરેલી તે પરથી અહીં ઉતારી છે.

**કવિવર રવીન્દ્રનાથ ઠાકુર (જીવન અને કવન):** લેખક : કાન્તિલાલ મ. શાહ; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. કિંમત રૂા ૨–૮–૦; પૃષ્ઠસંખ્યા ૨૧૬

બંગાળી સાહિત્યનું આકર્ષણ ગુજરાતને રહ્યા કર્યું છે. અને તે યોગ્ય છે. આજકાલ રવીન્દ્રનાથ તથા શરદ્ચન્દ્રનાં પુસ્તકના – ખાસ કરીને લલિત સાહિત્યના અને તેમાં પણ નવલકથા નવલિકાના – અનુવાદો દ્વારા બંગાળી સાહિત્યનો આપણને ઠીક ઠીક પરિચય થયો છે. કેટલીક વાર્તાઓના તો, જુદી જુદી પ્રકાશન સંસ્થાઓ તરફથી, ત્રણ ત્રણ અનુવાદો ભિન્ન ભિન્ન અને આકર્ષક નામથી બહાર પડેલા આજે ઉપલબ્ધ છે. પણ ભાગ્યે જ કોઈ અભ્યાસીએ આ મહાન લેખકોના ગ્રંથોનો મૂળમાં ઊંડો અભ્યાસ કરી તેમના ચરિત્રનો પરિચય કે તેમના સાહિત્યનું મૂલ્યાંકન ગુજરાત આગળ રજૂ કર્યું હોય. આવા અભ્યાસપૂર્ણ ગ્રંથોની ઊણપ ખાસ નોંધવા જેવી છે.

આવી જાતનો એક નાનકડો સમયસરનો પ્રયત્ન પ્રસ્તુત પુસ્તકમાં લેખકે કર્યો છે. રવીન્દ્રનાથનું તેમ જ તેમને વિષેનું પુષ્કળ સાહિત્ય વાંચીને તેમના જીવન અને કવનનો પરિચય આપવાનો પ્રયત્ન પોતે કર્યાનો તેમનો દાવો છે. રવીન્દ્રનાથની વિભૂતિ એટલી મહાન અને એમની પ્રતિભા એટલી સર્વતોમુખી છે કે, તેનો સચોટ ખ્યાલ આટલા નાનકડામાં પુસ્તકમાં આપવો અશક્યપ્રાય છે. છતાં પ્રસ્તુત પુસ્તકના કર્તાએ ખૂબ મહેનત લઈને તેમને વિષે આપણી આગળ ઠીક ઠીક માહિતી રજૂ કરી છે, એ માટે તે ધન્યવાદને પાત્ર છે. રવીન્દ્રનાથના સાંસારિક જીવન વિષે, મને લાગે છે કે, અહીં જ આપણને પ્રથમ વાર કંઈક જાણવાનું મળે છે.

રવીન્દ્રનાથના બાલ્યકાળ વિષે બે વિરોધી વસ્તુઓ રજૂ કરવામાં આવે છે – એક, એમનું ઘર જેલ જેવું હતું અને તેમાં શિસ્તને લીધે સૌ કોઈ દબાયેલું રહેતું અને તે દેવેન્દ્રનાથના પ્રભાવની ધાકને લીધે; અને બીજી બાજુએ મોન્ટેસોરીની ધીરજ અને કેળવણીની દૃષ્ટિનું તેમનામાં આરોપણ કરવામાં આવે છે. એ અસંગતિ દૂર કરવાનો તેમના ચરિત્રકારે પ્રયત્ન કરવો જોઈએ.

પુસ્તકમાં ઠેકઠેકાણે બંગાળી, અંગ્રેજી અને ક્યાંક સંસ્કૃત ઉતારા આપેલા છે. બંગાળી ઉતારાઓમાં સંખ્યાબંધ ભૂલો રહેવા પામી છે અને તે વાચકને ખટક્યા વિના રહેતી નથી. બંગાળીના કોઈ તજ્જ્ઞ પાસેથી તે તપાસાવડાવ્યા હોત તો સારું થાત. અંગ્રેજી ઉતારાઓનાં ગુજરાતી ભાષાંતરો મૂળ સાથે કેટલેક ઠેકાણે મેળ ખાતાં નથી. ભાષાંતરોમાં વધારે પડતી છૂટ લેવામાં આવી છે. કોઈ અભ્યાસપૂર્ણ સંશોધનના ગ્રંથમાં આધાર

હું મહારાજા છું, એ જાણી તમને મન આવશે.' આનો પેલા મજૂરે જવાબ આપ્યો, 'એમ છે! ઠીક; તમને એ જાણીને મન આવશે કે, સમસ્ત રશિયનોનો હું શહેનશાહ છું.' "

## 'લોકશાળા'નો પ્રયોગ મંજૂર

મહાસભાવાદી પ્રધાન મંડળના જમાનામાં, પ્રાથમિક શિક્ષકોના પ્રશ્નનો સાંગોપાંગ વિચાર કરવા એક સમિતિ (તેના પ્રમુખ પરથી 'ખેર-સમિતિ' નામથી તે ઓળખાય છે.) બેઠી હતી. તેણે પ્રાથમિક શિક્ષકના આજના સાત વર્ષના ભણતરને અપૂરતું કહી, વધુ ત્રણ વર્ષની સામાન્ય કેળવણી તેને મળવી જોઈએ; અને તેનો પ્રકાર, વર્ધા-યોજનાના વિચારોને સારી પેઠે માન આપીને, ઘડી આપ્યો હતો. આ વધુ ત્રણ વર્ષની શાળાને તેમણે 'લોકશાળા' નામ આપ્યું.

સમિતિની આ ભલામણ આજ સુધી સરકાર પાસે પડી હતી, તે હવે સરકારે મંજૂર રાખી છે. કયા સ્વરૂપમાં અને શી શરતો કે મર્યાદામાં, અને તે કેવી રીતે શરૂ થશે, એ તો સરકારી ઠરાવ જોયે જણાશ. એટલું અત્યારે તો કહેવું જોઈએ કે, સરકારે આ અતિ જરૂરી સુધારાને માન્ય રાખી પ્રાથમિક શિક્ષણને સુધારવામાં મહત્ત્વનું પગલું ભર્યું છે. હવે જોઈએ કે, તે પગલું કેવા ઉત્સાહથી તથા શ્રદ્ધા અને ચીવટથી અમલમાં મુકાય છે.

## યોગ્ય પસંદગી

છાપાં પરથી જાણ્યું કે, પૂનાના ટિળક વિદ્યાપીઠના કુલપતિ તરીકે શ્રી. અણે હતા તે વાઇસરૉયની કારોબારીમાં ગયા, એટલે તેમની જગાએ મુંબઈના પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર તેના કુલપતિ થયા છે. આ યોગ્ય પસંદગીને માટે વિદ્યાપીઠને ધન્યવાદ ઘટે છે. શ્રી. બાળાસાહેબ કેળવણી ખાતાના પણ પ્રધાન હતા. ગાંધીજીને હાથે શરૂ થયેલી રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગના પ્રશ્નો, આ રીતે, તેઓશ્રી નિકટથી જોઈ શકશે, એ બધી રીતે સારી વસ્તુ થશે. ટિળક વિદ્યાપીઠ આયુર્વેદનું પ્રત્યક્ષ આપે છે. તે કામને તેણે શોભાવ્યું છે. બીજી તે પ્રત્યક્ષ શીખવતી નથી, પણ તેની સ્નાત લે છે, ને દર વર્ષે આયુર્વેદના તથા અન્ય પદવી આપે છે. ઉપરાંત, વર્ધા-યોજનાના તેણે કેટલીક શાળાઓ કાઢી છે. આ બધું અને હવે પછી ટિળક વિદ્યાપીઠે કરવાન શ્રી. ખેર સાહેબની દોરવણી અને દેખરેખ એ સારી વાત છે.

## એક યુવાન સાક્ષર ગયા

ભાઈ હરજીવન સોમૈયા તા. ૧૮-ન રોજ, તેમનું સેવાસ્થાન ગણાય એવા ભારતી સંઘ (અમદાવાદ)માં આગલે દિવસે આવ્ય કલાક બાદ દેહ છોડી. એ સંઘમાંથી તો પર છૂટા થયા હતા, ને દવા કરાવવા માટે ત્યાં હતા; જાણે અહીંથી જતા અગાઉ પાછા સંઘમાં જોડાઈ ન ગયા હોય!

શ્રી. સોમૈયા ૧૯૩૦-૩૨ના જમાનાના જેલના સાથી હતા. તે સ્વભાવે રાષ્ટ્રીય શિક્ષક થ કેટલાંક વર્ષ કરાંચીની શાળામાં તે કામ કરતા હ ત્યાર બાદ તે સંઘમાં જોડાયેલા. તે શાળાના બાબત થોડા માસ ઉપર આ પત્રમાં તેમણે ચર્ચા. મોકલેલું વાચકને યાદ હશે. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞ. જેવા વિષયોને પોતાની વિપુલ કલ્પનાશક્તિને જોરે તે રસિક કરી શકતા. એક શિક્ષકને છાજે એવી અભ્યાસી વૃત્તિના એ હતા. આ શક્તિઓ તેમણે જેલમાંથી આવ્યા બાદ સાહિત્યમાં વાળી. એનું પરિણામ ભારતી સાહિત્ય સંઘે પ્રસિદ્ધ કરેલાં તેમનાં અનેક પુસ્તકો; જેમાંનાં કેટલાંકની સમાલોચના આ પત્રમાંય વાચકે જોઈ હશે. ૩૦-૩૫ (?) વર્ષની નાની વયમાં જ એ ગયા, એ સાહિત્ય અને શિક્ષણ ક્ષેત્રને માટે ખોટ ગણાય. પ્રભુ એમને શાંતિ અર્પો.

"'બુદ્ધિશાળી માણસો આ વિષયો ચર્ચે ત્યારે, ખચીત, ચર્ચાનો પ્રશ્ન, ઈશ્વરનું અસ્તિત્વ નહિ, પણ તેના સ્વરૂપનો પ્રકાર જ હોઈ શકે;' પહેલાને તે 'મૌલિક સત્ય' તરીકે, 'શંકાતીત અને સ્વયંસિદ્ધ' છે એમ, સ્વીકારે છે; અને એકને નાસ્તિકનું શાસ્ત્રીય વર્ગીકરણ જે મૂર્ખમાં કર્યું છે, તેને સંમતિપૂર્વક યાદ કરે છે."

ફ્રિમર પેટીસન

# અમારાં પ્રકાશનો

[મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાએ મંજૂર કરેલાં છે.]

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૨-૦ |
| અર્પણની પ્રતિજ્ઞા | ૦-૧૨-૦ |
| અહિંસા | ૦-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | ૧-૦-૦ |
| આપવીતી | ૧-૪-૦ |
| આબાદ હિંદુસ્તાન ! | ૧-૦-૦ |
| આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા | ૨-૦-૦ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ૩-૮-૦ |
| આશ્રમવાસીઓને | ૦-૨-૦ |
| આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો | ૧-૪-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૬-૦ |
| ઉમરઈનું જીવન | ૦-૧૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૬-૦ |
| ઓલવાતી દીવાલો | ૦-૬-૦ |
| કર્મયોગ | ૦-૬-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦-૧૦-૦ |
| કાવ્ય પરિચય ભાગ ૧-૨ | ૧-૬-૦ |
| કાવ્યપ્રકાશ | ૧-૮-૦ |
| કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ૦-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦-૬-૦ |
| કેળવણીના પાયા | ૧-૦-૦ |
| કેળવણીનો કોયડો | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખરી કેળવણી | ૦-૧૨-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૦-૧૨-૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦-૮-૦ |
| ગ્રામગોષ્ઠી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૪-૦ |
| ગાંધીજીની સાધના | ૧-૪-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| ગીતાપદાર્થકોષ | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ |
| ગીતામંથન | ૧-૪-૦ |
| ગોવિંદગમન | ૦-૫-૬ |
| ગોસેવા | ૦-૫-૦ |
| ગ્રામપંચાયતનો કાયદો | ૦-૪-૦ |
| „ પાકું પૂઠું | ૦-૬-૦ |
| „ નિયમો | ૦-૨-૦ |
| ગ્રામભજનમંડળી | ૦-૨-૦ |
| ચાલણગાડી | ૦-૧-૬ |
| ચીનનો અવાજ | ૦-૮-૦ |
| ચોથી ચોપડી | ૦-૫-૦ |
| છઠ્ઠી ચોપડી | ૦-૭-૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | ૦-૧૨-૦ |
| જપજી | ૦-૯-૦ |
| જાતે મજૂરી કરનારાઓને | ૦-૩-૦ |
| જિનાગમકથાસંગ્રહ | ૧-૪-૦ |
| જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| જીવનનો આનંદ | ૧-૮-૦ |
| જીવનભારતી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | ૨-૮-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૬-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ |
| ત્યારે કરીશું શું ? | ૧-૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| ત્રીજી ચોપડી | ૦-૪-૦ |
| દ૦ આ૦ ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧-૨ | ૧-૧૨-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ |
| નવગ્રંથાવલિ | ૨-૦-૦ |
| નામાનાં તત્ત્વો | ૨-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૪-૦ |
| પહેલી ચોપડી | ૦-૨-૯ |
| પાપ, પુણ્ય અને સંયમ | ૦-૧૨-૦ |
| પાંચમી ચોપડી | ૦-૬-૦ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૦-૭-૦ |
| બાપુ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૧-૧૨-૦ |
| બીજી ચોપડી | ૦-૩-૩ |
| બુદ્ધચરિત | ૧-૪-૦ |
| બુદ્ધલીલા | ૦-૧૨-૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ૨-૦-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૩-૦ |
| ભગવતીસાર | ૨-૦-૦ |
| ભારતસેવક ગોખલે | ૧-૮-૦ |
| મધપૂડો | ૦-૧૦-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મરુકુંજ | ૦-૮-૦ |
| મહાવીરસ્વામીનો આચારધર્મ | ૦-૧૨-૦ |
| „ અંતિમ ઉપદેશ | ૧-૦-૦ |
| „ સંયમધર્મ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ૦-૧-૬ |
| મંગળપ્રભાત | ૦-૧-૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩-૦-૦ |
| મારી વ્યાપક કેળવણી | ૧-૪-૦ |
| યંત્રની મર્યાદા | ૦-૧૪-૦ |
| યેરવડાના અનુભવ | ૦-૧૨-૦ |
| યોગશાસ્ત્ર | ૧-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧-૮-૦ |
| લોકપોથી | ૦-૧-૦ |
| લોકમાતા | ૦-૬-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦-૧૦-૦ |
| વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૦-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| વિશ્વશાંતિ | ૦-૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ |
| શિક્ષણ વ્યાખ્યાનમાળા | ૦-૭-૦ |
| શ્રીમદ્‌ની જીવનયાત્રા | ૦-૮-૦ |
| શ્રીમદ્ભાગવત | ૧-૮-૦ |
| શ્રીરાજચંદ્રનાં વિચારરત્નો | ૦-૧૨-૦ |
| શ્રીમહાવીર-કથા | ૨-૮-૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ૧-૪-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૦-૧૪-૦ |
| સત્યાગ્રહી ગૅરીસન | ૧-૦-૦ |
| સન્મતિ પ્રકરણ | ૧-૮-૦ |
| સમાધિમાર્ગ | ૦-૮-૦ |
| સર્વોદય | ૦-૧-૬ |
| સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| સહાયવૃત્તિ | ૧-૪-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૩-૦ |
| સાતમી ચોપડી | ૦-૮-૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪-૦-૦ |
| સીતાહરણ | ૦-૧૨-૦ |
| સુખમની | ૦-૧૨-૦ |
| સોક્રેટીસનો બચાવ | ૦-૧-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ |
| સ્વદેશી સમાજ | ૦-૮-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| હિંદ સ્વરાજ (ગાંધીજીના હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧-૪-૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦-૪-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | ૦-૧૪-૦ |

નવજીવન કાર્યાલય, પો. બૉક્સ નં. ૧૦૫, અમદાવાદ.